# વેદાર્થચિન્તામણિ.

## ભૂમિકા.

સર્વવ્યાપક સર્વનિયન્તા પરમેશ્વરની અસીમ કૃપાથી આપ પાઠક લોકની સન્મુખ આ પુસ્તક મૂકવાનો અમને અવસર પ્રાપ્ત થયો છે. હાલના સમયમાં ધર્મગ્રન્થોની આવશ્યકતા નથી. ભારતીય પ્રજાના હૃદયમાં સૂર્યોદયથી અસ્તમાન સુધી વિદેશના પવનનો આઘાત થવાથી વૈદિક ધર્મો ઉપર તિરસ્કારબુદ્ધિ ઉત્પન્ન થઈ છે. વળી વૈદિક ગ્રન્થો જે ભાષામાં લખાયેલા છે તે સંસ્કૃત ભાષાને મૃતક ભાષા પણ કહેવા લાગ્યા છે. તેમજ કેટલાક લોક, વૈદિક ધર્મીઓના પ્રસિદ્ધ ગ્રન્થો પાખંડી સ્વાર્થી લોકોએ પોતાની મોજમઝાને માટે લખેલા હોઈ અઘટિત શબ્દોથી ભરેલા છે, માટે તેમનો પરિત્યાગ કરીને પોતાની બુદ્ધિ અનુસાર ધાર્મિક મર્યાદાની રચના થવી જોઇએ, અને તે પ્રાચીન સિદ્ધાન્તને કહેનાર વેષધારી સાધુ લોકોને તથા સ્વાર્થી બ્રાહ્મણોને પણ દેશનિકાલની શિક્ષા કરવી જોઇએ અથવા તેમની પાસે મજુરી કરાવવી જોઇએ, આ લોકોના ધર્મ અને ઉપદેશથી અમારી પડતી થઇ છે અને અમે ભૂખે મરીએ છીએ–એમ પણ કહે છે. પરન્તુ આ પ્રમાણે કહેનાર લોક પણ પોતાની પડતિનું કારણ દીર્ઘ દૃષ્ટિથી દેખતા નથી.

દરેક મનુષ્યે ધર્મ સંબંધી વિચાર કરવામાં પ્રથમ આ વાતનો વિચાર કરવો યોગ્ય છે કે મનુષ્યને ધર્મની શી આવશ્યકતા છે? તેનો વિચાર કરવાથી નિશ્ચય થશે કે મનુષ્યજન્મનું પ્રયોજન સિદ્ધ કરવાને માટે ધર્મનો આશ્રય કરવો જોઇએ. તે ધર્મને ક્યા મત અથવા સંપ્રદાયના ગ્રન્થ પ્રતિપાદન કરે છે અને ક્યા સંપ્રદાયના આચાર્ય કથન કરે છે તેનો વિચાર કરીને મનુષ્ય તે મત તથા ગ્રન્થ તથા ઉપદેશ કરનાર આચાર્યનો સ્વીકાર કરે છે.

ઉપદેષ્ટા આચાર્ય લોકો મધ્યે સર્વથી પ્રધાન, સૃષ્ટિના પ્રવર્તક, **બ્રહ્મા** છે, અને ધર્મગ્રન્થોમાં બ્રહ્માજીએ રચેલા વેદ પણ પ્રધાન છે. વેદની સ્થિતિ પ્રથમ સૂક્ષ્મ પ્રણવ રૂપે હતી. પછી તે પ્રણવરૂપ વેદ અકારાદિક અક્ષર રૂપે પ્રકટ થયો. તેને જ અક્ષર–સમામ્નાય અથવા **અક્ષરમાલા** નામથી કહે છે. તે જ અક્ષર સમામ્નાય દ્વારા પહેલાં કૃતયુગમાં યજુર્વેદને બ્રહ્માજીએ પ્રકટ કર્યો:—

**एकश्चासीद्यजुर्वेदस्तं चतुर्धा व्यकल्पयत्।** અગ્નિ પુ૦ અ૦ ૧૫૦ શ્લો૦ ૨૪ ॥

**અર્થ:**—કૃતયુગમાં એક યજુર્વેદ જ હતો. તેના ફરી ચાર વિભાગ કરવામાં આવ્યા. આ પ્રમાણે કૃતયુગમાં યજુર્વેદની વિદ્યમાનતા અગ્નિપુરાણમાં કહી છે.

પ્રથમ કૃત યુગમાં દેવતા, દાનવ, ગંધર્વ, યક્ષ, તથા રાક્ષસ આદિકોના સ્વભાવમાં કાંઈ પણ ભેદ નહોતો. સર્વ લોક દેવતાઓની સમાન હતા. વળી—

**ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राः स्वाचारतत्पराः ।**
**सदा नारायणपरास्तपोध्यानपरायणाः ॥ बृ. ना. पु. पू. ख. अ. ४१ श्लो. ९॥**

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચારે વર્ણ પોતપોતાના સદાચારમાં તત્પર હતા, અને તપ તથા પરમાત્માના ધ્યાનમાં પરાયણ હતા. વળી—

**कामादिदोषनिर्मुक्ताः शमादिगुणतत्पराः ।**
**धर्मसाधनचित्ताश्च गतासूया अदाम्भिकाः ॥ ,, ॥ १० ॥**

અર્થ:—તેઓ કામ, ક્રોધ, આદિ દોષોથી રહિત હતા, શમાદિક ગુણોમાં તત્પર હતા, ધર્મનાં સાધનોમાં ચિત્ત વાળા હતા, અને અસૂયા તથા દંભથી રહિત હતા. વળી—

**सत्यवाक्यरताः सर्वे चतुराश्रमधर्मिणः ।**
**वेदाध्ययनसंपन्नाः सर्वशास्त्रविचक्षणाः ॥ ,, ॥ ११ ॥**

અર્થ:—સર્વ લોક સત્ય વાણી બોલવામાં પ્રીતિવાળા હતા અર્થાત્ કદાપિ મિથ્યા ભાષણ કરતા નહોતા. તથા બ્રહ્મચર્યાદિ ચારે આશ્રમના ધર્મોનું પાલન કરનારા હતા. વળી તેઓ વેદાધ્યયન યુક્ત હતા, અને સર્વ શાસ્ત્રોમાં કુશલ હતા. વળી—

**चतुष्पात्सकलो धर्मः सत्यं चैव कृते युगे ।**
**नाधर्मेणागमः कश्चिन्मनुष्यान्प्रति वर्तते ॥ म० स्मृ. अ. १ श्लो. ८१ ॥**

અર્થ:—કૃત(સત્ય) યુગમાં ધર્મ ચારે અંગથી પૂર્ણ હતો. સત્યભાષણ પણ કૃતયુગમાં પૂર્ણ રીતે હતું. વળી શાસ્ત્રના નિયમોનો પરિત્યાગ કરીને ધન, વિદ્યા, આદિ સંપાદન કરવાની રીતિ કોઈ પણ મનુષ્યમાં નહોતી.

આ શ્લોકમાં, સંપૂર્ણ ધર્મમાં સત્ય પ્રધાન હોવાથી સત્યનું ભિન્ન ગ્રહણ કર્યું છે. કોઈ સ્થળમાં સત્ય, તપ, દયા અને શૌચને ધર્મના ચાર પાદ કહ્યા છે. પરન્તુ આ શ્લોકમાં સત્યને ભિન્ન ગ્રહણ કરવાથી કૃતયુગમાં ધર્મનાં સર્વ અંગ પૂર્ણ હતાં એવો અર્થ કર્યો છે. કૃતયુગમાં મનુષ્યનાં અંતઃકરણમાં વિષયવાસના રૂપી મલિનતા નહીં હોવાથી સર્વ લોક વિશેષે કરીને પ્રણવના જ ઉપાસક હતા. વળી—

**इतरेष्वागमाद्धर्मः पादशस्त्ववरोपितः ।**
**चौरिकानृतमायाभिर्धर्मश्चापैति पादशः ॥ ,, ॥ ८२ ॥**

અર્થ:—સત્યયુગથી ભિન્ન ત્રેતા આદિ યુગમાં અધર્મ વડે ધનાદિ સંપાદન કરવાથી (**आगमात्**) ધર્મનો પણ એક એક પાદ નષ્ટ થતો ગયો, કેમકે ચોરી, મિથ્યા ભાષણ, તથા કપટ વ્યવહારથી ધર્મ પણ ક્રમે ક્રમે એક એક પાદથી નષ્ટ થતો જાય છે. વળી—

**अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः ।**
**कृते त्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः ॥ ,, ॥ ८३ ॥**

**અર્થ:**—કૃત યુગમાં કોઈ પણ મનુષ્યમાં અધર્મ નહોતો. તેથી તે લોક રોગથી રહિત હતા. વળી તેઓને કર્મનું ફલ પણ શીઘ્ર મળતું હતું. તેમનું આયુ પણ ૪૦૦ વર્ષનું હોતું હતું. પરન્તુ ત્રેતા આદિ યુગોમાં પ્રજામાં અધર્માચરણ દાખલ થવાથી તેમનું આયુ પણ એક એક પાદ અર્થાત્ સો સો વર્ષ ઘટતું આવ્યું છે. તે મુજબ ત્રેતામાં ૩૦૦ વર્ષનું, દ્વાપરમાં ૨૦૦ વર્ષનું, તથા કલિયુગમાં ૧૦૦ વર્ષનું આયુ થયું છે. અધર્મ વિશેષ વધવાથી કલિયુગમાં આયુ ૧૦૦ વર્ષથી પણ બહુ ઘટી ગયું છે. આયુ ઘટવા લાગ્યું એટલે બલ, તિતિક્ષા, આદિ પણ ઘટવા લાગ્યાં એમાં તો કહેવું જ શું.

જ્યારે ત્રેતા યુગ બેઠો, ત્યારે મનુષ્યોમાં ધર્માચરણ કરવાનું સામર્થ્ય કંઈક કમી થયું. તેથી અંતઃકરણમાં મલિનતા આવી. એટલે—

**क्रियायोगरताः सर्वे यज्ञकर्मसु निष्ठिताः ।**
**सत्यव्रता ध्यानपराः सदा ध्यानपरायणाः ॥ बृ. ना. पु. अ. ४१ श्लो. १५ ॥**

**અર્થ:**—લોકો ક્રિયાયોગમાં પ્રીતિવાળા અર્થાત્ કર્મ કરવામાં પ્રવૃત્ત થયા, અને યજ્ઞ કરવામાં નિષ્ઠાવાળા થયા. પરન્તુ વિશેષ ભાગના લોક સત્ય ભાષણ કરવાના વ્રતવાળા તથા ધ્યાનપર થઈને પરમાત્માનું ધ્યાન કરવામાં પરાયણ હતા.

જ્યારે દ્વાપર યુગ બેઠો ત્યારે લોકમાં ધર્મમાં નિષ્ઠા તથા તપ આદિ કરવાની શક્તિ વિશેષ કમી થઈ. ત્યારે "**वेदश्चापि विभज्यते**"—(**बृ०ना० पु०पू०ख०अ०४१ श्लो० १६**) —વેદના વિભાગ કરવામાં આવ્યા. વળી—

**असत्यनिरताश्चापि केचित्तत्र द्विजोत्तमाः ।**
**ब्राह्मणाद्याश्च वर्णाः स्युः केचिद्रागातिदुर्गुणाः ॥ ,, ॥ १७ ॥**

**અર્થ:**—તે સમયની પ્રજામાં કેટલાક બ્રાહ્મણ લોક મિથ્યા બોલવામાં જ તત્પર થયા, અને કેટલાક બ્રાહ્મણ તથા અન્ય વર્ણો પણ રાગ દ્વેષાદિ દુર્ગુણ યુક્ત થયા.

**केचित्स्वर्गापवर्गार्थं विप्र यज्ञान्प्रकुर्वते ।**
**केचिद्धनादिकामाश्च केचित्कल्मषचेतसः ॥ ,, ॥ १८ ॥**

**અર્થ:**—કોઇક તો સ્વર્ગપ્રાપ્તિને માટે અગ્નિહોત્રાદિ યજ્ઞ કરવા લાગ્યા, અને કોઇક મોક્ષને માટે જ્ઞાનયજ્ઞમાં પ્રવૃત્ત થયા. કોઇ ધનની કામનાવાળા ધનાદિની પ્રાપ્તિને માટે સકામ યજ્ઞો કરવા લાગ્યા. અને કોઇ મલિન ચિત્તવાળા લોક રાગદ્વેષ તથા મિથ્યા ભાષણાદિ દોષોથી ધર્મનું આચરણ નહોતા પણ કરતા.

આ પ્રમાણે લોકોમાં ધર્માચરણની રૂચિ કમતી થવાથી તથા મિથ્યા ભાષણ આદિ અધર્મમાં રૂચિ વધવાથી બ્રહ્મચર્ય આદિ પાલન કરવામાં અસમર્થ આળસુ પ્રજામાં સંપૂર્ણ વેદનું અધ્યયન કરવાનું સામર્થ્ય રહ્યું નહીં. એ પ્રમાણે વેદનું અધ્યયન ન રહેવાથી વેદનષ્ટ

થશે, એટલે ધર્મનું જ્ઞાન પણ નષ્ટ થશે, એવો વિચાર કરીને વિષ્ણુ ભગવાને વેદોને સ્થિર રાખવાને માટે વ્યાસ રૂપે અવતાર ધારણ કરીને વેદને ચાર ભાગમાં વિભક્ત કર્યોઃ—

**हरिर्वेदं द्वापरान्ते विभेद सः ॥** अग्नि पु० अ० १५० श्लो. २३ ॥

**અર્થઃ**—તે વ્યાસ રૂપે અવતરેલા ભગવાને દ્વાપરના અન્તમાં વેદનો વિભાગ કર્યો.

**विष्णुर्विश्वजगन्नाथो विश्वेशस्य शिवस्य तु ।**
**आज्ञया परया युक्तो व्यासो जज्ञे गुरुर्मम ॥** सू. सं. ख. १ अ.१ श्लो. ४२ ॥
**संक्षिप्य सकलान्वेदाँश्चतुर्धा कृतवान्द्विजाः ॥** " ॥ ४३ ॥

**અર્થઃ**—હે દ્વિજો ! સંપૂર્ણ જગત્‌ના સ્વામી વિષ્ણુ ભગવાને પ્રાણીઓના નિયામક પરમેશ્વર( **શિવ** )ની આજ્ઞાથી વ્યાસ રૂપે અવતાર ધારણ કરીને સર્વ વેદોના નાના વિભાગ કરીને ઋગ્વેદાદિ ચાર વિભાગ કર્યા. તે વ્યાસજી મારા ગુરૂ છે. ( સૂતજીના આ વચનથી પણ વ્યાસજીએ વેદના વિભાગ કર્યા એમ નિશ્ચય થાય છે.)

આ પ્રમાણે વેદના વિભાગ કર્યા બાદ કોઇ ઋગ્વેદ, કોઇ યજુર્વેદ અથવા સામવેદ અથવા અથર્વણ વેદ ભણતા રહ્યા. અને એક એક વેદને ભણનારનાં ઋગ્વેદી, યજુર્વેદી, આદિ નામ પણ પ્રસિદ્ધ થયાં. તથાપિ મન્ત્ર અને બ્રાહ્મણ મિશ્રિત હોવાથી, હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા, આદિક ઋત્વિક્કર્મ કરનારાઓને, તથા અન્ય કર્મ અને ઉપાસના તથા જ્ઞાનને યોગ્ય ભિન્ન ભિન્ન અધિકારી લોકોને, સુગમ નહીં પડવાથી, તાણ્ડય આદિ ઋષિ લોકોએ મન્ત્ર તથા બ્રાહ્મણને જૂદાં કર્યાં. આ બંને ભાગમાંથી તત્ત્વજ્ઞાનને ઉપયોગી શ્રુતિ તથા કોઇક ઉપાસનાના મન્ત્રોને પણ મેળવી એક ત્રીજો ભાગ જૂદો કાઢયો. આ ત્રીજા ભાગનું કેવલ વિરક્ત લોક જ અધ્યયન કરતા હતા. તે પણ વનમાં કરતા હતા. તેથી તેનું નામ **આરણ્યક** પડયું. અરણ્ય નામ જંગલનું છે. આ વેદનું રહસ્યજ્ઞાન હોવાથી તેને **ઉપનિષદ્** કહે છે. વેદમાંથી જે જે ઋષિ લોકોએ જે જે બ્રાહ્મણને જૂદું કર્યું તે તે બ્રાહ્મણનું નામ તે તે ઋષિના નામથી પ્રસિદ્ધ થયું અર્થાત્ **તાણ્ડય બ્રાહ્મણ, શાઙ્ખાયન બ્રાહ્મણ,** ઇત્યાદિ નામ પડયાં. કંઇક કાલ વીત્યા બાદ તે એક એક વેદને ભણી તે વેદમાં કહેલા સંપૂર્ણ ધર્મોનું આચરણ કરવામાં પણ મનુષ્ય અસમર્થ થયા. ત્યારે ઋગ્વેદાદિનો અનેક શાખામાં વિભાગ કર્યો. ફરી એક એક શાખાને ભણી તે શાખાના ધર્મોનું અનુષ્ઠાન કરતા હતા. પરન્તુ તેમાં પણ અસમર્થ તથા આળસુ વિષયાસક્ત મનુષ્યોમાં ધર્માચરણની રૂચિ નહીં રહેવાથી કોઇ એક મનુષ્ય જ વેદ ભણતો હતો. સમષ્ટિમાં વેદાધ્યયનનો અભાવ થયો. જે જે પ્રજામાં વેદાધ્યયનાદિ ન રહ્યું તે લોક ક્રમે શૂદ્રધર્મી થતા ગયા. છતાં દ્વાપર યુગમાં પણ બ્રાહ્મણ તથા ક્ષત્રિય પ્રજામાં વિશેષ કરીને વેદાધ્યયન થતું હતું.

પછી કલિયુગ બેઠો, ત્યારે બ્રાહ્મણોમાં પણ વેદાધ્યયનની રૂચિ કોઇ એક વ્યક્તિમાં જ રહી. અને ક્ષત્રિયોમાં રાગદ્વેષ વધવાને લીધે પરસ્પર કલહ થતાં સર્વનો નાશ થયો. ક્ષાત્રત્વનો પણ નાશ થયો. વેદાધ્યયનાદિ તો દૂર જ રહ્યું. જે કોઇ બ્રાહ્મણ જાતિ કંઇ વેદ ભણ્યા હતા તેઓમાં પણ તિતિક્ષા નહીં રહેવાથી તપોબલ રહ્યું નહીં. એટલે તે લોકે વિદ્યા વડે પોતાનો રોજગાર ચલાવવાનો નિશ્ચય કર્યો, અને વેદનો જીવિકાના સાધન રૂપે

છે. તેમની આગળ વાત કરનાર આર્ય પ્રજાને પોતાના ધર્મની કાંઇ પણ ખબર ન હોવી તે બહુ ખેદની વાત છે. તેથી દરેક મનુષ્યને પોતાના ધર્મો સામાન્ય રૂપે પણ જાણવાની આવશ્યકતા છે. તેથી સામાન્ય રૂપે સર્વ પ્રકારના ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થવાને માટે આ **વેદાર્થચિન્તામણિ** નામનો ગ્રન્થ લખવામાં આવ્યો છે.

આ ગ્રન્થ, વેદની સંહિતા તથા બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષત્, આદિક નામથી પ્રસિદ્ધ ગ્રન્થ, તથા સાંખ્ય આદિ દર્શન શાસ્ત્ર, તથા મન્વાદિક ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, આદિ અનેક ગ્રન્થોનાં પ્રમાણ આપી સર્વને ઉપયોગી વર્ણધર્મ, આશ્રમધર્મ, નીતિ, સદાચાર, કર્મ, ઉપાસના, જ્ઞાન, આદિનો સ્પષ્ટ રીતે નિર્ણય કરીને લખવામાં આવ્યો છે. તેમાં કોઈના મતનું ખંડન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. યથાર્થ વાતોને જ પ્રકટ કરી છે.

આ ગ્રન્થમાં પહેલા પ્રકરણનું નામ **સદાચાર પ્રકરણ** છે. સદાચાર સર્વ ધર્મનું મૂલ હોવાથી તેને પહેલું લખવામાં આવ્યું છે. રહેણી વગેરેનો વિવેક ન હોવાથી સારો મનુષ્ય પણ સદાચારથી વઞ્ચિત થઈ જાય છે. તેથી તેના જ્ઞાનની આવશ્યકતા છે. તેથી તેનું જ્ઞાન સંપાદન કરવાને માટે બીજા **નીતિ** પ્રકરણમાં સામાન્ય **નીતિ**નું નિરૂપણ કરવામાં આવ્યું છે. અને સદાચારી મનુષ્ય ધર્માનુષ્ઠાન કરે તો તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. તેથી ત્રીજા **ધર્મ** પ્રકરણમાં સર્વ પ્રકારના **ધર્મ**નું નિરૂપણ કરવામાં આવ્યું છે. અને નિષ્કામ ધર્માચરણથી જ મનુષ્યમાં દૈવી સંપત્ ઉત્પન્ન થાય છે, તે કારણથી ચોથા **નિષ્કામ કર્મયોગ** પ્રકરણમાં નિષ્કામ કર્મયોગનું નિરૂપણ કર્યું છે. અને દૈવી સંપત્તિવાળો મનુષ્ય ઈશ્વરભક્તિ અથવા વૈદિક ઉપાસનાને યોગ્ય થાય છે, તેથી તેનું નિરૂપણ કર્યા બાદ, પાંચમા પ્રકરણમાં **ભક્તિ**, અને છઠ્ઠા પ્રકરણમાં **વૈદિક ઉપાસનાઓ**ના ભેદો લખવામાં આવ્યા છે. ઉપાસના અથવા ભક્તિ વડે અન્તઃકરણના વિક્ષેપ જેના નિવૃત્ત થયા છે તેવો મનુષ્ય જ્ઞાનનો અધિકારી થઇ શકે છે. તેથી સાતમા પ્રકરણમાં **જ્ઞાનયોગ** લખવામાં આવ્યો છે. એ પ્રમાણે કર્મ, ઉપાસના અને જ્ઞાનનું પ્રતિપાદન કરીને, તેથી અતિરિક્ત તથા તે જ્ઞાનાદિને ઉપયોગી અનેક સાધનોને પ્રતિપાદન કરવાને માટે આઠમું **મિશ્ર પ્રકરણ** નામનું પ્રકરણ લખવામાં આવ્યું છે. આ સર્વ વિષયો અમારી મરજી અનુસાર લખવામાં આવ્યા નથી, પરંતુ ઉપર લખ્યા પ્રમાણે વૈદિક ગ્રન્થોને અનુસાર તે ગ્રન્થોનાં પ્રમાણોના આધારે લખવામાં આવ્યા છે. તેમાં પણ કેટલાક લોકોને શંકા થવાનો સંભવ છે. તેથી તે શંકાઓનું નિવારણ કરવાને માટે નવમું **સમાલોચન** પ્રકરણ લખવામાં આવ્યું છે. અને સમાલોચન પ્રકરણ લખીને ગ્રન્થની સમાપ્તિ કરવામાં આવી છે.

માટે ધર્મપ્રેમી પવિત્ર હૃદય વાળા સજ્જનો આ ગ્રન્થથી અવશ્ય લાભ લેશે. **इत्यलं विस्तरेण** ॥

વિશેષ જે જે ગ્રન્થોમાંથી પ્રમાણો આપવામાં આવ્યાં છે તે સર્વના અઙ્કો પ્રાયઃ આપવામાં આવ્યા છે, છતાં કોઈક અઙ્કો લેખ લખતી વખતે ભૂલથી નોંધી લેવાના રહી ગયેલા હોવાથી તે આપવામાં આવ્યા નથી. અને ગ્રન્થોનાં નામ જો કે સંક્ષિપ્ત લખવામાં આવ્યાં છે, પરન્તુ તેમનાં પૂર્ણ નામ ગ્રન્થના પહેલાં આપવામાં આવ્યાં છે તે જોઇ લેવાં.

**અમદાવાદ.**
સંવત ૧૯૯૨ ના માર્ગશીર્ષ શુક્લ ૨
ગુરૂવાર, તા. ૨૮ નવેમ્બર સને ૧૯૩૫.

**સ્વામી શ્રીમાધવાનન્દજી.**

# વેદાર્થચિન્તામણિ ભાગ-૧.

## વિષયાનુક્રમણિકા.

---

## "વેદાર્થચિન્તામણિ"માં ઉલ્લેખેલા ગ્રન્થોનાં સંક્ષિપ્ત નામોનું વિવરણ.

| संक्षिप्तनाम. | पूर्णनाम. |
|---|---|
| अ. अ. | -अद्वतानुभूतिः । |
| अ. आ | -अद्वैतामोदः । |
| अक्ष. उ | -अक्षमालोपनिषद् । |
| अक्षि. उ | -अक्ष्युउपनिषद् । |
| अ. गी | -अवधूत गीता । |
| अघो. त | -अघोरीतन्त्रम् । |
| अघो. प | -अघोरशिवपद्धतिः । |
| अंगि. स्मृ. | -अङ्गिरस्मृतिः । |
| अ तार. उ | -अद्वयतारकापनिषद् । |
| अत्रि. सं | -अत्रिसंहिता । |
| अत्रि. स्मृ | -अत्रिस्मृतिः । |
| अध्या. उ | -अध्यात्मोपनिषद् । |
| अध्या. रा. | -अध्यात्मरामायणम् । |
| अन्न. उ | -अन्नपूर्णोपनिषद् । |
| अ. पु | -अग्निपुराणम् । |
| अ. प्र | -अनुभूतिप्रकाशः । |
| अ. ब्र. सि | -अद्वैतब्रह्मसिद्धिः । |
| अ. भू | -अपरोक्षानुभूतिः । |
| अमृ. उ | -अमृतनादोपनिपद् । |

| संक्षिप्तनाम. | पूर्णनाम. |
|---|---|
| अ. रं | -अनङ्गरंगः । |
| अव. उ | -अवधूतोपनिषद् । |
| अ. वि | -अनात्मश्रीविगर्हणम् । |
| अ वे. सं | -अथर्ववेदसंहिता । |
| अव्य. उ | -अव्यक्तोपनिषद् । |
| अ. शि. उ | -अथर्वशिखोपनिषद् । |
| अ. शिर. उ. | अथर्वशिर उपनिषद् |
| अष्टा. गी | -अष्टावक्रगीता । |
| अ. सं. | अगस्त्य संहिता । |
| अ. सं. अ. सू | -अथर्ववेदसंहिताकाण्ड अनुवाकसुक्तमन्त्रः । |
| | आ. |
| आ. उ | -आत्मोपनिषद् । |
| आ. क | -आसुरी कल्पः । |
| आदि. पु | -आदिपुराणम् । |
| आ. ध. सू | -आपस्तंबीयधर्मसुत्रम् । |
| आधा. प | -आधानपद्धतिः । |
| आप. स्मृ | -आपस्तंबस्मृतिः । |
| आ. पु | -आत्मपुराणम् । |

संक्षिप्तनाम पूर्णनाम.

आ. बो-आत्मबोधः ।
आ. बो. उ-आत्मबोधोपनिषद् ।
आ. मा-आश्चर्ययोगमाला ।
आर. सं-आरण्यकसंहिता ।
आरु उ-आरुणिकोपनिषद् ।
आ. श्रौ. सू-आश्वलायनश्रौतसूत्रम् ।
आ ष-आत्मषट्कम् ।

ई.

ई. उ-ईशावास्योपनिषद् ।

उ.

उ. गी-उत्तरगीता ।
उ. प-उपदेशपञ्चकम् ।
उप. स्मृ-उपमन्युस्मृतिः ।
उ. सा-उपदेशसाहस्री ।

ऋ

ऋ सं-ऋग्वेदसंहिता ।
ऋ अ म. अ. सू.-ऋग्वेद अष्टक मण्डल अनुवाक सूत्र ऋचा ।

ए.

ए. उ-एकादशोपनिषद् ।

ऐ

ऐ. उ.-ऐतरेयोपनिषद् ।
ऐ. ब्रा-ऐतरेयब्राह्मणम् ।

औ.

औ. स्मृ-औशनसस्मृतिः ।

क.

क. चू-कन्दर्पचूडामणिः ।
क रु. उ-कठरुद्रोपनिषद् ।
क पु-कल्किपुराणम् ।
क स्मृ-कश्यपस्मृतिः ।
क. सं. उ-कलिसंतरणोपनिषद् ।
का. उ-काठकोपनिषद् ।
का. स्मृ-काण्वस्मृतिः ।
का. त-कालीतन्त्रम् ।
का. स्मृ-कात्यायनस्मृतिः ।
काद्-कादंबरी ।
का. नी.-कामन्दकनीतिः ।

संक्षिप्तनाम. पूर्णनाम

का. पु. कालिकापुराणम् ।
काला रु. उ-कालाग्निरुद्रोपनिषद् ।
का. सू-कामसूत्रम् ।
कु. चू त-कुलचूडामणितन्त्रम् ।
कु त-कुलार्णवतन्त्रम् ।
कूर्म पु-कूर्मपुराणम् ।
कृ. उ.-कृष्णोपनिषद् ।
कृ य तै. सं-कृष्णयजुर्वेद तैत्तिरीय संहिता ।
के. उ-केनोपनिषद् ।
कै. उ-कैवल्योपनिषद् ।
कौ. अ-कौटिल्यअर्थशास्त्रम् ।
कौ. ब्रा उ-कौषितकी ब्राह्मणोपनिषद् ।

ख.

खा. सू-खादिरगृह्यसूत्रम् ।

ग.

ग उ-गणपत्युपनिषद् ।
गरु. उ-गरुडोपनिषद् ।
गरु. पु-गरुडपुराणम् ।
गर्भ. उ-गर्भोपनिषद् ।
गा. पु. च.-गायत्रीपुरश्चरण पद्धतिः ।
गु. गी-गुरुगीता ।
गृ. सं-गृह्यसंग्रहः ।
गो. उ. उ-गोपाल उत्तरतापिन्युपनिषद् ।
गो. प-गोरक्षपद्धतिः ।
गो पू उ-गोपाल पूर्वतापिन्युपनिषद् ।
गो ब्रा.-गोपथब्राह्मणम् ।
गोभि. गृ सू-गोभिलीयगृह्यसूत्रम् ।
गो. स्मृ-गोभिलस्मृतिः ।
गौ. त-गौतमीयतन्त्रम् ।
गौ ध सू-गौतमधर्मसूत्रम् ।

घ.

घे. सं-घेरण्डसंहिता ।

च.

च. प-चर्पटपञ्जरिका ।
च. म-चतुर्विंशतिमतम् ।
च. सं. चरकसंहिता ।

| संक्षिप्तनाम. | पूर्णनाम. |
| --- | --- |

पा. द-पाकदर्पणम् ।
पा. मा-पाराशरमाधवम् ।
पा. स्मृ-पाराशरस्मृतिः ।
पारा गृ-पारास्करगृह्यसूत्रम् ।
पि. स्मृ-पितामहस्मृतिः ।
पु स्मृ-पुलस्त्यस्मृतिः ।
पै. उ-पैङ्गलोपनिषद् ।
पै स्मृ-पैठनसी स्मृतिः ।
प्र. उ-प्रश्नोपनिषद् ।
प्र. ना-प्रबोधचन्द्रोदयनाटकम् ।
प्र रु-प्रतापरुद्रीयम् ।
प्रश्नो-प्रश्नोत्तरी ।
प्र. सा-प्रपञ्चसारम् ।
प्र. सु-प्रबोधसुधाकरः ।
प्र. स्मृ-प्रजापतिस्मृतिः ।

**ब.**

बा सू-बार्हस्पत्यसूत्रम् ।
बृ. जा उ-बृहज्जाबालोपनिषद् ।
बृ. पा. स्मृ-बृहत्पाराशर स्मृतिः ।
बृ. य. स्मृ-बृहद्यमस्मृतिः ।
बृ. वि. स्मृ-बृहद्विष्णुस्मृतिः ।
बृह स्मृ-बृहस्पतिस्मृतिः ।
ब्र. चि-ब्रह्मानुचिन्तनम् ।
ब्र. ज्ञा-ब्रह्मज्ञानावली ।
ब्र. पु-ब्रह्मपुराणम् ।
ब्र. बि. उ-ब्रह्मबिन्दूपनिषद् ।
ब्र. वि. उ-ब्रह्मविद्योपनिषद् ।
ब्र वै. पु-ब्रह्मवैवर्तपुराणम् ।
ब्रह्मा. पु-ब्रह्माण्डपुराणम् ।

**भ.**

भ. गी-भगवद्गीता ।
भ. र-भक्तिरसायनम् ।
भ. वि. पु-भविष्यत्पुराणम् ।
भाग. पु-भागवतपुराणम् ।
मे. धि-मेदधिकारः ।
भो. प्र-भोजप्रबन्धः ।

| संक्षिप्तनाम | पूर्णनाम. |
| --- | --- |

**म**

म. पु-मत्स्यपुराणम् ।
मरी. स्मृ-मरीचिस्मृतिः ।
म. भाग-महाभागवतम् ।
म. वा. उ-महावाक्योपनिषद् ।
म स्मृ-मनुस्मृतिः ।
मा. उ-माण्डूक्योपनिषद् ।
मा. का-माण्डूक्यकारिका ।
मा. गृ. सू-मानवगृह्यसूत्रम् ।
मा. नि-माधवनिदानम् ।
मा. पु-मार्कण्डेयपुराणम् ।
मी द. मीमांसादर्शनम् ।
मु उ-मुक्तिकोपनिषद् ।
मुण्ड. उ-मुण्डकोपनिषद् ।
मो मु-मोहमुद्गरः ।

**य.**

य. सं-यतिधर्मसंग्रहः ।
य स्मृ-यमस्मृतिः ।
या. स्मृ मि. टी-याज्ञवल्क्यस्मृतिः ।
मिताक्षरी टीका ।
यो. चू. उ-योगचूडामण्युपनिषद् ।
यो. त. उ-योगतत्त्वोपनिषद् ।
यो. ता. योगतारावली ।
यो. द-योगदर्शनम् ।
यो. बी-योगबीजम् ।
यो. र-योगरत्नाकरम् ।
यो. वार्ति-योगवार्तिकम् ।
यो. वासि-योगवासिष्ठम् ।

**र.**

र. का-रघुवंशकाव्यम् ।
रा. नि-राजनिघण्टुः ।
रु. उ-रुद्राक्षजाबालोपनिषद् ।

**ल**

ल. आ. स्मृ-लघुआश्वलायनस्मृतिः ।
ल. वा-लघुवाक्यवृत्तिः ।
ल वि. स्मृ-लघुविष्णुस्मृतिः ।
ल. श. स्मृ-लघुशङ्खस्मृतिः ।
ला. शा. स्मृ-लघुशातातपस्मृतिः ।

| संक्षिप्तनाम. | पूर्णनाम. |
| --- | --- |
| ल. हा. स्मृ | लघुहारितस्मृतिः। |
| लि. पु | लिङ्गपुराणम्। |
| लि. स्मृ | लिखितस्मृतिः। |
| लौ. स्मृ | लौगाक्षिस्मृतिः। |

व.

| | |
| --- | --- |
| व. पु | वराहपुराणम्। |
| व. सू. उ | वज्रसूचिउपनिषद्। |
| व. स्मृ | वसिष्टस्मृतिः। |
| वा. भ | वाग्भटः। |
| वाम. पु | वामनपुराणम्। |
| वा. रा | वाल्मीकिरामायणम्। |
| वायु पु | वायुपुराणम्। |
| वा वृ | वाक्यवृत्तिः। |
| वा स्मृ | वाधूलस्मृतिः। |
| वा. सु | वाक्यसुधा। |
| वि. चू | विवेकचूडामणिः। |
| वि. ध. पु | विष्णुधर्मोत्तरपुराणम्। |
| वि. नी | विदुरनीतिः। |
| वि. पु | विष्णुपुराणम्। |
| वि. सं | विष्णुसंहिता। |
| वृ. चा. नी | वृद्धचाणक्यनीतिः। |
| वृ. म. स्मृ | वृद्धमनुस्मृतिः। |
| वृ. या. स्मृ | वृद्धयाज्ञवल्क्यस्मृतिः। |
| वृ. व. स्मृ | वृद्धवसिष्टस्मृतिः। |
| वृ.शा. स्मृ | वृद्धशातातपस्मृतिः। |
| वे. द | वेदान्तदर्शनम्। |
| वे. सा | वेदान्तसारः। |
| वे. सि. मु | वेदान्तसिद्धान्तमुक्तावली। |
| वै. द | वैशेषिकदर्शनम्। |
| व्या. स्मृ | व्यासस्मृति। |

श.

| | |
| --- | --- |
| श. ब्रा | शतपथब्राह्मणम्। |
| श. म | शब्दस्तोममहानिधिः। |
| श. श्लो | शतश्लोकी। |
| श. दि | शङ्करदिग्विजयः। |
| श. स्मृ | शङ्खलिखितस्मृतिः। |
| श. ब्रा. प्र | शतपथब्राह्मणकाण्डमपाठक ब्राह्मणम्। |
| शाण्डि. स्मृ | शाण्डिल्यस्मृतिः। |
| शा. सू | शाण्डिल्यसूत्रम्। |
| शा. स्मृ | शाङ्करस्मृतिः। |
| शि. गी | शिवगिता। |
| शि. सं | शिवसंहिता। |
| शि. स्व | शिवस्वरोदयः। |
| शु. नी | शुक्रनीतिः। |
| शौ. स्मृ | शौनकस्मृतिः। |
| श्लो. वा | श्लोकवार्तिकम्। |
| ष. ब्रा | षड्विंशब्राह्मणम्। |
| ष. म | षट्त्रिंशन्मतम्। |
| ष. स्तो | षट्पतिस्तोत्रम्। |

स.

| | |
| --- | --- |
| सं. उ | संन्यासोपनिषद्। |
| सं. र | संगीतरत्नाकरः। |
| सं. शा | संक्षेपशारीरकम्। |
| सं. स्मृ. | संवर्तस्मृतिः। |
| स. अनु | सदाचारानुसंधानम्। |
| स. रो. चि | सर्वरोगचिकित्सारत्नम्। |
| स. वे. सं | सर्ववेदान्तसिद्धान्तसारसंग्रहः। |
| स. सू | सत्याषाढीश्रौत सूत्रम्। |
| सा. का | साङ्ख्यकारिका। |
| सा. द | साङ्ख्यदर्शनम्। |
| सा. पु | सांबपुराणम्। |
| सा. सं | सामवेदसंहिता। |
| सु. र | सुभाषित रत्नभाण्डागारम्। |
| सुश्रु | सुश्रुतम्। |
| सु. स्मृ | सुमन्तु स्मृतिः। |
| सू. उ | सूर्योपनिषद्। |
| सू. सं | सूतसंहिता। |
| सौ. पु | सौरपुराणम्। |
| स्वा. नि | स्वात्मनिरूपणम्। |

ह.

| | |
| --- | --- |
| हठ. प्र | हठयोगप्रदीपिका। |
| ह. वं. पु | हरिवंशपुराणम्। |
| हि. | हितोपदेशः। |



॥ श्रीगणेशाय नमः ॥

પરમહંસ સંન્યાસી શ્રીમાધવાનન્દ સ્વામીજી વિરચિત

# ॥ વેદાર્થચિન્તામણિ ॥

મંગલાચરણ.

श्रेयो यस्य कृपावशादतुलितं सम्पद्यते शाश्वतम्
क्षय्यश्चास्ति समस्तविघ्ननिचयः संराधनादाश्रितैः ।
तन्देवं निखिलार्थसंवितरणे दक्षञ्च सद्रक्षणे
वन्दे हैमवतीसुतं सिततनुं मोघत्सुशुण्डं विभुम् ॥ १ ॥

यामेकां बहुधा वदन्ति गिरिराट्पुत्रीं सुपत्नीञ्च या-
मीशस्यासुरमर्दनीं सुरवरैर्ध्यातां सदा पीडितैः ।
सारासारविवेकबोधनिलयां संसारसन्तारणीं
वाणीं तां मनसा स्मरामि रुचिरां सर्वार्थरूपां पराम् ॥ २ ॥

कौमारे बहुलालनादिभिरहर्नीतं सदा दुष्करैः
क्लेशाश्चापलसञ्चितास्त्वनुदिनं संस्थापिताश्चान्तरे ।
सद्धर्माचरणप्रचारणपरौ सद्भिः समाराधितौ
वन्दे तौ पितरौ समस्तदुरितप्रध्वंसकौ शङ्करौ ॥ ३ ॥

यद्भक्त्या लभते पदं श्रुतिगतं जीवो हि मोक्षात्मकं
गत्वा नास्ति पुनर्भवो बहुरुजः कर्मप्रभावाश्रितः ।
नित्यं संसृतिपङ्कमग्नमनुजानुद्धर्तुकामान्गुरून्
वन्दे शास्त्रमहावने विचरतो ज्ञानप्रदानन्वहम् ॥ ४ ॥

भ्रान्त्या यत्र जगद्विभाति विमले सच्चित्स्वरूपे महा-
शक्त्या नित्यमिदं व्यवर्तत महाभूतैः पृथिव्यादिभिः ।
भासा यस्य महातमो जनिजुषां याति क्षयश्चान्तरं
सर्वस्यान्तरवस्थिताय महसे तस्मै नमो ब्रह्मणे ॥ ५ ॥

---

# સદાચારપ્રકરણ ૧.

## અધ્યાય ૧.

**સદાચાર.** સર્વ પ્રકારના પુરુષાર્થની સિદ્ધિ કરવાને માટે મુખ્ય અધિકારી નીતિજ્ઞ સદાચારી મનુષ્ય છે, તેટલા માટે અહીં પ્રથમ સદાચારનું નિરૂપણ કરવામાં આવે છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વસ્તુને પુરુષાર્થ કહે છે, અર્થાત્ મનુષ્યોને ઇચ્છા કરવા યોગ્ય તથા પ્રયત્ન કરીને પ્રાપ્ત કરવા યોગ્ય છે. તેમાં અર્થ (ધન)ની ઇચ્છા કરનાર સર્વ મનુષ્ય છે. ખાનપાનાદિ જૂદા જૂદા પ્રકારના વિષયોમાં પ્રાણીમાત્રને ઇચ્છા હોવાથી પ્રાણીમાત્રને કામના અધિકારી કહેવા ઉચિત છે. ધર્મ તથા મોક્ષની ઇચ્છા કરનાર તો બહુ થોડા હોય છે. તેમાં પણ મોક્ષની ઇચ્છા કરનાર તો વળી બહુ જ થોડા હોય છે, કારણ કે બ્રહ્મવિદ્યા અર્થાત્ પરમેશ્વરની પ્રાપ્તિને માટે મુખ્ય સાધન જે આત્મજ્ઞાન છે અને જેને સંપાદન કરાવનાર વિદ્યાનું નામ બ્રહ્મવિદ્યા છે, તે બહુ જ દુર્લભ છે. શ્રુતિ પણ બ્રહ્મવિદ્યાની દુર્લભતા કહે છે:—

श्रवणायाऽपि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥

कठोप० अ० १, व० २, मं० ७ ॥

અર્થ:—પરમેશ્વરપ્રાપ્તિના સાધનરૂપ બ્રહ્મવિદ્યાનું બહુ લોકોને શ્રવણ કરવાનું પણ પ્રાપ્ત થતું નથી. કંઇ લોક શ્રવણ કરતા હોવા છતાં પણ ભાગ્યહીન હોવાથી તથા અંતઃકરણમાં શુભ સંસ્કાર નહીં હોવાથી આત્માને જાણી શકતા નથી. વળી બ્રહ્મવિદ્યાનો વક્તા પણ કોઈ આશ્ચર્યરૂપ છે અર્થાત્ અનેક મનુષ્યોની મધ્યે તેવો કોઈ એક જ હોય છે. શ્રવણ કરીને તેનો જ્ઞાતા પણ કોઈ એક નિપુણ જ હોય છે. વળી કુશલ (નિપુણ) અર્થાત્ બ્રહ્મ-

તત્ત્વનો જેમણે સાક્ષાત્કાર કર્યો છે તેવા આચાર્ય પાસેથી વેદાન્તશાસ્ત્ર દ્વારા શિક્ષાને પ્રાપ્ત કરી સાક્ષાત્કાર કરનાર કોઈ એક જ હોય છે. તેટલા માટે આત્માના સાક્ષાત્કાર વાળા કોઈ એક જ હોય છે.

જગતમાં અનેક પદાર્થ રૂપરંગવાળા જોવામાં આવે છે, તથાપિ મનુષ્યોના ચિત્તને આકર્ષણ કરનાર અદ્ભુત પદાર્થ કોઈ એક હોય છે. તેવી રીતે બ્રહ્મવિદ્યાના વક્તા, શ્રોતા, જ્ઞાતા સર્વે અદ્ભુત જ છે. તેટલા માટે સર્વ લોકોને શ્રવણ થવુ પણ કઠણ છે. ભગવદ્‌ગીતામાં પણ આ વાતને કહી છેઃ—

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ भ० गी० अ० ७ श्लो० ३ ॥

અર્થઃ—મોક્ષના મોહથી જ્ઞાન પ્રાપ્ત કરવા દોડનાર બહુ હોય છે. તથાપિ જ્ઞાન અને કર્મના અધિકારીઓની મધ્યે કોઈ એક મનુષ્ય અનેક જન્મમાં કરેલાં પુણ્ય કર્મના બલથી આત્મા અનાત્માનો વિવેક પ્રાપ્ત કરીને અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનની પ્રાપ્તિને માટે યત્ન કરે છે. અને જ્ઞાનને માટે યત્ન કરનાર સાધક પૈકી કોઈ એક જ શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા પરમેશ્વરસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે.

આ પ્રમાણે બ્રહ્મવિદ્યાની દુર્લભતાથી તેમજ સંસારના વિષયપદાર્થોમાં થયેલી આસક્તિનો ત્યાગ પણ કઠણ હોવાથી, મુમુક્ષુ પુરુષોની બહુ દુર્લભતા છે જેવી રીતે બ્રહ્મવિદ્યા બહુ દુર્લભ છે, તેવી રીતે તે વિદ્યાનુ અધિકારી મનુષ્યશરીર પણ બહુ દુર્લભ છે. માટે જ્યારે મનુષ્યજન્મ પ્રાપ્ત થાય, ત્યારે સંસારદુઃખની નિવૃત્તિને માટે પ્રયત્ન કરવો આવશ્યક છે. તેટલા માટે અંધ શ્રદ્ધા વાળા ભક્તો તથા મુમુક્ષુ લોકોએ પરમેશ્વરનું સ્વરૂપ, તથા તેની પ્રાપ્તિનાં સાધન જે જ્ઞાન, ભક્તિ, નિષ્કામ કર્મયોગ, સદાચાર, આદિ છે, તે પૂર્ણ રીતે જાણવાં આવશ્યક છે.

આ સાધનો પૈકી આ લોક તથા પરલોક સબંધી સુખની ઇચ્છા કરનાર સર્વે મનુષ્યોને માટે સદાચાર જ પ્રથમ સાધન છે, માટે તેનું નિરૂપણ પ્રથમ કરવામાં આવે છે.

यतोऽभ्युदयनिःश्रेयससिद्धिस्स धर्मः ॥ वै० द० अ० १ आ० १ सू० २ ॥

અર્થઃ—જે વડે આ લોક સંબંધી તથા પરલોક સંબધી સુખ પ્રાપ્ત થાય તેનું નામ ધર્મ છે.

શંકાઃ—આ વૈશેષિક દર્શનના સૂત્રથી સુખનું સાધન ધર્મ છે એમ કહ્યું છે. તેથી સુખની પ્રાપ્તિને માટે ધર્માચરણની જ આવશ્યકતા છે. તેથી સદાચારની કોઈ જરૂર નથી એમ કોઈ લોક શંકા કરે છે. તેનું આ સમાધાન છે.

સમાધાનઃ—

आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः॥म०स्मृ०अ०१ श्लो०१०८॥

અર્થઃ—આચાર જ પ્રથમ ધર્મ છે. ધર્મની રક્ષા સદાચારથી જ થાય છે. તે કારણથી આચારને પ્રથમ ધર્મ કહ્યો છે. તે આચાર શ્રુતિ અને સ્મૃતિમાં બતાવ્યો છે. એ સદાચારમાં સ્થિર રહેનારને પોતાને હિતેચ્છુ કહી શકાય.

મનુ મહારાજના આ શ્લોકમાં ધર્મની રક્ષા કરનાર આચાર હોવાથી આચારને જ ધર્મ કહ્યો છે.

आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ,, ,, ॥ १०९ ॥

**અર્થ:**—આચારથી રહિત વેદપાઠી બ્રાહ્મણને પણ વેદપાઠનું ફળ મળતું નથી, આચારયુક્ત વેદપાઠી સંપૂર્ણ ફલને પ્રાપ્ત થાય છે.

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૪ શ્લો૦ ૧૫૬॥

**અર્થ:**—સદાચારથી જ મનુષ્યને વેદમાં નિર્ણિત કરેલું સો વર્ષનું પૂર્ણ આયુ પ્રાપ્ત થાય છે. મનુષ્ય માતપિતાની સેવા કરનાર યોગ્ય વિદ્વાન પુત્રની ઇચ્છા કરે છે, પરન્તુ તેવો પુત્ર પણ સદાચારથી જ પ્રાપ્ત થાય છે, અક્ષય્ય ધન અર્થાત્ અનેક પેઢી સુધી ચાલે તેવું ધન પણ સદાચારથી જ પ્રાપ્ત થાય છે, મિથ્યા ભાષણ તથા દગો આદિ કરીને સંપાદન કરેલું ધન પોતાની જીવિત અવસ્થામાં જ નષ્ટ થાય છે. વળી કેટલાક મનુષ્યોમાં સ્વભાવથી જ કોઈ કોઈ પ્રકારનું જે અપલક્ષણ જોવામાં આવે છે તે પણ સદાચારથી જ નષ્ટ થઇ શકે છે.

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ,, ,, १५७ ॥

**અર્થ:**—દુરાચારી મનુષ્ય લોકમાં નિન્દાને પ્રાપ્ત થાય છે, તથા હમેશાં દુ:ખી તથા રોગનો ભાગી તથા અલ્પાયુ થાય છે.

सर्वलक्षणहीनोऽपि यः सदाचारवान्नरः ।
श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ,, ,, १५८ ॥

**અર્થ:**—કોઈ મનુષ્ય સર્વ લક્ષણ રહિત હોય, પરન્તુ જો સદાચારી તથા શ્રદ્ધાલુ અને અસૂયા (ગુણોમાં દોષારોપણ)થી રહિત હોય તો તે મનુષ્ય ૧૦૦ વર્ષ સુધી જીવતો રહે છે. પરન્તુ—

अनभ्यासेन वेदानां आचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ्जिघांसति ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૫ શ્લો૦ ૩ ॥

**અર્થ:**—વેદનું અધ્યયન નહીં કરનાર, તથા સદાચારનો પરિત્યાગ કરનાર, તથા કર્તવ્ય કર્મ કરવામાં ઉત્સાહના અભાવ રૂપ આલસ્યવાળા તથા અન્નના દોષવાળા મનુષ્યને મૃત્યુ શીઘ્ર મારે છે.

શંકા:—"વેદ" એ એક પુસ્તકનું નામ છે. તેનો અભ્યાસ ન કરવાથી કેવી રીતે શીઘ્ર મરે? જેણે વેદને દીઠો પણ નથી એવા ખેડુત લોક પણ ૮૦ અથવા અધિક વર્ષ સુધી જીવતા જોવામાં આવે છે?

સમાધાનઃ—વેદશાસ્ત્રનું અધ્યયન નહીં કરવાથી બાલબ્રહ્મચર્ય અવશ્ય નષ્ટ થાય છે, કેમકે વેદનું અધ્યયન કરવાને માટે જ ક્રમમાં ક્રમ ૧૨ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનો નિયમ શાસ્ત્રમાં કહ્યો છે. તેથી જો વેદાધ્યયન કરવામાં ન આવે તો આ નિયમનો અવશ્ય ભંગ થાય છે. અને બ્રહ્મચર્ય ન રહેવાથી અવશ્ય અલ્પાયુ થાય છે. એ વૈદ્યકશાસ્ત્રનો પણ સિદ્ધાન્ત છે, કેમકે શરીરની તન્દુરસ્તીને માટે મુખ્ય ઉપયોગી વીર્ય તથા જઠરાગ્નિ એ બે પદાર્થનો નિર્ણય કર્યો છે. એ બન્ને બગડવાથી મનુષ્ય રોગાદિથી પીડિત થઇને શીઘ્ર મરી જાય છે એ તાત્પર્ય છે. વળી બીજી વાત એ છે કે શાસ્ત્રનું અધ્યયન નહીં કરવાથી ધર્મ અને અધર્મનું વિવેકજ્ઞાન થતું નથી; તેથી મનુષ્ય અધર્મપરાયણ થઈને પાપ કર્મમાં પ્રવૃત્ત થાય છે, અને પાપ કર્મથી આયુ ક્ષીણ થાય છે તેથી પૂર્ણ આયુષ્ય પ્રાપ્ત ન કરતાં શીઘ્ર જ મરે છે. વેદાદિનું અધ્યયન કરેલો મનુષ્ય સર્વ પ્રકારના વિવેકયુક્ત હોવાથી જ્ઞાન વડે દોષનો પરિત્યાગ કરવામાં તથા ગુણોને સંપાદન કરવામાં અવશ્ય સમર્થ થાય છે. તેથી તેને તેનું ફલ જે દીર્ઘાયુ આદિક તે પણ અવશ્ય મળે છે. શાસ્ત્ર પઢેલો મનુષ્ય દુરાચારમાં પ્રવૃત્ત નહીં થાય એવો નિયમ નથી. પરન્તુ વિદ્વાનોની અધર્મમાં જે પ્રવૃત્તિ જોવામાં આવે છે તે પ્રમાદથી છે એમ સમજવું જોઇએ. અભણ માણસ અજ્ઞાનથી, ઇચ્છા નહીં હોવા છતાં, પણ અધર્મ કરી લે છે, અને તેથી પાપની વૃદ્ધિ તથા આયુ આદિકનું ક્ષીણ થવું પણ સંભવે છે. બીજું, વેદનું અધ્યયન બ્રહ્મચર્યાશ્રમમાં જ થાય છે, તેથી વેદ ભણનારને બ્રહ્મચર્યનું પાલન અવશ્ય થાય છે જ.

બીજા (અભણ) માણસને કોઇ પ્રકારનો પ્રતિબંધ ન હોવાને લીધે બાલપણથી જ ઉચ્છૃંખલ વૃત્તિવાળો તથા દુરાચારી થવાનો સંભવ છે. તેથી તેને પ્રારબ્ધાનુસાર જે આયુ નિશ્ચિત થયું છે તે પણ તે ભોગવી શકતો નથી. વિદ્વાન્ માણસ સદાચારી તથા ધર્મપરાયણ થઇ પૂર્ણ આયુ પ્રાપ્ત કરી શકે છે. બાકી જે ખેડુત આદિ અધિક આયુવાળા જોવામાં આવે છે તે પણ અવશ્ય સદાચારી અને સંયમી હોવા જોઇએ. તેથી જ તેમને નીરોગતા તથા દીર્ઘાયુ પણ પ્રાપ્ત થયું છે. જે મનુષ્યમાં સંયમ તથા સદાચારાદિક નથી તે નીરોગ તથા દીર્ઘાયુ હોવાનો સંભવ નથી એવો ભાવ છે. વળી—

**वेदो वा हरिभक्तिर्वा भक्तिर्वाऽपि महेश्वरे ।**
**आचारात्पतितं मूढं न पुनाति द्विजोत्तम ॥** વ૦ના૦પુ૦પૂ૦ખ૦અ૦૪ શ્લો૦૨૫॥

અર્થઃ—આચારથી પતિત થયેલા મૂઢ મનુષ્યને, (હે દ્વિજોત્તમ) વિષ્ણુભક્તિ અથવા શિવભક્તિ અથવા વેદનું અધ્યયન એ કોઇ પણ પવિત્ર કરતું નથી. વળી—

**पुण्यक्षेत्रादिगमनं पुण्यतीर्थनिषेवनम् ।**
**यज्ञो वा विविधो ब्रह्मंस्त्यक्ताचारं न रक्षति** „ „ ॥ २६ ॥

અર્થ—પુણ્યક્ષેત્રમાં ગમન તથા પુણ્યતીર્થનું સેવન તથા નાના પ્રકારના યજ્ઞ એ કોઇ પણ, જેણે સદાચારનો પરિત્યાગ કર્યો છે તેવા મનુષ્યની રક્ષા કરતું નથી.

તેથી કરીને પ્રાચીન કાલના વિદ્વાન્ ઋષિ લોક પણ સદાચારી થવાને માટે વેદમન્ત્રો વડે પ્રાર્થના કરતા હતા એમ વેદોથી પણ માલમ પડે છે.

परि माऽग्ने दुश्चरिताद्वाधस्व मा सुचरिते भज ॥ शु०य०सं०अ०४ मं. २८ ॥

**અર્થઃ**—હે અગ્ને ! દુરાચાર રૂપી પાપથી મારૂં નિવારણ કરો, અર્થાત્ દુરાચારમાં મારી પ્રવૃત્તિ ન હો. સદાચાર રૂપી પુણ્ય કર્મમાં મને સર્વ પ્રકારે સ્થાપન કરો. વળી—

त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषं यद्देवेषु त्र्यायुषं तन्नोऽस्तु त्र्यायुषम् ॥
शु० य० सं० अ० ३ मं० ६२ ॥

**અર્થઃ**—જમદગ્નિ નામક ઋષિના બાલ્ય, યૌવન તથા વૃદ્ધાવસ્થામાં જે શુદ્ધ ચારિત્ર્ય હતું, તથા કશ્યપ નામક પ્રજાપતિની બાલ્યાદિ અવસ્થામાં જે શુદ્ધ ચારિત્ર્ય હતું, તથા દેવતાલોકમાં જે શુદ્ધ ચારિત્ર્ય હતું તે પવિત્ર સદાચાર રૂપ ચારિત્ર્ય અમને પ્રાપ્ત થાઓ.

ઇત્યાદિક મન્ત્રમાં પણ પુણ્ય કર્મનું રક્ષણ સદાચારથી હોવાથી, સદાચારી થવાની જે પ્રાર્થના કરી છે.

આ પ્રકારના વેદમન્ત્ર, ધર્મશાસ્ત્ર તથા પુરાણાદિકમાં સદાચારને જ આ લોક અને પર લોકના સુખનું સાધન કહ્યું છે. તે સદાચારને ધર્મશાસ્ત્રાદિ ગ્રન્થોમાં જૂદા જૂદા સ્થાનમાં બતાવ્યો છે. તથાપિ હાલના સમયમાં વેદ તથા ધર્મશાસ્ત્રાદિનું અધ્યયન કમી થવાથી શૌચ, આચમન, સ્નાન, મન્દિરદર્શન, સ્પર્શાસ્પર્શ, આદિમાં જ આચારને સમાપ્ત કર્યો છે. પરન્તુ હિતેચ્છુ મનુષ્યને આચાર વિષયમાં બહુ દીર્ઘ દૃષ્ટિથી જોવાની જરૂર છે.

તે કારણથી અહીં પ્રથમ જ સદાચાર વિષયમાં વિચાર કરીએ છીએ. જે મનુષ્યમાં સદાચાર નથી તે કદાપિ ધર્મનું આચરણ કરી શકતો નથી. તેનું જીવન બીજાને પણ દુઃખનું કારણ થાય છે.

સદાચારને કોઇ શિષ્ટાચાર પણ કહે છે. સત્પુરુષોએ આચરણ કરેલો તથા ઉપદેશ કરેલો હોવાથી **સદાચાર** કહેવાય છે. તથા શિષ્ટ લોકોએ આચરણ કરેલો તથા ઉપદેશેલો હોવાથી **શિષ્ટાચાર** કહેવાય છે.

હાલના વખતમાં સર્વ લોક ભિક્ષુક મણ્ડલના મહાત્માઓને, અથવા બ્રહ્મચારી આદિકને, અથવા કોઇ પણ પ્રકારના ઉપદેષ્ટા વા નેતા લોકને, **સત્પુરૂષ** અથવા **સાધુ** શબ્દથી કહે છે. પરન્તુ " સાધુ " શબ્દ અથવા " સત્પુરુષ " શબ્દનો અર્થ-**તત્તદ્ આશ્રમમાં રહેનાર ધર્માચારી મનુષ્યો**-એવો છે.

શાસ્ત્રમાં સાધુ શબ્દનો અર્થ નીચે પ્રમાણે કહ્યો છે:—

विद्यायाः साधनात्साधुर्ब्रह्मचारी गुरोर्हितः ।
क्रियाणां साधनाच्चैव गृहस्थः साधुरुच्यते ॥वा० पु० अ० ५९ श्लो० २३ ॥

**અર્થઃ**—ગુરુના હિતમાં રહીને વિદ્યાનું અધ્યયન કરનાર બ્રહ્મચારીને સાધુ કહે છે, અને ગૃહસ્થાશ્રમમાં રહીને આશ્રમધર્મનું પાલન કરનાર ગૃહસ્થ મનુષ્યને પણ સાધુ કહે છે.

साधनात्तपसोऽरण्ये साधुर्वैखानसः स्मृतः ।
यतमानो यतिः साधुः स्मृतो योगस्य साधनात् ॥ ,, ,, २४ ॥

અર્થઃ—જંગલમાં અથવા ગામની બહાર રહીને તપ કરનાર વાનપ્રસ્થાશ્રમીને પણ સાધુ કહે છેઃ તથા ચતુર્થાશ્રમમાં રહીને પરમાત્માની પ્રાપ્તિના સાધનરૂપ યોગસાધન આદિક યત્ન કરનાર યતિને પણ સાધુ કહે છે.

ઇત્યાદિક પ્રમાણુથી "સાધુ" નામ કોઈ પ્રત્યેક વેષાદિવાળા અથવા ઉપદેષ્ટા અથવા નેતા લોકોનું સિદ્ધ થતું નથી, પરન્તુ જૂદા જૂદા આશ્રમમાં રહીને તત્તદ્ આશ્રમધર્મનું પાલન કરનારનું સિદ્ધ થાય છે. અને તેમના આચારોનું નામ **સદાચાર** છે.

એ ચારથી ભિન્ન પરમાત્માના સાક્ષાત્કારવાળા, રાગદ્વેષ દંભ માનાદિ રહિત, તત્ત્વવેત્તાને પણ સાધુ શબ્દથી કહ્યા છે.

न हृष्यति संमानैर्नावमानैः प्रकुप्यति ।
न क्रुद्धपरुषं ब्रूयादेतत्साधोस्तु लक्षणम् ॥ म० ग० पु० आ० का० अ० ११३ श्लो० ३७ ॥

અર્થઃ—જે સન્માનથી હર્ષને પ્રાપ્ત થતો નથી અને અપમાનથી કુપિત થતો નથી, તથા ક્રોધથી કઠોર વાણી બોલતો નથી–આ સાધુનું લક્ષણ છે.

આવા પ્રકારનાં લક્ષણ જેમાં છે એવા તત્ત્વવેત્તા મુખ્ય સાધુ છે. ઉપર કહ્યા સિવાયના બાકીના સર્વ પ્રકારના મનુષ્ય શાસ્ત્રની દૃષ્ટિથી દુર્જન જ કહેવાય છે.

**साधुः—साध्नोति परकार्यमिति साधुः** એ રીતે વ્યાકરણને અનુસાર પણ સાધુ શબ્દનો અર્થ મોક્ષને સંસિદ્ધ કરનારનો સિદ્ધ થાય છે, કારણ કે **परकार्य**નો અર્થ મોક્ષરૂપ કાર્ય થાય છે. કેટલાક લોક **पर** શબ્દનો અર્થ "બીજો મનુષ્ય" એવો કરીને **પરોપકાર કરનાર** "સાધુ" શબ્દનો અર્થ કહે છે. તે અર્થ પણ બરાબર છે.

આ સર્વ આશ્રમીના પોતપોતાના આશ્રમોના ધર્મ કેવા પ્રકારના આચરણથી રક્ષિત થાય છે તે શિષ્ટ લોકોએ બતાવ્યું છે તેથી તેને **શિષ્ટાચાર** કહે છે. "શિષ્ટ" શબ્દનો અર્થ પણ શાસ્ત્રમાં નીચે પ્રમાણે લખ્યો છે—

शेषशब्दाच्छिष्ट इति शिष्टाचारः प्रचक्षते ॥ वा० पु० अ० ५९ श्लो० ३३ ॥

અર્થઃ—"શેષ"નો વાચક "શિષ્ટ" શબ્દ છે–"શેષ" નામ "બાકી"નું છે. બાકી રહેલા ઋષિ લોકોએ કહેલો હોવાથી "સદાચાર"ને "શિષ્ટાચાર" કહે છે.

मन्वन्तरेषु ये शिष्टा इह तिष्ठन्ति धार्मिकाः ।
मनुः सप्तर्षयश्चैव लोकसन्तानकारणात् ॥ वा० पु० अ०५९ श्लो०३४ ॥

અર્થઃ—અવાન્તર પ્રલયને સમયે મનુ તથા સપ્તર્ષિ આદિ જે જગતના સંચાલક ધાર્મિક લોક શેષ રહે છે, તેમને છોડી બાકી સર્વનો નાશ થાય છે. મન્વાદિકનો નાશ થતો નથી, તે લોક શેષ રહી જાય છે, કેમકેઃ—

यावदधिकारमवस्थितिराधिकारिकाणाम् ॥ वे०द०अ०३पा०३ सू०३२ ॥

અર્થ:—અધિકારી પુરુષોનું આયુ તેમનો અધિકાર પૂર્ણ થતા સુધી એટલે કલ્પ પર્યન્તનું હોય છે. કલ્પની સમાપ્તિ થતાં તે લોકોનો દેહ પણ નષ્ટ થાય છે.

જેવી રીતે અહીં કોઇ ન્યાયાધીશ પોતાની નોકરીથી નિવૃત્ત થાય છે ત્યારે તેના સ્થાનને માટે સેંકડો ઉમેદવાર તૈયાર થાય છે, તેવી રીતે જગતના સંચાલક મળવા સુલભ નથી. કારણ મહાતપસ્વી, યોગ ઐશ્વર્યાદિ નાના પ્રકારની શક્તિયુક્ત મનુષ્ય કઠિનતાથી તૈયાર થાય છે. તેથી તે લોકોનું જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, આયુ, આદિ સર્વ અન્ય પ્રાણીઓથી વિલક્ષણ હોય છે, અને તે ઈશ્વરસંકેત જ છે.

આ પ્રમાણથી અવાન્તર પ્રલયકાલમાં શેષ રહેલા મન્વાદિકને જ "શિષ્ટ" શબ્દથી કહે છે. તે લોકોએ ધર્મની રક્ષા કરવા આ લોક અને પરલોકના સુખને માટે જે મર્યાદા બાંધી છે તેનું નામ જ **શિષ્ટાચાર** છે. તેથી પ્રેમથી, અથવા કોઇ સામાન્ય ગુણોને દેખીને, અથવા અન્ય સંબન્ધના કારણથી ગમે તે કોઇ મનુષ્યને શિષ્ટ, અથવા તેના આચરણને શિષ્ટાચાર, માનવો એ યોગ્ય નથી. આથી, પૂર્વોક્ત સામાન્ય ગુણવાળા મનુષ્યોને અશિષ્ટ અથવા ચોર કહેવા એવું તાત્પર્ય નથી. પરન્તુ તે લોક શિષ્ટ મન્વાદિકોએ બતાવેલા આચાર પૈકી યત્કિંચિત્ આચરણથી યુક્ત હોવાના કારણ માત્રથી તેમને પૂર્ણ રીતે શિષ્ટોના લક્ષણથી રહિત હોવા છતાં પણ ગૌણ રીતિથી શિષ્ટ કહે છે. પરન્તુ ખરેખરી રીતે તો અવાન્તર પ્રલયમાં શેષ રહેલા, અને શાસ્ત્રમાં કહેલા શિષ્ટોના લક્ષણથી યુક્ત, જે મનુષ્ય છે તે જ **શિષ્ટ** છે, અને તેમના આચરણને જ **શિષ્ટાચાર** કહેવો યોગ્ય છે.

શિષ્ટ પુરુષોનાં લક્ષણ મહાભારતમાં પણ કહ્યાં છે:—

**दातारः संविभक्तारो दीनानुग्रहकारिणः ।**
**सर्वपूज्याः श्रुतधनास्तथैव च तपस्विनः ॥**
**सर्वभूतदयावन्तस्ते शिष्टाः शिष्टसंमताः ॥** મ૦ભા૦વ૦પ૦અ૦૨૦૭ શ્લો૦૮૮॥

અર્થ:—જે દાતા છે અર્થાત્ જેમાં કૃપણતા નથી એટલે કે પોતાની પાસે ધન, વિદ્યા, આદિક હોવાથી "હું જ ધનિક તથા વિદ્વાન્ રહું" એમ સમજીને પોતાના ધનથી કોઇનો ઉપકાર ન કરવો તથા પોતાની વિદ્યા કોઇને શીખવવાનો ઉદ્યોગ ન કરવો એવી ક્ષુદ્રતાથી રહિત છે; અને જે **સંવિભક્તા** છે એટલે કે પોતાના ધનને દુઃખી મનુષ્યોના ઉપયોગમાં વહેંચે છે તથા પોતે જાણેલી વિદ્યાનો બીજાને ઉપદેશ કરવામાં જે સંતુષ્ટ રહે છે; તથા દુઃખી મનુષ્યો ઉપર ઉપકાર કરવામાં જે તત્પર રહે છે; અને જે પુરુષ મનુષ્યમાત્રના સત્કારને યોગ્ય છે; અને વિદ્યા માત્ર જેનું ધન છે અર્થાત્ જે વિદ્યાને જ પોતાનું મુખ્ય ધન સમજે છે, અન્ય ચક્રવર્તિરાજ્યને પણ જેમણે તુચ્છ જાણ્યું છે; અને જે તપસ્વી છે અર્થાત, શરીર, વાણી અને મનના તપથી યુક્ત છે; અને સંપૂર્ણ પ્રાણીમાત્રની ઉપર દયા કરનાર છે, તેઓ જ શિષ્ટ કહેવાય છે.

આ પ્રકારનાં લક્ષણવાળા જે મનુષ્ય હાલના વખતમાં જોવામાં આવે છે તે જો કે કલ્પ પર્યન્તના આયુવાળા નથી, તથાપિ તે લોક પણ શિષ્ટ જ છે. અને એ વાત પૂર્વ કાલના મન્વાદિ ઋષિ લોકને સંમત છે.

આવાં લક્ષણવાળા સત્પુરૂષોનાં આચરણો જોઇને આપણે પણ સદાચાર શિખવા યોગ્ય છે. શાસ્ત્રીય આચરણને દીઠા વિના શિષ્ટત્વ વા અશિષ્ટત્વનો નિશ્ચય કરવો તે ભૂલ છે; કેમકે બીજાને ઉપદેશ કરતી વખતે સર્વ કોઇ શિષ્ટ હોય છે, પરન્તુ પોતાના સ્વાર્થનો સમય આવે ત્યારે શિષ્ટત્વને સર્વ ભૂલી જાય છે

**शिष्टाः खलु विगतमत्सरा निरहंकाराः कुंभीधान्या**

**अलोलुपा दंभदर्पलोभमोहक्रोधवर्जिताः॥** बौधा०स्मृ०प्रश्न १ अ०१ सू०५॥

અર્થ—જે બીજાના ગુણોની અસહનના રૂપ મત્સર, અહંકાર, લોલુપતા, દંભ, દર્પ, લોભ, મોહ અને ક્રોધથી રહિત છે, તથા જે કુંભી ધાન્ય વાળા છે તે લોકને શિષ્ટ કહે છે.

આપણામાં ધન, વિદ્યા, આદિ પૂર્ણ રીતે નહીં હોવા છતાં પણ "હું ધની, હું વિદ્વાન્" એ પ્રકારે આરોપિત કરેલા ગણો વડે પોતાનામાં જે મહત્ત્વનું અભિમાન છે તેને અહંકાર કહે છે વિષયલોલુપતાથી રહિતને અલોલુપ કહે છે. ધર્મધ્વજિતાનું નામ દંભ છે. બીજાની અવજ્ઞા કરવા રૂપ, ગુરૂ તથા રાજા આદિકોના પણ અતિક્રમના કારણ રૂપ, જે ચિત્તનો દોષવિશેષ છે તેનું નામ દર્પ છે કુંભીધાન્ય-કુંભી ભરીને અન્ન રાખનારને કુંભી ધાન્ય કહે છે (એક કુંભીનો અર્થ ધર્મપ્રકરણમાં ગૃહસ્થાશ્રમના ધર્મમાં " જીવિકા વિષયક વિચાર " નામના સર્ગમાં કહેવામાં આવશે. )

શિષ્ટાચારી મનુષ્ય જ ધર્માચરણ કરી શકે છે અને શિષ્ટાચારી મનુષ્યને જ આત્મ-જ્ઞાન દ્વારા મોક્ષ મળી શકે છે તેવા જ પુરૂષ પરમેશ્વરના ભક્ત થઇ શકે છે, કારણ કે ઇષ્ટ સાધનનો નિર્ણય કરવામાં તેવા લોક જ ભ્રાન્તિ રહિત હોય છે.

---

ઇતિ સદાચારપ્રકરણે પ્ર૦ અ૦ સમાપ્ત.



## અધ્યાય ૨.

॥ तृष्णां छिन्धि ॥

જે કારણથી ધર્માચરણમાં સદાચાર પ્રધાન છે તે કારણથી સદાચારમાં રહીને ધર્માત્મા થવાની ઇચ્છા કરનારને ઉપયોગી સાધનોના સંગ્રહ રૂપ એક શ્લોક રાજા ભર્તૃહરિએ લખ્યો છે, તેનું આ અધ્યાયમાં વ્યાખ્યાન કરીએ છીએ, કારણ કે જે કોઇ મનુષ્ય શિષ્ટાદિને પ્રાપ્ત કરવા ચહાતા હોય અથવા સદાચારી રહેવા ચહાતા હોય, તેમણે તે સાધનોને અવશ્ય સંપાદન કરવાં જ પડશે. તે શ્લોક નીચે પ્રમાણેઃ—.

तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनम् ।

मान्यान्मानय प्रद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान गुणान्
कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां चेष्टितम् ॥भ० नी० श० श्लो०७८॥

આ શ્લોકમાં કહેલાં સાધનો પૈકી પ્રથમ "तृष्णां छिन्धि" એ વાક્યમાં કહેલા "તૃષ્ણાત્યાગ" રૂપ પ્રથમ સાધનનું વ્યાખ્યાન કરીએ છીએ, કેમકે સર્વ અનર્થનું કારણ તૃષ્ણા છે. અહીં "તૃષ્ણા" પદનો અર્થ નીચે પ્રમાણે છેઃ—

નાના પ્રકારના વિષય પદાર્થોની જે લાલસા છે તેને તૃષ્ણા કહે છે. કામાદિ શબ્દનો પણ કોઈ સમય તૃષ્ણાને બદલે ઉપયોગ કરવામાં આવે છે. જેમકે—

अहंकारचिदात्मानावेकीकृत्याविवेकतः ।
इदं मे स्यादिदं मे स्यादितीच्छाः कामशब्दिताः ॥ पंच०प्र० ६ श्लो०६१ ॥

અર્થઃ—કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ ધર્મ અહંકારના છે. આત્મા હમેશાં અકર્તા છે, તથા અભોક્તા છે. એ બંનેનું પરમાર્થ સ્વરૂપ ન જાણતાં અહંકારના કર્તૃત્વાદિ ધર્મનું અહંકારના વિષય આત્મામાં આરોપણ કરીને "આ મને મળો, આ મને પ્રાપ્ત થાઓ" એવી રીતે નાના પ્રકારની વસ્તુઓની જે ઇચ્છા તેને કામ શબ્દથી કહે છે.

આ શ્લોકથી સંસારના કોઈ પણ પદાર્થની ઇચ્છા કરવી તેને કામ કહે છે. તથાપિ લોકમાં વિશેષે કરીને ભોગસંબંધી ઇચ્છાને કામ કહે છે, અન્ય પદાર્થોની ઇચ્છાને કામના અથવા ઇચ્છા માત્ર જ કહે છે.

વિષય પદાર્થ બહુ પ્રાપ્ત હોવા છતાં સંતોષ ન થવો, અને વારંવાર મળવાની ઇચ્છા કરવી, તેને તૃષ્ણા કહે છે. કોઈ સ્થાનમાં તેને "લોભ" પણ કહ્યો છે. પરમાર્થથી "તૃષ્ણા" એ નામ અધિક વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છાનું છે. પ્રાપ્ત થએલી વસ્તુનું ખર્ચ ન કરવું, અને અધિક મળવાની ઇચ્છા પણ કરવી, તેને લોભ કહે છે. તૃષ્ણા અને લોભ એ બંને મનુષ્યને નરકમાં લઈ જનાર છે અર્થાત્ દુઃખને પ્રાપ્ત કરાવનાર છે. તે વાત ભગવાને ગીતામાં પણ કહી છેઃ—

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्रयं त्यजेत् ॥ भ० गी०अ० १६ श्लो. २१ ॥

અર્થઃ—કામ, ક્રોધ તથા લોભ એ ત્રણે આસુરી સંપત્તિનું કારણ હોવાથી મનુષ્યોને નરકપ્રાપ્તિનું કારણ છે. તે માટે મનુષ્યોએ એ ત્રણેનો પરિત્યાગ કરવો જોઇએ.

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनो श्रेयस्ततो याति परां गतिम् ॥ ,, ,, २२ ॥

અર્થઃ—નરકના દ્વાર રૂપ આ કામાદિ ત્રણેનો પરિત્યાગ કરીને જ મનુષ્ય પોતાના હિતનું આચરણ કરી શકે છે. પુણ્ય કર્મ કરતા પહેલાં જ તેનો ત્યાગ ન કરે તો કામ (તૃષ્ણા) રૂપી પ્રતિબંધથી હિતને કદાપિ કરતો નથી. ઉલટું તૃષ્ણાલુ હમેશાં અહિતને જ કરે છે, અને તેથી દુઃખી થાય છે તે કારણથી કામક્રોધાદિથી રહિત મનુષ્ય જ પોતાના હિતનું આચરણ કરી શકે છે અને તેથી આ લોકના સુખનો ભોગ કરી યથાર્થ જ્ઞાન દ્વારા મોક્ષને પણ પ્રાપ્ત થાય છે.

તૃષ્ણા કોઇની પણ કોઇ પણ કાલમાં પૂર્ણ થતી નથી એવો શાસ્ત્રસિદ્ધાન્ત છે.

यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
नालमेकस्य तत्सर्वमिति पश्यन्न मुह्यति ॥ म० भा० उ० प० अ० ३६ श्लो० ८५॥

અર્થઃ—પૃથ્વીમાં જે ઘઉં જવ, આદિ ભક્ષણનાં સાધન છે, તથા સુવર્ણ પશુ. સ્ત્રી, આદિ કેટલાક ભોગ્ય પદાર્થ છે તે સર્વ એક મનુષ્યને પ્રાપ્ત થવા છતાં પણ તેની તૃષ્ણા નિવૃત્ત થતી નથી એમ દેખતો સતો વિવેકી પુરૂષ મોહને પ્રાપ્ત થતો નથી.

વળી શ્રુતિ પણ આ વાતને કહે છેઃ—

न वित्तेन तर्पणीयो मनुष्यः ॥ कठोप० अ० १ व० १ मं० २७ ॥

અર્થ.—મનુષ્ય ધનથી તૃપ્ત થતો નથી.

પરન્તુ—

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥ कठोप० अ० २ व० ३ मं० १४ ॥

અર્થઃ—આ મનુષ્યના હૃદયમાં રહેલી સર્વ પ્રકારની કામનાઓ જ્યારે નિવૃત્ત થાય છે, ત્યારે જ મનુષ્ય અમરભાવ(પરમાત્મા)ને પ્રાપ્ત થાય છે.

न सांपरायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥
कठोप० अ० १ व० २ मं० ६ ॥

અર્થઃ—ધનના મોહથી મૂઢ બનેલા પ્રમાદી અજ્ઞાની મનુષ્યને પર લોક ભાસતો નથી. આસુરી સંપત્તિની વૃદ્ધિ થવાથી આ લોકના સુખને જ શ્રેષ્ઠ માને છે, પર લોક છે જ

નહીં એમ માને છે. એવા નાસ્તિક માણસ વારંવાર મારા (યમના) વશમાં આવે છે એમ યમ રાજા નચિકેતાની પ્રતિ કહે છે.

વળી ભારતાદિ ઇતિહાસમાં, તથા પુરાણ, ધર્મશાસ્ત્ર, આદિકોમાં પણ તૃષ્ણાદિ દોષ બતાવ્યા છે.

या दुस्त्यजा दुर्मतिभिर्या न जीर्यति जीर्यतः ।
योऽसौ प्राणान्तिको रोगस्तां तृष्णां त्यजतः सुखम् ॥
म. भा. व. प. अ. २ श्लो. २६ ॥

અર્થ:—કુબુદ્ધિ મનુષ્યો જેનો કદાપિ ત્યાગ કરી શકતા નથી, તથા મનુષ્યનાં શરીરાદિક જીર્ણ થવા છતાં પણ જે જીર્ણ થતી નથી, અને જે મર્ણ પર્યન્ત રહેનારી છે એવા તૃષ્ણા રૂપી મહાન્ રોગનો ત્યાગ કરનાર આ લોક અને પર લોકમાં સુખી થાય છે.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यतः ॥ वसि. स्मृ. अ. ३ श्लो. १० ॥

અર્થ:—મનુષ્યોનાં શરીર જીર્ણ થવાની સાથે તેમના કેશ તથા દાંત જીર્ણ થઇ જાય છે, પરન્તુ જીવવાની ઇચ્છા તથા ધનની આશા એ બંને કેટલાએ વૃદ્ધ થવા છતાં પણ વૃદ્ધ થતી નથી.

कामबन्धनमेवैकं नान्यदस्तीह बन्धनम् ।
कामबन्धनमुक्तो हि ब्रह्मभूयाय कल्पते ॥ म. भा. शा. प. अ. २५१ श्लो ७ ॥

અર્થ:—તૃષ્ણા જ સસારમાં એક બન્ધન રૂપ છે, અન્ય કોઇ બન્ધન નથી. તૃષ્ણા રૂપી બન્ધનથી રહિત મનુષ્ય જ પરમાત્માની પ્રાપ્તિને યોગ્ય થાય છે. વળી—

कामतो मुच्यमानस्तु धूम्राभ्रादिव चन्द्रमाः ।
विरजाः कालमाकाङ्क्षन् धीरो धैर्येण वर्तते ॥ म०भा०शा०प०अ०२५१ श्लो०८॥

અર્થ:—જેવી રીતે ધુમાડાવાળા મેઘમાંથી છુટેલો ચંદ્રમા સ્વચ્છ પ્રકાશે છે, તેવી રીતે રજોગુણથી રહિત ધીર મનુષ્ય કામબન્ધનથી છુટીને સમયની રાહ જોતો ધૈર્યતાનો આશ્રય લઇને રહે છે.

यौवनं जरया ग्रस्तमारोग्यं व्याधिनिर्हतम् ।
जीवितं मृत्युरभ्येति तृष्णैका निरुपद्रवा ॥शु०भा०र०भा०प्र०२तृ०नि०श्लो०१५॥

અર્થઃ—યુવાવસ્થાને વૃદ્ધાવસ્થા ગ્રસે છે અર્થાત્ થોડા સમયમાં વૃદ્ધાવસ્થા યુવાવસ્થાનો નાશ કરે છે, અને આરોગ્યનો નાશ રોગ કરે છે, અને જીવિતનો નાશક મૃત્યુ છે. સંસારમાં ઉપદ્રવ(શત્રુ)રહિત તો એકલી તૃષ્ણા છે.

તૃષ્ણાને પૂર્ણ કરવાને માટે મનુષ્ય અનેક પ્રકારનાં કઠિન કર્મ પણ કરે છે, જેમકેઃ—

उत्खातं निधिशङ्कया क्षितितलं ध्माता गिरेर्धातवो
निस्तीर्णः सरितां पतिः नृपतयो यत्नेन संतोषिताः ।
मंत्राराधनतत्परेण मनसा नीताः स्मशाने निशाः
प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुञ्च माम् ॥ भ.वै.श. श्लो.४॥

અર્થઃ—ભર્તૃહરિ એક તૃષ્ણાલુ મનુષ્યનો અનુભવ પોતાના ગ્રન્થમાં કહે છેઃ-આ પૃથ્વીમાં ખજાનો દાટેલો છે એમ સમજી મેં આ પૃથ્વીને ખોદી જોઈ; વળી સોનું, ચાંદી, આદિ બનાવવાને માટે રસાયન ક્રિયાની સિદ્ધિ કરવા મેં પારો વગેરે બહુ ધાતુને ફુકી; સમુદ્ર પારના પર દેશોમાં જઈને ધન ઉપાર્જન કરવાની ઇચ્છાથી સમુદ્રોને તરીને પર દેશ જઈ ઉદ્યોગ પણ કર્યો; મોટા મોટા રાજાલોકની સેવા કરીને તેમને પણ પ્રસન્ન કર્યા; ભૂતોને વશ કરવાથી બહુ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે એમ સાંભળી અનુષ્ઠાન પણ કર્યું; એ સર્વ કાર્ય કરવા છતાં એક ફુટી કોડી પણ મને પ્રાપ્ત થઈ નહીં અન્તમા હારીને તૃષ્ણાની પ્રાર્થના કરે છે કે " હે તૃષ્ણા ! હવે મને છોડી દે" અર્થાત્ "વિશેષ ધક્કા ન માર".

भ्रान्तं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलम्
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला ।
भुक्तं मानविवर्जितं परगृहे साशङ्कया काकवत्
तृष्णे जम्भसि पापकर्मनिरते नाऽद्यापि संतुष्यसि ॥ ,, ,, ५ ॥

અર્થઃ—જે સ્થાનમાં જવું બહુ કઠણ છે એવા અનેક દેશોમાં મેં ભ્રમણ કર્યું છતાં કોઇ પણ ફલ પ્રાપ્ત થયુ નહીં; પોતાની જાતિ તથા કુલનું અભિમાન છોડીને મેં ઘણા શ્રીમન્ત લોકોની સેવા કરી તે પણ નિષ્ફલ ગઈ; અને માન છોડીને બીજાના ઘરમાં કાગડાની માફક અન્ન ખાધું તે વખતે મને નાના પ્રકારના તિરસ્કારની શંકા પણ થતી હતી. હે તૃષ્ણે ! હજુ પણ તું પાપ કર્મ કરવામાં તત્પર રહે છે અને સંતોષ પામતી નથી ? વળી-

क्षुद्राक्षेणेव जालेन झषावपि हितावुरू ।
कामश्च राजन् क्रोधश्च तौ प्रज्ञानं विलुंपतः ॥म. भा. उ.प.अ.३४ श्लो. ६६ ॥

અર્થઃ - જેવી રીતે જાળમાં નાનું પણ છિદ્ર હોય તો તેને મોટું કરીને મોટી માછલીઓ પણ તે જાળમાંથી બહાર નીકળી જાય છે, તેવી રીતે, હે રાજન્ ! કામ અને ક્રોધ એ બે મનુષ્યના જ્ઞાનનો નાશ કરે છે. અર્થાત્ જેના અન્તઃકરણમાં કામ તથા ક્રોધ છે તેના અન્તઃકરણમાં જ્ઞાન રહી શકતું નથી.

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ म.भा.शा.प अ. १७४.श्लो. ४६॥

અર્થઃ—આ લોકમાં અનેક પ્રકારનો વિષય પદાર્થ છે એ સર્વ વિષયોની પ્રાપ્તિથી જે સુખ મળે છે તથા સ્વર્ગલોકમાં જે મહાન્ સુખ છે તે સર્વ સુખ તૃષ્ણાનો ક્ષય થવાથી પ્રાપ્ત થતા સુખના સોળમા હિસ્સા જેટલું પણ નથી.

અર્થઃ—પ્ર૦ મહાન્ દરિદ્ર (ગરીબ) કોણ છે? ઉ૦ જેને ભારે તૃષ્ણા છે તે. પ્ર૦ મોટો ધની કોણ છે? ઉ૦ જેને સર્વ પ્રકારનો સંતોષ છે તે. પ્ર૦ જીવતો છતાં મરેલો કોણ છે તે. ઉ૦ જે પુરૂષાર્થથી રહિત છે તે. પ્ર૦અને અમૃત કોણ હોઈ શકે છે? ઉ૦ સુખ દેનારી નિરાશા—આશા રહિત હોવું તે.

असंतोषोऽसुखायेति लोभादिन्द्रियसंभ्रमः ।
ततोऽस्य नश्यति प्रज्ञा विद्येवाभ्यासवर्जिता ॥

॥ म० भा० शा० प० अ० २९५ श्लो० २५ ॥

અર્થઃ—અસંતોષ દુઃખને માટે જ છે. સંતોષ વિના લોભ થવાથી ઇન્દ્રિયો ચંચળ બને છે. અને જેવી રીતે અભ્યાસ વિના વિદ્યા નષ્ટ થઈ જાય છે, તેવી રીતે ઇન્દ્રિયોની ચંચલતાથી મનુષ્યની બુદ્ધિ નષ્ટ થાય છે.

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या
सममिह परितोषो निर्विशेषो विशेषः ।
स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥ भ० वै० श० श्लो० ४८ ॥

અર્થઃ—અમે તપસ્વી લોક વૃક્ષોની છાલ પહેરીને સન્તુષ્ટ છીએ, તું ધની તો ધનથી સન્તુષ્ટ છે. વૃક્ષોની છાલ પહેરનાર અમે, અને ધનવાન્ તું—એ બનેનો સતોષ તો બરાબર છે, છતાં ધની અને નિર્ધનનો ભેદ કયો? કોઈ પણ નહી, બંનેમાં જે સમાનતા છે તેજ વિશેષ (ભેદ) છે. ધન હોવાથી અથવા ન હોવાથી ધની અને ગરીબનો નિર્ણય થઈ શકતો નથી, પરતુ જેને ભારે તૃષ્ણા છે તે જ ગરીબ છે, અને જે સન્તોષી છે તે જ ધની છે. મનમાં સંતોષ ઉત્પન્ન થઇ જાય તો કોણ ધની, કોણ ગરીબ? અર્થાત્ ધની અને ગરીબનો કોઇ પણ ભેદ રહેતો નથી.

सर्वत्र संपदं तस्य संतुष्टं यस्य मानसम् ।
उपानद्गूढपादस्य ननु चर्मास्तृतेव भूः॥स्का०पु०ख०६ अ०२२ श्लो०४८ ॥

અર્થઃ—જેમ પગમાં જેણે જોડા (ઉપાનત્) પહેર્યા છે તેને ખરેખર સર્વ પૃથિવી ચામડાથી ઢાંકયા જેવી જ છે, કારણ તે પોતાનો પગ કોઈ પણ ઠેકાણે મૂકે તો ત્યાં તેને પગની નીચે ચામડું જ માલૂમ પડશે; તેવી રીતે જેનું મન સંતુષ્ટ છે તેને સર્વ સ્થાનમાં સંપત્તિ જ છે. ભાવ એ છે કે ચાલવાને માટે પૃથિવીને સર્વ ઠેકાણે ઢાંકી શકાય નહીં, પરન્તુ તેને બદલે પગમાં જોડા પહેરવાથી પૃથિવી ચામડાથી ઢાંકયા બરાબર છે, તેવી રીતે સર્વ સંપત્તિ મળ્યા છતાં પણ તૃષ્ણાની નિવૃત્તિ કોઇને થતી નથી. માટે પ્રાપ્ત થયેલી વસ્તુમાં સંતોષ માનવો તે જ ઉત્તમ છે.

संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ ,, ,, ४९ ॥

અર્થઃ—સંતોષ રૂપી અમૃતના પાન વડે તૃપ્ત થયેલા અને શાન્ત ચિત્તવાળા પુરૂષને જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ અહીં તહીં દોડનાર ધનના લોભીને ક્યાં મળવાનું છે? અર્થાત્ કહીં પણ નહીં.

માટે મનુષ્યને સંતોષ જ સુખનું કારણ છે, અને તૃષ્ણા દુઃખનું જ કારણ છે.

હવે " સંતોષ " શબ્દનો અર્થ બતાવીએ છીએ

यदृच्छालाभतो नित्यं प्रीतिर्या जायते नृणाम् ।
तं संतोषं विदुः प्राज्ञाः परिज्ञानैकतत्पराः ॥ सूत०सं०ख०२ अ०१४ श्लो०६॥

અર્થઃ—ભિન્ન ભિન્ન મનુષ્યોને પોતાના જીવન માટે જ જે કર્મ શાસ્ત્રમાં બતાવ્યું છે તેનું નામ યદૃચ્છા છે. તે વડે જે વસ્તુ પ્રાપ્ત થાય છે તેનું નામ " યદૃચ્છાપ્રાપ્ત વસ્તુ " છે. શાસ્ત્રોક્ત વ્યાપાર વડે જે વસ્તુ પ્રાપ્ત થાય તેનાથી મનુષ્યને જે પ્રીતિ થાય તેનું નામ સંતોષ છે. એ અર્થને જ્ઞાનનો નિર્ણય કરવામાં તત્પર રહેનાર બુદ્ધિમાન્ લોક જાણે છે.

કેટલાક લોક, યોગક્ષેમને પ્રારબ્ધાધીન માનીને કંઈ પણ કાર્ય કર્યા વિના બેઠે બેઠે જે કંઇ પ્રાપ્ત થાય તેને યદૃચ્છા લાભ કહે છે, પરન્તુ સંન્યાસાશ્રમ વાળાને છોડીને બીજાઓને આનો સંભવ નથી. સંન્યાસી લોક પણ આહારને માટે ભિક્ષાટનાદિ કરે છે. અજગર વૃત્તિથી રહેનાર જે અયાચક યતિ લોક છે તેમને માટે જ આ અર્થ ઘટિત થાય. બાકી બીજા સર્વને માટે પૂર્વોક્ત અર્થ જ છે.

ભગવાન્ પણ ગીતામાં તૃષ્ણાને નરકના દ્વાર રૂપ કહી બહુ અનર્થકારી બતાવે છે.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥ भ० गी० अ० ३ श्लो० ३९॥

અર્થઃ—જ્ઞાની લોકોના હમેશના શત્રુ રૂપ, અને કદાપિ પણ તૃપ્ત થાય નહીં તેવા કામ(તૃષ્ણા)રૂપી અગ્નિએ જ્ઞાનીઓના વિવેકજ્ઞાનને આચ્છાદિત કર્યું છે.

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ,, ,, ४० ॥

અર્થઃ—કામ(તૃષ્ણા)રૂપી જે શત્રુ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિના આશ્રયે રહે છે તે મનુષ્યના જ્ઞાનને પડદાથી ઢાંકી તે ઇંદ્રિયાદિ દ્વારા તેને મોહ પમાડે છે.

આ સર્વ પ્રમાણોથી તૃષ્ણા સર્વ પ્રકારના અનર્થનું સાધન છે, અને સંતોષ સર્વ પ્રકારના સુખનું સાધન છે, તે વાત પૂર્ણ રીતે સિદ્ધ થાય છે. તેથી સદાચારી થવાની ઇચ્છાવાળાએ તૃષ્ણાનો ત્યાગ કરવો એ અતિ આવશ્યક છે.

सूचीसूत्रं यथा वस्त्रे समानयति सूचिका ।
तद्वत्संसारसूत्रस्य तृष्णासूची विधीयते ॥ स्का०पु०ख०७ अ०२५५श्लो०२१॥

**અર્થ**:—જેવી રીતે સોયમાં પરોવેલા દોરાને સોય ફાટેલા વસ્ત્રમાં પ્રવેશ કરાવીને તેને સાંધી દે છે, તેવી રીતે તૃષ્ણા રૂપી સોય સંસાર રૂપી સૂત્રને મન રૂપી વસ્ત્રમાં પ્રવેશ કરાવીને શિથિલ થયેલા વિષયસંસ્કારોને ફરી મજબૂત બનાવી દે છે.

તેટલા માટે શિષ્ટ લોક પ્રથમથી જ તૃષ્ણાને મારે છે. તૃષ્ણાનો ત્યાગ સદાચારી થવામાં પ્રથમ સાધન છે. તૃષ્ણાલુ મનુષ્ય કદાપિ સદાચારી અથવા ધર્માત્મા કે ઇશ્વરભક્ત થતો નથી. તેથી તૃષ્ણાનો ત્યાગ જ પ્રથમ કરવો ઉચિત છે.

જેવી રીતે જુગાર રમનારને તથા ભાંગ, ચરસ, દારૂ આદિ પીનારને લોકો વ્યસની કહે છે, તેવી રીતે ધનના તૃષ્ણાલુ મનુષ્યને પણ વ્યસની કહેવો ઉચિત છે; કારણ "**व्यस्यत्येनं पुरुषार्थाद् इति व्यसनम्**" એ રીતે "**वि**" ઉપસર્ગ પૂર્વક "**असु क्षेपणे**" (ફેંકવું એ અર્થમાં વર્તનાર) ધાતુથી "વ્યસન" શબ્દની ઉત્પત્તિ છે. તેથી "વ્યસન" શબ્દનો અર્થ-"મનુષ્યોને ધર્મ, અર્થ, કામ, મોક્ષ રૂપ પુરૂષાર્થથી ગિરાવનાર" એવો થાય છે. જેવી રીતે જુગાર વગેરે પુરૂષાર્થથી ગિરાવનાર છે, તેવી રીતે તૃષ્ણાદિ પણ પુરૂષાર્થથી ગિરાવનાર પ્રબલ શત્રુ હોવાથી "વ્યસન" જ છે. તથાપિ ધનની તૃષ્ણાવાળાની સંખ્યા અધિક હોવાથી તથા તે લોકોમાં નાના પ્રકારની બુદ્ધિ હોવાથી તૃષ્ણાલુ લોકોને "વ્યસની" નામથી કહ્યા નથી. પરમાર્થથી મોટા વ્યસની તો ધનના તૃષ્ણાલુ જ છે.

આ તૃષ્ણા રૂપી વ્યસન પાપ રૂપી પુત્રને ઉત્પન્ન કરનારૂં છે. તે વિશે એક દૃષ્ટાન્ત છે:—

એક રાજધાનીમાં એક પંડિત હમેશાં કથા કહેતા હતા. તે સાંભળવા સ્વયં રાજા જતા હતા. તેથી અધિકારી તથા શ્રીમન્ત વર્ગ પણ જતો હતો. એક વાર બીજા કોઈ ગામમાં રહેનાર એક શાસ્ત્રી ત્યાં આવ્યા, અને એક રોજ કથામાં ગયા. ઘણા શ્રીમન્તો કથામાં આવતા હોવાથી કથા કરનારની આવક સારી હોવી જોઇએ તેથી શાસ્ત્રીના મનમાં એવો વિચાર થયો કે આ પંડિતનું સ્થાન મને મળે તો ઠીક થાય. માટે કોઈ પ્રકારે તેને અહીંથી ખસેડવો જોઇએ. એવો વિચાર કરીને તેનો ઉપાય શોધી રાજાને મળવાની તજવીજ કરી. રાજા દરરોજ એક બાગમાં ફરવા જતા હતા. ત્યાં જઇ શાસ્ત્રીજી રાજાના આવવાની રાહ જોતા બેઠા. રાજા આવતાં જ તેમની પાસે જઇ સ્વસ્તિવાચન પઢી આશીર્વાદ આપ્યો. પરસ્પર વાત નિકળતાં શાસ્ત્રીજી કહેવા લાગ્યા કે આપ બડા ધર્માત્મા છો, કેમકે આજકાલ સત્સંગની રૂચિવાળા રાજા બહુ દુર્લભ છે. પરન્તુ આપને કથા સંભળાવનાર પંડિત એવો વિદ્વાન નથી કેમકે તેને શાસ્ત્રોનું બરાબર જ્ઞાન નથી.

આ વાત સાંભળી રાજા ચકિત થયા, અને કહેવા લાગ્યા કે પંડિતજીને સર્વ લોક વિદ્વાન્ કહે છે, છતાં આપ આમ કેમ કહો છો? શાસ્ત્રીજીએ કહ્યું કે વિદ્વાનોની પરીક્ષા શાસ્ત્ર વિષયમાં પ્રશ્નોત્તર કરવાથી થાય છે, હું તેમને પાંચ પ્રશ્ન પૂછું, તેના ઉત્તર બરાબર આપે તો હું તેમને વિદ્વાન માનું. રાજાએ તે પ્રશ્ન જણાવવા કહેતાં શાસ્ત્રીજીએ નીચેના પાંચ પ્રશ્નો કહ્યાઃ—૧. જે આ જન્મમાં દુઃખી પરન્તુ પરલોકમાં સુખી એવો કોણ? ૨. આ લોકમાં સુખી અને પરલોકમાં દુઃખી એવો કોણ? ૩. આ લોક તેમ પરલોક બંનેમાં દુઃખી એવો કોણ? ૪. આ લોક તેમ પર લોક બંનેમાં સુખી એવો કોણ? અને ૫. પાપનો બાપ કોણ?

બાદ બીજે દીવસે રાજાએ કથામાં જઈ પંડિતજી પ્રતિ ઉપરના પાંચ પ્રશ્નો પૂછ્યા. તો પંડિતજીએ કહ્યું કે આજ તો કથા થવા દો, પ્રશ્નોના ઉત્તર આવતી કાલે આપીશ. પછી કથા સમાપ્ત કરી પંડિતજી ઘેર ગયા, અને પ્રશ્નના ઉત્તરની ખબર ન હોવાથી સારી રાત્રી શાસ્ત્રો ઉથલ પાથલ કરી જોયાં. પરંતુ પ્રશ્નના ઉત્તર ક્યાએ પણ ન મળ્યા. રાત્રીના ઉજાગરાથી સવારે ચહેરો ફીક્કો પડી ગયો હતો. તે જોઇ તેની પુત્રીએ, પિતાના હૃદયમાં કંઇ ખેદ છે એમ સમજી તેનું કારણ પૂછ્યું, પંડિતજીએ રાજાના પાંચ પ્રશ્નોની વાત કરી અને કહ્યું કે આ પ્રશ્નોના જવાબ જો આજે ન આપી શકાય તો વૃત્તિ ચાલી જવાની. આ વાત સાંભળી પુત્રી બોલી કે આજે કથામાં મને લઈ જાઓ, હું સર્વ પ્રશ્નોના ઉત્તર આપીશ, તમે ચિંતા કરો નહીં. એમ કહી ઘેરથી બહાર જઇ ગામની ભાગોળમાં એક તપસ્વી મહાત્મા રહેતા હતા તેમની પાસે જઇ પ્રાર્થના કરી કથા પ્રસંગે તેની સાથે જવાનું સ્વીકાર કરાવ્યું. બાદ એક વેશ્યા પાસે જઇને તેને દશ રૂપીઆ આપીને તેને પણ સાથે લઇ જવાનું ઠરાવ્યું. પછી એક મજુરને એક રૂપીઓ આપીને તેને પણ સાથે આવવાનું કબુલ કરાવ્યું. બાદ શહેરમાં એક ધર્માત્મા શેઠ રહેતા હતા. તેમની પાસે જઇને કથા પ્રસંગે સાથે જવાની પ્રાર્થના કરવાથી તેમણે પણ માન્યું. બાદ શહેરમાં એક વિદ્વાન્ કર્મકાણ્ડી બ્રાહ્મણ રહેતા હતા. તેમની પાસે તે છોકરી ગઇ અને રડવા લાગી. રડવાનું કારણ પૂછતાં તેણે કહ્યું કે મારા પિતાની જીવિકામાં વિઘ્ન આવ્યું છે. પરન્તુ આપ અમારા ઉપર દયા કરો તો અમારી જીવિકા બની રહે. "મારૂં શું કામ છે તે કહે" એમ તે બ્રાહ્મણે પૂછ્યું. એટલે તે છોકરીએ તેમના આગળ બસેં રૂપીઆ મૂકીને કહ્યું કે આ બસેં રૂપીઆ આપ લ્યો, અને અમારા ઉપર કૃપા કરીને એક મરેલા કુરકુરીઆને રેશમી વસ્ત્રમાં વીંટાળીને હું આપને આપું તેને આપની બગલમાં રાખીને આપ મારી સાથે કથા પ્રસંગે દરબારમાં પધારો તો અમારૂં કામ થાય. બ્રાહ્મણે વિચાર કર્યો કે **अद्भिर्गात्राणि शुद्ध्यन्ति**—જલથી શરીરની શુદ્ધિ થાય છે, મરેલા કુરકુરીઆને સ્પર્શ કરવાથી શરીર અપવિત્ર તો થશે, પરન્તુ સ્નાન કરવાથી શુદ્ધ પણ થવાય છે, વળી ઘૃતનું પ્રાશન કરીશું તેમજ થોડા પ્રાણાયામ અને અમુક ગાયત્રીજપ કરીને શુદ્ધિ કરી લઇશું, બગલમાં કુરકુરીઉં રાખવાથી કોઈ જાણનાર નથી અને એક કલાક માટે બસેં રૂપીઆ મળે છે. એવો વિચાર કરીને રૂપીઆ લઈ સાથે જવાનું કબુલ કર્યું.

બાદ કથાના પ્રસંગે પાંચેને લઇ છોકરી દરબારમાં ગઇ. ત્યાં તેના પિતા જેવા કથા કરવાને ઉપસ્થિત થયા તેવા રાજાએ ફરી ઉપરના પાંચ પ્રશ્નો પૂછ્યા પંડિતજીએ કહ્યું કે પ્રશ્નોના ઉત્તર તો મારી પુત્રી પણ આપી શકશે, આપ પ્રશ્ન કરશો. રાજાએ તેણીને "અહીં દુઃખી અને પરલોકમાં સુખી એવો કોણ?" તે પ્રથમ પ્રશ્ન પૂછ્યો. ઉત્તરમાં છોકરીએ પેલા મહાત્માને બતાવીને કહ્યું કે આ તપસ્વી મહાત્મા સંસારનાં સર્વ સુખ તજીને ઇશ્વર-ભજનમાં તત્પર છે. શરીરના નિર્વાહનો પણ કોઈ પ્રબંધ કર્યો નથી. માત્ર આસન ઉપર કોઈ મનુષ્ય જે કાંઇ મૂકી જાય તેનાથી નિર્વાહ ચલાવે છે. તેથી અહીં તો દુઃખી છે. પરન્તુ પર લોકમાં તેમના બરોબર કોઈ સુખી નહીં હોય. આ વાત રાજાએ સ્વીકારી.

પછી "અહીં સુખી પરન્તુ પર લોકમાં દુઃખી એવું કોણ?" તે બીજો પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં છોકરીએ વેશ્યાને બતાવી, અને કહ્યું કે આ સ્ત્રી અહીં ઇચ્છાનુસાર મોજ

મઝા ઉડાવે છે, પરન્તુ પર લોકમાં તેના બરોબર કોઇ દુઃખી નહીં હોય. તે વાત પણ રાજાએ માની.

પછી "અહીં તેમજ પર લોક બંનેમાં દુ ખી એવું કોણ ?" એ ત્રીજો પ્રશ્ન પૂછ્યો. તેના-ઉત્તરમાં તેણે મજુરને બતાવ્યો, અને કહ્યું કે આ માણસે આ લોકમાં સુખી થવા પૂર્વ જન્મમાં કોઈ પુણ્ય કર્યું નથી તેથી અહીં દુઃખી છે કમકે તેનું ગુજરાન પણ બહુ મુશ્કેલીથી ચાલે છે, તેમ પરલોકમાં સુખી થવા આ જન્મમાં પણ કાંઈ પુણ્ય કરી શકનો નથી. તેથી તે અહીં તેમજ પર લોકમાં પણ દુઃખી.

પછી "અહીં તેમજ પર લોક બંનેમાં સુખી કોણ ?" એ ચોથો પ્રશ્ન રાજાએ કર્યો. તેના ઉત્તરમાં છોકરીએ ધર્માત્મા શેઠને બતાવો કહ્યુ કે તેમણે પૂર્વ જન્મમા પુણ્ય કરેલું હોવાથી આ લોકમાં સુખી છે, અને આ જન્મમાં પુણ્ય કર્યા કરે છે તેથો પરલોકમાં પણ તે સુખી થશે તે વાત પણ રાજાએ સ્વીકારી

બાદ રાજાએ પાંચમો પ્રશ્ન કર્યો કે "પાપનો બાપ કોણ ?" ઉત્તરમાં છોકરીએ તે બ્રાહ્મણ તરફ આંગળી કરીને જણાવ્યું કે તેનો ઉત્તર તો આ બ્રાહ્મણ આપશે, તેને પૂછો. રાજાએ બ્રાહ્મણ તરફ દૃષ્ટ કરી પ્રશ્નનો ઉત્તર આપવા જણાવ્યું, તો બ્રાહ્મણ આમ તેમ જોવા લાગ્યો. એટલે છોકરીએ કહ્યું કે પાપનો બાપ તો બ્રાહ્મણના બગલમા છે. બગલ ખોલાવી જોતાં તેમાંથી મરેલુ કુરકુરીઉં નિકળ્યુ. તે જોઇ સભામા આશ્ચર્ય થયું. બ્રાહ્મણ બહુ શરમાયો. એટલે છોકરીએ કહ્યુ કે તે ગામના પ્રસિદ્ધ કર્મકાણ્ડી બ્રાહ્મણ છે, રસ્તામાં ચાલતાં જીર્ણ વસ્ત્રાદિને પણ સ્પર્શ ન થાય તેની એ સંભાળ રાખીને ચાલે છે, હીન જાતિનો પડછાયો પણ લેતા નથી, ઘરમાં શ્વાનને પેસવા પણ દેતા નથી. પરન્તુ બસેં રૂપીઆના લોભ ( તૃષ્ણા ) થી તેમણે આ ન કરવાનું કામ કર્યું. માટે પાપનો બાપ તૃષ્ણા છે, જે નીચ કામ પણ કરાવે છે. રાજાએ તે વાત પણ સ્વીકારી છોકરીનું સન્માન કર્યું.

આ દૃષ્ટાન્ત ઉપરથી એ સાર નિકળે છે કે તૃષ્ણા એ પાપનું મૂળ છે.

શંકાઃ—**अर्थैषणा न व्यसनेषु गण्यते ॥ कौ० अ० शा, चा० सू० ७६ ॥**

અર્થઃ—ધનની અભિલાષાની વ્યસનમાં ગણતરી નથી આ પ્રકારના પ્રમાણથી ધન સંપાદન કરવું તે વ્યસન ઠરતું નથી.

સમાધાનઃ—આ સૂત્રનું તાત્પર્ય આ છેઃ-પરમાર્થથી તો ધનના વ્યસનથી સર્વ વ્યસનોની સિદ્ધિ થતી હોવાથી ધનની તૃષ્ણા એ સર્વ વ્યસનો કરતાં મોટું વ્યસન છે તે વાત સિદ્ધ છે. પરન્તુ તેથી ધનને માટે કોઈ ઉપાય કરવો નહી એવુ તાત્પર્ય નથી. શાસ્ત્રોક્ત કર્મ દ્વારા પ્રાપ્ત ધનમાં સંતુષ્ટ રહેવું એ તાત્પર્ય છે. ઉપરના સૂત્રનુ પણ એ તાત્પર્ય છે. ઉપરના સૂત્રનુ પણ એ તાત્પર્ય નથી કે હર કોઇ પ્રકારે લૂંટી ધન પ્રાપ્ત કરવામાં કોઈ દોષ નથી. પરન્તુ સૂત્રનું તાત્પર્ય એ છે કે ન્યાય પૂર્વક ધન વધારવામાં કોઇ દોષ નથી. અને તે તો કરવું જ જોઇએ, અને વળી યોગ્ય રીતિએ વ્યય પણ કરવો જોઇએ એ ભાવ છે. ( રાજધર્મમાં આ વાતનો ખુલાસો કરવામાં આવશે. )

તૃષ્ણાનો જય પણ બહુ કષ્ટથી થાય છે—

दिनयामिन्यौ सायं प्रातः शिशिरवसन्तौ पुनरायातः ।
कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः ॥ मो० मु० श्लो० १२॥
अंगं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् ॥मो० मु० श्लो० १५॥
अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चुबुकसमर्पितजानुः।
करतलभिक्षा तरुतलवासस्तदपि न मुञ्चत्याशापाशः॥ मो० मु० श्लो० १६ ॥

અર્થઃ—દિવસ તથા રાત્રી, સાયંકાલ તથા પ્રાતઃકાલ, શિશિર તથા વસન્ત આદિ ઋતુઓ, એ સર્વ વારંવાર આવે છે અને જાય છે, સૂર્ય અસ્ત પામવાથી દિવસ સમાપ્ત થઈ રાત્રી પડે છે, સૂર્યનો ઉદય થતાં રાત્રી પણ નષ્ટ થાય છે. એ પ્રકારે સૂર્યના ઉદય અને અસ્તને અનુસાર કાલ ખેલ કરે છે. તેને અનુસાર દિન પ્રતિદિન મનુષ્યનું આયુ પણ ઘટી જાય છે. તોપણ તૃષ્ણા રૂપી વાયુનો અસ્ત થતો નથી, અર્થાત્ જેમ મનુષ્યના શરીરમાં વાયુ મરણ પર્યન્ત રહે છે, તેમ આ તૃષ્ણા રૂપી વાયુ પણ મરણ પર્યન્ત નષ્ટ થતો નથી. (૧૨). શરીર ગળી ગયું હોય, શિરના વાળ પાકી ગયા હોય, મુખમાંથી સર્વે દાંત પડી ગયા હોય, વૃદ્ધ થઈને દંડનો આશ્રય લઈને ચાલે છે, તોપણ આશા રૂપી પિંડ મનુષ્યનો ત્યાગ કરતો નથી. (૧૫). શરીરની રક્ષાને ઉપયોગી પદાર્થોનો ત્યાગ કરવાથી પણ તૃષ્ણા નિવૃત્ત થતી નથી. સર્વનો ત્યાગ કરીને ઠંડીની નિવૃત્તિ કરવાને માટે દિવસમાં માત્ર સૂર્યની તરફ પીઠ કરીને અને આગળ અગ્નિ રાખીને બેસે છે અને તે રીતે ઠંડીનું નિવારણ કરે છે, અને રાત્રિમાં ઢીંચણને દાઢીમાં લગાવીને બેઠા રહે છે, ભિક્ષાને માટે પાત્ર નહીં રાખતાં હાથમાં લઈને ખાય છે અને વૃક્ષોની નીચે સુઈ રહે છે, તોપણ મનુષ્યની આશા રૂપી ફાંસી છૂટતી નથી. (૧૬).

મોહ રૂપી અંધકારથી આચ્છાદિત થયેલા ચિત્ત રૂપી વનમાં જ્યાંસુધી તૃષ્ણા રૂપી પિશાચી નૃત્ય કરે છે ત્યાંસુધી મનુષ્ય કોઇ પ્રકારનું ઉત્તમ કાર્ય કરી શકતો નથી. જેમ ઉંદર જાલને કાપી નાંખે છે, તેમ મનુષ્ય જે જે ઉત્તમ અવસ્થાનો આશ્રય કરે છે તે સર્વ અવસ્થાને તૃષ્ણા રૂપી ઉંદર કાપી નાંખે છે. કાળી નાગણનો સ્વભાવ કુટિલ છે, તેનો સ્પર્શ બહુ કોમળ છે, પરન્તુ તેની અંદર ઘોર વિષ ભરેલું છે, જો તેને સ્પર્શ કરવામાં આવે તો જરૂર કરડવાની. તેવી રીતે આ તૃષ્ણા પણ ઘોર ઝેર વાળી છે અને જેને કરડે તે શ્રેયોમાર્ગથી ચ્યૂત થઈને મૃત્યુને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે કલ્યાણમાર્ગમાં પ્રવૃત્ત થઈ શકતો નથી.

क्षणमायाति पातालं क्षणं याति नभस्स्थलम् ।
क्षणं भ्रमति दिक्कुञ्जे तृष्णा हृत्पद्मषट्पदी ॥
॥ यो० वा० प्र० १, स० १७ श्लो० ३१ ॥

અર્થઃ—હૃદય રૂપી કમલમાં રહેનારી તૃષ્ણા રૂપી ભમરી એક ક્ષણમાં પાતાલમાં જાય છે તો એક ક્ષણમાં ત્યાંથી આકાશમાં ઉડે છે. અને એક ક્ષણમાં ચારે દિશામાં ભ્રમણ કરી આવે છે. મતલબકે તે અત્યન્ત ચંચળ છે.

સરોવરમાં રહેનારી માછલી લક્કડ, ઘાસ, આદિ કોઈ પણ પદાર્થને જુએ છે તો તે સર્વેને ખાવાના માંસ આદિ પદાર્થ સમઝી પકડી લે છે, તેવી રીતે આ તૃષ્ણા જગતમાં જે જે વસ્તુ છે તે સર્વ પ્રતિ દોડે છે, મનુષ્યના હૃદયમાં રહેલી આ તૃષ્ણા જેવી કઠણ છે એવી કઠણું તલવારની ધાર અથવા વજ્ર પણ નથી. મહા બુદ્ધિશાલી તથા ધીર મનુષ્યને પણ તૃષ્ણા એક નિમિષમાં તૃણ સમાન તુચ્છ બનાવી દે છે.

अदृश्यैवात्ति मांसास्थिरुधिरादि शरीरकात् ।
मनोविलविलीनैषा तृष्णा वनशुनी नृणाम् ॥
॥ यो० वा० प्र० ५, स० १५ श्लो० ८ ॥

कल्पानलशिखादाहं सोढुं शक्ता हरादयः ।
तृष्णानलशिखादाहं सोढुं शक्ता न केचन ॥ ,, ,, ५ ॥
आशावैवश्यविवशे चित्ते संतोषवर्जिते ।
म्लाने वक्त्रमिवादर्शे न ज्ञानं प्रतिबिंबति ॥ ,, ,, ९ ॥

**અર્થ:—** જંગલી કુતરી તો આવીને મનુષ્યોને પ્રત્યક્ષ રૂપે કરડી ખાય છે. પરંતુ આ મન રૂપી ગુફામાં રહેલી તૃષ્ણા રૂપી કુતરી તો શરીરનાં માંસ, અસ્થિ અને રૂધિર વગેરેને દેખાયા વિના ( છુપી રીતે ) જ ખાઇ જાય છે ( ૮ ).

કલ્પના અન્ત સમયમાં સંપૂર્ણ સંસારના પદાર્થોને દહન કરનાર જે અગ્નિ તેના દાહને પણ મહાદેવ આદિ સમર્થ દેવ લોક સહન કરી લે છે. પરન્તુ તૃષ્ણા રૂપી અગ્નિના દાહને સહન કરવા કોઇ પણ સમર્થ થતું નથી. (૫).

જેવી રીતે મલિન દર્પણમાં મુખનું પ્રતિબિંબ પડતું નથી, તેવી રીતે આશા વડે વિવશ થયેલા અને સંતોષથી રહિત ચિત્તમાં જ્ઞાનનું પ્રતિબિંબ પડતું નથી. (૯).

માટે મોક્ષ રૂપ પુરૂષાર્થને સિદ્ધ કરવાને માટે તૃષ્ણાનો પરિત્યાગ જ પ્રથમ સાધન છે.



ઇતિ સદા૦ પ્ર૦માં અ૦ ૨ સમાપ્ત.



## अध्याय ३.

॥ भज क्षमाम् ॥

આ પ્રકારે " तृष्णां छिन्धि " એ પદની વ્યાખ્યા કરીને હવે " भज क्षमाम् " એની વ્યાખ્યા કરીએ છીએ.

भज क्षमाम्—ક્ષમાને ધારણ કરો.

જેવી રીતે તૃષ્ણાનો ત્યાગ સુખનું સાધન છે તેવી રીતે ક્ષમા પણ આ લોક અને પર લોકના સુખનું સાધન છે જે મનુષ્યમા ક્ષમા નથી તે મનુષ્ય દુઃખનો ભાગી થાય છે. મહાભારતાદિ ગ્રન્થોમા ક્ષમાની બહુ પ્રશંસા કરી છે પ્રથમ ક્ષમાનો અર્થ કહે છે.

बाह्ये चाध्यात्मिके चैव दु.खे चोत्पादिते क्वचित् ।
न कुप्यति न वा हन्ति सा क्षमा परिकीर्तिता ॥

॥ મ૦ ગી૦ મધુ૦ ટીકા૦ અ૦ ૧૮, શ્લો૦ ૪૨ गतः श्लोक ॥

અર્થઃ—કોઈ મનુષ્ય ખોટી વાણી આદિ વડે માનસિક ( આધ્યાત્મિક ) દુઃખ દે, અથવા પ્રહારાદિ વડે શરીર સબાધ ( બાહ્ય ) દુખ દે, તો પણ તેના ઉપર કોઇ પ્રકારનો ક્રોધ ન કરવો, તથા તેને કોઈ પ્રકારનો દડ દેવાની ઇચ્છા ન કરવી તેનુ નામ **ક્ષમા** છે.

वाचा मनसि काये च दुःखेनोत्पादितेन च ।
न कुप्यति न चाप्रीति सा क्षमा परिकीर्तिता ॥म०पु०भा०प०अ०२ श्लो०१५७॥

અર્થઃ—વાણી આદિ વડે શરીર અથવા મનમાં દુખ ઉત્પન્ન થવા છતાં ક્રોધ ન કરવો અથવા મનમા કોઇ અપ્રીતિ ન કરવી તેનું નામ **ક્ષમા** છે.

द्वाविमौ पुरुषौ राजन् स्वर्गस्योपरि तिष्ठतः ॥
प्रभुश्च क्षमया युक्तो दरिद्रश्च प्रदानवान् ॥ म०भा०उ०प०अ०३३, श्लो०५८ ॥

અર્થ—જે માણુસ અપરાધીઓને દડ દેવામા સમર્થ હોવા છતા ક્ષમા કરે છે, દડ દેવાની ઇચ્છા કરતો નથી; અને જે મનુષ્ય ગરીબ હોવા છતા બીજાને દાન દેવાની ઇચ્છા કરે છે, લેવાનું મન કરતો નથી, એ બે મનુષ્ય, હે રાજન્ ! પૃથિવીમા રહેતા હોવા છતાં હમેશાં સ્વર્ગમા જ રહેનારા છે, અર્થાત્ અગ્નિહોત્રાદિક કર્મ વિના પણ તેમને સ્વર્ગપ્રાપ્તિ જરૂર થાય છે અર્થાત્ મહાન સુખ પ્રાપ્ત કરે છે.

क्षमा तेजस्विनां तेजः क्षमा ब्रह्म तपस्विनाम् ।
क्षमा सत्यं सत्यवतां क्षमा यज्ञः क्षमा शम. ॥ म०भ० व०प०अ०२९ श्लो० ४०॥

અર્થ—જેને જોઇને બાલક મૂઢ વગેરે ભયભિત થાય છે તેનું નામ તેજ છે, એવા તેજસ્વીઓમાં જે ક્ષમા છે તે જ મોટુ તેજ છે, અર્થાત્ સમર્થ પુરૂષોમાં જે ક્ષમા છે તે જ મોટું તેજ કહેવાય છે. તપસ્વી લોકોના પરમેશ્વર પણ ક્ષમા છે. કારણ જેણે ક્રોધને જીતી લીધો છે તેને શીઘ્ર પરમેશ્વરપ્રાપ્તિ આદિ સિદ્ધિ મળે છે. કેટલીક વાર તપસ્વી લોક ક્રોધને વશ થઇને બીજાને શાપ દઇ પોતાના તપના ફલને નષ્ટ કરે છે, તેથી તેમને

પરમેશ્વરપ્રાપ્તિની યોગ્યતા મળતી નથી. પરંતુ જેઓ ક્રોધને વશ થઈ પોતાનું તપ ન ગુમાવતાં તેને સાચવી રાખે છે તેમને તે યોગ્યતા પ્રાપ્ત થાય છે. માટે ક્ષમા એ તપસ્વીઓના પરમેશ્વર છે. સત્ય ભાષણ કરનારને પણ ક્ષમા જ સત્ય રૂપ છે, કારણ જેનામાં ક્ષમા નથી તે સત્યનું રક્ષણ કરી શકતા નથી. વળી યજ્ઞાદિ કર્મ કરનારને ક્ષમા જ યજ્ઞ રૂપ છે, કારણ કે, યજ્ઞમાં ક્રોધ કરવાથી યજ્ઞનું ફળ મળતું નથી. તેથી તેને પણ ક્ષમાની બહુ જરૂર છે. અને ક્ષમા જ શમ છે અર્થાત્ શાન્તિ પ્રાપ્ત કરવાને માટે ક્ષમાની જરૂર છે, ક્ષમા વિના ચિત્તનો વિક્ષેપ દૂર થઇ શકતો નથી, અને ક્રોધ એ મહાન વિક્ષેપ છે. માટે તેજ, તપ, સત્ય, યજ્ઞ, શમ આદિકોનું ભૂષણ ક્ષમા જ છે.

क्षन्तव्यमेव सततं पुरुषेण विजानता ।
यदा हि क्षमते सर्वं ब्रह्म संपद्यते तदा ॥ મ૦ ભા૦ ,, શ્લો૦ ૪૨ ॥

અર્થઃ—વિવેકી મનુષ્યોને બીજાના અપરાધની ક્ષમા કરવી તે જ યોગ્ય છે. જે સમયે મનુષ્ય સર્વ અપરાધોને ક્ષમા કરે છે તે સમયે તે પરમાત્માની પ્રાપ્તિને માટે યોગ્ય થાય છે. વળી—

क्षमा गुणो हि जन्तूनामिहामुत्र सुखप्रदः ।
एकः क्षमावतां दोषो द्वितीयो नोपपद्यते ।
यदेनं क्षमया युक्तमशक्तं मन्यते जनः ॥
म० भा० उ० प० अ० ३३ श्लो० ४८ ॥ आप० स्मृ० अ० १० श्लो० ५ ॥
सोऽस्य दोषो न मन्तव्यः क्षमा हि परमं बलम् ।
क्षमा गुणो ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ॥ મ૦ ભા૦ ,, ,, ॥૪૯॥

અર્થઃ—આ લોકમાં અને પર લોકમાં પ્રાણીઓને સુખ દેનાર ગુણ ક્ષમા જ છે. ક્ષમાવાળામાં આ એક દોષ છે તે એ જ કે લોકો તેને અશક્ત માને છે, બીજો કોઈ દોષ નથી. પરન્તુ લોક ક્ષમાવાળાને જે અશક્ત માને છે તે યોગ્ય નથી, કારણકે ક્ષમા એ દોષ નથી, પરન્તુ એ મહાન્ બળ છે, અશક્તોને માટે ક્ષમા ગુણ રૂપ છે, જ્યારે શક્તોને માટે ક્ષમા ભૂષણ છે અર્થાત્ શોભાનું કારણ છે. વળી–

ज्ञानं तीर्थं तपस्तीर्थं ब्रह्म तीर्थं सनातनम् ।
क्षमा तु परमं तीर्थं सर्वतीर्थेषु पाण्डव ॥ वृ० गौ० अ० २० ॥

અર્થ :—તીર્થ એટલે પાપનો નાશ કરી મનુષ્યને પવિત્ર કરનાર વસ્તુનું નામ તીર્થ છે. શાસ્ત્રના શ્રવણ અને પઠન દ્વારા પરમાત્માનું પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવાથી પાપની નિવૃત્તિ થાય છે. માટે પરોક્ષ જ્ઞાન તીર્થ રૂપ છે. પરોક્ષ જ્ઞાનથી પાપની નિવૃત્તિ વેદાન્ત શાસ્ત્રમાં કહી છે. જેમ—

परोक्षं ब्रह्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
बुद्धिपूर्वकृतं पापं कृत्स्नं दहति वह्निवत् ॥ पं० द० प्र० १ श्लो० ६३ ॥

અર્થ:—ગુરૂ તથા શાસ્ત્ર દ્વારા પ્રાપ્ત કરેલું પરમાત્માનું પરોક્ષ જ્ઞાન, અજ્ઞાનાવસ્થામાં જાણી બુઝીને કરેલા પાપનો પણ, જેવી રીતે અગ્નિ સુકા ઘાસ વગેરેને એકદમ બાળી ભસ્મ કરે છે તેવી રીતે, નાશ કરે છે. વળી કૃચ્છ્ર, ચાંદ્રાયણ, આદિ વ્રત રૂપ તપ પણ પાપની નિવૃત્તિ કરે છે, તેથી તીર્થ રૂપ છે. વળી વેદનું અધ્યયન પણ પાપનું નિવર્તક સનાતન તીર્થ છે, તથાપિ, હે પાણ્ડવ ! સંપૂર્ણ તીર્થોમાં ક્ષમા મહાન્ તીર્થ છે.

क्षमा वशीकृतिर्लोके क्षमया किं न साध्यते ।

शान्तिखड्गं करे यस्य किं करिष्यति दुर्जनः॥म०भा०उ०प०अ०३३' श्लो०५०॥

અર્થ:—જગતમાં સર્વ પ્રાણીઓને વશ કરનારી વસ્તુ ક્ષમા છે. કયું કાર્ય એવું છે કે જે ક્ષમા વડે સિદ્ધ ન કરી શકાય ? અર્થાત્ સર્વ કાર્ય ક્ષમાથી સિદ્ધ કરી શકાય છે. ક્ષમા રૂપી તલવાર જેના હાથમાં છે તેને દુર્જન લોક શું કરી શકવાના છે અર્થાત્ કાંઇ જ નહીં. વળી—

अतृणे पतितो वह्निः स्वमेवोपशाम्यति ।

अक्षमावान्परं दोषरात्मानं चैव योजयेत् ॥ ,, ,, ५१ ॥

અર્થ:—ઘાસાદિમા પડેલો અગ્નિ સળગી શકે છે, પરન્તુ ઘાસાદિ રહિત સ્થાનમાં પડેલો અગ્નિ સ્વયમ્ શાન્ત થઇ જશે. જે મનુષ્યમા ક્ષમા નથી તે પોતે જ પોતાનામાં દોષ સંપાદન કરશે એટલે કે ક્રોધી માણસ પ્રતિ કોઈ શબ્દ પ્રયોગ કરવામાં આવે તો તરત લડવાને તૈયાર થાય છે અને પોતાને તેમજ બીજાને અનર્થ પહોંચાડે છે. પરન્તુ ક્રોધ રહિત ક્ષમાવાન્ પુરૂષ પ્રતિ પ્રયોગ કરેલી વાણી તૃણ રહિત જમીનમાં પડેલા અગ્નિની પેઠે વ્યર્થ જાય છે.

एको धर्मः परं श्रेयः क्षमैका शान्तिरुत्तमा ।

विद्यैका परमा तृप्तिरहिंसैका सुखावहा ॥ ,, ,, ५२ ॥

અર્થ:—મનુષ્યોના કલ્યાણને માટે મુખ્ય સાધન એક ધર્મ જ છે, ક્ષમા એક ઉત્તમ શાન્તિ છે, વિદ્યા જ તૃપ્તિનું એક સાધન છે, અને શરીર, વાણી અને મનથી કોઇને દુઃખ ન દેવા રૂપ અહિંસા જ સુખને આપનારી છે

क्षमावतामयं लोकः परश्चैव क्षमावताम् ।

इह सन्मानमृच्छन्ति परत्र च शुभां गतिम् ॥ महा. आ.प.अ.२९. श्लो.४३ ॥

અર્થ:—ક્ષમાવાળા મનુષ્યને જ આ લોક અને પર લોક સંબધી સુખ પ્રાપ્ત થાય છે, ક્ષમાવાળાને આ લોકમાં સન્માન મળે છે અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે.

क्षमावतामेव हि योगसिद्धिः स्वाराज्यलक्ष्मीः सुखभोगसिद्धिः ।

क्षमाविहीना निपतन्ति विघ्नैर्वाताहता पर्णचया इव द्रुमात् ॥

स. वे. सि. सा. सं. श्लो. १२९

અર્થ:—ક્ષમાવાળા મનુષ્યને જ યોગસિદ્ધિ અને રાજ્યલક્ષ્મી તથા સુખની સિદ્ધિ થાય છે, ક્ષમાથી રહિત મનુષ્ય, જેવી રીતે વૃક્ષોમાંથી પવન વડે પાનાં ખરી પડે છે તેવી રીતે વિઘ્નોથી નીચે પડે છે અર્થાત્ તેને સર્વ કાર્યમાં વિઘ્ન નડે છે.

क्षमावान्माप्नुयात्स्वर्गं क्षमावान्माप्नुयाद्यशः ।
क्षमावान्माप्नुयान्मोक्षं क्षमावांस्तीर्थमुच्यते ॥ वृ. गौ. स्म. अ. २० ॥

અર્થ:—ક્ષમાવાળા મનુષ્યને સ્વર્ગ, કીર્તિ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે, અને તે સ્વયમ્ તીર્થ રૂપ છે અર્થાત્ પવિત્ર કરનાર અને પાપનો નાશ કરનાર છે.

क्षमावतामयं लोकः परश्चैव क्षमावताम् ।
मानितोऽमानितो वाऽपि क्षमावांस्तीर्थमुच्यते ॥ वृ. गौ. स्मृ अ. २० ॥

અર્થ;—ક્ષમાવાળા મનુષ્યને જ આ લોક અને પરલોકના સુખની પ્રાપ્તિ થાય છે; અપમાન મળતાં અથવા અપમાન ન મળતાં પણ ક્ષમાવાળો પુરૂષ હમેશાં તીર્થ રૂપ કહેવાય છે.

ક્ષમા સંબંધી કુશિક રાજા તથા ચ્યવન ઋષિનો ઇતિહાસ મહાભારતના અનુશાસન પર્વના ૫૨ મા અધ્યાયથી ૫૬ મા અધ્યાય સુધી છે તે નીચે મુજબ:—

ચ્યવન ઋષિ કુશિક રાજાના વંશનો નાશ કરવાની ઇચ્છાથી તેની પાસે ગયા. રાજાએ ઋષિની પૂજા આદિ કરીને તેમને કહ્યું—હે ભગવન્ ! હું આપને અધીન છું, આપને રાજ્ય, ધન, આદિ કોઈ પણ વસ્તુની જરૂર હોય તો આપ આજ્ઞા કરશો, હું આપને સર્વનું દાન કરવા તૈયાર છું. આ ગૃહ, રાજ્ય, સર્વ આપનું જ છે, આપ જ રાજા થઇને પૃથિવીનું શાસન કરો, હું આપને અધીન થયો છું.

કુશિક રાજાનું આવું વચન સાંભળીને ઋષિ અત્યન્ત હર્ષિત થયા, અને રાજાને કહેવા લાગ્યા-હે મહારાજ ! હુ રાજ્યાદિની ઇચ્છા રાખતો નથી. હું કોઇ નિયમનો આરંભ કરવા માગું છું .જો તમારી ઇચ્છા હોય તો તું અને તારી પત્ની બને મારી સેવા કરો. ઋષિનાં વચન સાંભળી રાજા અને રાણી બને હર્ષિત થયાં અને ઋષિને ઉત્તર આપ્યો કે અમે તેમજ કરીશુ. બાદ કુશિક રાજાએ પ્રસન્ન થઇને ઋષિને રહેવાનું સ્થાન આપ્યું. ઋષિએ પણ ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો.

એટલામાં સૂર્યાસ્ત થયો એટલે ઋષિ ભોજન કરીને, "મને જગાડશો નહીં તમે બન્ને મારા ચરણની સેવા કરતાં રહો, અને જાગતાં રહો." એમ કહીને સુઇ ગયા. રાજા રાણી નિદ્રાનો ત્યાગ કરીને ઋષિની સેવા કરતાં રહ્યા. ઋષિએ એક બાજુએ સુઇ રહીને ૨૧ દિવસ વિતાવ્યા. ૨૧ દિવસ પછી બીજી બાજુ સુઇને નિદ્રા કરવા લાગ્યા ફરીથી પણ ૨૧ દિવસ સુધી નિદ્રાવસ્થામાં દિવસ કાઢયા. રાજા રાણી બને આહારાદિનો ત્યાગ કરીને સેવા કરતાં જ રહ્યાં, કોઇ પ્રકારનો વિકાર થવા દીધો નહીં. બાદ ઋષિએ ઉઠીને પોતાના શરીર ઉપર તેલ ચોળવા કહ્યું, રાજા રાણી ભૂખ્યાં તથા શ્રમયુક્ત હોવા છતાં તેલ ચોળવા લાગ્યાં પછી ઋષિ સ્નાનગૃહમા ગયા સ્નાનને માટે સર્વ સાધન તૈયાર હતાં. પરંતુ ત્યાં જઇને ત્યાંથી ઋષિ અન્તર્ધાન થઈ ગયા રાજા તેમને શોધતા રહ્યા પરન્તુ કાંઇ પત્તો લાગ્યો નહીં થોડી વારમાં સ્નાન કરીને ઋષિને સિંહાસન ઉપર બેઠેલા દીઠા તોપણ રાજાએ પ્રસન્ન ચિત્તે, મુનિને કહ્યું કે ભોજન તૈયાર છે ઋષિએ સર્વ ભોજનને પોતાની પાસે મંગાવ્યું અને આસન તથા શય્યા પણ મગાવી. પછી તને સફેદ વસ્ત્ર ઢાંકીને બાળી દીધું. રાજા રાણી તેથી કુપિત ન થયાં. એટલામાં ઋષિ અન્તર્ધાન થયા રાજર્ષિ કુશિક વાણીનો નિગ્રહ કરીને તેજ ભાવથી નિવાસ કર્યો, ક્રોધિત ન થયા. ચ્યવન ઋષિ ફરી રાજાને કહેવા લાગ્યા, કે હું જે સ્થાનમાં કહું તે સ્થાનમાં મને રથમાં બેસાડી તું ભાર્યાની

સાથે રથ ખેંચીને લઇ જા તે વાત પણ રાજાએ કબુલ કરી. રાજાનો યુદ્ધને ઉપયોગી જે રથ હતો તેને તૈયાર કરીને તેમાં નાના પ્રકારના સુવર્ણ, રત્નો, વગેરે ભરી ઋષિને રથમાં બેસાડી રાજા અને રાણી બન્ને રથને ખેંચતા રાજમાર્ગથી ચાલવા લાગ્યાં અને રાજસેવક સર્વ ઋષિની સવારીની પાછળ ચાલવા લાગ્યા, ત્યારે નગરવાસી સર્વ લોક હાહાકાર કરવા લાગ્યા. તીક્ષ્ણ અણીવાળા પરોણા વડે તાડન કરવાથી રાજારાણીની પીઠ તથા અન્ય ભાગ વિંધાયા, છતાં બન્ને ક્રોધ રહિત થઇને નિર્વિકારી ચિત્તે રથને ખેંચતા હતાં. એ રીતે એ બન્ને જણ ૫૦ રાત્રી સુધી થાક્યા પાક્યા તથા ભૂખ્યા હોવા છતાં કંપતા શરીરથી કોઇ પણ રીતે રથને ખેંચતા રહ્યા. તે સમયે તેઓ અત્યન્ત ઘાયલ હોવાથી રુધિર વહેવાથી ફુલેલા ખાખરાના વૃક્ષની સમાન દેખાતા હતા તોપણ ચ્યવન ઋષિએ તે લોકમાં કોઇ પણ વિકાર દીઠો નહીં. પછી ઋષિ કુબેરની માફક ધનનું દાન કરવા લાગ્યા, તો પણ રાજા કાંઇ બોલ્યા નહીં. ત્યારે ઋષિએ રથમાંથી ઉતરીને રાજા રાણીનાં ઘાયલ થયેલા શરીર ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું કે ‘ હું વ્રતનિષ્ઠ થઇને આ ગંગાતટમાં રહીશ, તમે તમારા નગરમાં જાઓ, ત્યાં વિશ્રામ કરીને ફરી આ સ્થાનમાં આવજો, અહીં જ હું તમને મળીશ, તમે ક્રોધ કે શોક કરશો નહીં, તમારા કલ્યાણનો સમય આવ્યો છે ” કુશિક રાજા ઋષિના વચન સાંભળી પોતાના નગરમાં ગયા, અને ભોજન વગેરે કરીને રાત્રિ વિતાવી.

ચ્યવન ઋષિએ પોતાના તપોબલથી એક એવા સુંદર બગીચાની રચના કરી કે જેવો ઇન્દ્રપુરીમાં પણ ન હોય. બીજે દિવસે કુશિક રાજા તે જ બગીચામાં ગયા રાજાએ તે બગીચામાં એક સુવર્ણમય મકાન જોયું, તથા રમણીય પર્વત, અનેક પ્રકારની ચિત્રશાળા તથા વિચિત્ર શય્યા આદિ જોયું, અને નાના પ્રકારના પુષ્પ તથા વૃક્ષ તથા લતા આદિથી શોભાયમાન એ બગીચામાં કોયલ આદિ બહુ પ્રકારના પક્ષી હર્ષિત થઇને ગુંજાર કરતા દીઠાં. વળી કોઇ સ્થાનમાં અપ્સરા અને ગન્ધર્વ આદિને પણ દીઠાં.

એટલામાં દિવ્ય શય્યા ઉપર સુતેલા મુનિશ્રેષ્ઠ ચ્યવનને જોયા દેખતાં જ રાજા હર્ષિત થઇને મહર્ષિની સામે ગયા. એટલામાં ફરીથી શય્યા સહિત ઋષિ અન્તર્ધાન થયા. તે પછી બીજા સ્થાનમાં બેસીને ઋષિને જપ કરતા જોયા એટલામાં બાગ વિગેરે સર્વ નષ્ટ થઇ ગયું અને ગંગાજીના કિનારા ઉપર ફક્ત કુશ વગેરે દેખવામાં આવ્યું રાજાએ પોતાની રાણી પ્રતિ તપ તથા બ્રાહ્મણની બહુ પ્રશંસા કરી, પછી ઋષિએ રાજાને બોલાવીને બેસાડ્યો, અને કહ્યું કે હું તારા ઉપર બહુ પ્રસન્ન છું, તારામાં કાંઇ પાપ નથી, તું વર માગ, અને મને મારા સ્થાનમાં પાછા જવાની અનુમતિ આપ. ત્યારે કુશિક બોલ્યા કે “ હે મહારાજ ! હું અગ્નિમાં પડેલા મનુષ્યના જેવી સ્થિતિમાં હતો. છતાં ભસ્મ થયા વિના બચી ગયો તેટલું જ બસ છે, તે જ મને સર્વથી મોટો વર મળ્યો. આપ અમારા ઘરમાં આવીને કેમ રહ્યા ? અને આ સર્વ કાર્ય શામાટે કર્યું ? તે સર્વ વાત મને કહો. ત્યારે ઋષિએ કહ્યું કે “મેં દેવતાઓની સભામાં બ્રહ્માજીના મુખથી એવી વાત સાંભળી હતી કે બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં પરસ્પર વિરોધના કારણે કુલસંકર થશે; અને તને તેજ અને પરાક્રમ યુક્ત એક પૌત્ર પ્રાપ્ત થશે. એ વાત સાંભળીને હું તારા કુલનો નાશ કરવાને

આવ્યો હતો. તે કારણે તને ક્રોધ ચઢાવવાને માટે આ સર્વ ઘટના કરી. જો તેં ક્રોધ કર્યો હોત તો શાપ દઈને હું તારા કુલનો નાશ કરત. જે બાગ આદિ તેં દીઠો તે તારી પ્રસન્નતાને માટે તને સ્વર્ગ બતાવ્યું છે. જે થોડો સમય તેં અહીં દિવ્ય પદાર્થો દીઠા તેટલો સમય તેં સ્વર્ગસુખનો અનુભવ કર્યો. તે સમયમાં તારા મનમાં જે ઇચ્છા થઇ હતી તે હું જાણું છું. તેં રાજ્ય તથા દેવેન્દ્રની પદવીની પણ અવજ્ઞા કરીને બ્રાહ્મણત્વ તથા તપસ્યાની આકાંક્ષા કરી છે. બ્રાહ્મણત્વ અત્યન્ત દુર્લભ છે. તેમાં પણ ઋષિત્વપદની પ્રાપ્તિ થવા છતાં પણ તપસ્વિતા અતિ દુર્લભ છે. તારી કામના સફળ થશે. કુશિકથી કૌશિક બ્રાહ્મણ જન્મશે. તારી ત્રીજી પેઢીમાં બ્રાહ્મણત્વનો પ્રવેશ થશે. તારો પૌત્ર બ્રાહ્મણ, તપસ્વી અને અગ્નિની સમાન તેજસ્વી થશે. તે દેવતા અને મનુષ્યોને ભય ઉત્પન્ન કરશે" એવો વર આપીને ઋષિ ત્યાંથી ચાલ્યા ગયા.

આ વરના પ્રતાપે કુશિકના વંશમાં ગાધીના પુત્ર વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા છે. કુશિક રાજાના ક્ષમાબળથી, વંશનો નાશ કરવા આવેલા ચ્યવન ઋષિને પણ અન્તે તેના વંશની ઉન્નતિ થવાનો વર આપવો પડયો. માટે ક્ષમાનો પ્રભાવ અત્યન્ત મહાન્ છે એમાં કોઈ શંકા નથી.

જેવો ક્ષમા સંબંધી આ ઇતિહાસ કહ્યો તેવો શ્રીમદ્ ભાગવતના ૧૧ મા સ્કન્ધના ૨૩ મા અધ્યાયમાં ખટ્વાંગ નામક બ્રાહ્મણનો ઇતિહાસ પણ છે.

આ બ્રાહ્મણ બહુ લોભી હતો. ધનનો સગ્રહ માત્ર કરતો હતો. અને પોતાના કુટુંબને ખાવા પીવાનું પણ બરાબર આપતો નહોતો. સર્વ લોક તેનાથી દુઃખી હતા. કોઇ સમયમાં તેનું ધન નષ્ટ થયું. કંઇક તો રાજાએ, કંઇક જ્ઞાતિવાળાએ મળીને એનું સર્વ ધન લઇ લીધું સ્ત્રી, પુત્ર, આદિકોએ પણ તેનો પરિત્યાગ કર્યો. અંતમાં એ બ્રાહ્મણે સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યો. તે જ્યારે ભિક્ષાને માટે ગામમાં જતો ત્યારે લોક તેને બહુ દુઃખ દેતા હતા. કોઇ તેનો દંડ છીનવી લે, તો કોઇ ભિક્ષાપાત્ર, તો કોઈ કમણ્ડલુ, તો કોઇ તેની માળા, તો કોઈ તેની ગોદડી, તો કોઇ વસ્ત્ર-એ રીતે તેનો સર્વ સામાન છીનવી લેતા હતા.

તે બ્રાહ્મણ ભિક્ષા લઇને નદીને કીનારે જઇને ખાવાની તૈયારી કરતો તો તેટલામાં કોઈ લોક જઇને એના અન્નમાં પેસાબ કરતા તથા તેના શિર પર થુંકતા હતા. કોઇ લોક તેને ગાળો પણ દેતા હતા. જો તે ચુપ રહેતો તો તેને મારતા હતા. અને કોઈ તો "આ ચોર છે" ઇત્યાદિ કઠોર વાણી બોલીને તેને પીડા કરતા હતા. કોઈ લોક "આ ધર્મધ્વજી છે તથા શઠ છે, અને તેને જ્યારે જીવિકાનું કોઇ સાધન રહ્યું નહીં અને કુટુંબીઓએ તેનો ત્યાગ કર્યો ત્યારે તેણે આ વૃત્તિને ધારણ કરી છે" એમ નાના પ્રકારના આક્ષેપ કરીને તેનો તિરસ્કાર કરતા હતા. આ રીતે નાના પ્રકારના દુઃખોને સહન કરતો હતો, કોઈ પ્રકારના વિકારને પ્રાપ્ત થતો નહોતો. પરન્તુ દૃઢ નિશ્ચયથી ચુપચાપ સર્વને ક્ષમા કરતો અને પોતાના કાર્યને સાધી લેતો હતો. એક સમય વિચાર કરતો તે કહે છેઃ—

नाऽयं जनो मे सुखदुःखहेतुर्न देवतात्मा ग्रहकर्मकालाः ।
मनः परं कारणमामनन्ति संसारचक्रं परिवर्तयेद्यत् ॥

॥ भा. स्कं. ११ अ. २३ श्लो. ३९ ॥

સાથે રથ ખેંચીને લઇ જા તે વાત પણ રાજાએ કબુલ કરી. રાજાનો યુદ્ધને ઉપયોગી જે રથ હતો તેને તૈયાર કરીને તેમા નાના પ્રકારના સુવર્ણ, રત્નો, વગેરે ભરી ઋષિને રથમા બેસાડી રાજા અને રાણી બને રથને ખેંચતા ગજમાર્ગથી ચાલવા લાગ્યાં અને રાજ-સેવક સર્વ ઋષિની સવારીની પાછળ ચાલવા લાગ્યા, ત્યારે નગરવાસી સર્વ લોક હાહાકાર કરવા લાગ્યા. તીક્ષ્ણ અણીવાળા પરોણા વડે તાડન કરવાથી રાજારાણીની પીઠ તથા અન્ય ભાગ વિંધાયાં, છતા બને ક્રોધ રહિત થઈ ને નિર્વિકારી ચિત્તે રથને ખેંચતા હતાં. એ રીતે એ બને જણ ૫૦ રાત્રી સુધી થાકયા પાકયા તથા ભૂખ્યા હોવા છતાં કંપતા શરીરથી કોઈ પણ રીતે રથને ખેંચતા રહ્યા. તે સમયે તેઓ અત્યન્ત ઘાયલ હોવાથી રૂધિર વહેવાથી ફુલેલા ખાખરાના વૃક્ષની સમાન દેખાતા હતા તોપણ ચ્યવન ઋષિએ તે લોકમા કોઈ પણ વિકાર દીઠો નહીં. પછી ઋષિ કુબેરની માફક ધનનું દાન કરવા લાગ્યા, તો પણ રાજા કાંઇ બોલ્યા નહીં. ત્યારે ઋષિએ રથમાથી ઉતરીને રાજા રાણીનાં ઘાયલ થયેલા શરીર ઉપર હાથ ફેરવ્યો અને કહ્યુ કે ' હુ વ્રતનિષ્ઠ થઇને આ ગંગાતટમાં રહીશ, તમે તમારા નગરમા જાઓ, ત્યા વિશ્રામ કરીને ફરી આ સ્થાનમાં આવજો, અહીં જ હું તમને મળીશ, તમે ક્રોધ કે શોક કરશો નહીં, તમારા કલ્યાણનો સમય આવ્યો છે." કુશિક રાજા ઋષિના વચન સાભળી પોતાના નગરમા ગયા, અને ભોજન વગેરે કરીને રાત્રિ વિતાવી.

ચ્યવન ઋષિએ પોતાના તપોબળથી એક એવા સુંદર બગીચાની રચના કરી કે જેવો ઇન્દ્રપુરીમા પણ ન હોય. બીજે દિવસે કુશિક રાજા તે જ બગીચામાં ગયા રાજાએ તે બગીચામા એક સુવર્ણમય મકાન જોયુ, તથા રમણીય પર્વત, અનેક પ્રકારની ચિત્ર-શાળા તથા વિચિત્ર શય્યા આદિ જોયુ, અને નાના પ્રકારના પુષ્પ તથા વૃક્ષ તથા લતા આદિથી શોભાયમાન એ બગીચામા કોયલ આદિ બહુ પ્રકારના પક્ષી હર્ષિત થઇને ગુંજાર કરતાં દીઠાં. વળી કોઈ સ્થાનમા અપ્સરા અને ગન્ધર્વ આદિને પણ દીઠાં.

એટલામા દિવ્ય શય્યા ઉપર સુતેલા મુનિશ્રેષ્ઠ ચ્યવનને જોયા દેખતાં જ રાજા હર્ષિત થઇને મહર્ષિની સામે ગયા. એટલામા ફરીથી શય્યા સહિત ઋષિ અન્તર્ધાન થયા. તે પછી બીજા સ્થાનમા બેસીને ઋષિને જપ કરતા જોયા એટલામા બાગ વિગેરે સર્વ નષ્ટ થઈ ગયુ અને ગંગાજીના કિનારા ઉપર ફક્ત કુશ વગેરે દેખવામા આવ્યુ રાજાએ પોતાની રાણી પ્રતિ તપ તથા બ્રાહ્મણની બહુ પ્રશંસા કરી, પછી ઋષિએ રાજાને બોલા-વીને બેસાડયો, અને કહ્યુ કે હું તારા ઉપર બહુ પ્રસન્ન છું, તારામાં કાંઇ પાપ નથી, તું વર માગ, અને મને મારા સ્થાનમા પાછા જવાની અનુમતિ આપ. ત્યારે કુશિક બોલ્યા કે " હે મહારાજ ! હું અગ્નિમાં પડેલા મનુષ્યના જેવી સ્થિતિમાં હતો. છતા ભસ્મ થયા વિના બચી ગયો તેટલું જ બસ છે, તેજ મને સર્વથી મોટો વર મળ્યો. આપ અમારા ઘરમાં આવીને કેમ રહ્યા ? અને આ સર્વ કાર્ય શામાટે કર્યું ? તે સર્વ વાત મને કહો. ત્યારે ઋષિએ કહ્યુ કે "મે દેવતાઓની સભામા બ્રહ્માજીના મુખથી એવી વાત સાંભળી હતી કે બ્રાહ્મણ અને ક્ષત્રિયોમાં પરસ્પર વિરોધના કારણે કુલસંકર થશે; અને તને તેજ અને પરાક્રમ યુક્ત એક પૌત્ર પ્રાપ્ત થશે. એ વાત સાભળીને હું તારા કુલનો નાશ કરવાને

આવ્યો હતો. તે કારણે તને ક્રોધ ચઢાવવાને માટે આ સર્વ ઘટના કરી. જો તે ક્રોધ કર્યો હોત તો શાપ દઈને હું તારા કુલનો નાશ કરત. જે બાગ આદિ તેં દીઠા તે તારી પ્રસન્નતાને માટે તને સ્વર્ગ બતાવ્યું છે. જે થોડો સમય તેં અહીં દિવ્ય પદાર્થો દીઠા તેટલો સમય તેં સ્વર્ગસુખનો અનુભવ કર્યો. તે સમયમાં તારા મનમાં જે ઇચ્છા થઇ હતી તે હું જાણું છું. તેં રાજ્ય તથા દેવેન્દ્રની પદવીની પણ અવજ્ઞા કરીને બ્રાહ્મણત્વ તથા તપસ્યાની આકાંક્ષા કરી છે. બ્રાહ્મણત્વ અત્યન્ત દુર્લભ છે. તેમાં પણ ઋષિત્વપદની પ્રાપ્તિ થવા છતાં પણ તપસ્વિતા અતિ દુર્લભ છે. તારી કામના સફળ થશે. કુશિકથી કૌશિક બ્રાહ્મણ જન્મશે. તારી ત્રીજી પેઢીમાં બ્રાહ્મણત્વનો પ્રવેશ થશે. તારો પૌત્ર બ્રાહ્મણ, તપસ્વી અને અગ્નિની સમાન તેજસ્વી થશે. તે દેવતા અને મનુષ્યોને ભય ઉત્પન્ન કરશે" એવો વર આપીને ઋષિ ત્યાંથી ચાલ્યા ગયા.

આ વરના પ્રતાપે કુશિકના વંશમાં ગાધીના પુત્ર વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા છે. કુશિક રાજાના ક્ષમાબળથી, વંશનો નાશ કરવા આવેલા ચ્યવન ઋષિને પણ અન્તે તેના વંશની ઉન્નતિ થવાનો વર આપવો પડ્યો. માટે ક્ષમાનો પ્રભાવ અત્યન્ત મહાન્ છે એમાં કોઈ શંકા નથી.

જેવો ક્ષમા સંબંધી આ ઇતિહાસ કહ્યો તેવો શ્રીમદ્ ભાગવતના ૧૧ મા સ્કન્ધના ૨૩ મા અધ્યાયમાં ખટ્વાંગ નામક બ્રાહ્મણનો ઇતિહાસ પણ છે.

આ બ્રાહ્મણ બહુ લોભી હતો. ધનનો સંગ્રહ માત્ર કરતો હતો. અને પોતાના કુટુંબને ખાવા પીવાનું પણ બરાબર આપતો નહોતો. સર્વ લોક તેનાથી દુઃખી હતા. કોઇ સમયમાં તેનું ધન નષ્ટ થયું. કંઇક તો રાજાએ, કંઇક જ્ઞાતિવાળાએ મળીને એનું સર્વ ધન લઈ લીધું સ્ત્રી, પુત્ર, આદિકોએ પણ તેનો પરિત્યાગ કર્યો. અંતમાં એ બ્રાહ્મણે સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યો. તે જ્યારે ભિક્ષાને માટે ગામમાં જતો ત્યારે લોક તેને બહુ દુઃખ દેતા હતા. કોઇ તેનો દંડ છીનવી લે, તો કોઇ ભિક્ષાપાત્ર, તો કોઈ કમણ્ડલુ, તો કોઇ તેની માળા, તો કોઈ તેની ગોદડી, તો કોઇ વસ્ત્ર—એ રીતે તેનો સર્વ સામાન છીનવી લેતા હતા.

તે બ્રાહ્મણ ભિક્ષા લઇને નદીને કીનારે જઇને ખાવાની તૈયારી કરતો તો તેટલામાં કોઈ લોક જઇને એના અન્નમાં પેસાબ કરતા તથા તેના શિર પર થુંકતા હતા. કોઇ લોક તેને ગાળો પણ દેતા હતા. જો તે ચુપ રહેતો તો તેને મારતા હતા. અને કોઈ તો "આ ચોર છે" ઇત્યાદિ કઠોર વાણી બોલીને તેને પીડા કરતા હતા. કોઈ લોક "આ ધર્મ ધ્વજી છે તથા શઠ છે, અને તેને જ્યારે જીવિકાનું કોઇ સાધન રહ્યું નહીં અને કુટુંબીઓએ તેનો ત્યાગ કર્યો ત્યારે તેણે આ વૃત્તિને ધારણ કરી છે" એમ નાના પ્રકારના આક્ષેપ કરીને તેનો તિરસ્કાર કરતા હતા. આ રીતે નાના પ્રકારના દુઃખોને સહન કરતો હતો, કોઈ પ્રકારના વિકારને પ્રાપ્ત થતો નહોતો. પરન્તુ દૃઢ નિશ્ચયથી ચુપચાપ સર્વને ક્ષમા કરતો સતો પોતાના કાર્યને સાધી લેતો હતો. એક સમય વિચાર કરતો તે કહે છેઃ—

नाऽयं जनो मे सुखदुःखहेतुर्न देवतात्मा ग्रहकर्मकालाः ।
मनः परं कारणमामनन्ति संसारचक्रं परिवर्तयेद्यत् ॥

॥ भा. स्कं. ११ अ. २३ श्लो. ३९ ॥

અર્થઃ—મને નાના પ્રકારની પીડા દેનાર આ લોક નથી, અથવા કોઈ દેવતા આદિ શરીર, અથવા શનિશ્ચર આદિ ગ્રહ, કર્મ, કાલ, આદિ પણ નથી. પરન્તુ આ મન કે જે સર્વ જગતની રચના કરીને સર્વ સંસારચક્રને ચલાવે છે તે મન જ મારા દુઃખનું કારણ છે; એમ કહીને તેણે પોતાની ક્ષમાનેજ ધારણ કરી રાખી, અને તેથી તેણે થોડા દિવસમાં જીવનમુક્ત અવસ્થાને પ્રાપ્ત કરી. માટે મુમુક્ષુને પરમ ઉપયોગી વસ્તુ ક્ષમા છે.

વળી દત્તાત્રેય અવધૂતજીએ ક્ષમા રૂપી ગુણોને જોઇને પૃથ્વીને ગુરૂ માની હતી. અવધૂતજી કહે છેઃ—

भूतैराक्रम्यमाणोऽपि धीरो दैववशानुगैः ।
तद्विद्वान्न चलेन्मार्गादन्वशिक्षन्क्षितेर्व्रतम् ॥ भा. स्कं. ११ अ. ५–३७॥

અર્થઃ—પૃથ્વી એક તો માર્ગ રૂપે અને બીજી પર્વતાદિ રૂપે એમ બે પ્રકારની છે. તેમાંની રસ્તા રૂપ પૃથિવીનો ધર્મ રક્ષા છે. પણ, મનુષ્યાદિ નાના પ્રકારનાં પ્રાણી પૃથિવીને લાત મારી આક્રમણ કરવા છતા રસ્તા રૂપ પૃથિવી પોતાની મર્યાદાનો ત્યાગ કરતી નથી. તેવી રીતે ક્ષમાના મહિમાને જાણનાર ધૈર્યશીલ વિદ્વાન્, પૃથિવીના ક્ષમા રૂપી ધર્મને શિખતા સતા, પ્રારબ્ધને અનુસાર પ્રાણી દ્વારા પ્રાપ્ત થયેલા નાના પ્રકારનાં દુઃખને સહન કરતા પોતાના ધર્મમાર્ગથી ચલાયમાન થતા નથી.

વિશેષ ક્ષમા વડે દુષ્ટ મનુષ્યો ઉપર પણ જય પ્રાપ્ત કરી શકાય છે.

जयेत्कदर्यं दानेन सत्येनानृतवादिनम् ।
क्षमया क्रूरकर्माणमसाधुं साधुना जयेत् ॥म. भा. व. प. अ. १९९ श्लो. ५॥

અર્થઃ—લોભી મનુષ્યને દાન વડે અર્થાત્ કંઇક આપીને વશ કરવો જોઇએ. મિથ્યા ભાષણ કરનારને સત્ય વડે જીતવો જોઇએ. ક્રૂર કર્મ કરનારને ક્ષમા વડે જીતવો, અને જેનામાં સાધુતા (સજ્જનતા) નથી તેને સાધુતાથીજ જય કરી શકાય છે.

अलंकारो हि नारीणां क्षमा तु पुरुषस्य वा ॥ वा.रा.बा.का.सर्ग. ३३ श्लो. ८ ॥

અર્થઃ—ચહાય સ્ત્રીને માટે, ચહાય પુરૂષને માટે, ક્ષમાજ શોભાનું કારણ છે.

ક્રોધ કરનાર માણસ હમેશાં પાપનોજ ભાગી થાય છે, કારણ ક્રોધી કોઈ પણ પ્રકારનો અનર્થ કરવાથી ડરતો નથી.

ક્રોધ. અર્જુન ભગવાનને પૂછે છેઃ—

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ भ० गी० अ० ३–३६ ॥

અર્થઃ—હે વૃષ્ણિવંશમાં ઉત્પન્ન ! આ મનુષ્ય, ઇચ્છા ન કરવા છતાં, જેમ કોઈ રાજા આદિ પોતાના નોકરને બલાત્કારથી કોઇ કામમાં જોડે છે તેમ, કોની પ્રેરણાથી પાપ કર્મ કરે છે !

અર્જુનનો પ્રશ્ન સાંભળીને ભગવાન્ ઉત્તર દે છેઃ—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ भ० गी० अ० ३-३७ ॥

હે અર્જુન! અનર્થમાર્ગમાં પ્રવૃત્ત કરાવનાર જે શત્રુ વિશે તેં મને પૂછ્યું તે કામ (તૃષ્ણા) છે. કોઈ પ્રસંગે મારણ આદિ પાપ કર્મમા પ્રવૃત્ત કરાવનાર ક્રોધ હોય છે એમ પણ જોવામાં આવે છે તે પણ બરાબર છે તથાપિ કામ અને ક્રોધ એ બને પરમાર્થથી એક જ વસ્તુ છે. કોઈ કાર્ય કરવાની ઇચ્છા થાય, તેમાં કોઇ માણસ વિઘ્ન કરે અથવા ઈશ્વરેચ્છાથી વિઘ્ન આવે, તો મનમા જે કામ હતો તે જ ક્રોધ રૂપે પરિણામને પ્રાપ્ત થાય છે. આ બને રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે અને તેમનો આહાર બહુ જ છે અર્થાત્ કેટલું પણ પ્રાપ્ત થાય તો પણ તૃપ્તિ થતી નથી. મહાન્ પાપી છે અર્થાત્ અત્યન્ત ઉગ્ર છે. તેને જ તું અહીં કલ્યાણ માર્ગમા વૈરી જાણ. તે કદાપિ તૃપ્ત થતો નથી, તેથી યત્નથી પણ જીતી શકાતો નથી, અને વળી ઉગ્ર હોવાથી સામ તથા ભેદથી પણ જીતી શકાય તેવો નથી. દણ્ડથી જ તેનો જય કરી શકાય તેમ છે.

न तथाऽसिस्तथा तीक्ष्णः सर्पो वा दुरधिष्ठितः ।
यथा क्रोधो हि जन्तूनां शरीरस्थो विनाशकः॥ आप०स्मृ०अ०१० श्लो० ४ ॥

અર્થઃ—આપણા શરીરમા રહેતો મતો ક્રોધ જેવો આપણા નાશનું કારણ છે, તેવો નાશકારક તીક્ષ્ણ અસિ (તલવાર) અથવા નહીં પકડાયલો છૂટો ફરતો સર્પ પણ નથી.

શુક્ર ઋષિ પણ પોતાની પુત્રી દેવયાનીને કહે છે કેઃ—

क्रोधो हन्ता मनुष्याणां क्रोधो भावयिता पुनः ।
इति विद्धि महाप्राज्ञे क्रोधमूलौ भवाभवौ॥ म०भा०व०प०अ०२९श्लो०१॥

અર્થઃ—મનુષ્યનો નાશ કરનાર ક્રોધ છે, તેમજ પાપ કર્મનું ફલ ભોગવવાને શરીરનો ઉત્પાદક પણ ક્રોધ જ છે. હે બુદ્ધિમતી! સંસારની પ્રાપ્તિનું કારણ ક્રોધ છે અને સંસારથી મુક્ત થવામાં કારણ ક્રોધનો અભાવ છે એમ તું જાણ. ક્રોધ જ પાપ કર્મમાં પ્રવૃત્તિનો વધારનાર છે.

क्रुद्धः पापं नरः कुर्यात्क्रुद्धो हन्याद्गुरूनपि ।
क्रुद्धः परुषया वाचा श्रेयसोऽप्यत्रमन्यते ॥ ,, ॥ ४ ॥
वाच्यावाच्ये हि कुपितो न प्रजानाति कर्हिचित् ।
नाकार्यमस्ति क्रुद्धस्य नावाच्यं विद्यते तथा ॥ ,, ॥ ५ ॥
हिंस्यात्क्रोधादवध्याँस्तु वध्यान्संपूजयीत च ।
आत्मानमपि च क्रुद्धः प्रेषयेद्यमसादनम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—ક્રુધિત થયેલો મનુષ્ય પાપ કર્મ કરે છે તેમજ ગુરૂઓનો અર્થાત્ માતા, પિતા, ગુરૂ, આદિકોનો પણ હનન કર્તા થાય છે. વળી ક્રુધિત મનુષ્ય કઠોર વાણી બોલીને શ્રેષ્ઠ મનુષ્યોનું પણ અપમાન કરે છે. (૪).

ક્રુધિત મનુષ્ય કહેવા યોગ્ય કે નહીં કહેવા યોગ્ય વાણીને પણ જાણતો નથી. તેવા મનુષ્યને કરવા અયોગ્ય કોઇ કાર્ય, અથવા બોલવા અયોગ્ય કોઇ વાણી, પણ નથી. (૫).

ક્રોધથી જે મારવા યોગ્ય નથી તેને મારે છે, અને જે મારવા યોગ્ય છે તેનું સન્માન કરીને છોડી દે છે. વળી ક્રુદ્ધ મનુષ્ય પોતાને પણ યમપુરમાં પહોંચાડે છે અર્થાત્ આત્મહત્યા કરે છે. (૬).

एतान्दोषान्प्रपश्यद्भिर्जितः क्रोधो मनीषिभिः ।
इच्छद्भिः परमं श्रेय इहामुत्र चोत्तमम् ॥ „ „ ॥ ७ ॥

અર્થ:—ક્રોધમાં આ પ્રકારના અનેક દોષોને દેખીને, આ લોક તથા પર લોકનાં ઉત્તમ સુખોની ઇચ્છા કરનાર બુદ્ધિમાન્ મનુષ્યોએ પ્રથમ ક્રોધનો જ જય કરવા પ્રયત્ન કર્યો છે.

तस्माद्बलवता चैव दुर्बलेन च नित्यदा ।
क्षन्तव्यं पुरुषेणाहुरापत्स्वपि विजानता ॥ „ ॥ १३ ॥

यस्तु क्रोधं समुत्पन्नं प्रज्ञया प्रतिबाधते ।
तेजस्विनं तं विद्वांसो मन्यन्ते तत्त्वदर्शिनः ॥ „ ॥१६–७॥

અર્થ:—આ કારણથી બલવાન્ હોય અથવા દુર્બલ હોય, પરંતુ વિવેકી પુરૂષે આપત્કાળમાં પણ ક્ષમા ધારણ કરવા યોગ્ય છે. ક્રોધને વશ ન થવું જોઇએ. (૧૩).

જે મનુષ્ય વિચારશીલ બુદ્ધિ વડે ક્રોધને હઠાવે છે તેને વિદ્વાન્ તત્ત્વદર્શી લોક તેજસ્વી માને છે. ક્રોધથી કોઇને વ્યથા કરનારને તેજસ્વી કહેતા નથી. (૧૬–૭).

यदि न स्युर्मानुषेषु क्षमिणः पृथिवीसमाः ।
न स्यात्सन्धिर्मनुष्याणां क्रोधमूलो हि विग्रहः ॥ „ ॥ २५ ॥

पूर्वोपकारी यस्ते स्यादपराधे गरीयसि ।
उपकारेण तत्तस्य क्षन्तव्यमपराधिनः ॥ म० भा० व० प० अ० २८ श्लो० २६ ॥

અર્થ:—જો મનુષ્યોમાં પૃથિવીની બરાબર ક્ષમા કરનાર ન હોય તો કોઇનો પરસ્પર મેળ( મિત્રતા ) થઇ શકે નહીં, કારણ ક્રોધ વિગ્રહનું જ કારણ છે. (૨૫).

પૂર્વ કાળમાં કોઇએ આપણને ઉપકાર કર્યો હોય છતાં કાલાન્તરમાં કદાપિ તે મનુષ્ય આપણો મોટો અપરાધ કરે, તોપણ તેણે કરેલા પ્રથમના ઉપકારને ધ્યાનમાં લઇ તેનો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છે. (૨૬).

अबुद्धिमाश्रितानां तु क्षन्तव्यमपराधिनाम् ।
न हि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषेण वै ॥ „ ॥ २७ ॥
अजानता भवेत्कश्चिदपराधः कृतो यदि ।
क्षन्तव्यमेव तस्याहुः सुपरीक्ष्य परीक्षया ॥ „ ॥ ३० ॥

અર્થ:—બુદ્ધિહીન અપરાધી મનુષ્યોના અપરાધ હમેશાં ક્ષમા કરવા યોગ્ય છે. મનુષ્યને સર્વત્ર પાણ્ડિત્ય દેખવાનું સુલભ નથી. (૨૭).

કદાપિ કોઈ અજ્ઞાનતાથી અપરાધ યુક્તિથી તેની પરીક્ષા કરીને તેને ક્ષમા કરવી જોઇએ. (૩૦).

આ સર્વ• પ્રમાણોથી, મનુષ્યોએ ક્રોધનો ત્યાગ કરવો તથા ક્ષમાને ધારણ કરવી એ ધર્મરક્ષામાં તથા શ્રેયના સાધનમાં ઉપયોગી છે.

આ વિષયમાં ભગવાનનું વચન પણ પ્રમાણ છેઃ—

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ भ० गी० अ० ५–२३ ॥

અર્થઃ—આ સંસારમાં શરીરત્યાગ કરતા પહેલાંજ કામ તથા ક્રોધથી ઉત્પન્ન થનાર અંન્તઃકરણના ક્ષોભ રૂપી વેગને વિષયોમાં દોષ જોવાના અભ્યાસથી પ્રાપ્ત થતા વશીકાર વૈરાગ્ય વડે સહન કરવામાં જે પુરૂષ સમર્થ થાય છે તેજ યુક્ત અર્થાત્ યોગી છે, અને તેજ સુખી છે, અને તેજ નર છે. અર્થાત્ મનુષ્ય છે. બાકી સર્વ આહાર, નિદ્રા, આદિ પશુ ધર્મ માત્ર પરાયણ હોવાથી શાસ્ત્રદષ્ટિથી મનુષ્યોના આકારમાં પશુ છે.

માટે સદાચારની રક્ષાને માટે ક્રોધના ત્યાગ દ્વારા ક્ષમા સંપાદન કરવી પરમ કર્તવ્ય છે,

---

ઇતિ સદા૰પ્રક૦માં ત્રી૦ અ૦ સમાપ્ત.



## અધ્યાય ૪.

---

### ॥ जहि मदम् ॥

હવે "जहि मदम्" એ પદનો અર્થ કરીએ છીએ.

મદ તથા દર્પ અહંકારનો જ ભેદ છે, એમનો એક બીજાથી વિશેષ ભેદ નથી. વિદ્યા અને ધનાદિ પોતાની પાસે પૂર્ણ નથી તથાપિ પોતાનામાં વિદ્વત્તાનો તથા ધનાઢ્યપણાનો આરોપ કરીને "હું મોટો છું" એ પ્રકારની ભાવનાનું નામ અહંકાર છે. અને પોતાનામાં ધનાદિ નિમિત્ત પૂર્ણ ઉત્કર્ષતા નથી તથાપિ સર્વ પ્રકારની ઉત્કર્ષતા છે એમ માની સન્માનને યોગ્ય પુરૂષનો પણ તિરસ્કાર કરવાનો જે ઉદ્યોગ તેને મદ કહે છે. અને ધન તથા સ્વજનાદિ નિમિત્તથી મહાપુરૂષોનો પણ તિરસ્કાર કરવાના કારણ રૂપ ગર્વવિશેષનું નામ દર્પ છે. આપણે વિશેષે કરીને જ્યાં જ્યાં ગર્વ, દર્પ, અહંકાર, અભિમાન, મદ, આદિ જૂદા જૂદા શબ્દોનો પ્રયોગ કરવા યોગ્ય સ્થાન હોય ત્યાં પણ સાધારણ રીતે અહંકાર અથવા અભિમાન શબ્દનો પ્રયોગ કરીએ છીએ. તે કારણથી ભર્તૃહરિ મહારાજના (ઉપર કહેલા) શ્લોકમાં "મદ" શબ્દનો પ્રયોગ છે, તથાપિ અહંકાર, ગર્વ, આદિ સર્વનો ત્યાગ કરવો, એવું તાત્પર્ય છે.

**कुलं चैव धनं चैव रूपं यौवनमेव च ।**
**तथा राज्यं तपश्चैव ह्येते षड् बहिर्मदाः ॥**

**અર્થઃ—**કુલ, ધન, રૂપ, યૌવન (બલ), રાજ્ય તથા તપ એ ૭ વસ્તુ અવિવેકીઓમાં મદાદિ ઉત્પન્ન કરે છે.

**तथाऽभिजनमत्तस्तु सर्वानेवावमन्यते ।**
**श्रेष्ठानपीतरान्सम्यगकार्ये कुरुते मतिम् ॥ शु० नी० अ० ३ श्लो० ८७ ॥**

**અર્થ:—**ઉંચી જાતિમાં ઉત્પન્ન થયેલા સદાચારી યોગ્ય મનુષ્યને લોકમાં તથા શાસ્ત્રમાં **કુલીન** કહે છે. કોઇનો જન્મ ઉચ્ચ જાતિમાં થયો હોય તો તેને પણ કુલીન કહે છે, કુલનો અભિમાની પુરૂષ, "મારો જન્મ ઉત્તમ કુલમાં થયો છે, અને હું સર્વથી ઉંચો છું" એમ સમજીને પોતાના કરતાં શ્રેષ્ઠ મનુષ્યનું પણ અપમાન કરે છે; તથા અયોગ્ય કાર્ય કરવાનો નિશ્ચય કરે છે. એ વાતનો નિશ્ચય, હાલના સમયમાં પોતાને કુલીન માનનારની પ્રવૃત્તિથી થઈ શકે છે. કુલાદિ નિમિત્ત મદવાળા મનુષ્યોને તપ યા ભક્તિનું પણ ફળ મળતું નથી. તેનું એક દૃષ્ટાંત છે.

ઉત્તઙ્ક ઋષિને અમૃતપાન કરી ચિરંજીવી થવાની ઇચ્છા હતી. જેનું સેવન કરવાથી આયુ વધે છે એવી ઔષધિવિશેષનું નામ અમૃત છે, તે દેવરાજ ઇન્દ્રની પાસે રહે છે. તે કોઇને આપતા નથી. તેથી સાધારણ લોકોને તો મળવુંજ કઠણ છે, તેથી તે ઋષિએ તપ વડે ભગવાનને પ્રસન્ન કરીને તેમની સહાયતાથી અમૃત પીવાનો નિશ્ચય કરી ૧૨ વર્ષ સુધી તપ કર્યું. ૧૨ વર્ષ બાદ વિષ્ણુ ભગવાને દર્શન દીધાં અને વરદાન માગવા જણાવ્યું. ઋષિએ તો અમૃતપાન કરવાની ઇચ્છા પૂર્ણ કરવાનો વર

માગ્યો. ત્યારે "તમારી પાસે અમૃત લઇને ઇન્દ્રદેવતા આવશે, તે પીજો" એમ કહીને વિષ્ણુ ભગવાન્ અન્તર્ધાન થયા વિષ્ણુ ભગવાને ઇન્દ્રને "ઉત્તઙ્ક ઋષિ અમુકસ્થાન પર તપ કરે છે તેમને તમે જઇને અમૃત આપો." એવી આજ્ઞા કરી. ઇન્દ્ર "ઋષિ અમૃત પીને કેવો અનર્થ કરશે .તેની ખબર નથી, માટે તેને અમૃત પીવા દેવું ઠીક નથી. પરન્તુ વિષ્ણુ ભગવાનની આજ્ઞા છે તે અવશ્ય માનવી જોઇએ" એવો વિચાર કરીને એક નીચ જાતિના મનુષ્યનો વેષ લઇને એક મલિન પાત્રમાં અમૃત લઈ ઇન્દ્ર ઋષિની પાસે ગયા અને ઋષિને અમૃત પીવાનું કહ્યું. ઋષિને તો પોતાની જાતિનું મહાન્ અભિમાન હતું. તેથી તે નીચ જાતિવાળાને જોઇને મનમાં વિચાર કર્યો કે "આ કોઇ ઇન્દ્ર નથી, કારણ ઇન્દ્ર તો દેવરાજ છે તેથી તેમનું શરીર બહુ જ દિવ્ય હોવું જોઈએ. આ માણસનો વેષ તો બહુ જ મલિન છે, એ કોઈ માણસ મને જાતિથી ભ્રષ્ટ કરવાને માટે મૂત્રાદિ કોઇ અપવિત્ર પદાર્થ લઇને આવ્યો છે" એવો નિશ્ચય કરીને "મને અમૃતની દરકાર નથી, તું પાછું લઇ જા" એમ કહી ઇન્દ્રને પાછા કાઢયા. ઇન્દ્રને પણ તેટલી જ જરૂર હતી, તે તરત અન્તર્ધાન થઇ ગયા. ઋષિના ૧૨ વર્ષના સકામ તપનું ફલ વ્યર્થ ગયું. વિષ્ણુ ભગવાનનાં દર્શન થવાથી મનુષ્યોને જે જોઇએ તે મળી શકે છે, પરન્તુ ઋષિને તેમનાં દર્શનનું ફલ પણ મળ્યું નહીં. તેથી જાતિના અભિમાન વાળાને સન્માર્ગપ્રાપ્તિ પણ કઠણ છે.

मूत्राशङ्को यथोदङ्को नाग्रहीदमृतं यथा ।
कर्मनाशभयाज्जन्तोरात्मज्ञानाग्रहस्तथा ॥ उप० सा० प्र० ५ श्लो० १ ॥

અર્થઃ—મૂત્રની શંકાથી ઉત્તઙ્ક નામના ઋષિએ અમૃતનો પણ સ્વીકાર કર્યો નહીં. તેવી રીતે લોકો પોતાના કર્મના નાશના ભયથી આત્મજ્ઞાનના સાધનોનું ગ્રહણ કરતા નથી.

આવી રીતે કુલાભિમાનીનો નાશ બતાવ્યો છે. પરમાર્થ રીતે તો જે કુલીન હોય છે તેને કુલીનતાનું અભિમાન હોતું નથી.

ઉચ્ચ જાતિમાં જન્મ હોવાથી અથવા યોગ્ય સદાચારી મનુષ્યનો પુત્ર હોવા માત્રથી પણ કોઈ કુલીન હોઇ શકતો નથી, પોતાના આચરણથી જ સર્વ મનુષ્ય કુલીન થઈ શકે છે, એવો શાસ્ત્રકારોનો નિશ્ચય છે.

एकस्मिन्नेव जायन्ते कुले क्लीबमहाबलौ ।
फलाऽफलवती शाखे यथैकस्मिन्वनस्पतौ ॥ મ૦ભા૦ ઉ૦ પ૦અ૦૩૬—૨૫ ॥

અર્થઃ—જેમ એક જ વૃક્ષની એક શાખા તો ફળવાળી અને બીજી ફળરહિત જોવામાં આવે છે, તેમ એક જ કુલમાં કાયર તથા પરાક્રમી બને ઉત્પન્ન થાય છે, જેવી રીતે ઘઉં, કેસર, આદિના ખેતરમાં ધંતુરો પણ ઉગેલો પ્રત્યક્ષ જોવામાં આવે છે.

માટે કુલીનતા બાપ દાદાની પરંપરા માત્રથી ઉત્પન્ન થતી નથી, પરન્તુ પોતાના આચરણની પણ અપેક્ષા રાખે છે. વળી—

गोभिः पशुभिरश्वैश्च कृष्या च सुसमृद्धया ।
कुलानि न परोहन्ति यानि हीनानि वृत्ततः ॥ ,, ,, ॥३१॥

અર્થઃ—જે કુલમાં સદાચાર નથી તે કુલમાં, ગાય તથા ઘોડા વા અન્ય પશુ આદિથી અથવા મોટી ખેતી આદિ પાસ હોવા છતા પણ કુલીનતાની વૃદ્ધિ થતી નથી અર્થાત્ તે પદાર્થોથી કુલીનતા મળતી નથી.

न जारजातस्य ललाटशृङ्गं कुलप्रसूतस्य न पाणिपद्मम् ।
यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा जातिकुलप्रमाणम् ॥

અર્થઃ—જારથી ઉત્પન્ન થયેલા મનુષ્યના માથામા કોઈ શૃંગ ઉગતું નથી, તેમ ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થયેલાના હાથમાં જન્મથી કોઇ કમલનું ચિહ્ન પણ હોતું નથી. પરન્તુ જ્યારે જ્યારે તે પોતાના કુલાદિને પ્રકટ કરનારી વાણી રૂપી બાણ છોડે છે ત્યારે ત્યારે જ તેની જાતિ તથા કુલાદિનો નિશ્ચય થાય છે.

आचारः कुलमाख्याति देशमाख्याति भाषितम् ।
संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥म.ग.पु.आ.का.अ.११५-७४॥

અર્થઃ—મનુષ્યનો આચાર કુલને બતાવે છે, ભાષણથી દેશનું પિછાન થાય છે, આદરસત્કાર સ્નેહને બતાવે છે, અને શરીરની પુષ્ટ જોઇને ખોરાકનું અનુમાન થાય છે.

न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।
अन्त्येष्वपि हि जातानां वृत्तमेव विशिष्यते ॥ म०भा०उ०प०अ० ३४-४१ ॥

અર્થઃ—આચાર રહિત મનુષ્યનું કુલ કોઇ રીતે પ્રામાણિક નથી એવો મારો નિશ્ચય છે કેમકે કોઈ અન્ત્ય જાતિમાં ઉત્પન્ન થયેલો પણ હોય, તથાપિ તેનું આચરણ શ્રેષ્ઠ હોય તો આચરણથી હીન કુલીન કરતાં પણ તે શ્રેષ્ઠ છે.

दुष्कुलीनः कुलीनो वा मर्यादां यो न लंघयेत् ।
धर्मापेक्षी मृदुर्ह्रीमान् स कुलीनशताद्वरः ॥ वि० नी० अ० ४९ श्लो० ४६ ॥

અર્થઃ—ઉચ્ચ કુલમાં જન્મ હોય અથવા ન હોય, પરન્તુ જે માણસ મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, અને સદ્ધર્મના આચરણની ઇચ્છા રાખનાર હોય, નરમ સ્વભાવવાળો હોય અને લજ્જા વાળો હોય તેવો માણસ ઉચ્ચ કુલમાં જન્મેલાઓ કુલીનો કરતાં પણ શ્રેષ્ઠ છે.

दिव्यमाम्ररसं पीत्वा न गर्वं याति कोकिलः ।
पीत्वा कर्दमपानीयं भेको मकमकायते ॥ सुभा.र.भा.प्रक.५ स्थ.च. श्लो.१५८॥

અર્થઃ—ઉત્તમ સ્વાદિષ્ટ કેરીનો રસ પીને પણ કોયલને કાંઈ પણ ગર્વ થતો નથી, પરન્તુ કાદવનું જલ પીને પણ દેડકો અવાજ કરતો જ રહે છે. તેવી રીતે કુલીન પુરૂષ કોયલની માફક, વિદ્યા, ધન, આદિ વસ્તુની પ્રાપ્તિ હોવા છતાં પણ, મદને પ્રાપ્ત થતો નથી, અને તેને અભિમાન પણ થતું નથી. પરન્તુ જે કુલીન નથી તે મેડકની પેઠે, પેટ ભરીને ખાવાનું ન મળે, અથવા બાવટો આદિ અન્ન ખાઇને નિર્વાહ કરતો હોય અને મૂર્ખ હોય, તોપણ બકવાદ કરતો જ રહે છે.

भवन्ति नम्रास्तरवः फलोद्गमैर्नवाम्बुभिर्भूमिविलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभाव एवैष परोपकारिणाम् ॥भ.नी.श.श्लो.७१॥

અર્થઃ—જ્યારે વૃક્ષોમાં બહુ ફળ આવે છે ત્યારે તે ઝૂકી જાય છે; મેઘમાં જ્યારે વર્ષાનું નવીન જલ ભરાય છે ત્યારે તે બહુ નીચે પૃથિવીની નજીક આવે છે. તેવી રીતે સત્પુરૂષો ઐશ્વર્ય પ્રાપ્ત થતાં નમ્ર થાય છે, તેમનામા કોઇ પ્રકારની ઉદ્ધતતા આવતી નથી. પરોપકારી કુલીન મનુષ્યોનું એજ લક્ષણ છે. વળી—

वने कुरङ्गास्तृणधान्यभुक्ता बुभुक्षिता घ्नन्ति कदा न जीवान् ।
एवं कुलीना व्यसनाभिभूता न नीतिमार्गं परिलंघयन्ति ॥

અર્થઃ—જંગલમાં રહેનાર મૃગ બહુ ક્ષુધાથી પીડિત થવા છતાં પણ જીવોની કદાપિ હિંસા કરતા નથી, પરન્તુ ઘાસ તથા અન્ન જ્યારે મળે ત્યારે તે જ ખાશે. એવી રીતે કુલીન મનુષ્ય પણ ઘણી આપત્તિ પ્રાપ્ત થવા છતાં પણ કદાપિ નીતિ માર્ગનો પરિત્યાગ કરતા નથી.

वनेऽपि सिंहा मृगमांसभक्षिणो बुभुक्षिता नैव तृणं चरन्ति ।
एवं कुलीना व्यसनाभिभूता न नीचकर्माणि समाचरन्ति॥सुभा.र.भा.स.प्र.२–१६८॥

અર્થ.—જંગલમાં રહેનાર સિંહ બહુ ક્ષુધાથી પીડિત થવા છતાં પણ કદાપિ ઘાસ ખાતા નથી. પરન્તુ જ્યારે પણ પશુનુ માંસ મળે ત્યારે તેજ ખાશે. તેવી રીતે કુલીન મનુષ્ય પણ ઘણી આપત્તિ પ્રાપ્ત થવા છતા પણ કદાપિ નીચ કર્મ નહીં કરે.

छिन्नोऽपि चन्दनतरुर्न जहाति गन्धं
वृद्धोऽपि वारणपतिर्न जहाति लीलाम् ।
यन्त्रार्पितो मधुरतां न जहाति चेक्षुः
क्षीणोऽपि न त्यजति शीलगुणान्कुलीनः ॥ वृ०चा०नी०अ०१५श्लो०१८ ॥

અર્થઃ—ચન્દનવૃક્ષને કાપવા છતાં પણ તે પોતાના સુગન્ધનો ત્યાગ કરતું નથી, હાથી વૃદ્ધ થવા છતાં પણ પોતાની લીલાનો ત્યાગ કરતો નથી; કોલુમા પીલાવા છતાં શેરડી પોતાની મધુરતા છોડતી નથી; તેવી રીતે કુલીન પુરૂષ ગરીબ થવા છતા પણ પોતાના શીલનો પરિત્યાગ કરતો નથી.

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानं च शीलमेतत्प्रशस्यते ॥ म० भा०शा० प० अ० १२४–६६ ॥

અર્થઃ—મન, વાણી અને કર્મથી કોઈ પ્રાણી ઉપર દ્રોહ ન કરવો અર્થાત્ અનિષ્ટનું આચરણ ન કરવું; અને સર્વના ઉપર અનુગ્રહ કરવો અર્થાત્ કૃપાપ્રકાશ કરવો; અને દાન દેવું; એ શીલ કહેવાય છે.

માટે કુલીનતા આદિ કોઇ જન્મ (જાતિ)ને અનુસાર અથવા માતાપિતાના ગુણને અનુસાર નિશ્ચિત કરી શકાય નહીં, પરન્તુ પ્રત્યેક મનુષ્યના ગુણથી જાણવું આવશ્યક છે. કુલીનને કુલનો મદ ન હોય.

ધનમદ. જેવી રીતે અવિવેકીને કુલ મદનું સાધન છે, તેવી રીતે ધન પણ મદનું સાધન છે.

श्रीमत्तः पुरुषो वेत्ति न दुष्कीर्तिमजो यथा।
स्वमूत्रगन्धं मूत्रेण मुखमासिञ्चते मुखम् ॥ શુ૦ નીo અ૦ ૩-૮૬ ॥

અર્થઃ—જેમ બકરો પોતાના મૂત્રની ગંધને જાણતો ન હોવાથી પોતાના મુછડાને જ મૂત્રમાં ડુબાવી પોતાના મુખમા લગાવે છે, તેમ ધનથી મદોન્મત્ત થયેલો પુરૂષ પોતાની અપકીર્તિને જાણતો નથી, તેથી પોતાના મનઘટિત દુરાચારમાં પ્રવૃત્ત થાય છે.

अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये।
नाशोपभोग आयासस्त्रासश्चिन्ता भ्रमो नृणाम् ॥भा. पु.स्कं.११अ.२३श्लो.१७॥

અર્થ:—ધન સંપાદન કરવામા મનુષ્યને બહુ જ પ્રયત્ન કરવો પડે છે, ફરી અર્થની સિદ્ધિ થતાં તેને વધારવામાં તથા તેનું રક્ષણ કરવામાં, તથા તેનું ખર્ચ(વ્યય) થતાં તથા તેનો ઉપયોગ કરતા પણ તેને ક્લેશ તથા ત્રાસ, નાના પ્રકારની ચિન્તા તથા ભ્રમ થાય છે.

स्तेयं हिंसाऽनृतं दंभः कामः क्रोधः स्मयो मदः।
भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ॥ ,, ,, ॥ १८ ॥

અર્થ:—ચોરી, હિંસા, મિથ્યા ભાષણ, દંભ, કામ, ક્રોધ, અભિમાન, મદ, ફુટફાટ, વૈર, અવિશ્વાસ, અંદર અંદર વિરોધ, અને જુગાર રમવો, વગેરે વ્યસનો પણ ધનથી ઉત્પન્ન થાય છે.

भिद्यन्ते भ्रातरो दाराः पितरः सुहृदस्तथा।
एकास्निग्धाः काकिणिना सद्यः सर्वेऽरयः कृताः ॥भाग. स्कं.११ अ.२३-२०॥

અર્થ!—એક જ કુટુંબમાં બહુ પ્રેમથી રહેનાર ભાઇ, પત્ની, માતા, પિતા, બન્ધુ, આદિ સર્વ એક એક કોડીને નિમિત્ત ભિન્ન ભિન્ન થઇને એક બીજાના વૈરી બને છે.
અને શ્રુતિ પણ કહે છે કે:—

न सांपरायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्।
अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे॥कठोप.अ.१व.२मं.६॥

અર્થઃ—જે મનુષ્ય અવિવેકી છે, તથા પ્રમાદી છે, અને ધન નિમિત્ત ઉત્પન્ન થયેલા મોહને લીધે મૂઢ બનેલો છે તથા અજ્ઞાનથી આચ્છાદિત થયું છે અન્તઃકરણ જેનું એવા

મનુષ્યને પરલોક ભાસતો નથી. (આ દેહનો ત્યાગ કર્યા પછી કયા સ્થાનમાં જઇને કર્મ-ફલ ભોગવવાનું છે તે સ્થાનવિશેષનું નામ "પરલોક" છે, તે પણ તેને ભાસતું નથી.) અર્થાત્ આ અનર્થ રૂપ અમારા કર્મના ફલને સ્થાનાન્તરમાં જઇને ભોગવવું પડશે એવું તેના મનમાં સૂઝતું નથી.

કર્મ, ઉપાસના, આદિ પુણ્ય કર્મ તો કરવાનું રહ્યું પરન્તુ પ્રમાદથી ધીમે ધીમે નાસ્તિક જ બની જાય છે. અને ધનના મદવાળા મનુષ્યને દુઃખી માણસ ઉપર દયા પણ આવતી નથી ઉલટો ગરીબને જોઇને મશ્કરી કરે છે એવું ભર્તૃહરિએ પોતાના અનુભવથી કહ્યું છે.

એક સમય રાજા ભર્તૃહરિ એક ધની મનુષ્યની સાથે બહાર ફરવા નીકળ્યા. થોડે દૂર ગયા એટલે એક ખેતી કરનાર એક કુવામાંથી પાણી કાઢવાનો રેંટ ફેરવતો હતો તેને દીઠો. તેનું શરીર દુર્બલ અને વસ્ત્રાદિક મલિન હતાં. તેને જોઇને ધનીના હૃદયમાં તિરસ્કાર થયો. ભર્તૃહરિ તેના ચહેરા ઉપરથી તેનો ભાવ સમજીને તેને કહેવા લાગ્યોઃ—

आपद्गतं हससि किं द्रविणान्धमूढ
लक्ष्मी स्थिरा न भवतीति किमत्र चित्रम् ।
एतान्मपश्यसि घटानिह यन्त्रचक्रे
रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥सुभा. र. भा. प्रक. २ ध. नि. श्लो. १७॥

અર્થઃ—ધનના મદથી અન્ધ થયેલા હે મૂઢ! આપત્તિને પ્રાપ્ત થયેલાને અર્થાત્ ગરીબને જોઇને હસે છે કેમ? ધન મનુષ્યની સાથે સ્થિર રહેતું નથી, ક્ષણમાં નષ્ટ થનારૂં અને ક્ષણમાં પ્રાપ્ત થનારૂં એવું છે. તેથી કદાપિ ધની ગરીબ બની જાય છે અને કદાપિ ગરીબ ધની બની જાય છે. એમાં વિશેષ શું કહેવાનું છે? આ રેંટમાં બાંધેલી ઘટિકાઓને જુઓ, જે ખાલી થઇ છે તે ફરી ભરાય છે અને જે ભરાયેલી છે તે ખાલી થતી જાય છે.

આ શ્લોકથી માલમ પડે છે કે ધનમત્તને ગરીબ ઉપર લાગણી થતી નથી એ વાત નિશ્ચિત છે.

ધનમાં સર્વ પ્રકારના દોષ રહેલા છે, કોઇ પ્રકારના ગુણ નહીં, એવો ભાવ નથી. ધનની પ્રશંસા પણ બહુ જોવામાં આવે છેઃ—

यस्यास्ति वित्तं स नरः कुलीनः स पण्डितः स श्रुतवान्गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥ भ.नी.श.श्लो.४१॥

અર્થઃ—જેની પાસે ધન છે તે અકુલીન પણ કુલીન બની જાય છે, તે પણ્ડિત છે, તે વિદ્વાન્ છે અર્થાત્ તે મૂર્ખ હોય તોપણ તેનું કહેલું પ્રમાણ રૂપ થઇ જાય છે. ઇત્યાદિ.

अर्थेभ्यो हि विवृद्धेभ्यः संभृतेभ्य इतस्ततः ।
क्रियाः सर्वाः प्रवर्तन्ते पर्वतेभ्य इवापगाः ॥ म० भा० शा० प० अ०८श्लो०१६॥

अर्थाद्धर्मश्च कामश्च स्वर्गश्चैव नराधिप ।
प्राणयात्राऽपि लोकस्य विना ह्यर्थं न सिध्यति ॥ ,, ,, ॥ १७ ॥

अर्थेन हि विहीनस्य पुरुषस्याल्पमेधसः ।
विच्छिद्यन्ते क्रियाः सर्वा ग्रीष्मे कुसरितो यथा ॥ ,, ,, ॥ १८ ॥

यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके यस्यार्थाः स च पण्डितः॥ ,, ,, ॥ १९ ॥

अधनेनार्थकामेन नार्थः शक्यो विधित्सितुम् ।
अर्थैरर्थानि बध्यन्ते गजैरिव महागजाः ॥ ,, ,, ॥ २० ॥

धनात्कुलं प्रभवति धनाद्धर्मः प्रवर्तते ।
नाधनस्यास्त्ययं लोको न परः पुरुषोत्तम ॥ ,, ,, ॥ २२ ॥

અર્થ:—જેવી રીતે સંપૂર્ણ નદીઓ પહાડોમાથી નિકળીને ધીમે ધીમે વિસ્તૃત થાય છે, તેવી રીતે અહીં તહીંથી એકઠા કરેલા બહુ ધનથી સર્વ પ્રકારની ક્રિયા સિદ્ધ થાય છે. (૧૬).

હે રાજન્ ! ધન વિના આ પૃથિવીમા મનુષ્યને ધર્મ, અર્થ, કામ અથવા સ્વર્ગપ્રાપ્તિ અથવા પ્રાણયાત્રાનો પણ નિર્વાહ થઇ શકતો નથી (૧૭)

જેવી રીતે ગરમીની ઋતુમાં નાની નાની નદીઓ સુકાઇ જાય છે, તેવી રીતે આ લોકમા ધનહીન અલ્પ બુદ્ધ વાળા મનુષ્યોનાં સપૂર્ણ કાર્ય નષ્ટ થઇ જાય છે. (૧૮).

આ જગતમાં જેની પાસે ધન છે તેને મિત્રો અને બાન્ધવો હોય છે, જેની પાસે ધન છે તે જ પડિત છે અને તે જ પુરૂપ છે. (૧૯).

નિર્ધન મનુષ્ય જો કોઇ પદાર્થની ઇચ્છા કરીને તેને સિદ્ધ કરવાનો ઉપાય કરે, તો તે કદાપિ સિદ્ધ થતો નથી. પરન્તુ જેવી રીતે મહા બળવાન્ હાથી વડે અન્ય હાથીઓને પકડી લે છે, તેવી રીતે ધન દ્વારા સર્વ પ્રયોજન સિદ્ધ કરી શકાય છે. (૨૦).

ધનથી જ લોકોનું કુળ, ગૌરવ અને ધર્મની વૃદ્ધિ થાય છે. નિર્ધન પુરૂષને આ લોક અથવા પરલોક કોઇ સુખદાયક થતો નથી (૨૨).

માટે ધન વિના કોઇ મનુષ્ય કાંઇ પણ કાર્ય કરી શકતો નથી, તથા શરીરનો નિર્વાહ પણ કરી શકતો નથી એ વાત અનુભવસિદ્ધ છે.

પરન્તુ જે વસ્તુમાં ગુણ છે તેમાં દોષ પણ જોવામાં આવે છે. વિષ વાળા પદાર્થો મનુષ્યોને મારે પણ છે, અને વળી રોગોને દૂર કરી શરીરની પુષ્ટિ પણ કરે છે. એવી રીતે ધનમાં બહુ ગુણ પણ છે, બહુ દોષ પણ છે. જેણે ધનનો યોગ્ય રીતિએ વ્યય કર્યો છે તેને ધન સુખનું સાધન છે, અને ધનથી જેને મદ ઉત્પન્ન થયો છે અને અનર્થ માર્ગમાં તેનો વ્યય કર્યો છે તેને માટે ધન અનર્થનું પણ કારણ છે.

વળી રૂપ પણ મનુષ્યમાં મદને ઉત્પન્ન કરે છે અને નાશ પણ કરાવે છે યુધિષ્ઠિરાદિ પાંચે ભાઇ તથા દ્રૌપદી મહાપ્રસ્થાન ( હિમાલયમાં ગળવાને ) માટે ગયાં, ત્યારે જે વખતે ઉત્તર દિશામાં બરફમાં પહોંચ્યાં, ત્યાં દ્રૌપદી ધ્યાનથી સ્ખલિત થઇ અને પડી ગઇ, તે વખતે ભીમસેને યુધિષ્ઠિરને પૂછયું " આ દ્રૌપદીએ કદાપિ કોઇ અધર્મ કર્યો નથી, છતાં કેમ પડી ગઈ?" ત્યારે યુધિષ્ઠિરજી કહે છે :—

રૂપમદ.

पक्षपातो महानस्या विशेषेण धनञ्जये ।
तस्यैतत्फलमद्यैषा भुङ्क्ते पुरुषसत्तम ॥ म०भा०प्रस्था०प०अ०२श्लो० ६ ॥

અર્થઃ—હે પુરૂષશ્રેષ્ઠ ભીમ ! દ્રૌપદીને પાંચ પતિ છે સર્વ ઉપર બરાબર પ્રેમ રાખવાનો તેનો ધર્મ છે. છતાં અર્જુન પ્રતિ તેનો મહાન્ પક્ષપાત છે. એ પક્ષપાતનું ફલ તે આજ ભોગવે છે એમ કહીને ત આગળ ચાલ્યા. થોડે દૂર જતાં સહદેવ પડી ગયા ત્યારે પણ ભીમસેને સહદેવના પડવાનું કારણ પૂછયુ ત્યારે યુધિષ્ઠરજીએ તેનુ કારણ નીચે પ્રમાણે કહ્યું:—

आत्मना सदृशं प्राज्ञं नैषोऽमन्यत कंचन ।
तेन दोषेण पतितस्तस्मादेष नृपात्मजः ॥ „ „ ॥ १० ॥

અર્થ:—આ સહદેવ પોતાની સમાન કોઇને પણ બુદ્ધિમાન્ માનતો નહોતો. તે જ બુદ્ધિમત્તાના અભિમાન રૂપ દોષથી આ રાજપુત્ર પડી ગયો છે. એમ કહી ફરી આગળ ચાલવા માંડયું. એટલામાં નકુલ પડયો, ત્યારે પણ ભીમસેને કારણ પૂછતાં યુધિષ્ઠિરે કહ્યું:—

रूपेण मत्समो नास्ति कश्चिदित्यस्य दर्शनम् ।
अधिकश्चाहमेवैक इत्यस्य मनसि स्थितम् ॥ „ „ ॥ १६ ॥

અર્થઃ—મારી બરાબર રૂપવાળો કોઇ પણ નથી, હું સૌથી અધિક રૂપવાળો છું, એવું એના ( નકુલના ) મનમાં હતું. આ પ્રમાણે રૂપ પણ મદનું કારણ છે.

नकुलः पतितस्तस्मादागच्छ त्वं वृकोदर ।
यस्य यद्विहितं वीर सोऽवश्यं तदश्नुते ॥ „ „ ॥ १७ ॥

અર્થ:—તે કારણથી નકુલ પડયો છે, માટે ભીમ તું આવી જા, હે વીર ! જે કર્મફલ જેને ભોગવવાનું લખ્યું છે તે અવશ્ય ભોગવે છે.

એમ કહીને આગળ ચાલ્યા, થોડી વારમાં અર્જુન પડી ગયો, ત્યારે ભીમસેને કારણ પૂછતાં યુધિષ્ઠિર કહે છે:—

एकाह्ना निर्दहेयं वै शत्रूनित्यर्जुनोऽब्रवीत् ।
न च तत्कृतवानेष शूरमानी ततोऽपतत् ॥ „ „ ॥ २१ ॥

અર્થ:—પોતાને શૂરમાની અર્જુને, " આટલી મોટી સેનાને એક દિવસમાં નષ્ટ કરીશ"

એવું કહ્યું હતું, પરન્તુ તે પ્રમાણે તે કરી શકયો નહી પોતાના શૂરત્વના અભિમાનથી તે પડયો છે. એમ કહી ફરી આગળ ચાલવા માંડયું. એટલામા ભીમસેન પડી ગયા. પડતાં પડતાં ભીમે પોતાના પડવાનું કારણ પૂછયુ, તો યુધિષ્ઠિરજીએ કહ્યું—

अतिभुक्तं च भवता प्राणेन च विकत्थसे ।
अनपेक्ष्य परं पार्थ तेनाऽसि पतितः क्षितौ ॥ „ „ ॥ २८ ॥

અર્થ:—તેં બહુજ ખાધું છે અર્થાત્ બીજા કોઈ ભૂખ્યા તરસ્યા તરફ દૃષ્ટિ કર્યા વિના તું પોતાનું પેટ ખૂબ ભરતો હતો અને તારા બલની પ્રશમા પણ કરતો રહેતો. તે કારણથી તું પણ પૃથ્વી ઉપર પડયો છે.

આવી રીતે બુદ્ધિમત્તા, રૂપ, શૂરત્વ, આદિકોના મદવાળા પુરૂષોને અનર્થ પણ શાસ્ત્રોમાં કહ્યો છે.

હવે યૌવનના મદવાળા વિશે કહીએ છીએ:—

बलमत्तस्तु सहसा युद्धे विदधते मनः ।
बलेन बाधते सर्वान्पश्वादीनपि ह्यन्यथा ॥ शु० नी० अ० ३ श्लो० ८८ ॥

અર્થ:—બળના મદવાળા થોડી વાતમાં પણ લડવામાં જ મન રાખે છે અર્થાત તરત લડવાને તૈયાર થઇ જાય છે અને પોતાના બલના મદથી પશુ આદિનો પણ વ્યર્થ ઉપદ્રવ કરે છે.

मानमत्तो मन्यते स्म तृणवच्चाखिलं जगत् ।
अनर्होऽपि च सर्वेभ्यस्त्वर्घासनमिच्छति ॥ „ „ ॥ ८९ ॥

અર્થ—માનથી ઉન્મત બનેલો પુરૂષ સંપૂર્ણ જગતને તૃણ સમાન સમજે છે, અને પોતે અયોગ્ય હોવા છતાં સર્વની પાસેથી પૂજા અને ઉચા આસનની ઇચ્છા રાખે છે.

એવી રીતે અવિવેકી રાજાને માટે રાજ્ય પણ મદનું કારણ છે. કુલ, બલ, ધનાદિ નિમિત્ત મદ વાળામાં જે લક્ષણ હોય છે તે સર્વ અવિવેકી રાજામાં પણ હોય છે.

એક સમય ઇન્દ્રને વિશ્વરૂપ નામના બ્રાહ્મણને મારવાના નિમિત્તથી બ્રહ્મહત્યા લાગી તેની નિવૃત્તિ કરવાને માટે ઇન્દ્ર તપ કરવા ગયા. ત્યારે દેવોએ નહુષ રાજાને સ્વર્ગનો રાજા બનાવ્યો. તેણે મદથી ઇન્દ્રાણીને પોતાની પાસે બોલાવવાનો પ્રયત્ન કર્યો બહુ પ્રકારે સમજાવ્યા છતાં જ્યારે નહુષ સમજયો નહિ, ત્યારે ઇન્દ્રાણીએ પોતાના ગુરૂ બૃહસ્પતિને નહુષ રાજાની સર્વ ચેષ્ટા જણાવી. બૃહસ્પતિએ ઉપાય બતાવ્યો. તે ઉપાય સાંભળી ઇન્દ્રાણીએ બૃહસ્પતિના કહ્યા મુજબ નહુષને કહેવરાવ્યુ કે હે રાજન્! સાધારણ રાજાઓ કોઈ ઠેકાણે જાય છે, ત્યારે તેમની પાલખી સાધારણ માણસો ઉઠાવે છે. આપ તો સર્વથી મોટા રાજા છો. મનુષ્ય હોઈ સ્વર્ગના રાજા છો માટે આપની કંઇક વિલક્ષણતા હોવી જોઇએ. આપ જ્યારે મારી પાસે આવો ત્યારે તપસ્વી લોક પાસે આપની પાલખી ઉપાવરાવીને આવો, તો હું આપની આજ્ઞાનું પાલન કરૂં. એવું ઇન્દ્રાણીનું કહેવુ સ્વીકાર્યું. પછી નહુષે તપસ્વી ઋષિ લોકોને બોલાવી પાલખી ઉચકાવી. તેમાં અગસ્ત્ય ઋષિનું શરીર બહુ દુર્બલ હતું, તે બહુ

ધીરે ધીરે ચાલતા હતા નહુષે શીઘ્રતાથી નહીં ચાલવાના કારણે તેમને સર્પ સર્પ-જલદી ચાલો, એમ કહી લાત મારી ત્યારે અગસ્ત્ય ઋષિએ નહુષને અજગર થવાનો શાપ દીધો તેથી તે તરત જ પાલખીમા જ અજગર નામનો મોટો સર્પ થઇ ગયો (મનુષ્યમાથી અજગર થવાનો સંભવ છે કે નહીં તેનો નિર્ણય જાતિનિર્ણયમા જોઇ લેવો)

જુઓ, મનુષ્ય રાજ્યાદિકોના મદથી કયુ કાર્ય કરતા નથી ? અને તેથી અનર્થ પણ કેવો થાય છે ? દુર્યોધનના મદથી સંપૂર્ણ કુલનો નાશ થયો

જેવી રીતે રાજ્યાદિ મદનુ કારણ છે તેવી રીતે અજ્ઞાનીઓનું તપ પણ મદનુ કારણ છે તે પ્રત્યક્ષ જોવામા આવે છે

રાજા યયાતિએ પુત્રને રાજ્ય સોપી વનમા જઇ બહુ તપ કર્યું જ્યારે તેને સ્વર્ગની પ્રાપ્તિ થઈ ત્યારે સ્વર્ગમા રહેતા સમય એક દીવસ તે ઇન્દ્રની પાસે ગયા, ત્યારે ઇન્દ્રે પૂછયુ "પુત્રને રાજ્ય સોપતી વખતે તમે તેને શુ કહ્યુ ? સત્ય બોલો ' ઇન્દ્રે આ પ્રકારે પૂછયુ ત્યારે તેમણે પુત્રને રાજ્ય સોપતી વખતે સદાચારનો જે ઉપદેશ આપ્યો હતો તે સર્વ કહી બતાવ્યો બાદ ઇન્દ્રે તેમની પરીક્ષા કરવા સારૂ પૂછયુ, " આ સર્વ બીજાને ઉપદેશ કરવાને માટે છે ? અથવા ઉપદેશની અસર કોઇ તમને પણ લાગી છે ? અને તમે ઉદ્વેગથી રહિત છો ? અને તમે ઘર છોડી વનમા જઇ તપસ્વી લોકોને પણ દીઠા ? તમારા તુલ્ય તપસ્વી કોણ છે ?" આ પ્રકારના ઇન્દ્રના પ્રશ્નના જવાબમા યયાતિ કહે છે —

नाहं देवमनुष्येषु गन्धर्वेषु महर्षिषु ।
आत्मनस्तपसा तुल्यं कञ्चित्पश्यामि वासव ॥म.भा.आ प.अ ८८ श्लो. २ ॥

અર્થ —હે ઇન્દ્ર દેવતા ! મનુષ્ય, ગન્ધર્વ તથા મહર્ષિઓમા હું કોઇને તપમા મારા સમાન દેખતો નથી

યયાતિની આ પ્રકારની અહંકાર યુક્ત વાત સાભળીને ઇન્દ્ર કહે છે —" યયાતિ ! તમને બીજાના પ્રભાવની ખબર નથી એવા તમે પોતાની બરાબરીઆ તથા પોતાથી મોટા તથા નાના – સર્વનું અપમાન કર્યુ છે માટે હે રાજન્ ! એ અપમાનના પાપથી તમારૂ પુણ્ય નષ્ટ થઇ આ લોકમાથી નીચે પડશો " આવુ કહેતા જ યયાતિ સ્વર્ગમાથી નીચે પડયા માટે તપ પણ અવિવેકીઓને અનર્થનું કારણ થાય છે

વિદ્યામદ કુલાદિના મદની તુલ્ય વિદ્યાનો મદ પણ અવિવેકીને થાય છે.

नाप्तोपदेशं संवेत्ति विद्यामत्तः स्वहेतुभिः ।
अनर्थमप्यभिमेतं मन्यते परमार्थवत् ॥ शु० नी० अ० ३ श्लो० ८४ ॥

અર્થ —વિદ્યાના મદવાળો મનુષ્ય યથાર્થ વક્તા આપ્ત પુરૂષની વાણીને પણ માનતો નથી પોતાની યુક્તિઓ વડે અનર્થને પણ ઇષ્ટ સમઝયો હોય તો તે અનર્થને પણ પરમાર્થ સમઝે છે.

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥सु र भा प्र.२दु.नि.श्लो.२२९॥

અર્થઃ—વિદ્યા, બલ, આદિ અવિવેકી મનુષ્યને નરકનું સાધન થાય છે એમ બીજા સ્થાનમાં પણ લખ્યું છે.

ખલ મનુષ્ય પોતાના દોષને દેખતો નથી અને બીજાના દૂષણને ઢુંડે છે. એવા મનુષ્યને ધનાદિની પ્રાપ્તિ થાય તોપણ તે વિવાદાદિનું કારણ બને છે. અને સજ્જન પુરુષોને વિદ્યાદિની પ્રાપ્તિ જ્ઞાનાદિનું કારણ બને છે. અર્થાત્ અનધિકારી મનુષ્યને વિદ્યાની પ્રાપ્તિ થાય તો તે હમેશાં બીજાની સાથે વિવાદ કરીને તેનો પરાજય કરવાની જ ઇચ્છા કરે છે, પોતાનો ઉદ્ધાર કરવાની અથવા બીજાનો ઉપકાર કરવાની બુદ્ધિ થતી નથી. તેથી તે સર્વની સાથે વિવાદ કરતો રહેશે. તે જ કારણથી વિદ્યા તેને નરકનું સાધન બને છે. જો તે જ વિદ્યા સુપાત્રમાં હોય તો પોતે જ્ઞાન સંપાદન કરીને સન્માર્ગમાં ચાલશે અને અન્ય મનુષ્યોને પણ નીતિમાર્ગમાં ચલાવવાનો પ્રયત્ન કરશે. તે કારણથી તે વિદ્યા તેના કલ્યાણનું સાધન બને છે. આ પ્રમાણે અનધિકારી કુપાત્રને ધન પ્રાપ્ત થાય તો તે મદનું કારણ થાય છે. ધનના મદથી તે અનર્થ કરશે. અને તે તેને નરકનું કારણ થશે. સુપાત્રને મળેલું ધન સારા માર્ગમાં વાપરવામાં આવશે અને તે તેને કલ્યાણનું સાધન થશે.

વળી સુપાત્રના શરીરમાં બળ હશે તો તે તેને કલ્યાણનું સાધન થશે, અને કુપાત્રના શરીરમાંનું બળ મદના કારણથી બીજાને દુઃખ દેશે, અને તેથી તે જ બલ તેને નરકનું સાધન થશે. સુપાત્રના શરીરમાં બળ હશે તો તે વડે બીજાનો ઉપકાર કરશે અને તેથી તે જ બલ તેના કલ્યાણનો હેતુ થશે.

તે કારણથી વિદ્યા આદિ સર્વ મદ, માન, આદિ દોષ રહિત મનુષ્યને જ સુખનું સાધન થાય છે, બીજાને તો દુઃખનું જ સાધન બને છે.

विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मदः ।
एते मदा मदान्धानामेत एव सतां दमाः ॥स्का. पु.ख. १कौ.ख.२,अ.७ श्लो. ५॥

અર્થઃ—જેવી રીતે વિદ્યા, ધન તથા કુલ એ ત્રણ, મદથી અન્ધ બનેલા મનુષ્યને મદની વૃદ્ધિનું કારણ છે, તેવી રીતે સજ્જનોને એ ત્રણે દમનું કારણ છે.

તેવી જ રીતે પુરાણોમાં પણ વિદ્યા, ધન, આદિની પ્રાપ્તિને અધિકારીભેદથી ફલભેદનું કારણ કહ્યું છે.

અભિમાન.

અભિમાન (મદ) સર્વ મનુષ્ય માત્રને તો શું, દેવતા આદિ સમર્થને પણ નાશનું કારણ છે એ વાત ઉપનિષદ્ આદિ ગ્રન્થોમાંથી પણ માલમ પડે છે.

देवाश्च वाऽसुराश्च । उभये प्राजापत्याः पस्पृधिरे ततोऽसुरा अतिमानेनैव कस्मिन्नु वयं जुहुयामेति स्वेष्वेवास्येषु जुह्वतश्चेरुस्तेऽतिमानेनैव पराबभूवुस्तस्मान्नातिमन्येत पराभवस्य ह्येतन्मुखं यदतिमानः । शत.ब्रा.का.५,प्रपा.१,ब्रा.१,मं.१ ॥

અર્થ—દેવતા લોક અને અસુર લોક બંને પ્રજાપતિના પુત્ર અંદર અંદર ઝઘડતા હતા. બંને યજ્ઞ કરવાને તૈયાર થયા. તેમાં અસુર લોક "અમે કોને ઉદ્દેશીને આહુતિ આપીએ, અમે જ સર્વથી મોટા છીએ" એવો વિચાર કરીને અભિમાનથી હોમની સામગ્રીને

પોતાના મુખમાં નાંખીને ખાધી, અને તેને જ તેમણે આહુતિ માની. એ પ્રકારના મહાન્ અભિમાનથી યુદ્ધમાં તેઓનો પરાજય થયો. માટે અભિમાન કરવો યોગ્ય નથી. સર્વ ઠેકાણે આ અભિમાન પરાજયનું કારણ છે.

अथ देवा । अन्योऽन्यस्मिन्नेव जुह्वतश्चेरुः । ,, ,, ॥ २ ॥

અર્થ:—તે પછી જ્યારે દેવતા લોકો યજ્ઞ કરવા લાગ્યા ત્યારે તેમણે સર્વ દેવતાને મોટા માનીને એક એક દેવતાએ યજ્ઞ સામગ્રીથી અન્ય અન્યને પ્રસન્ન કર્યા. તેથી અભિમાનના અભાવથી દેવતા લોકનો જય થયો; કેમકે નિરભિમાની પ્રાણીઓની સહાયતામાં ઈશ્વર હમેશ તૈયાર રહે છે. તેથી પરમેશ્વર પોતાના ભક્તોનું અભિમાન દૂર કરવાનો પ્રયત્ન કરે છે.

એક વાર પોતાના ભક્ત દેવતાઓનું અભિમાન દૂર કરવાને માટે ઈશ્વરે યક્ષનું રૂપ ધારણ કરેલું તે ઇતિહાસ કેનોપનિષત્માં છે.

ब्रह्म देवेभ्यो विजिग्ये तस्य ह ब्रह्मणो विजये देवा अमहीयन्त त ऐक्षन्तास्माकमेवायं विजयोऽस्माकमेवायं महिमेति ॥ केन० उ० ख० ३ क० १ ॥

અર્થ:—સચ્ચિદાનન્દ રૂપ પરમાત્માએ દેવતાઓ ઉપર અનુગ્રહ કરવાને દેવતાના પ્રતિકૂલ અસુરોને જીતી લીધા. તે પરમાત્માના વિજયમાં દેવતા લોક પૂજિત થયા અર્થાત્ દેવતા લોકની પૂજા થઈ. ત્યારે તે પરમાત્માના મહિમાને નહીં જાણનાર ઇન્દ્રાદિ લોક " આપણે દેવતાઓનો જ આ (અસુરોના પરાભવ રૂપ) વિજય છે, અને સર્વ લોકો તરફની સ્તુતિ પૂજાદિના લાભ રૂપ જે મહિમા છે તે પણ આપણો જ છે" એવો વિચાર કર્યો.

तद्धैषां विजज्ञौ तेभ्यो ह प्रादुर्बभूव तन्न व्यजानन्त किमिदं यक्षमिति ॥,, ,, ॥२॥

અર્થ:—દેવતાને જય આપનાર પરમાત્માએ દેવતાઓના આ મિથ્યા ભાષણને જાણી લીધું. એ મિથ્યાભિમાની દેવતાઓનું અભિમાન દૂર કરવાને માટે તેમની સામે પૂજ્ય પુરૂષનું વિલક્ષણ રૂપ ધારણ કરીને પ્રકટ થયા. એ પ્રકટ થયેલા પરમાત્માના સ્વરૂપને દેવતા લોક જાણી શક્યા નહીં અર્થાત્ તેમની સામે ઉભેલા પૂજ્ય પુરૂષ કોણ છે તે જાણી શક્યા નહીં.

तेऽग्निमब्रुवन् जातवेद एतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥ ,, ,, ॥ ३ ॥

અર્થ:—તે પુરૂષને જાણવાની ઇચ્છાવાળા ઇન્દ્રાદિ દેવતા પોતાના અગ્રગામી અગ્નિને, " હે અગ્નિ ! આપણ લોકની સામે ઉભેલા આ પૂજ્ય પુરૂષ (યક્ષ) કોણ છે તેની તમે પિછાણ લાવો " એમ કહ્યું. " હું જાણું" એમ કહીને અગ્નિ—

तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीत्यग्निर्वा अहमस्मीत्यब्रवीज्जातवेदा वाऽहमस्मीति ॥ ४ ॥

અર્થ:—તે યક્ષની પાસે ગયા. જ્યારે અગ્નિ તે યક્ષની પાસે ગયા, ત્યારે અગ્નિને તે યક્ષ પ્રતિ પ્રશ્ન કરવાનું સામર્થ્ય ન રહેવાથી ચુપચાપ ઉભા રહ્યા. ત્યારે તે યક્ષે અગ્નિને "તું કોણ છે" એમ પૂછ્યું. ત્યારે અગ્નિએ, જેવી રીતે હાલમાં સરકારથી પદવી મળેલા મનુષ્યને "આપ કોણ છો?" એમ કોઇ પૂછે તો "હું રાવસાહેબ અમુકલાલ છું" એમ પોતાને બહુ માનયુક્ત પદવીને મેળવીને કહે છે, તેવી રીતે અગ્નિએ "જાતવેદા નામ વાળો અગ્નિ હું છું" એમ બહુ માનયુક્ત નામને મેળવીને પોતાને જણાવ્યો.

तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीदꣳ सर्वं दहेयं यदिदं पृथिव्यामिति ,,॥ ५ ॥

અર્થ:—ત્યારે એટલા મોટા બે નામવાળા તારામાં કયો ગુણ છે અર્થાત્ જે મનુષ્યમાં કોઈ ખાસ ગુણ હોય તો તેને જ કોઈ પદવી મળે છે. તારામાં કયો એવો ગુણ છે જે કારણથી તને પદવી મળી છે? એમ યક્ષે પૂછ્યું. ત્યારે, આ પૃથિવીમાં જે કોઇ સુકા અથવા લીલા પદાર્થ હોય તે સર્વને હું જલાવી દઉં, એમ અગ્નિએ કહ્યું.

तस्मै तृणं निदधावेतद्दहेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाक दग्धुं तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ,,॥ ६ ॥

અર્થ:—યક્ષે પોતાની સામે પડેલા સુકા ઘાસનો એક ટુકડો બતાવી તેને બાળી દેવા અગ્નિને કહ્યું. અગ્નિ તેને બાળવાને માટે પોતાના સર્વ વેગથી તેની તરફ ગયા. પરંતુ તેને બાળી શક્યા નહીં. એટલે તેને બાળવાનું કાર્ય પડતું મૂકી અગ્નિએ યક્ષની પાસેથી ઇન્દ્રાદિ દેવતાઓની પાસે જઈ "હું તે યક્ષને જાણી શક્યો નહીં" એમ કહ્યું.

अथ वायुमब्रुवन्वायवेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥,, ७ ॥

અર્થ:—ફરી દેવતાઓએ યક્ષને પિછાનવાને માટે જવા વાયુને કહ્યું. વાયુએ "तथा" એ શબ્દ બોલી કબુલ કર્યું.

तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीति वायुर्वा अहमस्मीत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति ॥ ८ ॥

અર્થ:—વાયુ પણ જ્યારે યક્ષની પાસે ગયા ત્યારે બોલવાની હિંમત વગર ચુપચાપ ઉભા રહ્યા. ત્યારે યક્ષે પૂછ્યું "તું કોણ છે?" વાયુએ, અગ્નિની માફક પોતાની "માતરિશ્વા" નામની પદવીને સાથે મેળવી "માતરિશ્વા નામવાળો હું વાયુ છું" એમ કહ્યું.

तस्मिँस्त्वयि किं वीर्यमित्यपीदꣳ सर्वमाददीयं यदिदं पृथिव्यामिति ॥ केन० उ० ख० ३-९ ॥

અર્થ:—ત્યારે યક્ષે વાયુને પૂછ્યું-"એટલી મોટી પદવી વાળા તારામાં શું વીર્ય છે?" ત્યારે "આ જગતમાં જે કોઈ પદાર્થ છે તે સર્વને લઇને હું આકાશમાં ઉડી જાઉં" એવું વાયુએ કહ્યું.

" तस्मै तृणं निदधावेतदादत्स्वेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाकादातुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥" १० ॥

અર્થઃ—ત્યારે યક્ષે, અગ્નિને બતાવ્યુ હતું તેજ ઘાસના ટુકડાને બતાવીને વાયુને "આ ઘાસના ટુકડાને લઇને તું આકાશમાં ઉડી જા" એમ કહ્યું. વાયુ તેને ઉડાવી લઈ જવા માટે પોતાના સર્વ વેગથી તેની તરફ ગયા, પરન્તુ તેને ઉડાવી શક્યા નહીં. એટલે તેને ઉડાવવાનું કાર્ય છોડીને યક્ષની પાસેથી દેવતાઓની પાસે ગયા, અને કહ્યું કે "હું તે યક્ષને જાણી શક્યો નહીં".

अथेन्द्रमब्रुवन्मघवन्नेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति तदभ्यद्रवत्तस्मात्तिरोदधे ॥" ११ ॥

અર્થઃ—અગ્નિ અને વાયુ બીજા દેવતાઓની અપેક્ષાએ મોટા છે. તે બંને જ્યારે યક્ષને જાણી શક્યા નહીં ત્યારે તે બીજા દેવતાઓ તો જાણીજ શી રીતે શકે એમ સમજી સર્વ દેવતાઓએ ઇન્દ્રને કહ્યુ "હે ઇન્દ્ર! આ યક્ષ કોણ છે તેની ખબર તમે લાવો". ઇન્દ્ર તે વાતનો સ્વીકાર કરીને તેની પાસે ગયા. પરન્તુ ઇન્દ્ર યક્ષની પાસે ગયા એટલે તેની પાસેથી યક્ષ અન્તર્ધાન થયા.

ભાવાર્થ એ છે કે ઇન્દ્ર સર્વ દેવતાના રાજા છે, તેથી તેને પોતાના દેવરાજપણાનું બહુ અભિમાન છે. તેથી તેની સાથે વાત પણ કર્યા વિના યક્ષ અન્તર્ધાન થયા, ઇન્દ્રની સાથે યક્ષે વાત પણ ન કરી.

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहु शोभमानामुमां हैमवतीं ताꣳ होवाच किमेतद्यक्षमिति ॥" १२ ॥

અર્થઃ—તે ઇન્દ્ર, જે જગાએ યક્ષ અન્તર્ધાન થયા તેજ જગાએ "યક્ષ ક્યાં ગયા" એવો વિચાર કરતા રહ્યા. એટલામાં તેજ આકાશમાં ઇન્દ્રે બહુ શોભા વાળી તથા સુવર્ણનાં આભૂષણ વાળી ઇશ્વરની માયાશક્તિને ઉમા–પાર્વતી–રૂપે દીઠી ઇન્દ્રે "તે યક્ષ કોણ હતા" એમ ઉમાને પૂછ્યું.

सा ब्रह्मेति होवाच ब्रह्मणो वा एतद्विजये महीयध्वमिति । ततो हैव विदांचकार ब्रह्मेति । केन उ० ख० ४–१ ॥

અર્થઃ—જે યક્ષને તમે દીઠા તે બ્રહ્મ હતા અર્થાત્ પરમાત્મા હતા, પરમાત્માના તે વિજયમાં તમે લોકો સ્તુતિ પૂજા આદિ મહત્ત્વને પ્રાપ્ત થયા એમ ઉમાએ કહ્યું. તે દેવીના વચનથી (ઉપદેશથી) જ ઇન્દ્રે તે યક્ષને પરમાત્મા રૂપ જાણ્યા.

જુઓ, જ્યારે પરમાત્માની કૃપા હતી ત્યારે દેવતાઓએ અસુરોને જીત્યા. તથાપિ દેવતાઓએ મૂર્ખતાથી અભિમાન કર્યું. અભિમાનથી જ્યારે પરમાત્માના મહત્ત્વને ભૂલી ગયા ત્યારે જગત્ માત્રનો દાહ કરવાને સમર્થ અગ્નિ ઘાસના ટુકડાને પણ બાળી ન શક્યા, અને વાયુ મહાબલી એક ઘાસના ટુકડાને પણ ઉડાવી શક્યા નહીં.

આ ઉપરથી સર્વ મનુષ્યોએ સમજવું જોઇએ કે આપણામાં જે કાંઈ સામર્થ્ય છે તે સર્વ ઈશ્વરનું જ સામર્થ્ય છે. તેમની કૃપાથી જ આપણને સામર્થ્ય મળે છે નહિતો વાયુ સરખા મહા બલી પણ ઘાસના ટુકડાને પણ ઉડાની નહીં શકે.

આ સંબધમાં અર્જુનનું વચન છે જ્યારે ભગવાને પૃથિવીનો પરિત્યાગ કર્યો અને દ્વારકાને સમુદ્રમાં ડુબવાનો સમય પ્રાપ્ત થયો, ત્યારે ભગવાનના પરિગ્રહ (સર્વ સ્ત્રીઓ)ને લઇને જ્યારે અર્જુન ઇન્દ્રપ્રસ્થ જતા હતા ત્યારે રસ્તામા ગોવાળ લોકે આવીને અર્જુનને મારી સર્વ સ્ત્રીઓને લઈ ગયા હતા. તે સંબધી અર્જુન યુધિષ્ઠિરની પાસે જઇને કહે છે કે જ્યારે મારા ઉપર ભગવાનની કૃપા હતી ત્યારે મેં મોટા મોટાં કાર્ય કર્યાં અને જ્યારે ભગવાને પૃથિવીનો પરિત્યાગ કર્યો ત્યારે મારી આવી દશા થઈ છે —

यत्तेजसाऽथ भगवान्युधि शूलपाणी
विस्मापितः स गिरिशोऽस्त्रमदान्निजं मे ।
अन्योऽपि चाहममुनैव कलेवरेण
प्राप्तो महेन्द्रभवने मद्दासनार्धम् ॥ भा० स्कं० १ अ० १५-१२ ॥
सोऽहं नृपेन्द्र रहितः पुरुषोत्तमेन
सख्या प्रियेण सुहृदा हृदयेन शून्यः ।
अध्वन्युरुक्रमपरिग्रहमङ्ग रक्षन्
गोपैरसद्भिरबलेव विनिर्जितोऽस्मि ॥ ,, ,, २० ॥

અર્થ —જે ભગવાન્ શ્રીકૃષ્ણના પ્રભાવથી મેં યુદ્ધમાં શૂલપાણી મહાદેવને પણ વિસ્મય પમાડ્યા જે કારણથી તેમણે મને પોતાનું પાશુપતાસ્ત્ર આપ્યું. વળી આ શરીરથી મેં ઇન્દ્રપુરીમા જઇને ઇંદ્રના અર્ધા આસનને પ્રાપ્ત કર્યું. એવાં અનેક કાર્ય મેં કર્યાં છે. (૧૨)

એવો જે હું તે, હે નૃપશ્રેષ્ઠ ! જ્યારે મારા સુહૃદ્ પ્રેમી પુરૂષોત્તમ ભગવાનથી રહિત થવાથી શૂન્ય ચિત્ત વાળો ભગવાનની સ્ત્રીઓને લઇને દ્વારકાથી આવતો હતો, તે વખતે રસ્તામા અનન્ત દુષ્ટ ગોવાળ લોક, જેવો રીતે એક અબળા સ્ત્રીનો કોઈ શીઘ્ર જય કરે છે તેવી રીતે, મને જીતી લઇને સર્વ સ્ત્રીઓને લઇ ગયા. જે ગાણ્ડિવ ધનુષ્યના પ્રભાવથી મને ગમન લોક નમન કરતા હતા તે જ ધનુષ્ મારી પાસે હતુ, તે જ રથ હતો, તે જ અશ્વ હતા અને તે જ હું રથવાળો હતો; તથાપ એક ભગવાનની સહાય નહીં હોવાથી સર્વ વ્યર્થ થયુ છે. (૨૦). એમ કહીને અર્જુન શોક કરવા લાગ્યા.

માટે ધનાદિ કોઈ પણ વસ્તુનું અભિમાન નહીં કરતાં ઇશ્વરના મહિમાનો વિચાર કરીને સર્વ કાર્ય કરવુ યોગ્ય છે.

---

ઇતિ મ૦ પ્ર૦ મા અ૦ ૪ સમાપ્ત.



# અધ્યાય ૫.

॥ पापे रतिं मा कृथाः ॥

હવે " **पापे रतिं मा कृथाः** " એ પદનું વ્યાખ્યાન કરીએ છીએ. **पापे रतिं मा कृथाः**-પાપકર્મમાં પ્રીતિ ન કરો અર્થાત્ પાપકર્મનો ત્યાગ કરો.

**કર્માનુસાર ફલ-કર્મના પ્રકાર-૧ પુણ્ય, ૨ પાપ.**

સંપૂર્ણ પ્રાણી માત્ર સંસાર ચક્રમાં ઘટીયન્ત્રની માફક ઘૂમતા રહે છે. તેનું કારણ કર્મરૂપી બન્ધન જ છે એવો બુદ્ધિમાનોનો નિશ્ચય છે.

कुर्वते कर्म भोगाय कर्म कर्तुं च भुञ्जते ।
नद्यां कीटा इवावर्तादावर्तान्तरमाशु ते ।
व्रजन्तो जन्मनो जन्म लभन्ते नैव निर्वृतिम् ॥ पं० द० प्र० १ श्लो० ३० ॥

અર્થઃ—જેવી રીતે કોઈ મનુષ્ય ગયા દિવસની અથવા ગયા મહિનાની કમાઈ આજ અથવા આ મહિનામાં ખાય છે, અને આવતી કાલ અથવા આવતા મહિનામાં ખાવાને માટે હાલ કાંઇ કમાય પણ છે. તેવી રીતે આ પ્રાણી પૂર્વ જન્મમાં કરેલા કર્મનુ ફળ આ જન્મમાં ભોગવે છે, અને જન્માન્તરમાં ભોગવવાને માટે આ જન્મમાં નવાં કર્મ કરતો પણ રહે છે. આ પ્રકારે કર્મફલને ભોગતા સતા અને આગળના ભોગને માટે કર્મ કરતા સતા પ્રાણીઓ, નદીના ભ્રમર(ચક્ર)માં પડેલા કીડાની માફક, સંસારચક્રમાં ઘૂમતા રહે છે. અને જેવી રીતે વેગવાળી નદીના એક ચક્રમાં પડેલો કીડો પોતે દુર્બલ હોવાથી તે ચક્રમાં જ ઘૂમતો રહે છે, પોતે પોતાની મેળે નીકળી શકતો નથી, અને બહુ વાર સુધી ઘૂમતો ઘૂમતો જ્યારે તેમાંથી છુટી જાય છે એટલામાં બીજા ચક્રમાં પડે છે, તેવી જ રીતે બીજામાંથી ત્રીજામાં, ચોથામાં, પાંચમામાં એમ એક ચક્રમાંથી બીજા ચક્રમાં પડતો જ રહે છે, પરન્તુ તેમાંથી છૂટતો નથી; તેવી રીતે આ સંસાર રૂપી નદીમાં મનુષ્ય, પશુ, પક્ષી, આદિ યોનિ એક ચક્રની સમાન છે. તે ચક્રમાં પડેલો પોતાનાં કર્મફલને ભોગવે છે અને કર્મ કરતો રહે છે. એવી રીતે ઘૂમનાર પ્રાણી એક જન્મથી બીજા જન્મમાં, બીજામાંથી ત્રીજા જન્મમાં, અને તેમાંથી ચોથામાં એમ પ્રાપ્ત થતો થતો જન્મ મરણ રૂપી ધારાને જ પ્રાપ્ત થાય છે, કદાપિ તેમાંથી છૂટતો નથી પરન્તુ—

सत्कर्मपरिपाकात्ते करुणानिधिनोद्धृताः ।
प्राप्य तीरतरुच्छायां विश्राम्यन्ति यथासुखम् ॥ पं० द० प्र० १–३१ ॥

उपदेशमवाप्यैवमाचार्यात्तत्त्वदर्शिनः ।
पंचकोशविवेकेन लभन्ते निर्वृतिं पराम् ॥ ,, ,, ३२ ॥

અર્થઃ—જેમ નદીના ચક્રમાં પડેલા કીડાને, પોતે પૂર્વે સંપાદન કરેલું કર્મ જ્યારે પરિપક્વ થઇને ફળ દેવાને તૈયાર થાય છે તે સમયે, કોઈ દયાળુ મનુષ્ય ઉઠાવીને વૃક્ષની છાયામાં રાખે છે અને ત્યાં તે સુખપૂર્વક વિશ્રાન્તિ લે છે. (૩૧).

તેવી જ રીતે સંસાર રૂપી નદીના જન્મમરણ રૂપી ચક્રમાં ઘૂમનાર મનુષ્ય, પૂર્વે કરેલા પુણ્યના પ્રતાપે, જ્યારે કોઇ તત્ત્વવેત્તા અર્થાત્ પરમાત્માના અકલ્પિત ( વાસ્તવ ) સ્વરૂપના સાક્ષાત્કારવાન્ ગુરૂ પાસેથી તત્ત્વનો ઉપદેશ પ્રાપ્ત કરીને અન્નમયાદિ કોશોમાંથી આત્માનું વિવેચન કરે અર્થાત્ સ્થૂલ દેહાદિ રૂપ અન્નમયાદિ કોશોથી ભિન્ન, એ પાંચે કોશોના સાક્ષી રૂપ સચ્ચિદાનન્દ આત્મા મારૂ સ્વરૂપ છે એવો અનુભવ કરે, ત્યારે જન્મ મરણ રૂપ ચક્રમાંથી છૂટીને અત્યન્ત નિર્વૃત્તિ (સુખ)ને પ્રાપ્ત કરે છે.

આથી, આત્માનુ અપરોક્ષ જ્ઞાન ન થાય ત્યાંસુધી કર્મરૂપી ફાંસીથી બંધાયેલો પ્રાણી સંસારચક્રમાં ઘૂમતો રહે છે એ વાતનો નિશ્ચય થાય છે.

મિષ્ટાન્ન, ધન, આદિ પ્રાપ્ત થવાથી પોતાના મનને જે અનુકૂલતા માલમ પડે છે તેનું નામ સુખ છે, અને તે પુણ્ય કર્મનું ફળ છે. અને જેને પ્રાપ્ત કરવાથી એટલે કે રોગાદિ પ્રાપ્ત થવાથી પોતાને જે પ્રતિકૂલતા માલમ પડે છે તેનુ નામ દુઃખ છે, અને તે પાપકર્મનું ફળ છે આ બને પ્રકારનાં કર્મનુ ફળ ભોગવવાને સંસારની પ્રાપ્તિ થાય છે.

શંકા.—તેનું ફળ દુઃખ ભોગવવાને સંસારની પ્રાપ્તિ ભલે થાય. પરન્તુ જગતમાં સર્વ કોઇ દુઃખી નથી, સુખી મનુષ્ય પણ ઘણા જોવામાં આવે છે, જો સુખ પુણ્ય કર્મનું ફળ છે તો જેણે પુણ્ય કર્મ કર્યા છે તેને પણ સંસાર રૂપી નદીના ચક્રમાં કેમ ઘૂમવાનું થાય છે? અર્થાત્ તેને પણ જન્મ મરણાદિ દુઃખ કેમ ભોગવવું પડે છે?

સમાધાન—સુખ બે પ્રકારનું છે, એક તો રૂપ, રસ, ગન્ધ આદિ વિષય પદાર્થોની પ્રાપ્તિથી જે મળે છે તે. એ સુખ અનિત્ય છે, તેથી તે તુચ્છ છે. બીજું સુખ પરમાત્માની પ્રાપ્તિરૂપ પરમાત્માના અનુભવનું સુખ છે. તે નિત્ય છે અને સૌથી ઉત્તમ છે. અવિવેકી મનુષ્ય, પુણ્યકર્મના ફલરૂપ જે આ લોકથી બ્રહ્મલોક પર્યન્તનું સર્વ વિષયસુખ છે તેને સુખરૂપ માને છે, અને તેની પ્રાપ્તિથી પોતાને સુખી માને છે. તેમાં પણ અત્યન્ત અવિવેકી આ લોકના વિષય પદાર્થોને જ સુખરૂપ સમજે છે. તે સ્વર્ગાદિ સંબંધી સુખની પરવા પણ કરતો નથી. આ બંને પ્રકારના મનુષ્ય પોતાના કર્મના ફળરૂપ સુખદુઃખને ભોગવવાને માટે અવશ્ય સંસારને પ્રાપ્ત થાય છે. જેમ કોઇ મનુષ્યને લોઢાની બેડી બનાવીને પગમાં પહેરાવે તો "હું કેદી છું, તથા મારા પગમાં બેડી લગાવી છે" એમ માનીને પોતાને દુઃખી માને છે. તે જ બેડી તેના પગમાંથી કાઢી લઇને તેને બદલે સોનાની બેડી પહેરાવે તો તે મનુષ્ય "મેં મારા પગમાં સુવર્ણનું આભૂષણ પહેર્યું છે" એમ સમજે છે, અને ખુશી થાય છે. અહીં પોતાને સુખી અને દુઃખી માનવામાં કારણ કેવળ બેડીમાં સુવર્ણપણા અને લોહપણાની કલ્પના માત્ર છે. બેડીના ધર્મ તો બનેમાં બરાબર છે. અહીં તહીં ચાલવામાં પ્રતિબંધ તો બનેમાં હતો. પરન્તુ બેડીબુદ્ધિથી ન દેખતાં સુવર્ણ અને લોહબુદ્ધિથી જોવાથી હર્ષ તથા શોક થયો. બેડીબુદ્ધિથી દેખત તો શોક જ શોક થાત, હર્ષનું કારણ ન રહેત.

તેવી રીતે સુખ દુઃખના જ્ઞાન શૂન્ય અવિવેકી પ્રાણી સકામ કર્મના ફલ રૂપ આ લોક તથા પર લોક સંબધી સુખને સોનાની બેડી તુલ્ય ઉત્તમ સમઝીને તેને પ્રાપ્ત કરવા સકામ કર્મ જ કરે છે તે સકામ કર્મોના ફલ રૂપ સુખનો ભોગ પણ જન્મ દ્વારા જ થાય છે. અને જન્મ થતાં મરણદુઃખ પણ અવશ્ય થાય છે. આ જન્મ મરણના દુઃખનું જ્ઞાન, સંસારનું સુખ પ્રાપ્ત કરવાને સકામ કર્મ કરનારને થતુ નથી, કારણ કે તે તો લોઢાની બેડી તુલ્ય પાપ કર્મના ફલ રૂપ રોગ અથવા દરિદ્રતા આદિને જ દુઃખ રૂપ જાણે છે. યજ્ઞાદિક સકામ કર્મ પુણ્યરૂપ હોવા છતાં પણ ફલ ભોગવવાને અવશ્ય જન્મ લેવો પડે છે. માત્ર પાપ કર્મ કરનારનો જ જન્મ થાય છે, પુણ્ય કર્મ કરનારનો નહીં, એવો નિયમ નથી. પુણ્ય કર્મ વા ઈશ્વરભકિત આદિ કરીને બ્રહ્મલોકમાં જાય તોપણ ભોગવાસના રહે તો અવશ્ય તેની પુનરાવૃત્તિ રૂપ જન્મપ્રાપ્તિ થાય છે, કેમકે આત્મજ્ઞાન થયા વિના જન્મ મરણની નિવૃત્તિ થતી નથી. તેટલા માટે—

मानसं मानसैवाऽयमुपभुङ्क्ते शुभाशुभम् ।
वाचा वाचा कृतं कर्म कायेनैव तु कायिकम् ॥ મ૦સ્મૃ૦અ૦ ૧૨ શ્લો૦ ૮ ॥

અર્થઃ—આ મનુષ્ય મનથી કરેલા પુણ્ય તથા પાપનું ફલ મન દ્વારા જ ભોગવે છે, વાણી વડે કરેલાનું ફળ વાણી દ્વારા ભોગવે છે મતલબ કે વાગિન્દ્રિયમાં કુશલતા વા તેમાં દોષ ઉત્પન્ન થાય; અને શરીરથી કરેલા કર્મનું ફળ શરીર દ્વારા જ ભોગવે છે.

અને ભગવાને પણ ગીતામાં કર્માનુસાર ફલભોગ કહ્યો છેઃ—

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ મ૦ ગી૦ અ૦ ૧૮–૧૨ ॥

અર્થઃ—અનિષ્ટ, તથા ઇષ્ટ, તથા ઇષ્ટ અને અનિષ્ટ બંને મળીને બનેલું, એમ ત્રણ પ્રકારનું કર્મફલ હોય છે. આ ત્રણે પ્રકારનું ફલ, કર્મફલનો ત્યાગ નહીં કરનાર (અત્યાગી) સકામી કર્મીઓને ભોગવવું પડે છે. અને કર્મફલનો ત્યાગ કરનાર (સંન્યાસી) એટલે નિષ્કામ કર્મ-યોગીઓને આ ત્રણે પ્રકારનું કર્મફલ ભોગવવું પડતુ નથી.

सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥ यो० द० पा० २ सू० १३ ॥

અર્થઃ—પુણ્ય, તથા પાપ, તથા પુણ્ય પાપ મિશ્રિત કર્મોના સંસ્કાર રૂપ મૂલ રહેવાથી તેનું ફલ, કર્મોની ઉત્તમતા વા નિકૃષ્ટતાને અનુસાર જાતિ, આયુ અને ભોગ્ય પદાર્થોની પ્રાપ્તિ રૂપ ભોગ થાય છે.

ते ह्लादपरितापफलाः पुण्यापुण्यहेतुत्वात् ॥ „ ॥ १४ ॥

અર્થ—તે કર્મફલ રૂપ જન્મ (જાતિ) તથા આયુ તથા ભોગ ત્રણે જે પુણ્યના ફલ રૂપ હોય તે સુખ આપનાર છે, અને જે પાપના ફલ રૂપ હોય તે દુઃખ દેનાર છે.

કેટલાક લોકોનો જન્મ ઉત્તમ જાતિમાં થાય છે, તથાપિ ઉત્તમ ભોગ દેનાર કર્મ નહીં હોવાથી તેમને ભોગ્ય પદાર્થોની પ્રાપ્તિ જોવામાં આવતી નથી અને આયુ પણ થોડું

હોય છે. અને કેટલાક લોકોની જાતિ ઉત્તમ ન પણ હોય છતાં ભોગ ઘણો જોવામાં આવે છે, આયુ પણ બહુ જોવામાં આવે છે. તે પ્રમાણે કેટલાકને આયુ બહુ હોય છે, પરન્તુ ભોગની અધિકતા તથા જાતિની ઉત્તમતા જોવામાં આવતી નથી. તેવી જ રીતે કેટલાકને એક અધિક બે ન્યૂન, કેટલાકને બે અધિક એક ન્યૂન, અને કેટલાકને ત્રણે પૂર્ણ, તો કેટલાકને ઉત્તમ જાતિ આદિ ત્રણેનો અભાવ જોવામાં આવે છે. વળી ભોગ્ય પદાર્થોમાં પણ કોઈ વસ્તુની અધિકતા અને બીજાની ન્યૂનતા આદિ નાના પ્રકારના ભેદ જોવામાં આવે છે.

सन्ति पुत्राः सुबहवो दरिद्राणामनिच्छताम् ।
नास्ति पुत्रः समृद्धानां विचित्रं विधिचेष्टितम् ॥म०भा०शा०प०अ० २८–२४॥

અર્થ:—ગરીબ લોક પુત્રની ઇચ્છા કરતા નથી, તોપણ તેમને ઘણા પુત્ર હોય છે. અને શ્રીમન્ત લોક પુત્રને માટે તરફડે છે તોપણ તેમને પુત્ર પ્રાપ્ત થતો નથી. આ પ્રકારે ફલ દેનાર કર્મની ગતિ વિચિત્ર છે.

प्रायेण श्रीमतां लोके भोक्तुं शक्तिर्न दृश्यते ।
काष्ठान्यपि हि जीर्यन्ते दरिद्राणां च सर्वशः ॥ ,, ॥ २९ ॥

અર્થ:—પ્રાયઃ શ્રીમન્ત લોકોનો જઠરાગ્નિ બહુ મન્દ રહે છે, ખોરાક પચાવવાની શક્તિ હોતી નથી. જ્યારે ગરીબને કાષ્ઠ પણ પચી જાય છે.

કર્માનુસાર જાતિ આદિ કર્મફલોનો ભેદ શ્રુતિમાં પણ કહ્યો છે:—

तद्य इह रमणीय चरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा अथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा ॥

छा० उ० अ० ५ खं० १० मं० ७ ॥

અર્થ:—જે મનુષ્ય આ લોકમાં પુણ્ય કર્મ કરનારા છે તે લોક બીજા જન્મમાં શ્રેષ્ઠ–બ્રાહ્મણ અથવા ક્ષત્રિય અથવા વૈશ્ય–જન્મને પ્રાપ્ત કરે છે. અને જે પાપકર્મ કરનારા છે તે લોક નિન્દિત શ્વાન, સુઅર અથવા ચણ્ડાલ યોનિને પ્રાપ્ત કરે છે. આ મંત્રમાં ફક્ત જાતિની જ શ્રેષ્ઠતા વા નિકૃષ્ટતા કર્માનુસાર બતાવી છે. તથાપિ તે આયુ તથા ભોગનો પણ સૂચક છે.

क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः ॥ यो० द० पा० २ सू० १२ ॥

અર્થ :—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ ( મરણભય ) આ પાંચનું નામ ક્લેશ છે ક્લેશ છે કારણ જેનું એવા કર્મના સંસ્કાર કોઈ આ જન્મમાં તો કોઈ બીજા જન્મમાં ભોગ આપે છે, કારણ કે યોગદર્શનના ત્રીજા પાદના ૨૨ મા સૂત્રમાં સોપક્રમ અને નિરૂપક્રમ એવા બે પ્રકારનું કર્મ કહ્યું છે. શીઘ્ર ફલ આપનાર કર્મને સોપક્રમ કહ્યું છે, અને વિલંબથી ફલ આપનાર કર્મને નિરૂપક્રમ કહ્યું છે. કર્મના આ ભેદથી કેટલાંક કર્મ આ જન્મમાં અને કેટલાંક જન્માન્તરમાં પણ ફલ દે છે એમ માલમ પડે છે. પુણ્ય

પાપ રૂપ કર્માનુસાર જ સુખ દુઃખાદિકોનો ભોગ છે એ વાતમાં કોઇ પ્રકારની શંકા નથી. આ વિષયમાં મહાભારતના અનુશાસન:પર્વમાં એક ઇતિહાસ પણ છેઃ—

મહાભારત યુદ્ધમાં સર્વ બન્ધુઓનો વધ થયા બાદ યુધિષ્ઠિર શોકથી ભીષ્માપતામહની પાસે જઇને કહે છેઃ—

सोऽहं तव ह्यन्तकरः सुहृद्वधकरस्तथा ।
न शान्तिमधिगच्छामि पश्यँस्त्वां दुःखितं क्षितौ ॥ म०भा०अनु०प०अ०१-९॥

અર્થઃ—આપનો અન્ત લાવનાર તથા બન્ધુઓનો નાશ કરનાર એવા મને, પૃથિવી ઉપર આપને દુઃખી થઇને પડેલા જોઇને, શાન્તિ મળતી નથી.

યુધિષ્ઠિરનું આવું વચન સાંભળીને ભીષ્મજી કહે છેઃ—

परतन्त्रं कथं हेतुमात्मानमनुपश्यति ।
कर्मणां हि महाभाग सूक्ष्मं ह्येतदतीन्द्रियम् ॥ ,, ॥ १५ ॥

અર્થ :—સર્વ મનુષ્ય પોતાના પ્રારબ્ધ કર્મનું ફલ ભોગવે છે છતાં એ સર્વને મારવામાં તું પોતાને કેમ કારણ રૂપ માને છે? હે મહાભાગ! કર્મની ગતિ અતિ સૂક્ષ્મ છે, તેથી અતીન્દ્રિય છે. (ઇન્દ્રિયોનો વિષય નથી અર્થાત્ ઇન્દ્રિયોથી થનાર લૌકિક પ્રત્યક્ષનો વિષય નથી.) એ સંબધમાં હું તને મૃત્યુ તથા ગૌતમી નામની એક બ્રાહ્મણી તથા એક ભીલ તથા એક સર્પના સંવાદ રૂપ પ્રાચીન ઇતિહાસ સંભળાવું છુંઃ—

गौतमी नाम कौन्तेय स्थविरा शमसंयुता ।
सर्पेण दष्टं स्वपुत्रमपश्यद्गतचेतनम् ॥ ,, ॥ १७ ॥

અર્થ :—હે કુન્તીપુત્ર! ગૌતમી નામની એક બ્રાહ્મણી મોટી ઉમરની હતી, તથા બહુ શાન્તિવાળી હતી. એક સમય તેણે પોતાના પુત્રને સર્પે કરડવાથી મરણ પામેલો જોયો.

પુત્રને સર્પે કરડયો તે વાત અર્જુનક નામના ભીલે દીઠી. તેથી-

अथ तं स्नायुपाशेन बद्ध्वा सर्पममर्षितः ।
लुब्धकोऽर्जुनको नाम गौतमीं समुपानयत् ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—તે અર્જુનક ભીલ ક્રોધથી તે સર્પને તાંતની પાશ વડે બાંધીને ગૌતમીની પાસે લઈ આવ્યો.

सचाब्रवीदयं ते स पुत्रहा पन्नगाधमः ।
ब्रूहि क्षिप्रं महाभागे वध्यतां केन हेतुना ॥ ,, ॥ १९ ॥
अग्नौ प्रक्षिप्यतामेष च्छिन्द्यतां खण्डशोऽपि वा ।
न ह्ययं बालहा पापश्चिरं जीवितुमर्हति ॥ ,, ॥ २० ॥

અર્થઃ—તે ભીલ, પુત્ર શોકથી આતુર થયેલી બ્રાહ્મણીને કહે છે—આ તારા બાળકને મારનાર આ અધમ સર્પ છે. હે મહાભાગે! તેને કયે પ્રકારે મારવો તે શીઘ્ર કહે. (૧૯).

આ બાલકને મારનાર આ સર્પ બહુ કાલ સુધી જીવવાને યોગ્ય નથી. માટે તેને અગ્નિમાં નાંખું કે ટુકડા કરીને મારૂં? (૨૦).

विसृजैनमबुद्धिस्त्वमवध्योऽर्जुनक त्वया ।
को ह्यात्मानं गुरुं कुर्यात्माप्यमविचिन्तयन् । ,, ॥ २१ ॥

અર્થ:—ભીલનું વચન સાંભળીને ગૌતમી કહે છે-હે અર્જુનક ! તું એને છોડી દે, તને બુદ્ધિ નથી, તું એને મારતો નહીં. મનુષ્યને થનાર કર્મફલોના ભોગને ન દેખી પાપના ભારથી નરકમાં ડુબવા યોગ્ય (ગુરુ) કોણ બને ? અર્થાત્ સર્પને મારીને કોઇ પણ નરકનો ભાગી થવા ઇચ્છા નહીં કરે.

प्लवन्ते धर्मलघवो लोकेऽम्भसि यथा प्लवाः ।
मज्जन्ति पापगुरवः शस्त्रं स्कन्नमिवोदके ॥ ,, ॥ २२ ॥
हत्वा चैनं नामृतः स्यादयं मे जीवत्यस्मिन्कोऽत्ययः स्यादयं ते ।
अस्योत्सर्गे प्राणयुक्तस्य जन्तोर्मृत्योर्लोकं कोऽनुगच्छेदनन्तम् ॥ ,, ॥ २३ ॥

અર્થ:—ધર્મ વડે પાપ રૂપી ભાર કમી થવાથી જે લોક હલકા થયા છે તે લોક, જલમાં નૌકાની માફક, દુઃખ રૂપી સમુદ્રને તરી જાય છે. અને જે લોક પાપથી ભારે થયા છે તે લોક, જલમાં પડેલા શસ્ત્રની માફક, દુઃખમાં ડુબે છે. (૨૨).

એને મારવાથી મારો મરેલો પુત્ર જીવતો નહીં થાય, અને આ સર્પ જીવતો રહેશે તોપણ તને કાંઈ હાનિ નથી. આ પ્રાણયુક્ત જીવને મારીને કોણ પુરૂષ અનન્ત નરકમાં જશે? (૨૩).

ભીલ કહે છે.—

जानाम्यहं देवि गुणागुणज्ञे सर्वार्तियुक्ता गुरवो भवन्ति ।
स्वस्थस्यैते तूपदेशा भवन्ति तस्मात्क्षुद्रं सर्पमेनं हनिष्ये ॥ ,, ॥ २४ ॥
शमार्थिनः कालगतिं वदन्ति सद्यः शुचमर्थविदस्त्यजन्ति ।
श्रेयःक्षयं शोचति नित्यमोहात्तस्माच्छुचं मुञ्च हते भुजंगे ॥ ,, ॥ २५ ॥

અર્થ:—હે ગુણ અને અગુણને જાણનારી દેવિ ! હું જાણું છું કે મોટા લોક સર્વ પ્રકારની પીડાથી પીડિત થયા કરે છે. પરન્તુ એ સર્વ ઉપદેશ સુખીને માટે છે, દુઃખીને માટે નહીં. માટે આ ક્ષુદ્ર સર્પને હું મારીશ. (૨૪).

શમને ચહાનાર મનુષ્ય, કાલના નિમિત્તથી આ પુરૂષનો નાશ થયો છે એમ સમજી, શોક કરતા નથી. પરન્તુ નીતિ જાણનાર મનુષ્ય તરત જ શત્રુને મારીને શોકનો ત્યાગ કરે છે. અને બીજા લોક હમેશાં મોહને વશ થઇને, હિંસાથી શ્રેયનો નાશ થાય છે એમ જાણીને શોક પ્રકાશ કરે છે. માટે મારે હાથે આ સર્પનો નાશ થતાં તું શોકનો પરિત્યાગ કર. (૨૫).

ત્યારે ગૌતમી બોલી:—

आर्तिनैवं विद्यतेऽस्मद्विधानां धर्मात्मानः सर्वदा सज्जना हि ।
नित्यायस्तो वालकोऽप्यस्य तस्मादीशे नाहं पन्नगस्य प्रमाथे:॥ ,, ॥ २६ ॥

न ब्राह्मणानां कोपोऽस्ति कुतः कोपाच्च यातनाम् ।
मार्दवात्क्षम्यतां साधो मुच्यतामेष पन्नगः ॥ ,, ॥ २७ ॥

અર્થ:—મારી સમાન લોકોને આવી રીતે પુત્ર શોક જાનત પીડા થતી નથી; કેમકે સજ્જન લોક સદા ધર્મ પરાયણ રહે છે. મારો પુત્ર બાલક હોવા છતાં પણ તેના મૃત્યુ માટે આ જ સમય નિર્દિષ્ટ હતો. માટે આ સર્પનો નાશ કરવામાં હું સમર્થ નથી. (૨૬).

બ્રાહ્મણોને કોપ હોતો નથી. તો પછી કોપ નિમિત્ત પાપ તો તેમને ક્યાંથી જ લાગે? અને પાપ નહીં તો પછી નરકદુઃખ કેવી રીતે ભોગવે. માટે, હે સજ્જન! કોમલતાથી તું ક્ષમા કર અને આ સર્પને છોડી દે. (૨૭).

આ પ્રકારે બ્રાહ્મણીએ સર્પને છોડી દેવાને બહુ કહ્યું છતા પણ ભીલે તેને મારવાનો જ નિશ્ચય કર્યો ત્યારે—

ईषदुच्छ्वासमानस्तु कृच्छात्संस्तभ्य पन्नगः ।
उत्ससर्ज गिरं मन्दां मानुषीं पाशपीडितः ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—પાશના બન્ધનથી પીડિત થયેલો તે સર્પ થોડો શ્વાસ લઇને બહુ કષ્ટથી પોતાને રેકવીને (**संस्तभ्य**) ધીરેથી મનુષ્ય જેવી વાણીમા કહેવા લાગ્યો. (૩૪). હે અજ્ઞાની અર્જુનક! એમાં મારો શો દોષ છે? હુ પરાધીન અને પરવશ છું. મૃત્યુએ મને પ્રેરણા કરી. હું મૃત્યુની આજ્ઞાનુસાર તેને કરડ્યો છુ, કોપથી અથવા કાળથી નહીં માટે આમાં જો કંઇ પાપ હોય તો તે મૃત્યુનું જ છે. (૩૫—૩૬).

ત્યારે ભીલ બોલ્યો:—

यद्यन्यवशगेनेदं कृतं ते पन्नगाशुभम् ।
कारणं वै त्वमप्यत्र तस्मात्त्वमपि किल्बिषी ॥ ,, ॥ ३७ ॥
मृत्पात्रस्य क्रियायां हि दण्डचक्रादयो यथा ।
कारणत्वे प्रकल्प्यन्ते तथा त्वमपि पन्नग ॥ ,, ॥ ३८ ॥
किल्बिषी चापि मे वध्यः किल्बिषी चासि पन्नग ।
आत्मानं कारणं ह्यत्र त्वमाख्यासि भुजङ्गम ॥ ,, ॥ ३९ ॥

અર્થ:—જો કે મૃત્યુને વશ થઇને તે આ પાપકર્મ કર્યું છે, તોપણ બાલકના મૃત્યુમાં તું પણ કારણ છે, માટે જરૂર તું પણ અપરાધી છે. (૩૭).

જેમ માટીનું પાત્ર બનાવવામાં માટી, તેમજ કુંભાર, દંડ, ચક્ર, આદિક નિમિત્ત કારણ, પણ હોય છે, તેવી રીતે મૃત્યુની પેઠે તું પણ કારણ છે. (૩૮).

હે સર્પ! જે અપરાધી છે તેને જ મારે મારવો જોઈએ, અને અપરાધી તો તું છે જ; કારણકે બાલકના મૃત્યુમાં તું પોતાને પણ કારણ કહે છે. (૩૯).

ત્યારે સર્પ કહે છે:—

सर्वे एतेऽप्यस्ववशा दण्डचक्रादयो यथा ।
तथाऽहमपि तस्मान्मे नैष दोषो मतस्तव ॥ ,, ॥ ४० ॥

અર્થ:—જેમ દંડ ચક્રાદિ પોતાને વશ ન હોઈ કુલાલને અધીન થઇને કાર્ય કરવામાં હેતુ થાય છે, તેમ મેં પણ મૃત્યુને વશ થઈ આ કાર્ય કર્યું છે. તેથી મારો કોઈ દોષ નથી. (૪૦). જો તું દોષ માનતો હોય તોપણ હું એકલો દોષિત નથી, મૃત્યુનો પણ દોષ છે. જેમ યજ્ઞમાં યજમાનની આજ્ઞાથી હવન કરનાર ઋત્વિક્ હોય છે, યજ્ઞફલનો ભાગી તો યજમાન એકલો જ થાય છે, ઋત્વિક્ નહીં; તેવી જ રીતે વાસ્તવિક રીતે મૃત્યુનો જ અપરાધ છે, મારો નહીં. (૪૮).

સર્પે આટલું કહેતાં જ ત્યાં મૃત્યુ આવ્યું અને કહેવા લાગ્યું:—

प्रचोदितोऽहं कालेन पन्नग त्वामचूचुदत् ।
विनाशहेतुर्नास्य त्वमहं न प्राणिनः शिशोः ॥ ,, ॥ ५० ॥

અર્થ:—હે સર્પ! મેં કાલ દ્વારા પ્રેરિત થઇને તને પ્રેરણા કરી હતી. તેથી તું કે હું કોઇ આ બાળકના વિનાશનું કારણ નથી, પરંતુ કાલ છે. (૫૦). જેમ વાયુ મેઘને આમ તેમ ખેંચીને લઈ જાય છે ત્યારે મેઘ પણ વાયુને પરાધીન થઇને જાય છે; તેમ હું કાલને વશ છું જે કાર્ય કરવામાં કાલ મને પ્રેરે છે તે હું કરૂં છું. હું સ્વતન્ત્ર નથી. (૫૧). જે કોઇ સાત્વિક, રાજસિક કે તામસિક પદાર્થ છે તે સર્વ કાલરૂપ જ છે, અને સર્વ પ્રાણીઓમાં કાલ જ પ્રવૃત્ત થયેલો છે. (૫૨). હે સર્પ! સ્વર્ગલોક અથવા ભૂલોકમાં જે કોઈ સ્થાવર જંગમ છે તે સર્વ કાલાત્મક છે. માટે આ જગતને કાલાત્મક કહ્યું છે. (૫૩). આ લોકમાં જે પ્રવૃત્તિ, નિવૃત્તિ, અથવા તેમની વિકૃતિ ( વિકાર ) થાય છે તે સર્વ કાલાત્મક જ છે. (૫૪). હે સર્પ! સૂર્ય, ચન્દ્ર, વિષ્ણુ, જલ, વાયુ, ઇન્દ્ર, અગ્નિ, આકાશ, પૃથિવી, મિત્ર (દિવસાભિમાની દેવતા), મેઘ, વસુ, અદિતિ, (૫૫). નદી, સમુદ્ર, ઐશ્વર્ય અને અનૈશ્વર્ય, પ્રત્યક્ષ અને સૂક્ષ્મ, સર્વ પદાર્થને પુનઃ પુનઃ કાલ જ સર્જે છે, અને કાલ જ તેમનો સંહાર કરે છે. (૫૬). માટે જો કોઈ દોષ હોય તો તે કાલનો જ છે, મારો નહીં.

એટલામાં કાલ આવ્યા અને કહેવા લાગ્યા:—

न ह्यहं नाप्ययं मृत्युर्नायं लुब्धक पन्नगः ।
किल्बिषी जन्तुमरणे न वयं हि प्रयोजकाः ॥ ,, ॥ ७० ॥

અર્થ:—હે વ્યાધ! મૃત્યુ, હું અને સર્પ ત્રણે, જીવોના મૃત્યુ વિષયમાં નિષ્પાપ છીએ, કારણ કે આ બાલકના મૃત્યુના અમે કોઈ મુખ્ય પ્રયોજક પ્રેરક (એટલે મુખ્ય કર્તા) નથી. અમે તો નિમિત્ત માત્ર છીએ. (૭૦).

अकरोद्यदयं कर्म तन्नोऽर्जुनक चोदकम् ।
विनाशहेतुर्नान्योऽस्य वध्यतेऽयं स्वकर्मणा ॥ ,, ॥ ७१ ॥

અર્થ:—હે અર્જુનક! આ બાલકે જેવું કર્મ કર્યું હતું તે કર્મ જ અમને પ્રેરણા કરનારૂં છે. એનો નાશનું કારણ બીજું કોઇ નથી. આ બાલક પોતાના કર્મવશથી મૃત્યુ પામ્યો છે. (૭૧).

यदनेन कृतं कर्म तेनाऽयं निधनं गतः ।
विनाशहेतुर्कर्मास्य सर्वे कर्मवशा वयम् ॥ ,, ॥ ७२ ॥
कर्मदायादवाँल्लोकः कर्मसंबंधलक्षणः ।
कर्माणि चोदयन्तीह यथान्योऽन्यं तथा वयम् ॥ ,, ॥ ७३ ॥
यथा छायातपौ नित्यं सुसंबन्धौ निरन्तरम् ।
तथा कर्म च कर्ता च संवद्धावात्मकर्मभिः ॥ ,, ॥ ७५ ॥
एवं नाहं न वै मृत्युर्न सर्पो न तथा भवान् ।
न चेयं ब्राह्मणी वृद्धा शिशुरेवात्र कारणम् ॥ ,, ॥ ७६ ॥

અર્થ:—તેણે જે કર્મ કર્યું હતુ તે દ્વારા મૃત્યુને પ્રાપ્ત થયો છે. માટે કર્મ જ તેના વિનાશનું કારણ છે. અમે સર્વે પણ કર્મને વશીભૂત છીએ. (૭૨). જેવી રીતે પુત્ર પિતાના વારસાવાળો થાય છે, તેમ જીવ પણ પોતાના કર્મના વારસા વાળો થાય છે અર્થાત્ પોતાના કર્મનું ફળ ભોગવે છે. જેવી રીતે વારસાના વિષયમાં પિતા અને પુત્રનો સંબંધ છે, તેવી રીતે કર્મફલના ભોગમાં પણ કર્મ અને પ્રાણીનો સબધ છે. જેવી રીતે કર્મો જ એક બીજાનાં પ્રેરક થાય છે, તેવી રીતે અમે પણ એક બીજાના પ્રેરક થયા છીએ. (૭૩). જેવી રીતે છાયા અને તાપનો સદા સંબન્ધ છે, તેવી રીતે કર્મ અને કર્તા સંબન્ધ વાળા છે. (૭૫). આ પ્રકારે હું, મૃત્યુ, સર્પ, તું અથવા આ વૃદ્ધ બ્રાહ્મણી કોઈ પણ આ બાલકના મૃત્યુનું કારણ નથી, બાળક પોતે જ કારણ છે. (૭૬).

ગૌતમીએ આવી વાત સાંભળી ભીલને કહ્યું–કાલ, મૃત્યુ, સર્પ કોઇ પણ એનું કારણ નથી. આ બાલક પોતે પોતાના કર્મને અધીન થઇને મરી ગયો છે. મેં પણ એવું કર્મ કર્યું છે જેથી આ દુઃખ મને પ્રાપ્ત થયું છે. માટે તું સર્પને છોડી દે. આ સાંભળી મૃત્યુ આદિ સર્વે પોત પોતાને માર્ગે ગયા. સર્પને છોડયો, સર્પ પણ ગયો, અને ગૌતમી અને ભીલે પણ શોકનો પરિત્યાગ કર્યો.

આ ઇતિહાસ સાંભળી, હે યુધિષ્ઠિર! તમે પણ શોકનો પરિત્યાગ કરો, કેમકે પ્રાણી માત્ર ( હું પણ ) પોતાના પ્રારબ્ધ કર્મનું ફળ ભોગવે છે.

આ ઇતિહાસથી પણ મનુષ્યના સુખ દુઃખાદિનું કારણ પોત પોતાનું કર્મ જ છે એવો નિશ્ચય થાય છે.

## કર્મફલદાતૃ કોણ તે સંબંધી શંકા સમાધાન.

કર્મ સંબન્ધી મનુષ્યોમાં નાના પ્રકારની શંકાઓ છે. કેટલાક લોક એવો પ્રશ્ન કરે છે કે જો પુણ્ય કર્મનું ફલ સુખ છે, તો બહુ પાપ કરનારને સુખી તથા ધનાઢ્ય જોવામાં આવે છે. તેઓ કાંઇ પુણ્ય કર્મ તો કરતા નથી. છતાં તેઓ સુખી કેમ?

બીજો પ્રશ્ન એ છે કે જ્યારે કર્મ જ મનુષ્યને ફલ દેનાર છે તો પછી ઇશ્વરને માનવાની શી જરૂર? ફલદાતા કર્મ હોવાથી ઇશ્વર છે જ નહી.

કોઇ લોક વળી એવી શંકા કરે છે કે મનુષ્યજન્મ જેમને મળ્યો છે તેઓ કદાપિ પાપકર્મ કરે તોપણ પશુ આદિ જન્મને પ્રાપ્ત થતા નથી, પરન્તુ મનુષ્ય રૂપે જ જન્મે છે. માત્ર એટલુ જ કે પુણ્ય કર્મ ન કરવાથી તેમની ઉન્નતિ નહીં થાય એ વાત તો બની શકે છે. માટે "**तद्य इह रमणीयचरणा**" ઇત્યાદિ શ્રુતિમાં પોતાના પુણ્ય પાપ રૂપ કર્મને અનુસાર જાતિ ભોગાદિકોની જે પ્રાપ્તિ કહી છે તે બરાબર નથી.

હવે આ ત્રણ શંકાઓનુ સમાધાન ક્રમશઃ કરીએ છીએઃ—

તેમાં પહેલા પ્રશ્નનું એ સમાધાન છે કે પાપ કર્મ કરનારને જે ધનાદિ સંપત્તિ જોવામાં આવે છે તે તે લોકોએ પૂર્વ જન્મોમાં કરેલાં પુણ્ય કર્મોનું ફલ છે, નહિંતો કદાપિ સુખ મળી શકે નહીં. જેવી રીતે એક ધનાઢ્ય મનુષ્ય સારો વા બૂરો કોઈ પણ રોજગાર કરતો નથી, તથાપિ ધન ખુલ્લુ ખર્ચ કરે છે, તે જોઇ તેના બાપદાદા બહુ ધન કમાઇને રાખી ગયા છે એમ કહે છે. એ વાત જે અનુમાનથી કહે છે તે પણ બરાબર છે, કેમકે તે પોતે કોઇ કામ ધંધો કરતો નથી અને પૈસા ખર્ચતો પણ રહે છે, તો જો બાપદાદાએ કમાઇને રાખ્યું ન હોય તો ખર્ચવાને ક્યાંથી મળી શકે? મતલબ કે નહીં મળી શકે માટે બાપ-દાદાની કમાઇનુ અનુમાન સત્ય છે.

તેવી રીતે જે મનુષ્ય પુણ્ય કર્મ કાર્ય કરતો નથી, અથવા પાપકર્મ જ કર્યા કરે છે, તથાપિ સુખી છે. તો તે સુખના કારણ રૂપ પૂર્વ જન્મમાં અથવા પૂર્વ કાલમા કરેલા પુણ્ય કર્મનું અનુમાન થાય છે, તે સત્ય જ છે જો તેમ ન હોય તો સૃષ્ટિકર્તા પરમેશ્વરની અનીતિ સિદ્ધ થશે.

વળી જેવી રીતે પાપી મનુષ્ય સુખી જોવામાં આવે છે, તેવી રીતે પુણ્ય કર્મ કરનાર મનુષ્ય દુઃખી પણ જોવામાં આવે છે તે પણ પૂર્વ જન્મમાં વા પૂર્વ કાળમાં કરેલાં પાપનુ ફલ તે સમયે ભોગવે છે એમ માનવું પડે છે. હાલ જે પુણ્ય કર્મ તે કરે છે તેનું ફલ પણ તેને અવશ્ય આગળ મળવાનું જ છે. વિશેષ હાલ જે પુણ્ય વા પાપ કરે તેનું ફલ બીજા જન્મમાં જ મળે એવો નિર્ણય નથી, કેમકે જેવી જેવી કર્મોની શક્તિ હોય તેને અનુસાર તે કર્મ શીઘ્ર ફલ આપે છે અધિક શક્તિ વાળું કર્મ આ જન્મમાં જ ફળ આપી શકે છે. તે જ વાત સોપક્રમ તથા નિરૂપક્રમ ભેદથી પહેલાં કહી છે.

આ વિષયમાં આ એક દષ્ટાંત છેઃ—

એક શ્રીમન્ત પુરૂષ તથા એક ગરીબ બન્ને બાલપણથી મિત્ર હતા, તેમાં શ્રીમન્ત નાસ્તિક પ્રકૃતિ વાળો હતો, અને ગરીબ ઇશ્વરભક્ત હતો. તેની પાસે એકવાર સામાન્ય

રીતિથી ભોજન કરી શકે એટલું સાધન હતું, એટલામાં તે પોતાનો નિર્વાહ કરીને પરમેશ્વરના ભજનમાં જ સમય વીતાવતો હતો. ભોજન કરતા પહેલાં પાસેના મહાદેવના મંદિરમાં જઇને દર્શન કરી આવતો હતો. આ સર્વ જોઇને તેનો શ્રીમન્ત મિત્ર તેની મશ્કરી કરતો હતો. તે તો સવારે આઠ વાગે સુતેલો ઉઠતો હતો. બાદ કંઇક દુધ પીને હુકો પીને પછી શૌચ આદિ ક્રિયા કરતો. આખો દિવસ મોજ મઝા કરીને રાત્રે ૧૧ વાગ્યા સુધી નાચ વગેરે દેખતો. કદાપિ કંઇ દાન પુણ્યાદિ અથવા ઇશ્વર ભજનનું સ્મરણ પણ કરતો નહોતો.

એક દિવસ તે શ્રીમન્ત મનુષ્યે પોતાના ગરીબ મિત્રને કહ્યું–ભાઈ કાલે તું મંદિરમાં જતી વખતે મને લઇ જજે, હું પણ ભક્તિ કરીને જોઈશ. તેને કહ્યા પ્રમાણે મંદિર જતી વખતે તે પોતાના શ્રીમન્ત મિત્રને બોલાવી લઈ ગયો. બંનેએ દર્શન કર્યાં. પછી તે ગરીબે મંદિરની સીધી પરિક્રમા કરવાનો આરભ કર્યો. પરંતુ શ્રીમન્ત તો તેથી ઉલટી રીતે પરિક્રમા કરવા લાગ્યો, ગરીબની માફક સીધી પરિક્રમા કરી નહીં. પરિક્રમા કરતાં શ્રીમન્તને એક સોનામહોર મળી, અને ગરીબના પગમાં એક શૂળ વાગી. તે જોઇને શ્રીમન્ત બહુ હસ્યો, અને ગરીબ મિત્રને કહેવા લાગ્યો:—તું જોઇ લે, તારી સર્વ ભક્તિ વ્યર્થ છે, તેમાં કાંઈ તત્ત્વ નથી. તેં સીધી પરિક્રમા કરી ત્યારે તને શૂળ વાગી, મેં ઉલટી કરી તોપણ મને મહોર મળી. આ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત તારી મૂર્ખતા સિદ્ધ કરે છે. માટે તું કાલથી આ સર્વ વાત છોડી દે, અને મારી સાથે મોજમઝા કર્યા કર, નહિંતો આનું કારણ મને બતાવ.

તે ગરીબ પોતાના પગના દુ:ખને સહન કરતો શ્રીમન્ત મિત્રને કહેવા લાગ્યો:— ભાઇ એનો જવાબ હું દઇ શકતો નથી. અહીં પાસે એક વિદ્વાન્ મહાત્મા રહે છે તેમને જઇને પૂછીએ તો તે બરાબર જવાબ દેશે. એમ કહી શ્રીમન્તને લઇને મહાત્માની પાસે પહોંચ્યો. મહાત્માને પૂછ્યું, તો મહાત્માએ વિચાર કર્યો કે આ નાસ્તિક મારા કહેવાથી માનશે નહીં. માટે તેને વિશ્વાસ હોય તેવા માણસ દ્વારા કહેવરાવવું ઠીક છે એવો નિશ્ચય કર્યો.

એક મહિના પછી ત્યાંથી દસ કોસ દૂર એક ગામમાં એક યોગી પુરૂષનો જન્મ થવાનો હતો. એ વાત આ મહાત્મા જાણતા હતા. તેથી તે એ લોકને કહેવા લાગ્યા:–તમે લોક અમુક ગામમાં જાઓ, એક મહિનામાં અમુક દિવસે અમુક મનુષ્યના ઘરમાં એક યોગીનો અવતાર થવાનો છે, તરત જન્મેલા તે બાળકને તમે પૂછશો તો આ વાતનો નિર્ણય થઈ જશે. આ વાત સાંભળીને શ્રીમન્તને આશ્ચર્ય લાગ્યું. યોગીના જન્મના ત્રણ દિવસ પહેલાં ત્યાં જઇને રહ્યા. મહાત્માના કહ્યા પ્રમાણે બાલકનો જન્મ થયો. બાલકને સ્નાન આદિ કરાવીને તે લોકને બતાવ્યો. ત્યારે તેઓએ "સીધી પરિક્રમા કરવા છતાં ગરીબને શૂળ વાગી, અને ઉલટી પરિક્રમા કરવા છતાં શ્રીમન્તને મહોર મળી" તેનું કારણ શું તે પૂછ્યું.

ત્યારે તે બાલક કહેવા લાગ્યો:–આજ આ શ્રીમન્તને મોટો ખજાનો મળવાનો હતો. તેણે દેવનો તિરસ્કાર કરીને ઉલટી પરિક્રમા કરી, તેથી તેને માત્ર એક મહોર મળી અને

ખજાનો મળવાનો યોગ નષ્ટ થયો. અને આ ગરીબને આજ એક કાળો સર્પ કરડવાનો હતો, પરન્તુ તે ભક્ત હોવાથી તેને એક શૂળ વાગવામાત્રથી સર્પ કરડવાનો યોગ નષ્ટ થયો. આ વાત સાંભળી શ્રીમન્તના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થયો. આ દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે કે કર્મનું ફળ અવશ્ય મળે છે. તેમાં પણ કોઈ તીવ્ર પુણ્ય અથવા પાપ શીઘ્ર ફળ આપે છે.

૨. હવે, કર્મ જ પોતે ફળ આપી શકે છે, ઈશ્વરની અપેક્ષા નથી, એ શંકાનું સમાધાન કરવામાં આવે છે. કર્મ જે છે તે તો જડ છે. એટલે કે જેને પોતાનું કે પરનું કાંઇ જ્ઞાન નથી તે (જડ) ચેતનના આશ્રય વિના કાંઈ કરી શકતુ નથી. આવું કર્મ છે, તે સ્વયં કોઇને કાંઈ આપી શકતું નથી. પરન્તુ તે કર્મને જાણનાર તે કર્મને અનુસાર ફળ આપે છે. એવા પ્રાણી માત્રના કર્મને જાણનાર સમર્થને જ ઈશ્વર કહે છે, અને તે જ કર્મફલના દેવાવાળા છે.

फलमत उपपत्तेः ॥ वे० द० अ० ३ पा० २ सू० ३८ ॥

અર્થઃ—કર્મનું ફળ ઈશ્વરથી જ પ્રાપ્ત હોવા યોગ્ય છે, કારણ કે તે જ સર્વ પ્રાણીઓના કર્મના સાક્ષી છે, અને સૃષ્ટિ, સ્થિતિ, સંહારાદિ કરતા છતા દેશ કાલાદિ સંપૂર્ણ વિશેષને જાણીને સર્વ પ્રાણીઓને તેમના કર્માનુસાર ફળ આપે છે. તે વાત યુક્તિથી સિદ્ધ થાય છે.

ઈશ્વરથી ભિન્ન અસંખ્ય પ્રાણીઓનાં અસંખ્ય પ્રકારનાં કર્મોને જાણનાર તથા કર્માનુસાર ફળ દેવામા સમર્થ બીજા કોઇને જોવામા આવતો નથી. માટે ઈશ્વર જ ફલદાતા છે. કર્મ પોતે જ ફળ આપે છે એ વાત યુક્તિ અથવા પ્રમાણથી પણ સિદ્ધ નહીં હોવાથી માનવા યોગ્ય નથી. "કર્મ" નામ ક્રિયાનું છે. તે સાધારણ માટી ખોદવી, લાકડું કાપવું અથવા અન્ન પકાવવુ આદિ રૂપ હોય છે. અને વૈદિક ક્રિયા યજ્ઞાદિક છે. આ માટી ખોદવી અથવા યજ્ઞ કરવો આદિ કર્મ તે જ ક્ષણમાં નષ્ટ થઈ જાય છે.

આપણે કોઇ મજુરને કોઈ કામ કરવા બોલાવ્યો, સાંજના ૭ વાગ્યા સુધી કામ કરવાને માટે આઠ આના આપવાના ઠરાવ્યા. તે મજુર ૭ વાગ્યા સુધી પોતાનું કામ જેવું કે માટી ખોદવી, લાકડાં કાપવાં, પાણી ભરવું આદિ કરે છે. જે વખતે તે મજૂર પોતાના હાથમાંથી પાવડો, અથવા કોવાડો, વા મસક અથવા ઘડો છોડી દે છે તે સમયમાં જ માટી ખોદવાનું વગેરે કર્મ પણ નષ્ટ થઈ જાય છે. આ વાત સર્વને પ્રત્યક્ષ માલમ પડે છે. ૭ વાગ્યા બાદ ઘેર જવાને સમયે મજૂર, જે માણસે તેને કામ કરવા બોલાવ્યો છે તેની પાસે જઇને મજુરી માગે છે એટલે તે તેને આપે છે. આ લોકમાં કર્મ કરનાર મનુષ્યથી ભિન્ન ફલ દેનારને સર્વ કોઇ પ્રત્યક્ષ અનુભવે છે. તેવી જ રીતે યજ્ઞાદિક પુણ્ય કર્મ અથવા હિંસાદિક પાપ કર્મના ફળદાતા પણ ઈશ્વર છે એમ સર્વ કોઈ નિશ્ચય કરી શકે છે.

જો એમ કહો કે કર્મ જો કે નષ્ટ થાય છે ખરૂં, પરન્તુ તેનું અદૃષ્ટ ( અપૂર્વ ) રહી જાય છે, તે ફલ આપે છે. તે પણ અસંભવ છે, કારણ કર્મ અને અદૃષ્ટનો ભેદ, તેલ અને તેલની સ્નિગ્ધતાના જેવો છે. જેમ તેલ અને તેની સ્નિગ્ધતા બન્ને જડ છે, તેવી જ રીતે કર્મનું અપૂર્વ પણ જડ જ છે, તેથી તે કર્મફલ આપી શકતું નથી.

**स वा एष महानज आत्मा अन्नादो वसुदानः । बृ.उ.अ.४ ब्रा.४ क. २४ ॥**

અર્થ:—આ બૃહદારણ્યક્ ઉપનિષદ્‌ના જનક તથા યાજ્ઞવલ્કયના સંવાદ રૂપ આખ્યાયિકામાં કહેલા, જન્મ રહિત, મહાન્ આત્મા સપૂર્ણ પ્રાણીઓમાં રહીને સર્વ પ્રકારના અન્નોના અત્તા અર્થાત્ ખાનાર છે, તથા "વસુદાન" એટલે સર્વ પ્રાણીઓને પોતપોતાના કર્મના ફલરૂપ ધન (વસુ)ના દાતા છે અર્થાત્ પ્રાણીઓને કર્માનુસાર ફલની સાથે જોડી દે છે.

ઇત્યાદિ શ્રુતિઓ પણ ઇશ્વરને જ ફલદાતા કહે છે.

વળી, નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ વાળા પર બ્રહ્મ પરમાત્મામાં કેવી રીતે ઇશ્વરત્વ છે? તથા તે કેવી રીતે કર્મફલને આપી શકે? કદાપિ પણ આપી શકે નહીં, કેમકે શુદ્ધ બ્રહ્મમાં ઇશ્વરત્વ અથવા કર્મફલદાતૃત્વ ઘટે નહીં તોપણ ઉપાધિવશાત્ ઇશ્વરત્વ તથા કર્મફલદાતૃત્વ ઘટે છે. તે સર્વ વાત આગળ **જ્ઞાનયોગ પ્રકરણમાં** સિદ્ધ થવાનું છે, માટે ત્યાં જોઇ લેવું.

૩. હવે મનુષ્યયોનિમાંથી પશુ આદિ નીચ યોનિની પ્રાપ્તિ નહીં થાય તે ત્રીજી શંકા સંબન્ધી આ કહેવાનું છે:–કોઈ પણ કર્મ કરવાની યોગ્યતા મનુષ્યોમાં હોય છે, બીજી-સર્વ (દેવ, પશુ, આદિક) ભોગયોનિ છે. સુખ દુઃખાદિકોના ભોગનો ભેદ શ્વાનાદિમાં પણ જોવામાં આવે છે. એક શ્વાન તો ગલી ગલીમાં ખોરાકને માટે ભટકતો રહે છે છતાં પૂરતું ખાવા મળતું નથી. બીજો શ્વાન તો ઇચ્છાનુસાર ખાઇને મખમલ વિગેરેના કોમળ ગદેલામાં મઝાથી સુએ છે. તેનું કારણ શું? તે પુણ્ય કર્મનું જ ફળ છે એમ અવશ્ય કહેવું પડશે. આ સુખ ભોગવવા યોગ્ય પુણ્ય કર્મ તે શ્વાને કયા જન્મમાં કર્યું? શું કાગડાના જન્મમાં અથવા ગીધના જન્મમાં કે બિલાડીના જન્મમાં કર્યું છે અથવા મનુષ્ય જન્મમાં? "કાગડા વગેરે પક્ષી વા પશુ યોનિમાં પુણ્ય કર્મ કરેલું હતું તેના ફલ રૂપ સુખ શ્વાનના શરીરમાં ભોગવે છે" એમ જો કહો તો કોઈ પણ કાગડા આદિ પક્ષી અને બિલાડી આદિ પશુ યજ્ઞ દાનાદિ પુણ્ય કર્મ કરતાં જોવામાં આવતાં નથી, ન તો યજ્ઞાદિ કર્મ કરવાં તેમનો ધર્મ છે. બાકી મનુષ્ય જ પુણ્ય કર્મ કરવામાં અધિકારી છે, અને તે જ કરતો જોવામાં આવે છે. માટે મનુષ્ય દેહમાં કરેલા પુણ્ય કર્મના બલથી જ તેને શ્વાનના દેહમાં સારૂં ખાવાનું વગેરે મળે છે એમ સમજાય છે.

મનુષ્યોના અંતઃકરણમાં નાના પ્રકારના પ્રાણીઓના સંસ્કાર બીજ રૂપે રહે છે. તે સંસ્કાર આત્માના અપરોક્ષ જ્ઞાન વિના કદાપિ નષ્ટ થવાના નથી. તે અનાદિ સંસ્કાર ક્રમથી, પહેલાં કહેલા સોપક્રમ અને નિરૂપક્રમના ભેદને અનુસાર ફલ આપવાનો જે ક્રમ છે તે ક્રમને અનુસાર, મનુષ્ય અથવા શ્વાનાદિ પ્રાણીઓમાં જન્મ દ્વારા ફલ આપે છે. વળી જેવી રીતે એક રાજપુરૂષ, કોઇ ન્યાયાધીશ યોગ્ય રીતે કોઇ કઠિન કાર્ય કરે તો તેની પદવી વધારી તેનો પગાર પણ વધારે છે એમ જોવામાં આવે છે, તેવી રીતે જો તે અધિકારી અનર્થ કરે તો તેને નીચે ઉતારેલો પણ જોવામાં આવે છે; તેવી રીતે ખોટાં કર્મ કરવાથી મનુષ્યને પશુ આદિકોના જન્મની પણ પ્રાપ્તિ થાય છે.

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ भ० गी० अ० १६–२० ॥

અર્થ:—મૂઢ લોક, અત્યન્ત ક્રૂર વ્યાઘ્ર, સર્પ, આદિકોમાં જન્મરૂપ આસુરી યોનિને પ્રાપ્ત થઇને, દરેક જન્મમાં ભગવાને ઉપદેશેલા વૈદિક માર્ગને પ્રાપ્ત ન થતાં પ્રથમ કરતાં પણ નિકૃષ્ટ ગતિને પ્રાપ્ત થાય છે.

આ ગીતાશ્લોકમાં તથા અન્ય જગાએ પણ, અનાચાર કરવાથી આસુરી યોનિ રૂપ પશુ આદિકોમાં જન્મ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે તે વાત સિદ્ધ થાય છે.

માટે કર્મ પોતે જ ફલ આપે છે તે વાત, તેમજ મનુષ્ય અધમ યોનિમાં જતો નથી એ શંકા–સર્વ પરિત્યાગ કરવા યોગ્ય છે. તેથી જેમ શરીર, વાણી, અને મનથી કરેલાં પુણ્ય કર્મનું ફલ મનુષ્ય, દેવ, ગન્ધર્વ, આદિ નાના પ્રકારના ઉચ્ચ શરીરને પ્રાપ્ત કરી ભોગવે છે; તેમ પાપ કર્મનું ફલ પણ મનુષ્ય, પશુ, પક્ષી આદિક નાના પ્રકારના નીચ જન્મ પ્રાપ્ત કરીને ભોગવે છે.

વળી કેટલાક લોક આથી પણ વિલક્ષણ શંકા કરે છે, તેઓ કહે છે કે સ્વર્ગ, નરક, આદિ સર્વ આ લોકમાં જ છે. આથી અતિરિક્ત કોઇ પણ નરકાદિ સ્થાન નથી. અહીં જે સારા મકાનમાં રહે છે અને બાગ બગીચાની સુન્દર હવા ખાય છે અને પહેરવાને સારાં વસ્ત્ર પણ મળે છે અને ખાવા પીવાને સારા પદાર્થો મળે છે તથા નીરોગ છે અને જેની પાસે સેવા કરવાને આજ્ઞાકારી સ્ત્રી અને સેવક લોક છે અને આનન્દથી ગાડી, મોટર, પાલખી આદિક વાહનમાં સહેલ કરે છે તે લોક સર્વ સ્વર્ગનું જ સુખ ભોગવે છે, માટે તે અહીંનું સ્વર્ગ છે. અને જે લોકોને ખાવા પીવાનું પૂર્ણ રીતે મળતું નથી, રહેવાને ઘર નથી, અથવા રોગી રહે છે એવા પ્રકારના કષ્ટથી જેનું જીવન ચાલે છે તે લોક અહીં નરકને જ ભોગવે છે એમ તેઓ કહે છે.

સમાધાન:—તે લોકનું કથન કાંઇક સત્ય પણ છે, પરન્તુ પૂર્ણ રીતે સત્ય નથી, કારણ કે તે લોક પુણ્ય પાપનું સ્વર્ગ અને નરક તુલ્ય ફલ અહીં ભોગવે છે એ વાત ખરી છે, પરન્તુ સ્વર્ગ અને નરક નામનાં સ્થાન તો જૂદાં છે જ. તથાપિ તે સર્વ બ્રહ્માણ્ડની અન્તર્ભૂત જ છે. શાસ્ત્રસિદ્ધાન્તને અનુસાર બ્રહ્માણ્ડમાં ૧. અતલ, ૨. વિતલ, ૩. સુતલ, ૪. તલાતલ, ૫. મહાતલ, ૬. રસાતલ, ૭. પાતાલ, ૮. પૃથિવીલોક, ૯, અન્તરિક્ષ લોક (ભુવઃ), ૧૦. સ્વર્ગલોક, ૧૧. મહર્લોક, ૧૨. જનલોક, ૧૩. તપોલોક, અને ૧૪. સત્યલોક (બ્રહ્મલોક) એ ચૌદ ભુવન કહ્યાં છે.

चतुर्दशैव स्थानानि वर्णितानि महर्षिभिः ।
लोकाख्यानि तु यानि स्युर्येषु तिष्ठन्ति मानवाः ॥वा. पु.अ. १०१ श्लो. १०॥

અર્થ:—જે લોકમાં દેવ મનુષ્યાદિ પ્રાણીઓ (मानवाः) રહે છે એવાં મહર્ષિ લોકોએ ચૌદ સ્થાન જ કહ્યાં છે.

આ પ્રમાણથી બ્રહ્માણ્ડની અંદર ૧૪ ભુવન હોવાનું સિદ્ધ થાય છે. એ ૧૪ ભુવનમાં પૃથિવી અને સ્વર્ગ (દ્યૌ.) એ આઠમા અને દશમા ભુવનોની મધ્યમાં નરકસ્થાન છે એમ વેદમાં કહેલું છે.

कश्यपादुत्थिताः सूर्याः । पापान्निर्घ्नन्ति सर्वदा ।
रोदस्योरन्तर्देशेषु । तत्र न्यस्यन्ते वासवैः ॥ इति ॥

कृ० य० वे० तै० आ०, प्रपा० १, अनु० ८ ॥

અર્થ—જે આ કશ્યપ નામના અષ્ટમ સૂર્ય મહામેરૂમાં હમેશાં રહે છે તેમાંથી ઉત્પન્ન થયેલી તેની મૂર્તિવિશેષ રૂપ આરોગાદિ સાત સૂર્ય અને બીજા પણ હજારો સંખ્યાવાળા સૂર્યરશ્મિ રૂપ દેવો (वासव), પૃથિવી લોક તથા દ્યુલોકના મધ્ય દેશમાં આવેલા રૌરવાદિ નરક દેશમાં રહેનાર પાપી પ્રાણીઓને હમેશાં બિલકુલ મારે છે, અને મારીને તે સૂર્યરશ્મિ રૂપ દેવો (વાસવ) ફરીથી તે પાપીઓને તેજ નરક પ્રદેશમાં ઉત્પાદન કરીને સ્થાપન કરે છે.

तेऽशरीराः प्रपद्यन्ते । यथाऽपुण्यस्य कर्मणः ।
अपाण्यपादकेशासः । तत्र तेऽयोनिजा जनाः ॥ „ ॥ ८ ॥

અર્થ:—એ નરક સ્થાનમાં એ પાપી લોકમાંથી કોઈ તો પોતાના પાપ કર્મને અનુસાર સંપૂર્ણ અવયવોથી રહિત (अशरीराः), કોઈ હાથથી રહિત, કોઇ પાદ રહિત, તો કોઈ કેશ રહિત વિકૃત શરીર વાળા થઇને ઉત્પન્ન થાય છે, કોઇ સ્વેદજ કૃમિ આદિ અને કોઈ ઉદ્‌ભિજ્જ વૃક્ષાદિક રૂપે ઉત્પન્ન થાય છે.

मृत्वा पुनर्मृत्युमापद्यन्ते । अद्यमानाः स्वकर्मभिः ।
आशातिकाः क्रमय इव । ततः पूयन्ते वासवैः ॥ „ ॥ ८ ॥

અર્થ:—એ નરક સ્થાનમાં ઉત્પન્ન થયેલાં પ્રાણી એક વાર મરીને ફરી ઉત્પન્ન થાય છે અર્થાત્ પોતાના કર્મને વશ હોઇ હજારો વાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે. એ બાબતમાં મન્ત્ર આપણને પ્રત્યક્ષ દષ્ટાન્ત આપે છે-आशातिका इति ( आशातिकाः आगत्य शात्यमाना अस्माभिरेव बाध्यमानाः). જેવી રીતે લોક, શિર તથા વસ્ત્ર તથા ખાટલી વગેરેમાં ઉત્પન્ન થયેલા જૂ, માંકણ આદિ(आशातिका इव )ને જ્યારે જ્યારે દેખે ત્યારે ત્યારે મારે છે, તેવી રીતે પાપી લોકને પણ દેવલોક મારે છે.

वैवस्वते विविच्यन्ते यमे राजनि ते जना। ये चेह सत्येनेच्छन्ते य उ चानृतवादिनः ॥कृ.य.वे. तै.आ. प्र० ६. अनु. ५ ॥

અર્થઃ—આ લોકમાં જે મનુષ્ય સત્ય ભાષણાદિક પુણ્ય કર્મથી [illegible] કરવાની ઇચ્છા કરે છે, અને જે મિથ્યા ભાષણાદિ પાપ કર્મથી [illegible] તે સવનું વિવસ્વાનના પુત્ર યમરાજની સામે તેમના કૃત્યલોક [illegible]

આ તો સત્યભાષણાદિ સદાચારથી રહેનારા છે અને આ લોક તો મિથ્યા ભાષણાદિ દુરાચાર કરનારા છે એમ કહીને પુણ્ય કર્મ કરનાર અને પાપ કરનાર બંનેને જૂદા કરે છે. તે પૈકી પુણ્યવાનને સ્વર્ગમાં પહોંચાડે છે, અને પાપ કર્મવાળાને નરકમાં પહોંચાડે છે.

ते राजन्निह विविच्यन्तेऽथायन्ति त्वामुप । देवांश्च ये नमस्यन्ति ब्राह्मणांश्चापचित्यति ॥ „ „ ॥ ५ ॥

અર્થઃ—જે લોક અહીં દેવલોકની ઉપાસના કરે છે અને જે દાનાદિ વડે બ્રાહ્મણોનો સત્કાર કરે છે—એ બંનેનું પણ, હે યમરાજ ! તમારે ત્યાં વિવેચન કરાય છે; અને વિવેચન કરીને તે પૈકી ઉપાસક લોકોને બ્રહ્મલોકમાં લઇ જવામાં આવે છે, અને દાનાદિ પુણ્ય કર્મ કરનારને સ્વર્ગ લોકમાં લઈ જવામા આવે છે. માટે સંપૂર્ણ પ્રાણી તમારી ( યમરાજની ) પાસે આવે છે જ. (अथ आयन्ति).

[ અને જે લોક આ દેવયાન તથા પિતૃયાણ રૂપ પુણ્યમાર્ગમાં જવાને યોગ્ય નથી, "तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानम्॥" એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે, તે લોક વારંવાર જન્મતા મરતા ક્ષુદ્ર પ્રાણી (કીટાદિ) થાય છે, એ પ્રકારે છા૦ ઉ૦ અ૦ ૫-૧૦-૮માં પણ કહ્યું છે. વળી "अथ य एतौ पन्थानौ न विदुस्ते कीटा पतङ्गा यदिदं दन्दशूकम्-॥ बृ० उ० अ० ६-२-१६ ॥ જે આ બે માર્ગને જાણતા નથી તે લોક કીટ, પતંગ, વીંછી, વગેરે યોનિમાં જાય છે એ બૃહદારણ્યકની પંચાગ્નિવિદ્યાની શ્રુતિ પણ એ વાતને કહે છે. ]

એ પ્રકારના વેદ મન્ત્રોએ નરકસ્થાન તથા યમપુરી આદિકોનું જુદું વર્ણન કર્યું છે. તથા પાપી લોકોને માટે ત્યાં જઇને નરકદુઃખનો ભોગ પણ કહ્યો છે.

પાપ કર્મ કરનાર આસુરી સંપત્તિ વાળાને, નરકપ્રાપ્તિ તથા નરકદુઃખના ભોગ પછી ફરીથી પૃથિવીમાં નીચ જન્મની પ્રાપ્તિ આદિક ભગવદ્ગીતામાં પણ કહ્યાં છે.

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरिष्वेव योनिषु ॥ भ० गी० अ० १६-१९ ॥

અર્થઃ—તે સન્માર્ગના વિરોધી તથા સત્પુરૂષો તેમજ મારા ઉપર દ્વેષ કરનાર, અતિ નિન્દિત ક્રૂર કર્મ કરનાર મનુષ્યોને હું (કર્મફલદાતા ઈશ્વર) વારંવાર નરક રૂપ સંસાર માર્ગમાં જ ફેંકું છું. અને નરક ભોગ ભોગવ્યા બાદ ફરીથી તેમને વ્યાઘ્ર, સર્પાદિ આસુરી યોનિમાં ફેંકું છું.

આ પાપકર્મનું ફલ નરકાદિ અને પુણ્યકર્મનું ફલ સ્વર્ગાદિના ભોગ પછી જે પ્રકારે જન્મ થાય છે તેની વ્યવસ્થા "तद्य इह रमणीयचरणाः" તથા "अथ य इह कपूयचरणाः" ( છા૦ ૫-૧૦-૭ ) એ છાન્દોગ્ય શ્રુતિમાં કરી છે.

વળી બીજા કેટલાક લોક એમ કહે છે કે શાસ્ત્રમાં રોચક, ભયાનક અને સિદ્ધાન્ત એવી ત્રણ પ્રકારની વાણી છે. તેમાંની રોચક અને ભયાનક વાણીનો ત્યાગ કરીને સિદ્ધાન્તને જ ગ્રહણ કરવા યોગ્ય છે. નરકમાં શિક્ષા આદિ થવા સંબંધી ભયાનક વાણી શાસ્ત્રમાં છે, પરન્તુ કઠિન શિક્ષાના શ્રવણથી પાપ કર્મથી નિવૃત્ત થાય એવા તાત્પર્યથી તે લખી છે એમ તેઓ કહે છે. તે જ પ્રમાણે યજ્ઞાદિક કરવાથી સ્વર્ગ મળે છે અને આ લોકમાં પણ ધનાદિકની પ્રાપ્તિ દ્વારા સુખ મળે છે ઇત્યાદિ જે શાસ્ત્રનું કથન છે તે રોચક વાણી છે-કર્મ કરવામાં રૂચિ વધારવાને માટે છે, માટે કર્મ કરવાની આવશ્યકતા નથી, એમ પણ તેઓ કહે છે. બાકી સિદ્ધાન્ત વાણી સ્વીકાર કરવી જોઇએ. અર્થાત્ કેવલ પરમેશ્વરની પ્રાપ્તિને માટે આત્મવિચારાદિને પ્રતિપાદન કરનારી જે વાણી છે તે જ સ્વીકાર કરવા યોગ્ય છે એવું કહે છે.

**સમાધાનઃ**—આ વાત પણ બરાબર નથી; કેમકે જો કે ભયાનક વાણી ડરથી પાપ કર્મથી નિવૃત્ત થવાને માટે જ છે, તથાપિ તે નિષ્પ્રયોજન નથી. તે વાણી મહાન્ પ્રયોજન વાળી છે. દણ્ડાદિ ભયાનક વાણી સાંભળીને જો ચોરી આદિ પાપોથી નિવૃત્ત થાય તો મહા ફલ મળ્યું સમજવું, તો પછી ચોરી આદિના દણ્ડને બતાવનાર શાસ્ત્ર પણ સફળ જ થયું. જે માણસ તે ભયાનક વાણીને મિથ્યા સમજે છે, તે નિર્ભય થઇને ચોરી આદિ અવસ્ય કરશે, અને તેને નરકાદિનું દુઃખ વગેરે પણ મળશે. દષ્ટાન્તઃ-જેમ લોકમાં, ખૂન વગેરે કરનારને ફાંસી આદિ દણ્ડ દેવાનો કાયદો ભયાનક હોવા છતાં પણ તેની ઉપેક્ષા કરી શકાતી નથી. ઉલટું તે કાયદાથી વિપરીત ચાલનારને કાયદામાં ઠરાવેલી શિક્ષા કરવામાં આવે છે અને તે ભોગવવી પડે છે. અને તે ભયાનક વાણી વાળા કાયદાને માન્ય રાખી જે મનુષ્ય ચોરી આદિથી નિવૃત્ત થાય છે તેની લોકમાં પ્રશંસા થાય છે અને તે સુખી પણ થાય છે. માટે ભયાનક વાણી નિષ્પ્રયોજન નથી.

તેવી જ રીતે રોચક વાણીનું પણ પ્રત્યક્ષ ફળ જોવામાં આવે છે. રડતા બાળકને તેની માતા વિનોદ કરાવવા સારૂ, " એક મોટો રાજા હતો, તેને ત્રણ પુત્ર હતા. તેમાંના બે તો ઉત્પન્ન જ થયા નહોતા, અને એક તો માતાના ગર્ભમાં જ રહ્યો નથી. તે ત્રણે પુત્રો અત્યંત અસત્ નગરમાં રહે છે, અને પોતાના શૂન્ય નગરમાંથી નીકળી તેઓએ આકાશ માર્ગથી જતાં આકાશમાં સુંદર ફલવાળાં વૃક્ષોને દીઠાં. હાલમાં તે ત્રણે રાજપુત્રો ભવિષ્યત્ નગરમાં શિકાર ખેલતા આનંદમાં રહેલા છે " એ પ્રકારની કથા સંભળાવે છે. આ કથા બિલકૂલ અસત્ય છે, છતાં બાલક રૂદન કરવું છોડીને શાન્ત થઇ સાંભળે છે અને હસે છે. એ રીતે મિથ્યા રોચક વાણીનું પણ અહીં પ્રત્યક્ષ ફળ જોતાં, વેદમાંની રોચક વાણી ફલદાયક નથી એમ કહેવાય નહીં, વેદની રોચક વાણી પણ ફલ દેનારી છે. વેદ શાસ્ત્રાદિમાં કહેલાં કર્મ મનુષ્યને અવસ્ય કરવાનાં છે, અને તેનું જે સ્વર્ગપ્રાપ્તિ આદિ ફળ કહ્યું છે તે પણ અવસ્ય મળવાનું છે. તથાપિ મુમુક્ષુઓને અન્તઃકરણની શુદ્ધિને માટે ફલની ઇચ્છાનો ત્યાગ કરીને તે કરવાનાં છે. છતાં જે કોઇ ફલત્યાગ કરવામાં સમર્થ નથી, પરન્તુ ફળની ઇચ્છા રાખે છે તેણે ફલની ઇચ્છાથી પણ કરવા યોગ્ય છે; કારણ કે સકામ

કર્મ કરતાં કરતાં કોઇ કાલ પછી તે પણ નિષ્કામ થઇ જશે. માટે કોઇ પણ પ્રકારનાં વેદવચન વ્યર્થ નથી. રોચક, ભયાનક, આદિ સર્વ ઉપયોગી જ છે.

## પાપના પ્રકાર તથા ફલ ભોગના પ્રકાર.

હવે, પાપ કેટલા પ્રકારનાં છે અને તેનાં ફલોનો ભોગ કઇ પ્રકારે થાય છે તેનું સામાન્ય રૂપે વિવેચન કરીએ છીએ.

પાપ ત્રણ પ્રકારનાં છેઃ—૧. માનસિક, ૨. વાચિક (વાઙ્મય), અને ૩. કાયિક. તેમાં પ્રથમ માનસિક પાપનું વર્ણન કરીએ છીએ.]

### ૧. માનસિક પાપ.

परद्रव्येष्वभिध्यानं मनसाऽनिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ म० स्मृ० अ० १२ श्लो० ५ ॥

અર્થઃ—૧. બીજાનું ધન અન્યાયથી ગ્રહણ કરવાની ઇચ્છા, ૨. મનમાં હિંસા, દગો, આદિ અનિષ્ટ કરવાની ઇચ્છા કરવી, તથા ૩. પરલોક છે જ નહીં, દેહ જ આત્મા છે, ઇત્યાદિ પ્રકારનો મિથ્યા આગ્રહ–એ ત્રણ પ્રકારનાં માનસ (મનથી થનારાં) પાપ કર્મ છે.

परस्वे निर्ममा नित्यं परदारविवर्जकाः ।
धर्मलब्धान्नभोक्तारस्ते नरा स्वर्गगामिनः॥म.भा.अनु.प.अ.१४४श्लो.१०–११

અર્થઃ—જેને પરાયા ધનમાં મમત્વ નથી, પરસ્ત્રી સમાગમથી રહિત છે, અને ધર્મથી પ્રાપ્ત થયેલા અન્નનું ભોજન લેનાર છે તે લોક સ્વર્ગના અધિકારી છે.

આ પ્રમાણોથી મનુષ્યને પોતાના અન્તઃકરણને પવિત્ર કરવાને માટે શુદ્ધ અન્નની આવશ્યકતા છે એવું સૂચન કરવામાં આવ્યું છે, કેમકે અશુદ્ધ અન્ન ખાનારના અન્તઃકરણની શુદ્ધિ કદાપિ પણ થતી નથી. કારણ કે ખાધેલા અન્નના સુક્ષ્મ ભાગમાંથી અન્તઃકરણ બને છે. તેથી જે પ્રકારનું અન્ન ખાવામાં આવે તે પ્રકારનું અન્તઃકરણ બને. અન્યાયથી સંપાદન કરેલા ધન વડે અન્નાદિ લઇને તેનો ઉપયોગ કરનારનું અંતઃકરણ ભજન કરવાથી પણ શુદ્ધ થતું નથી. તે કારણથી પારકા ધનનું અન્યાયથી ગ્રહણ કરવું તેને પ્રથમ પાપ કહ્યું છે.

વળી બીજું, અનિષ્ટ કરવાનું ચિન્તન કરવાથી પણ અન્તઃકરણ અવસ્ય મલિન થતું જાય છે. જે માણસ અન્ય પ્રતિ દગો, હિંસા, આદિ અનિષ્ટ કરવાની ઇચ્છા કરે છે તે આખર અવસ્ય દગો વગેરે કરે છે જ. દગો વગેરે કરવાનું ફલ કદાચિત્ તરત જ મળેલું જોવામાં આવે છે. તેનું દષ્ટાન્તઃ—

એક વખત એક પાદશાહનો વજીર સહેલ કરતો કરતો રસ્તેથી જતો હતો. તે વખતે ગામના છોકરાઓ રસ્તામાં ખાડા ખોદીને તેની ઉપર લાકડાની પાતળી સોટીઓ મુકી ઉપર માટી નાંખીને દૂર જઇને ઉભા રહેલા હતા. રસ્તે જનાર કોઇ મનુષ્ય તે ખાડા ઉપર

પગ રાખતો તો તે ખાડામાં પડતો. તે જોઈ છોકરાઓ ખુશી થઇ હસતા હતા. આ ચરિત્રને જોઈ એક દસ વર્ષની ઉમરનો છોકરો બોલ્યો કે જે માણસ બીજાને ખાડામાં ગિરાવવા ખાડો ખોદે છે તે પોતે જ ખાડામાં પડે છે. આ વાત સાંભળતાં જ વજીરે પાછળ જોયું, અને તે છોકરાને બુદ્ધિમાન્ સમજી પોતાની પાસે બોલાવ્યો. તેની સાથે વાતચીત કરતાં તેને પોતાની પાંસે નોકર તરીકે રાખવા વિચાર થયો. મહિનાનો ચાર રૂપીઆ પગાર ઠરાવી હુકો ભરવાના કામને માટે એ છોકરાને નોકર રાખ્યો. વજીર જે વખતે કચેરીથી આવે ત્યારે તથા પ્રાતઃકાલાદિ જે જે સમયે હુકો પીવાનો સમય હતો તે તે સમયે તે નિયમસર હુકો તૈયાર કરીને પાતો હતો.

થોડા દિવસ બાદ પાદશાહે વજીરને કહ્યું:—"મારી કિંમત કરો, મારી કેટલી કિંમત છે ?" પાદશાહની વાત સાંભળતાં વજીર વિચારમાં પડયો–"હવે શું કરવું ? કદાપિ હું પાદશાહની કિંમત કરું અને તેને પસંદ ન પડી તો ઠીક નહીં થાય" એવો વિચાર કરીને "આપની કિંમત પછી કરીશ" એમ કહી ઘર તરફ ચાલ્યો, તથાપિ મનમાં એ જ વિચાર આવતો રહ્યો કે પાદશાહની શી કિંમત કરવી ! એવો વિચાર કરતો કરતો પોતાને ઘેર આવ્યો. હુકો ભરનાર છોકરો હુકો ભરીને લાવ્યો. વજીર હુકો પીવા લાગ્યો, પરંતુ રોજની માફક શોખથી પીતો નહોતો. ત્યારે તે છોકરે પૂછ્યું "આપ આજ હુકો બરાબર કેમ પીતા નથી ? મનમાં શો વિચાર છે ?" વજીરે છોકરાને બુદ્ધિમાન્ સમજીને, પાદશાહે પોતાની કિંમત કરવાને કહ્યું હતુ તે સર્વ વાત કહી. ત્યારે છોકરો બોલ્યો કે પાદશાહની કિંમત કરવી તો સહેજ વાત છે, મને લઈ ચાલો તો હું કરીશ. છોકરાને ધીરજતાથી બોલતો જોઇ તેને રાજધાનીમાં લઇ જવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે જ્યારે વજીર કચેરીમાં ગયો, ત્યારે પાદશાહે પહેલું જ પોતાની કિંમત કરવાને જણાવ્યું. ત્યારે વજીરે જણાવ્યું કે મારો હુકો ભરનાર છોકરો આપની કિંમત કરશે, તેમાં મારી કાંઈ જરૂર નથી. આ ઉત્તર સાંભળી પાદશાહે છોકરાને બોલાવવા તરત એક પટાવાળાને મોકલ્યો. પટાવાળાએ જઇને પાદશાહનો સંદેશો કહ્યો. ત્યારે છોકરાએ કહ્યુ "હું તમારી સાથે નહીં આવું, તુ પટાવાળો છે, પાદશાહની કિંમત કરનાર મનુષ્યને સત્કાર પૂર્વક લઈ જવો જોઇએ" એમ કહીને તેને પાછો મોકલ્યો. પટાવાળાએ જઇને પાદશાહને સર્વ સમાચાર કહ્યા. તેણે વિચાર કર્યો કે વજીરનો હુકો ભરનાર નોકર પણ જબરો છે. એવો વિચાર કરીને છોકરાને સત્કાર પૂર્વક લાવવાને સ્વારી તથા પાંચ દસ મનુષ્યને પણ મોકલ્યા, તે છોકરો તેમની સાથે આવ્યો અને તરત કચેરીમાં ઉંચા આસન ઉપર બેઠો.

પછી પાદશાહે છોકરાને પોતાની કિમ્મત પૂછી. છોકરો કહે છે, "હે પાદશાહ ! આપના શરીરની કિમ્મત એક ફુટી કોડીની પણ નથી. પરન્તુ આપના શરીરમાં પરમાત્માએ જે શક્તિ મૂકી છે તેની કિમ્મત કરનાર કોઇ નથી. તે પરમાત્માની શકિત હોવાથી તેની કિમ્મતનો પાર નથી."

છોકરાની આ બુદ્ધિમત્તા યુકત વાત સાંભળીને પાદશાહ પ્રસન્ન થયો, અને વિચાર કર્યો કે આ છોકરો અમારા વજીરથી પણ બુદ્ધિમાન્ છે. માટે વજીરનું સ્થાન તેને આપવું

જોઇએ. એવો વિચાર કરી તરત વજીરને હુકુમ કર્યો કે તમારી વજીરની પદવી આ છોકરાને સોંપો અને તમે તેના હાથ નીચે કામ કર્યા કરો.

પાદશાહનો હુકમ સાંભળી વજીરને આશ્ચર્ય થયો, અને મનમાં બહુ દુઃખી પણ થયો. પાદશાહનો હુકમ અવશ્ય માનવો જ પડશે. તેથી પોતાની વજીરની પદવી' ન જાય તેનો ઉપાય શોધવા લાગ્યો. અંતમાં છોકરાને મારવાની તરકીબ રચી. પોતાના બાગમાં જઇને ત્યાં કામ કરનાર મજુર લોકોને કહ્યુ કે કાલે એક છોકરો બાગમાં નારંગી લેવાને આવશે, તમે લોકો તેને મારીને કોઇ વૃક્ષની નીચે દાટી દેજો. એવી રીતે છોકરાને મરાવવાનો પક્કા બંદોબસ્ત કર્યો, અને પછી ઘેર આવ્યો. બીજે દિવસે કચેરીમાંથી આવી છોકરાને નારંગી લેવા બાગમાં મોકલ્યો. બાગમાં જતાં રસ્તામાં વજીરનો છોકરો મળ્યો. તે સવારમાં ઘેરથી નીકળી બીજા છોકરાઓ સાથે જુગાર ખેલતો હતો. જુગારમાં પૈસા હારી જવાથી રડતો હતો. તેણે હુકા ભરનાર છોકરાને જોઇને પૂછ્યું કે તું કયાં જાય છે ? તું અહીં બેસીને રમ, મારા પૈસા જીતી લે. હુકાવાળા છોકરાએ કહ્યું કે હું તો નારંગી લેવાને બાગમાં જાઉં છું, મારે ખેલવાનો સમય નથી. તે સાંભળી વજીરના છોકરાએ કહ્યું કે ભાઇ હું જઇને નારંગી લઇ આવું છું. એટલામાં તુ ખેલી પૈસા જીતી લે, પછી આપણે બંને ઘેર જઇશું. એમ કહી તે નારંગી લેવા બાગમાં ગયો અને હુકા ભરનાર છોકરો ખેલવાને બેઠો. વજીરનો છોકરો બાગમાં પહોંચ્યો. પહોંચતાં જ મજુર લોકોએ તેને મારીને વૃક્ષની નીચે દાટી દીધો. હુકા ભરનાર છોકરે બધા પૈસા જીતી લીધા, અને વજીરના છોકરાને બહુ વાર સુધી પાછો આવતો દીઠો નહીં ત્યારે તે એકલો ઘેર ચાલ્યો ગયો. ત્યારે વજીરે પૂછ્યું કે તું નારંગી લેવાને બાગમાં ગયો નથી ? છોકરાએ વજીરના છોકરાને જે પ્રકારે મળ્યો વિગેરે સર્વ વાત કહી અને જણાવ્યું કે મને જુગાર રમવા બેસાડી આપનો છોકરો નારંગી લેવા ગયો છે. વજીર પોતાના છોકરાના મૃત્યુનો નિશ્ચય કરીને અંતરમાં કલેશ કરવા લાગ્યો, એટલે હુકા ભરનાર છોકરો વજીરનું કપટ સમજી ગયો અને વજીરને કહેવા લાગ્યો-"સાહેબ! જે બીજાને ગિરાવવા ખાડો ખોદે છે તે પોતેજ ખાડામાં પડે છે એ વાત મેં પહેલાં પણ કહી હતી. આપે મારે માટે ખાડો ખોદ્યો હતો. હવે આપ જ ખાડામાં પડયા. હવે શોક કરવાથી કોઇ વળશે નહીં." વજીર હાથ ઘસતો રહ્યો.

આ પ્રકાર ફુટી કોડી જેટલી પણ જેની કિંમત નથી એવા તુચ્છ શરીરના નિર્વાહને માટે જે મનુષ્ય બીજાને દગો વગેરે અનીતિ કરે છે, તે પોતે અવશ્ય તેનું ફળ ભોગવે છે. માટે વિવેકી મનુષ્યોએ આ દૃષ્ટાન્તથી એવો સાર લેવાનો છે કે એવું પાપ કદાપિ ન કરવું.

વળી જે મિથ્યા હઠ કરનાર મનુષ્ય છે તેને કદાપિ વિવેક થવાનો સંભવ નથી. મિથ્યા હઠી, "હું બુદ્ધિમાન્ છું" એમ સમઝીને કલ્યાણ માર્ગથી વિપરિત ચાલે છે. મિથ્યા હઠ કરનાર બાળક છે. અજ્ઞાની પણ બાળકની માફક હઠી હોય છે, અને પોતે યોગી ન હોવા છતાં પોતાને યોગી માનનાર પણ હઠી હોય છે. વળી અવિવેકી રાજા પણ વિશેષે કરીને હઠી હોય છે, તેવા લોક હમેશાં અનર્થના ભાગી જોવામાં આવે છે. વ્યવહાર

તથા પરમાર્થ બંનેમાં હઠ અનર્થનું કારણ હોવાથી પાપ રૂપ છે, તેથી મનુષ્ય માત્રે હઠનો પરિત્યાગ કરવા યોગ્ય છે.

## ૨. વાઙ્મય પાપનું વર્ણન.

મનથી થનાર પાપની તુલ્ય વાણીનું પણ પાપ હોય છે. માટે માનસિક પાપનું વર્ણન કરીને હવે વાચિક (વાઙ્મય) પાપનું વર્ણન કરીએ છીએ.

पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।
असंबद्धमलापश्च वाङ्मयं स्याचतुर्विधम् ॥ म० स्मृ० अ० १२–६ ॥

અર્થ—કઠોર વાણી, તથા મિથ્યા વચન, તથા સર્વ પ્રકારની ચાડી, તથા નિષ્પ્રયોજન દેશાદિ સંબંધી વાર્તા (જેવી કે-काकस्य कति वा दन्ता मेषस्याण्डं कियत्पलम्। का वार्ता सिन्धुसौवीरे एषा मूर्खविचारणा ॥ અર્થઃ—કાગડાના દાંત કેટલા હોય છે, બકરાના અંડનું વજન કેટલું હશે, સિન્ધ તથા સુવીર દેશના લોક (सौवीर)માં શી વાતો ચાલતી હશે, એ પ્રકારનો મૂર્ખનો વિચાર અસંબદ્ધ પ્રલાપ કહેવાય છે. આ ચાર પ્રકારનાં વાણીનાં પાપ છે.

पृथिव्यां त्रीणि रत्नानि अन्नमापः सुभाषितम् ।
मूढैः पाषाणखण्डेषु रत्नसंज्ञा विधीयते(ऽभिधीयते)॥ ચા.ની.અ. ૧૪ શ્લો.૧ ॥

અર્થઃ—પૃથિવીમાં અન્ન, જલ અને પ્રિય વાણી એ ત્રણ રત્ન છે, છતાં મૂઢ લોકોએ હીરા આદિ પથ્થરના ટુકડાનાં " રત્ન " નામ રાખ્યાં છે.

પરન્તુ તે બરાબર નથી, કેમકે રત્ન શબ્દનો પ્રયોગ સાધારણ રીતે ઉત્તમ વસ્તુમાં કરાય છે મનુષ્યોને માટે તે જ ઉત્તમ વસ્તુ છે જેની દ્વારા પ્રાણની રક્ષા થાય. પ્રાણની રક્ષાને માટે વિશેષે કરીને અન્ન તથા જલની જ આવશ્યકતા છે. ભૂખ્યા તરસ્યા માણસને અન્ન જલ મળવાથી જ તે બચી શકે છે. પરન્તુ રૂપીઆ અથવા હીરા આદિ મળવાથી તેની રક્ષા થઇ શકતી નથી. માટે અન્ય રત્નો કરતાં અન્ન જળની શ્રેષ્ઠતા છે.

તેવી જ રીતે વ્યવહારમાં કે પરમાર્થમાં પ્રિય વાણી (सुभाषितम्) અત્યન્ત પ્રયોજન વાળી છે. કેટલાએ વીતરાગ મનુષ્યો એવા જોવામાં આવે છે કે કરોડો રૂપીઆ આપવાથી પણ પ્રસન્ન થતા નથી. પરન્તુ મધુર વાણી બોલવાથી પ્રસન્ન થાય છે. તેટલા માટે તે પણ અન્ય (હીરા આદિ) રત્નો કરતાં શ્રેષ્ઠ છે.

એ રીતે અન્નાદિ ત્રણ પદાર્થનાં જે "રત્ન" નામ કહ્યાં તે મુખ્ય છે. હીરા આદિકોનાં જે રત્ન નામ છે તે ગૌણ છે.

यस्माच्च प्रियमिच्छेत्तु तस्य ब्रूयात्सदा प्रियम् ।
व्याधो मृगवधं कर्तुं गीतं गायति सुस्वरम् ॥ चा० नी० द० अ०१४–१० ॥

અર્થઃ—જેની સાથે આપણે પ્રેમ રાખવાની ઇચ્છા રાખતા હોઇએ તેની સાથે હમેશાં પ્રિય બોલવું તે જ પ્રેમ રહેવાનો ઉપાય છે. જેમ ભીલ તથા અન્ય શિકારી મનુ

મૃગને મારવાને માટે સુન્દર સ્વર સહિત ગીત ગાય છે, ત્યારે ગાયનમાં મોહિત થઇને મૃગ આવીને ગાયન સાભળતા સાંભળતા મસ્ત થઈને નાચવા લાગે છે તે વખતે તે લોક તેને મારે છે.

कोऽतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सुविद्यानां कः परः प्रियवादिनाम् ॥ चा०नी०द०अ० ३–१३ ॥

અર્થઃ—સમર્થ મનુષ્યોને માટે કોઈ પણ કાર્ય બોજા રૂપ નથી. ઉદ્યમી મનુષ્યોને માટે કોઇ પણ વસ્તુ દૂર નથી અર્થાત્ ઉદ્યમીને સર્વ વસ્તુ પાસે જ છે. તેમજ વિદ્વાન્ મનુષ્યને કોઇ પણ પરદેશ નથી અર્થાત્ વિદ્વાન્ કોઇ પણ દેશમાં જાય તો પણ સ્વદેશની માફક નિર્વાહ કરી શકે છે, અને હમેશાં પ્રિય બોલનારનો કોઈ પણ શત્રુ થતો નથી, કેમકે પ્રિય વાણીથી તે સર્વને વશ કરી લે છે.

यथा जिह्वेन्द्रियाह्लादः षड्रसैः संप्रपद्यते ।
तथा श्रोत्रेन्द्रियाह्लादो वचोभिः सुधिय स्मृतः ॥देवी० भा० अ० १, श्लो० ९॥

અર્થઃ—જેવી રીતે ૭ રસ વડે જીહ્વા ઇન્દ્રિયને આનન્દ પ્રાપ્ત થાય છે, તેવી રીતે શ્રોત્રેન્દ્રિયનો આનન્દ પ્રિય વાણીથી થાય છે એમ બુદ્ધિમાન્ લોકો કહે છે.

अश्रोत्राः फणिनः कामं मुह्यन्तीह नभोगुणैः । ,, ॥ १० ॥

અર્થઃ—શ્રોત્રેન્દ્રિયથી રહિત સર્પ પણ શબ્દોથી મોહિત થાય છે. સર્પોને નેત્ર તથા કાન જૂદા જૂદા નથી. સર્પ નેત્રથી દેખે છે તેમ નેત્રથી જ સાંભળે છે, તેથી સર્પને શાસ્ત્રમાં "અક્ષિકર્ણ" કહ્યો છે. જ્યારે સર્પ જુએ છે ત્યારે તે સાંભળતો નથી; અને જ્યારે સાભળે છે ત્યારે દેખતો પણ નથી. વળી—

परापवादपैशुन्यमनृतं च न भाषते ।
अन्योद्वेगकरं चापि तोष्यते तेन केशवः ॥वि. पु. अंश. ३, अ. ८ श्लो. १३॥

અર્થઃ—જે મનુષ્ય બીજાની નિન્દા કરતો નથી, તથા ચાડી પણ કરતો નથી, તથા બીજાને ઉદ્વેગ થાય તેવી વાણી બોલતો નથી તેના તેવા આચરણથી ભગવાન્ પ્રસન્ન થાય છે.

लभ्यते खलु पापीयान् नरोऽनुप्रियवागिह ।
अप्रियस्य हि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ म.भा.सभा.प.अ. ६४–१६ ॥

અર્થઃ—આ જગતમા પ્રિય લાગે તેવું બોલનાર છતાં પાપી (કપટી) મનુષ્ય અનેક જોવામાં આવે છે. પરન્તુ બીજાને અપ્રિય હોવા છતાં જે પથ્ય (હિતકર) હોય તેવી વાણી બોલનાર તથા તેનો શ્રોતા થોડા જ મળે છે. ભાવ એ છે કે કેટલાક મનુષ્ય બહુ જ મીઠી વાણી બોલે છે–અંતરમા કપટ રાખી રેડો વ્યવહાર કરે છે પરન્તુ તેની તેવી મીઠી વાણી ગુણરૂપ નથી. તે પાપનું કારણ હોવાથી દુર્ગુણ જ છે. માટે નિષ્કપટી શુદ્ધ વ્યવહાર કરનાર

મનુષ્યની મધુર વાણીને જ અહીં મધુર વાણી કહી છે. કોઇ કોઇ મધુર વાણી હિતકર હોતી નથી. પરતુ કટુ વાણી પણ હિતકર હોય છે. શુદ્ધ વ્યવહાર વાળો સાચો માણસ હમેશાં બીજાના હિતને જ ચાહે છે. તેથી તે અહિત પ્રિય વાણી પણ બોલતો નથી, પરન્તુ હિતકર હોઇ કટુ વાણી પણ બોલે છે. આ પ્રકારની વાણી બોલનાર તથા સાંભળનાર બન્ને દુર્લભ છે. હિતકર છતાં કટુ વાણીનો શ્રોતા પણ દુર્લભ છે, કેમકે તેની વાણી સહન કરવી મુશ્કેલ છે. આ બન્ને પ્રકારના મનુષ્ય ઉત્તમ છે. તેમાં પ્રિય હોય, હિતકર હોય તથા સત્ય હોય એવી વાણી સર્વથી શ્રેષ્ઠ છે જ્યાં સુધી બને ત્યાં સુધી તેવી વાણી જ મનુષ્યે બોલવી જોઇએ. નહિં તો સત્ય અને હિતકર વાણી અપ્રિય હોય તોપણ તે કહેવી જોઇએ. પરન્તુ અહિતકર પ્રિય વાણી તથા મિથ્યા વાણી તથા અપશબ્દ આદિ કદાપિ નહીં બોલવા જોઇએ એવો ભાવ છે. એ વિષયમાં નીચે પ્રમાણે શ્રુતિ પણ છેઃ—

तस्माद्ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितवै, म्लेच्छो वा यदपशब्दः ।

અર્થઃ—માટે ઇશ્વરપ્રાપ્તિની ઇચ્છાવાળા મનુષ્યે અસત્ય ભાષણ તથા ભ્રષ્ટ (અશુદ્ધ) તથા અપશબ્દાદિ નહીં બોલવા જોઇએ, કારણ જે અપશબ્દ છે તે મ્લેચ્છ જ છે અર્થાત્ મ્લેચ્છને બોલવા યોગ્ય છે.

वेदाध्ययनसंपन्नः शास्त्रासक्तः सुमृष्टवाक् ।
धर्माख्यानपरो नित्यं नरकं न स पश्यति ॥स्कां. पु. ख. ६ अ. २६ श्लो ७०॥

અર્થઃ—વેદાધ્યયન યુક્ત, તથા શાસ્ત્રમાં પ્રીતિ વાળો, તથા મધુર વાણી બોલનાર, તથા હમેશાં ધર્મનું કથન કરનાર મનુષ્ય કદાપિ નરક દેખતો નથી. વળી—

नित्यं मनोपहारिण्या वाचा प्रह्लादयेज्जगत् ।
उद्वेजयति भूतानि क्रूरवाग्धनदोऽपि सन् ॥ शु० नी० अ० १ श्लो० १६५ ॥

અર્થ.—મનોહર વાણીથી સદા જગતને પ્રસન્ન રાખવું, કેમકે કુબેરની સમાન ધનદાતા હોય તોપણ કઠોર વાણીનો પ્રયોગ કરનાર મનુષ્ય પ્રાણીઓને ઉદ્વેગ કરતા છે.

हृदि विद्ध इवात्यर्थं यथा संतप्यते जनः ।
पीडितोऽपि हि मेधावी न तां वाचमुदीरयेत् ॥ „ ॥ १६६ ॥

અર્થઃ—હૃદયમાં વિંધાયલાની માફક જે વાણીથી લોક સંતાપ પામે છે તેવી વાણી બુદ્ધિમાન્ મનુષ્યે પીડિત થવા છતાં પણ બોલવી નહીં જોઇએ.

प्रियमेवाभिधातव्यं नित्यं सत्सु द्विषत्सु वा ।
शिखीव केकां मधुरां वाचं ब्रूते जनः प्रियः ॥ „ ॥ १६७ ॥

અર્થઃ—સજ્જન હોય કે દુર્જન હોય સર્વની પ્રતિ નિત્ય પ્રિય વચન જ બોલવું જોઇએ. જે માણસ મયૂરની પેઠે મધુર બોલે છે તે મનુષ્ય સર્વને પ્રિય લાગે છે.

मदरक्तस्य हंसस्य कोकिलस्य शिखण्डिनः ।
हरन्ति न तथा वाचो यथा वाचो विपश्चिताम् ॥ ,, ॥ १६८ ॥

અર્થઃ—મદ યુક્ત હંસ તથા કોયલ અને મયૂરની વાણી મનનું એવું હરણ કરતી નથી, જેવું વિવેકી માણસોની મધુર વાણી કરે છે.

ये प्रियाणि प्रभाषन्ते प्रियमिच्छन्ति सत्कृतम् ।
श्रीमन्तो वन्द्यचरिता देवास्ते नरविग्रहाः ॥ ,, ॥ १६९ ॥

અર્થઃ—જે માણસ પ્રિય વચન બોલે છે, તથા સત્કાર સહિત સર્વનું પ્રિય ઇચ્છે છે શ્રીમાન્ છતાં અપલક્ષણ રહિત છે, અને જેનું ચારિત્ર્ય વન્દ્ય (પ્રશંસનીય) છે તે લોક મનુષ્યના આકાર વાળા હોવા છતાં દેવતા જ છે.

न हीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते ।
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक् ॥ ,, ॥ १७० ॥

અર્થઃ—સર્વ ભૂતો ઉપર દયા, તથા મિત્રતા, તથા દાન, તથા મધુર વાણી—એવું વશીકરણ ત્રણે લોકમાં બીજું કંઈ નથી.

શસ્ત્રથી કોઈ ચોટ લાગી હોય તો તે ઔષધથી થોડા દિવસમાં રૂઝી જાય. પરન્તુ કઠોર વાણી રૂપ બાણનો જખમ રૂઝાતો નથી.

वाक्सायका वदनान्निष्पतन्ति यैराहतः शोचति रात्र्यहानि ।
परस्य नामर्मसु ते पतन्ति तान्पण्डितो नावसृजेत्परेषु॥म.भा.उ.प.अ.३४—८०

અર્થઃ—મુખમાંથી નિકળેલા વચન રૂપી બાણ (सायकः) મર્મસ્થાનોમાં જ લાગે છે અને તેથી મનુષ્ય રાત્રિ દિવસ શોક કરે છે, માટે વિવેકી મનુષ્યે તે બાણોને બીજાના ઉપર ચલાવવાં નહીં. (જે સ્થાનમાં ચોટ લાગવાથી મનુષ્ય અવશ્ય મરી જાય છે તે સ્થાનનું નામ " મર્મસ્થાન " છે.)

अभ्याव‍हति कल्याणं विविधं वाक् सुभाषिता ।
सैव दुर्भाषिता राजन्ननर्थायोपपद्यते ॥म० भा० उ० प० अ० ३४ श्लो० ७९

અર્થઃ—હે રાજન્! મીઠી વાણી કલ્યાણને વધારનારી છે, અને તેજ વાણી કઠોર હોય તો અનર્થકારી થાય છે.

रोहते सायकैर्विद्धं वनं परशुना हतम् ।
वाचा दुरुक्तं बीभत्सं न संरोहति वाक्क्षतम् ॥ ,, ॥ ७८ ॥

અર્થઃ—બાણનો ઘા થોડા દિવસમાં રૂઝે; કોવાડા વડે કાપેલું વૃક્ષ ફરી વધે; પરન્તુ ખોટા બીભત્સ વચનના ઘા કદાપિ રૂઝતા નથી.

માટે મનુષ્યોએ કઠોર વાણી બોલવી તે પણ ઉચિત નથી.

परुषं ये न भाषन्ते कटुकं निष्ठुरं तथा ।
अपैशुन्यरताः सन्तस्ते नराः स्वर्गगामिनः ॥ म.भा.अनु.प.अ. १४४ श्लो.२२ ॥

અર્થઃ—જે લોક કઠોર તથા કટુ અને દયા રહિત વાણી બોલતા નથી તથા ચાડી ચુગલી કરતા નથી તેવા સત્પુરૂષો સ્વર્ગમાં જાય છે.

ये वर्जयन्ति परुषं परद्रोहं च मानवाः ।
सर्वभूतसमा दान्तास्ते नराः स्वर्गगामिनः ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—જે મનુષ્ય કઠોર વાણીનો ત્યાગ કરે છે તથા કોઇનો દ્રોહ કરતા નથી, અને સર્વ પ્રાણીઓ પ્રતિ સમદષ્ટિ વાળા છે તે સ્વર્ગમાં જાય છે

श्लक्ष्णां वाणीं निराबाधां मधुरां पापवर्जिताम् ।
स्वागतेनाभिभाषन्ते ते नराः स्वर्गगामिनः ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—જે લોક મૃદુ તથા કોઇને પણ બાધ ન કરે તેવી તથા મધુર અને પાપથી રહિત વાણી સ્વાગત સહિત બોલે છે તે લોક સ્વર્ગગામી થાય છે.

शठप्रलापाद्विरता विरुद्धपरिवर्जकाः ।
सौम्यप्रलापिनो नित्यं ते नराः स्वर्गगामिनः ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—જે માણસ બીજાને કલેશ ઉત્પન્ન કરનારી તથા વંચના યુક્ત વાણી બોલતા નથી, તથા આ લોક અને પરલોક વિરૂદ્ધ કાર્ય કરતા નથી, પરન્તુ હમેશાં પ્રિય વચન કહ્યા કરે છે તેઓ સ્વર્ગગામી થાય છે.

न कोपाद्व्याहरन्ते ये वाचं हृदयदारणीम् ।
सान्त्वं वदन्ति क्रुद्धाऽपि ते नराः स्वर्गगामिनः ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—જે લોક ક્રોધથી પણ બીજાનાં હૃદયવેધક વાણી બોલતા નથી, પરંતુ ક્રુદ્ધ છતાં મધુર અને પ્રિય વાકય (सान्त्वम्) બોલે છે તેઓ સ્વર્ગગામી હોય છે.

પવિત્ર વાણી મનુષ્યોને મહાત્મા બનાવી દે છે, અને કઠોર વાણીથી તિરસ્કાર પામે છે તેનું દષ્ટાન્ત નિચે પ્રમાણેઃ—

એક અવધૂત મહાત્મા કૌપીન માત્ર રાખતા હતા. ગામમાં જઇને ભિક્ષાવૃત્તિથી નિર્વાહ ચલાવતા હતા. એક રોજે ગામમાં ભિક્ષાને માટે ગયા. ત્યારે એક શ્વાન તેમને જોઇને ભસવા લાગ્યો. મહાત્માએ તેને પૂછ્યું કે અમે તો સાધુ છીએ, અમને જોઇને શા માટે ભસે છે ? શ્વાને મહાત્માનું વચન સાંભળી ઉત્તર આપ્યો-" શું તમે એકલા જ મહાત્મા છો ? શું હું મહાત્મા નહીં ? જો તમે કહો કે અમે વસ્ત્ર રાખતા નથી તેથી અમે મહાત્મા છીએ, તો વસ્ત્રનો ત્યાગ તો મારામાં તમારાથી વધારે છે. હું તો દિગંબર છું. કૌપીન પણ રાખતો નથી. જો કહો કે અમે ઘર પણ છોડ્યું છે, તો તમે તો રહેવાને

પર્ણકૂટી બનાવી છે; હું તો ખાલી મેદાનમાંજ પડી રહું છું. તેથી ઘરનો ત્યાગ પણ મારામાં અધિક છે. જો કહો કે અમે ખાવાને માટે ઘેર બનાવતા નથી પરન્તુ ભિક્ષા માગી લાવીને ખાઈએ છીએ, તો તમે ઝોળીને લઇને જાઓ છો અને પર્ણકૂટીમાં બેસીને ખાઓ છો; હું તો પેટ સિવાય બીજી ઝોળી રાખતો નથી, અને માટીમાં કે ધૂળમાં અથવા પાષાણાદિ કોઇપણ સ્થાનમાં મૂકો તોપણ ત્યાંજ ખાઇ લઉં છું, તેમાં પણ મારી અધિકતા છે. એ સર્વ ગુણ તમારાથી મારામાં અધિક છે. છતાં તમે મહાત્મા અને હું નહીં તેનું શું કારણ છે?" આ પ્રમાણે શ્વાનનું વચન સાંભળીને મહાત્માએ કહ્યું-"ભાઇ, તું જે વાત કહે છે તે સર્વ બરાબર છે. ત્યાગ તારામાં અમારાથી અધિક છે. પરન્તુ જે અમારામાં નથી એવો એક દુર્ગુણ તારામાં અધિક છે. તે કયો છે? તે એ જ કે તું અમને જોઇને ભસ્યો. તે અમારામાં નથી. અમે કોઇને જોઇને 'આવો બેસો; રાજી છો, પ્રસન્ન છો?' એવા સ્વાગતની સાથે મધુર વાણી બોલીએ છીએ, અને કોઇની સામે ભસતા નથી. તારાથી અમારામાં ત્યાગ ઓછો હોવા છતાં પણ મધુર અને કોમળ વાણી બોલવાના કારણથી અમને મહાત્મા કહે છે. તું પૂરેપૂરો ત્યાગી છે, તથાપિ મધુર વાણી બોલતો નથી અને ભસવાનો જ સ્વભાવ રાખ્યો છે. તેથી તું શ્વાન ને શ્વાન જ રહ્યો. ત્યાગીની બરાબર તારામાં મધુર વાણી હોત તો તારી બરાબર કોઇ નહીં. પરન્તુ આ ભસવું ઇત્યાદિએ તને શ્વાન બનાવ્યો છે." આ પ્રકારનાં મહાત્માનાં વચન સાંભળીને શ્વાન શરમાઇ ગયો.

એવી રીતે જે કઠોર વાણી બોલે છે તે મનુષ્યને મહત્ત્વ પ્રાપ્ત થતું નથી, અને તેના સંપૂર્ણ ગુણ ઢંકાઇ જાય છે, શોભા મળતી નથી. માટે મનુષ્યે હમેશાં મધુર તથા સત્ય વાણી બોલવી જોઇએ.

કઠોર વાણીની માફક મિથ્યા ભાષણ પણ પાપ જ છે. મિથ્યા ભાષણ કરનાર સત્ય વસ્તુને પ્રાપ્ત કરી શકતો નથી.

आत्महेतोः परार्थे वा नर्महास्याश्रयात्तथा ।
ये मृषा न वदन्तीह ते नराःस्वर्गगामिनः ॥ म.भा.अनु.प.अ. १४४ श्लो. १९ ॥

અર્થઃ—પોતાના કાર્યને માટે, અથવા બીજાને નિમિત્તે, અથવા હાંસી ખેલનો આશ્રય લઇને પણ, જેઓ આ લોકમાં મિથ્યા બોલતા નથી તે લોક સ્વર્ગે જનારા છે. વળી—

वृत्त्यर्थं धर्महेतोर्वा कामकारात्तथैव च ।
अनृतं ये न भाषन्ते ते नराः स्वर्गगामिनः ॥ ,, ॥ २० ॥

અર્થઃ—પોતાની જીવિકાને માટે, અથવા ધર્મને નિમિત્તે, અથવા સ્વેચ્છાપૂર્વક જેઓ મિથ્યા વચન બોલતા નથી તે સર્વ સ્વર્ગગામી છે.

अमेध्यो वै पुरुषो यदनृतं वदति ॥श०प०ब्रा०प्र०१, अ०१, ब्रा०१, क० १॥

અર્થઃ—જે માણસ મિથ્યા ભાષણ કરે છે તે અપવિત્ર છે.

યજ્ઞાદિક કર્મ કરતી વખતે યજમાન કોઇ મિથ્યા ભાષણ કરે તો તેને યજ્ઞનું ફળ મળતું નથી. માટે પ્રથમથી જ મિથ્યા વચનના ત્યાગનું વ્રત ધારણ કરવામાં આવે છેઃ—

अग्ने व्रतपते व्रतश्चरिष्यामि तच्छकेयं तन्मे राध्यताम् ।

श० प० ब्रा० प्र० १, अ०१, ब्रा० १ क० २ ॥

અર્થઃ—હે વ્રતનું પાલન (રક્ષણ) કરનાર અગ્નિ દેવ ! હું મિથ્યા વચનના ત્યાગ રૂપ વ્રતને ધારણ કરૂં છું. તે વ્રત ધારણ કરવામાં હું સમર્થ થાઉં, અને તે મારૂં વ્રત સમૃદ્ધિને પ્રાપ્ત થાઓ.

આ પ્રકારના વેદમન્ત્રે, મિથ્યા ભાષણ કરનારને પુણ્ય કર્મ કરવાથી પણ ફલનો અભાવ કહ્યો છે. વળી—

तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया चेति ।

प्रश्न० उ० प्र० १ मं० १५॥

અર્થઃ—જે ઉપાસકોમાં કુટિલ (કપટ) વાણી, અને મિથ્યા ભાષણ, તથા માયા આદિક દોષ નથી તે લોકને જ એ ક્ષયાદિ દોષ રહિત બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. (અંતરમાં કંઇક રાખીને બહાર બીજું કંઇ પ્રકટ કરવું તેનું નામ 'માયા'.)

આ શ્રુતિ મિથ્યા તથા કપટયુક્ત આદિ વાણી બોલનારને પુણ્ય લોકની અપ્રાપ્તિ સ્પષ્ટ કહી છે.

अनृतं तमसो रूपं तमसा नीयते ह्यधः ।
तमोग्रस्ता न पश्यन्ति प्रकाशं तमसावृतम् ॥ म०भा०शा०प०अ० १९०—२ ॥

અર્થઃ—મિથ્યા ભાષણ કરવું તેજ અજ્ઞાનનું સ્વરૂપ છે. અજ્ઞાનથી અધોગતિને પ્રાપ્ત થાય છે, તે કારણથી અજ્ઞાની મનુષ્ય કંઇ પણ યોગ્ય વા અયોગ્યને જાણતા નથી, કારણ કે તેમની બુદ્ધિનો પ્રકાશ અજ્ઞાનથી આચ્છાદિત થયેલો હોય છે.

ब्रह्मघ्ना वा स्मृता लोके ये च स्त्रीबालघातिनः ।
मित्रद्रुहः कृतघ्नस्य ते ते स्युर्ब्रुवतो मृषा ॥ म० स्मृ० अ० ८ श्लो० ९० ॥

અર્થઃ—લોકમાં બ્રહ્મહત્યા કરનારને જે પાપ શાસ્ત્રમાં કહ્યું છે, તથા સ્ત્રી અથવા બાળકની હત્યા કરનારને જે પાપ કહ્યું છે, તથા મિત્રદ્રોહી તેમજ કૃતઘ્નને જે પાપ કહ્યું છે તે સર્વ પાપ મિથ્યા ભાષણ કરનારને લાગે છે.

न रूपमनृतस्यास्ति नानृतस्यास्ति संततिः ।
नानृतस्याधिपत्यं च कुत एव गतिः शुभा ॥ म.भा.उ.प.अ. १०७—श्लो. ९ ॥

અર્થઃ—મિથ્યા બોલનાર મનુષ્યને શરીરની શોભા, તથા સંતતિ (પ્રજા), તથા પ્રભુતા આદિ કંઇ હોતું નથી. તો પછી ઉત્તમ ગતિ મળવાની તો સંભાવના જ ક્યાંથી હોય ? વળી—

सप्त पुरुषानितश्च परतश्च हन्ति मनसाऽपि गुरोरनृतम् । वदन्नल्पेष्वर्थेषु ॥
गौ० ध० सू० प्र० ३, अ० ५ सू० २१ ॥

અર્થ:—અલ્પ કારણે પણ જે ગુરુજનો (માતા, પિતા, ગુરૂ એ ત્રણ)ની આગળ મનથી પણ જૂઠું બોલે છે તેની પાછલી સાત પેઢી અને આગળની સાત પેઢી નષ્ટ થાય છે. તે કારણથી આપણા પૂર્વજો કેટલી પણ વિપત્તિ પડે તોપણ મિથ્યા ભાષણ નહોતા કરતા. સત્યનું પાલન કરવાને માટે પ્રાણત્યાગ કરવાને પણ તૈયાર થતા હતા. આ શ્લોકમાં ગુરૂજનોની આગળ મિથ્યા ભાષણ ન કરવું તેનો અર્થ એવો નથી કે બીજાઓની આગળ તો મિથ્યા ભાષણ કરવું. બીજાની આગળ મિથ્યા ભાષણ કરવાથી પાપ તો છે જ. પરન્તુ ગુરૂજનોની આગળ બોલેલા મિથ્યા ભાષણથી મહાન્ પાપ લાગે છે એવો ભાવ છે.

એક વાર રામચન્દ્રજીને સ્વર્ગ લોક જવાનો સંદેશો કહેવાને દૂત આવ્યો. તેની સાથે એકાન્તમાં વાત કરવાને માટે બહાર પહેરો ભરવા લક્ષ્મણજીને રાખી તેમને કહ્યું કે દૂતની સાથે વાતચીત કરતા દરમ્યાનમાં જો કોઇ અમારી પાસે આવશે તો તેને મારીશું. એમ કહીને દેવદૂતની સાથે એકાન્તમાં વાત કરવા ગયા. એટલામાં દુર્વાસા મુનિ આવ્યા, ત્યારે પહેરામાં બેઠેલા લક્ષ્મણજીએ કહ્યું કે ભાઇ બીજા કાર્યમાં વ્યગ્ર છે, આપ થોડી વાર રાહ જુઓ. લક્ષ્મણની વાત સાંભળતાં જ મુનિ કોપાયમાન થયા અને કહ્યું કે હમણાં શાપ દઇને કુલનો નાશ કરૂં છું. એટલે કુલના નાશના ડરથી પોતાના મૃત્યુને કબુલ કરી અંદર રામચન્દ્રજીની પાસે જઇને ઋષિ આવ્યાની વાત કહી. એટલે રામચન્દ્રજીએ આવીને ઋષિની પૂજા કરી. એટલામાં લક્ષ્મણે રામચન્દ્રજીના હાથમાં એક તલવાર આપી કહ્યું:—

एतत्खड्गं गृहीत्वाशु मां प्रभो विनिपातय ।
येन ते स्यादृतं वाक्यं प्रतिज्ञातं च यत्पुरा ॥स्कं.पु.ख. ६, अ. १००श्लो. ३॥

અર્થ:—હે પ્રભો! આપ આ તલવાર લઇને મને મારી નાખો, જેથી આપે પહેલાં પ્રતિજ્ઞા કરેલી વાણી સત્ય થાય.

આ વાત સાંભળી રામચન્દ્રજી બહુ દુઃખી થયા. પોતાની પ્રતિજ્ઞાના ભંગના ભયથી લક્ષ્મણજીને કહે છે:—

व्रज लक्ष्मण मुक्तस्त्वं मया देशान्तरं द्रुतम् ।
त्यागो वाथ वधो वाथ साधूनामुभयं समम् ॥ ,, ॥ १३ ॥

અર્થ:—હે લક્ષ્મણ! હું તારો ત્યાગ કરૂં છું. માટે તું અહીંથી શીઘ્ર દેશાન્તરમાં ચાલ્યો જા. સાધુ પુરૂષનો ત્યાગ તેમ વધ બંને તુલ્ય છે.

હાલના સમયના લોકોને ભાઇ આદિનો ત્યાગ કરવો કોઇ કઠણ વાત નથી. તથાપિ રામચન્દ્રજીને બહુ કઠણ લાગ્યું; કારણ કે તેમના હૃદયમાં નાના તથા મોટા ભાઇનો અન્યોન્ય પ્રેમ તથા પૂજ્યબુદ્ધિ બહુ આશ્ચર્યકારક હતી. અને તે પ્રેમને તેઓ ધર્માનુસાર કાયમ

રાખવા માગતા હતા. હાલના સમયમાં એક નકામા ઘર અથવા દસ રૂપીઆને માટે મોટા કે નાના ભાઇને મારવા તૈયાર થનાર ઘણા મળે છે. એવી ક્ષુદ્ર બુદ્ધિવાળા તે લોક નહોતા.

રામચન્દ્રજીની સાથે વનમાં જવાની લક્ષ્મણજીને કોઈ આવશ્યકતા નહોતી. તથાપિ લક્ષ્મણજીને રામચન્દ્રજી ઉપર પિતા સમાન પૂર્ણ પૂજ્યભાવ તથા પ્રેમ હોવાથી જ ગયા હતા. વળી કોઇને બે સ્ત્રી હોય તો ઘરમાં શી તકરાર થતી નથી? રામચન્દ્રજી અને લક્ષ્મણની માતા એક નહોતી. તથાપિ જ્યારે રામચન્દ્રજી વનમાં જવા તૈયાર થયા ત્યારે લક્ષ્મણજીએ સાથે જવાને તૈયાર થઇ પોતાની માતા સુમિત્રાની પાસે જઇને આજ્ઞા માગી. ત્યારે તેમની માતા કહે છેઃ—

**रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम्।**
**अयोध्यामटवीं विद्धि वत्स गच्छ यथासुखम्** ॥वा.रा.अयो.का.स.४०श्लो.९॥

અર્થઃ—હે પ્રિય પુત્ર! રામચન્દ્રજીને તું પોતાના પિતા જાણજે. સીતાજીને તું મને જાણ. અને વનને તું અયોધ્યા માન. સુખ પૂર્વક તુ તારા ભાઈની સાથે જા. એ પ્રમાણે એક સપત્ની (શૉક)ના પુત્રની સેવાને માટે સુમિત્રા પોતાના પુત્રને વનમાં જવાની આજ્ઞા આપે છે.

ઇતિહાસ વાંચવાનું આ જ પ્રયોજન છે, કારણ કે તેથી તે પવિત્ર મનુષ્યોના આચરણનું કાંઈ વાતાવરણ અમારા હૃદય ઉપર અસર કરે. ખાલી રામ રાવણનું યુદ્ધ થયું અને રામે રાવણને માર્યો એટલું માત્ર સમજવું એ ઇતિહાસ વાંચવાનું પ્રયોજન નથી. મિથ્યા ભાષણ તથા મિથ્યા વ્યવહારથી જે ડરતા નથી તે કદાપિ સદાચારી કહેવાય નહીં. ન તો તે ધર્માત્મા અથવા ઈશ્વરભક્ત કહેવાય, ન તો તેમની કદાપિ સદ્ગતિ થાય. પહેલાં વર અથવા શાપ દેવામાં સામાન્ય સર્વ કોઇમાં સામર્થ્ય હતું. પરન્તુ હાલના સમયમાં યોગી વા તપસ્વી આદિકો પણ જોવામાં આવતા નથી, તેનું કારણ મિથ્યા ભાષણ તથા મિથ્યા વ્યવહાર આદિક છે. વાણીની દેવતા અગ્નિ છે. જેમ અગ્નિમાં પદાર્થોને બાળવાની શક્તિ છે તેમ વાણીમાં પણ બીજાને ભસ્મ કરવાની શક્તિ છે. જેની વાણીની શક્તિ મિથ્યા ભાષણથી ઘટી છે તેનું વરદાન, શાપ, આદિ ફળીભૂત થવાની વાત તો રહી, પરન્તુ તે નરકનો ભાગી થાય છે.

રાજા યુધિષ્ઠિર "**अश्वत्थामा हतः, नरो वा कुञ्जरो वा**" એ પ્રકારના સંશયાત્મક પણ મિથ્યા બોલવાથી તેમને કપટથી ઉત્પન્ન કરેલું માયિક નરક પણ થોડીવાર જોવું પડયું. તો પછી દિન પ્રતિદિન અસત્ય બોલનારની તો શી ગતિ થશે? તેને તો અવશ્ય નરકની જ પ્રાપ્તિ થવાની.

વળી જેવી રીતે કઠોર વાણી તથા મિથ્યા ભાષણ પાપનું કારણ છે, તેવી રીતે ચાડી ચુગલી (પૈશૂન્ય) પણ પાપનું કારણ છે. તેવા લોકની પણ સદ્ગતિ થવાની નહીં.

**पिशुनां न प्रभाषन्ते मित्रभेदकरीं गिरम्।**
**ऋतं मैत्रं तु भाषन्ते ते नराः स्वर्गगामिनः** ॥म०भा०अनु०प०अ०१४४-२३॥

અર્થઃ—જે લોક મિત્રામાં પરસ્પર ભેદ પડાવનારી ચાડી રૂપ વાણી બોલતા નથી, પરન્તુ સત્ય અને હિતકર વચન કહ્યા કરે છે તેઓ સ્વર્ગ ગામી થાય છે.

ચુગલી કરનાર મનુષ્ય ચણ્ડાલની સદશ અપવિત્ર હોવાથી તેમને નિષિદ્ધ કહ્યા છે.

असूयकः पिशुनश्चैव कृतघ्नो दीर्घरोषकः ।
चत्वारः कर्मचण्डाला जन्मतश्चापि पंचमः ॥ वसि० स्मृ०अ० ६ श्लो० २२ ॥

અર્થઃ—બીજાના ગુણોમાં દોષનું આરોપણ કરનાર, તથા ચુગલી કરનાર, તથા ઉપકારને ભૂલી જનાર, અને થોડા કારણે પણ ઘણા કાળ સુધી વૈર રાખનાર એ-ચાર પોતાના નીચ કર્મથી કર્મચણ્ડાલ કહેવાય છે. અને જેનો જન્મ ચંડાલ જાતિમાં થયો છે તે પાંચમો ચંડાલ કહેવાય છે. જન્મચંડાલનો સ્પર્શ કરનાર સ્નાન માત્રથી પવિત્ર થાય છે. પરન્તુ કર્મચંડાલનો સંસર્ગ કરનારની શુદ્ધિ થવી બહુ કઠણ છે.

काकः पक्षिषु चाण्डालः पशूनां चैव कुकुरः ।
पापो मुनीनां चाण्डालः सर्वेषां चैव निन्दकः ॥ चा० नी० द० अ० ६-२ ॥

અર્થઃ—પક્ષીઓમાં કાગડો, પશુમાં શ્વાન, અને મુનિયોમાં પાપ કરનાર, ચાણ્ડાલ છે. અને સર્વથી મોટો ચાણ્ડાલ નિંદા કરનારો છે.

परस्य निन्दां पैशुन्यं धिक्कारं च करोति यः ।
तत्कृतं पातकं प्राप्य स्वपुण्यं प्रददाति सः ॥

स्का० पु० ख० २, का० ख० ४, अ० ३० श्लो० ३४ ॥

અર્થઃ—જે મનુષ્ય બીજાની નિન્દા કરે છે, અને જે ચુગલી કરે છે, તથા જે બીજાને ધિક્કાર આપે છે, તે મનુષ્ય તેના પાપને લે છે અને પોતાનું પુણ્ય તેને આપે છે.

એવી રીતે અસંબદ્ધ વાણી બોલવાથી પણ બહુ પ્રકારના અનર્થ થાય છે.

वृथालापी यदश्नाति यत्करोति शुभं क्वचित् ।
प्रेतादितृप्तये सर्वमिति शास्त्रविनिश्चयः ॥

स्का० पु० खं० १, अवा० खं० २, अ० ६५–३० ॥

नायं तस्यास्ति वै लोकः कुत एव परो भवेत् ।
तस्माद्विजानता यत्नात्त्याज्यमेव वृथा वचः ॥ " ॥ ३१ ॥

અર્થઃ—કાકદન્ત પરીક્ષાના જેવી નિષ્પ્રયોજન વાત કરનાર મનુષ્ય જે કાંઈ ખાય છે તથા જે કાંઈ પુણ્ય કર્મ કરે છે તે સર્વ પ્રેતાદિની તૃપ્તિ માટે થાય છે એવો શાસ્ત્રનિશ્ચય છે. (૩૦). વૃથા વચન બોલનારને આ લોક સુખનું કારણ થતો નથી, તો પછી તેને પરલોક તો મળે જ કેવી રીતે? માટે કાર્યાકાર્ય જાણનાર મનુષ્યે યત્ન પૂર્વક વૃથા વાણીનો પરિત્યાગ કરવો જોઇએ.

વળી નિષ્પ્રયોજન વાત કરનાર માણસ અવશ્ય બીજાની નિન્દા પણ કરશે. અને તેની વાણીનો સંયમ કદાપિ થઈ શકતો નથી. અને જેને વાણીનો સંયમ નથી તેના મનનો

સંયમ થવો પણ કઠિન છે. यच्छेद्वाङ्मनसी प्राज्ञः । કઠ૦ ઉ૦ અ૦ ૧-૩-૧૩. અર્થ:— જિજ્ઞાસુ મનુષ્ય વાણી આદિ સર્વ ઇંદ્રિયોનો મનમાં નિરોધ કરે. આ શ્રુતિ વાણીનો મનમાં નિરોધ કરવાની આજ્ઞા કરે છે. મનોવ્યાપારથી અતિરિક્ત વાણીનું બોલવું બંધ કરવું તેનું નામ "વાણીનો મનમાં સંયમ" છે.

વળી અસંબદ્ધ છૂટી વાણી બોલનાર મનુષ્યની મર્યાદા રહેતી નથી. મર્યાદા વિનાની વાણી પાપને ઉત્પન્ન કરે છે એ વાત પૂર્વે કહેવામાં આવી છે.

## ૩. કાયિક પાપનું વર્ણન.

આ રીતે વાણીનાં ચાર પ્રકારનાં પાપનું વર્ણન કરીને હવે શરીર વડે થતાં પાપોનું વર્ણન કરવામાં આવે છે.

**अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।**
**परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૧૨, શ્લો૦ ૭ ॥

અર્થ:—ચોરી, તથા નિષિદ્ધ હિંસા, તથા પરસ્ત્રીગમન, એ ત્રણ શરીર વડે થતાં પાપ છે.

૧. **अरण्ये विजने न्यस्तं परस्वं दृश्यते यदा ।**
**मनसाऽपि न हिंसन्ति ते नराः स्वर्गगामिनः ॥** म.भा.अनु.प.अ.१४४–३१ ॥

અર્થ:—મનુષ્યોથી રહિત વનમાં જે પારકું ધન જોવામાં આવે તોપણ તેને લેવાની જે ઇચ્છા કરતા નથી, તે મનુષ્યો સ્વર્ગગામી હોય છે.

**ग्रामे गृहे वा यो द्रव्यं पारक्यं विजने स्थितम् ।**
**नाभिनन्दन्ति वै नित्यं ते नराः स्वर्गगामिनः** ,, ॥ ३२ ॥

અર્થ:—ગામમાં, અથવા ઘરમાં, અથવા નિર્જન વનમાં પડેલા પારકા દ્રવ્યને દેખીને ખુશી થઇને તે લેવાની હમેશાં ઇચ્છા રાખતા નથી તે મનુષ્યો સ્વર્ગગામી થાય છે.

આ પ્રકારનાં પ્રમાણોથી ચોરી કરવાની ઇચ્છા નહીં કરનાર મનુષ્ય સ્વર્ગના ભાગી થાય છે એવો નિશ્ચય છે. ચોરી કરનાર મનુષ્યથી લોક ડરે છે. વળી ચોરને લોકમાં પણ રાજદણ્ડ મળતો જોવામાં આવે છે. તેથી પારકા ધનને લેવાની ઇચ્છા અનર્થનું કારણ છે.

૨. ક્ષત્રિયોને યુદ્ધ રૂપ યજ્ઞમાં યોધા રૂપ પશુની હિંસા કરવી તે પાપનો હેતુ નથી, અને આપણને ઉપદ્રવ કરનાર પ્રાણીઓને મારવામાં શાસ્ત્રમાં પાપ ગણવામાં આવ્યું નથી. તેથી અતિરિક્ત કોઇ પણ પ્રાણીની હિંસા કરવી તે પાપનું કારણ છે. શરીર, વાણી અથવા મનથી કોઇને દુઃખ આપવું તેનું નામ હિંસા છે, તોપણ અહીં વિશેષે કરીને શરીરનો પ્રાણથી વિયોગ કરવા રૂપ હિંસા કહેવામાં આવી છે.

૩. અને પરસ્ત્રીગમન રૂપ ત્રીજું પાપ મહાન્ અનર્થોની પરંપરાને ઉત્પન્ન કરનાર કહેવામાં આવ્યું છે.

परदारा न गन्तव्याः सर्ववर्णेषु कर्हिचित् ।
न हीदृशमनायुष्यं लोके किंचन विद्यते ॥
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ म. भा. अनु. प. अ. १०४ , श्लो. २०-१ ॥

અર્થઃ—કોઇ વર્ણમાં મનુષ્યે પરસ્ત્રીગમન કરવું તે ઉચિત નથી. પુરૂષને માટે લોકમાં જેવું પરસ્ત્રીગમન આયુનું નાશક છે તેવું આયુનું નાશક બીજું કાંઇ નથી.

यावन्तो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः ।
तावद्वर्षसहस्राणि नरकं पर्युपासते ॥ „ ॥ २२ ॥

અર્થ;—સ્ત્રીઓના શરીરમાં જેટલાં રોમ છે તેટલા હજાર વર્ષ સુધી પરસ્ત્રીગમન કરનાર પુરૂષ નરકમાં નિવાસ કરે છે. વળી—

तथैव परदारान्ये कामवृत्तान् रहोगतान् ।
मनसाऽपि न हिंसन्ति ते नराः स्वर्गगामिनः ॥ „ ॥ २३ ॥

અર્થઃ—જેવી રીતે ચોરી આદિ નહીં કરનાર મનુષ્ય સ્વર્ગગામી થાય છે, તેવી રીતે જે લોક એકાન્ત સ્થાનમાં સ્થિત કામનાવાળી પરસ્ત્રીની મનથી પણ કામના કરતા નથી તે મનુષ્ય સ્વર્ગમા જાય છે.

यथा स्तेनो यथा भ्रूणहैवमेष भवति यो अयोनौ रेतः सिञ्चति ।
कृ. य. वे०, तै. आ., प्र. २ अनु. ८ ॥

અર્થઃ—જે મનુષ્ય નિષિદ્ધ પરસ્ત્રી આદિમાં રેતનું સેચન કરે છે તે( एषः )ની ગતિ સુવર્ણની ચોરી કરનાર, ભ્રૂણહત્યા ( ગર્ભપાત ) કરનાર, આદિ મહા પાતકીના જેવી થાય છે.

ब्राह्मणः क्षत्रियो वैश्यो यो रतः परयोषिति ।
याति तस्याऽपूजितस्य रुष्टा लक्ष्मी गृहादपि ॥
॥ ब्रह्म. वै. पु, कृष्णजन्म ख. पू. भा. अ. ३०. श्लो. ८६ ॥

અર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્યાદિ જે મનુષ્ય પરસ્ત્રીમાં રત છે તેવા, પોતાની સ્ત્રી રૂપ લક્ષ્મીનો સત્કાર ન કરનાર મનુષ્યના ઘરમાંથી લક્ષ્મી ક્રુદ્ધ થઇને જતી રહે છે.

इहातिनिन्द्यः सर्वत्र नाधिकारी स्वकर्मसु ।
परत्रैवान्धकूपे च यावद्वर्षशतं वसेत् ॥ „ ॥ ८७ ॥

અર્થઃ—વ્યભિચારી મનુષ્ય આ લોકમાં તેમ સર્વત્ર નિન્દાનો ભાગી થાય છે, અને પોતાને કરવા યોગ્ય યજ્ઞાદિક સત્કર્મ કરવામાં પણ તે અધિકારી થતો નથી, અને પરલોકમાં સેંકડો વર્ષ સુધી અન્ધકૂપ નરકમાં પડે છે.

स्वभार्यां च परित्यज्य यो गृह्णाति परस्त्रियम् ।
यशोधनायुषां हानिर्भवेज्जीवन्मृतस्य च ॥ ,, ॥ ९० ॥

અર્થ:—જે મનુષ્ય પોતાની પત્નીને છોડીને પરસ્ત્રીનો સ્વીકાર કરે છે તેની કીર્તિ, ધન અને આયુની હાનિ થાય છે, અને જીવતો સતો મરેલા તુલ્ય થાય છે.

को धर्मः किं यशस्तेषां का प्रतिष्ठा च किं तपः ।
का बुद्धिर्विद्या दानं च परस्त्रीषु यन्मनः ॥
ब्र० वै० पु० कृ० जन्म० ख० पू० भा० अ० ३५ श्लो० ८८ ॥

અર્થ:—જેનું ચિત્ત પારકી સ્ત્રીમાં લાગેલું છે તેને શો ધર્મ છે, તેની કીર્તિ શી, તેની પ્રતિષ્ઠા અને તપ શું ? તેની બુદ્ધિ, વિદ્યા અને ધન શું ? અર્થાત્ ધર્માદિ કરવા છતાં સર્વ વ્યર્થ છે.

विपत्तिः सततं तस्य परवस्तुषु यन्मनः ।
विशेषतः परस्त्रीषु सुवर्णेषु च भूमिषु ॥ ,, ॥ ९२ ॥

અર્થ:—જેનું મન બીજાના ધનમાં લાગેલું હોય તેને હમેશા વિપત્તિ જ હોય છે. તેમાં પણ જેનું ચિત્ત પરસ્ત્રીમાં, તથા પારકા સુવર્ણમાં કે પારકી જમીનમાં લાગેલું હોય છે. તે તો વિશેષે કરીને આપત્તિનો ભાગી થાય છે.

परयोषित्समासक्तिरायुः कीर्तिं बलं सुखम् ।
हरेत्स्वर्गगतिं चापि तस्मात्तां वर्जयेत्सुधीः ॥
स्का० पु० ख० ५, अ० लिंगमाहात्म्य० अ० ४५, श्लो० ७२ ॥

અર્થ:—પરસ્ત્રી ઉપર જે પ્રીતિ છે તે આયુ, કીર્તિ, તથા બલ અને સુખ, તથા સ્વર્ગપ્રાપ્તિનો પણ નાશ કરનારી છે. માટે બુદ્ધિમાન્ મનુષ્યે તેનો ત્યાગ કરવો જોઈએ.

लङ्केश्वरो जनकजाहरणेन वाली । तारापहारकृतयाऽप्यथ कीचकश्च ॥
पाञ्चालिकाग्रहणतो निधनं जगाम । तच्चेतसाऽपि परदाररतिं न कुर्यात् ॥
अनंगरंग. स्थल. ८ श्लो. ११ ॥

અર્થ:—સીતાજીનું હરણ કરવાથી રાવણનું મૃત્યુ થયું; તારાના હરણથી વાલીનું; અને પાંચાલિકાનો તિરસ્કાર કરવાથી કીચકનું મૃત્યુ થયું. માટે પરસ્ત્રીમાં મનથી પણ કદાપિ પ્રીતિ ન કરવી.

रहसि रचितमेतज्जारकर्मातिनीचै-
र्लशुनमिव सुभुक्तं याति लोके प्रसिद्धिम् ।

तदिह सकलगर्ह्यं नैव विद्वान् विदध्यात्
क्षणिकगुणकृते स्यात्स्वप्रतिष्ठार्थनाशः ॥

અર્થઃ—અતિ નીચ મનુષ્યોએ એકાન્તમાં કરેલું જાર કર્મ કોઈક દિવસ પણ લોકમાં પ્રસિદ્ધ થયા વિના રહેતું નથી, જેમ છુપી રીતે ઘરમાં બેસીને ખાધેલું લસણ ઘરની બહાર નિકળતાં જ તેની દુર્ગન્ધીથી સર્વને માલમ પડી જાય છે; માટે વિદ્વાન્ પુરૂષે એક ક્ષણના સુખને માટે સર્વનિન્દ્ય એવું જાર કર્મ ન જ કરવું, કેમકે તેથી પોતાની પ્રતિષ્ઠા તથા ધનનો નાશ થાય છે. વળી—

किमुच्येत कुटुंबीति परस्त्रीसंगमात्ररः ।
स्वप्रजादण्डनाच्छूरो धनिकोऽन्यधनैश्च किम् ॥ शु. नी. अ. १ श्लो. ११९ ॥

અર્થઃ—પરસ્ત્રીગમન કરનારને કુટુંબી શા માટે કહેવો ? અર્થાત્ તેને કુટુંબી કહી શકાય નહીં. રાજા પોતાની પ્રજાને દણ્ડ દેવાથી શૂરો કહેવાય નહીં, પરન્તુ બલવાન્ શત્રુને મારવાથી જ શૂરો કહેવાય તેમ બીજાના ધન વડે મોજશોખ મારનારને ધનવાન્ શી રીતે કહી શકાય ?

વળી પરસ્ત્રી ગમનાદિક પાપો કોઇ મનુષ્ય કરતો હોય તો પણ તેનું પાપ પશુ આદિકોને પણ બાધા કરે છે. અથર્વવેદમાં કહ્યું છે કેઃ—

नास्य धेनुः कल्याणी नानड्वान् सहते धुरं विजानीर्यत्र ब्राह्मणो रात्रिं वसति पापया । अथ. वे. सं. का. ५, अ. ४ मं. १८ ॥

અર્થઃ—જે દેશમાં બ્રાહ્મણાદિક પ્રજા રાત્રિમાં વ્યભિચારિણી સ્ત્રીની સાથે નિવાસ કરે છે તે દેશમાં ગાય દુધ નહીં આપે; અને તે દેશમાં ગાડું આદિ ખેંચવાને મજબુત બળદ પણ હોઇ શકતા નથી એમ જાણવું.

આ મંત્રમાં બ્રાહ્મણનું ગ્રહણ છે. છતાં પાપકર્મ કોઈ પણ કરે તોપણ તેના દોષનો ભાગી સર્વ કોઈ થાય છે. તથાપિ વિશેષે કરીને બ્રાહ્મણનું પાપ તો સર્વને બાધા કરે છે, માટે શ્રુતિમાં બ્રાહ્મણનું ગ્રહણ કર્યું છે. બ્રાહ્મણની સાથે સર્વનો વિશેષ સંબન્ધ હોય છે, તેથી તેનું પાપ વિશેષ બાધકારક છે.

व्यायच्छन्तश्च बहवः स्त्रीषु नाशं गता अमी ।
इन्द्रदण्डक्यनहुषरावणाद्या सदा हतः ॥ शु. नी. अ. १ श्लो. ११३ ॥

અર્થઃ—પરસ્ત્રીગમનમાં પ્રીતિ કરનાર ઇન્દ્ર, દણ્ડક્ય, નહુષ, રાવણ, વગેરે રાજાલોક સ્ત્રીના નિમિત્તથી નાશ પામ્યા, માટે તેનો પરિત્યાગ કરવો.

પરસ્ત્રીગમનને કામશાસ્ત્રમાં પણ નિષિદ્ધ બતાવ્યું છેઃ—

तद्विपरीत उत्तमवर्णासु परगृहीतासु च प्रतिषिद्धः । का सू. अधि. १ अ. ५ सू. २ ॥

અર્થઃ—પૂર્વે કહેલા સજાતીય વિવાહમર્યાદાને છોડીને જો ક્ષત્રિય બ્રાહ્મણીમાં, તથા વૈશ્ય બ્રાહ્મણી અને ક્ષત્રિયાણીમાં અને શુદ્ર બ્રાહ્મણી તથા ક્ષત્રિયાણી તથા વૈશ્યામાં

(उत्तमवर्णासु) પુત્ર ઉત્પન્ન કરે, અથવા કોઇ પણ જાતિની પરસ્ત્રી સાથે (अन्यगृहीतासु), અથવા (चकारથી) વેશ્યાની સાથે ગમન કરે, તો તે નિષિદ્ધ હોવાથી પાપનું કારણ, કીર્તિનું નાશક, તથા લોકવિરૂદ્ધ પણ છે.

एकतः सर्वमांसानि मत्स्यमांसं तथैकतः ।
एकतः सर्वपापानि परदारस्तथैकतः ॥ स्का.पु.प्रभास.ख.७अ.२९ श्लो. ५२॥

અર્થ :—એક તરફ સર્વ પ્રાણીઓનાં માંસ હોય અને બીજી બાજુ એકલું મત્સ્ય-માંસ હોય તો બંને સમાન છે, કેમકે સર્વ પ્રાણીઓનું માંસ મત્સ્ય ખાય છે. તેથી જેણે મત્સ્યને ખાધું તેણે સર્વ માંસ ખાધા બરાબર છે. તેવી રીતે એક તરફ સર્વ પાપો અને બીજી તરફ સ્ત્રીગમનનું પાપ એ બંને સમાન છે–અર્થાત્ મિથ્યા ભાષણ, હત્યા, આદિ કરનારનું જે પાપ છે તે સર્વ એક પરસ્ત્રીગમન કરનારને થાય છે.

વેશ્યાગમન વિષયમાં શાસ્ત્રે બહુ દોષ બતાવ્યા છેઃ—

अहो सर्वैः परित्याज्या पुंश्चली च विशेषतः ॥
ब्र. वै. पु. कृ. ज. ख. ४ पू. भा. अ. ३२ श्लो. ११ ॥

धनायुःप्राणयशसां नाशिनी दुःखदायिनी ।
स्वकार्यतत्परा शश्वत्परकार्यविनाशनी ॥ ,, ॥ १२ ॥

અર્થ:—એ વાત આશ્ચર્યકારક છે કે સર્વેએ પરસ્ત્રીનો ત્યાગ કરવો જ જોઇએ. તેમાં વિશેષે કરીને તો વેશ્યાનો ત્યાગ કરવો, કેમકે તે ધન, આયુ, પ્રાણ, અને કીર્તિનો નાશ કરનારી, હરેક પ્રકારનાં દુઃખ દેનારી, હમેશાં પોતાના કાર્યમાં તત્પર અને બીજાના કાર્યનો નાશ કરનારી છે.

विद्युद्दीप्तिर्जले रेखा लोभान्मैत्री यथा भवेत् ॥ ,, ॥ १३ ॥

परद्रोहाद्यथा संपत् कुलटाप्रेम तत्समम् ।
सर्वेभ्यो हिंस्रजन्तुभ्यो विपद्वीजं सदैव हि ॥ ,, ॥ १४ ॥

અર્થ:—વેશ્યાનો જે પ્રેમ તે વીજળીનો ચમકારો, જલમાં રેખા, તથા લોભવશથી થયેલી મિત્રતા, અને પરદ્રોહ કરીને પ્રાપ્ત થયેલી સંપત્તિની સમાન છે, મતલબ કે થોડો સમય રહેનારો છે. મનુષ્યોને મારનાર વ્યાઘ્રાદિ કરતાં પણ વેશ્યાનો પ્રેમ ભયંકર છે, અને તે હમેશાં આપત્તિના બીજરૂપ છે.

यो विश्वसेत्तां संमूढो विपत्तस्य पदे पदे ॥ ,, ॥ १५ ॥

અર્થ :—જે મૂઢ પુરૂષ વેશ્યાનો વિશ્વાસ કરે છે તેને પદે પદે વિપત્તિ આવે છે.

एता हसन्ति च रुदन्ति च कार्यहेतो-
र्विश्वासयन्ति च परं न च विश्वसन्ति ।

तस्मान्नरेण कुलशीलवता सदैव
वेश्याः श्मशानघटिका इव वर्जनीयाः ॥ पं० त० तं० १ श्लो० १९२ ॥

અર્થઃ—વેશ્યાઓ પોતાના કાર્યની સિદ્ધિને માટે હસે છે તેમજ રડે છે, અને બીજાને પોતાના ઉપર વિશ્વાસ કરાવે છે, પરન્તુ પોતે કોઇના ઉપર વિશ્વાસ કરતી નથી. માટે કુલીન અને શીલ સ્વભાવવાળા પુરૂષે, શ્મશાનના અપવિત્ર ઘટની માફક વેશ્યાના સમાગમનો પરિત્યાગ કરવો જોઇએ.

कुर्वन्ति तावत्प्रथमं प्रियाणि यावन्न जानन्ति नरं प्रसक्तम् ।
ज्ञात्वाऽथ तं मन्मथपाशबद्धं ग्रस्तामिषं मीनमिवोद्धरन्ति ॥ ,, ॥ १९३ ॥

અર્થઃ—વેશ્યા જ્યાંસુધી પુરૂષને પોતાનામાં આસક્ત થએલો જાણતી નથી ત્યાંસુધી પ્રથમ તેના પ્રતિ પ્રિય આચરણ કરે છે, પછી જ્યારે તેને બરાબર કામાતુર થઇ મોહમાં બંધાયલો જાણે છે, ત્યારે, જેવી રીતે મચ્છીમાર લોઢાના કાંટાને લગાડેલા માંસને માછલીએ ગળ્યો છે એમ જાણી તેને બહાર ખેંચી કાઢે છે, તેવી રીતે તે ( વેશ્યા ) તેને પકડી રાખે છે અર્થાત્ તેના જીવનસાધન ધનાદિથી તેને જૂદો કરી નાંખે છે-તેની પાસેથી ધનાદિ હરણ કરી લે છે. ફરી તે માછલીની માફક તરફડતો રહે છે. વળી—

समुद्रवीचीव चलस्वभावाः सन्ध्याभ्ररेखेव मुहूर्तरागाः ।
स्त्रियः कृतार्थाः पुरुषं निरर्थं निष्पीडितालक्तकवत्त्यजन्ति ॥ ,, ॥ १९४ ॥

અર્થઃ—વેશ્યાનો સ્વભાવ સમુદ્રના તરંગની પેઠે બહુ જ ચચલ હોય છે. અર્થાત્ જેવી રીતે સન્ધ્યાસમયના મેઘની રેખાનો લાલ રંગ મુહૂર્ત માત્ર રહે છે, તેવી રીતે વેશ્યાનો પ્રેમ (राग) પણ થોડો સમય જ ટકે છે. દુરાચારિણી સ્ત્રી પોતાનું કાર્ય સિદ્ધ થયા પછી તે ધનહીન ( निरर्थं ) પુરૂષનો ત્યાગ કરે છે, જેમ વાસી થયેલા અલતા(अलक्तक)ને સ્ત્રીઓ પગમાંથી ધોઇ નાંખે છે

शंबरस्य च या माया या माया नमुचेरपि ।
बलेः कुंभीनसेश्चैव सर्वास्ता योषितो विदुः ॥ पं० त० तं० १ श्लो० १८३ ॥

અર્થઃ—જે માયાને શંબર નામનો અસુર, તથા નમુચિ, બલિ, કુંભીનસિ, આદિ રાક્ષસો જાણે છે તે સર્વને દુરાચારિણી સ્ત્રીઓ જાણે છે.

यदन्तस्तन्न जिह्वायां यज्जिह्वायां न तद्बहिः ।
यद्बहिस्तन्न कुर्वन्ति विचित्रचरितास्त्रियः ॥ पं. त. तं. ४ श्लो. ८८ ॥

અર્થઃ—દુરાચારિણી સ્ત્રીના મનમાં જે છે તે જિહ્વામાં નહીં આવે. અને જે વાત જિહ્વામાં છે તે બહાર નહીં આવે. અને જે વાત બહાર બોલી બતાવશે તે પ્રમાણે વર્તશે નહીં. ખરેખર તેમનું ચરિત્ર વિચિત્ર છે. વળી—

मक्षिका मशको वेश्या मूषको याचकस्तथा ।
ग्रामणीर्गणकश्चैव सप्तैते परभक्षकाः ॥ सौर. पु. अ. ६८ श्लो. १८ ॥

અર્થઃ—માખી, મચ્છર, વેશ્યા, ઉંદર, માચક, ગામનો પટેલ (ગ્રામણી), તથા દૈવજ્ઞ (જ્યોતિષી)–એ સાત બીજાના ભક્ષક છે. તેથી તેઓ બીજાના દુઃખને જાણતા નથી. તેથી તેમનાથી દૂર રહેનાર સુખી થાય છે.

**विश्वस्तं सर्वथा घ्नन्ति प्रार्थयन्त्यो नवं नवं ।**

**सुधामयं वचो यासां कामिनां रसवर्धनम् ॥**पद्म.पु.उ.ख.६ अ.१९७ श्लो.१९॥

અર્થઃ—જે સ્ત્રીઓની વાણી અમૃતતુલ્ય હોઇ કામી લોકોનો રસ વધારનારી છે એવી દુરાચારિણી સ્ત્રીઓ નવા નવા પુરૂષોની ઇચ્છા કરતી સતી તેમનો વિશ્વાસ કરનાર પુરૂષનો સર્વ પ્રકારે નાશ કરે છે.

**कुंभदासी परिचारिका कुलटा स्वैरिणी नटी शिल्पकारिका प्रकाशविनष्टा रूपाजीवा गणिका चेति वेश्याविशेषाः ।** का. सू. अधि. ६ अ. ६ सू. ५४ ॥

અર્થઃ—કુંભદાસી, પરિચારિકા, કુલટા, સ્વૈરિણી, નટી, શિલ્પકારિકા, પ્રકાશવિનષ્ટા, રૂપાજીવા, ગણિકા એ વેશ્યાઓના ભેદ છે

અહીં " કુંભદાસી " શબ્દમાં ' કુંભ ' શબ્દ નિકૃષ્ટ કર્મનું ઉપલક્ષણ છે અર્થાત્ જે લોકમાં પ્રસિદ્ધ નિકૃષ્ટ કર્મ કરનારી છે, તેને કુંભદાસી કહે છે. કુંભ નામ ઘડાનું છે. જેવી રીતે ઘડો સર્વ મનુષ્યોના કામમાં આવે છે તેવી રીતે તે પણ સર્વના કામમાં આવે છે. માટે તેનું નામ કુંભદાસી છે. ગણિકા અને રૂપાજીવાનો તેમાં જ અંતર્ભાવ છે. જે પોતાના સ્વામીની સર્વ પ્રકારની સેવા કરે છે તેનું નામ પરિચારિકા વેશ્યા છે. બ્રાહ્મણાદિના ઘરમાં સેવા કરનારીને પરિચારિકા કહે છે. પોતાના પતિના ભયથી બીજાના ઘરમાં જઇને જે વ્યભિચાર કરે છે તેનું નામ કુલટા છે. નાચનારીનું નામ નટી છે. પોતાના પતિનો તિરસ્કાર કરીને પોતાના ઘરમાં કે બીજાના ઘરમાં જઇને જે પરપુરૂષ સાથે રમણ કરનારી છે તેનું નામ સ્વૈરિણી છે. વસ્ત્ર રંગનાર તથા જુલાઇ આદિની વ્યભિચારિણી સ્ત્રીનું નામ શિલ્પકારકા છે. પતિના જીવતાં અથવા મરણ પછી ઇચ્છાનુસાર વ્યભિચાર કરનારી સ્ત્રીનું નામ પ્રકાશવિનષ્ટા છે. આ સર્વ પ્રકારની વેશ્યાઓ પરિત્યાગ કરવા યોગ્ય છે.

દુરાચારી સત્તાવાળા લોકોએ પણ વ્યભિચારને માટે બહુ પ્રકારના ઉપાયો યોજ્યા છે. તે લોકોએ પોતાનો નરકપાત તથા બીજાની દુર્ગતિનો વિચાર કર્યો નથી. તે નીચે પ્રમાણેઃ—

**प्रत्ता जनपदकन्या दशमेऽहनि किंचिदौपायनिकमुपगृह्य प्रविशन्त्यन्तःपुरमुपभुक्ता एव विसृज्यन्त इत्यान्ध्राणाम् ॥** काम. सू. अधि. ५ अ. ५ सू. ३२ ॥

અર્થઃ—ગામની વિવાહિત કન્યાઓ દશમા દિવસે કંઇક ભેટની વસ્તુ લઇને રાજાના અન્તઃપુરમાં પ્રવેશ કરે છે. તેની સાથે સમાગમ કરીને તેમને છોડી દે છે. આ આન્ધ્ર લોકનો રિવાજ છે.

**महामात्रेश्वराणामन्तःपुराणि निशि सेवार्थं राजानमुपगच्छन्ति वात्सगुल्मकाणाम् ॥** ,, ॥ ३३ ॥

અર્થઃ—વાત્સગુલ્મક નામના દેશમાં પ્રધાન મન્ત્રી અથવા શ્રીમંતોની સ્ત્રીઓ રાજાની સેવાને માટે રાત્રે જાય છે. એ દક્ષિણ દેશમાં રિવાજ છે એમ કામસૂત્રની ટીકામાં જણાવ્યું છે.

रूपवतीर्जनपदयोषितः प्रीत्यपदेशेन मासं मासार्धं वा वासयन्त्यन्तःपुरिका वैदर्भाणाम् ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—વૈદર્ભ દેશમાં નગરની રૂપવાળી સ્ત્રીઓને ( अन्तःपुरिकाः ) પરસ્પર સ્નેહ કરાવવાને બહાને સમાગમ કરવાને માટે અન્તઃપુરમાં એક માસ અથવા પંદર દિવસ સુધી નિવાસ કરાવે છે. ( કાલંજર પર્વતની દક્ષિણ તરફના દેશને વિદર્ભ કહે છે. )

दर्शनीयाः स्वभार्याः प्रीतिदायमेव महामात्रराजभ्यो ददत्यपरान्तकानाम्॥ ,, ॥३५॥

અર્થઃ—અપરાન્ત દેશમાં પોતાની રૂપવતી સ્ત્રીઓને, પ્રધાન મન્ત્રી તથા રાજાને માટે પોતાના સ્વત્વ( માલકી )ના ત્યાગપૂર્વક હમેશને માટે ભેટ કરે છે.

राजक्रीडार्थं नगरस्त्रियो जनपदस्त्रियश्च संघ एकशश्च राजकुलं प्रविशन्ति सौराष्ट्रकाणाम् । ,, ॥ ३६ ॥

અર્થઃ—સૌરાષ્ટ્ર દેશમાં રાજાની સાથે ક્રીડા કરવા માટે ગામની તથા નગરની સ્ત્રીઓ એકઠી અથવા એક એક રાજકુલમાં જાય છે.

एते चान्ये च बहवः प्रयोगाः पारदारिकाः ।
देशे देशे प्रवर्तन्ते राजभिः संप्रवर्तिताः ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—આ પ્રકારે બીજા પણ કેટલાક પ્રકારના પારદારિક પ્રયોગ દેશ દેશમાં રાજા લોકોએ પ્રવર્તાવેલા છે.

देवदासी ब्रह्मदासी स्वतन्त्रा शूद्रदासिका ।
दासी चतुर्विधा प्रोक्ता द्वे चाद्ये क्षत्रियासमे ॥ ब्र.पु.उ.भा.;पा.४ अ, ८–११॥

અર્થઃ—દેવદાસી, બ્રહ્મદાસી, સ્વતન્ત્રા, શૂદ્રદાસી–એ ચાર પ્રકારની દાસીઓ હોય છે. તેમાંની પહેલી બે ( દેવદાસી અને બ્રહ્મદાસી ) કનિષ્ઠ ક્ષત્રાણીની જાતિની ગણવામાં આવે છે

अन्या वेश्याङ्गनातुल्या तदन्या हीनजातिवत् । ,, ॥ १२ ॥

અર્થઃ—ત્રીજી જે સ્વતંત્રા છે તે વેશ્યા તુલ્ય છે. અને ચોથી જે શૂદ્રદાસી છે તેને નીચ જાતિની સ્ત્રીના તુલ્ય ગણવામાં આવે છે.

મદ્રાસ પ્રાન્તમાં દ્રવિડ દેશમાં આ દેવદાસો આદિની જાતિ છે. તેમાં વિવાહની મર્યાદા નથી. વિવાહ કરવાની ઉમર થાય ત્યારે તેને દેવની સામે લઈ જઈને ગળામાં એક સૂત્ર બાંધવામાં આવે છે. તે સૂત્રમાં એક પાવલી પ્રમાણની અથવા તેથી અધિક પ્રમાણની એક વસ્તુ બનાવીને પરોવવામાં આવે છે. તેનું નામ માંગલ્યસૂત્ર છે. એ બાંધવાથી તેનો વિવાહ થઇ જાય છે. પછી તેને ઇચ્છાનુસાર પતિ કરવામાં હરકત નથી.

સ્વયમ્ દેવલોક આવીને તેને સૂત્ર બાંધી જાય છે એમ કહીને તેમને ફોસલાવવામાં આવેલી હોય છે. બ્રહ્મદાસી ખાસ બ્રાહ્મણોના ઘરમાં જ રહીને તેમની સેવા કરે છે. અને મંદિરોમાં કામકાજ કરનારીને દેવદાસી કહે છે આવી રીતે અનાચાર કરવાને માટે દાસીની પ્રથા કોઇ કોઇ રૂપાન્તરમાં બ્રાહ્મણ લોકે ખુલ્લા દુરાચારને માટે ચલાવી છે. ઇત્યાદિ દુરાચારની વૃદ્ધિથી અધોગતિ સિવાય બીજું શું થવાનું છે? પરસ્ત્રી તથા દાસી, વેશ્યા, આદિની સાથે ગમન કરવાથી પરલોકગમનમાં વિરોધથી અતિરિક્ત આ લોકમાં જ કઠિન રોગાદિની પણ પ્રાપ્તિ કહેવામાં આવી છે.

वेश्याभिर्विवशीकृतः कुपुरुषः संजायते दुर्गतो
दौर्गत्येन दुरोदरे निपतितः स्वं हारयत्येव सः ।
रुद्धो द्यूतकरैः करोति विधुरश्चौर्यं ततस्तस्करो
वध्यः स्यान्नृपतेरहोऽनुगणिकाऽऽसक्तेर्दुरन्ता गतिः॥ मुग्धोपदेश, श्लो. ५२ ॥

અર્થઃ—જે મનુષ્યને વેશ્યાએ વશમા લીધો છે તેનો પુરૂષ અવશ્ય દારિદ્ર અવસ્થાને પ્રાપ્ત થાય છે. દરિદ્રતાથી ખર્ચવાને ધન થોડું રહે છે, ત્યારે અધિક ધન પ્રાપ્ત કરવાને જુગાર ( दुरोदर ) વગેરે રમે છે. પરન્તુ તેમાં પોતાની પાસે કંઇ રહેલું ધન પણ હારી જાય છે. અને જુગારી લોક પોતાનું દેવુ વસુલ કરવાને માટે પકડીને તેને બાંધે છે. ત્યારે ધનને માટે તે ચોરી કરે છે. ચોરીની ખબર પડવાથી રાજપુરૂષો પકડીને તેને મારે છે. આ પ્રકારે વેશ્યા આદિમાં આસક્ત થયેલા મનુષ્યની દુર્ગતિનો અન્ત આવતો નથી.

આ વિષયમાં ભર્તૃહરિએ પણ એક શ્લોક લખ્યો છેઃ—

जात्यन्धाय च दुर्मुखाय च जराजीर्णाखिलाङ्गाय च
ग्रामीणाय च दुष्कुलाय च गलत्कुष्ठाभिभूताय च ।
यच्छन्तीपु मनोहरं निजवपुः लक्ष्मीलवश्रद्धया
पण्यस्त्रीपु विवेककल्पलतिकाशस्त्रीपु रज्येत कः ॥ भ. शृं. श. श्लो. ५७ ॥

અર્થઃ—જન્માન્ધને, તથા અપ્રિય બોલનારને, તથા વૃદ્ધાવસ્થા વડે જેનું સકળ અંગ જીર્ણ થયેલું છે તેવાને, અથવા એક ગામડીઆને, અથવા કુષ્ઠ રોગથી જેનું શરીર ગળી ગયું છે તેવાને પણ, થોડા ધનની માત્રાની આશાએ પોતાનું મનોહર શરીર અર્પણ કરનારી એવી, વિવેકરૂપી કલ્પલતાને કાપી નાંખનારી છરી રૂપ જે વેશ્યાઓ તેમાં કયો વિવેકી આસક્ત થાય? અર્થાત્ કોઇ નહિં.

કેટલાક લોક પરસ્ત્રીગમનથી દોષ નથી એમ માને છે, કારણ કે કામસૂત્રમાં એવું લખ્યું છે એમ કહે છે. આવું કહેનારના કામશાસ્ત્રજ્ઞાનની ગંભીરતા આશ્ચર્યકારક છે! જે સૂત્ર ઉપર તેઓ આધાર રાખે છે તે નીચે પ્રમાણેઃ—

शरीरस्थितिहेतुत्वादाहारसधर्माणो हि कामाः ॥का.सू.अधि.१ अ.२ सू.४६॥

અર્થઃ—જેવી રીતે ભોજનની વિષમતાથી કદાપિ અજીર્ણાદિ દોષો ઉત્પન્ન થાય છે

તથાપિ શરીરની સ્થિતિને માટે ભોજનનું સેવન કરે છે જ, તેવી રીતે કામ પણ અનિયમિત હોવાથી દોષોને ઉત્પન્ન કરે છે, છતાં જે મનુષ્ય જીતેન્દ્રિય નથી તે કામનો સર્વથા ત્યાગ કરી શકતો નથી અને જો આગ્રહથી ત્યાગ કરે તો રાગ વધવાથી ઉન્માદાદિ રોગોની ઉત્પત્તિ થાય, અને તેમ થતાં શરીરનો પણ નાશ થવાનો સંભવ છે

તે ઉન્માદાદિ દોષો કામશાસ્ત્રમાં નીચેના સૂત્રમાં બતાવેલા છે.—

चक्षुःप्रीतिर्मनःसंगः संकल्पोत्पत्तिर्निद्राच्छेदस्तनुता विषयेभ्यो व्यावृत्तिर्लज्जाप्रणाश उन्मादो मूर्छा मरणमिति तेषां लिंगानि ।का. सू. अधि. ५ अ. १ सू ५॥

અર્થ.—કામી પુરુષને સ્ત્રી જોવાથી સમાગમની ઇચ્છારૂપ કામની ઉત્પત્તિ થાય છે, બાદ નેત્રની પ્રીતિ ઉત્પન્ન થાય છે તેની પ્રાપ્તિ ન થવાથી મનમાં આસક્તિ થાય છે આસક્તિ થતાં તેને હું કેવી રીતે પ્રાપ્ત કરૂં એવો સંકલ્પ થાય છે. સંકલ્પથી નિદ્રાનો નાશ થાય છે, અને નિદ્રાના અભાવથી શરીરની કૃશતા પ્રાપ્ત થાય છે અને પછી અન્ય વિષયોમાંથી ચિત્ત હઠી જાય છે અર્થાત્ તે એક જ વિષયનો સંકલ્પ કરતો રહેતો હોવાથી બીજા ખાનપાનાદિમાંથી પણ તેની રૂચિ હઠી જાય છે ત્યાર બાદ લજ્જાનો નાશ થાય છે. ગુરૂજનોની પણ લાજ રાખતો નથી, નિડર થાય છે, લજ્જા તથા ડરથી રહિત થતાં અને કામનો આઘાત પૂર્ણ રીતે લાગેલો હોવાથી ઉન્માદ ઉત્પન્ન થાય છે પછી ઉન્માદથી મૂર્છા, અને અન્તે મરણ થાય છે એ પ્રમાણે કામની દશ અવસ્થાઓ કહી છે.

દુર્બલ ચિત્તવાળા મનુષ્યને કામાદિ દોષથી ઉન્માદ થવાનું વૈદ્યશાસ્ત્રમાં પણ કહ્યું છે—

मदयन्त्युद्गता दोषा यस्मादुन्मार्गमाश्रिताः ।
मानसोऽयमतो व्याधिरुन्माद इति कीर्तित· ॥माधवनि. उन्माद. नि. श्लो. १ ॥

અર્થ —જે કારણથી વાત પિત્ત કફ રૂપી દોષો વધીને પોતાનો માર્ગ છોડી મનોવહા નાડીમાં પ્રવેશ કરી મનને ઉન્મત્ત બનાવે છે, તે કારણથી આ માનસિક વ્યાધિને ઉન્માદ કહે છે

एकैकशः सर्वशश्च दोषैरत्यर्थमूर्च्छितैः ।
मानसेन च दु·खेन स पञ्चविध उच्यते ॥ ,, ॥ २ ॥
विषाद्भवति षष्ठश्च । ,, ॥ ३ ॥

અર્થ —એક એક દોષ અથવા સર્વ દોષો અત્યન્ત કુપિત થવાથી ત્રણ સંનિપાત, તથા મનના દુ ખથી બીજા બે સનિપાત મળી પાચ, અને વિષથી છઠો, એમ ૭ ઉન્માદ થાય છે

विरुद्धदुष्टाशुचिभोजनानि प्रधर्षणं देवगुरुद्विजानाम् ।
उन्मादहेतुर्भयहर्षपूर्वो मनोऽभिघातो विषमाश्च चेष्टा ॥ ,, ॥ ४ ॥

અર્થ:—પ્રકૃતિની વિરૂદ્ધ હોય, તથા ખરાબ વિષ આદિ યુકત હોય, તથા અપવિત્ર હોય એવું અન્ન ખાવાથી, તથા દેવ, ગુરૂ અને દ્વિજનો તિરસ્કાર કરવાથી, તથા ભય અને હર્ષથી થનાર મનના આઘાતથી, તથા વિષમ વ્યવહાર અને (ચકારથી) કામ, ક્રોધ, લોભ, ઇત્યાદિથી ઉન્માદ ઉત્પન્ન થાય છે.

કામની વૃદ્ધિથી મરણનો સંભવ પ્રાપ્ત થાય તો પ્રાણરક્ષાને માટે પરસ્ત્રીગમન પણ કામશાસ્ત્રમાં સ્વીકાર્યું છે:—

**यदा तु स्थानात्स्थानान्तरं कामं प्रतिपद्यमानं पश्येत्तदाऽऽत्मशरीरोपघातत्राणार्थं परपरिग्रहानभ्युपगच्छेत्** ॥ का. सू. अधि. ५ अ. १–२ ॥

અર્થ:—કોઇ સ્ત્રીને જોઇ સમાગમની ઇચ્છારૂપ કામની ઉત્પત્તિ વગેરે જે દશ અવસ્થાઓ વાળો કામ ઉપર કહ્યો તે કામ એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં જતાં જ્યારે તેને રોકવાને સમર્થ થતો નથી, ત્યારે શરીરની રક્ષાને માટે પરસ્ત્રી (**परपरिग्रहान्**) ગમન કરવું પણ ઠીક છે, એ પ્રમાણે આ સૂત્રમાં કહ્યું છે.

**आयुःक्षतिर्विकलतात्युपहास्यता च**
**निन्दार्थहानिर्लघुता विगतिः परत्र ।**
**स्यादेव यद्यपि रतेन पराङ्गनायाः**
**प्राहुस्तथाप्यनघमित्यपि कारणेन** ॥ अनंगरंग. स्थल. ८ श्लो. १० ॥

અર્થ:—યદ્યપિ પરસ્ત્રીમાં આસકત થયેલા પુરૂષના આયુનો ક્ષય, શરીરમાં વિહ્વલતા, તથા અત્યન્ત હાંસી, તથા નિન્દા, ધનહાનિ, લોકોમાં હલકાપણુ, અને પરલોકમાં દુર્ગતિ થાય છે. તથાપિ પ્રાણ જવાનો પ્રસંગ આવતાં તેની રક્ષા કરવાના પ્રયોજન નિમિત્ત પરસ્ત્રીગમન કરવું પડે તો તેથી પાપનો અભાવ ( **अनघम्** ) છે એમ પણ શાસ્ત્રમાં કહ્યું છે.

આ પ્રમાણે દુર્બલ ચિત્તવાળાને કામના આઘાતથી ઉન્માદાદિ થવાથી મરણની સભાવના માલમ પડે તો તે પ્રસગે, પ્રાણરક્ષા થતી હોય તો પરસ્ત્રીગમન કરવાથી દોષ નથી એમ કામશાસ્ત્રમાં કહ્યું છે, કારણ કે ધર્મનું આચરણ કરવાનું સાધન શરીર જ પ્રધાન છે માટે અન્તિમ ઉપાય રૂપે અભક્ષ્યભક્ષણ અથવા અગમ્યગમનથી પણ તેની રક્ષા થાય તેમ હોય તો તે કરવું એવું તાત્પર્ય છે, અન્યથા તેમ કરે તો પાપ જ લાગે.

પુરૂરવા આદિએ આ પ્રકારની દશાને પ્રાપ્ત થવાથી એવું કાર્ય કર્યું હતું. વળી ઉષસ્તિ ચાક્રાયણ ઋષિએ પણ પ્રાણરક્ષાને માટે હાથીના મહાવતનું જૂઠું અન્ન માગીને ખાધું, પરન્તુ તે પતિત નહી થયા. (છા૦અ૦૧–૧૦). (જેવી રીતે દુર્બલ ચિત્તવાળા પુરૂષને કામથી ઉન્માદ આદિ થાય છે તેમ દુર્બલ ચિત્તવાળી સ્ત્રીને પણ ઉન્માદ, મરણ, ઇત્યાદિ થાય છે.)

**नारी चेन्नतयौवनाभिलषितं कान्तं न चेदाप्नुया-**
**दुन्मादं मरणं च विन्दति तदा कन्दर्पसंमोहिता ।**
**संचिन्त्येति समागतां परवधुं रत्यर्थिनीं स्वेच्छया**
**गच्छेत्क्वापि न सर्वदा सुमतिमानित्याह वात्सायनः** ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—યુવાન સ્ત્રીને જો ઇચ્છિત પતિ ન મળે તો તેને પણ ઉન્માદ તથા મરણ પ્રાપ્ત થાય છે. એવી અવસ્થાને પ્રાપ્ત થયેલી કોઇ પરસ્ત્રી સ્વેચ્છાથી રતિને અર્થે પાસે આવે તો કામથી સંમોહિત થયેલી છે એમ સમજી બુદ્ધિમાન્ પુરૂષ તેની સાથે ગમન કરે. પરન્તુ સર્વદા તેથી અતિરિક્ત કોઈ પણ ( क्वापि ) પ્રસંગે ગમન કરવું નહિં એમ વાત્સાયન ઋષિ કહે છે.

આમ હોવા છતાં એટલે કે આ પ્રકારે પ્રાણનો નાશ થવાના પ્રસંગમાં જ પરસ્ત્રી-ગમન કરવાનુ શાસ્ત્રમાં જે કહ્યું છે તેનું તાત્પર્ય ન સમજતાં, શાસ્ત્રના બ્હાનાથી સ્વેચ્છા-પૂર્વક કરેલા પરસ્ત્રીગમન રૂપ પોતાના દોષની અવગણના કરનાર હમેશાં અધોગતિને જ પ્રાપ્ત થાય છે. લોકોને ઉલટા માર્ગ પર ચલાવી પોતાના સ્વાર્થને સિદ્ધ કરનાર મનુષ્યથી જ ધર્મહાનિ થયા કરે છે.

કોઈ લોકોએ તો અનેક પ્રકારનાં શૃંગારરસનાં પુસ્તકો લખીને તેનો પ્રચાર કર્યો છે. બુદ્ધિહીન મનુષ્યો હાલ પણ તેની પ્રશંસા કરતા જોવામાં આવે છે. જે પુસ્તકોનું અધ્યયન કરવાથી મનુષ્યોની બુદ્ધિ અધર્મમાં પ્રવૃત્ત થાય તેવાં પુસ્તકો લખનારને પુણ્યપાપનો વિચાર હોતો નથી. શૃંગારકૌમુદી, અંગોપદેશ, પૂરપ્રબન્ધ, ધૂર્તાનન્દ, આદિ ગ્રન્થો દુર્બલ ચિત્ત-વાળા વાંચે તો ધર્મમાર્ગથી વિચલિત થાય જ. બાળક તથા બાલિકાઓને માટે તેનો સ્પર્શ પણ યોગ્ય નથી.

## અન્ય પ્રકારનાં પાપ.

અહીં સુધી (૧) પર દ્રવ્યાભિધાન આદિ ત્રણ પ્રકારનાં માનસિક પાપ, તથા (૨) પારૂષ્યાદિ ચાર પ્રકારનાં વાચિક ( વાણીનાં ) પાપ, તથા (૩) અદત્તનું ઉપાદાન (ગ્રહણ) આદિ ત્રણ પ્રકારનાં શારીરિક ( કાયિક ) પાપ—એમ સર્વ પાપોનો અન્તર્ભાવ આ ત્રણ પ્રકારનાં પાપોમાં કર્યો. પરન્તુ પાપોના આ ત્રણ સામાન્ય પ્રકાર કહ્યા. પાપોના વિશેષ પ્રકાર પણ છે જેવા કે મહાપાતક, ઉપપાતક, આદિ. તેમ જ ઉપરનાં દશ જાતનાં પાપ ઉપરાંત અન્ય જાતનાં પાપ પણ છે, અને તે દશ જાતનાં પાપના પેટા વિભાગ તથા તેમનું ભિન્ન ભિન્ન ફળ પણ છે. માટે તે સર્વનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

## મહાપાતક.

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥म० स्मृ० अ० ११ श्लो० ५४॥

અર્થઃ—બ્રાહ્મણને મારવો તે, તથા નિષિદ્ધ પૈષ્ઠી નામનો દારૂ પીવો તે, તથા બ્રાહ્મ-ણના સુવર્ણની ચોરી કરવી તે, તથા ગુરૂની સ્ત્રીની સાથે ગમન કરવું તે, તથા આ ચાર પ્રકારનાં પાપકર્મ કરનારની સાથે એક વર્ષ સુધી સહવાસ રાખવો તે એ પાંચ મહાપાતક કહેવાય છે.

એક વર્ષના સહવાસ સંબંધી પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

**संवत्सरेण पतन्ति पतितेन सहाचरन् ॥ वृ. वि. स्मृ. अ. ३५ सू. ३ ॥**

**एकयानभोजनासनशयनैः ॥ " ॥ ४ ॥**

અર્થઃ—પતિતની સાથે એક વાહનમાં બેસવું તથા સાથે બેસીને જમવું તથા એક આસન ઉપર બેસવું તથા સૂવું આદિ વ્યવહાર એક વર્ષ સુધી કરવાથી મનુષ્ય પતિત થાય છે એવું ધર્મશાસ્ત્રનું કથન છે. અને—

**यौनस्रौवमौखसंबन्धात्सद्य एव ॥ " ॥ ५ ॥**

અર્થઃ—પતિતની સાથે વિવાહ (यौन), યજ્ઞ (स्रौव) અને અધ્યયન (मौख) ઇત્યાદિ વ્યવહાર કરવામાં આવે તો તો તરત જ પતિત થવાય છે.

સૂતસંહિતા પણ તે જ વાતને કહે છેઃ—

**प्रतिपिद्धसुरापानं ब्रह्महत्या तथैव च ।**

**ब्राह्मणानां सुवर्णस्य हरणं मुनिपुङ्गव ॥ सू. सं. ख. ४ अ. ४१–६ ॥**

**जननीगमनं चैव संयोगस्तैः सह द्विजाः ।**

**महान्ति पातकान्याहुर्मुनय सूक्ष्मदर्शिनः ॥ " ॥ ७ ॥**

અર્થઃ—હે મુનિશ્રેષ્ઠો ! નિષિદ્ધ પૈષ્ઠી નામનો દારૂ પીવો તે, તથા બ્રાહ્મણની હત્યા કરવી તે, તથા બ્રાહ્મણના સુવર્ણનું હરણ કરવું તે, તથા માતાની સાથે ગમનું કરવું તે તથા આ ચારેની સાથે સંબન્ધ રાખવો તે સર્વ મહાપાતક છે એમ સૂક્ષ્મદર્શી ઋષિઓ કહે છે. (૭)

**प्रयोजयिता मन्ता कर्तेति स्वर्गनरकफलेषु कर्मसु भागिनः ॥**

**आ. ध. सू. प्र. २, पट. ११ खण्ड. २९ सू. १ ॥**

અર્થઃ—કર્મ કરવાની પ્રેરણા કરનાર, તથા અનુમતિ દેનાર, તથા કર્તા એ ત્રણ પુણ્ય અને પાપકર્મના ફલરૂપ સ્વર્ગ તથા નરકના ભાગી થાય છે.

કોઇનો પણ આશ્રય લીધા વિના સ્વતન્ત્ર ક્રિયા કરવામાં જે પ્રવૃત્ત થાય છે તેને કર્તા કહે છે. ધર્મ અથવા અધર્મ કરવામાં પ્રવૃત્ત કર્તાને અનુકૂલ સહાય કરીને જે ક્રિયાને સિદ્ધ કરે છે તે પ્રયોજક ( પ્રયોજયિતા ) કહેવાય છે. અપ્રવૃત્ત મનુષ્યને પ્રવૃત્ત કરનારને પણ **પ્રયોજયિતા** કહે છે. તેના આજ્ઞાપક, અભ્યર્થયિતા અને અનુગ્રાહક ઇત્યાદિ ભેદ છે. સેવક આદિને " તમે મારા શત્રુને મારો " એ પ્રકારે કહીને પ્રવૃત્ત કરનારને **આજ્ઞાપક** કહે છે. મારવાની ઇચ્છાવાળો પુરૂષ પોતે સ્વયં મારવાને સમર્થ નહીં હોવાથી પોતાનાથી મોટાને " આપ મારા શત્રુને મારો " આ પ્રકારની પ્રાર્થના વડે પ્રવૃત્ત કરનારને **અભ્યર્થયિતા** કહે છે. **અનુગ્રાહક** બે પ્રકારના હોય છે. એક " તમે શત્રુને આ પ્રકારે મારો, ધર્મ સંપાદન કરવામાં આ તમને વિઘ્નરૂપ છે " એ પ્રમાણે મારવાનો ઉપાય બતાવનાર પહેલા અનુગ્રાહક છે. અને કોઇ મનુષ્ય પોતાના શત્રુનો મારવાનો ઉદ્યોગ જોઇને પોતાની રક્ષાને માટે દોડતો હોય તે વખતે તેને કોઇ રોકે છે તો શત્રુ આવીને તેને મારે છે. અહીં રોકનાર મનુષ્ય બીજો અનુગ્રાહક કહેવાય છે. મારવાને પ્રવૃત્ત થયેલા મનુષ્યને સંમતિ દેનાર **અનુમન્તા** કહેવાય છે.

ભાવ એવો છે કે કોઇ પણ પુણ્ય અથવા પાપ કરવામાં આવે તો તે કરનાર (કર્તા) ને, અનુમતિ દેનારને, પ્રવૃત્ત થયેલાને સહાયતા કરનારને, અપ્રવૃત્તને પ્રવૃત્ત કરનારને તથા ઉપાય બતાવનારને, આશ્રય દેનારને, શસ્ત્રાદિક સાધન દેનારને, અન્નાદિ દેનારને, અને પાપને જોઇ તેની ઉપેક્ષા કરનારને પણ સ્વર્ગ નરક આદિ રૂપ ફલ થાય છે. પરન્તુ-

यो भूय आरभते तस्मिन्फलविशेषः ॥ ,, ॥ २ ॥

તે સર્વની મધ્યે, ક્રિયા સમાપ્ત કરવાને માટે જે શરૂઆતથી અન્ત સુધી કાર્ય કરે છે તે અધિક ફલનો ભાગી થાય છે. તેવી રીતે અહીં બ્રહ્મહત્યા આદિક પાપ સંબન્ધી પણ કર્તા, પ્રયોજક, આદિકોને પાપના ભાગી સમજવા જોઇએ.

શ્લોકમાં જે "સુરા" શબ્દ છે તેથી સર્વ પ્રકારની મદિરાનું ગ્રહણ નથી, કેમકે-

सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ।
तस्माद्ब्राह्मणराजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥ म. स्मृ. अ. ११-९३ ॥

અર્થઃ—સુરા નામનો જે મદ્ય છે તે અન્નનો મલ છે. અને પાપને જ મલ કહે છે. માટે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણે સુરા પીએ નહીં. (ચોખા આદિના લોટને પાણીમાં સડાવીને સુરા બનાવવામાં આવે છે, તેથી તેને અન્નનો મલ કહે છે.)

गौडी पैष्टी माध्वी च विज्ञेया त्रिविधा सुरा ।
यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ,, ॥ ९४ ॥

અર્થઃ—ગાડી તથા પૈષ્ટી તથા માધ્વી એ ત્રણ પ્રકારની સુરા હોય છે. જેવી ઉપર કહેલી એક મુખ્ય પૈષ્ટી સુરા છે તેવી જ બાકીની બધી સુરા છે. તેથી બ્રાહ્મણોએ તે ત્રણેમાંથી એક પણ સુરા પીવા યોગ્ય નથી. પૈષ્ટી સુરા અત્યન્ત નિષિદ્ધ હોવાથી તેને પીવાનું પ્રાયશ્ચિત્ત વિશેષ હોય છે. તેથી તેનું પાન મહાપાતકમાં ગણવામાં આવ્યું છે.

મનુષ્યને ધર્મ સંગ્રહ કરવામાં અનેક પ્રકારના યોગ્ય પુરૂષની સહાયતા લેવી પડે છે. જે જે યોગ્ય મનુષ્યની સહાયતા લેવામાં આવે છે તે સર્વ-આચાર્ય, ઉપાધ્યાય, શાસ્ત્રનો ઉપદેષ્ટા, સંપ્રદાયને પ્રવૃત્ત કરનાર, તથા જન્મદાતા પિતા-એ સર્વને ગુરૂ શબ્દથી કહી શકાય છે. "ब्रह्महत्या सुरापानम्" એ મનુ મહારાજના શ્લોકની ટીકામાં કુલ્લુકભટ્ટે "ગુર્વઙ્ગના" શબ્દનો અર્થ "ગુરૂભાર્યા" જ લીધો છે. અને યાજ્ઞવલ્કય સ્મૃતિની અપરાદિત્ય વિરચિત વ્યાખ્યામાં "ગુરૂતલ્પગ" શબ્દનો અર્થ "પિતૃદારગામી" એવો લખ્યો છે. બંનેએ ગુરૂ શબ્દનો અર્થ સ્પષ્ટ લખ્યો નથી. "जननीगमनं चैव" એ સુતસંહિતાના શ્લોકમાં "માતૃવાચક" શબ્દ પ્રત્યક્ષ જોવામાં આવે છે, અને—

निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।
संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ म. स्मृ. अ. २-१४२ ॥

અર્થઃ—જે ગર્ભાધાનાદિ સંસ્કાર શાસ્ત્રાનુસાર કરે છે, તથા અન્ન વડે તેનું પોષણ કરે છે તેને ગુરૂ કહે છે.

આ મનુ સ્મૃતિના શ્લોકમાં પણ " ગુરૂ " શબ્દ પિતાને માટે જ સ્પષ્ટ કહ્યો છે. માટે આ શ્લોકમાં ગુર્વઙ્ગના શબ્દનો અર્થ " માતા " જ છે. તથાપિ—

गुरुतल्पं हि.गुर्वर्थे न दूषयति मानवम् ।
उद्दालकः श्वेतकेतुं जनयामास शिष्यतः ॥ म०भा०शा०प०अ० ३४-२२ ॥

અર્થઃ—ગુરૂની આજ્ઞાનુસાર ગુરૂને અર્થે પુત્ર ઉત્પન્ન કરવાને માટે ગુરૂની પત્નીની સાથે ગમન કરવાથી મનુષ્યને પાપ લાગતું નથી, કેમકે ઉદ્દાલક મુનિએ પોતાના શિષ્ય દ્વારા પોતાની સ્ત્રીમાં શ્વેતકેતુ નામના પુત્રને ઉત્પન્ન કર્યો હતો.

આ શ્લોકથી ગુરૂપત્નીનું જ ગ્રહણ કરવું યોગ્ય છે. આ પ્રકારે ગુર્વઙ્ગનાનો અર્થ માતા તથા ગુરૂપત્ની બને સિદ્ધ થાય છે. માટે બંનેમાંથી કોઈની સાથે ગમન કરવું તે મહાપાતક છે. અહીં ગુરૂ પણ આચાર્ય તથા ઉપાધ્યાય આદિથી ભિન્ન વેદના પઢાવનારને જ સમજવા, કેમકે—

य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ।
स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचन ॥ म. स्मृ. अ. २-१४ ॥

અર્થઃ—જે ગુરૂ વર્ણ તથા સ્વરોના ફરક વિના યથાર્થ રૂપે વેદને શિષ્યના બંને કાનમાં ભરી દે છે તે જ માતા અને તે જ પિતા છે એમ જાણવું. તેમની સાથે કદાપિ દ્રોહ કરવો નહીં.

આ શ્લોકથી મનુ મહારાજે ઘણા ભારે ઉપકારી હોવાથી આ ગુરૂને જ માતા તથા પિતા રૂપ કહ્યા છે. માટે ગુરૂ શબ્દથી વેદ પઢાવનાર ગુરૂને જ સમજવા.

गुरूणामध्यधिक्षेपो वेदनिन्दा सुहृद्वधः ।
ब्रह्महत्यासमं ज्ञेयमधीतस्य च नाशनम् ॥ याज्ञ. स्मृ. अ. ३ श्लो. २२८ ॥

અર્થઃ—પઢાવનાર તથા માતા પિતા આદિ ગુરૂની ઉપર આક્ષેપ કરવો ( अध्यधिक्षेपः ) અર્થાત્ મિથ્યા પાપનું આરોપણ કરવું, વેદની નિન્દા કરવી અર્થાત્ નાસ્તિકાદિ મતનો સ્વીકાર કરીને વેદની અપ્રમાણિકતાનું કથન કરવું, તથા બ્રાહ્મણથી ભિન્ન મિત્રનો વધ કરવો, અને પઢેલા વેદનો ફરી અભ્યાસ નહીં કરતાં તેને ભૂલી જવો-એ સર્વ બ્રહ્મહત્યાની સમાન પાપ છે એમ જાણવું.

ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ।
गर्हितान्नाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ॥ म. स्मृ. अ. ११-५६ ॥

અર્થઃ—પઢેલા વેદનો અભ્યાસ નહીં કરીને તેને ભૂલી જવો, તથા નાસ્તિકાદિ લોકનાં શાસ્ત્રોનો સ્વીકાર કરી વેદની નિન્દા કરવી, ખોટી સાક્ષી પૂરવી, બ્રાહ્મણથી ભિન્ન મિત્રનો વધ કરવો ( બ્રાહ્મણમિત્રનો વધ તો બ્રહ્મહત્યા ગણાય છે ), તથા નિન્દિત તથા ભક્ષણ કરવાને નિષિદ્ધ કરેલું લસણ, માંસ, આદિનું ભક્ષણ-એ ૭ પાપને સુરાપાનની સમાન કહ્યાં છે.

આ મનુ મહારાજના શ્લોકમાં વેદનો ત્યાગ તથા વેદની નિન્દા અને સુહૃદનો વધ એને સુરાપાન સમાન કહ્યાં છે. સાક્ષાત્ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત, અને વેદનો ત્યાગ, વેદનિન્દા તથા મિત્રવધનું પ્રાયશ્ચિત્ત-એ બંનેમાં ભેદ છે. તેથી બ્રહ્મહત્યાની સમાન હોવા છતાં પણ પ્રાયશ્ચિત્તના વિકલ્પને માટે મનુ મહારાજે વેદનિન્દા આદિને સુરાપાન સમાન કહ્યાં છે.

अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ।
गुरोश्चालीकनिर्बन्धः समानि ब्रह्महत्यया ॥ ,, ॥ ५५ ॥

અર્થ:—લોકોમાં પોતાની શ્રેષ્ઠતા બતાવવાને માટે મિથ્યા ભાષણ કરવું, તથા બીજાના ગુણોને છુપાવવાને માટે મિથ્યા ભાષણ કરવું, તથા રાજાની ચાડી કરવી, તથા માતા, પિતા, ગુરૂ, આદિ ઉપર મિથ્યા પાપનું આરોપણ કરવું—એ સર્વ બ્રહ્મહત્યા સમાન છે.

गोगर्भिणीबालवधो ब्रह्महत्यासमानि च ॥

प्रचेता स्मृ, याज्ञ. स्मृ. अ. ३ श्लो. २२८ नी अपरा. टी. ॥

અર્થ:—ગાય, તથા ગર્ભિણી તથા બાલકનો વધ પણ બ્રહ્મહત્યા સમાન છે. (મન્વાદિ ઋષિ લોકોએ ગોવધને ઉપપાતકમાં ગણ્યો છે.)

निषिद्धभक्षणं जैह्म्यमुत्कर्षे च वचोऽनृतम् ।
रजस्वलामुखास्वादः सुरापानसमानि तु ॥ याज्ञ. स्मृ. अ. ३-२२९ ॥

અર્થ:—નિષિદ્ધ લસણ આદિનું ભક્ષણ, તથા મન, વાણી અને શરીર વડે થતા વ્યવહારમાં કુટિલતા, પોતાનો ઉત્કર્ષ બતાવવાને માટે મિથ્યા ભાષણ કરવું, રજસ્વલા સ્ત્રીની સાથે ગમન કરવું, ઇત્યાદિ સર્વ સુરાપાન તુલ્ય પાપ છે.

अश्वरत्नमनुष्यस्त्रीभूधेनुहरणं तथा ।
निक्षेपस्य च सर्वं हि सुवर्णस्तेयसंमितम् ॥ ,, ॥ २३० ॥

અર્થ:—બ્રાહ્મણનો ઘોડો તથા રત્ન, પુરુષ, સ્ત્રી, ભૂમિ, નવી વાયેલી ગાય, તથા સુવર્ણથી ભિન્ન નિક્ષેપનું હરણ કરવું-એ સર્વ સુવર્ણસ્તેય બરાબર કહેવામાં આવ્યું છે. (વિશ્વાસથી કોઇ મનુષ્યે સાચવી રાખવાને માટે સોંપેલું ધન તે નિક્ષેપ છે. તે પાછું માગતાં આપવું નહીં-ઇનકાર કરવું, તેનું નામ નિક્ષેપહરણ છે. મનુજીએ કહેલા રજત, વજ્રમણિ, એ સર્વને રત્નની અંદર જાણવાં)

स्वद्रव्यं यत्र विश्रम्भान्निक्षिपत्यविशङ्कितः ।
निक्षेपो नाम तत्प्रोक्तं व्यवहारपदं बुधैः ॥ नार. स्मृ. २ विवादपद, श्लो. १ ॥

અર્થ:—વિશ્વાસથી શંકા રહિત થઇને કોઇને સંભાળી રાખવા સારૂ સોંપેલા ધનને બુદ્ધિમાન્ લોકો નિક્ષેપ કહે છે, તેના માલિકને પાછું સોંપવામાં જો તે તકરાર કરે તો રાજાની પાસે ફરીઆદનું નિમિત્ત થવાથી તે ધન વ્યવહારપદ કહેવાય છે.

स्मृत्याचारव्यपेतेन मार्गेणाऽऽधर्षितः परैः ।
आवेदयति चेद्राज्ञे व्यवहारपदं हि तत् ॥ याज्ञ. स्मृ. अ. २-५ ॥

અર્થ:—પોતાના વિરોધી મનુષ્યો વડે ધર્મશાસ્ત્ર તથા સદાચારની વિરૂદ્ધ વર્તવાના બહાનાથી દબાયેલો મનુષ્ય જો રાજાની પાસે જઈને "મને આ પ્રમાણે અન્યાયથી દબાવ્યો છે" એવુ નિવેદન કરે તો તે નિવેદન વ્યવહારનું સ્થાન ( નિમિત્ત ) થાય છે. કોઈ પણ મનુષ્ય•શાસ્ત્ર તથા સદાચારની વિરૂદ્ધ વર્તવાથી રાજાની પાસે ફરીઆદ તથા ન્યાય કરવાનું નિમિત્ત બને તો તે વ્યવહારપદ કહેવાય છે

सखिभार्याकुमारीषु स्वयोनिष्वन्त्यजासु च ।
सगोत्रासु सुतस्त्रीषु गुरुतल्पसमं स्मृतम् ॥ याज्ञ. स्मृ. अ. ३–२३१ ॥

અર્થ:—મિત્ર ( सखि ) ની પત્ની, તથા ઉત્તમ જાતિની કુમારી કન્યા, ભગિની ( स्वयोनि ), ચણ્ડાલી, પોતાના સમાન ગોત્રની સ્ત્રી, તથા પુત્રની સ્ત્રી—એમની સાથે ગમન કરવું તે પ્રત્યેક ગુરૂતલ્પગમન સમાન છે.

पितुः स्वसारं मातुश्च मातुलानीं स्नुषामपि ।
मातुः सपत्नीं भगिनीमाचार्यतनयां तथा ॥ ,, ॥ २३२ ॥
आचार्यपत्नीं स्वसुतां गच्छंस्तु गुरुतल्पगः । ,, ॥ २३३ ॥

અર્થ:—પિતાની ભગિની, માતાની ભગિની, મામી, પુત્રની સ્ત્રી, માતાની સપત્ની ( શૉક ), પોતાની ભગિની, આચાર્યની પુત્રી, તથા આચાર્યની પત્ની, અને પોતાની પુત્રી-એમની સાથે ગમન કરવાથી મનુષ્ય ગુરૂતલ્પગ થાય છે અર્થાત્ જે ગુરૂપત્નીગમનનું પાપ છે તે પાપનો ભાગી થાય છે.

पितृव्यमातामहमातुलश्वशुरनृपपत्न्यभिगमनं गुरुदारगमनसमम् ॥
वृ. वि. स्मृ. अ. ३६, सू. ४ ॥

અર્થ:—પિતાનો નાનો કે મોટો ભાઈ, માતાના પિતા, મામા, શ્વસુર, રાજા-એમાંથી કોઈની પણ પત્ની સાથે ગમન કરવાથી ગુરૂદારગમનની સમાન પાપ લાગે છે.

श्रोत्रियर्त्विगुपाध्यायमित्रपत्न्यभिगमनश्च ॥ ,, ॥ ६ ॥

અર્થ:—શ્રોત્રિય, ઋત્વિક્, ઉપાધ્યાય તથા મિત્ર-એમની પત્નીની સાથે ગમન કરવાથી પણ ગુરૂપત્નીગમનનું પાપ લાગે છે.

स्वसुः सख्याः सगोत्राया उत्तमवर्णायाः कुमार्या अन्त्यजाया रजस्वलायाः प्रव्रजिताया निक्षिप्तायाश्च ॥ ,, ॥ ७ ॥

અર્થ—ભગિનીની સખી, સમાન ગોત્રની સ્ત્રી, બ્રાહ્મણી, કુમારી કન્યા, ચણ્ડાલી, રજસ્વલા સ્ત્રી, સંન્યાસાશ્રમનો સ્વીકાર કરેલી સ્ત્રી, તથા મિત્રાદિએ કોઈ કારણથી આપણી પાસે મુકી હોય એવી સ્ત્રી સાથે ગમન કરવાથી ગુરૂસ્ત્રીગમનની સમાન પાપ લાગે છે.

माता मातृष्वसा श्वश्रूर्मातुलानी पितृष्वसा ।
पितृव्यसखिशिष्यस्त्री भगिनी तत्सखी स्नुषा ॥ नार. स्मृ. अ. १२–७३ ॥

दुहिताचार्यभार्या च सगोत्रा शरणागता ।

राज्ञी प्रव्रजिता धात्री साध्वी वर्णोत्तमा च या ॥ ,, ॥ ७४ ॥

आसामन्यतमां गच्छन्गुरुतल्पग उच्यते । ,, ॥ ७५ ॥

અર્થઃ—માતા, માતાની ભગિની, સાસુ, મામી, પિતાની બ્હેન, તથા કાકા, મિત્ર અને શિષ્યની સ્ત્રી, પોતાની બ્હેન, બ્હેનની સખી, પુત્રની સ્ત્રી (૭૩), પોતાની પુત્રી, આચાર્યની પત્ની, પોતાના ગોત્રની સ્ત્રી, શરણાગત સ્ત્રી, રાજ્ય કરનારની સ્ત્રી, સંન્યાસાશ્રમનો સ્વીકાર કરેલી સ્ત્રી, માતાથી ભિન્ન દુધ પાવું વિગેરે કામ વડે પોષણ કરનારી ધાવ, વ્રત કરનારી સ્ત્રી, તથા બ્રાહ્મણી (૭૪)–એમાંની કોઇ સ્ત્રી સાથે ગમન કરનાર ગુરૂસ્ત્રીગામી કહેવાય છે. (૭૫).

## ઉપપાતક.

આ પ્રમાણે મહાપાતક તથા મહાપાતકની સમાન પાપોનું નિરૂપણ કરીને હવે ઉપપાતકોનું નિરૂપણ કરવામાં આવે છે.

गोवधो व्रात्यता स्तेयमृणानां चानपाक्रिया ।

अनाहिताग्नितापण्यविक्रयः परिवेदनम् ॥ याज्ञ. स्मृ. अ. ३–२३४ ॥

અર્થઃ—ગાયને મારવી, સમયને અનુસરી ઉપનયન નહીં કરાવવું. બ્રાહ્મણનું સુવર્ણ, ઘોડા, આદિથી ભિન્ન વસ્તુની ચોરી કરવી, તથા યજ્ઞાદિ દ્વારા દેવતાઓના, તથા પુત્રના ઉત્પાદન દ્વારા પિતરોના, તથા વેદના અધ્યયન દ્વારા ઋષિઓના ઋણને દૂર કરવું તે મનુષ્યનું કર્તવ્ય છે છતાં તે ન કરવું, અથવા કોઇ મનુષ્યનું કરજ કરી જાણી જોઇ તે પાછું ન આપવું (ऋणानां चानपाक्रिया), અધિકારી હોવા છતાં અગ્નિહોત્રનો સ્વીકાર ન કરવો, તથા વિક્રય કરવાને નિષિદ્ધ કરેલા લવણાદિને વેચવું. પરિવેદન અર્થાત્ વિવાહ કરવાને યોગ્ય મોટા ભાઇનું અતિક્રમણ કરીને નાના ભાઇએ પોતાનો વિવાહ કરવો, એ સર્વ ઉપપાતક કહેવાય છે. વળી—

भृताद्ध्ययनादानं भृतकाध्यापनं तथा । ,, ॥ २३५ ॥

અર્થઃ—પગાર(भृत-भृति) આપીને વેદ ભણવો તથા પગાર (भृतक-भृति) લઇને ભણાવવો એ પણ પાતક છે. આને મળતો શ્લોક મનુસ્મૃતિમાં પણ છેઃ—

* * * * भृत्याध्यापनमेव च ।

भृत्या चाध्ययनादानं * * * * ॥ म. स्मृ. अ. ११ श्लो. ६२ ॥

भृति=પગાર, મહેનતાણું, વેતન.

न पूर्वं गुरवे किंचिदुपकुर्वीत धर्मवित् ।

स्नास्यंस्तु गुरुणा ज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥ म. स्मृ. अ. २–२४५ ॥

અર્થઃ—ધર્મને જાણનાર શિષ્ય વિદ્યાધ્યયનની સમાપ્તિ પહેલાં ગુરૂને કાંઇ ધનાદિ આપે નહીં. સમાવર્તન બાદ ગુરૂની આજ્ઞા લઇને પોતાની શક્તિ અનુસાર ગુરૂને કાંઇ આપવું જોઇએ.

ભાવ એવો છે કે અધ્યયન સમાપ્ત થતા પહેલાં ભિક્ષાવૃત્તિ સિવાય ગુરૂને માટે પણ કાંઇ યાચના કરવી નહીં. તો પછી પોતાને માટે યાચના કરવી કે પ્રતિગ્રહ લેવાની વાત તો દૂર જ રહી. અધ્યયન સમાપ્ત થતાં ગુરૂની આજ્ઞા લઇ ધની મનુષ્ય પાસે યાચના કરીને પણ ગુરૂને કાંઈ આપી પ્રસન્ન કરી તેમનો આશીર્વાદ લેવો જોઇએ.

માટે ગુરૂ શિષ્યના સંબંધનો વિચાર કરીને તથા વિદ્યાની ગારવતાનો વિચાર કરીને વિદ્યાધ્યયનકાલમાં ગુરૂ શિષ્ય બંનેએ વ્યાપારી બુદ્ધિનો પરિત્યાગ કરવો ઉચિત છે. નહિં. તો મંત્રોની શક્તિની તથા બ્રહ્મતેજની હાનિ પણ થાય છે.

**पारदार्यं पारिवित्त्यं वार्धुष्यं लवणक्रिया ॥** याज्ञ. स्मृ. अ. ३ श्लो. २३५ ॥

અર્થઃ—( વેતન લઇને પઢાવવું આદિની તુલ્ય ) પરસ્ત્રીગમન, તથા નાના ભાઇનો વિવાહ કરી મોટા ભાઇની યોગ્યતા હોવા છતાં તેનો વિવાહ ન કરવો તે, તથા નિષિદ્ધ એવું વૃદ્ધિજીવન ( વ્યાજ ઉપર જીવન ચલાવવું તે ), અને મીઠું ( નિમક ) બનાવવું એ સર્વ ઉપપાતક કહેવાય છે.

આ શ્લોકમાં પરસ્ત્રીગમન એટલે ગુરૂસ્ત્રીગમન તથા તેની સમાન મિત્રસ્ત્રી આદિ સાથે ગમનને છોડી અન્ય સ્ત્રી સાથે ગમન કરવું તેની ઉપપાતકમા ગણતરી કરી છે. અને મીઠું બનાવવું તે પણ વાનપ્રસ્થાશ્રમીને છોડીને બીજાને માટે ઉપપાતક છે. વાનપ્રસ્થાશ્રમીને માટે તેનું વિધાન હોવાથી ઉપપાતક રૂપ નથી. તેમ મીઠાના કારખાનામાં કામ કરનાર મજુરને પણ આ ઉપપાતક લાગે નહીં.

**स्त्रीशूद्रविट्क्षत्रवधो निन्दितार्थोपजीवनम् ।**
**नास्तिक्यं व्रतलोपश्च सुतानां चैव विक्रयः ॥** ,, ॥ २५६ ॥

અર્થઃ—બ્રાહ્મણી તથા રજસ્વલા (આત્રેયી-જેના ત્રણ દિવસો કર્મયોગ્ય નથી તેવી સ્ત્રી) સ્ત્રીને છોડી અન્ય સ્ત્રીનો વધ કરવો, શૂદ્રનો વધ કરવો ( કેમકે **ब्रह्महत्यासमं पापमात्रेय्या वधतो भवेत् । सौ. पु. अ.** ४૭ શ્લો. ૯૨ ॥ આ પ્રમાણથી રજસ્વલા સ્ત્રીના વધથી બ્રહ્મહત્યા સમાન પાપ લાગે છે, તેથી તે મહાપાતક છે. આત્રેયીને સાધારણ રીતે રજસ્વલા સ્ત્રી કહે છે, પરન્તુ વસિષ્ઠસ્મૃતિ અ૦ ૨૦ સૂ૦ ૪૨ અનુસાર ઋતુસ્નાતા રજસ્વલાને આત્રેયી કહે છે, કેમકે ઋતુસ્નાતા સ્ત્રી ગર્ભધારણને યોગ્ય થાય છે, અને તેથી તેનો વધ કરવો તે ભ્રૂણહત્યા બરાબર મહાપાતક ગણાય. અને બ્રાહ્મણીનો વધ પણ મહાપાતક છે, તથા યજ્ઞાદિકમાં દીક્ષિત ન હોય એવા વૈશ્ય અને ક્ષત્રિયનો વધ કરવો, નિન્દિત કમાણીનું અન્ન ખાવું, પરલોક છે જ નહીં એ પ્રકારના આગ્રહ રૂપ નાસ્તિકતા, સ્ત્રીના પ્રસંગના નિમિત્તથી બ્રહ્મચારીએ વ્રતનો લોપ કરવો, સન્તાનોનો વિક્રય (૨૫૬),

**धान्यकुप्यपशुस्तेयमयाज्यानां च याजनम् ।**
**पितृमातृसुतत्यागस्तडागारामविक्रयः ॥** ,, ॥ २३७ ॥

અર્થઃ—ડાંગર (ધાન્ય), સુવર્ણ તથા ચાંદીથી ભિન્ન સીસું વગેરે ધાતુ તથા ચન્દનાદિનું લાકડું તથા વાંસ તથા છાલ આદિ (કુપ્ય) તથા ગાય આદિ પશુ-તેની ચોરી કરવી, તથા જાતિ અને કર્મથી દુષ્ટને યજ્ઞ કરાવવા, જે પતિત નથી તેવા પિતા, માતા તથા ગુરૂ અને પુત્રનો ત્યાગ કરવો અર્થાત્ તેમની સેવા નહીં કરતાં તેમને ઘરમાંથી બહાર કાઢવાં તે, તથા ધર્મને માટે બંધાવેલા તલાવ, બાગ, આદિને વેચી દેવાં તે સર્વ ઉપપાતક છે. મનુ મહારાજે મ૦ સ્મૃ૦ અ૦ ૧૧-૯૬ માં "गुरुमातृपितृत्याग" એમ લખ્યું છે, તેથી ઉપરના શ્લોકના અર્થમાં પિતૃ શબ્દથી ગુરૂને પણ ગ્રહણ કર્યા છે એમ સમજવું.

कन्यासंदूषणं चैव परिविन्दकयाजनम् ।
कन्याप्रदानं तस्यैव कौटिल्यं व्रतलोपनम् ॥ „ ॥२३८॥

અર્થઃ—અક્ષત યોનિવાળી કન્યાને ક્ષતયોનિ બનાવવી અથવા નિર્દોષ કન્યા ઉપર દોષનું આરોપણ કરવું તે, અને પરિવિન્દક અર્થાત્ પરિવેતૃ એટલે મોટો ભાઈ હયાત છતાં વિવાહ કરનાર નાનો ભાઇ, તેમજ (મનુસ્મૃતિ મુજબ) પરિવિત્તિ અર્થાત્ જેનો નાનો ભાઈ વિવાહિત થયેલો છે અને પોતે કુંવારો રહ્યો છે તેવો મોટો ભાઈ—એ બંનેને યજ્ઞ કરાવવો તથા તેમને કન્યા આપવી તે, તથા ગુરૂથી ભિન્ન મનુષ્યની સાથે કુટિલતા કરવી તે, તથા વ્રતનો લોપ કરવો તે-જેમકે "ગીલોડાં નહીં ખાઉં" એ પ્રકારે પોતાની ઇચ્છાનુસારે રાખેલા નિયમનો ભંગ કરી ગીલોડાં ખાવાં-તે સર્વ ઉપપાતક કહેવાય છે. (ગુરૂવિષયક કુટિલતાને પહેલાં સુરાપાન સમાન કહી છે.

आत्मनोऽर्थे क्रियारंभो मद्यपस्त्रीनिषेवणम् ।
स्वाध्यायाग्निसुतत्यागो बान्धवत्याग एव च ॥ „ ॥२३९॥

અર્થઃ—અતિથિસત્કાર આદિ વિના કેવલ પોતાનું પેટ ભરવાને માટે ભોજન બનાવવા રૂપ આરંભ કરવો, તથા પોતાની પણ મદિરા પીધેલી સ્ત્રીની સાથે સમાગમ કરવો, તથા વેદનો સર્વદા ત્યાગ અર્થાત્ વેદાધ્યયન ન કરવું, અગ્નિનો પરીત્યાગ કરવો, તથા પુત્રનો સંસ્કાર ન કરાવવો તથા તેને વિદ્યા ન ભણાવવી વગેરે, તથા કાકા આદિ બાન્ધવોનો ત્યાગ કરવો, અર્થાત્ આપણી પાસે લક્ષ્મી હોવા છતાં પણ તેમનું પાલન ન કરવું-એ સર્વ ઉપપાતક કહેવાય છે. (અગ્નિનો પરીત્યાગ એટલે શ્રૌત સ્માર્ત અગ્નિનો પરિત્યાગ સમજવો.)

अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ।
चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत् ॥ म. स्मृ. अ. ११–४१ ॥

અર્થઃ—અગ્નિહોત્રી બ્રાહ્મણ ઇચ્છાથી પ્રાતઃકાલ તથા સાયંકાલ અગ્નિમાં હોમ ન કરે તો એક માસ સુધી ચાન્દ્રાયણવ્રત કરે, કેમકે જાણી જોઈ અગ્નિમાં હોમ ન કરવાથી પુત્ર(वीर)હત્યાની સમાન પાપ થાય છે.

( આ શ્લોકનું પ્રમાણ આપીને કુલ્લુક ભટ્ટે સ્માર્ત અગ્નિના પરિત્યાગને જ અગ્નિત્યાગ કહ્યો છે. પરન્તુ અપરાદિત્ય અને મિતાક્ષરાકારે શ્રૌત તથા સ્માર્ત એ બંને અગ્નિના ત્યાગને કહ્યા છે. )

**इन्धनार्थं द्रुमच्छेदः स्त्रीहिंसौषधिजीवनम् ।**
**हिंस्रयन्त्रविधानं च व्यसनान्यात्मविक्रयः ।** याज्ञ. स्मृ. अ. ३-२४० ॥

**અર્થ**:—રસોઇ આદિ પ્રયોજન માટે લાકડાં સારૂ લીલા વૃક્ષને કાપવાં તે, તથા સ્ત્રી, હિંસા અને ઔષધ દ્વારા જીવિકા ચલાવવી, તથા અનેક પ્રાણીની જેમાં હિંસા થવાનો સંભવ છે એવાં કોલુ આદિ યન્ત્ર સ્થાપન કરવાં, તથા શિકાર, જુગાર, દિવસમાં સુઇ રહેવું. પરદોષકથન, સ્ત્રી સાથે ગમન, મદ્યાદિથી થનો મદ, નાચ, ગાયન, વાજાં વગાડવાં, વ્યર્થ ફરવું, ચાડી ચુગલી, સાહસ અર્થાત્ સજ્જનોનું બન્ધન આદિ, દ્રોહ અર્થાત્ છદ્મવધ એટલે કપટથી કોઇનો વધ કરવો, ઈર્ષ્યા, અસૂયા, ધનનું અપહરણ અર્થાત્ આપવા યોગ્ય વસ્તુને ન આપવી, વાક્પારૂષ્ય ( ગાળો દેવી વગેરે ) અને દણ્ડપારૂષ્ય (તાડનાદિ) એ વ્યસનો, તથા ધન લઇને બીજાના દાસ થવું-એ સર્વ ઉપપાતક છે. ( પોતાની સ્ત્રીની વેશ્યાવૃત્તિ દ્વારા પ્રાપ્ત થયેલા ધનથી જીવન ચલાવવું તેનું નામ **સ્ત્રીજીવન** છે. પ્રાણીઓની હિંસા દ્વારા જીવન ચલાવવું તેનું નામ **હિંસાજીવન** છે. અને ઔષધાદિ દ્વારા વશીકરણ આદિ કરીને જીવન ચલાવવું તેનું નામ **ઔષધજીવન** છે.

**शूद्रप्रेष्यं हीनसख्यं हीनयोनिनिषेवणम् ।**
**तथैवानाश्रमे वासः परान्नपरिपुष्टता ॥** ,, ॥ २४१ ॥

**અર્થ**:—શૂદ્રસેવા (પ્રેષ્ય), તથા હીન મનુષ્યની સાથે મિત્રતા કરવી, તથા શૂદ્રસ્ત્રીસેવન, તથા બ્રહ્મચર્યાદિ આશ્રમનો સ્વીકાર ન કરવો, તથા બીજાના ઘરમાં ખાવાની પ્રીતિ, તે સર્વ ઉપપાતક છે.

**असच्छास्त्राधिगमनमाकरेष्वधिकारिता ।**
**भार्याया विक्रयश्चैषामेकैकमुपपातकम् ॥** ,, ॥ २४२ ॥

**અર્થ**:—જે મતમાં ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર નથી એવા નાસ્તિકોના ગ્રન્થનું અધ્યયન કરવું, તથા બ્રાહ્મણે સુવર્ણ આદિની ખાણમાં રાજાની આજ્ઞાથી અધિકારી થવું તે, તથા પત્નીનો વિક્રય કરવો, અને **ચ**કારથી મનુજીએ કહેલા આભિચારાદિ કર્મ કરવાં, તથા બુદ્ધિપૂર્વક લસણ વગેરે ખાવું-એ સર્વને ઉપપાતક કહ્યાં છે.

## જાતિભ્રંશકરણ.

**ब्राह्मणस्य रुजः कृत्या घ्रातिरघ्रेयमद्ययोः ।**
**जैह्म्यं च मैथुनं पुंसि जातिभ्रंशकरं स्मृतम् ।** म. स्मृ. अ. ११ श्लो. ६७ ॥

**અર્થ**:—દંડ તથા હાથ વગેરે વડે બ્રાહ્મણને પીડા (**रुज्**) કરવા રૂપ ક્રિયા (**कृत्या**), તથા સુંઘવાને યોગ્ય નહીં એવા અતિશય દુર્ગન્ધ વાળા મલ આદિ તથા મદ્યને સુંઘવાં,

તથા કપટ કરવું તથા પુરૂષનો સ્ત્રી તુલ્ય ઉપયોગ કરવો—એ સર્વ જાતિભ્રંશકરણ નામનું પાપ કહેવાય છે.

### સંકરીકરણ.

खराश्वोष्ट्रमृगेभानामजाविकवधस्तथा ।
संकरीकरणं ज्ञेयं मीनाहिमहिपस्य च ॥ ,, ॥ ६८ ॥

અર્થ:—ગધેડું, ઘોડો, ઉંટ, મૃગ, હાથી, બકરૂ, ઘેટું, માછલી, સર્પ, પાડો, ઇત્યાદિને મારવાં તે સંકરીકરણ નામનું પાપ કહેવાય છે

### અપાત્રીકરણ.

निन्दितेभ्यो धनादानं वाणिज्यं शूद्रसेवनम् ।
अपात्रीकरणं ज्ञेयमसत्यस्य च भाषणम् ॥ ,, ॥ ६९ ॥

અર્થ:—જેની પાસેથી પ્રતિગ્રહ લેવો યોગ્ય નથી એવા મનુષ્ય પાસેથી ધન લેવું. તથા બ્રાહ્મણે વ્યાપાર કરવો તથા શૂદ્રની સેવા કરવી, તથા મિથ્યા ભાષણ કરવું—એ સર્વ અપાત્રીકરણ નામનું પાપ કહેવાય છે, કારણ કે તેવાં કર્મ કરવાથી મનુષ્ય અવશ્ય કુપાત્ર બને છે.

### મલિનીકરણ.

कृमिकीटवयोहत्या मद्यानुगतभोजनम् ।
फलैधःकुसुमस्तेयमधैर्यं च मलावहम् ॥ ,, ॥ ७० ॥

અર્થ:—નાના નાના કૃમિ તથા કૃમિથી મોટા કીડાનો વધ, પક્ષીનો વધ, તથા મદ્યનો જેને સ્પર્શ થયો હોય એવા પદાર્થનું ભોજન કરવું, તથા ફળ, લાકડાં તથા પુષ્પોની ચોરી કરવી, તથા અધૈર્ય રાખવું અર્થાત્ થોડી વ્યથા થતાં પણ અત્યન્ત કાયર થવું—એ સર્વ મલાવહ (મલિનીકરણ) નામનું પાપ છે, કારણકે તેવાં પાપ કરવાથી અન્તઃકરણ શીઘ્ર મલીન થાય છે.

### પ્રકારાન્તરથી પાતકના દશ ભેદ.

સૂતસંહિતામાં દશ પ્રકારનાં પાતક કહ્યાં છે:—

पातकानि समासेन दश प्रोक्तानि सूरिभिः ।
तारतम्यक्रमेणैव तेषामस्त्येव लाघवम् ॥ सू. सं. ख. ४ अ. ४१–२ ॥

અર્થ:—વિદ્વાન્ લોકોએ ૧૦ પ્રકારનાં પાતક કહ્યાં છે. તેમની ન્યૂનતા તથા અધિકતાના ભેદ રૂપ તારતમ્યના ક્રમથી પાપની પણ લઘુતા (હલકાપણું) હોય છે. **पातयति अधो गमयति इति पातकम् ।** અર્થાત્ આપણને નીચેની ગતિએ લઇ જનાર હોવાથી પાપને ઉત્પન્ન કરનાર પ્રાણિવધાદિ કર્મને પાતક કહ્યાં છે. તેના ૧૦ ભેદ છે.

प्रथमं पातकं प्रोक्तं महापातकसंज्ञितम् ।
द्वितीयमतिपापाख्यं ततः मासङ्गिकाभिधम् ॥ ,, ॥ २ ॥

चतुर्थं पातकं प्रोक्तं पंचमं चोपपातकम् ।
जातिभ्रंशकरं षष्ठं संकीर्णकरणं ततः ॥ ,, ॥ ४ ॥

अपात्रीकरणं पश्चान्नवमं तु मलावहम् ।
प्रकीर्णकसमाख्यं तु दशमं पातकं द्विजाः ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—હે દ્વિજો ! પહેલા પાતકનું નામ મહાપાતક છે. બીજા પાતકને અતિપાપ કહે છે. ત્રીજાનું નામ પ્રાસંગિક છે. ચોથાને પાતક કહે છે. પાંચમા પાતકને ઉપપાતક કહે છે. છઠાનું નામ જાતિભ્રંશકરણ છે. સાતમાનું નામ સંકીર્ણકરણ (સંકરીકરણ) છે. અષ્ટમ પાતકનું નામ અપાત્રીકરણ છે. નવમું મલાવહ ( મલિનીકરણ ) નામનું પાતક છે. અને દશમું પાતક પ્રકીર્ણક નામનું છે.

વિશેષ રૂપે આ સર્વ પાપ પૂર્વે કહેવામાં આવ્યાં છે, પરન્તુ જે કહેવામાં આવ્યાં નથી તેમને સામાન્ય રૂપે અહીં બતાવીએ છીએ:—

अदण्ड्यदण्डनं चैव युद्धे भीत्या पलायनम् ।
क्षत्रियस्य विशेषेण महापातकमुच्यते ॥ ,, ॥ ३४-५ ॥

અર્થઃ—જેને દણ્ડ દેવો યોગ્ય નથી તેને દણ્ડ દેવો, તથા યુદ્ધમાંથી ડરીને ભાગી જવું-એ ક્ષત્રિઓને માટે વિશેષે કરીને મહાપાતક કહેવાય છે.

वञ्चनं च तुलामाने महापापं विशो भवेत् ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—તોલ તથા માપમાં ઠગાઈ કરવી તે વિશેષે કરીને વૈશ્યને માટે મહાપાતક છે.

मांसस्य विक्रयं चैव सुराविक्रयणं तथा ।
ब्राह्मणीगमनं चापि पयःपानं तु कापिलम् ॥ ,, ॥ ३६ ॥
महापापं मया प्रोक्तं शूद्राणां च विशेषतः । ,, ॥ ३७ ॥

અર્થઃ—માંસ વેચવું, દારૂ વેચવો, બ્રાહ્મણી સાથે ગમન કરવું, તથા કપિલા ગાયનું દુધ પીવું તે વિશેષે કરીને શૂદ્રોને માટે મેં ( સૂતજીએ ) મહાપાતક કહ્યાં છે. કપિલા ગાયનું દુધ પીવું તેને મહાપાતક કહ્યું છે, કેમકે તેની સૃષ્ટિ કેવલ તેનાં દુધ, ઘી, આદિ વડે અગ્નિહોત્રાદિક યજ્ઞો કરવાને માટે છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. માટે જે અગ્નિહોત્રાદિક કરતા નથી એવા બ્રાહ્મણને પણ કપિલા ગાયનું દુધ પીવાની મનાઈ છે. અને શૂદ્રને અગ્નિહોત્રાદિક છે જ નહીં, તેથી તેને માટે પણ કપિલા ગાયનું દુધ પીવું તે મહાપાતક છે.

संकराणां द्विजद्वेषो महापातकमुच्यते ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—દ્વિજાતિ ઉપર દ્વેષ કરવો તે વિશેષે કરીને વર્ણસંકર જાતિવાળાને માટે મહાપાતક કહેવાય છે.

नीचाभिगमनं गर्भपातनं भर्तृहिंसनम् ॥ ,, ॥ ३८ ॥
भर्तुः शिष्यस्य गमनं मत्या भर्तुर्गुरोरपि ।
विशेषेण स्त्रियाः सन्तः पातकं प्रवदन्ति हि ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—નીચ જાતિની સાથે ગમન કરવુ, ગર્ભપાત કરવો, પતિની હિંસા કરવી, પતિના શિષ્યની સાથે ગમન કરવું, અને બુદ્ધિપૂર્વક પતિના ગુરૂ સાથે ગમન કરવું-એ સર્વ વિશેષે કરીને સ્ત્રીઓને માટે સત્પુરૂષો (सन्तः) મહાપાતક કહે છે.

शिवस्य मूर्तिचालनं विष्णोर्थ ब्रह्मणस्तथा ।
अतिपातकमित्याहुर्मुनयो वेदवित्तमाः ॥ सू० सं० ख० ४ अ० ४१ श्लो० ९ ॥

અર્થઃ—વિશેષે કરીને વેદ જાણનાર મુનિઓ, મહાદેવ, વિષ્ણુ તથા બ્રહ્માજીની મૂર્તિને ચલાયમાન કરવી અર્થાત્ ઉખાડવી તેને અતિપાતક કહે છે.

તેવી રીતે સૂતસંહિતામાં પુત્રી, સ્નુષા, ભગિની, આદિની સાથે ગમન કરવું તેને પણ અતિપાતક કહ્યું છે.

दुर्गादित्यादिदेवानां चालनं विग्रहस्य च ।
मुख्योपपातकं प्राहुर्महान्तो वेदवित्तमाः ॥ ,, ॥ २०-१ ॥

અર્થઃ—વિશેષે કરીને વેદ જાણનાર મહાન્ લોક, દુર્ગા, સૂર્ય અને અન્ય દેવતાઓના વિગ્રહ(પ્રતિમા)ને ચલાયમાન કરવું તેને મુખ્ય ઉપપાતક કહે છે.

ખોટી સાક્ષી પૂરવી, સુહૃદ્નો વધ, કાકા, મામા, રાજા, આદિની પત્ની સાથે ગમન કરવું, આદિ પાપને સૂતસંહિતામાં પ્રાસંગિક કહેવામાં આવ્યું છે. વળી—

अनुक्तानि समस्तानि प्रकीर्णकसमाह्वयम् ।
प्रवदन्ति हि विद्वांसः सत्यधर्मपरायणाः ॥ ,, ॥ ३३, ४ ॥

અર્થઃ—જે પાપોનાં નામ ધર્મશાસ્ત્રમાં વિશેષ રૂપે કહેવામાં આવ્યાં નથી તેમને, સત્ય તથા ધર્મમાં પરાયણ રહેનાર ઋષિ લોક પ્રકીર્ણક કહે છે.

त्रिपुण्ड्रधारणाभावो भूत्याऽनुद्धूलनं तथा ।
पुण्ड्रान्तरस्य विप्रेन्द्रा धारणं तद्वदेव तु ,, ॥ १५ ॥

અર્થઃ—હે વિપ્રેન્દ્રો ! સન્ધ્યાવન્દન આદિ વૈદિક કર્મમાં વિનિયોગ કરેલું ત્રિપુણ્ડ્ર-ધારણ ન કરવું, તથા વિભૂતિ ન લગાવવી, તથા ત્રિપુણ્ડ્રને છોડીને બીજા પ્રકારના પુણ્ડ્રને ધારણ કરવું તે, તથા

पाशाङ्कुशगदादण्डशंखचक्रादिभिर्द्विजाः ।
अङ्कनं विग्रहे सन्तः पातकं प्राहुरास्तिकाः ॥ ,, ,, ॥ १६ ॥

અર્થઃ—હે આસ્તિક દ્વિજો ! પાશ, અંકુશ, ગદા, દણ્ડ, શંખ, ચક્ર, આદિ વડે શરીરને અંકિત કરવુ-તે સર્વને સત્પુરૂષો પાતક કહે છે.

જૂદા જૂદા તન્ત્રોમાં દીક્ષિત મનુષ્યોને માટે તે તે તન્ત્રોના નિયમને અનુસાર જે પુણ્ડ્રાદિનું ધારણ છે તે દોષનું કારણ નથી. વૈદિક ધર્મીઓને માટે તે બાધારૂપ છે.

### જ્ઞાન ઉત્પન્ન થવામાં પ્રતિબન્ધક પાપ

જ્ઞાન ઉત્પન્ન નહીં થવામાં કારણરૂપ અનેક પ્રકારનાં પાપ ઈશ્વરે વિષ્ણુ પ્રતિ કહેલાં સૂતસંહિતામાં બતાવ્યાં છે તે નીચે પ્રમાણે છેઃ—

शिवद्रोहस्तु विज्ञानानुत्पत्तेर्मूलकारणम् ।
शिवभक्तापराधश्च शिवज्ञानस्य दूषणम् ॥ सू. सं. मु. ख. ३ अ. ६–२ ॥

અર્થઃ—મહાદેવનો દ્રોહ અર્થાત્ નિન્દા આદિ કરવું તે જ્ઞાન ઉત્પન્ન નહીં થવામાં મૂલ કારણ છે. તેવી રીતે શિવભક્તનો અપરાધ યા શિવજ્ઞાનમાં દૂષણ લગાડવું તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

तव द्रोहस्त्वदीयानां प्रद्वेषश्च जनार्दन ।
त्वदीयधनवाञ्छा च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—હે જનાર્દન! તમારો (વિષ્ણુનો) દ્રોહ તથા તમારા ભક્તોના ઉપર દ્વેષ અને તમારા ધનની ઇચ્છા એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

ब्रह्मद्रोहस्तदीयानां प्रद्वेषश्च जनार्दन ।
तदीयधनवाञ्छा च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—તથા, હે જનાર્દન! બ્રહ્માજીનો દ્રોહ તથા તેમના ભક્તો ઉપર દ્વેષ, તથા તેમના (બ્રહ્માજીના) ધનની ઇચ્છા એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

कामः क्रोधश्च लोभश्च मोहो दंभस्तथैव च ।
आलस्यमपि मात्सर्यं ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—કામ, ક્રોધ, લોભ, મોહ એટલે સુખના સાધનમાં દુઃખબુદ્ધિ તથા દુઃખના સાધનમાં સુખબુદ્ધિ રૂપ અવિવેક, તથા દંભ, આલસ્ય, તથા માત્સર્ય એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે. કામ ક્રોધાદિ સાક્ષાત્ પાપરૂપ નહીં હોવા છતાં પણ પાપને ઉત્પન્ન કરનાર હોવાથી પાપમાં જ ગણ્યાં છે.

धर्माधर्मेश्वरास्तित्वे संदेहश्च तथैव च ।
तेषामभावबुद्धिश्च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—ધર્મ, અધર્મ તથા ઇશ્વર એ છે કે નથી એવો સંશય કરવો, તથા ધર્મ, અધર્મ અને ઇશ્વરમાં અભાવબુદ્ધિ કરવી–તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

मातृसंरक्षणाभावो मातृद्रोहश्च केशव ।
मातृसन्तापकारित्वं ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—હે કેશવ! માતાની સેવા ન કરવી, માતાનો દ્રોહ કરવો, તથા માતાને કોઇ પણ પ્રકારનો સંતાપ દેવો–એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

वेदवेदान्तविद्वेषस्तदध्ययनवर्जनम् ।
श्रोत्रियस्यापराधश्च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—વેદ તથા વેદાન્તનો દ્વેષ કરવો, તથા વેદાદિનું અધ્યયન ન કરવું, વિદ્વાન્ વેદપાઠીનો અપરાધ કરવો–તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

वेदाङ्गानां च विद्वेषः स्मृतीनां च तथैव च ।
पुराणानां च विद्वेषो भारतस्य तथैव च ॥ ,, ॥ १० ॥
तेषामध्येतृविद्वेषस्तेषां बाधश्च केशव ।
तेषामर्थापहारश्च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—વ્યાકરણાદિ વેદનાં અંગો ઉપર દ્વેષ કરવો, તેવી રીતે ધર્મશાસ્ત્ર ( સ્મૃતિ ) નો દ્વેષ, તથા પુરાણ તથા ઇતિહાસ ( મહાભારત ) નો દ્વેષ કરવો તે પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે. શાસ્ત્રની નિન્દા પણ મહાન્ પાપ છે. તે કોઈ કાગળ માત્ર નથી. શાસ્ત્રની નિન્દા તે, શાસ્ત્ર જે પરમાત્માનું કથન કરે છે.તે પરમાત્માની નિન્દા બરોબર છે. (૧૦).

વળી હે કેશવ! તે વેદ તથા વેદાંગ તથા ધર્મશાસ્ત્ર તથા પુરાણ ઇતિહાસ આદિ ભણાવનારનો દ્વેષ કરવો, તથા કોઇ પ્રકારે તેમને બાધા કરવી, તથા તેમના ધનનું હરણ કરવું વગેરે કર્મ, જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે. (૧૧.)

शिष्टानामसदारोपः शिष्टसंसर्गवर्जनम् ।
अशिष्टता च मद्भक्ते ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—સત્પુરૂષો ઉપર જૂઠો આરોપ મૂકવો, તથા શિષ્ટોનો સમાગમ ન કરવો, તથા મારા ( પરમેશ્વરના ) યથાર્થ ભક્તોમાં દુરાચારિત્વબુદ્ધિ કરવી—એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

दुर्वृत्तैरपि संसर्गो दुर्वृत्तानां च पोषणम् ।
दुर्वृत्तत्वं च भूनाथ ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—અને હે પૃથિવીપતિ! દુરાચારી મનુષ્યનો સંસર્ગ કરવો, તથા દુરાચારી લોકોનું પોષણ કરવું, તથા સ્વયં પોતે દુરાચારી બનવું-એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

पितृद्रोहश्च शुश्रूषाभावस्तस्य तथैव च ।
पितृसंतापकारित्वं ज्ञानानुत्पत्तिकारणम् ,, ॥ १५ ॥

અર્થઃ—વળી પિતાનો દ્રોહ કરવો, તથા તેમની સેવા ન કરવી, તથા પિતાને કોઇ પ્રકારનો સંતાપ આપવો—એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

गवां संरक्षणाभावो गवां हिंसा तथैव च ।
गोप्रचारस्थले बाधो ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २३ ॥

અર્થઃ—વળી ગાયોની સેવા ન કરવી, તથા ગાયોની હિંસા કરવી, તથા ગોચર-ભૂમિમાં બાધા કરવી અર્થાત્ તેની ચારે તરફ વાડ કરીને તેમાં ખેતી કરવી અથવા બાગ બનાવવો આદિ કરવું, એ સર્વ ગોદ્રોહ રૂપ પાપ હોવાથી જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

प्राणिसंचारमार्गस्य निरोधस्तस्य बाधनम् ।
तत्र कंटकनिक्षेपो ज्ञानानुत्पत्तिकारणम् ॥ " ॥ १७ ॥

અર્થઃ—નાના પ્રકારનાં મનુષ્ય આદિ પ્રાણીઓને જવાનો માર્ગ રોકવો, તથા તેમાં બાધ કરવો, તથા તેમાં કાંટા નાંખવા એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

वृष्टिवातातपक्लेशैर्गृहमाप्तस्य वर्जनम् ।
तद्रक्षाकरणं चापि ज्ञानानुत्पत्तिकारणम् ॥ " ॥ १८ ॥

અર્થઃ—વર્ષા તથા વાયુ તથા તાપ આદિથી પીડાયલો માણસ આશ્રયને માટે આપણે ઘેર આવ્યો હોય તેનો પરિત્યાગ કરવો અને તેની રક્ષા ન કરવી તે પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

वापीकूपतडागादिबाधस्तज्जलदूषणम् ।
तथा तज्जलचौर्यं च ज्ञानानुत्पत्तिकारणम् ॥ " ॥ १९ ॥

અર્થઃ—તથા વાવ, કુવા, તલાવ, આદિ જલાશયમાં બાધ કરવો, તથા તેના જલમાં કાંઇ અપવિત્ર પદાર્થ અથવા ઝેર આદિ નાંખીને તેને દૂષિત કરવું, તથા તેના જલને ચોરીથી અહીં તહીં લઇ જવું ઇત્યાદિ પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

व्याघ्रचोरादिभीतस्य रक्षणाकरणं तथा ।
साधूनां भयकारित्वं ज्ञानानुत्पत्तिकारणम् ॥ " ॥ २० ॥

અર્થઃ—વાઘ, ચોર, આદિથી ડરીને આશ્રયને માટે આપણી પાસે આવેલાની રક્ષા ન કરવી તથા સજ્જનોને ભય (ત્રાસ) આપવો તે પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

वश्याकर्षणविद्वेषस्तंभोच्चाटनकारिता ।
आभिचारक्रिया चापि ज्ञानानुत्पत्तिकारणम् " ॥ २१ ॥

અર્થઃ—મંત્ર તથા ઔષધ આદિ વડે કોઇને વશ કરવો અથવા તે વડે ખેંચીને પોતાની પાસે લાવવો, પ્રેમથી સાથે રહેનાર મનુષ્યો વચ્ચે દ્વેષ કરાવવો, તથા સ્તંભન, ઉચ્ચાટન કરાવવું (દેશમાંથી ભગાવવાનો ઉપાય કરવો), તથા મારવાની ક્રિયા કરવી, એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

अक्षद्यूतविनोदश्च नृत्यगीतेषु मोहनम् ।
अपशब्दप्रयोगश्च ज्ञानानुत्पत्तिकारणम् ॥ " ॥ २२ ॥

અર્થઃ—વળી પાસા તથા જુગાર આદિ રમતું, તથા નાચ, ગાયન આદિમાં મોહ રાખવો, તથા અપશબ્દ બોલવા તે પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

वर्णाश्रमविशिष्टानामवमानस्तथैव च ।
तेषां शुश्रूषणाभावो ज्ञानानुत्पत्तिकारणम् ॥ " ॥ २३ ॥

અર્થઃ—તેવી રીતે વર્ણાશ્રમ ધર્મને માનનાર મનુષ્યોનું અપમાન, તથા તેમના અધિકારાનુસાર તેમની સેવા ન કરવી તે પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

अभक्ष्यभक्षणश्रद्धा तथाऽभक्ष्यस्य भक्षणम् ।
अभक्ष्यभक्षणस्पृष्टिर्ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—અભક્ષ્ય માંસાદિ ખાવામાં શ્રદ્ધા, તથા અભક્ષ્ય પદાર્થ ખાવો, તથા અભક્ષ્ય માંસ, લસણ, આદિ વસ્તુનું ભક્ષણ કરનારનો સ્પર્શ કરવો-એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

परस्त्रीदर्शने श्रद्धा परस्त्रीगमने रतिः ।
परस्त्रीगमनं चापि ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २६ ॥

અર્થ:—પરસ્ત્રીના દર્શનમાં શ્રદ્ધા, તથા પરસ્ત્રીગમનમાં પ્રીતિ તથા પરસ્ત્રીગમન કરવું ઇત્યાદિ પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

स्वस्त्रीदर्शनविद्वेषः स्वस्त्रीदर्शनवर्जनम् ॥
स्वस्त्रीबाधश्च कल्याण ज्ञानानुत्पत्तिकारणम् ,, ॥ २७ ॥

અર્થ:—તેવી રીતે હે કલ્યાણરૂપ! પોતાની સ્ત્રીના દર્શનમાં દ્વેષ કરવો પોતાની સ્ત્રીનું દર્શન ન કરવું, અને પોતાની સ્ત્રીને ઉપદ્રવ કરવો-તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

गुरोरनिष्टाचरणं गुरोरिष्टविवर्जनम् ।
गुरोश्च सेवाकरणं ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २८ ॥

અર્થ:—ગુરૂનું અનિષ્ટ કરવું, તથા ગુરૂના ઇષ્ટનું આચરણ ન કરવું, તથા તેમની સેવા ન કરવી એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

अशक्तानामरक्षा च तथाऽशक्तापराधनम् ।
अशक्तानां च निन्दा च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—અશક્ત મનુષ્યોની રક્ષા ન કરવી, તથા અશક્તનો અપરાધ કરવો, તથા અશક્તની નિન્દા કરવી એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

अर्थहीनस्य निन्दा च तथा तस्यापराधनम् ।
तस्य संकोचसंतुष्टिर्ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—ધનહીન મનુષ્યની નિન્દા, તથા તેનો અપરાધ કરવો, તથા તેની ગરીબાઈ જોઈને સંતોષ પામવો તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

रूपहीनस्य निन्दा च तथा तस्यापराधनम् ।
वैरूप्ये तस्य संतुष्टिर्ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ३६ ॥

અર્થ:—તેવી રીતે રૂપહીન મનુષ્યની નિન્દા કરવી, તથા રૂપહીનનો અપરાધ કરવા, તથા તેની વિરૂપતા દેખીને સંતોષ માનવો તે જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

આ પ્રમાણે અનેક પ્રકારનાં મહાપાતકાદિ તથા નાના પ્રકારનાં પાપ શાસ્ત્રમાં કહ્યાં છે. પરન્તુ સંપૂર્ણ પાપની ગણતરી કરવી કઠણ છે, તેથી શ્રુતિ તથા સ્મૃતિની વિરૂદ્ધ જે કોઇ કર્મ છે તે સર્વ પાપ જ એમ સમજવું

अभक्ष्यभक्षणश्रद्धा तथाऽभक्ष्यस्य भक्षणम् ।
अभक्ष्यभक्षणस्पृष्टिर्ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—અભક્ષ્ય માંસાદિ ખાવામાં શ્રદ્ધા, તથા અભક્ષ્ય પદાર્થ ખાવો, તથા અભક્ષ્ય માંસ, લસણ, આદિ વસ્તુનું ભક્ષણ કરનારનો સ્પર્શ કરવો–એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

परस्त्रीदर्शने श्रद्धा परस्त्रीगमने रतिः ।
परस्त्रीगमनं चापि ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २६ ॥

અર્થ.—પરસ્ત્રીના દર્શનમાં શ્રદ્ધા, તથા પરસ્ત્રીગમનમાં પ્રીતિ તથા પરસ્ત્રીગમન કરવું ઇત્યાદિ પણ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

स्वस्त्रीदर्शनविद्वेषः स्वस्त्रीदर्शनवर्जनम् ॥
स्वस्त्रीबाधश्च कल्याण ज्ञानानुत्पत्तिकारणम् ,, ॥ २७ ॥

અર્થઃ—તેવી રીતે હે કલ્યાણરૂપ! પોતાની સ્ત્રીના દર્શનમાં દ્વેષ કરવો, પોતાની સ્ત્રીનું દર્શન ન કરવું, અને પોતાની સ્ત્રીને ઉપદ્રવ કરવો–તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

गुरोरनिष्टाचरणं गुरोरिष्टविवर्जनम् ।
गुरोश्च सेवाकरणं ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—ગુરુનું અનિષ્ટ કરવું, તથા ગુરુના ઇષ્ટનું આચરણ ન કરવું, તથા તેમની સેવા ન કરવી એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

अशक्तानामरक्षा च तथाऽशक्तापराधनम् ।
अशक्तानां च निन्दा च ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—અશક્ત મનુષ્યોની રક્ષા ન કરવી, તથા અશક્તનો અપરાધ કરવો, તથા અશક્તની નિન્દા કરવી એ સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

अर्थहीनस्य निन्दा च तथा तस्यापराधनम् ।
तस्य संकोचसंतुष्टिर्ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—ધનહીન મનુષ્યની નિન્દા, તથા તેનો અપરાધ કરવો, તથા તેની ગરીબાઈ જોઇને સંતોષ પામવો તે સર્વ જ્ઞાન ઉત્પન્ન ન થવામાં કારણ છે.

रूपहीनस्य निन्दा च तथा तस्यापराधनम् ।
वैरूप्ये तस्य संतुष्टिर्ज्ञानानुत्पत्तिकारणम् ॥ ,, ॥ ३६ ॥

વિશેષ મન વાણી આદિથી મનુષ્ય જે પાપ કરે છે તેનું ફળ પણ મન વાણી આદિથી જ ભોગવવામાં આવે છે.

मानसं मनसैवाऽयमुपभुङ्क्ते शुभाशुभम् ।
वाचा वाचा कृतं कर्म कायेनैव च कायिकम् ॥ म. स्मृ. अ. १२–८ ॥

અર્થઃ—મનુષ્ય મન, વાણી તથા શરીરથી જે કાંઇ પુણ્ય વા પાપકર્મ કરે છે તેનું ફળ પણ ક્રમે મન, વાણી અને શરીરથી જ ભોગવે છે.

शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।
वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ „ ॥ ९ ॥

અર્થ.—શરીરથી થતા પાપથી મનુષ્ય સ્થાવર(વૃક્ષાદિ)ના જન્મને પ્રાપ્ત થાય છે. વાણીથી કરેલા પાપથી પક્ષી તથા પશુના જન્મને પ્રાપ્ત થાય છે. અને મનથી કરેલા પાપથી ચણ્ડાલાદિ અન્ય જાતિના જન્મને પ્રાપ્ત થાય છે

માટે પોતાના સુખની ઇચ્છા કરનાર વિવેકી સદાચારીએ પાપકર્મનો પરિત્યાગ કરવો જ જોઇએ

---

**इति " पापे रतिं मा कृथाः "** એ અં૦૫નું વ્યાખ્યાન સમાપ્ત.



## અધ્યાય ૬.

सत्यं ब्रूहि ।

આ પ્રમાણે "पापे रतिं मा कृथाः" એ વાક્યનું વ્યાખ્યાન સમાપ્ત કરીને હવે "सत्यं ब्रूहि" એ વાક્યનું વ્યાખ્યાન કરવામાં આવે છે.

सत्यं ब्रूहि—સત્ય ભાષણ કરો.

અહીં "સત્ય" પદનો અર્થ નીચે પ્રમાણે સમજવાનો છે:—

यस्त्वदुष्टेन्द्रियै दृष्टं श्रुतं वेदविदां वर ।
तस्यैवोक्तिर्भवेद्विप्र सत्यता नान्यथा भवेत् ॥ मृ. सं. ख. २. अ. १२ श्लो. ६॥

અર્થ:—હે વેદ જાણનારમાં શ્રેષ્ઠ ! રોગાદિ રહિત નેત્ર વડે દીઠેલું, તથા બધિરતા આદિથી રહિત કર્ણ વડે સાંભળેલું, જેવી રીતે દીઠું હોય તથા સાંભળ્યું હોય તેવી જ રીતે કહેવું તેનું નામ સત્ય છે. સત્યનો બીજો પ્રકાર નથી.

કોઇ મનુષ્ય હમેશાં મિથ્યા ભાષણ કરતો નથી. તથાપિ કોઇ સમયે પોતાના ધનાદિની રક્ષાને માટે મિથ્યા બોલે છે. અને તેને માટે નીચેનું પ્રમાણ આપે છે:—

विवाहकाले रतिसंप्रयोगे प्राणात्यये सर्वधनापहारे ।
विप्रस्य चार्थेऽप्यनृतं वदेयुः पञ्चानृतान्याहुरपातकानि ॥
॥ म० भा० क० प० अ० ६९ श्लो० ३३ ॥

પરન્તુ તે યથાર્થ સત્ય કહી શકાય નહીં. આ શ્લોકમાં પાપનો અભાવમાત્ર કહ્યો છે.

एते जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥ यो. द. पा. २ सू. ३१ ॥

અર્થ:—ચિત્તની સંપૂર્ણ અવસ્થામાં થતા આ ( અહિંસાદિ યમ ) જાત્યાદિથી અનવચ્છિન્ન હોઇ મહાવ્રત થાય છે અર્થાત "હું ગૌ બ્રાહ્મણોની રક્ષાને માટે મિથ્યા બોલીશ, અન્ય કોઇ પ્રયોજન માટે નહીં બોલું" એ પ્રકારનો જે નિશ્ચય છે તે સમયાવચ્છિન્ન મિથ્યા ભાષણ છે. "હું એકાદશી આદિ વ્રતને દિવસે મિથ્યા ભાષણ આદિ નહીં કરૂં" એવા પ્રકારના નિશ્ચયને કાલાવચ્છિન્ન કહે છે. તથા "ગંગા આદિ તીર્થસ્થાનમાં મિથ્યા ભાષણ આદિ નહીં કરૂં, અન્ય સ્થાનમાં જ કરીશ" આ પ્રકારનો જે નિશ્ચય છે તે દેશાવચ્છિન્ન કહેવાય છે. "હું બ્રાહ્મણ આગળ કદી મિથ્યા ભાષણ નહીં કરૂં" આ જાત્યવચ્છિન્ન મિથ્યા ભાષણ છે પ્રત્યાદિ [illegible]

અહિંસા આદિ ચારેનું પણ જાતિ, દેશ, આદિના વિચાર વિના અનુષ્ઠાન કરવું તે મહાવ્રત છે.

दृष्टा प्रभूतमर्थं यः पृष्टो वै न निगूहति ।
यथाभूतप्रवादस्तु इत्येतत्सत्यलक्षणम् ॥ वायु० पु० अ० ५९–४० ॥

અર્થઃ—કોઇ મનુષ્ય પોતાના કાર્યની સિદ્ધિને માટે કોઇને ધન આપી તેની પાસે મિથ્યા ભાષણ કરાવવા ચહાય, તો પણ તે મનુષ્ય ધનના લોભથી બીજાએ પૂછતાં વાત છુપાવે નહીં પરન્તુ યથાર્થ વસ્તુ જણાવી દે, તેજ સત્યનું લક્ષણ છે.

नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
श्रुतिर्हि सत्यं धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥म.भा.शा.प.अ. १६२ श्लो.२४॥

અર્થઃ- સત્ય ભાષણથી મોટો કોઇ ધર્મ નથી, અને મિથ્યા ભાષણથી મોટું કોઇ પાપ નથી. સત્ય ભાષણ મહાન્ ધર્મ છે. કેમકે ધર્મનું કારણ સત્ય છે તે વિષે શ્રુતિ પ્રમાણ છે. તે કારણથી કદાપિ પણ સત્યનો નાશ ન કરવો જોઇએ, અર્થાત્ કદાપિ મિથ્યા ભાષણ કરવું નહીં જોઇએ. વળી—

नास्ति विद्यासमं चक्षुर्नास्ति सत्यसमं तपः ।
नास्ति रागसमं दुखं नास्ति त्यागसमं सुखम् ॥ „ ॥ ३५ ॥

અર્થઃ પ્રત્યક્ષ ચર્મચક્ષુ વડે બહારનો સ્થૂલ પદાર્થ જ જોઈ શકાય છે. પરન્તુ વિદ્યા રૂપી ચક્ષુ આપણી દૃષ્ટિથી પર રહેલી સૂક્ષ્મ વસ્તુને પણ બતાવી આપે છે. તે કારણથી વિદ્યાની બરાબર કોઇ પણ ચક્ષુ નથી. અને સત્ય ભાષણ બરાબર કોઇ પણ તપ નથી. અને રાગ બરાબર કોઇ દુઃખનુ સાધન નથી. અને ત્યાગ બરાબર કોઈ સુખનું સાધન નથી.

सत्ये कृत्वा प्रतिष्ठान्तु प्रवर्तन्ते प्रवृत्तयः ।
सत्यमेव गरीयस्तु शिष्टाचारनिषेवितम् ॥ म. भा. व. प. अ. ३७–७४ ॥

અર્થઃ—સત્ય બોલવાનો નિશ્ચય કરીને સર્વ શુભ કર્મની પ્રવૃત્તિ થાય છે. અને શિષ્ટાચારમાં તત્પર રહેનાર મનુષ્ય આચરણ કરેલું ધર્મનું મુખ્ય સાધન સત્ય જ છે.

સત્યનો આશ્રય લઇને જ શુભ કર્મની પ્રવૃત્તિ થાય છે એ વાતનો શ્રુતિથી પણ નિશ્ચય થાય છે.

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यताम् ॥
॥ शु० य० वे० सं० अ० १ मं० ५ ॥

મળતું નથી. માટે યજ્ઞના આરંભકાલમાં જ યજમાન પ્રથમ મિથ્યા ભાષણના ત્યાગ રૂપ વ્રતનું ધારણ કરે છે, તે કારણથી કર્મની પ્રવૃત્તિ થાય છે. તે સત્યનો આશ્રય કરીને જ કરે છે, નહિતો તેને કર્મનું ફળ મળવાનું નથી એમ કહ્યું છે:—

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ यो० द० पा० २ सू० ३६ ॥

અર્થ:–સત્ય ભાષણમાં સ્થિતિ હોવાથી સંપૂર્ણ પુણ્ય કર્મનું ફલ સ્વર્ગાદિક તેને અવશ્ય મળે છે. અને સત્યવક્તાની વાણી મિથ્યા હોતી નથી. તેથી તેના વચનથી બીજાને પણ સ્વર્ગાદિકોની પ્રાપ્તિ થાય છે.

આ યોગસૂત્રમાં પણ ભગવાન્ પતઞ્જલિ ઋષિ સંપૂર્ણ સત્કર્મનું ફલ સત્ય ભાષણ કરનારને જ મળે છે એમ કહે છે.

तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं माया चेति ॥प्र.उ.प्र.१–१६॥

અર્થ—જે ઉપાસકોમાં કુટિલ વાણી તથા મિથ્યા ભાષણ તથા માયા (મનમાં કાંઇક હોય અને બહાર જુદુંજ બતાવવું તે) આદિ દોષ નથી તેમને જ આ શુદ્ધ અર્થાત્ ક્ષયાદિ દોષ રહિત બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

આ મન્ત્રોથી સકામ કર્મોનું ફલ, અથવા પરમેશ્વરની પ્રાપ્તિ, અથવા આ લોકમાં જય આદિ સર્વનું સાધન સત્ય જ છે એવો નિશ્ચય થાય છે.

તેવી રીતે મિથ્યા ભાષણ કરનારની અપવિત્રતા તથા પાપ, અને સત્ય ભાષણ કરનારની પવિત્રતા તથા પુણ્ય પણ બહુ ઠેકાણે કહેવામાં આવ્યું છે.

सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ।
सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥म० भा० शा० प० अ०१९०–१॥

અર્થ:—"सत्यं ज्ञानमनन्तं ब्रह्म" એ શ્રુતિ પરમાત્માને સત્ય સ્વરૂપ તથા જ્ઞાન સ્વરૂપ તથા અપરિચ્છિન્ન સ્વરૂપ કહે છે બ્રહ્મ શબ્દનો પ્રયોગ સૃષ્ટિના કર્તા પરમાત્મામાં કરવામાં આવ્યો છે. બ્રહ્મના પ્રતિપાદક હોવાથી વેદ પણ બ્રહ્મ શબ્દનો અર્થ છે. સત્ય સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરવાના સાધનોનું પ્રતિપાદન કરનાર વેદના અધ્યયન આદિનું ફલ પણ સત્યવક્તાને જ મળે છે. માટે વેદ પણ સત્ય સ્વરૂપ છે. અને પ્રધાન તપ સત્ય ભાષણ જ છે સત્ય જ આ જગતને ઉત્પન્ન કરનાર છે, અને સત્યથી જ આ જગતની રક્ષા થાય છે, અને સત્યથી જ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

स वै सत्यमेव वदेत् । एतद्ध वै देवा व्रतं चरन्ति यत् सत्यम् ॥ श. प. ब्रा., का. १ प्रपा. १ ब्रा. १, अ. १ क. ५॥ कृ. य. वे०, तै. आ., प्र. ७ अनु. ११ क. १॥

અર્થ:—તે અગ્નિહોત્રાદિક પુણ્ય કર્મ કરનાર સત્ય જ બોલે. આ સત્ય ભાષણ જ દેવોનું વ્રત છે. માટે અસત્ય બોલનારને દેવતાઓની પ્રાપ્તિ તથા તેમની પ્રસન્નતા મળતી નથી.

सत्यं वद धर्मं चर । सत्यान्न प्रमदितव्यम् ॥कृ.य.वे, तै.आ,प्र०७,अनु, ११–१॥

અર્થ:—સત્ય ભાષણ કરો, અને ધર્મનું આચરણ કરો. સત્ય ભાષણમાં કદાપિ પ્રમાદ ન કરવો—અર્થાત્ હમેશાં સત્યનું જ ભાષણ કરવા યોગ્ય છે.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ॥

॥ मु. उप. मु. ३ ख. १ मं. ५ ॥

અર્થ:—આ પરમાત્મા હમેશાં સત્ય ભાષણ કરવાથી તથા હમેશના તપથી તથા યથાર્થ જ્ઞાનથી તથા હમેશના બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે.

सत्यमेव जयते नानृतम् । सत्येन पन्था विततो देवयानः॥ ,, ॥ ६ ॥

અર્થ:—આ લોકમા કે પરલોકમાં સત્ય ભાષણ કરનારનો જ જય થાય છે, અને સત્ય ભાષણથી જ દેવયાન માર્ગની પ્રવૃત્તિ થઇ છે અર્થાત્ સત્ય ભાષણના નિશ્ચયવાળા જ તે માર્ગમા જઇ શકે છે.

सतां हि सत्यं तस्मात्सत्ये रमन्ते ॥ महा० ना० उप० क० ७८ ॥

અર્થ:—સત્પુરુષોનું સત્ય ભાષણ જ ધર્મ છે, તેથી સત્પુરૂષો સત્ય ભાષણમાં જ રમણ કરે છે.

तस्यैतद्व्रतं नानृतं वदेत् । तै. सं. का. २, प्रपा. ५. अनु. प. ५. क. ६ ॥

અર્થ:—યજ્ઞાદિ કર્મ કરનાર મિથ્યા ભાષણ કરે નહીં એ વ્રત છે.

आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।

आत्मज्ञानं परं ज्ञानं न सत्याद्विद्यते परम् ॥म. भा. शा. प. अ. ३२९ श्लो. १२॥

અર્થ:—અહિંસા એ પરમ ધર્મ છે, ક્ષમા એ પરમ બલ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન છે, અને જ્ઞાનપ્રાપ્તિ માટે સત્યથી મહાન્ કોઇ સાધન નથી.

अद्भिर्गात्राणि शुद्ध्यन्ति मनः सत्येन शुद्ध्यति ।

विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥ म० स्मृ० अ० ५-१०९ ॥

અર્થ:—જલ વડે શરીરની શુદ્ધિ થાય છે, સત્ય ભાષણથી મનની શુદ્ધ થાય છે, જીવાત્માની શુદ્ધિ બ્રહ્મવિદ્યા તથા પાપને નાશ કરનાર તપ વડે થાય છે, અને વિપરીત જ્ઞાનથી મલિન થયેલી બુદ્ધિ યથાર્થ જ્ઞાનથી શુદ્ધ થાય છે વળી—

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।

नाभिजानामि यद्यस्य सत्यस्यार्धमवाप्नुयात् ॥ म.भा.अनु.प.अ. २२-१४ ॥

અર્થ:—એક હજાર અશ્વમેધ યજ્ઞનું ફલ તથા સત્ય ભાષણનું ફલ એ બંનેની તુલના

અર્થઃ—હે રાજન્ ! સત્ય ભાષણના ગુણ કેટલા છે તેનો અન્ત પામી શકાય તેમ નથી. તેથી વિદ્વાન્ લોક તથા દેવતા તથા પિતૃઓ પણ સત્યની પ્રશંસા કરે છે.

उपैति सत्याद्दानं हि तथा यज्ञाः सदक्षिणाः ।
त्रेधाग्निहोत्रं वेदाश्च ये चान्ये धर्मनिश्चयाः ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—દાનથી તથા દક્ષિણા સહિત યજ્ઞથી તથા અગ્નિહોત્રથી તથા વેદાધ્યયનથી તથા અન્ય ધર્મથી જે ફલ મળે છે તે સર્વ સત્ય ભાષણથી પણ મળે છે. મતલબ કે જ્યાં સત્ય છે ત્યાં બાકી બીજું બધું છે.

તે ઉપર નીચેનાં દૃષ્ટાન્ત છે.

સત્યની મહત્તા ઉપર એક રાજાના બજારનું દૃષ્ટાન્ત છેઃ—

એક રાજાએ એક બજાર બનાવ્યું. તેણે પોતાના બજારની પ્રખ્યાતિ માટે, કોઈ પણ માણસ કોઈ પણ ચીજ બજારની અંદર વેચવાને માટે આવે અને તે ન વેચાય, અને ૭ વાગ્યાની અંદર જો તે ચીજ રાજાની પાસે લઈ જાય, તો રાજાએ પોતે તે વેચાતી લઇ લેવી, એવો નિયમ કર્યો. આ વાતની દરેક દેશમાં ખબર પડવાથી જૂદા જૂદા દેશનાં વેપારીઓ જૂદી જૂદી ચીજો વેચવા માટે રાજાના બજારમાં લાવવા લાગ્યા, કારણ કે માલ ન વેચાવાની જરા પણ શંકા નહોતી. એક વખત એક લુહાર લોખંડની શનિશ્ચરની એક મૂર્તિ બનાવીને બજારમાં વેચવા લાગ્યો, અને ગ્રાહકોને બતાવી અને તેની કિંમત એક લાખ રૂપીઆ જણાવી. શનિશ્ચરની મૂર્તિ જાણીને કોઈ ગ્રાહક પાસે પણ જતું નહીં, તો ખરીદવાની તો વાત જ શી. તેથી સાંજે ૭ વાગ્યા પહેલાં લુહાર શનિશ્ચરની મૂર્તિ લઇને દરબારમાં ગયો અને કહેવા લાગ્યો કે મારી લાખ રૂપીઆની શનિશ્ચરની મૂર્તિ કોઇએ ખરીદી નહીં માટે મહારાજાએ તે મૂર્તિ લાખ રૂપીઆ આપીને ખરીદી લેવી જોઇએ. લુહારના કહ્યા પ્રમાણે રાજાએ લાખ રૂપીઆ આપી તે મૂર્તિ ખરીદી લીધી. પરન્તુ જે દિવસથી શનિશ્ચરની મૂર્તિ આવી તે દિવસથી રાજધાનીમાં કંઈ ને કંઈ ઉપદ્રવ થવા લાગ્યા. છેવટે રાજધાનીમાંથી ધર્મ, કીર્તિ, ક્ષમા, દયા, લક્ષ્મી, આદિ સર્વ મૂર્તિ ધારણ કરી નીકળી ગયાં. છેવટે સત્ય પણ મૂર્તિ ધારણ કરીને જવા લાગ્યું, ત્યારે રાજાએ સત્યનો હાથ પકડયો અને પૂછયુંઃ "તું ક્યાં જાય છે ?" સત્ય રાજાને કહેવા લાગ્યું કે "તું તારા ઘરમાં શનિશ્ચરની મૂર્તિ ખરીદી લાવ્યો એટલા માટે મારાં કુટુંબી દયા, ધર્મ, આદિ સર્વ અહીંથી નીકળી ગયાં છે, હવે હું પણ જાઉં છું." આવી સત્યની વાત સાંભળીને રાજા કહેવા લાગ્યો—"મારે શનિશ્ચરની મૂર્તિ ખરીદવાની કંઈ પણ જરૂર નહોતી. પરન્તુ તારી રક્ષાને માટે મેં શનિશ્ચરની મૂર્તિ ખરીદી હતી, કારણકે મેં કહ્યું હતું કે ૭ વાગ્યાની અંદર જે સામાન ન વેચાય તે હું ખરીદી લઇશ. જો હું શનિશ્ચરને ન ખરીદું તો મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય એટલે તારી (સત્યની) હાનિ થાત, તેથી તારી રક્ષાને માટે મેં શનિશ્ચરને ખરીદ્યા. તું અહીંથી ન જા." રાજાનું વચન સાંભળીને સત્ય રહી ગયું. સત્યના રહેવાથી લક્ષ્મી આદિ સર્વને પાછા આવવું પડયું, કેમકે સત્ય વિના તે બધાં એકલાં કોઈ પણ સ્થાનમાં રહી શકતાં નહોતાં.

માટે જ્યાં સત્ય છે ત્યાં દયા, ધર્મ, લક્ષ્મી, આદિ સર્વ રહે છે અને સત્યવાદી માણુસને બધાં પુણ્ય કર્મનાં ફલ મળે છે તે નક્કી છે.

પ્રાચીન કાલમાં બ્રહ્મર્ષિ તથા રાજર્ષિ લોક સત્ય ભાષણને જ પ્રધાન ધર્મ સમજતા હતા. તે વિષયમાં માર્કંડેય પુરાણના ૭ મા તથા ૮ મા અધ્યાયમાં હરિશ્ચન્દ્ર રાજાનો ઇતિહાસ છે તે નીચે પ્રમાણેઃ—

धर्मपक्षिण ऊचुः ॥

हरिश्चन्द्रेति राजर्षिरासीत्त्रेतायुगे पुरा ।
धर्मात्मा पृथिवीपालः प्रोल्लसत्कीर्तिरुत्तमः ॥ मार्क० पु० अ० ७–१ ॥
स कदाचिन्महाबाहुररण्येऽनुसरन्मृगम् ।
शुश्राव शब्दमसकृत् त्रायस्वेति च योषिताम् ॥ ,, ॥ ४ ॥
स विहाय मृगं राजा मा भैषीरित्यभाषत ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—ધર્મપક્ષીઓ જૈમિનિ મુનિ પ્રતિ કહે છેઃ—પહેલાં ત્રેતાયુગમાં હરિશ્ચન્દ્ર નામના રાજર્ષિ થઇ ગયા. તે એક વખત મૃગયા રમવાને જંગલમાં ગયા ત્યાં તેમણે "રક્ષા કરો" એવો સ્ત્રીઓનો અવાજ સાંભળ્યો. સાંભળતાં જ મૃગને છોડી તેમણે "ડરો નહીં" એ પ્રમાણે કહ્યું. તે વખતે સર્વ શુભ કાર્યમાં વિઘ્ન કરવાને શક્તિમાન્ રૌદ્ર વિઘ્નરાજે વિચાર કર્યો કે " આ વિશ્વ મિત્ર ઋષિ, પ્રથમ મહાદેવાદિને પણ અસિદ્ધ એવી વિદ્યા સાધવાને માટે મહાન્ તપ કરે છે, સાધ્યમાન એવી તે વિદ્યાઓ આ વખતે બૂમ મારી રહી છે, તો મારે શું કરવું? અથવા 'ડરો નહીં' એમ કહેતો આ રાજા આવે છે તેનામાં પ્રવેશ કરીને હું મારૂં કાર્ય સાધી લઉં' અર્થાત્ વિશ્વામિત્રના તપમાં ભંગ કરાવું' એવો વિચાર કરીને તેમણે હરિશ્ચન્દ્રમાં પ્રવેશ કર્યો. અને તેમની પ્રેરણાથી હરિશ્ચન્દ્ર કહેવા લાગ્યા-" હું રાજા હરિશ્ચંદ્ર ઉપસ્થિત હોયે છતે એવો કોણ પાપી મનુષ્ય છે કે જે વસ્ત્રના છેડામાં અગ્નિને બાંધે છે " ? અર્થાત્ જેમ અગ્નિને વસ્ત્રમાં બાંધવાથી તે વસ્ત્ર અગ્નિથી બળી જશે, તેમ મારા રાજ્યમાં સ્ત્રીઓને બાંધનારનો હું નાશ કરીશ. આ વચન સાંભળી વિશ્વામિત્રજી કુપિત થયા. તે કારણે તે વિદ્યાઓ તરત જ નષ્ટ થઈ ગઇ. રાજા પણ વિશ્વામિત્રને જોઈને ભયભીત થયો. રાજાને જોઇ વિશ્વામિત્રે " હે રાજન્! ઉભો રહે " એમ કહ્યું, ત્યારે રાજાએ પ્રણામ કરીને કહ્યું " હે મુનિશ્રેષ્ઠ! ભયભીતની રક્ષા કરવી તે રાજાનો ધર્મ છે. માટે આપે મારા ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી." ત્યારે વિશ્વામિત્રે એક છોકરો અને છોકરી બતાવીને કહ્યું. " જો તું રાજધર્મ સારી રીતે જાણે છે તો હું આ છોકરો અને છોકરીનો વિવાહ કરવા માગું છું, માટે મને ઇષ્ટ દક્ષિણા આપ " મા૦પુ૦અ૦૭ ૨૧). આ પ્રમાણે વિશ્વામિત્રના ક્રોધથી બચી જવાથી રાજાએ પોતાને નવો જન્મ મળ્યો એમ માન્યું પછી વિશ્વામિત્ર પ્રતિ કહ્યું કે રાજ્ય, પુત્ર, ધન, આદિ જે કોઈ તમારી ઇચ્છા હોય તે માગો પછી વિશ્વામિત્રે કહ્યુ કે પ્રથમ રાજસૂય દક્ષિણા આપ. રાજાએ કહ્યું-" તે પણ હું આપીશ. પરન્તુ પ્રથમ આપને જે ઇષ્ટ હોય તે માગો. તે ઉપરાંત દક્ષિણા પણ આપીશ." વિશ્વામિત્રે કહ્યું-"સર્વ વસ્તુની ઇચ્છા હોય તે માગો. તે ઉપરાંત દક્ષિણા પણ આપીશ." વિશ્વામિત્રે કહ્યું-"સર્વ વિભૂતિ સહિત આ પૃથ્વી મને આપ. ફક્ત તારી સ્ત્રી, પુત્ર તથા તારૂં શરીર એ ત્રણની

મારે જરૂર નથી." રાજાએ પ્રસન્ન ચિત્તે હાથ જોડી "तथास्तु"–તેમ હો–એમ કહ્યું. અને જણાવ્યું કે હવે આપ આ પૃથ્વીના સ્વામી છો. તે ઉપરથી વિશ્વામિત્રજીએ રાજાને કહ્યું કે હવે આભૂષણ વસ્ત્ર આદિ સર્વ મૂકીને તારી સ્ત્રી તથા પુત્ર સહિત વલ્કલ માત્ર પહેરી મારા રાજ્યમાંથી તું નિકળી જા. તે સાંભળી રાજા પોતાની સ્ત્રી અને પુત્ર સહિત જવા લાગ્યો; એટલે વિશ્વામિત્રે તેનો માર્ગ રોકીને "પહેલાં કહેલી રાજસૂયની દક્ષિણા આપ્યા વિના ક્યાં જાય છે?" એમ રાજાને કહ્યું. રાજાએ કહ્યું કે હાલ તો મારી પાસે શરીર સિવાય કાંઇ નથી. પરન્તુ એક માસની અંદર તમારી દક્ષિણા આપીશ એવો વાયદો કર્યો. એટલે વિશ્વામિત્રે પ્રસન્ન થઇ "જાઓ, ધર્મનું પાલન કરો; તમારૂં કલ્યાણ થાઓ; તમને કોઇ વિઘ્ન નડો નહીં" એવો આશીર્વાદ આપ્યો.

આ પ્રમાણે રાજાને રાજધાનીમાંથી જતાં જોઈ નગરના સર્વ લોક શોકાતુર થયા અને રાજાની સાથે જવાને તૈયાર થયા. ત્યારે રાજાને દયા આવવાથી તે માર્ગમાં ઉભા રહ્યા. તે જોઇ વિશ્વામિત્ર ક્રોધથી લાલચોળ નેત્ર કરી રાજાને કહેવા લાગ્યા—

धिक्त्वां दुष्टसमाचारनृतं जिह्मभाषिणम् ।
मम राज्यं च दत्वा यः पुनः प्राकष्टुमिच्छसि ॥ मार्के० पु० अ० ७–५८ ॥

અર્થ:—દુષ્ટાચરણવાળા તને ધિક્કાર છે. તું જૂઠું અને કપટી વચન બોલ્યો, કેમકે રાજ્ય મને આપીને હવે તું તારૂં વચન પાછું ખેંચી લેવા માગે છે અર્થાત્ મિથ્યા કરવા માગે છે અને અહીં રહેવા માગે છે.

આવી કઠોર વાણી સાભળી રાજા ભયભીત થઇને પોતાની સ્ત્રીને ખેંચીને "હું જાઉં છું" એમ કહી ચાલવા લાગ્યો, એટલામાં તેને ખેંચતી વખતે શ્રમાતુર થયેલી સ્ત્રીને વિશ્વામિત્ર કાષ્ઠદંડથી મારવા લાગ્યા. તે જોઇ રાજા "હું જાઉં છું" એ સિવાય બીજું કાંઇ પણ બોલ્યા નહીં; અને ત્યાંથી નિકળી વારાણસી (કાશી) પુરીમાં પહોંચ્યા. તેટલામાં તો—

पुरीं प्रविश्य ददर्श विश्वामित्रमुपस्थितम् ॥ ,, अ० ८श्लो.५ ॥

રાજાએ વિશ્વામિત્રજીને ત્યાં દીઠા. અને—

तं दृष्ट्वा समनुप्राप्तं विनयावनतोऽभवत् ।
प्राह चैवाञ्जलिं कृत्वा हरिश्चन्द्रो महामुनिम् ॥ ,, ॥ ६ ॥

इमे प्राणाः सुतश्चायमियं पत्नी मुने मम ।
येन ते कृत्यमस्त्याशु तद्गृहाणार्घ्यमुत्तमम् ॥ ,, ॥ ७ ॥
यद्वाऽन्यत्कार्यमस्माभिस्तदनुज्ञातुमर्हसि ॥ ,, ॥ ८ ॥

અર્થ:—તે મહામુનિને દેખતાં જ વિનયપૂર્વક રાજાએ કહ્યું—આ મારા પ્રાણ, આ પુત્ર, આ મારી પત્ની તેમાંથી આપને જેની જરૂર હોય તે સ્વીકારશો. અથવા આપને માટે અમારે અન્ય કાંઇ કરવાનું હોય તે આપ કૃપા કરીને બતાવશો ત્યારે વિશ્વામિત્રે કહ્યું—એક માસનો

વાયદો પૂરો થયો છે, મારી દક્ષિણા લાવ. રાજસૂય નિમિત્ત દાક્ષણા (એટલે રાજસૂય યજ્ઞમાં સર્વસ્વનું દાન કરવામાં આવે છે. તે તો મુનિએ પ્રથમ જ લઇ લીધું છે) આપવાનું તેં વચન આપ્યું છે તે તને યાદ છે? એટલે રાજાએ કહ્યું કે આજે એક માસ થયો ખરો, પરન્તુ હજુ અડધો દિવસ બાકી છે ત્યાં સુધીમાં તમારી દક્ષિણા આપીશ, માટે તેટલી વાર રાહ જુઓ. વિશ્વામિત્રે "तथास्तु" એમ કહ્યું અને જણાવ્યું કે ફરી પાછો આવું છું, અને જો મારી દક્ષિણા નહીં આપે તો તને શાપ દઇશ, એમ કહી મુનિ ત્યાંથી ગયા.

પછી રાજા ચિંતા કરવા લાગ્યા કે હવે શું કરવું, પાસે કાંઇ ધન નથી, કોઇ મિત્ર નથી કે જે સહાય કરે, પ્રાણત્યાગ કરૂં ? અને વળી અકિંચન હોવાથી જાઉં પણ ક્યાં ? અને જો પ્રતિજ્ઞા કરેલી દક્ષિણા આપ્યા વિના આત્મહત્યા કરૂં તો બ્રાહ્મણનું ધન હરણ કરનાર હું કૃમિ રૂપ થાઉં. એમ વિચારી આખરે નિશ્ચય કર્યો કે—

अथवा प्रेष्यतां यास्ये वरमेवात्मविक्रयः ॥ „ ॥ १६ ॥

હું ધન લઇને આત્મવિક્રય કરી કોઇનો દાસ થાઉં અને દક્ષિણા આપું. આ વાત સાંભળી ગદ્‌ગદ્ કંઠ તેની સ્ત્રી બોલી :—

त्यज चिन्तां महाराज स्वसत्यमनुपालय ।
श्मशानवद्वर्जनीयो नरः सत्यबहिष्कृतः ॥ „ ॥ १७ ॥
नातः परतरं धर्मं वदन्ति पुरुषस्य तु ।
यादृशं पुरुषव्याघ्र स्वसत्यपरिपालनम् ॥ „ ॥ १८ ॥
अग्निहोत्रमधीतं वा दानाद्याश्चाखिलाः क्रियाः ।
भजन्त्येतस्य वैफल्यं य वाक्यमकारणम् ॥ „ ॥ १९ ॥
सत्यमत्यन्तमुदितं धर्मशास्त्रेषु धीमताम् ।
तारणायानृतं तद्वत्पातनायाकृतात्मनाम् । „ ॥ २० ॥
सप्ताश्वमेधानाहृत्य राजसूयं च पार्थिवः ।
कृतिर्नाम्ना च्युतः स्वर्गादसत्यवचनात्सकृत् ॥ „ ॥ २१ ॥

"હે મહારાજ! ચિન્તા છોડો, સત્યનું પરિપાલન કરો, જે સત્યથી બહિષ્કૃત થાય છે તે મનુષ્ય શ્મશાનની પેઠે ત્યાગ કરવા યોગ્ય છે. વિદ્વાન્ લોકો પોતાના વચનનું પરિપાલન કરવું તેના કરતાં અન્ય કોઇ ઉત્કૃષ્ટ ધર્મ નથી એમ કહે છે. જે મનુષ્ય નિષ્પ્રયોજન ( અસત્ય ) વાણી બોલે છે, તેની અગ્નિહોત્ર, વેદાધ્યયન, દાન, આદિ સર્વ ક્રિયા નિષ્ફલ જાય છે. ધર્મશાસ્ત્રોમાં બુદ્ધિમાન્ વિવેકી મનુષ્યોને તારનાર સત્યને જ કહ્યું છે, અને અવિવેકીનું પતન કરનાર અનૃતને કહ્યું છે. કૃતિ નામનો રાજા સાત અશ્વમેધ તથા એક રાજસૂય યજ્ઞનું પુણ્ય લઇને સ્વર્ગમાં ગયો, છતાં ત્યાં માત્ર એક વાર જ અસત્ય બોલવાના કારણે તે સ્વર્ગમાંથી નીચે પડયો. ઉપરનું કોઇ પુણ્ય કામ લાગ્યું નહીં. માટે હે મહારાજ ! મુનિને આપેલું વચન પાળવું જોઇએ. મારાથી આપને એક પુત્ર તો થયો છે,"

આથી આગળ બોલવા જતાં તે સ્ત્રી રડી પડી. પછી ધીરજ ધરી ફરી કહેવા લાગી:— મને પુત્ર સાંપડયો છે, પુત્ર પ્રાપ્ત થાય એટલે સ્ત્રીની ફરી જરૂર નથી. માટે મને વેચીને પૈસા લઈ વિપ્રની દક્ષિણા આપો. આ વચન સાંભળી રાજા મૂર્છિત થયો. ફરી ભાન આવતાં દુઃખથી પોતાને ધિક્કાર આપવા લાગ્યો. અને વળી ફરી મૂર્છાથી પૃથિવી ઉપર પડી ગયો. તે જોઈ સ્ત્રી વિલાપ કરવા લાગી, અને તે પણ મૂર્છિત થઈને પડી. આ પ્રમાણે બંનેને નીચે પડેલાં જોઇ તેમનો નાનો બાલક ક્ષુધાથી પીડાતો બોલ્યો:—

तातं तात ददस्वान्नमम्बाम्ब भोजनं दद ।
क्षुन्मे वलवती जाता जिह्वाग्रं शुष्यते तथा ॥ „ ॥ ३६ ॥

હે તાત! અન્ન આપો. હે માતા! ભોજન આપ. મને અત્યન્ત ક્ષુધા લાગી છે અને મારી જીહ્વાનો અગ્ર ભાગ સુકાય છે.

આ જ પળે ક્રૂદ્ધ થયેલા મહા તપસ્વી વિશ્વામિત્ર ઋષિ ધન માગવાને માટે ફરી ઉપસ્થિત થયા, અને મૂર્છિત થયેલા રાજાને પાણી છાંટી આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—

उत्तिष्ठोत्तिष्ठ राजेन्द्र तां ददस्वेष्टदक्षिणाम् ॥ „ ॥ ३७ ॥
ऋणं धारयतो दुःखमहन्यहनि वर्धते ॥ „ ॥ ३८ ॥

હે રાજેન્દ્ર! ઉઠ, ઉઠ, મારી ઈષ્ટ દક્ષિણા લાવ. જેને માથે ઋણ છે તેને દિન પ્રતિદિન દુઃખની વૃદ્ધિ થાય છે. મૂર્છા વગના રાજા સચેતન થયો અને વિશ્વામિત્રને જોઇ ફરી મોહને પ્રાપ્ત થયો. એટલે મુનિને ક્રોધ ચઢયો, અને રાજાને જાગૃત કરી તે આ પ્રમાણે કહેવા લાગ્યા:—

दीयतां दक्षिणा सा मे यदि धर्ममवेक्षसे ॥ „ ॥ ४० ॥
सत्येनार्कः प्रतपति सत्ये तिष्ठति मे दनो ।
सत्यं चोक्तं परो धर्मः स्वर्गः सत्ये प्रतिष्ठितः ॥ „ ॥ ४१ ॥
अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ „ ॥ ४२ ॥
अथवा किं ममैतेन साम्ना पोक्तेन कारणम् ।
अनार्ये पापसंकल्पे क्रूरे चानृतवादिनि ॥ „ ॥ ४३ ॥
त्वयि राज्ञि प्रभवति सद्भावः श्रूयतामयम् ।
अद्य मे दक्षिणां राजन्न दास्यति भवान्यदि ॥ „ ॥ ४४ ॥
अस्ताचलं प्रयातेऽर्के शप्स्यामि त्वां ततो ध्रुवम् ।
इत्युक्त्वा स ययौ विप्रो राजा चासीद्भयातुरः ॥ „ ॥ ४५ ॥

"હે રાજન્ ! જો તું ધર્મ સમજતો હોય તો મારી દક્ષિણા આપ. સત્ય વડે સૂર્ય તપે છે, સત્યથી પૃથિવી સ્થિત થઈ છે સત્ય જ પરમ ધર્મ છે, સ્વર્ગ પણ સત્યમા જ પ્રતિષ્ઠિત છે. જો કદાપિ એક બાજુ એક હજાર અશ્વમેધના ફળને અને બીજી બાજુ સત્યના ફળને તુલામાં મૂકી માપવામા આવે તો હજાર અશ્વમેધ કરતા સત્યનું ફલ વધશે. અથવા તારા જેવા અનાર્ય, પાપી સંકલ્પવાળા ક્રૂર મિથ્યાવાદી સાથે સીધી રીતે વાત કરવાથી શુ ફલ છે ? છતાં તુ રાજા હોવાથી તારા પ્રતિ સદ્ભાવથી કહું છું તે સાંભળ મારી દક્ષિણા આજે જ લાવ. અને તને સ્પષ્ટ જણાવી દઉં છુ કે જો તેમ નહીં કરે તો સૂર્યનારાયણ અસ્તાચલ પહોચતા જરૂર તને શાપ દઈશ " એમ કહી વિશ્વામિત્રજી ત્યાંથી ચાલ્યા ગયા.

બાદ શોકાતુર થયેલા રાજા પ્રતિ તેની પત્ની કહેવા લાગી :– "મને વેચીને વિપ્રનું ધન આપો તેના શાપાનલથી દગ્ધ થઇને મૃત્યુને પ્રાપ્ત ન થાઓ " આ પ્રમાણે વારંવાર કહેવાથી રાજા તેને વેચવા તૈયાર થયો, અને નગરમા જઇ ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યો – "હે નાગરિકો ! મારૂં વચન સાંભળો જો કોઇને દાસીની જરૂર હોય તો હું મારી સ્ત્રીને વેચવાને આવ્યો છુ." તે સાભળી એક વૃદ્ધ બ્રાહ્મણ આવીને રાજાને કહ્યું :–મને દાસી આપ, હું તને ધન આપીને તેને વેચાતી લેવા માગુ છુ, મારી પાસે ધન તો બહુ છે, પરન્તુ મારી સ્ત્રી સુકુમારી છે, તે ગૃહકર્મ કરવાને અશક્ત છે માટે તારી સ્ત્રીની કર્મ કરવાની કુશલતા, વય, રૂપ અને શીલને અનુરૂપ આ ધન લે અને મને સ્ત્રી સોંપ " આ સાભળી રાજાનુ મન વિદીર્ણ થયુ અને તે કાઇ બોલ્યો નહીં. એટલે તે બ્રાહ્મણ તે સ્ત્રીના લક્ષણને અનુસાર તેની કિંમત આકીને તેટલુ ધન રાજાના વલ્કલને છેડે બાંધીને તે સ્ત્રીના વાળ પકડીને તેને ખેંચવા લાગ્યો. તે જોઇને તેનો પુત્ર રોહિત માતાનું વસ્ત્ર ખેંચતો રડવા લાગ્યો, ત્યારે તે સ્ત્રી "મને છોડ છોડ, હું મારા બાલકને એક વાર જોઇ લઉં, તેનુ ફરી દર્શન દુર્લભ થશે. હે વત્સ ! આવ અને દાસી થયેલી તારી માને તું જોઇ લે. હે રાજપુત્ર ( રોહિત ) ! તું મને હવે સ્પર્શ કરતો નહીં, તારે માટે હવે હું અસ્પૃશ્ય છું " એમ બોલી. પછી માતાને બળપૂર્વક ખેંચાતી જોઈ તે બાળક "હે માતા" એમ બોલી રડતો રડતો તેના તરફ દોડ્યો તેને આવતો જોઇ તે બ્રાહ્મણે ક્રોધથી તેને લાત મારી. તેમ છતાં "હે અંબ !" એમ બોલતા તે બાળકે પોતાની માતાને છોડી નહીં. ત્યારે રાજપત્ની બ્રાહ્મણ પ્રતિ બોલી :–"હે નાથ ! કૃપા કરી આ બાળકને પણ વેચાતો લઇ લ્યો, તમે મને વેચાતી લેવાથી તમે મારા માલિક થયા છો, છતા તેના વિના હું તમારૂં કાર્ય કરી શકીશ નહીં." ત્યારે બ્રાહ્મણ બોલ્યો :–ધર્મશાસ્ત્રના જાણનારે મનુષ્યનાં લક્ષણને અનુસાર સ્ત્રી પુરૂષની સો, હજાર, લક્ષ, કરોડ વગેરે કિંમત કહી છે. તેને અનુસાર આ બાલકની જે કિંમત થાય તે લે અને તેને મને સોંપ " એમ કહી રાજાના ઉત્તરીય વસ્ત્રને છેડે યોગ્ય ધન બાંધી બાળકને પકડી તેની માતાની સાથે તેને પણ બાંધ્યો. આ પ્રમાણે બંનેને લઇને જતાં જોઇ રાજા વિલાપ કરવા લાગ્યો, એટલામાં તે બ્રાહ્મણ, સ્ત્રી અને બાલક સહિત, મકાનો અને વૃક્ષોથી અદૃશ્ય થઇ ગયો.

એટલામાં જ વિશ્વામિત્રજી પાછા ત્યાં આવ્યા, અને ધન માગ્યું. એટલે જે ધન

રાજાને મળ્યું હતું તે તેમને તરત જ આપી દીધું; પરન્તુ તે ધનથી પ્રસન્ન ન થવાથી કૂપિત થઇને મુનિ રાજા પ્રતિ કહેવા લાગ્યા :—

यावत्तोषो राजसूये ब्राह्मणानां भवेन्नृप ।
तावदेव तु दातव्या दक्षिणा राजसूयिकी ॥ मार्कं० पु० अ० ७ श्लो० ३९ ॥

અર્થ:—રાજસૂય યજ્ઞમાં જેટલી દક્ષિણા આપવાથી બ્રાહ્મણ પ્રસન્ન થાય તેટલી દક્ષિણા આપવી જોઇએ. માટે હે ક્ષત્રબંધુ ! જો તું મારા માટે આ દક્ષિણા યોગ્ય માનતો હોય તો તું હવે મારા તપ આદિનું બળ જોઇ લે. મતલબ કે હવે તને શાપ દઇશ. એટલે રાજાએ કહ્યું :—હે ભગવન્! હું બીજી દક્ષિણા આપીશ, થોડી વાર રાહ જુઓ. તે ઉપરથી, "હે નરાધિપ ! હવે દિવસનો ચતુર્થ ભાગ (એક પહોર) બાકી રહ્યો છે, તેટલો સમય હું રાહ જોઇશ. તે પછી હું તારી કાંઇ પણ વાત નહીં સાંભળું" એમ કહી કૂપિત થયેલા વિશ્વામિત્રજી ત્યાંથી ચાલ્યા ગયા. બાદ ભય અને શોકથી આતુર થયેલા તે રાજા પોતાનો વિક્રય કરવાનો નિશ્ચય કરીને લોકો પ્રતિ ઉંચે સ્વરે તેવી ઘોષણા કરી. એટલે ધર્મરાજા દુર્ગન્ધિવાળું કાળું લાંબા પેટવાળું ચણ્ડાલનું રૂપ ધરીને અનેક પક્ષી પકડી ગળામાં મડદાની માળાઓ પહેરીને, હાથમાં કપાલ લીધેલા-એવો વેશ ધરી અનેક શ્વાન સહિત હાથમાં યષ્ટિ લઇને ત્યાં આવ્યા, અને રાજાને કહ્યું :—"હું તમને વેચાણ લેવા માગુ છું, તમારી કિંમત કહો, જેટલું ધન માગવું હોય તેટલું માગો." ક્રૂરદૃષ્ટિવાળા ચણ્ડાલને જોઇને રાજાએ પૂછયું :—તું કોણ છે ? તેણે કહ્યું :—હું ચણ્ડાલ છું અને પ્રવીર નામથી પ્રખ્યાત છું. હું વધ્યવધક (વધ્ય મનુષ્યનો વધ કરનાર) તથા મૃતકંબલહારક (મરેલા મડદાનું વસ્ત્ર લેનાર) તરીકે પ્રખ્યાત છું. ત્યારે હરિશ્ચન્દ્રે કહ્યું :—હું નિન્દિત ચણ્ડાલનો દાસ થવા માગતો નથી. ચણ્ડાલને વશ થવા કરતાં મુનિના શાપાગ્નિથી દગ્ધ થવા ખુશી છું. રાજા આટલું બોલે છે એટલામાં તો ફરી વિશ્વામિત્રજી ત્યાં આવ્યા અને કોપાયમાન થઈ બોલ્યા :—આ ચણ્ડાલ તને બહુ બહુ ધન આપવાને તૈયાર થયો છે, તો પછી બાકીની દક્ષિણા મને કેમ આપતો નથી ? રાજા કહે છે:—હે ભગવન્! હું સૂર્યવંશમાં ઉત્પન્ન થયો છું, ધનની કામનાથી હું ચણ્ડાલનો દાસ કેવી રીતે થાઉં. ત્યારે વિશ્વામિત્રે ઉત્તર આપ્યો કે જો તારા વિક્રયથી પ્રાપ્ત થતું ચણ્ડાલનું ધન લઇને સમય પૂરો થતાં સુધીમાં મને નહીં આપે તો તને શાપ દઇશ. ત્યારે રાજાએ વિહ્વલ થઇને મુનિનાં ચરણ પકડયાં અને કહ્યું :—હું તમારો દાસ છું, હું દુઃખી છું, ભયભીત છું, અને વિશેષમાં હું તમારો ભક્ત છું. માટે કૃપા કરો, પરન્તુ ચણ્ડાલની સાથે સંબંધ તો કષ્ટ રૂપ છે. માટે બાકીના ધનના બદલામાં હું આપનો દાસ થઇશ, અને આપની વૃત્તિ અનુસાર વર્તીશ. ત્યારે વિશ્વામિત્રજી કહે છે:—જો તું મારો દાસ થયો છે તો તારાં લક્ષણને અનુસાર તારી કિંમત એક અર્બુદ થાય છે તેટલી કિંમત લઇને હું તને (મારા દાસને) ચણ્ડાલને વેચું છું. રાજાએ ઉત્તર આપ્યો કે જો એટલાથી આપ સંતુષ્ટ થતા હો તો મને દાસ રૂપે સ્વીકારો. એટલે ચણ્ડાલે વિશ્વામિત્રને કહ્યું કે હું આપને સો યોજન વિસ્તીર્ણ ભૂમિ આપું છું તે લઇને આ દાસ મને આપો.

એ પ્રમાણે વિશ્વામિત્રજીને તેટલું દ્રવ્ય આપી રાજાને બાંધી દંડપ્રહાર કરતો તે

શ્વપાક ( ચણ્ડાલ ) તેને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં તે રાજા કેટલાક સમય સુધી દરરોજ પોતાની સ્ત્રી તથા પુત્ર સંબંધી વિચાર કરતો રહ્યો. દરમ્યાન તે ચણ્ડાલે તેને સ્મશાનમાં મૃતચૈલાપહારક ( મડદાંનાં વસ્ત્ર લેનાર) બનાવ્યો, અને કહ્યું કે તું મડદાંને લાવવાની રાહ જોતો અહીં સ્થિત થા. દરેક મડદાદીઠ જે ધન મળે તેનો છઠ્ઠો ભાગ રાજાને આપવાનો છે, ત્રણ ભાગ મારા છે, અને બાકીના બે ભાગ તારા પગારના છે. એ પ્રમાણેની આજ્ઞા થવાથી હરિશ્ચન્દ્ર રાજા વારાણસીની દક્ષિણ દિશામાં આવેલા ભયંકર સ્મશાનમાં ગયા. ત્યાં તે " હે ભૃત્યો ! હે મન્ત્રીઓ, હે વિપ્રો, હે શૈબ્યી, હે પુત્ર ! મને મંદ ભાગ્યને તજીને તમે ક્યાં ગયાં ? મારૂં રાજ્ય ક્યાં ગયું ? " ઇત્યાદિ પ્રકારે ચિન્તા કરવા લાગ્યા. એ પ્રકારે દિન રાત્રિ ચિન્તન કરતા સતા નિદ્રાને પ્રાપ્ત થતા નહોતા. એમ જીવતા સતા યોન્યન્તરને પ્રાપ્ત થયેલા તે રાજાએ સો વર્ષ તુલ્ય બાર માસ કાઢ્યા.

આ દરમ્યાન રોહિત નામના હરિશ્ચન્દ્રના પુત્રને વિશ્વામિત્રની પ્રેરણાથી સર્પ કરડ્યો તેથી રોહિત મૃત્યુ પામ્યો, તેના સમાચાર બીજા બાળકોએ આવીને તેની માતાને કહ્યા. પુત્રના મૃત્યુની વાત સાંભળી રોહિતની માતા મૂર્છિત થઇને પડી ગઈ; તેનું રૂદન સાંભળી જેના ઘરમાં તે દાસી થઇને રહેતી હતી તે બ્રાહ્મણ બહુ ક્રોધિત થયો. રાત્રિના બાર વાગ્યા સુધી પુત્રના શબનો દાહ કરવાને માટે તેને જવા દીધી નહીં. બાર વાગ્યા પછી જવાની આજ્ઞા આપી, અને પુત્રને બાળી શીઘ્ર પાછી આવવા કહ્યું. રાણી પુત્રની પાસે જઇને બહુ રૂદન કરવા લાગી. મધ્ય રાત્રિમાં રૂદન સાંભળી ગામના લોક ત્યાં આવ્યા અને " તું કોણ છે, અને શા માટે રૂદન કરે છે " એ પ્રમાણે તેને પૂછવા લાગ્યા, પરન્તુ રાણીએ કાંઇ પણ જવાબ આપ્યો નહીં. લોકોએ " આ ડાકણ છે, સ્ત્રી નથી, લોકનાં છોકરાંને ખાનારી છે " એમ કહીને રાણીને પકડી લીધી અને તેને મારવાને માટે ચણ્ડાલને સોંપી. ચણ્ડાલ પ્રસન્ન થયો, અને તેને મારવાની પોતાના દાસ હરિશ્ચન્દ્રને આજ્ઞા કરી. ત્યારે હરિશ્ચન્દ્રે કહ્યું કે સ્ત્રીઓને મારવી નહીં જોઇએ. ત્યારે ચણ્ડાલે કહ્યું કે એકને મારવાથી ઘણાંને સુખ થશે, માટે તેને મારી નાંખ. ત્યારે હરિશ્ચન્દ્રે " હું સ્ત્રીવધ નહીં કરૂં " એવું મારૂં વ્રત છે એમ કહ્યું. હું દેવ તથા ગન્ધર્વોને જીતીને આ રાજ્ય તને આપી શકું છું. *આવી વાણી સાંભળીને ચણ્ડાલ કહે છે કે* તું ચણ્ડાલનો દાસ થઇને શું દેવતાઓની વાત બોલે છે ? એને માર-એમ કહી તેને એક તલવાર આપી. ત્યારે હરિશ્ચન્દ્ર પોતાની પત્નીને કહે છે " તું હું પાપીની આગળ બેસી જા, હું તને મારૂં છું. " તે બંને એક બીજાને ઓળખતાં નથી. માતાના ખોળામાં પડેલા બાળકને જોઇને " આ મારો જ પુત્ર છે " એવી રાજાને સ્મૃતિ થઇ, ત્યારે રાજા અને રાણીએ પરસ્પર વૃત્તાન્ત પૂછી એક બીજાને ઓળખ્યાં. હરિશ્ચન્દ્રે પોતે ચણ્ડાલના દાસ થવાનું કારણ બતાવ્યું. ત્યારે રાણી પુત્રને ખોળામાં રાખી આલિંગન દઇને પોતાના પતિને કહે છે " આપ મને મારો, નહિતો સ્વામિદ્રોહ થશે. તે સાંભળી રાજા મૂર્છિત થયો. થોડી વાર પછી ઉઠી પુત્રના શરીરને બાળવાને માટે ચિતા બનાવી અને પુત્રની સાથે પોતે પણ બળી મરવાનો નિશ્ચય કરીને પત્નીને કહ્યું—" ચણ્ડાલની આજ્ઞા વિના અગ્નિમાં પ્રવેશ કરૂં તો અન્ય જન્મમાં પણ ચણ્ડાલનું દાસત્વ પ્રાપ્ત થશે, અને નરકમાં પણ પડીશ. તથાપિ દુઃખ સહન થતું નથી, માટે-પુત્રની સાથે અગ્નિમાં પ્રવેશ કરૂં છું, તું બ્રાહ્મણને ઘેર જા. અને—

यदि दत्तं यदि हुतं गुरवो यदि तोषिताः ॥ „ ॥ २३३ ॥
परत्र संगमो भूयात्पुत्रेण सह च त्वया। „ ॥ २३४ ॥

જો મેં દાન કર્યું હશે, હોમ હવન કર્યા હશે, ગુરૂ જનોને સંતોષ આપ્યો હશે, તો પરલોકમાં પુત્ર અને તારી સાથે ફરી સંગમ થશે."

આ સાંભળી સ્ત્રી બોલી કે હું પણ તમારી સાથે બળી મરીશ. અને આપણે સ્વર્ગ કે નરક જે ભાગ્યમાં હશે તે સાથે રહીને જ ભોગવીશુ. રાજાએ અનુમતિ આપી, અને પછી ચિતામા પુત્રને મૂકી પત્ની સહિત હાથ જોડી પરમાત્માનુ ચિન્તન કરવા લાગ્યો, કેમકે સંકટ સમયે ઇશ્વરનું ચિન્તન જ સહાય કરે છેઃ—

चिन्तयन् परमात्मानमीशं नारायणं हरिम् ।
हृत्काटरयहासीनं वासुदेवं सुरेश्वरम् ॥ „ ॥ २४० ॥
अनादिनिधनं ब्रह्म कृष्णं पीताम्बरं शुभम् ।
तस्य चिन्तयमानस्य सर्वे देवाः सवासवाः ॥ „ ॥ २४१ ॥

એ પ્રમાણે પરમાત્માનું ધ્યાન કરતાં ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ ધર્મ રાજાને આગળ કરીને ત્વરાથી ત્યાં આવી પહોંચ્યા. વિશ્વામિત્રજી પણ ત્યાં આવ્યા, અને તે સર્વે હરિશ્ચન્દ્રને આશ્વાસન આપવા લાગ્યાઃ-

धर्म उवाच ॥
मा राजन्साहसं कार्षीर्धर्मोऽहं त्वामुपागतः ।
तितिक्षादमसत्याद्यैः स्वगुणैः परितोषितः ॥ „ ॥ २४७ ॥

હે રાજન્! સાહસ ન કર. તારી તિતિક્ષા, દમ, સત્ય, આદિ ગુણોથી પરિતુષ્ટ થયેલો હુ સ્વયં ધર્મ તારી પાસે આવ્યો છું.

इन्द्र उवाच ॥
हरिश्चन्द्र महाभाग प्राप्तः शक्रोऽस्मि तेऽन्तिकम् ।
त्वया सभार्येण पुत्रेण जिता लोकाः सनातनाः ॥ „ ॥ २४८ ॥
आरोह त्रिदिवं राजन्भार्यापुत्रसमन्वितः ।
सुदुष्प्रापं नरैरन्यैर्जितमात्मीयकर्मभिः ॥ „ ॥ २४९ ॥

ઇન્દ્રે કહ્યુ કે મહાભાગ હરિશ્ચન્દ્ર! હું ઇન્દ્ર તારી પાસે આવ્યો છું. તારી સ્ત્રી અને પુત્ર સહિત તુ સ્વર્ગમા આવ. અન્ય જનોને દુષ્પ્રાપ વસ્તુ તે તારાં કર્મ વડે પ્રાપ્ત કરી છે એમ કહીને ઇન્દ્રે અમૃતની વૃષ્ટિ કરી જેથી રાજાનો મૃત પુત્ર સજીવન થયો. એટલે હરિશ્ચન્દ્ર પુત્રને ભેટ્યા અને સ્વસ્થ થયા. પછી ઇંદ્રે કહ્યુ કે હવે ભાર્યા અને પુત્ર સહિત તું પરમ ગતિને પ્રાપ્ત કરીશ. હવે સ્વર્ગારોહણ કરો. ત્યારે હરિશ્ચન્દ્રે કહ્યું કે મારા સ્વામી ચંડાલની પરવાનગી વિના અને તેનુ દેવું ચૂકવ્યા વિના હું દેવલોકમાં જવા માગતો નથી. ત્યારે ધર્મરાજાએ કહ્યું કે તારા ભાવી કલેશને જાણીને હું પોતે જ શ્વપચનુ રૂપ ધારણ

કરીને આવ્યો હતો. પછી ફરીથી ઇંદ્રે રાજાને સ્વર્ગમાં ચાલવાને કહ્યું. ત્યારે રાજાએ કહ્યું કે મારી કોસલા નગરીમાં મારી પ્રજા મારે લીધે શોકમાં ડુબેલી છે, તેમને છોડીને હું સ્વર્ગમાં જઈ શકું નહીં, કેમકે—

ब्रह्महत्या गुरोर्घातो गोवधः स्त्रीवधस्तथा ।
तुल्यमेभिर्महापापं भक्तत्यागोऽप्युदाहृतम् ॥ ,, ॥ २६१ ॥
भजन्तं भक्तमत्याज्यमदुष्टं त्यजतः सुखम् ।
नेह नामुत्र पश्यामि तस्माच्छक्र दिवं व्रज ॥ ,, ॥ २६२ ॥

ભક્તનો ત્યાગ કરવો તેને બ્રહ્મહત્યા, ગુરૂહત્યા, ગોવધ તથા સ્ત્રીવધની તુલ્ય મહાપાપ ગણવામાં આવ્યું છે. આપણી ભક્તિ કરનાર અદુષ્ટ અત્યાજ્ય ભક્તનો ત્યાગ કરનારને આ લોકમાં કે પરલોકમાં કાંઇ સુખ મળે એમ હું દેખતો નથી. માટે હે ઇન્દ્ર ! આપ સ્વર્ગે પધારો, ભક્તો વિના હું નહીં આવુ. મેં જે કોઇ મહાયજ્ઞ કર્યા છે તે તેમના પ્રભાવથી કર્યા છે. માટે "उपकर्तॄन्न संत्यक्ष्ये तानहं स्वर्गलिप्सया"—સ્વર્ગની ઇચ્છાથી હું ઉપકાર કરનારનો ત્યાગ નહીં કરૂં. માટે બહુ કાલ પર્યન્ત જે શુભ ફલ મારે ભોગવવાનું હોય તે તમારા અનુગ્રહથી તેમની સાથે રહીને હું એક દિવસ પણ ભોગવું એમ કરો. ત્યારે ઇન્દ્રે કહ્યું કે તેમ થશે. એમ કહી ધર્મ વગેરે સર્વ દેવો અને વિશ્વામિત્ર સર્વે હરિશ્ચન્દ્રની નગરીમા ગયા; અને હરિશ્ચન્દ્રની રૂબરૂ ઇન્દ્રે સર્વ લોકોને તરત જ સ્વર્ગલોકમાં જવાને કહ્યુ. પછી વિશ્વામિત્રે હરિશ્ચન્દ્રના પુત્ર રોહિતનો અયોધ્યા નગરીમાં અભિષેક કર્યો, અને પછી રાજા પોતાની સ્ત્રી તથા પ્રજા સહિત દેવલોકમાં ગયા. તે જોઇને દૈત્યાચાર્ય શુક્ર (ઉશના કવિ) નીચે પ્રમાણે બોલ્યાઃ—

हरिश्चन्द्रसमो राजा न भूतो न भविष्यति ।
यश्चैतच्छृणुयाद्भक्त्या नैरन्तर्येण मानवः ॥ ,, ॥ २७९ ॥
तेन वेदाः पुराणानि सर्वे मंत्राः सुसंग्रहाः ।
घुष्टाः स्युः पुष्करे तीर्थे प्रयागे सिन्धुसागरे ॥ ,, ॥ २८० ॥
अहो तितिक्षामाहात्म्यमहो दानफलं महत् ।
यदा गतो हरिश्चन्द्रः पुरीं चेन्द्रत्वमाप्तवान् ॥ ,, ॥ २८४ ॥

એ રીતે ભક્તિપૂર્વક આ આખ્યાન શ્રવણ કરવાનું ફલ કહ્યું, તેમ જ તિતિક્ષાનું માહાત્મ્ય તથા દાનનું ફળ પણ કહ્યું

માટે હજાર અશ્વમેધ યજ્ઞ કરવાથી પણ જે ફલ પ્રાપ્ત ન થાય તે અતિ દુઃખ સહન કરીને પણ સત્યનું પાલન કરવા માત્રથી પ્રાપ્ત થાય છે એમ ઉપરના દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે.

વળી સત્યપાલન ઉપર માર્કણ્ડેય પુરાણના ચતુર્થ અધ્યાયમાં શ્લો. ૧૫ થી ૫૪ માં બીજું પણ દૃષ્ટાન્ત છે. પૂર્વે વિપુલસ્વાન્ નામના પ્રખ્યાત ઋષિ થઇ ગયા તેમના એક પુત્ર સુકૃષ નામના હતા. તેમને ચાર પુત્ર હતા. તે સુકૃષ મુનિની પરીક્ષા કરવાને ઇન્દ્ર તૂટેલી પાંખ વાળા

પક્ષીનું સ્વરૂપ લઈને મુનિના આશ્રમમાં આવ્યા. અને ક્ષુધાતુર હોવાથી ભક્ષ્ય માગ્યું. મુનિએ કહ્યું કે તને ઇષ્ટ હોય તેવો આહાર હું લાવી આપવા તૈયાર છું, માટે કયો આહાર લાવું તે કહે. પક્ષીએ કહ્યું કે પુરૂષનું માંસ લાવી આપો. મુનિએ તેને ઘણું સમજાવ્યો, પરન્તુ તેણે તેજ આહાર માગ્યો. તો તે આપવા મુનિએ સ્વીકાર કરી પોતાના ચાર પુત્રોને બોલાવી તેમનું માંસ પક્ષીને આપવા તેમને જણાવ્યું. પરન્તુ મરણના ભયથી તેમણે ના પાડી. ત્યારે તેમણે તેઓને પક્ષી થવાનો શાપ દીધો. પછી પોતે પોતાનું વચન પાળવાને માટે પોતાનું માંસ આપવાને પક્ષીને જણાવ્યું:—

अन्त्येष्टिमात्मनः कृत्वा शास्त्रतश्चौर्ध्वदैहिकम् ॥ मार्कं० पु० अ० ४–४५ ॥

भक्षयस्व सुविश्रब्धो मामत्र द्विजसत्तम ।
आहारीकृतमेतत्ते मया देहमिहात्मनः ॥ „ ॥ ४६ ॥

एतावदेव विप्रस्य ब्राह्मणत्वं मचक्षते ।
यावत्पतगजात्यग्र स्वसत्यपरिपालनम् ॥ „ ॥ ४७ ॥

न यज्ञैर्दक्षिणावद्भिस्तत्पुण्यं प्राप्यते महत् ।
कर्मणान्येन वा विप्रैर्यत्सत्यपरिपालनात् ॥ „ ॥ ४८ ॥

અર્થ:—હે પક્ષિશ્રેષ્ઠ! બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ પોતાના સત્ય વચનનું પરિપાલન કરવું તેજ છે. જે મહત્ પુણ્ય મહાન્ દક્ષિણા વાળા યજ્ઞોથી અથવા અન્યકોઇ કર્મથી પણ પ્રાપ્ત થતું નથી તે સત્યના પરિપાલનથી પ્રાપ્ત થાય છે.

આ વચન સાંભળી પક્ષીએ કહ્યું કે હું જીવતા મનુષ્યનું માંસ ખાતો નથી. માટે યોગનો આશ્રય કરીને આ દેહનો તમે ત્યાગ કરો પછી ખાઇશ. તે સાંભળી મુનિ યોગ યુક્ત થયા. આ પ્રમાણે મુનિનો દૃઢ નિશ્ચય જોઈને ઇન્દ્ર પ્રકટ થયા અને મુનિને કહ્યું કે ઉઠો, તમારી પરીક્ષા કરવાને મેં તમારો અપરાધ કર્યો છે માટે ક્ષમા કરો. એમ કહી મુનિને આશીર્વાદ આપ્યો કે–

अद्य प्रभृति ते ज्ञानमैन्द्रं प्रादुर्भविष्यति ।
तपस्यथ तथा धर्मे न ते विघ्नो भविष्यति ॥ „ ॥ ४९ ॥

અર્થ:—આજથી તમને ઐન્દ્ર જ્ઞાનનો પ્રાદુર્ભાવ થશે. અને હવે ધર્મનું અનુષ્ઠાન (તપ) કરતા રહો, તેમાં તમને કોઇ વિઘ્ન નડશે નહીં. આ પ્રમાણે અનુગ્રહ કરી ઇન્દ્ર ચાલ્યા ગયા.

માટે સત્ય પરિપાલનનો આવો મહિમા છે.

શિવપુરાણમાં પણ સત્યનો મહિમા કહ્યો છે.

वचनं त्रिविधं शैल लौकिके वैदिकेऽपि वा ।
सर्वं जानाति शास्त्रज्ञो निर्मलज्ञानचक्षुषा ॥शि.पु.रु.सं. ३ ख. ३ अ. ३३–३०॥

અર્થ:—હે શૈલ રાજન્! લોકમાં તથા વેદમાં પણ વચન ત્રણ પ્રકારનાં હોય છે. તે સર્વ શાસ્ત્રજ્ઞ પુરૂષ પોતાના નિર્મલ જ્ઞાન રૂપી ચક્ષુ વડે જાણે છે.

असत्यमहितं पश्चात् सांप्रतं श्रुतिसुन्दरम् ।
सुबुद्धिर्वक्ति शत्रुर्हि हितं नैव कदाचन ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—સાંભળતી વખતે બહુ પ્રિય લાગે અને હોય મિથ્યા, અને પરિણામે અહિત પણ હોય, એવી વાણી બુદ્ધિમાન્ શત્રુની હોય છે. તે કદાપિ પણ આપણા હિતની ન હોય.

आदावप्रीतिजनकं परिणामे सुखावहम् ।
दयालुर्धर्मशीलो हि बोधयत्येव बान्धवः ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—પહેલાં સાંભળતી વખતે અપ્રિય લાગે, અને પરિણામે સુખનો હેતુ હોય, એવી વાણી દયાલુ ધર્માત્મા આપણા બન્ધુ મનુષ્ય હોય તે જ બોલે છે. અને ત્રીજી—

श्रुतिमात्रात्सुधातुल्यं सर्वकालसुखावहम् ।
सत्यसारं हितकरं वचनं श्रेष्ठमीप्सितम् ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—જે સાંભળતાં જ અમૃત તુલ્ય હોય, અને સર્વકાલમાં સુખ દેનાર હોય તથા સત્યના સારરૂપ અને હિતકારી હોય એવી વાણી શાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તમ છે.

सुलभाः पुरुषाः राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ पं० तं० तं० ३—६ ॥

અર્થ:—હે રાજન્! હમેશાં પ્રિય બોલનાર બહુ મળે છે, પરંતુ અપ્રિય છતાં હિત વાણીનો બોલનાર તથા તેનો શ્રોતા બંને દુર્લભ છે.

આ પ્રકારથી ભિન્ન દુષ્ટ વાણી બોલવામાં સદાચારી મનુષ્યે ડરવું જોઇએ એવી વેદની આજ્ઞા છે:—

न दुरुक्ताय स्पृहयेत् ॥ ऋ० वे० अष्ट० १, अध्या० ३ वर्ग. २३, मण्ड० १, अनु० ८, सूक्त० ४१, ऋ० ९ ॥

અર્થ:—દુષ્ટ વાણી બોલવાની કામના ન કરવી. ઉલટા દુષ્ટ વાણી બોલવાથી ડરવું જોઇએ. કેમકે—

स एव श्वित्रः ॥ ताण्ड्य० महा० ब्रा० अ० १२, ख० ११, मं० ११ ॥

આ અસત્યવાદી મનુષ્ય શ્વેત કુષ્ટ રોગ વાળો થતો જોવામાં આવે છે. વળી—

ब्रह्महा नरकस्यान्ते पाण्डुकुष्ठी प्रजायते । शातातप० स्मृ० अ० २—१ ॥

અર્થ:—બ્રહ્મહત્યા કરનાર નરકભોગ પછી શ્વેત કુષ્ટ વાળો જન્મે છે.

આ પ્રમાણે બ્રહ્મહત્યા વાળાને જે ફળ મળે છે તેવું ફળ અસત્યવાદીને પણ મળે છે. માટે અસત્ય બોલવું નહીં જોઇએ.

मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ।
मनस्यन्यद्वचस्यन्यत्कर्मण्यन्यद् दुरात्मनाम् ॥ पद्म.पु.ख.१ अ.६ श्लो.१०८—९॥

અર્થ:—પવિત્ર અન્તઃકરણવાળા મનુષ્યના મનમાં તથા વાણીમાં તથા કર્મમાં પણ એક જ વાત હોય છે અર્થાત્ મનમાં જેવો સંકલ્પ કરે છે તેવું જ બોલે છે, અને જેવું બોલે છે તેવું જ કરે છે. અને દુરાત્મા મનુષ્યના હૃદયમાં એક વાત હોય તો તેની વાણીમાં અન્ય હોય, અર્થાત્ મનમાં જે સંકલ્પ કર્યો છે તેથી વિપરીત બહાર બોલી બતાવે છે. અને વાણીથી જે બોલ્યો છે તેથી વિપરીત વર્તુ કરે છે. સત્પુરૂષે હમેશાં આવી વાણીનો ત્યાગ કરીને બીજાના હિતનું લક્ષ્ય રાખીને સત્ય વાણી બોલવી જોઇએ.

ઇતિ "सत्यं ब्रूहि" નું વ્યાખ્યાન અ. ૬. સમાપ્ત.

## અધ્યાય ૭.

॥ अनुयाहि साधुपदवीम् ॥

હવે " अनुयाहि साधुपदवीम् " એનું વ્યાખ્યાન કરીએ છીએ.

अनुयाहि साधुपदवीम् ॥ અહીં साधु શબ્દથી બ્રહ્મચર્યાદિ જૂદા જૂદા આશ્રમમાં રહીને તત્તત્ આશ્રમોના ધર્મનું આચરણ કરનારને કહ્યા છે, તે લોકોના સદાચારનો જે માર્ગ છે તેનું જ અનુસરણ કરીને તે જ માર્ગ ઉપર ચાલવું. તેવા લોકોના માર્ગ ઉપર ચાલવાથી કોઈ પણ પ્રકારની વિપત્તિ આવતી નથી. સત્પુરૂષોના માર્ગનો ત્યાગ કરીને સ્વચ્છન્દ રીતિથી કુમાર્ગમાં ચાલનાર મનુષ્ય હમેશાં આ લોકમાં નિન્દાને પાત્ર થાય છે અને પરલોકમાં દુઃખનો ભાગી થાય છે.

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ म० स्मृ० अ०४ श्लो० १७८ ॥

અર્થઃ—જે સદાચારના માર્ગનું પિતા, પિતામહ, આદિએ અનુષ્ઠાન કર્યું હોય તે જ સત્પુરૂષોના શાસ્ત્રોક્ત સન્માર્ગને અનુસાર ચાલવું જોઇએ, કેમકે તે માર્ગે જવાથી પડતી થતી નથી. સત્કર્મનો મહિમા જ અદ્ભુત છે.

या साधूँश्च खलान्करोति विदुषो मूर्खान्हितान् द्वेषिणः
प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ।
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वाञ्छितम्
हे साधो व्यसनैर्गुणेषु विपुलेष्वास्थां वृथा मा कृथाः ॥नी.श.श्लो.९८॥

અર્થઃ—સત્કર્મ એવી વસ્તુ છે કે તે દુર્જનોને સજ્જન બનાવે છે, મૂર્ખોને પણ્ડિત બનાવે છે, આપણું અહિત કરનાર શત્રુને હિતકારી બનાવે છે, પરોક્ષ વસ્તુને પ્રત્યક્ષ બનાવે છે, જે હલાહલ વિષ છે તેને અમૃત બનાવે છે. માટે, હે સજ્જનો! નાના પ્રકારના ઉત્તમ સુખરૂપ ફલના ભોગને માટે સત્ક્રિયા રૂપી ભગવતીની ઉપાસના કરો—અર્થાત્ સત્કર્મ કરો. એવી ઐશ્વર્ય વાળી સત્ક્રિયાને છોડીને આસક્તિ પૂર્વક અન્ય ગુણોને પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં આસ્થા રાખવી તે વ્યર્થ છે. અર્થાત્ સત્કર્મ વિના સર્વ ગુણ વ્યર્થ છે. સત્કર્મ કરવાથી સર્વ ગુણો આવીને પ્રાપ્ત થાય છે. સ્વચ્છન્દી મનુષ્યનું આચરણ અમૃતને પણ વિષ બનાવી દે છે તે પ્રત્યક્ષ જોવામાં આવે છે. કેટલાક લોક તો થોડું દુઃખ આવે તો તે જ વખતે સત્કર્મને ધિક્કાર આપે છે, અને મનમાન્યું કર્મ કરે છે. પરન્તુ આ બુદ્ધિહીનતાનું કાર્ય છે.

गजभुजंगमयोरपि बन्धनं शशिदिवाकरयोर्ग्रहपीडनम् ।
मतिमतां च विलोक्य दरिद्रतां विधिरहो बलवानिति मे मतिः॥नी.श.श्लो.९१॥

અર્થઃ—હાથી તથા મોટા સર્પ પણ બન્ધનમાં પડેલા જોવામાં આવે છે. તથા ચંદ્રમા અને રવિને પણ રાહુની પીડા થાય છે. અને બુદ્ધિમાન્ પણ દરિદ્ર જોવામાં આવે છે. તે સર્વનું કારણ પૂર્વે કરેલાં પાપકર્મ જ છે એવો વિદ્વાનોનો નિશ્ચય છે.

માટે પોતાના પુણ્યપાપને અનુસાર સુખ દુઃખ ભોગવવામાં આવે છે. વિવેકી મનુષ્ય દુઃખ આવતાં પોતાના પાપકર્મનો નિશ્ચય કરીને સત્કર્મ કરવાની જ ઇચ્છા રાખે છે. પરન્તુ સત્કર્મને તથા શાસ્ત્રને ધિક્કાર આપીને વિપરીત માર્ગમાં ચાલતો નથી. વળી—

वने रणे शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥ ,, ॥९७॥

અર્થઃ—પૂર્વે કરેલાં સુકૃત, જંગલમાં, યુદ્ધમાં, શત્રુની મધ્યમાં, જલમાં, કે અગ્નિમાં, મહા સમુદ્રમાંથી તથા પર્વતની ટોચ ઉપર પણ, સૂતા સમયે કે બેહોશ સ્થિતિમાં અથવા કોઇ પ્રકારના સંકટમાં હોય-તે સર્વ પ્રસંગમાં આપણી રક્ષા કરે છે. પુણ્યકર્મનું જ નામ સત્ક્રિયા છે. આગળ પણ તે પુણ્યકર્મ જ રક્ષા કરશે. વળી—

नैवाकृतिः फलति नैव कुलं न शीलं
विद्यापि नैव न च यत्नकृतापि सेवा ।
भाग्यानि पूर्वतपसा खलु संचितानि
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ नी० श० श्लो० ९६ ॥

અર્થઃ—મનુષ્યનું રૂપ, કે ઉત્તમ કુલ, કે સારો સ્વભાવ, કે વિદ્યા, કે યત્ન પૂર્વક કરેલી સેવા, આદિ કોઇ સ્વતન્ત્ર રીતે સુખ રૂપ ફલને આપતાં નથી. પરન્તુ પૂર્વના તપ વડે પ્રાપ્ત કરેલું ભાગ્ય જ સમય આવ્યે ફલ આપે છે. આંબો વિગેરે વૃક્ષનાં ફળની ઇચ્છા રાખનાર મનુષ્ય પહેલાં વૃક્ષને રોપે છે, પછી તે વૃક્ષ સમય આવ્યે ફલ આપે છે. તેવી રીતે પુણ્યકર્મ પણ સમય આવ્યે ફલ આપે છે. વિદ્યા આદિ સર્વ ગુણ ભાગ્યને અનુસાર જ ઉત્તમ ફળ આપે છે. માટે નીતિમાર્ગનો પરિત્યાગ ન કરતાં સત્કર્મ કરતા જ રહેવું એ ધીર પુરૂષનું કામ છે.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ नी० श० श्लो० ८४ ॥

અર્થઃ—નીતિમાં કુશલ લોક નિન્દા કરે અથવા સ્તુતિ કરે, ચહાય બહુ ધન પ્રાપ્ત થાય અથવા પાસે હોય તે પણ જાય, મરણ આજે જ આવે અથવા યુગાન્તરે આવે-એ સર્વનો કોઇ વિચાર ન કરતાં ધીર પુરૂષ પોતાના નીતિમાર્ગનો ત્યાગ કરતા નથી.

માટે નીતિમાર્ગમાં રહીને પુણ્યકર્મ કરવું તે વિવેકી મનુષ્યનું કર્તવ્ય છે. નીતિમાર્ગ અથવા ધર્મમાર્ગ પ્રાચીન ઋષિ લોકે જ નિશ્ચિત કરેલો શ્રેષ્ઠ માર્ગ છે. અજ્ઞાની મનુષ્યોનો કલ્પિત માર્ગ ધર્મમાર્ગ હોઇ શકતો નથી એવો વેદનો સિદ્ધાન્ત છે.

यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि ॥
कृ० य० वे०, तै० आ०, प्रपा० ७ अनु० ११ ॥

અર્થ:—જે અનિન્દિત સત્કર્મ છે તેનુ જ અનુષ્ઠાન કરવા યોગ્ય છે, બીજાં નિન્દિત કર્મ કરવા યોગ્ય નથી.

ક્ષેમ તથા ઐશ્વર્યને પ્રાપ્ત કરાવનાર કર્મ બે પ્રકારનું છે:—૧ અનિન્દ્ય, અને ૨ નિન્દ્ય. તેમાં યજ્ઞ, દાન, આદિ, કર્મ હમેશાં અનિન્દિત છે. તે જ કરવું જોઇએ. બીજું જે આભિચારાદિ દ્વારા શત્રુવધ આદિ કર્મ તે આ લોકના સુખનું કારણ હોવા છતાં પણ નિન્દિત છે. માટે તેનું અનુષ્ઠાન કરવા યોગ્ય નથી.

यान्यस्माकं सुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि ॥

कृ० य० वे० तै० आ० प्र० ७ अनु० ११ ॥

અર્થ:—અમારૂં દૈવી સંપત્તિને અનુસાર જે આચરણ છે તે જ તમારે આચરણ કરવા યોગ્ય છે, બીજું આસુરી સંપત્તિવાળાનું જે આચરણ છે તે તમારે સેવન કરવા યોગ્ય નથી. એ પ્રમાણે વેદમંત્ર પ્રાચીન પવિત્ર ઋષિઓનાં જ આચરણ કરવાની આજ્ઞા કરે છે.

अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ये तत्र ब्राह्मणाः संमर्शिनः युक्ता आयुक्ताः ॥ अलूक्षा धर्मकामाः स्युः ॥ यथा ते तत्र वर्तेरन् ॥ तथा तत्र वर्तेथाः ॥ कृ० य० वे० तै० आ० प्र० ७ अनु० ११ ॥

અર્થ:—જો તમને વૈદિક યા સ્માર્ત કર્મમાં કોઇ પ્રકારનો સંશય ઉઠે, અથવા કુલ-પરંપરાથી ચાલ્યા આવેલા આચાર સંબંધી કોઇ સંદેહ થાય અર્થાત્ વિવાહ, ભક્ષ્યાભક્ષ્ય, અસ્પૃશ્યતા, આદિ વિષયમાં સંદેહ પડે તો જે દેશમાં જે કુલમાં સંમર્શણાદિ ગુણોવાળા બ્રાહ્મણ હોય તેઓ તે સંબંધી જેવો વર્તાવ કરતા હોય એવો તમે વર્તાવ કરજો. સ્વતન્ત્ર બુદ્ધિથી મનમાન્યો ન કરવો. રાગદ્વેષાદિ દોષ રહિત હોઇ યથાર્થ રીતિથી શાસ્ત્રના તાત્પર્યનો નિર્ણય કરવામાં જે કુશલ હોય તેને સંમર્શી કહે છે. અને નિત્ય નૈમિત્તિક આદિ કર્મમા જે સ્વયં પ્રવૃત હોય તેમને યુકત કહે છે. તેમાં પણ સર્વ પ્રકારથી જે યુકત છે તે આયુકત છે અર્થાત્ "વિકલતાથી રહિત હોઇ યથાર્થ રીતે અમે અનુષ્ઠાન કરીશું" એ પ્રકારના નિશ્ચયવાળાનું નામ આયુકત છે. લૂક્ષા અર્થાત્ ક્રોધ અથવા આગ્રહ, તેનાથી રહિત શાન્તને અલૂક્ષ કહે છે. જે ધર્મની જ ઇચ્છા કરે છે, લાભ, પૂજા, આદિની ઇચ્છા કરતા નથી, તે ધર્મકામ છે. આ પ્રકારના સંમર્શી, યુકત, આયુકત, અલૂક્ષ, ધર્મકામ આદિ ગુણયુકત શિષ્ટ પુરૂષનું જ વચન અને વર્તન ધર્મમાં પ્રમાણ છે. માટે તે લોકોનો જ વ્યવહાર જોઇને વર્તનારને જ સુખ મળે છે. વળી—

अथ अभ्याख्यातेषु ॥ ये तत्र ब्राह्मणाः संमर्शिनः ॥ युक्ता आयुक्ताः ॥ अलूक्षा धर्मकामाः स्युः यथा ते तेषु वर्तेरन् तथा तेषु वर्तेथाः ॥ ,, ॥ ११ ॥

અર્થ:—જો તમારે પાતકની શંકાથી નિન્દિત મનુષ્યની સાથે વ્યવહાર કરવા સંબધી કોઈ સંદેહ હોય તોપણ સમર્શનાદિ ગુણયુકત બ્રાહ્મણોનો એવા મનુષ્યની સાથે જેવો વ્યવહાર જોવામાં આવે તેવો, અથવા તેમને પૂછતાં તેમણે કહેલી રીતે, તેમની સાથે વ્યવહાર કરવો.

આ પ્રમાણે સર્વત્ર સત્પુરૂષોના માર્ગનું અનુસરણ કરવાની વેદ ભગવાનની આજ્ઞા છે. વળી—

**एष आदेशः ॥ एष उपदेशः ॥ एषा वेदोपनिषत् ॥ एतदनुशासनम् एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥** कृ० य० वे० तै० आ० प्रपा० ७ अनु० ११ ॥

**અર્થ:**—વૈદિક શિક્ષાના વિષયમાં પણ ઉપરના અનુવાકમાં કહ્યું છે કે—

**सत्यं वद** ॥—સત્ય બોલો-અર્થાત્ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પાંચ યમનું પાલન કરો.

**धर्मं चर** ॥—ધર્મનું આચરણ કરો-અર્થાત્ અગ્નિહોત્રાદિ વેદપ્રતિપાદિત ધર્મનું પાલન કરો.

**स्वाध्यायान्मा प्रमदः** ॥—ભણેલા વેદનું વિસ્મરણ રૂપ પ્રમાદ ન કરો.

**आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः** ॥—ગૌ, સુવર્ણાદિક રૂપ ધન આચાર્યને વિદ્યાદક્ષિણા નિમિત્ત સમર્પણ કરીને પછી વિવાહ કરીને પુત્રપૌત્રાદિરૂપ વંશના વિસ્તારનું છેદન ન કરો અર્થાત્ વિવાહ કરીને પ્રજા ઉત્પન્ન કરો.

**सत्यान्न प्रमदितव्यम्** ॥—સત્ય ભાષણાદિ કરવામાં કદાપિ પ્રમાદ ન કરો.

**धर्मान्न प्रमदितव्यम्** ॥—ધર્માચરણ કરવામાં પ્રમાદ ન કરો.

**कुशलान्न प्रमदितव्यम्** ॥—**કુશલ** નામ ક્ષેમ (સુખ)નું છે. તેના કારણરૂપ કર્મને અહીં **કુશલ** કહ્યું છે. તે કર્મ વૈદિક અને લૌકિક બે પ્રકારનું છે. તેમાં ચિરંજીવી તથા નીરોગી રહેવાને માટે વેદમાં જે યજ્ઞોનું નિરૂપણ કર્યું છે તે વૈદિક ઉપાય છે. ચિકિત્સા શાસ્ત્રમાં કહેલાં ઔષધોનું સેવન એ લૌકિક ઉપાય છે. એ બન્ને પ્રકારના ઉપાયોથી આપણા આયુ તથા શરીરની રક્ષા કરવામાં પ્રમાદ ન કરો, કેમકે શરીરની તન્દુરસ્તી રહેવા ઉપર જ ધર્મનું અનુષ્ઠાન થઇ શકે છે.

**भूत्यै न प्रमदितव्यम्** ॥—**भूति** એટલે ઐશ્વર્ય (ધન). યોગ્ય રીતે ધનસંપાદનનો ઉપાય કરવામાં પ્રમાદ ન કરવો, કેમકે શરીરની નીરોગતા તથા દીર્ઘાયુ તથા ધન જેને "કુશલ" તથા "ભૂતિ" શબ્દથી કહ્યાં છે એ બંને ન હોય તો મોક્ષના હેતુરૂપ કર્મનું અનુષ્ઠાન બની શકે નહીં.

**स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्** ॥—વેદ ભણવા તથા તેની નિત્ય આવૃત્તિ કરવા રૂપ બ્રહ્મયજ્ઞ કરવામાં પ્રમાદ ન કરવો.

**देवपितृकार्याभ्यां न प्रमदितव्यम्** ॥—પુરાણ પ્રતિપાદિત વિનાયકવ્રતાદિ જે દેવપૂજા તે દેવકાર્ય છે, શ્રાદ્ધાદિ પિતૃકાર્ય છે. તે દેવકાર્ય અને પિતૃકાર્ય કરવામાં પ્રમાદ ન કરવો.

मातृदेवो भव ॥ पितृदेवो भव ॥ आचार्यदेवो भव ॥ अतिथिदेवो भव ॥

कृ० य० वे० तै० आ० प्र० ७, अनु० ११ ॥

અર્થઃ—માતા, પિતા, ગુરૂ, અતિથિ આદિની વિષ્ણુ આદિ દેવતુલ્ય શુશ્રૂષા કરીને તેમનો સત્કાર કરો.

આ મંત્રોથી શિષ્યને આચાર્ય હમેશાં કરવા યોગ્ય સત્કર્મનો ઉપદેશ કરીને "यान्यनवद्यानि कर्माणि" તથા यान्यस्माकं सुचरितानि" એ બે મંત્રોથી પ્રાચીન સત્પુરૂષોના માર્ગનું અનુસરણ કરીને તદનુસાર કાર્ય કરવા તથા આચરણ પાળવાની આજ્ઞા દેતા સતા "अथ यदि" અને "अथाभ्याख्यातेषु" એ બે મંત્રથી આચારાદિ વિષયમાં સંદેહ ઉત્પન્ન થાય તો યોગ્ય પુરૂષના આચરણને અનુસાર વ્યવહાર કરવો એવી આજ્ઞા આપીને "एष आदेशः" એ મંત્રથી શિક્ષા સમાપ્ત કરી છે.

**एष आदेशः** ॥—એટલે "सत्यं वद" અહીંથી લઈ ને "तथा तेषु वर्तेथाः" ત્યાં સુધીનો ઉપદેશ ગણવાનો છે. એ વેદની વિધિ છે. જેવી રાજા પોતાના ભૃત્યને આજ્ઞા કરે છે તેવી રીતે વેદવાક્ય પણ વૈદિક કર્મોનું અનુષ્ઠાન કરવાને અધિકારીઓને આજ્ઞા (અનુશાસન) કરે છે.

**एष उपदेशः** ॥—એટલે વેદના આધાર ઉપર સર્વ સ્મૃતિ છે. તેથી સર્વ સ્મૃતિઓનો પણ આજ ઉપદેશ છે. **एषा वेदोपनिषत्** એટલે વેદનું એ જ રહસ્ય છે. અર્થાત્ વેદનું આ જ સારભૂત જ્ઞાન છે. આ "सत्यं वद" ઇત્યાદિ જે ઉપદેશ છે તે સાક્ષાત્ ઈશ્વરની જ આજ્ઞા છે, કેમકે "श्रुतिस्मृती ममैवाज्ञे"—શ્રુતિ અને સ્મૃતિ એ બંને મારી આજ્ઞા છે. એ પ્રકારના પ્રમાણથી "सत्यं वद" ઇત્યાદિ ઈશ્વરની જ આજ્ઞા છે. આ સર્વ પ્રમાણોથી, સત્ય ભાષણાદિ એ વેદ તથા સ્મૃતિમાં કહેલાં હોવાથી તથા વેદના રહસ્ય રૂપ હોવાથી તથા ઈશ્વરની આજ્ઞારૂપ હોવાથી કહેલી રીતે તેનું અનુષ્ઠાન કરવા યોગ્ય છે.

**एवमु चैतदुपास्यम्** ॥—એવું બે વાર અધિક આદર કરવાના હેતુથી કહ્યું છે. અર્થાત્ તે અનુષ્ઠાન કરવું જ જોઇએ, તેનો પરિત્યાગ કરી શકાય નહિ એવો ભાવ છે. સત્પુરૂષોનાં આચરણ ધર્મમાં પ્રમાણરૂપ હોવાથી વેદ ભગવાન્ આપણા સંદેહની નિવૃત્તિ કરવાને માટે તેમનાં આચરણ જોઇને વર્તાવ કરવાને આપણને કહે છે.

ઉપરના **सत्यं वद** ઇત્યાદિ સર્વ ઉપદેશ તૈત્તિરીય ઉપનિષદ્ના શીક્ષાધ્યાયના ૧૧ મા અનુવાકમાં પણ છે.

तर्कोऽप्रतिष्ठः श्रुतयो विभिन्ना नासावृषिर्यस्य मतं न भिन्नम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ॥

म० भा० पु० आ० का० अ० १०९ श्लो० ५१ ॥

અર્થઃ—વેદાદિપ્રમાણમૂલક નહીં હોવાથી તર્કશાસ્ત્રની પ્રતિષ્ઠા નથી; અને એવા કોઈ ઋષિ નથી જેનો મત જુદો નથી અર્થાત્ સર્વનો ભિન્ન ભિન્ન મત છે. ધર્મનું તત્ત્વ

મહાન્ ગહન(ઉંડાણ)માં સ્થિત છે. જે માર્ગે મહાન્ પુરૂષ ચાલ્યા હોય તે માર્ગ સર્વને માટે છે, તે માર્ગ ઉપર ચાલવાથી ધર્મની રક્ષા થાય છે.

(પહેલાંના મંત્રમાં કહેલા સંમર્શિત્વાદિ ગુણયુક્ત સત્પુરૂષોનેજ અહીં મહાજન કહ્યા છે.)

આ શ્લોકમાં પણ સત્પુરૂષોનાં આચરણોને જોઇને તદનુસાર આચરણ કરવાનો ઉપદેશ છે: કોઈ પણ પ્રકારના પક્ષપાતી અથવા સ્વાર્થી મનુષ્યના કથનને સાંભળી અથવા તેનું આચરણ જોઈ શાસ્ત્ર અથવા સદાચારની ઉપેક્ષા ન કરતાં સત્યવાદી શાસ્ત્રવેત્તા વીતરાગ મનુષ્યના આચરણને જોઇ અથવા તેમની પાસેથી સદાચાર જાણી તે માર્ગે ચાલવાથી અવસ્ય કલ્યાણ થાય છે. પરમાર્થ વસ્તુને નહીં જાણનાર ધનના લોલુપ દંભી મનુષ્યનું આચરણ વા ઉપદેશ મનુષ્યને હમેશાં અનર્થનું જ કારણ થાયછે. તેનાથી અવસ્ય દૂર રહેવું જોઇએ. માટે સત્પુરૂષ અથવા સાધુપુરૂષ અથવા શિષ્ટ પુરૂષનાં જે લક્ષણ કહ્યાં છે તેવા સત્પુરૂષોનાં આચરણનું અનુષ્ઠાન કરો તે માર્ગ પર ચાલવું એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

---

ઇતિ "अनुयाहि साधुपदवीम्" નું વ્યાખ્યાન અ૦ ૭ સમાપ્ત.



## અધ્યાય ૮.

॥ सेवस्व विद्वज्जनम् ॥

હવે "सेवस्व विद्वज्जनम्"નું વ્યાખ્યાન કરવામાં આવે છે. सेवस्व विद्वज्जनम्- વિદ્વાનોની સેવા શુશ્રૂષા કરો. જ્યાં સુધી વિદ્વાનોનો સમાગમ નથી થતો ત્યાં સુધી મનુષ્યને કર્તવ્યનું જ્ઞાન થતું નથી.

न हि धर्ममविज्ञाय वृद्धाननुपसेव्य च ।
धर्मार्थौ वेदितुं शक्यौ बृहस्पतिसमैरपि ॥ મ૦ ભા૦વ૦ પ૦અ૦૧૫૦ શ્લો૦૨૬॥

અર્થઃ—બૃહસ્પતિની સમાન ઐશ્વર્યને પ્રાપ્ત કરીને પણ, જ્યાં સુધી શાસ્ત્રદ્વારા ધર્મને નહિ જાણો, તથા વિદ્યાવૃદ્ધ, વયોવૃદ્ધ આદિ વૃદ્ધોની સેવા નહીં કરો, ત્યાં સુધી ધર્મ તથા નીતિ આદિનું જ્ઞાન થવાનું નથી. તે પ્રમાણે નહીં કરનાર મનુષ્ય અર્થને અનર્થ અને અનર્થને અર્થ સમજે છે. માટે શાસ્ત્રાદિનું અધ્યયન કર્યા છતાં પણ વૃદ્ધ પુરૂષોના સમાગમથી અનુભવિ વાતને જાણવાની જરૂર છે. જ્યાં સુધી તેમની સેવા કરવામાં, ન આવે ત્યાં સુધી તેઓ કહેવાના પણ નથી. તે વાત ભગવાને ગીતામાં કહી છેઃ—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ભ૦ ગી૦ અ૦ ૪–૩૪ ॥

અર્થઃ—હે અર્જુન ! તે ધર્માદિનું જ્ઞાન દંડવત્ પ્રણામ કરીને શાસ્ત્રમર્યાદાને અનુસાર પ્રશ્ન કરીને તથા સેવા કરીને જાણવા યોગ્ય છે. માટે તે પ્રમાણે કરવાથી તત્ત્વવેત્તા જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

મનુ મહારાજે પણ કહ્યું છે કેઃ—

नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः ।
जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૨–૧૧૦ ॥

અર્થઃ—કોઇના પૂછ્યા વિના કોઇને પણ ધર્માદિની વાત કરવી નહીં. કદાપિ કોઇ પૂછે પણ, છતાં અન્યાયથી પૂછતો હોય-શાસ્ત્રની મર્યાદા અનુસાર ન પૂછતો હોય, તોપણ કાંઇ કહેવું નહીં. ધર્માદિનો ઉપદેશ કરવામાં સમર્થ હોવા છતાં પણ અજ્ઞાની( જડ )ની માફક આચરણ કરવું. માટે અધિકાર જોયા વિના ઉપદેશ કરવો યોગ્ય નથી. વળી—

उपदेशो न कर्तव्यो कदाचिदपि कस्यचित् ।
उपदेशाद्धि तत्पापं ब्राह्मणस्य समाप्नुयात् ॥म. भा. अनु. प. अ. १०–७१ ॥

અર્થઃ—કોઇનો પણ અધિકાર જોયા વિના ઉપદેશ કરવો યોગ્ય નથી. અનધિકારીને ઉપદેશ કરવાથી વિદ્વાન્ (ઉપદેષ્ટા બ્રાહ્મણ) તેના પાપના ભાગી થાય છે.

यश्चाधर्मेण वै ब्रूयाद्यश्चाधर्मेण पृच्छति ।
तयोरन्यतरः प्रैति विद्वेषं चाधिगच्छति ॥म. भा. आ. प. अ. ३ श्लो. ९१ ॥

અર્થ:—જે અધર્મથી કહે છે અને જે અધર્મથી પુછે છે–એ બનેનું આયુ નષ્ટ થાય છે, અને તેમને પરસ્પર દ્વેષ પણ થાય છે.

**उपदेशो न दातव्यो याद्दशे ताद्दशे जने ।**
**पश्य वानरमूर्खेण सुगृही निर्गृही कृता ॥ पं० तं० त० ४ श्लो० ९७ ॥**

અર્થ:—ગમે તે મનુષ્યને ઉપદેશ કરવો તે યોગ્ય નથી, કેમકે સુગૃહી (સુઘરી) પક્ષીએ વાનરને ગૃહ બનાવી રહેવાનો ઉપદેશ આપ્યો ત્યારે વાનરે મુર્ખતાથી તેના જ ઘરને તોડી નાંખી તેને ઘર વિનાની ( निर्गृही ) બનાવી. તેવી રીતે મુર્ખને ઉપદેશ કરવો તે આપણા જ અનર્થનું કારણ છે, માટે—

**वचस्तत्र प्रयोक्तव्यं यत्रोक्तं लभते फलम् ।**
**स्थायी भवति चात्यन्तं रागः शुक्लपटे यथा ॥ पं० तं० त० १–३३ ॥**

અર્થ:—વાણીનો ત્યાં જ પ્રયોગ કરવો જ્યાં તેની સફળતા થાય. સફેદ વસ્ત્રમાં ચઢાવેલો રંગ સ્થિર રહે છે, મલિન વસ્ત્રમાં ચઢાવેલો રંગ સ્થાયી રહેતો નથી.

**उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।**
**पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥ पं० तं० त० १–३८ ॥**

અર્થ:—જેવી રીતે સર્પને દૂધ પાવું તે કેવલ વિષને વધારનાર જ નિવડે છે, તેવી રીતે મુર્ખોને કરેલો ઉપદેશ પણ ક્રોધનું કારણ થાય છે, શાન્તિનું નહીં.

**सुभाषितं हारि विशत्यधोगला-**
**न्न दुर्जनस्यार्करिपोरिवामृतम् ।**
**तदेव धत्ते हृदयेन सज्जनो**
**हरिर्महारत्नमिवातिनिर्मलम् ॥ कादंबरी० ७ ॥**

અર્થ:—જેવી રીતે રાહુના ગળામાં અમૃત ઉતરતું નથી, તેવી રીતે દુર્જનના હૃદયમાં સારી વાત ઉતરતી નથી. અને જેવી રીતે વિષ્ણુ ભગવાન્ નિર્મળ કૌસ્તુભમણિને પોતાના હૃદયમાં રાખે છે, તેવી રીતે સજ્જન પુરૂષ જ સદુપદેશને પોતાના હૃદયમાં ધારણ કરે છે. માટે સદુપદેશ સજ્જનો પ્રતિ જ દેવો જોઇએ.

**अशिष्यायाविरक्ताय यत्किंचिदुपदिश्यते ।**
**तत्प्रयात्यपवित्रत्वं गोक्षीरं श्वदृताविव । यो. वा. प्र. २, स. २, श्लो. २१ ॥**

અર્થ:—જે મનુષ્યમાં શિષ્યભાવ નથી અને જે વિરક્ત નથી તેના પ્રતિ જો કોઇ જ્ઞાન કે ધર્મનો ઉપદેશ દેવામાં આવે તો તે અપવિત્રતાને પ્રાપ્ત થાય છે. જેમ ગાયનું દૂધ પવિત્ર છે તથાપિ જો તેને કૂતરાંની ચાટ ( કૂતરાને માટે ખાવા નાંખવાનું કુંડું ) માં રેડવામાં આવે તો તે અપવિત્ર થાય છે, માટે યોગ્યને જ ઉપદેશ દેવો જોઇએ.

જ્ઞાન ઉત્તમ છે તથાપિ—

ज्ञानं सतां मानमदादिनाशनं केषांचिदेतन्मदमानकारणम् ।
स्थानं विविक्तं यमिनां विमुक्तये कामातुराणामतिकामकारणम् ॥वै.श.श्लो.८१॥

અર્થ:—સજ્જનોને શાસ્ત્રનું જ્ઞાન તેમના માન અને મદના નાશનું કારણ થાય છે, જ્યારે અનધિકારીઓને તે જ શાસ્ત્રનું જ્ઞાન માન તથા મદને ઉત્પન્ન કરનારૂં થાય છે. તેવી રીતે એકાન્ત સ્થાન સંયમી મનુષ્યને મુક્તિનું સાધન છે, જ્યારે કામી પુરૂષને તે કામની વૃદ્ધિ કરનારૂં થાય છે. માટે—

वक्तव्यमिह पृष्टेन विनिश्चित्य विनिश्चयम् ।
स चोपदेशः कर्तव्यो येन धर्ममवाप्नुयात् ॥ म. भा. अनु. प. अ. १०–७१ ॥

અર્થ:—અધિકારી મનુષ્ય પુછે તો શાસ્ત્રના તત્ત્વનો નિશ્ચય કરીને જેવી રીતે તેને ધર્મની પ્રાપ્તિ થાય તેવી રીતનો ઉપદેશ દેવો યોગ્ય છે.

આ પ્રકારનાં પ્રમાણોથી યોગ્યને જ ઉપદેશ દેવો એવી શાસ્ત્રની આજ્ઞા છે. માટે વિદ્વાન્ લોક પહેલાં શિષ્યની સેવા સુશ્રૂષા આદિ દ્વારા શિષ્યના ગુણોની પરીક્ષા કરી લે છે. વ્યાસજીએ પોતાના પુત્ર શુકદેવજીને ઉપદેશ કર્યો, છતાં ફરી નિશ્ચય કરાવવાને માટે તેમને રાજા જનકની પાસે મોકલ્યા. વ્યાસજી શુકદેવજીને કહે છે:—

जनको नाम भूपालो विद्यते वसुधातले ।
यथावद्वेत्त्यसौ वेद्यं तस्मात्सर्वमवाप्स्यसि ॥ यो. वा. प्र. २, स. १–१८ ॥

અર્થ:—પૃથિવિમાં જનક નામના રાજા છે, તે વેદ્ય વસ્તુને યથાવત જાણે છે, તેમની પાસેથી તમને સર્વ પ્રાપ્ત થશે.

पित्रेत्युक्तः शुकः प्रायात्सुमेरोर्वसुधातले ।
विदेहनगरीं प्राप जनकेनाभिपालिताम् ॥ ,, ॥ १९ ॥

અર્થ:—પિતાએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે શુકદેવજી સુમેરૂ છોડીને પૃથિવિ ઉપર જ્યાં જનક રાજા રાજ્ય કરતા હતા તે વિદેહોની નગરી મિથિલામાં ગયા.

आवेदितोऽसौ याष्टीकैर्जनकाय महात्मने ।
द्वारि व्याससुतो राजन् शुकोऽत्रस्थितवानिति ॥ ,, ॥ २० ॥

અર્થ:—જ્યારે શુકદેવજી રાજધાનીમાં આવ્યા ત્યારે દ્વારપાલ ( याष्टीक ) લોકે રાજા જનકની પાસે જઈને " વ્યાસજીના પુત્ર શુકદેવજી આવીને બહાર દ્વાર આગળ ઉભા છે " એ પ્રમાણે કહ્યું.

जिज्ञासार्थं शुकस्यासावास्तामेवेत्यवज्ञया ।
उक्त्वा बभूव जनकस्तूष्णीं सप्त दिनान्यथ ॥ ,, ॥ २१ ॥

અર્થ—જનક રાજા શુકદેવજીના વૈરાગ્યાદિ સાધનોની પરીક્ષા કરવાને માટે " રહેવા દો " એમ ઉપેક્ષા પૂર્વક કહીને પોતે સાત દિવસ સુધી તેને દ્વાર ઉપર ઉભા રાખીને ચૂપ રહ્યા.

ततः प्रवेशयामास जनकः शुकमङ्गणम् ।
तत्राहानि स सप्तैव तथैवावसदुन्मनाः ॥ „ ॥ २२ ॥

અર્થઃ—ત્યાર બાદ શુકદેવજીને ગૃહના અંદરના આંગણામાં પ્રવેશ કરાવ્યો. ત્યાં પણ શુકદેવજી સાત દિવસ સુધી તત્ત્વજિજ્ઞાસાની ઉત્કંઠાથી રહ્યા.

अथ प्रवेशयामास जनकोऽन्तःपुरं शुकम् ।
राजा न दृश्यते तावदिति सप्तदिनानि च ॥ „ ॥ २३ ॥

અર્થઃ—ત્યારબાદ જનક રાજાએ શુકદેવજીને અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો. જ્યાં સુધી ભોજનાદિથી તમારો સત્કાર નહી કરવામાં આવે ત્યાં સુધી રાજા મળશે નહીં એમ કહીને ત્યાં પણ સાત દિવસ સુધી તેમને રાખ્યા.

तत्रोन्मदाभिः कान्ताभिर्भोजनैर्भोगसंचयैः ।
जनको लालयामास शुकं शशिसमाननम् ॥ „ ॥ २४ ॥

અર્થઃ—ત્યાં અંતઃપુરમાં યુવાવસ્થાવાળી સ્ત્રીઓ દ્વારા તથા નાના પ્રકારની ભોગ સામગ્રી વડે ચંદ્રમા સમાન જેમનું મુખ છે એવા શુકદેવનું લાલનપાલન કરાવ્યું.

ते भोगास्तानि दुःखानि व्यासपुत्रस्य तन्मनः ।
नाजह्रुर्मन्दपवना बद्धपीठमिवाचलम् ॥ „ ॥ २५ ॥

અર્થઃ—જેવી રીતે જે પર્વતનું મુળ પાકું હોય છે તેને થોડા વેગવાળો પવન હલાવી શકતો નથી, તેવી રીતે તે દુઃખ રૂપ ભોગ્ય પદાર્થ શુકદેવજીમાં કોઈ પણ પ્રકારનો વિકાર ઉત્પન્ન કરી શકયા નહીં.

केवलं सुसमः स्वस्थो मौनी मुदितमानसः ॥
अतिष्ठत्स शुकस्तत्र संपूर्ण इव चन्द्रमाः ॥ „ ॥ २६ ॥

અર્થઃ—શુકદેવજી ત્યાં પૂર્ણિમાના ચંદ્રમાની પેઠે પ્રસન્ન ચિત્તે હર્ષશોકાદિનો પરિત્યાગ કરીને વાગિન્દ્રિયનો નિરોધ કરી રહ્યા છે.

ત્યારબાદ શુકદેવજીના આવા સ્વભાવને જોઇને જનક રાજાએ પ્રસન્ન થઇને ઉપદેશ આપ્યો. આ પ્રમાણે અનેક પ્રકારના તત્ત્વવેત્તા લોકે પૂર્ણ રીતે પરીક્ષા કરીને ઉપદેશ કર્યો છે. અધિકાર વિના ઉપદેશનું ફળ થતું નથી એ વાત અનુભવસિદ્ધ છે. વેદશાસ્ત્રના યથાર્થ તત્વને નહીં જાણનાર ભલે કેવાએ સિદ્ધ હોય પરંતુ તેમણે આપેલા ઉપદેશથી કોઇ કૃતકૃત્ય થતું નથી.

गम्यते यदि मृगेन्द्रमन्दिरं लभ्यते करिकपोलमौक्तिकम् ॥
वृ० चा० नी० अ० ७, श्लो० १८ ॥

અર્થઃ—આપણે જો કદાપી સીંહના રહેઠાણમાં જઇએ તો હસ્તીના કપોલમાં રહેનાર મોતી પ્રાપ્ત થઇ પણ જાય, કેમકે હસ્તી સિંહનો ખોરાક છે. હસ્તી મારવાનો તેનો ધધો છે તે હંમેશનો છે. તેથી સિંહની બોડમાં મોતી મળવાનો સંભવ છે. શિયાળનો ખોરાક

કોઇ જગાએ મરેલું વાછડું અથવા ગધેડું આદીનું માંસ છે, તેથી તેના સ્થાનમાં ગધેડાનું કે વાછડાનું પુચ્છજ મળી શકે, મોતી નહિ તેવી રીતે અનુભવી વિદ્વાન્ મનુષ્યના સહવાસથી નાના પ્રકારના ગુણ પ્રાપ્ત થઈ શકે છે. અવિવેકી મનુષ્યના સહવાસથી તો તુચ્છ વસ્તુનું જ જ્ઞાન થઇ શકે છે. અજ્ઞાની માણસ હમેશાં જગતના કજીઆંમાં રહેવાથી તેમની પાસેથી તે વાત સિવાય કાંઇ જ્ઞાન મળતું નથી. માટે વૃદ્ધોની સેવા કરી અનુભવ પ્રાપ્ત કરેલો હોય તેવા વિદ્વાનોની સેવાથી જ ગુણની પ્રાપ્તિ થાય છે. વિદ્યાની બરાબર જગતમાં કોઇ વસ્તુ નથી.

न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૨–૧૫૪ ॥

અર્થઃ—આયુમાં મોટા હોવાથી અથવા માથાના વાળ સફેદ થયા હોવાના કારણથી અથવા ધનના કારણથી કે બન્ધુવર્ગ અધિક હોવાથી કોઇ મહાન્ થઇ શકતો નથી. ઋષિ લોકોનો એવો સિદ્ધાન્ત છે કે વેદશાસ્ત્રાદિનું જેણે અધ્યયન કર્યું હોય તે મહાન્ છે. તેને જ મોટો માનવો તે ધર્મ છે.

यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૪–૨૦ ॥

અર્થઃ—જેમ જેમ મનુષ્ય શાસ્ત્રનું અધ્યયન કરે છે તેમ તેમ તેને જ્ઞાન થતું જાય છે અને પરમાર્થજ્ઞાનમાં તેને રૂચિ થતી જાય છે. માટે મનુષ્યોએ કર્તવ્યનું જ્ઞાન સંપાદન કરવાને માટે શાસ્ત્ર જ પ્રધાન છે. અને તે જ કારણથી શાસ્ત્રવેત્તાની શ્રેષ્ઠતા પણ છે.

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाऽप्यधीयानस्तं देवा स्थविरं विदुः ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૨–૧૫૬ ॥

અર્થ.—જેના માથાના વાળ સફેદ થયા હોય તેને વૃદ્ધ કહેવો એમ નથી. પરન્તુ યુવાન હોય છતા શાસ્ત્રનું અધ્યયન કર્યું હોય તો દેવો તેને મોટો માને છે.

अध्यापयामास पितॄन् शिशुरांगिरसः कविः ।
पुत्रका इति होवाच ज्ञानेन परिगृह्य तान् ॥ „ ॥ १५१ ॥

અર્થઃ—વિદ્વાન્ બાળક આંગિરસે પોતાના કાકા તથા તેના પુત્રોને શિખામણ આપી અને તેમને "પુત્ર" શબ્દથી કહ્યા. તે ઉપરથી પોતાના પુત્ર તુલ્ય બાળકે તેમને પુત્ર શબ્દ કહેવાથી ક્રોધિત થઇને તેઓએ જઇને દેવતા લોકોને "પુત્ર" શબ્દનું તાત્પર્ય પૂછ્યું. ત્યારે દેવતાઓ કહે છે—

अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।
अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥ „ ॥ १५३ ॥

અર્થઃ—જે અજ્ઞાની છે તેને બાલક કહે છે, અને મંત્રનો ઉપદેશ દેનારને પિતા કહે છે, કેમકે પૂર્વકાળના ઋષિ લોકે અજ્ઞાનીને જ બાળક કહ્યો છે અને મંત્ર આપનારને પિતા કહ્યો છે.

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ ,, ॥ १५५ ॥

અર્થ:—બ્રાહ્મણોની મધ્યમાં જે બ્રાહ્મણ જ્ઞાનવાન્ હોય તે જ્યેષ્ઠ કહેવાય, અને ક્ષત્રિયોમાં વીર્ય (પરાક્રમ) થી જ્યેષ્ઠતા છે, વૈશ્યોમાં જેની પાસે ધન ધાન્ય અધિક હોય તે જ્યેષ્ઠ કહેવાય, અને શૂદ્રોમાં જે ઉમરમાં મોટો હોય તેની જ્યેષ્ઠતા છે, અર્થાત્ મોટો કહેવાય છે. વળી—

विद्याधनं श्रेष्ठधनं तन्मूलमितरद्धनम् ।
दानेन वर्धते नित्यं न भाराय न हीयते ॥ शुक्र० नी० अ० ३–१८७ ॥

અર્થ:—સર્વ ધન કરતાં વિદ્યા રૂપી ધન શ્રેષ્ઠ છે, કેમકે વિદ્યા અન્ય સર્વ ધનનું કારણ છે. અર્થાત્ વિદ્યા દ્વારા સર્વ ધન સંપાદન કરી શકાય છે, કેમકે વિદ્યાથી જ બુદ્ધિમાં કુશલતા આવે છે. અને બુદ્ધિવાળા જ ધનને સંપાદન કરે છે. (હાલના વખતમાં મોટર, વિમાન, આદિ મોહક પદાર્થ સર્વ વિદ્વાનોની બુદ્ધિનું જ પરિણામ છે.) માટે અન્ય ધનનું કારણ પણ વિદ્યા જ છે. સર્વ ધન તો બીજાને આપવાથી ઓછું થાય છે. પરંતુ વિદ્યારૂપી ધન તો બીજાને આપવાથી ઓછું થતું નથી, ઉલટું વધે છે. અન્ય ધનને કોઇ સ્થાનાન્તર અથવા દેશાન્તરમાં લઇ જવુ હોય તો તેનો ભાર ઉઠાવીને જવું પડે છે. વિદ્યારૂપી ધનને લઈ જવામાં કોઇ ભાર લાગતો નથી, ન તો તેને ચોરાદિનો વા નાશ થવાનો ભય છે. વળી—

विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥हितोपदेशः॥ प्रास्ता० श्लो० ६॥

અર્થ:—ગુરૂ શુશ્રૂષા આદિ નિયમ પૂર્વક વિદ્યા ભણવાથી મનુષ્યમાં વિનય આવે છે, વિનયથી તે પાત્ર બને છે અર્થાત્ વિનયી મનુષ્યમાં સર્વ કાર્ય કરવાની યોગ્યતા આવે છે, પ્રાત્ર થવાથી ધનની પ્રાપ્તિ થાય છે, અને ધર્માચરણથી ફરી સુખની પ્રાપ્તિ થાય છે.

शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥ वृ० चा० नी० श्लो० १९ ॥

અર્થ—જેવી રીતે કુતરાનું પુચ્છ તેના ગુપ્ત સ્થાનને ઢાંકવાને કામ લાગતું નથી, તેમ મચ્છર ઉડાડવાને પણ કામ લાગતું નથી તેવી રીતે વિદ્યા વિનાના મનુષ્યનું જીવન વ્યર્થ છે.

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं ।
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं ।
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥ नी. श. श्लो. २० ॥

અર્થ:—વિદ્યા જ મનુષ્યનું શ્રેષ્ઠ રૂપ છે, વિદ્યા એ બહુ ગુપ્ત ધન છે, વિદ્યા સર્વ પ્રકારના ભોગને આપનારી છે, કીર્તિ તથા યશ તથા સુખને દેનારી છે, વિદ્યા સર્વ પ્રકા-રના હિતનો ઉપદેશ કરતી હોવાથી ગુરૂઓની પણ ગુરૂ છે, વિદેશમાં જતી વખતે વિદ્યા

બન્ધુ રૂપ છે અર્થાત્ બન્ધુની માફક હિતકારી છે, વિદ્યા જ પરમ દેવરૂપ છે, વિદ્યાનો જ રાજા લોક સત્કાર કરે છે. ધનવાનનો નહીં, મતલબ કે રાજા લોક ધનથી અધિક વિદ્વાનને જ માને છે, અને વિદ્યા વિનાનો જે મનુષ્ય છે તે પશુતુલ્ય હોવાથી પશુ જ છે.

વેદ ભગવાન્ પણ, તપ આદિ કોઇ પણ સત્કર્મ કરનારે પણ વિદ્યાનું અધ્યયન છોડવું નહીં એવી આજ્ઞા કરે છે.

તૈત્તિરીયોપનિષત્‌ના શિક્ષાધ્યાયના નવમા અનુવાકમાં કહ્યું છે કે—

**ऋतं च स्वाध्यायप्रवचने च ॥** तै. उप. अ. १, अनु. ९ ॥

અર્થ:—ऋतम् એટલે શાસ્ત્રને અનુસાર કર્તવ્ય શું છે તેનો નિશ્ચય કરેલો અર્થ તથા સ્વાધ્યાય એટલે ભણેલા વેદનો યથાશક્તિ પાઠ કરવો તે, તથા પ્રવચન એટલે ભણેલા વેદનું વ્યાખ્યાન કરીને અધિકારીઓને શ્રવણ કરાવવું અથવા ભણાવવો તે ત્રણે અનુષ્ઠાન કરવા યોગ્ય છે. ( અહીં "अनुष्ठेयानि" એવું પદ ઉપરથી સમજી લેવું. )

**सत्यं च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—પૂર્વે શાસ્ત્ર દ્વારા નિશ્ચિત કરેલા અર્થને ફરી વાણી વડે યથાર્થ રૂપે કથન કરવું તેનું નામ સત્ય છે. કોઇ માણસ શાસ્ત્રથી ગ્રહણ કરેલી વસ્તુને છુપાવી ધનાદિના લોભથી અન્ય વાતને પ્રકટ કરે છે તે મોટું પાપ છે. માટે સત્યનું તથા સ્વાધ્યાય અને પ્રવચનનું પણ અનુષ્ઠાન કરવું જોઇએ.

**तपश्च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—ભોગલંપટતાના ત્યાગપૂર્વક શરીર, વાણી અને મનથી થતું ત્રણ પ્રકારનું તપ કરવું તેનું, તથા સ્વાધ્યાય અને પ્રવચનનું પણ અનુષ્ઠાન કરવું.

**दमश्च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—નેત્રાદિ બાહ્યેન્દ્રિયોની નિષિદ્ધ વિષયોથી નિવૃત્તિ કરવી તે, તથા સ્વાધ્યાય અને પ્રવચનનું પણ અનુષ્ઠાન કરવું.

**शमश्च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—મનને નિષિદ્ધ વિષયોના સંકલ્પથી નિવૃત્ત કરવું તે, તથા સ્વાધ્યાય અને પ્રવચનનું પણ અનુષ્ઠાન કરવું.

**अग्नयश्च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—વિવાહ કાલમાં અગ્નિનું આધાન કરવું, તથા સ્વાધ્યાય અને પ્રવચન પણ કરવું.

**अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—સંપાદન કરેલા અગ્નિમાં પ્રાતઃકાલ તથા સાયંકાલ હવન કરવો તથા સ્વાધ્યાય અને પ્રવચન પણ કરવું.

**अतिथयश्च स्वाध्यायप्रवचने च ॥** ” ”

અર્થ:—અતિથિઓનું પૂજન કરવું તથા સ્વાધ્યાય અને પ્રવચન પણ કરવું.

मानुषं च स्वाध्यायप्रवचने च ॥ " "

અર્થ:—શ્રૌત સ્માર્તકર્મની માફક યોગ્ય લૌકિક વ્યવહાર એટલે પુત્રાદિકોના વિવાહ પ્રસંગે બન્ધુ આદિનો સત્કાર વગેરે, તથા સ્વાધ્યાય અને પ્રવચન પણ કરવું.

प्रजा च स्वाध्यायप्रवचने च ॥ " "

અર્થ:—પુત્રોની ઉત્પત્તિ કરવી, તથા સ્વાધ્યાય અને પ્રવચન પણ કરવું.

प्रजनश्च स्वाध्यायप्रवचने ॥ " "

અર્થ:—ઋતુકાલમાં ભાર્યાગમન તથા સ્વાધ્યાય અને પ્રવચન પણ કરવું.

प्रजातिश्च स्वाध्यायप्रवचने च ॥ " "

અર્થ:—પુત્ર તથા પુત્રીના વિવાહ દ્વારા પૌત્ર તથા દૌહિત્રાદિની ઉત્પત્તિ કરવી તથા સ્વધ્યાય અને પ્રવચન પણ કરવું.

આ બારે પર્યાયમાં પણ સ્વાધ્યાય અને પ્રવચન એ બંને મુખ્ય હોવાથી ઋતાદિ દરેકની સાથે તેમને કહ્યા છે.

उक्तेषु व्यापृतेनापि कार्ये एव प्रयत्नतः ।
स्वाध्यायप्रवचने(वचने)तेन प्रत्येकं च ग्रहस्तयोः॥तै.वार्ति.शि.अ.अनु.९श्लो.४७॥

અર્થ:—પૂર્વોક્ત ઋત, સત્ય, આદિ કોઇપણ કર્મમાં તત્પર હોય તેણે પણ વેદાદિનું અધ્યયન (પાઠ) અને તેનું પાઠન (બીજાને ભણાવવું) અથવા તેની વ્યાખ્યા કરીને સંભળાવવી તે એનો કદાપિ ત્યાગ ન કરવો, કેમકે તે સર્વમાં પ્રધાન છે, માટે બારે પર્યાયમાં સર્વની સાથે તેમને કહ્યા છે.

वेदार्थबोधनं नास्ति स्वाध्यायेन विना यतः ।
तथा प्रवचनेनातो धर्मार्थं च ग्रहस्तयोः ॥ ॥ ४८ ॥

અર્થ:—જે કારણથી સ્વાધ્યાય અને પ્રવચન વિના નાના પ્રકારના જ્ઞાનનું પ્રતિપાદન કરનાર વેદ આદિનું તાત્પર્ય સમજી શકાતું નથી, તે કારણથી, તથા પુણ્ય સંપાદન કરવામાં મુખ્ય હેતુ સ્વાધ્યાય અને પ્રવચન હોવાથી તે બંનેને સંપૂર્ણ પર્યાયોની સાથે ભણ્યા છે.

આ પ્રમાણોથી વિદ્યાનું અધ્યયન જે સર્વ ધર્મ અને જ્ઞાનનું સાધન હોવાથી તેજ સર્વથી પ્રધાન છે. પરંતુ વેદ તથા શાસ્ત્ર તથા વિદ્યા શબ્દના અર્થને, યજુર્વેદાદિના કોઇ એક ગ્રંથમાં અથવા શાસ્ત્ર શબ્દના અર્થને વેદાન્તાદિ એક દર્શનમાં, તથા વિદ્યા શબ્દના અર્થને કોઇ એક ગ્રન્થમાં સમાપ્ત ન કરવો જોઇએ. તેના અર્થને વિશાલ દષ્ટિથી જોવો જોઇએ. આ લોકના ભોગ્ય પદાર્થને લઇને પરમાત્માની પ્રાપ્તિ પર્યન્તના સાધનોનું જ્ઞાન સંપાદન કરવામાં ઉપયોગી સર્વ ગ્રન્થોને વેદ તથા શાસ્ત્ર શબ્દથી કહી શકાય છે, ભલે તે યજુર્વેદાદિક ગ્રન્થથી અતિરિક્ત પણ હોય.

આ પ્રકારે વિદ્યાનું પુર્ણ રીતે અધ્યયન કરીને વૃદ્ધો પાસેથી અનુભવ લીધેલા મનુષ્યની સેવા શુશ્રૂષા કરીને ગુણોને સંપાદન કરવાથી મનુષ્યને વિવેકબુદ્ધિ આવે છે, અને ઉન્નતિને પ્રાપ્ત કરે છે.

બ્રાહ્મણ તથા ક્ષત્રિયોના આચરણથી વિરૂદ્ધ પણ છે. કોઇ પણ મનુષ્યને પોતાના નિર્વાહને યોગ્ય જ ધન રાખવાનો અધિકાર છે. જે અધિક રાખનાર છે તેમને પોતાના અધિક ધનનો ધર્મમાં વ્યય કરવાની આજ્ઞા છે. જો તે પોતાની મરજીથી ખર્ચ ન કરે તો તેની પાસેથી બળજોરીથી ધન લઇને ધર્મમાર્ગમા કામે લગાડવાની શાસ્ત્રની આજ્ઞા છે. આ વાતનો વિશેષ નિર્ણય નીતિપ્રકરણ, જાતિધર્મ, આશ્રમધર્મ, આદિના પ્રકરણમા કરવામાં આવશે. અહીં માન સૂચન કરવાને માટે કહ્યુ છે. વૈશ્યને ધન અધિક હોવાથી તેની શ્રેષ્ઠતા કહી છે અર્થાત ધન અધિક હોવાના કારણે જે શ્રેષ્ઠતા છે તે વૈશ્ય માત્રને માટે છે શૂદ્રની જન્મ (મોટી ઉમર) માત્રથીજ શ્રેષ્ઠતા છે, અર્થાત્ જે શુદ્ર ઉમરમા મોટો છે તે મોટો મનાય છે. ક્ષત્રિયની બળથી, બ્રાહ્મણોની મતથી, વૈશ્યની ધનથી અને શુદ્રની ઉમર માત્રથી શ્રેષ્ઠતા કહી છે. તેથી ક્ષત્રિય બળ માત્ર સંપાદન કરે, વેદાદિનુ અધ્યયન ન કરે, બ્રાહ્મણ વેદ માત્ર ભણે ધનાદિ ઉપાર્જન ન કરે, વૈશ્ય ધન માત્ર ઉપાર્જન કરે, શાસ્ત્રાદિ ન શીખે એવો ભાવ નથી. વેદાદિના અધ્યયન વિના કોઇ પણ પોતાના ધર્મને જાણી શકે નહિ ધનુર્વેદ, નીતિશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર, આદિનુ જ્ઞાન મનુષ્યોને સ્વભાવથી નહીં હોવાથી સર્વને શાસ્ત્રના શિક્ષણની જરૂર છે ક્ષત્રિયાદિ માટે વેદનું અધ્યયન સર્વ વેદ તથા ધર્મ શાસ્ત્રોને ઇષ્ટ છે. તેનો વિશેષ ખુલાસો અધ્યયન નિરૂપણમાં કરવામાં આવશે.

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छन्तं पृष्ठतोऽन्वियात् ॥म.भा.अनु.प.अ.१०४ श्लो.६५६॥

અર્થઃ—વૃદ્ધોને પ્રણામ કરવા, પોતાનુ આસન આપીને તેમને બેસાડવા એટલે કે આપણા આસનથી ઉત્તમ આસન ન હોય તો આપણું આસન આપવુ એવો ભાવ છે, તથા તેમની આગળ હાથ જોડીને ઉભા રહી સેવા આદિ કરવુ, અને તે લોક જાય ત્યારે થોડે દૂર તેમની પાછળ જવુ

त्वंकारो वा वधो वेति विद्वत्सु न विशिष्यते ।
अवराणां समानानां शिष्याणां च समाचरेत् ॥ ,, अ. १६२ श्लो. ५२ ४

અર્થ—મોટા પુરૂષને ત્વ શબ્દથી બોલવુ અને તેનો વધ કરવો એ બનેમા કોઇ વિશેષ નથી અર્થાત્ બને સમાન છે. માટે ઉમર તથા ગુણાદિથી મોટા મનુષ્યને તું શબ્દથી બોલવુ નહીં. આપણાથી નાની ઉમરવાળાને અથવા સમાન ઉમરવાળાને અથવા શિષ્યને તું શબ્દથી કહી શકાય છે

त्वमित्यत्रभवन्त हि ब्रूहि पार्थ युधिष्ठिरम् ।
त्वमित्युक्तो हि निहतो गुरुर्भवति भारत ॥म. भा. कर्ण. प. अ. ६९ श्लो. ८३॥

અર્થઃ—કર્ણની સાથે યુદ્ધ કરતા જ્યારે યુધિષ્ઠિર રાજા થાકયા ત્યારે તબુમા જઇને સુઇ રહ્યા તે સમયે કૃષ્ણ ભગવાન્ તથા અર્જુન તેમને જોવાને માટે ગયા ત્યારે કાંઇક ક્રોધથી યુધિષ્ઠિરે અર્જુનને પોતાનાં શસ્ત્ર બીજાના હાથમા આપવાને કહ્યું. કહેવાનુ તાત્પર્ય એવુ હતું કે તારી પાસે જે ગાણ્ડીવ ધનુષ તથા પાશુપત નામનું અસ્ત્ર છે, તે બીજાની

પામે હોત તો યુદ્ધ શીઘ્ર સમાપ્ત થયું હોત. યુદ્ધમાં શત્રુને મારી યુદ્ધ સમાપ્ત કરવાની તારી ઇચ્છા ન હોય તો તુ ધનુષાદિ બીજાને આપી દે, તે લોક યુદ્ધ શીઘ્ર સમાપ્ત કરશે એવો ભાવ છે. આવું કહેવું તે વીર પુરૂષોને માટે બહુ અપમાનનું કારણ છે. અને અર્જુનની એવી પ્રતિજ્ઞા હતી કે જે કોઇ મનુષ્ય તેને પોતાના શસ્ત્ર બીજાને આપવાને કહે તેને તરત મારવો. આ પ્રતિજ્ઞા અનુસાર અર્જુન પોતાના મોટા ભાઇ (ગુરૂ)ને મારવાને તૈયાર થયા. ત્યારે ભગવાને કહ્યું—

હે અર્જુન ! તું "આપ" શબ્દથી કહેવા યોગ્ય તારા ભાઇ યુધિષ્ઠિરને "તું" શબ્દથી કહે. મોટા માણસને તું શબ્દ કહી તિરસ્કાર કરવાથી તેને મારવા બરોબર થાય છે, ફરી મારવાની જરૂર રહેતી નથી.

માટે માન્ય પુરૂષોને માન જ દેવું જોઇએ તેમને ત્વંકારથી બોલાવવા તે તેમનું અપમાન જ છે. અને મોટા પુરૂષનું અપમાન તે તેના વધ તુલ્ય છે.

જે બીજાને માન આપે છે તેને જ જગતમાં માન મળે છે, બીજાને નહીં. તે વિષે અગસ્ત્ય મુનિ તથા નારદજીનો ઇતિહાસ છે. તે નીચે પ્રમાણેઃ—

અગસ્ત્યમુનિ પરમાત્માના પરમ ભક્ત હતા અને નિરભિમાની હતા. તથાપિ તેમની ભક્તિ લોકમાં પ્રગટ નહોતી. નારદજીની ભક્તિ સર્વ સ્થાનમાં પ્રસિદ્ધ હતી, કેમકે તે હમેશાં વીણા લઇને ભગવાનના ગુણોનું ગાયન કરતા રહેતા હતા. પરન્તુ અગસ્ત્ય બરોબર નારદજીનો સત્કાર નહોતો થતો.

એક વાર નારદજી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે હું હમેશાં ભગવાનના ગુણોનું ગાયન કરતો રહું છું છતાં મારો સત્કાર થોડો થાય છે. આ અગસ્ત્ય નાસ્તિક જેવા લાગે છે, તેમનામાં ભક્તનું કોઇ લક્ષણ નથી, છતાં તેમનો સત્કાર જગત્‌માં મારા કરતાં અધિક થાય છે, તેનું કારણ શું? એવો વિચાર કરીને તેનું કારણ પૂછવાને માટે નારદજી ભગવાનની પાસે ગયા અને ભગવાનને કહેવા લાગ્યા. "મહારાજ ! હું આપનો પરમ ભક્ત છું, હમેશાં આપના ગુણોનું ગાયન કરૂં છું, તથાપિ મારો સત્કાર પૂર્ણ રીતે થતો નથી. અગસ્ત્ય મહાન્ નાસ્તિક જેવા છે, છતાં તે કોઇ પણ જગાએ જાય તો તેમનો સત્કાર મારાથી વિશેષ થાય છે, તે કોઇ રાજાની સભામાં જાય તોપણ સર્વ લોક તરત ઉઠીને ઉભા થાય છે અને તેમને આસન આપીને બેસે છે, અને હું એવી સભામાં જાઉં તો કોઇ કોઇ વાર મને બેસવાને પણ કોઇ કહેતું નથી. તેનું કારણ શું તે આપ બતાવો.

નારદજીનો પ્રશ્ન સાંભળી ભગવાન્ બોલ્યાઃ-હે નારદ તમે જઇને એક માસની અંદર એક હજાર બ્રાહ્મણને ભોજન કરાવી મારી પાસે આવો પછી હું તેનો જવાબ આપીશ. પરન્તુ તમારાથી નાનાને જમાડવા, મોટા એકને પણ ન જમાડવો. ભગવાનનું વચન સાંભળી નારદજી ચાલ્યા ગયા.

બાદ ભગવાને અગસ્ત્યજીને બોલાવી " એક માસની અંદર પોતાનાથી નાના એક હજાર બ્રાહ્મણોને જમાડી અમુક દિવસે મારી પાસે આવજો." એમ કહ્યું. ભગવાનની આજ્ઞા

માન્ય કરી અગસ્ત્યજી પણ ચાલ્યા ગયા. નારદજીએ થોડા દિવસમાં પોતાની દૃષ્ટિમાં પોતાનાથી નાના બ્રાહ્મણોને જમાડયા. અગસ્ત્યે પોતાનાથી નાના બ્રાહ્મણોને બહુ શોધ્યા, પરન્તુ તેમને તેવો એક પણ મળ્યો નહીં, કારણ તે બાલકને પણ પોતાનાથી મોટા માનતા હતા. શોધતાં શોધતાં મહિનો પૂરો થવા આવ્યો, ત્યારે વિચાર કર્યો:–"માસ પૂરો થાય છે, ભગવાનની આજ્ઞાનુસાર એકને પણ ભોજન કરાવી શકયો નહીં, હવે શો ઉપાય કરવો ? આ મારી પત્ની છે, તેને શાસ્ત્રમાં પતિની અપેક્ષાએ કાંઇક ન્યૂન બતાવી છે, પરમાર્થથી તો ચૈતન્ય સ્વરૂપ પરમાત્માનો જ્યાં જ્યાં નિવાસ છે તે સ્થાન કદાપિ નાનું ન હોઇ શકે. ભગવાન્ જેવી રીતે મારા હૃદયમાં છે તેવી રીતે તેના (સ્ત્રીના) હૃદયમાં પણ છે. માટે આ મારી પત્ની હોવા છતાં પણ નાની નથી, અને હું તેનો પતિ હોવા છતાં તેનાથી મોટો નથી. તથાપિ શાસ્ત્રના કહેવાની અનુસાર તેને નાની માનીને તેને જ ભોજન કરાવું" એવો નિશ્ચય કરીને પોતાની પત્નીને ભોજન કરાવી ભગવાનની પાસે ગયા. નારદજી પણ ત્યાં હાજર હતા. અગસ્ત્ય તથા નારદજી બંનેને જોઇ ભગવાને નારદજીને પુછ્યું:–તમે પોતાથી નાના હજાર બ્રાહ્મણોને ભોજન કરાવ્યું ?" નારદજીએ કહ્યું:–એક હજારથી પણ કંઇક અધિકને જમાડયા, ઓછા નહીં. નારદજીએ આ પ્રમાણે કહ્યા બાદ ભગવાને અગસ્ત્યજીને પુછ્યું, કે આપે પણ તમારાથી નાના હજાર બ્રાહ્મણોને જમાડયા ? ત્યારે અગસ્ત્યજીએ કહ્યું કે મેં આપની આજ્ઞાનુસાર પ્રયત્ન કર્યો, છતાં મને નાનો બ્રાહ્મણ કોઇ મળ્યો નહીં. મનુષ્ય તો શું પણ પશુ, પક્ષી, આદિને પણ હું મોટા માનું છું. નાના નહી મળવાને કારણે જમાડયા નથી. પરન્તુ શાસ્ત્રમાં પતિની અપેક્ષાએ પત્નીને કંઇક નાની કહી છે, તેથી હજારને બદલે તેને જ જમાડી છે.

અગસ્ત્યજીનું આ પ્રકારનું વચન સાંભળી ભગવાન્ નારદજીને કહેવા લાગ્યા:–"જુઓ નારદજી, તમે એક માસમાં હજાર બ્રાહ્મણોને નાના બનાવ્યા છે, તમે પોતાને મોટા માનો છો, માટે બીજાને નાના બનાવો છો. જે બીજાને નાનો બનાવે છે તે અને બીજાનો તિરસ્કાર કરે છે તે કોઇને માન આપતો નથી અને સત્કાર કરતો નથી, તેથી તે પોતે જ નાનો બની જાય છે, તેથી તેનો સત્કાર પણ બરાબર થવો સંભવ નથી. અગસ્ત્ય કોઇને પણ નાના જાણતા નથી. તે પોતાને સર્વથી નાના માને છે. જે માણસ પોતાને નાનો માને છે તે સર્વને માન આપે છે અને સર્વનો સત્કાર પણ કરે છે. તેનાથી કોઇનો તિરસ્કાર થતો નથી, તેથી તે મનુષ્ય પોતે જગતમાં મોટો થાય છે, અને સર્વ સ્થાનમાં સત્કારને પાત્ર પણ થાય છે માટે બીજાને મોટા માનવા અને સર્વને માન આપવું એજ જગતમાં ઉન્નતિનું સાધન છે.

---

ઇતિ ' मान्यामानय '' અ. ૯ નું વ્યાખ્યાન સમાપ્ત.



# અધ્યાય ૧૦

---

॥ प्रद्विपोऽप्यनुनय ॥

હવે ' प्रद्विपोऽप्यनुनय ' એ પદનુ વ્યાખ્યાન કરીએ છીએ.

**प्रद्विपोऽप्यनुनय** ॥–આપણા ઉપર દ્વેષ કરનાર શત્રુ તરફ પણ વિનયથી વર્તવુ વિનયને છોડી કોઇ પણ કાર્ય કરવુ નહીં વિદ્યાધ્યયન તથા સત્સમાગમ આદિનુ ફલ પણ વિનય પૂર્વક વ્યવહાર કરવો તે છે વિનયથી મનુષ્ય સત્પાત્ર બને છે શત્રુ જાણીને પણ વિનયનો પરિત્યાગ કરવાથી હાનિ થાય છે કારણ કે—

**शत्रु मित्रं च ये नित्य तुल्येन मनसा नरा ।**
**भजन्ति मैत्राः संगम्य ते नरा स्वर्गगामिनः** ॥म.भा.अनु.प.अ.१४४–३४॥

**અર્થ**:—જે મનુષ્ય શત્રુ કે મિત્રને જોતા સમાન ભાવ તથા મૈત્રીથી વર્તે છે તે સ્વર્ગગામી બને છે. વળી—

**अवैरा ये त्वनायासा मैत्रीचित्तरताः सदा ।**
**सर्वभूतदयावन्तस्ते नरा स्वर्गगामिनः ॥ ,, ॥ ३६ ॥**

**અર્થ**.—જેના હૃદયમા કોઈ વૈરભાવ નથી અને જેનુ ચિત્ત સદા મિત્ર ભાવ યુક્ત છે. અને કોઇ વસ્તુમા આસક્ત નથી, અને સપૂર્ણ પ્રાણીઓ ઉપર દયાવાળા છે તે મનુષ્ય સ્વર્ગમા જનાર છે

લોકવ્યવહારમા સ્વભાવથી સામાન્ય કારણમા પણ કોઇને કોઈ વૈરભાવ પ્રકટ થવાનો સભવ છે તેવા લોકની સાથે શત્રુતા કરીને તેમને જીતવાની ઇચ્છા કરવી યોગ્ય નથી માટે-

**जयेत्कदर्यं दानेन सत्येनानृतवादिनम् ।**
**क्षमया क्रूरकर्माणमसाधु साधुना जयेत्** ॥म. भा. व. प. अ. १९४ श्लो ६॥

**અર્થ**—લોભીને કાંઈ આપીને જીતવો જોઇએ મિથ્યા ભાષણ કરનારને સત્ય ભાષણથી જીતવો જોઇએ, ક્રૂર કર્મ કરનાર ક્રોધી મનુષ્યને ક્ષમાથી જીતવો અને આપણા તરફ કોઇ પ્રકારની સજ્જનતા નહીં કરનાર ( અસાધુ ) ને સજ્જનતાથી જીતવો

આ પ્રકારના નિયમને છોડી અવિવેકથી કાર્ય કરવાથી શત્રુની જ વૃદ્ધિ થવાનો સંભવ છે, અને પોતાને શાન્તિ મળવાનો પણ સભવ નથી આપણા વિવેકનો પરિત્યાગ કરીને બીજા ઉપર જ્યારે ક્રોધ કરવામા આવે છે, ત્યારે પહેલા આપણા અન્ત.કરણને જ મનુષ્ય બગાડે છે અને તેની અસર ફરી બીજાના ઉપર પાડે છે માટે મનુષ્યે પોતાની રક્ષાને માટે હમેશા વિનય, વિવેક, ક્ષમા, આદિનુ સેવન કરવુ જોઇએ સામદામથી કદાપિ જય ન થાય તો જ ભેદ તથા દડથી શત્રુનો જય કરવો એ રાજનીતિનુ તાત્પર્ય છે વૃદ્ધોની લજ્જા ન રાખનાર વિનયરહિત દુર્યોધનની જે દુર્દશા થઇ તે ભારત વાચનારને ખબર છે. યુધિષ્ઠિર પૂર્ણ વિનય વાળા હતા તેથી તેમનાથી કદાપિ ધર્મનુ ઉલ્લંઘન થતુ નહોતુ તે કારણથી કોઇ પણ પરિગ્રહ લીધા વિના વનમા ગયા છતા ફરી રાજા થયા જેઓ કાળથી

પણ ડરતા નહોતા એવા ભીષ્મ, દ્રોણાચાર્ય, આદિ સર્વ દુર્યોધનના પક્ષમાં હતા., તેઓ પણ યુધિષ્ઠિરનો વિનય તથા ધર્મનિષ્ઠા જોઇને તેમના ઉપર પ્રસન્ન હતા. યુધિષ્ઠિરના વિનયનું દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ—

ततो युधिष्ठिरो दृष्ट्वा युद्धाय समवस्थिते ।
ते सेने सागरप्रख्ये मुहुः प्रचलिते नृप ॥ म. भा. भी. प. अ. ४३–११ ॥
विमुच्य कवचं वीरो निक्षिप्य च वरायुधम् ।
अवरुह्य रथात्क्षिप्रं पद्भ्यामेव कृताञ्जलिः ॥ ,, ॥ १२ ॥
पितामहमभिप्रेक्ष्य धर्मराजो युधिष्ठिरः ।
वाग्यतः प्रययौ येन प्राङ्मुखो रिपुवाहिनीम् ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—તે પછી ધર્મરાજ યુધિષ્ઠિર, સમુદ્ર જેવી દેખાતી બંને સેનાઓને યુદ્ધને માટે તૈયાર થયેલી તથા વારંવાર આગળ વધતી જોઇ, કવચ ઉતારી તથા પોતાના ધનુષ્યને રથમાં છોડી શીઘ્રતાથી રથમાંથી ઉતરી પિતામહ ભીષ્મની તરફ દેખતા સતા બંને હાથ જોડી ચુપાચુપ પૂર્વ દિશામાં શત્રુની સેના તરફ પગે ચાલીને જવા લાગ્યા.

तं प्रयान्तमभिप्रेक्ष्य कुन्तीपुत्रो धनञ्जयः ।
अवतीर्य रथात्तूर्णं भ्रातृभिः सहितोऽन्वयात् ॥ ,, ॥ १४ ॥
वासुदेवश्च भगवान्पृष्ठतोऽनुजगाम तम् ।
तथा मुख्याश्च राजानस्तच्चित्ता जग्मुरुत्सुकाः ,, ॥ १५ ॥

અર્થઃ—મહારાજ યુધિષ્ઠિરને જતા જોઇ કુન્તીપુત્ર ઝટ રથમાંથી ઉતરી પોતાના ભાઇઓ સહિત તેમની પાછળ ગયા. ત્યારે ભગવાન્ વાસુદેવ કૃષ્ણચન્દ્રજી પણ તેમની પાછળ ચાલ્યા. ત્યારે પાણ્ડવોના પ્રેમી કેટલાએક મુખ્ય રાજાઓ પણ ઉત્સુક થઇને તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ત્યારે યુધિષ્ઠિરનું જવાનું તાત્પર્ય ન સમજવાથી અર્જુન યુધિષ્ઠિરને પૂછે છેઃ—

किं ते व्यवसितं राजन्यदस्मानपहाय वै ।
पद्भ्यामेव प्रयातोऽसि प्राङ्मुखो रिपुवाहिनीम् ॥ ,, ॥ १६ ॥
क्व गमिष्यसि राजेन्द्र निक्षिप्तकवचायुधः ।
दंशितेष्वरिसैन्येषु भ्रातॄनुत्सृज्य पार्थिव ॥ ,, ॥ १७ ॥
एवं गते त्वयि ज्येष्ठे मम भ्रातरि भारत ।
भीमो दुनोति हृदयं ब्रूहि गन्ता भवान्क्व नु ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—આપે શું કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે ? આપ અમને છોડીને પૂર્વ દિશામાં શત્રુઓની સેના તરફ પગે ચાલીને કેમ જાઓ છો ? ( ૧૬ ). તે પછી ભીમસેન

પૂછે છેઃ—હે પાર્થિવ ! હે રાજશ્રેષ્ઠ ! આપ કવચ અને શસ્ત્રોને તથા ભાઇઓને છોડી યુદ્ધને માટે ઉભેલી શત્રુસેના તરફ ક્યાં જાઓ છો ? (૧૭). હે ભરતનંદન ! આપ અમારા મોટા ભાઇ છો. આ સમયે આપને આવી રીતે જતા જોઇને અમારૂં હૃદય ભયથી દુઃખી થઇ રહ્યું છે. આપ કહો–ક્યાં જાઓ છો ?

ત્યારે સહદેવ પૂછે છેઃ—

अस्मिन्रणसमूहे वै वर्तमाने महाभये ।
उत्सृज्य क नु गन्ताऽसि शत्रूनभिमुखो नृप॥ ,, ॥ १९ ॥

અર્થઃ—હે રાજન્ ! યુદ્ધ કરવાને માટે આ ભયંકર સેનાનો સમૂહ એકઠો થયેલો છે તે સમયે આપ શત્રુઓ તરફ ક્યાં જાઓ છો ?

આ પ્રમાણે સર્વ ભાઇઓના પૂછવા છતાં યુધિષ્ઠિર કાંઇ પણ ઉત્તર ન દેતાં આગળ ચાલતા ગયા. ત્યારે યુધિષ્ઠિરના તાત્પર્યને જાણનાર ભગવાન્ હસીને અર્જુનાદિને કહે છે કે આ યુધિષ્ઠિર ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય, ઇત્યાદિ સર્વ ગુરૂજનોની પાસે જઇને તેમની પાસેથી યુદ્ધ કરવાની આજ્ઞા લઇને પછી તેમની આજ્ઞાનુસાર યુદ્ધ કરવું એવા વિચારથી જાય છે. અને—

श्रूयते हि पुराकल्पे गुरूननुमान्य यः ।
युध्यते स भवेद्व्यक्तमपध्यातो महत्तरैः ॥ ,, ॥ २३ ॥

અર્થઃ—મેં પુરાણ ઇતિહાસમાં સાંભળ્યું છે કે ગુરૂજનોની અનુમતિ નહીં લેતાં જે મનુષ્ય પોતાનાથી મોટાની સાથે યુદ્ધ કરે છે તે ગુરૂજનોના અનુગ્રહ વિના જરૂર પરાજયને પ્રાપ્ત થાય છે.

अनुमान्य यथाशास्त्रं यस्तु युध्येन्महत्तरैः ।
ध्रुवस्तस्य जयो युद्धे भवेदिति मतिर्मम ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—અને જે મનુષ્ય ગુરૂજનોની આજ્ઞા લઇને પોતાનાથી મોટાની સાથે શાસ્ત્રને અનુસાર યુદ્ધ કરે છે તે નિશ્ચય જય પ્રાપ્ત કરે છે એવો મારો મત છે.

ત્યાર બાદ—

सोऽवगाह्य चमूं शत्रोः शरशक्तिसमाकुलाम् ।
भीष्ममेवाभ्यगात्तूर्णं भ्रातृभिः परिवारितः ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—ભાઇઓ વડે ઘેરાયલા મહારાજ યુધિષ્ઠિર શર અને શક્તિથી યુક્ત શત્રુઓની સેનામાં પ્રવેશ કરી શીઘ્ર ભીષ્મની સમીપ જઇ પહોંચ્યા.

तमुवाच ततः पादौ कराभ्यां पीड्य पाण्डवः ।
भीष्मं शान्तनवं राजा युद्धाय समुपस्थितम् ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—અને યુદ્ધ કરવાને માટે તૈયાર થયેલા શન્તનુના પુત્ર ભીષ્મના બન્ને ચરણોને પોતાના બંને હાથ વડે પકડીને તેમના પ્રતિ બોલ્યાઃ—

आमन्त्रये त्वां दुर्धर्ष त्वया योत्स्यामहे सह ।
अनुजानीहि मां तात आशिषश्च प्रयोजय ॥ " ॥ ३७ ॥

અર્થ—હે તાત ! હે દુર્ધર્ષ ! આપની પાસે હું નિવેદન કરૂં છું કે આપની સાથે હું યુદ્ધ કરૂં તેની આપ મને અનુમતિ આપો, અને આશીર્વાદ પણ આપો.

યુધિષ્ઠિરનાં આવાં વિનયયુક્ત વચન સાંભળીને ભીષ્મપિતાએ જવાબ આપ્યો—

यद्येवं नाभिगच्छेथा युधि मां पृथिवीपते ।
शपेयं त्वां महाराज पराभवाय भारत ॥ " ॥ ३८ ॥

અર્થ—હે પૃથિવીપતે ! હે ભારત ! જો તું આ પ્રમાણે યુદ્ધમાં મારી પાસે ન આવ્યો હોત તો તારો પરાજય થવાને માટે તને હું શાપ દેત. હવે તું મારી પાસે આવ્યો છે. માટે—

प्रीतोऽहं पुत्र युध्यस्व जयमाप्नुहि पाण्डव ।
यत्तेऽभिलषितं चान्यत्तदवाप्नुहि संयुगे ॥ " ॥ ३९ ॥

અર્થ:—હે પુત્ર ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું. તું યુદ્ધ કર, અને યુદ્ધમાં જય પ્રાપ્ત કર. અને યુદ્ધમાં બીજી જે કાંઈ તારી ઇચ્છા હોય તે પણ તને પ્રાપ્ત થાઓ.

व्रियतां च वरः पार्थ किमस्मत्तोऽभिकांक्षसि ।
एवं गते महाराज न तवास्ति पराजयः ॥ " ॥ ४० ॥

અર્થ:—હે પાર્થ ! તું મારી પાસેથી શો વર માગે છે તે કહે. એમ થતાં તારો પરાજય થવાની સંભાવના નથી.

अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।
इति सत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥ " ॥ ४१ ॥
अतस्त्वां क्लीववद्वाक्यं ब्रवीमि कुरुनन्दन ।
भृतोऽस्म्यर्थेन कौरव्य युद्धादन्यत्किमिच्छसि ॥ " ॥ ४२ ॥

અર્થ:—હે મહારાજ ! પુરૂષ અર્થનો દાસ છે, પણ અર્થ કોઇનો દાસ નથી એ સત્ય છે. કૌરવોએ મને અર્થ વડે બાંધી લીધો છે. ( ૪૧ ).

માટે હે કુરૂનન્દન ! હે કૌરવ્ય ! આ કારણથી તારી આગળ હું કાયરની માફક નિરર્થક વચન કહું છું અર્થથી કૌરવોની વશ થઇને તેમનો સેનાપતિ થયો છું. માટે તું યુદ્ધથી અતિરિક્ત બીજું જે ચહાતો હોય તે કહે. (૪૨).

ત્યારે યુધિષ્ઠિર કહે છે:—

मन्त्रयस्व महाबाहो हितैषी मम नित्यशः ।
युध्यस्व कौरवस्यार्थे ममैष सततं वरः ॥ " ॥ ४३ ॥

અર્થ:—હે મહાબાહો ! આપ જ તેનો વિચાર કરશો. આપની પાસે મારી એટલી જ પ્રાર્થના છે કે આપ નિત્ય અમારા હિત ઉપર દૃષ્ટિ રાખીને કૌરવો તરફથી યુદ્ધ કરશો.

યુધિષ્ઠિરનાં વચન સાંભળી ભીષ્મજી કહે છેઃ-કૌરવો તરફથી હું ઈચ્છાનુસાર જ યુદ્ધ કરીશ. હું તારી શી સહાયતા કરૂં ? અને મારો પરાજય કરે એવો કોઈ હું જોતો નથી. સાક્ષાત્ ઇન્દ્ર પણ મને યુદ્ધમાં નહીં જીતી શકે. અને હાલ મારા મૃત્યુનો સમય આવ્યો નથી. માટે હવે પછી ફરી એક વાર મારી પાસે આવી જજે. (ત્યાર પછી યુધિષ્ઠિર ફરીથી ભીષ્મની પાસે ગયા હતા અને યુદ્ધમાં તેમને મારવાનો ઉપાય પુછ્યો હતો અને તે ઉપાય પણ તેમણે બતાવ્યો હતો, અને યુધિષ્ઠિરના જયને માટે રથમાંથી પડી ગયા હતા. એ સર્વ વાત ભારતમાં સ્પષ્ટ છે. )

ત્યાર બાદ યુધિષ્ઠિર દ્રોણાચાર્યની પાસે ગયા, અને યુદ્ધ કરવાની આજ્ઞા અને આશીર્વાદ માગ્યો. ભીષ્મની પેઠે તેઓ પણ બોલ્યા કે જો તું મારી પાસે ન આવ્યો હોત તો હું તને અવશ્ય શાપ દેત. હવે તું આવ્યો છે માટે તને યુદ્ધ કરવાની આજ્ઞા આપું છું. અને "તારો જય થાઓ" એવો આશીર્વાદ પણ દીધો. પછી યુધિષ્ઠિર કૃપાચાર્યની પાસે ગયા, અને તેમની પ્રદક્ષિણા તથા તેમને પ્રણામ કરી યુદ્ધની આજ્ઞા તથા આશીર્વાદ માગ્યો. ત્યારે કૃપાચાર્યે પણ ઉપર પ્રમાણે જ કહ્યું. પછી યુધિષ્ઠિર શલ્યની પાસે ગયા અને યુદ્ધની આજ્ઞા તથા આશીર્વાદ માગ્યો. કૃપાચાર્યે પણ ઉપર પ્રમાણે જ કહ્યું. તે પછી ભાઇઓ સહિત યુધિષ્ઠિર શત્રુસેનાની બહાર નિકળી ગયા.

આ પ્રમાણે યુધિષ્ઠિરના વિનયને દેખી મારવાને માટે આવેલા ભીષ્મજી વગેરેએ યુધિષ્ઠિરના જયને માટે આશીર્વાદ આપ્યો. માટે શત્રુ હોય કે ભલે કોઇ યુદ્ધને માટે તૈયાર હોય, તથાપિ વિનયનો કદાપિ ત્યાગ ન કરવો. શત્રુના ચિત્તમાં આવેલા ક્રોધની શાન્તિ કરવાનો જ પ્રયત્ન કરવો જોઇએ. યુધિષ્ઠિર અને ભીષ્માદિના ઇતિહાસથી આ વાતનો બરાબર નિશ્ચય થાય છે. સંસારના પદાર્થોને માટે બુદ્ધિમાન મનુષ્યનું પણ ચિત્ત ચલાયમાન થવાનો સંભવ છે, અને તેથી કુટુંબીઓની સાથે પણ યુદ્ધ થવાનો સંભવ છે. તથાપિ નીતિ અને ધર્માનુસાર ચાલવાથી વિનયવાળો મનુષ્ય સર્વને પરાસ્ત કરી શકે છે. વિનય રહિત દુર્યોધન વગેરે યુધિષ્ઠિરના વિનયભાવને જોઇ તેમને ધિક્કારતા હતા અને અયોગ્ય વાણી પણ કહેતા હતા. અંતમાં તેમનો સર્વનો નાશ થયો. વિનયવાળો મનુષ્ય સર્વની દયાને પાત્ર થાય છે, અને પોતાના કાર્યને યથાર્થ રીતે સિદ્ધ કરે છે. માટે શત્રુ જાણીને પણ વિનયનો ત્યાગ કરવો યોગ્ય નથી.

---

ઇતિ "**मान्यान्मानय**"નું વ્યાખ્યાન અ૦ ૧૦ સમાપ્ત.



## અધ્યાય ૧૧.

॥ प्रच्छादय स्वान्गुणान् ॥

प्रच्छादय स्वान्गुणान् ॥—પોતાના ગુણોને ઢાંકો-પ્રકટ ન કરો. પોતાના ગુણોની પોતે પ્રશંસા ન કરવી એવો ભાવ છે. પરન્તુ આપણામાં કોઇ ગુણ હોય તો તે કોઇ અધિકારીને પણ ન શિખવવો, તેને છુપાવવો, એવું તાત્પર્ય નથી. બીજાને ગુણ ન શિખવવો તે ક્ષુદ્રતા છે, ગુણ નહીં.

અને આપણી પ્રશંસા આપણે પોતે કરવી તે આપણી હલકાઇ હોવાનું કારણ છેઃ

परस्तुतगुणो यस्तु निर्गुणोऽपि गुणी भवेत् ।
इन्द्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥ चा. नी. द. अ. १६ श्लो. ८ ॥

અર્થઃ—જેના ગુણનું બીજા લોક વર્ણન કરે તે નિર્ગુણી હોય તોપણ ગુણવાન્ થાય છે. અને ઇન્દ્ર પણ પોતાના ગુણની પોતે પ્રશંસા કરે તો લઘુતાને પ્રાપ્ત થાય.

अब्रुवन्वाति सुरभिर्गन्धः सुमनसां शुचिः ।
तथैवाव्याहरन्भाति विमलो भानुरंबरे ॥ म. भा. शा. प. अ. २८७-२९ ॥

અર્થઃ—જેમ સુગન્ધ વાળો વાયુ જ્યારે વાય છે ત્યારે સર્વે લોકોને તેની આકાંક્ષા થાય છે. પવન આવવા પહેલાં તે "હું અમુક સમયે આવીશ" એવી કોઇને ખબર આપતો નથી. કહ્યા વિના આવવા છતાં પણ તેની આકાંક્ષાવાળો મનુષ્ય તેની રાહ જોઇ રહે છે; અને જેમ નિર્મલ ચંદ્રમા જ્યારે આકાશમાં પ્રકાશે છે ત્યારે તે પણ "હું શીતલ કિરણ તથા પ્રકાશ વાળો છું" એવું કોઇને કહ્યા વિના જ પ્રકાશે છે. તેની શીતલતા તથા પ્રકાશની ઇચ્છાવાળા પ્રાણી તેના ઉદયની રાહ જોઇ રહે છે; તેવી રીતે શુદ્ધ અન્તઃકરણવાળા તથા શુચિ અર્થાત્ પવિત્ર આચરણ વાળા મનુષ્યના ગુણની સુગન્ધ પોતાની મેળે જ ફેલે છે. ગુણી મનુષ્યને, પોતાના ગુણની પ્રશંસા કરીને સંભળાવવાની કાંઇ જરૂર નથી.

न लोके दीप्यते मूर्खः केवलात्मप्रशंसया ।
अपि चापिहितः श्वभ्रे कृतविद्यः प्रकाशते ॥ " ॥ ३० ॥

અર્થઃ—કેવલ આપણી પ્રશંસા માત્ર કરવાથી મૂર્ખનો કોઇ પ્રકાશ થતો નથી. જો વિદ્વાન્ હોય અને કદાપિ ખાડા (શ્વભ્ર)માં છુપાયેલો (अपिहित) હોય તોપણ તેનો પ્રકાશ તો થાય છે જ.

न लोके राजते मूर्खः केवलात्मप्रशंसया
अपि चेह मृजाहीनः कृतविद्यः प्रकाशते ॥ म. भा. व. प. अ. २०७-४९ ॥

અર્થઃ—મૂર્ખનું શરીર બહુ દર્શનીય હોય અને તે પોતાની પ્રશંસા કરે તો તેથી તેની કોઇ શોભા થતી નથી. વિદ્વાન્ ગુણી મનુષ્ય શુદ્ધિ (मृजा) રહિત હોય અર્થાત્ મલિન દેહ વાળો હોય તોપણ તેની શોભા દેખાય છે.

अब्रुवन्कस्यचिन्निन्दामात्मपूजामवर्णयन् ।
न कश्चिद्गुणसंपन्नः प्रकाशो भुवि दृश्यते ॥ " ॥ ५० ॥

અર્થ:—પોતાની પ્રશંસા કરનાર મનુષ્ય અવશ્ય બીજાની નિન્દા કરે છે. માટે કોઇની નિન્દા પણ ન કરે, અને પોતાની પૂજાની પ્રશંસા પણ ન કરે. એવો કોઇ પણ ગુણી મનુષ્ય પૃથિવીમાં પ્રકાશ વિના છુપો પડી રહ્યો છે એવું જોવામાં આવતું નથી.

( શાં૦ પ૦ અ૦ ૨૮૭–૨૮ માં " विपश्चिद्गुणसंपन्नः प्राप्नोत्येव महद्यशः ॥ " એવો પાઠ છે. )

अष्टौ गुणाः पुरुषं दीपयन्ति
प्रज्ञा च कौल्यं च दमः श्रुतं च ।
पराक्रमश्चाबहुभाषिता च
दानं यथाशक्ति कृतज्ञता च ॥म. भा. उ. प. अ. ३६–५२॥

અર્થ:—જ્ઞાનના સંસ્કારવાળી બુદ્ધિ, તથા કુલીનતા, તથા દમ, તથા વિદ્યા, તથા પરાક્રમ, તથા પ્રયોજન વિના બહુ ન બોલવું તે ( अबहुभाषिता ), તથા યથાશક્તિ દાન, તથા બીજા મનુષ્યે આપણા ઉપર કરેલા ઉપકારને ન ભૂલવો તે ( कृतज्ञता ) અર્થાત્ તેનો પ્રત્યુપકાર કરવાની વૃત્તિ હોવી–એ આઠ ગુણ મનુષ્યનો જગત્માં પ્રકાશ કરે છે, અર્થાત્ મનુષ્યમાં કોઇ એક પણ ગુણ હોય તો જગત્માં પ્રકટ થાય છે. જો આઠે ગુણ હોય તો કહેવું જ શું ? ગુણોની જેટલી અધિકતા હોય તેટલી તેની પ્રસિદ્ધિ પણ થાય છે. કાંઇ પ્રશંસા કરવાની જરૂર રહેતી નથી. શ્રેષ્ઠ પુરૂષ કદાપિ પણ પોતાની પ્રશંસા કરતા નથી. તે લોકોને પ્રશંસા કરનાર ઉપર તિરસ્કાર થાય છે.

आत्मनिन्दा च पूजा च परनिन्दा परस्तवः ।
अनाचरितमार्याणां वृत्तमेतच्चतुर्विधम् ॥ म. भा. कर्ण. प. अ. ३५ श्लो. ४५॥

અર્થ:—આપણી નિન્દા કરવી અર્થાત્ આપત્તિ કાલમાં પોતાને ધિક્કાર દેવો, તથા પોતાના સત્કાર કે યોગ્યતાની પ્રશંસા કરવી, અને બીજાની નિન્દા તથા સ્તુતિ કરવી–એ ચાર પ્રકારનાં આચરણ પહેલાંના શ્રેષ્ઠ પુરૂષોએ કર્યાં નથી. પોતાની પ્રશંસા કરનાર મનુષ્ય બીજાની નિન્દા પણ અવશ્ય કરે છે. પણ નિન્દા કરવી એ મહાન્ પાપ છે.

परनिन्दा महापापं परनिन्दा महाभयम् ।
परनिन्दा महद्दुःखं न तस्य पातकं परम् ॥स्का.पु.ख.६.अ. २३६ श्लो. २५॥

અર્થ:—બીજાની નિન્દા કરવી એ બહુ પાપ છે, પરનિન્દા એ બહુ પ્રકારના ભયનું કારણ છે, અને પરનિન્દા ભારે દુઃખનું પણ કારણ છે. નિન્દાથી મોટું કોઇ પાતક નથી. નિન્દક પોતાની પ્રશંસાને માટે બીજાની નિન્દા પણ કરે છે. તેથી નિન્દાનું પાપ તથા પોતાની પ્રશંસાનું પાપ એમ દ્વિગુણ પાપ થાય છે,

केवलं निन्दने चैव तत्पापं लभते गुरु ।
यथा शृण्वत एव स्यात्पातकी न ततः परः ॥ " ॥ २६ ॥

અર્થ:—કેવલ કોઇની નિન્દા કરવાથીજ તે પાપ બહુ ભારે થઇ જાય છે. કેમ થાય છે તેનું કારણ તું સાંભળ. (યથા શૃણુ). નિન્દકથી મોટો કોઇ પાપી નથી. જેની રીતે માતા બાલકની હમેશાં બન્ધુ છે, કેમકે તે હમેશાં તેની રક્ષા કરવામાં જ તત્પર રહે છે, તે બાળક મળ આદિ અપવિત્ર વસ્તુમાં પડ્યો હોય તો માતા તેને ઉઠાવી ધોઇને સાફ કરે છે; તેવી રીતે નિન્દા કરનાર મનુષ્ય બીજાના પાપરૂપી મળને જિહ્વાથી ચાટીને લઈ લે છે, માટે નિન્દક પણ માતા સરખો બન્ધુ છે, આપણા મળને ધોવા રૂપ મલિન કાર્ય માતા વિના કોણ કરી શકે છે? તેવી રીતે પાપ રૂપી મલને ચાટીને લઇ લેવો તે પણ નિન્દક સિવાય બીજાનું કામ નથી. માટે નિન્દક આપણો બન્ધુ છે, વળી—

आत्मोत्कर्षं न मार्गेत परेषां परिनिन्दया ।
स्वगुणैरेव मार्गेत विप्रकर्षं पृथग्जनात् ॥ म. भा. शा. प. अ. २८७—२५ ॥

અર્થ:—બીજાની નિન્દા કરીને આપણા ઉત્કર્ષની ઇચ્છા કરવી નહીં. બીજા લોક કરતાં આપણો ઉત્કર્ષ આપણા ગુણો વડે જ પ્રાપ્ત કરવો જોઇએ.

निर्गुणास्त्वेव भूयिष्ठमात्मसंभाविता नराः ।
दोषैरन्यान्गुणवतः क्षिपत्यात्मगुणक्षयात् ॥ ,, ॥ २६ ॥

અર્થ:—પોતાની પ્રશંસા કરનાર લોક બહુ કરીને નિર્ગુણ જ હોય છે. પોતાનામાં ગુણ ન હોવાથી બીજા ગુણી મનુષ્યમાં જૂઠા દોષ લગાવીને તેમનો આક્ષેપ કરે છે.

એક પ્રસંગે અર્જુને પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિરનો તિરસ્કાર કર્યો. પછી તેણે મનમાં વિચાર કર્યો કે મોટા ભાઇનો તિરસ્કાર વધની તુલ્ય છે, માટે હું મહાન્ પાપનો ભાગી થયો, માટે મારે મરવું જ ઠીક છે એવો નિશ્ચય કરીને આત્મહત્યા કરવા તૈયાર થયો. ત્યારે ભગવાન્ અર્જુનની મરવાની પ્રતિજ્ઞા મિથ્યા ન થાય, અને તેનું જીવન પણ બચે એવો ઉપાય વિચારીને અર્જુનને પોતાની પ્રશંસા કરવાને માટે કહે છે, કેમકે આત્મપ્રશંસા એ આત્મહત્યા તુલ્ય છે.

ब्रवीहि वाचाद्य गुणानिहात्मन-
स्तथा हतात्मा भविताऽसि पार्थ ।
तथास्तु कृष्णेत्यभिनन्द्य तद्वचो
धनञ्जय प्राह धनुर्विनम्य ॥ म. भा. क. प. अ. ७०—२९ ॥

અર્થ:—હે અર્જુન! તારા મુખે તું તારી પ્રશંસા કર, એટલે તું આત્મહત્યા કરનારો થઇશ—મતલબ કે પોતાની પ્રશંસા આત્મહત્યા બરાબર છે. ત્યારે અર્જુને ભગવાનની વાણીનો સ્વીકાર કરીને ધનુષ્યને નીચે નમાવી પોતાની પ્રશંસા કરી.

ભગવાનના આ ઉપદેશથી એવો નિશ્ચય થાય છે કે પોતાની પ્રશંસા તથા બીજાની નિન્દા—એ બંને કરનારના પાપનું કોઈ ઠેકાણું નથી.

किन्तु नात्मगुणा वाच्याः सतामेतत्सदा व्रतम् ।
परोक्षेऽपि स्वप्रशंसा ब्रह्माणमपि चालयेत् ॥

• स्का. पु. ख. १, कौ. ख, अ. ५८ श्लो. ४४ ॥

અર્થ:—પોતાના ગુણોને ન કહેવા તે સત્પુરૂષોનુ હમેશા વ્રત છે પરોક્ષમાં પણ, અર્થાત્ કોઇ સામે ન હોય તથાપિ, પોતાની પ્રશસા પોતે કરવી તે બ્રહ્માજીની સંપત્તિનો પણ નાશ કરે

માટે પોતાના ગુણોને હમેશાં ઢાકવા. ગુણ તો ક્રમે કરીને પોતેજ પ્રકટ થાય છે.

---

ઇતિ "प्रच्छाद्य स्वान्गुणान्" અ૦ ૧૧ નુ વ્યાખ્યાન સમાપ્ત.



## અધ્યાય ૧૨.

॥ कीर्तिपालय ॥

હવે " कीर्ति पालय " એ પદનું વ્યાખ્યાન કરીએ છીએ.

कीर्ति पालय ॥—ધર્માચરણ કરીને કીર્તિને ઉત્પન્ન કરો અને તે કીર્તિનું પાલન કરો.

दिवं स्पृशति भूमिं च शब्दः पुण्यस्य कर्मणः ।
यावत्स शब्दो भवति तावत्पुरुष उच्यते ॥म. भा. व. प. अ. १९९ श्लो. १३॥

અર્થઃ—પુણ્ય કર્મ કરનારની કીર્તિ (शब्दः) આ પૃથિવી લોકથી સ્વર્ગ પર્યન્ત પહોંચે છે. જ્યાં સુધી પુણ્યકર્મની કીર્તિ છે ત્યાં સુધી તે "પુરૂષ" કહેવાય છે. તેથી પુરૂષમાં રહેનાર પુરૂષત્વ પણ તે જ છે. પુણ્યકર્મ વડે જેણે કોઇ પ્રકારની કીર્તિ સંપાદન કરી નથી તે પુરૂષ કહી શકાતો નથી.

પુણ્ય કર્મ કરીને તથા કીર્તિથી બ્રહ્મલોકમાં ગયેલા પ્રદ્યુમ્ન પ્રતિ બ્રહ્માજી કહે છે;—

न पुण्यं केवलं राजन् गुप्तं स्वर्गस्य साधकम् ॥
विना निष्कल्मषां कीर्तिं त्रिलोकीतलविस्तृताम् ॥

स्का. पु, ख. १, कौ. ख. २, अ. ७ श्लो. १५ ॥

અર્થઃ—હે રાજન્! સંપાદન કરેલા કેવલ ગુપ્ત પુણ્ય કર્મ માત્ર વડે સ્વર્ગ લોક પ્રાપ્ત થતા નથી. ત્રણે લોકમાં ફેલાયલી નિષ્કલંક કીર્તિની પણ જરૂર છે. અર્થાત્ પુણ્ય અને કીર્તિ બંને વડે જ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે

तत्र कीर्तिसमुच्छेदः सांप्रतं वसुधातले ।
संजातश्चिरकालेन गत्वा तां कुरु नूतनाम् ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—બહુ કાલથી ઉત્પન્ન થયેલી તમારી કીર્તિ હાલ પૃથિવીમાં નષ્ટ થઇ છે. માટે તમે જઇને તે કીર્તિને નવીન કરો. અર્થાત્ તે કીર્તિ ફરી ફેલાય એવો ઉપાય કરો.

यावत्कीर्तिर्मनुष्यस्य पृथिव्यां प्रथिता भवेत् ।
तावदेव भवेत्स्वर्गः सति पुण्ये ह्यनन्तके ॥ ,, अ. १०–२२ ॥

અર્થઃ—કોઇનું પુણ્ય બહુ જ હોય, તથાપિ જ્યાં સુધી તેની કીર્તિ પૃથિવીમાં વિખ્યાત હોય છે ત્યાં સુધી જ તેનો સ્વર્ગમાં નિવાસ થાય છે.

सुरालयः सरो वापि कूपारामादिकल्पनाः ।
एवदर्थं हि पूर्ताख्या धर्मशास्त्रेषु निश्चिताः ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—જ્યાં મન્દિર નથી ત્યાં મન્દિર બનાવવું, તથા તળાવ, વાવ, આરામ સેવાને બાગ, વગેરે બનાવવું-તેને પૂર્ત કર્મ કહે છે. તે પૂર્ત કર્મથી પુણ્ય અને કીર્તિ બંને થાય છે એવો ધર્મશાસ્ત્રોમાં નિશ્ચય કરેલો છે.

**यो वा को वापि याचेत तस्मै देहि शिरोऽपि च ।**
**अपि यत्नेन महता कीर्तिमेव सदा जय ॥**स्का.पु. ख.२, म. ख.३अ.११-३८॥

અર્થ:—કોઈ પણ અધિકારી કોઈ પણ વસ્તુની યાચના કરે તો તે શિર પણ હોય, તોપણ તેને આપો. યત્નથી મહાન્ કીર્તિ સંપાદન કરો. જે કોઇ શિર માગવા આવે તેને શિર આપો એવું તાત્પર્ય નથી. પરન્તુ દાનમાં સ્વલ્પ ફલ જાણીને ઉપેક્ષા કરવી નહીં. પરન્તુ પુણ્ય અને કીર્તિ બંને સંપાદન કરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે. માટે શક્તિ અનુસાર દાન દેવામાં તત્પર રહેવું એવો ભાવ છે.

**राज्ञां च विदुषां चैव कीर्तिरेव हि भूषणम् ।**
**सत्कीर्तिप्रभवा लक्ष्मी पुण्यं सत्कीर्तिसंभवम् ॥** ,, ॥ ३९ ॥

અર્થ:—રાજા તથા વિદ્વાન્ એ બંનેને કીર્તિ જ મહાન્ ભૂષણ છે. લક્ષ્મી સત્કીર્તિથી જ ઉત્પન્ન થાય છે, અને પુણ્ય પણ સત્કીર્તિથી જ ઉત્પન્ન થાય છે.

**सत्कीर्त्यो राजते लोकश्चन्द्रश्चन्द्रिकया यथा ।**
**गजाश्वहेमनिचयं रत्नराशिं नगोपमम् ॥** ,, ॥ ४० ॥
**अकीर्त्योपहतं सर्वं तृणवन्मुञ्च सत्वरम् ।** ,, ॥ ४१ ॥

અર્થ:—જેવી રીતે ચન્દ્રિકા અર્થાત્ ચાંદની વડે ચંદ્રમાને શોભા મળે છે, તેવી રીતે કીર્તિથી જ લોક શોભાને પ્રાપ્ત થાય છે. સત્કીર્તિ રહિત અને અપકીર્તિથી મલિન થયેલા હાથી, ઘોડા અને સુવર્ણનો સમૂહ તથા પર્વત સમાન રત્નોનો સમૂહ, વગેરે સર્વનો શીઘ્ર ત્યાગ કરો.

એમ હોવાથી મનુષ્યે ધન તથા જીવન કરતાં સત્કીર્તિની રક્ષાને માટે અધિક પ્રયત્ન કરવો જોઇએ. રામચન્દ્રજીના પૂર્વજ જે દિલીપ રાજા થયા તે કીર્તિની રક્ષાને માટે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરવા તૈયાર થયેલા એવો રઘુવંશમાં ઇતિહાસ છે.

દિલીપ રાજાને પુત્ર થતો નહોતો. તેથી તેમણે પોતાના કુલગુરૂ વસિષ્ઠજીની પાસે જઇને પુત્ર થવાને પ્રાર્થના કરી. વસિષ્ઠજીએ કહ્યું-" આ જે મારી પાસે ગાય છે તે કામધેનુની વાછડી છે. તેનામાં તમને પુત્ર દેવાનું સામર્થ્ય છે. તમે તેની સેવા કરીને તેને પ્રસન્ન કરો. " દિલીપ વસિષ્ઠજીની આજ્ઞાનુસાર ગાયને જંગલમાં ચરાવવાને માટે લઇ જતા હતા અને બહુ પ્રીતિ સહિત તેની સેવા કરતા હતા. એકવીસ દીવસ સુધી સેવા કરી. દરમ્યાન ગાય તેમની પરીક્ષા કરવાને માટે જંગલમાં ચરતી ચરતી હિમાલયની એક ગુફામાં પહોંચી ગઇ, જ્યાં ગંગાજીની ધારા પડતી હતી. તે સ્થલમાં પડેલું કોમલ ઘાસ ખાવાને તૈયાર થઇ. તે વખતે ગાયે પોતાની માયાશક્તિથી એક સિંહને બનાવ્યો. તે સિંહ તરત કૂદીને ગાય ઉપર ચઢી બેઠો અને તેને મારવાની ચેષ્ટા કરી. દિલીપ પર્વતોની શોભા જોતા હતા, તેમના મનમાં એવો નિશ્ચય હતો કે ગાયને કોઈ પ્રાણી મારનાર નથી. સિંહને દેખી દિલીપે તરત તેને મારવાને માટે ભાથામાંથી બાણ ખેંચ્યું. તે વખતે બાણવાળો હાથ ત્યાં ને ત્યાં જ રોકાઇ ગયો. દિલીપને બહુ આશ્ચર્ય લાગ્યું અને તે વિચારમાં પડયો. ત્યારે સિંહ મનુષ્યવાણીમ દિલીપને કહે છેઃ—

अलं महीपाल तव श्रमेण प्रयुक्तमप्यस्त्रमितो वृथा स्यात् ।
न पादपोन्मूलनशक्तिरंहः शिलोच्चये मूर्छति मारुतस्य ॥ રઘુવંશ, સ. ૨–૩૪॥

અર્થઃ—હે રાજન્! તમે મને મારવાને માટે જે શ્રમ કરો છો તે છોડો અર્થાત્ શ્રમ ન લ્યો. બહુ વાર પ્રયોગ કરેલું તમારૂ શસ્ત્ર હાલ વ્યર્થ થઇ ગયું છે. વૃક્ષાદિને ઉખેડવાની માત્ર જેમાં શક્તિ છે એવા પવનના વેગનું પર્વત આગળ કાંઇ ચાલી શકતું નથી.

कैलासगौरं वृषमारुरुक्षोः पादार्पणानुग्रहपूतपृष्ठम् ।
अवेहि मां किंकरमष्टमूर्तेः कुंभोदरं नाम निकुम्भमित्रम् ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—કૈલાસના જેવું ગૌર જેનું કલેવર છે એવા અને ઉંચા વૃષભરૂપ પોતાના વાહન ઉપર મહાદેવજી જ્યારે ચઢે છે ત્યારે મારી પીઠ ઉપર એક પગ રાખીને તેના ઉપર ચઢે છે. તે કારણથી દરરોજના તેમના ચરણસ્પર્શથી મારી પીઠ પવિત્ર થયેલી છે, એવો મહાદેવનો હું દાસ છું. મારૂં નામ કુંભોદર છે. અને પાર્વતીના વાહન રૂપ જે નિકુંભ નામનો સિંહ છે તેનો હું મિત્ર છું. માટે બીજા જંગલી સિંહની માફક તું મને નહીં મારી શકે.

अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।
यो हेमकुंभस्तननिःसृतानां स्कन्दस्य मातुः पयसां रसज्ञः ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—તમારી આગળ ઉભેલા આ દેવદારૂ વૃક્ષને જુઓ. મહાદેવજીએ તેને પોતાના પુત્ર સમાન માન્યું છે, અને સ્વામી કાર્તિકની માતા પાર્વતીજીએ સુવર્ણના ઘડામાં પાણી લાવીને તેને પાયું છે.

कण्डूयमानेन कटं कदाचिद्वन्यद्विपेनोन्मथिता त्वगस्य ।
अथैनमद्रेस्तनया शुशोच सेनानीमालीढमिवासुरास्त्रैः ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—એક વાર જંગલમાંથી હાથીએ આવીને આ દેવદારૂમાં પોતાના કપોલ (कट) ઘસવાથી તેની ત્વચા સર્વ ઉખડી ગઇ તે જોઇને, જે વખતે દેવતા તથા અસુરોનું યુદ્ધ થયું તે વખતે અસુરોના અસ્ત્રો વડે પોતાના પુત્ર કાર્તિકસ્વામી( सेनानी )નું શરીર વીંધાયલું (आलीढम्) જોઇને જેવી રીતે પાર્વતીજીને શોક થયો હતો, તેવો શોક તેમને થયો હતો.

ततः प्रभृत्येव वनद्विपानां त्रासार्थमस्मिन्नहमद्रिकुक्षौ ।
व्यापारितः शूलभृता विधाय सिंहत्वमंकागतसत्त्ववृत्तिः ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—તે દિવસથી મહાદેવે હાથીઓના ડરથી આ ગુફાની પાસે મને પહેરા ઉપર રાખ્યો છે. અને અન્ય સિંહોની પેઠે હું દેવદારૂને છોડી શિકાર કરવા જઇ શકતો નથી. જે કોઇ પ્રાણી ( सत्त्व ) મારી પાસે આવે તેને મારી ખાઇ હું મારૂં જીવન ( वृत्ति ) ચલાવું છું.

तस्यालमेषा क्षुधितस्य तृप्त्यै निर्दिष्टकाला परमेश्वरेण ।
उपस्थिता शोणितपारणा मे सुरद्विषश्चान्द्रमसी सुधेव ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—આ પ્રમાણે દેવદારૂની રક્ષા કરનાર ક્ષુધાતુર એવી મારી તૃપ્તિને માટે આ ગાય બસ છે. હું ઉપાસકને માટે ઈશ્વરે જેનો સમય નિર્દિષ્ટ કર્યો છે એવી લોહીની આ પારણા ઉપસ્થિત થઇ છે જેવી રીતે ચન્દ્રમાં રહેલા અમૃત વડે રાહુ ( सुरद्विप् ) પ્રસન્ન થાય છે તેવી રીતે આ ગાય મારી પ્રસન્નતાનું સાધન છે.

સિંહનું વચન સાંભળીને દિલીપ કહે છેઃ—

मान्यः स मे स्थावरजंगमानां सर्गस्थितिप्रत्यवहारहेतुः ।
गुरोरपीदं धनमाहिताग्नेर्नश्यत्पुरस्तादनुपेक्षणीयम् ॥ ,, ॥ ४४ ॥

અર્થઃ—સંપૂર્ણ સ્થાવર જંગમ રૂપ પ્રાણીની સૃષ્ટિ તથા રક્ષા તથા નાશ (**प्रत्यवहार**) કરનાર મહાદેવ જેમ આપને માન્ય છે તેમ મારે પણ માન્ય છે. તેવી રીતે મારી સામે નાશ પામતી મારા અગ્નિહોત્રી ગુરૂ વસિષ્ઠજીના ધનરૂપ આ ગાયની પણ હું ઉપેક્ષા કરી શકતો નથી.

स त्वं मदीयेन शरीरवृत्तिं देहेन निर्वर्तयितुं प्रसीद ।
दिनावसानोत्सुकबालवत्सा विसर्ज्यतां धेनुरियं महर्षेः ॥ ,, ॥ ४५ ॥

અર્થઃ—આટલા દિવસનો ભૂખ્યો એવો તું મારા શરીર વડે તારા શરીરનો નિર્વાહ કરવાની દયા કર. એની વાછડી સંધ્યા સમયે પોતાની માને જોવાને બહુ આતુર થાય છે, માટે તું આ ગાયને છોડી દે.

આ સાંભળી સિંહ રાજા પ્રતિ કહે છેઃ—

एकातपत्रं जगतः प्रभुत्वं नवं वयः कान्तमिदं वपुश्च ।
अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्विचारमूढः प्रतिभासि मे त्वम् ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—તું ચક્રવર્તી (**एकातपत्रम्**) રાજા છે, તથા જગતનો એક સ્વામી છે. તારી ઉમર નવીન છે, અર્થાત્ ઉમર થોડી છે. તારૂં શરીર પણ બહુ સુન્દર છે. એક તુચ્છ ગાયના શરીરને બદલે આટલા કિંમતી ચક્રવર્તી રાજાના શરીરનો ત્યાગ કરવાની ઇચ્છા વાળો તું મને વિચારશૂન્ય મૂઢ ભાસે છે.

ત્યારે દિલીપ ઉત્તર આપે છે કેઃ—

क्षतात्किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनेषु रूढः ।
राज्येन किं तद्विपरीतवृत्तेः प्राणैरुपक्रोशमलीमसैर्वा ॥ ,, ॥ ५३ ॥

અર્થઃ—આપત્તિમાંથી જે રક્ષા કરે તેનું નામ ક્ષત્રિય (**क्षत्र**) છે એવો ક્ષત્રિય વર્ણનો વાચક શબ્દ જગતમાં પ્રસિદ્ધ છે. તે પ્રસિદ્ધ અર્થથી વિપરીત વર્તનાર અર્થાત્ આપત્તિમાં રક્ષા નહીં કરનાર એવા, અને તેથી લોકોની નિન્દા ( **उपक्रोश** ) ને લીધે મલિન થયેલા મારા પ્રાણનું તેમ રાજ્યનું મારે શું પ્રયોજન છે ? અર્થાત્ કાંઇ પણ પ્રયોજન નથી.

किमप्यहिंस्यस्तव चेन्मतोऽहं यशःशरीरे भव मे दयालुः ।
एकान्तविध्वंसिषु मद्विधानां पिण्डेष्वनास्था खलु भौतिकेषु ॥ ,, ॥ ५७ ॥

અર્થઃ—જો કદાપિ હું રાજા હોવાથી મરવા યોગ્ય નથી એવો તમારો મત હોય, તોપણ તમે મારા કીર્તિ રૂપી શરીરનું રક્ષણ કરવાની કૃપા કરો અર્થાત્ ગાયને બદલે આ મારા પંચભૂતના શરીરનું ભક્ષણ કરો. પંચ ભૂતોના વિકાર રૂપ અને અવશ્ય નાશ પામનાર શરીર રૂપ માંસપિંડમાં મારા સરખાને કોઇ આસ્થા નથી.

तथेति गामुक्तवते दिलीपः सद्यः प्रतिष्टंभविमुक्तबाहुः ।
संन्यस्तशस्त्रो हरये स्वदेहमुपानयत्पिण्डमिवामिषस्य ॥ „ ॥ ५९ ॥

અર્થઃ—આ પ્રકારનું દિલીપનું વચન સાંભળી સિંહે " तथेति " એવું વચન (गाम्) કહીને ગાયને છોડી દિલીપને ખાવાનું કબુલ કર્યું, ત્યારે દિલીપના હાથનું રોકાણ (प्रतिष्टंभ) દૂર થયું અર્થાત્ હાથ ભાથામાંથી તરત છૂટી ગયો. અને તેણે શસ્ત્રોને ફેંકી દઈ, જેવી રીતે શ્વાનાદિ જાનવરની આગળ માસનો ટુકડો નાંખવામાં આવે છે તેમ, પોતાના શરીર (पिण्ड)ને સિંહની આગળ (हरये) ફેંકી દીધુ.

આ પ્રમાણે પહેલાંના રાજા લોક પણ પોતાના ધર્મની રક્ષા કરવાને માટે પોતાના શરીરનો ત્યાગ કરવાને પણ તૈયાર થતા હતા. આ પ્રમાણે પોતાના ક્ષત્રિય શબ્દનું માન રાખવાને માટે તથા ગાયની રક્ષાને માટે દિલીપે પોતાના શરીરનો ત્યાગ કરવાને કબુલ કર્યું.

જ્યારે ગાયે દિલીપનો ધર્મની રક્ષા દ્વારા કીર્તિની રક્ષા કરવામાં આગ્રહ તથા પોતાનામાં પૂર્ણ પ્રેમભાવ દીઠો, ત્યારે પ્રસન્ન થઇને દિલીપને ઉઠાડ્યો તે વખતે તેણે સિંહ વગેરે કોઇ ન દીઠું. ખાલી દિલીપની પરિક્ષાને માટે ગાયની માયા માત્ર સિંહ હતો, આ ઇતિહાસથી ધર્મના આચરણ નિમિત્તે થતી કીર્તિ પણ મનુષ્યને પરલોક સંબધી સુખનું કારણ છે એવો નિશ્ચય થાય છે.

જેવી રીતે કીર્તિ પરલોકના સુખનું સાધન છે, તેવી રીતે અપકીર્તિ બંને લોકમાં દુઃખનું પણ સાધન છે.

अकीर्तिः कीर्त्यते लोके यस्य भूतस्य कस्यचित् ।
स पतत्यधमाँल्लोकान्यावच्छब्दः प्रकीर्त्यते ॥म.भा.व.प.अ, १९९ श्लो. १४॥

અર્થઃ—લોકમાં જે મનુષ્યની અપકીર્તિ થાય છે તે મનુષ્યને જ્યાં સુધી તેની અપકીર્તિ ( शब्द ) છે ત્યાં સુધી તેની અધમ લોકમાં ગતિ થાય છે. માટે મનુષ્યે અપકીર્તિથી બચવાને માટે તથા કીર્તિની રક્ષા કરવા માટે ધર્મની ખાતર પોતાના જીવનનો પણ ત્યાગ કરવાને તૈયાર રહેવું જોઇએ. પરન્તુ ધનની ખાતર ધર્મનો ત્યાગ કરનારની કોઇ રીતે યોગ્ય મનુષ્યમાં ગણતરી નથી.

જેને અપકીર્તિનો ભય નથી તે અવશ્ય દુરાચારી હશે. સદાચારી મનુષ્યને અવશ્ય અપકીર્તિનો ભય હોય છે. " संभावितस्य चाकीर्तिमरणादतिरिच्यते " ॥ भ० गी० અ૦ ૨ શ્લો. ૩૪ ॥–પ્રતિષ્ઠિત મનુષ્યની અપકીર્તિ મરણથી પણ અધિક છે. એ પ્રમાણે ભગવાને અપકીર્તિને મરણદુઃખથી પણ અધિક દુઃખનું કારણ કહ્યું છે. માટે અપકીર્તિનો ભય રાખવો, અને ધર્માચરણથી કીર્તિ સંપાદન કરવી એ સર્વનું કર્તવ્ય છે.

---

ઇતિ " कीर्ति पालय " નું વ્યાખ્યાન અ૦ ૧૨ સમાપ્ત.

## અધ્યાય ૧૩.

॥ दुःखिते कुरु दयाम् ॥

હવે " दुःखिते कुरु दयाम् " નું વ્યાખ્યાન કરવામાં આવે છે.

" दुःखिते कुरु दयाम्॥–દુઃખી પ્રાણી ઉપર દયા કરો.

यत्नादपि परक्लेशं हन्तुं या हृदि जायते ।
इच्छा भूमिः सुरश्रेष्ठ सा दया परिकीर्तिता ॥

અર્થ :— હે દેવતાઓમાં શ્રેષ્ઠ! પોતે પ્રયત્ન કરીને પણ બીજા પ્રાણીના દુઃખને હઠાવવાની જે ઇચ્છા રૂપ ચિત્તવૃત્તિ ( भूमिः ) તેનું નામ દયા છે.

परेषां दुःखमालोक्य स्वस्यैवालोचनं च यत् ।
तत्साधनानुसन्धानं दयेति प्रोच्यते बुधैः ॥ अगस्त्य. सं. श्लो. १९ ॥

અર્થઃ—બીજાના દુઃખને જોઇને, એ દુઃખ મને જ થયું છે એવો વિચાર કરીને, તે દુઃખને હઠાવવાનો જે વિચાર અને પ્રવૃત્તિ છે તેને જ્ઞાની લોક દયા કહે છે.

પોતાનું બાળક, સ્ત્રી, આદિકોના દુઃખને હઠાવવાને માટે સર્વ કોઇ પ્રયત્ન કરે છે, તેથી સર્વ કોઇ મનુષ્ય સ્વભાવથી દયાળુ છે એમ જો કહો, તો આપણું બાળક આદિ દયાને પાત્ર છે અને તેમનાં દુઃખોની નિવૃત્તિને માટે પ્રયત્ન કરવો તે દયા છે ખરી, તથાપિ દયાલુતાનું પૂર્ણ લક્ષણ તેમનામાં ઘટે નહીં. દયાનું પૂર્ણ લક્ષણ શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યું.છેઃ—

परे वा वन्धुवर्गे वा मित्रे द्वेष्टरि वा सदा ।
आपन्ने रक्षितव्यं तु दयैषा परिकीर्तिता ॥भवि. पु. ब्रा. प. अ. २ श्लो. १५७॥

અર્થઃ—પારકો મનુષ્ય હોય મતલબ કે જેની સાથે આપણે કોઇ સંબન્ધ નથી એવો હોય અથવા આપણો બન્ધુ હોય, મિત્ર હોય અથવા શત્રુ-આપણા ઉપર દ્વેષ કરનાર-હોય, છતાં તેમની આપત્તિકાલમાં શત્રુમિત્રાદિનો ભેદ ગણ્યા વિના આપણા પ્રયત્નથી પણ તેમનું દુઃખ હઠાવવાની જે વૃત્તિ છે તેનું નામ ખરી દયા છે. એ દયાની બરાબર કોઈ ધર્મ નથી. દયા વિનાના પાષાણ સરખા કઠોર હૃદયવાળાના ચિત્તમાં ઇશ્વરભક્તિનો લેશ માત્ર સંસ્કાર થતો નથી.

सर्वसत्त्वदयालुत्वं सर्वेन्द्रियविनिग्रहः ।
सर्वत्रानित्यबुद्धित्वं श्रेयः परमिदं स्मृतम् ॥म.ग.पु.आ.का.अ. २२१ श्लो. १५॥

અર્થઃ—સર્વ પ્રાણીઓ ઉપર દયા કરવી તે, તથા સંપૂર્ણ ઇંદ્રિયોનો નિગ્રહ, તથા સર્વ વસ્તુમાં અનિત્યત્વબુદ્ધિ–એ આત્મકલ્યાણનાં સાધન હોવાથી કલ્યાણ રૂપ છે.

न ह्यात्मनः प्रियतरं किञ्चिद्भूतेषु निश्चितम् ।
अनिष्टं सर्वभूतानां मरणं नाम भारत ॥ म. भा. स्त्री. प. अ. ७ श्लो. २७ ॥

અર્થઃ—હે ભારત! આપણા પ્રાણ(જીવન)ની બરાબર, મનુષ્યને કોઈ પણ અધિક પ્રિય વસ્તુ નથી. સર્વ વસ્તુમાં આપણુ જીવન જ સર્વને અધિક પ્રિય છે. તેવી રીતે સર્વથી અનિષ્ટ વસ્તુ આપણુ મરણ છે.

यथैव मरणाद्भीतिरस्मदादिवपुष्मताम् ।
ब्रह्मादिकीटकान्तानां तथा मरणतो भयम् ॥ स्का. पु. ख. ४, अ. ५८–९२ ॥

અર્થઃ—જેવી રીતે આપણુ વિગેરે દેહધારીઓને મરણનો ભય છે, તેવી રીતે બ્રહ્માથી લઈ કીટ પર્યન્તના સર્વ પ્રાણીઓને પણ મરણનો ભય છે.

तस्मात्सर्वेषु भूतेषु दया कार्या विपश्चिता ।
नानामोहसमायुक्ता बुद्धिजालेन संवृताः ॥ म. भा. स्त्री. प. अ. ७–२८ ॥

અર્થઃ—જે કારણથી સર્વ પ્રાણીઓને મરણનો ભય છે, તે કારણથી કોઈ પણ પ્રાણીને દુઃખ દેવાનો સંકલ્પ માત્ર ન કરે. પરન્તુ નાના પ્રકારના મોહથી યુક્ત મનઃ-કલ્પિત વિષયજાલમાં ફસેલા પ્રાણી ઉપર વિવેકી મનુષ્યે હમેશાં દયા જ કરવી જોઈએ.

देहो यथास्मदादीनां स्वकालेन विलीयते ।
ब्रह्मादिमशकान्तानां स्वकालाल्लीयते तथा ॥ स्का. पु. ख. ४, अ. ५८–८६॥

અર્થ.—જેવી રીતે આપણો દેહ તેનો કાળ આવ્યે નાશ પામે છે, તેવી રીતે બ્રહ્માથી લઈ મચ્છર પર્યન્ત મોટા કે નાના સર્વ પ્રાણીઓના દેહ પણ નાશ પામવાના છે, કોઈ અમર નથી. દેવતા આદિને શાસ્ત્રમાં અમર( નહીં મરનાર ) કહ્યા છે તેનું તાત્પર્ય તે લોક કદાપિ પણ મરે નહીં એવુ નથી, પરન્તુ આપણા લોકોની અપેક્ષાએ તેઓ અધિક આયુવાળા છે એમ સમજવું.

विचार्यमाणे देहेऽस्मिन्न किंचिदधिकं क्वचित् ।
आहारो मैथुनं निद्रा भयं सर्वत्र यत्समम् ॥ ,, ॥ ८७ ॥

અર્થઃ—મનુષ્યશરીરની સ્થિતિ(ધર્મ)ને વિચારીને જુએ તો એક નાનામાં નાના કીડી આદિ પ્રાણીના શરીરથી લઈ ચક્રવર્તી રાજા સુધીના શરીરમાં કોઈ પણ ભેદ નથી. જેવી પ્રકારનો આહાર, મૈથુન, નિદ્રા અને ભય રાજામાં છે એવા આહારાદિ એક કીડીમાં પણ છે. અર્થાત્ રાજાની સમાન જ છે.

निजाहारपरिमाणं प्राप्य सर्वोऽपि देहभृत् ।
सदृशीमेव संतृप्तिं मा-यान्नाधिकतराम् ॥ ,, ॥ ८८ ॥

અર્થઃ—જેવી રીતે એક કીડી આદિ સર્વ પ્રાણી પોતપોતાના શરીરના પોષણને અનુસાર ખોરાક પ્રાપ્ત કરીને તૃપ્ત થાય છે, તેવી જ રીતે એક રાજા પણ પોતાનો ખોરાક લઈને તૃપ્ત થાય છે. રાજાને કીડી આદિ પ્રાણી કરતાં કોઈ અધિક તૃપ્તિ થતી નથી.

यथा वितृपिताः स्याम पीत्वा पेयं मुदा वयम् ।
तृपितास्तु तथाऽन्येऽपि न विशेषोऽल्पकोऽधिकः ॥ ,, ॥ ८९ ॥

અર્થ:—જેવી રીતે આપણને તૃષા લાગી હોય ત્યારે આપણે પ્રેમથી પાણી આદિ પીને પ્રસન્ન ( वितृपिताः ) થઇએ છીએ, તેવી રીતે અન્ય પ્રાણી પણ પાણી આદિ પીને તૃષા નિવૃત્ત કરી પ્રસન્ન થાય છે. કોઇને થોડી પણ અધિક પ્રસન્નતા થતી નથી.

पर्यंकशायिनां स्वापे सुखं यदुपपद्यते ।
तदेव सौख्यं निद्रायामिह भूशायिनामपि ॥ ,, ॥ ९२ ॥

અર્થ—સુંદર પલંગ ઉપર સુંવાળું બિછાનુ પાથરીને સુનારને નિદ્રામાં જે સુખ લાગે છે તે જ સુખ પૃથિવી ઉપર સુનાર ગરીબને પણ લાગે છે

મરણભય પણ સર્વને બરાબર છે તે વાત પહેલાં કહેવામાં આવી છે.

માટે સર્વ રીતે અન્ય પ્રાણીઓની સમાન જ આપણું શરીર છે. ભેદ માત્ર બુદ્ધિ આદિ સામર્થ્યનો છે. તે બુદ્ધિ આદિના તથા ધનાદિના બળથી બીજા પ્રાણીઓને હમેશાં નીચી સ્થિતિમાં રાખી તેમની પાસેથી આપણુ સુખ પ્રાપ્ત કરવાનો માત્ર ઉપાય કરવો તે બુદ્ધિમત્તા નથી. પરન્તુ દરેક પ્રાણીના ઉપર દયા કરીને તેની ઉન્નતિને માટે તથા તેના દુઃખની નિવૃત્તિને માટે પ્રયત્ન કરવો તે જ બુદ્ધિમત્તા છે માટે મત્સ્યપુરાણાદિ ગ્રન્થોમાં સર્વ પ્રાણીઓના હિતને માટે પ્રયત્ન કરવો તેને જ દયા કહી છે

आत्मवत्सर्वभूतेषु यो हिताय शुभाय च ।
वर्तते सततं हृष्टः क्रिया ह्येषां दया स्मृता ॥ मत्स्य. पु. अ. १४५. श्लो. ४५॥

અર્થ:—જેવી રીતે મનુષ્ય પોતાના હિત તથા કલ્યાણને માટે પ્રયત્ન કરે છે, તેવી રીતે વિવેકી મનુષ્ય પ્રાણી માત્રના હિત તથા કલ્યાણને માટે યત્ન કરે છે. તેમનાં આચરણને જ શાસ્ત્રમાં દયા કહી છે.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ भ. गी. अ. ६–३२ ॥

અર્થ:—જેવી રીતે સુખ આપણને પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, તેવી રીતે અન્ય પ્રાણીઓને પણ સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, એમ જાણીને જે સર્વના સુખની જ ઇચ્છા કરે છે, કોઇના દુઃખની ઇચ્છા કરતો નથી, એરો દયાળુ સર્વ યોગીમાં શ્રેષ્ઠ છે એવો મારો મત છે.

આથી ભગવાન્ પણ સર્વ પ્રાણીઓ ઉપર દયા કરનાર મનુષ્યને શ્રેષ્ઠ કહે છે. માટે દયા જ શ્રેષ્ઠ ધર્મ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

धर्मो जीवदया तुल्यो न क्वापि जगतीतले ।
तस्मात्सर्वप्रयत्नेन कार्या जीवदया नृभिः ॥स्का. पु. ख. ४, अ. ५८–९५॥

અર્થ:—જીવો ઉપર દયા કરવા બરાબર જગત(जगती)ના તલમાં ક્યાંએ પણ કોઇ ધર્મ નથી. માટે સર્વ પ્રકારના પ્રયત્નથી મનુષ્યે જીવોની ઉપર દયા કરવી યોગ્ય છે.

નિર્દયતા એ સર્વ પાપનું મૂળ છે:—

एतत्पापसहस्राणां मूलं प्राहुर्मनीषिणः ।
तस्मात्सर्वप्रयत्नेन कार्या भूतदया नृभिः ॥ स्का. पु. ख. ६, अ. २३४–२७॥

અર્થ:—નિર્દયતા જે છે તે હજારો પાપોનું મૂલ કારણ છે એમ બુદ્ધિમાન્ લોક કહે છે માટે મનુષ્યોએ નિર્દયતા છોડીને સર્વ પ્રકારે દયા કરવી જોઈએ.

सर्वेषामेव भूतानां हरिर्नित्यं हृदि स्थितः ।
स एव हि पराभूतो यो भूतद्रोहकारकः ॥ ,, ॥ २८ ॥

અર્થ:—સર્વ પ્રાણીઓના હૃદયમાં પરમાત્મા નિવાસ કરે છે. માટે જે કોઈ પ્રાણીને દુઃખ દે છે તે પરમાત્માને જ દુઃખ દે છે અર્થાત્ જેવી રીતે આપણા ઘરમાં આવીને કોઈ આપણને અંદર પૂરીને દરવાજો બંધ કરી ઘરને અગ્નિ લગાવે તો આપણને દાહ-દુઃખ થાય, તેવી રીતે જો કે પરમાત્મા સુખ દુઃખના ભોક્તા નથી તથાપિ પરમાત્મા જ જીવ રૂપે આ શરીરમાં પ્રવિષ્ટ છે. તેથી દેહરૂપ ઉપાધિના સમ્બન્ધથી સુખ દુઃખના તે જ ભોક્તા કહેવાય છે

यस्मिन्धर्मे दया नैव स धर्मो दूषितो मतः ।
दयां विना न विज्ञानं न धर्मो ज्ञानमेव च ॥ ,, ॥ २९ ॥

અર્થ:—જે ધર્મમાં (અથવા મતમાં) હિંસા આદિ પ્રધાન હોવાથી દયા નથી તે ધર્મ નથી, પરન્તુ તે દોષવાળો છે. દયા વિના મનુષ્યને નાના પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. અને ધર્મ તથા પરમાત્માનું જ્ઞાન પણ થતું નથી.

આ નિર્દયતા ઉપર મહાભારતના અનુશાસન પર્વમાં મતંગનો તથા ગધેડીનો ઇતિહાસ છે.

द्विजातेः कस्यचित्तात तुल्यवर्णः सुतस्त्वभूत् ।
मतङ्गो नाम नाम्ना वै सर्वैः समुदितो गुणैः ॥म. भा. अनु. प. अ. २७ श्लो. ८॥

અર્થ:—હે તાત ! કોઈ બ્રાહ્મણને ઉત્તમ ગુણ યુક્ત મતઙ્ગ નામનો પોતાના વર્ણની પોતાની સ્ત્રીમાં, પરન્તુ ખરેખર એક ક્ષેત્રજ, પુત્ર થયો હતો. યથાર્થ રીતે તેનો પિતા બ્રાહ્મણ નહોતો.

स यज्ञकारः कौन्तेय पित्रोत्सृष्टः परंतप ।
मायाद्गर्दभयुक्तेन रथेनाप्याशुगामिना ॥ ,, ॥ ९ ॥

અર્થ—હે કૌન્તેય ? હે પરંતપ ! યજ્ઞમાં ઋત્વિક્કર્મ કરતો સતો તે પુત્ર પિતાની આજ્ઞાથી (उत्सृष्ट) શીઘ્રગામી ગર્દભયુક્ત રથ ઉપર ચઢીને અગ્નિ લેવાને માટે ગયો.

તેણે માતા ( ગર્દભી )ની સાથે રથને ખેંચતા અશિક્ષિત ગધેડાના નાકમાં વારંવાર દંડો માર્યો

तत्र तीव्रं व्रणं दृष्ट्वा गर्दभी पुत्रगृद्धिनी ।
उवाच मा शुचः पुत्र चाण्डालस्त्वधितिष्ठति ॥ ,, ॥ ११ ॥

અર્થ—પુત્રવત્સલા ગર્દભી પુત્રના નાકમાં તીવ્ર ઘા જોઈને બોલી—" હે પુત્ર ! તું શોક ન કર. આ રથ ચલાવનાર ચાણ્ડાલ છે."

ब्राह्मणे दारुणं नास्ति मैत्रो ब्राह्मण उच्यते ।
आचार्यः सर्वभूतानां शास्ता किं प्रहरिष्यति ॥ ,, ॥ १२ ॥

अयं तु पापप्रकृतिर्बाले न कुरुते दयाम् ।
स्वयोनिं मानयत्येष भावो भावं नियच्छति ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—બ્રાહ્મણ દારૂણ કર્મ કરતો નથી. બ્રાહ્મણ સર્વ પ્રાણીઓનો મિત્ર છે. સર્વ પ્રાણીઓનો આચાર્ય સર્વનો શિક્ષક કદાપિ આવો પ્રહાર કરે નહીં (૧૨). આ પાપ પ્રકૃતિ વાળો હોવાથી બાલક (ગર્દભ) ઉપર દયા કરતો નથી. તે પોતાની જાતિનો આદર કરે છે, કેમકે જાતિસ્વભાવ બુદ્ધિને વિપરીત માર્ગમાં આકર્ષણ કર્યા કરે છે.

આ સાંભળી મતગે તરત રથ ઉપરથી ઉતરીને ગધેડીને પૂછ્યું —" મારી માતા કોના દ્વારા દૂષિત થઈ છે ? તેં મને ચંડાલ કેવી રીતે જાણ્યો તે મને કહે." ત્યારે ગર્દભી બોલી–" તુ પ્રમત્ત બ્રાહ્મણીના ગર્ભથી નાપત (હજામ) દ્વારા ચણ્ડાલ ઉત્પન્ન થયો છે. તેથી તું ચંડાલ છે. તે કારણથી તારૂં બ્રાહ્મણત્વ નષ્ટ થયું છે " મતંગ ગર્દભીનું વચન સાંભળીને ઘેર પાછો આવ્યો, ત્યારે પિતાએ તેને પૂછ્યું—" તને મેં મોટા કાર્યને માટે મોકલ્યો હતો, તું પાછો કેમ આવ્યો ? તારી તબીઅત સારી નથી શું ? " ત્યારે મતંગે જવાબ આપ્યો–" જે પુરૂષ અન્ત્યજ હોય તે કેવી રીતે કુશલ હોઇ શકે ? હે પિતા ! આવી જેની માતા હોય તે કુશલ ક્યાંથી ? હે પિતા ! આ અમાનુષી ગર્દભી મને બ્રાહ્મણીમાં નાઇ (હજામ)થી ઉત્પન્ન થયેલો કહે છે. માટે હું અત્યન્ત તપસ્યા કરીશ " એમ કહી મતગ તપ કરવાને માટે ચાલ્યો ગયો.

માટે કઠોરતા એ નીચ મનુષ્યનો જ સ્વભાવ છે.

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।
आत्मौपम्येन मन्तव्यं बुद्धिमद्भिः कृतात्मभिः ॥

म० भा० अनु० प० अ० ११५ श्लो० २१–२ ॥

અર્થ—જેવી રીતે આપણા દેહ, ઇંદ્રિય, જીવન, આદિ આપણને પ્રિય છે, તેવી રીતે સર્વ પ્રાણીઓને પોતાના દેહાદિ પ્રિય છે સર્વ કોઈ તેની રક્ષા તથા સુખ ચહાય છે. માટે શાસ્ત્રસંસ્કારવાળા વિવેકી મનુષ્યે, હમેશાં સર્વ પ્રાણીઓને સુખ દુઃખ આપણી સમાન લાગે છે એમ સમજી, દયા કરવી યોગ્ય છે.

आत्मवत्सर्वभूतेषु कायेन मनसा गिरा ।
अनुकंपा दया सैव प्रोक्ता वेदान्तवेदिभिः ॥सूत.सं.ज्ञान.ख.अ.१३ श्लो.११-२॥

અર્થઃ—સર્વ પ્રણીઓનું સુખ દુઃખ આપણી બરોબર સમજી શરીર, મન તથા વાણીથી દુઃખીઓના દુઃખની નિવૃત્તિ તથા ઇષ્ટનું સંપાદન કરવાને માટે તેમના ઉપર અનુગ્રહ કરવો તેને જ વેદાન્તશાસ્ત્રના યથાર્થ જ્ઞાનવાળા દયા કહે છે.

शान्तितुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।
न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयापरः ॥ चा० नी०. अ०. ८–१२ ॥

અર્થઃ—જેમ શાન્તિ(ક્ષમા)ની તુલ્ય કોઇ તપ નથી–જે શાન્તિવાળો મનુષ્ય છે તે જ ખરો તપસ્વી છે, સંતોષથી વધારે કોઈ સુખનું સાધન નથી, અને તૃષ્ણાથી ભારે કોઇ રોગ નથી, તેવી રીતે દયાથી મોટો (पर) કોઇ ધર્મ નથી.

यो नात्मजे न गुरवे न च बन्धुवर्गे
दीने दयां न कुरुते न च भृत्यवर्गे ।
किं तस्य जीवितफलं हि मनुष्यलोके
काकोऽपि जीवति चिरं च बलिं च भुङ्क्ते ॥

म० भा० व० प० अ० २०० श्लो० १०१ ॥

અર્થઃ—જે મનુષ્ય પોતાના પુત્ર ઉપર, ગુરૂજન ઉપર, બન્ધુ વર્ગ ઉપર, કે દુઃખી ઉપર કે ભૃતવર્ગ આદિ ઉપર કોઇ પ્રકારની દયા કરતો નથી, તે મનુષ્યને આ લોકમાં જીવવાનું કોઇ પ્રયોજન નથી. કાગડો પણ બહુ કાળ જીવે છે અને મરૂતનું બલિ પણ ખાય છે. તેનાથી લોકોને શું પ્રયોજન છે ? અર્થાત્ કાગડાની પેઠે, નિર્દય મનુષ્યનું જીવન પણ વ્યર્થ છે.

अनुक्रोशो हि साधूनां महद्धर्मस्य लक्षणम् ।
अनुक्रोशश्च साधूनां सदा प्रीतिं प्रयच्छति ॥ ,, अनु. प. अ. ५–२४ ॥

અર્થઃ—સાધુને દયા જ ધર્મનું મોટું લક્ષણ છે. દયા જ તેમને સદા પ્રસન્ન કર્યા કરે છે.

वाक् सूनृता दया दानं दीनोपगतरक्षणम् ।
इति संगः सतां साधु ह्येतत्सत्पुरुषव्रतम् ॥ कामन्दक नी. सा. स. ३–२ ॥

અર્થઃ—પ્રિય વાણી, દયા, દાન, શરણાગત દીન મનુષ્યની રક્ષા, યથાર્થ રીતે સત્પુરૂષોનો સમાગમ–એ સર્વ સાચુ વ્રત છે

न तेभ्योऽभ्यधिकं सन्तः सन्ति सत्पुरुषव्रतैः ।
दुःखपङ्कार्णवे मग्नं दीनमभ्युद्धरन्ति ये ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—જેઓ સત્પુરૂષોના પૂર્વોક્ત વ્રતથી યુક્ત છે તથા દુઃખ રૂપી કીચડવાળા સંસારસમુદ્રમાં ડુબેલા દીન મનુષ્યનો ઉદ્ધાર કરે છે તેઓના કરતાં જગતમાં અધિક સત્પુરૂષ બીજો કોઈ નથી.

अनिन्दा परकृत्येषु स्वधर्मपरिपालनम् ।
कृपणेषु दयालुत्वं सर्वत्र मधुरा गिरः ॥ ,, ॥ ३४ ॥
प्राणैरप्युपकारित्वं मित्रायाव्यभिचारिणे ।
गृहागते परिष्वंगः शक्त्या दानं सहिष्णुता ॥ ,, ॥ ३५ ॥
बन्धुभिर्बन्धुसंयोगः स्वजने चरितानि च ।
तच्चिन्तानुविधायित्वमिति वृत्तं महात्मनाम् ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—બીજાના કાર્યની નિન્દા ન કરવી તે, તથા પોતાના ધર્મનું પાલન કરવું તે, તથા દીન મનુષ્યો ઉપર દયા કરવી અને સર્વત્ર મધુર વાણી બોલવી તે (૩૪),

. . તથા આપણા પ્રાણથી પણ બીજાને ઉપકાર કરવો તે, તથા આપણા ગૃહમાં આવેલા સાચા મિત્ર (उपगते) ની સાથે પ્રીતિ ( परिष्वंग ) તથા શકિત અનુસાર દાન દેવું, તથા સહનશક્તિ હોવી તે (૩૫), તથા

બન્ધુઓમાં પરસ્પર મેળાપ, જ્ઞાતિની સાથે શુદ્ધ વ્યવહાર તથા પ્રેમ, તથા તેમના અનુયાયી થઇને તેમનું હિત કરવું-ઇત્યાદિક મહાત્મા પુરૂષોનું આચરણ હોય છે. (૩૬).

નિર્દય કઠોર મનુષ્ય બીજાનાં દુઃખો જોઇને તેમનાં દુઃખોની નિવૃત્તિ કરવામાં સમર્થ હોવા છતાં પણ પ્રયત્ન કરતા નથી. ખાલી પ્રારબ્ધ સંભળાવી રસ્તો પકડે છે. એવા શૂન્ય હૃદય વાળા લોક વનમાં રહેવાથી પણ તેમનું અન્તઃકરણ પવિત્ર થવાતું નથી. દયાનો ઉપદેશ માત્ર કરવાથી દયાળુ થવાતું નથી. દયા કરીને બતાવવાથી દયાળુ થવાય છે. સાચો ઉપકાર પણ દયાળુ જ કરી શકે છે.

કેટલાક દયા સંબંધમાં ભરતનો ઇતિહાસ સંભળાવ્યા કરે છે. ભરતે દયાથી હરિણના બચ્ચાનું પાલન કર્યું તેથી તેમને હરિણનો જન્મ લેવો પડયો, " હું ભરતના જેવો અનર્થ ચહાતો નથી" આવું બહાનું બતાવી પોતાને પરિપૂર્ણ તત્ત્વવેત્તા દર્શાવે છે. પરન્તુ ભરતને હરિણનો જન્મ લેવામાં હરિણ ઉપરની દયા કારણ નહોતું, તેમનું અજ્ઞાન કારણ હતું. તેમણે દયાથી હરિણનું પાલન કર્યું, તથાપિ અજ્ઞાનથી હરિણમાં મોહ કર્યો, અને મોહને લીધે જ્ઞાન થવામાં વિલમ્બ થયો, દયા કરવાથી નહીં, કોઈના ઉપર દયા કરવાથી કોઇ જ્ઞાન જતું રહેતું નથી. વિવેકની આવશ્યકતા છે. અવિવેકી સર્વત્ર ધોકા ખાય છે.

કેટલાક લોકો એમ પણ કહે છે કે હું જ્ઞાની છું, મારે કાંઇ કર્તવ્ય નથી, તેથી હું દયા કરતો નથી. આવું જે કથન છે તે જ તેને અજ્ઞાની સાબીત કરે છે. જ્ઞાનીને જેવી રીતે કાંઇ કર્તવ્ય ભાસતું નથી, તેવી રીતે તેને કર્તવ્યનો અભાવ પણ ભાસતો નથી. જ્યારે દયા આદિ ધર્મની કર્તવ્યતાનો અભાવ ભાસે છે, ત્યારે દયા આદિ કરતા રહેવું એ જ મુમુક્ષુનો ધર્મ છે.

માટે પ્રસંગ આવ્યે દયા કરવી, છતાં દયાના વિષયમાં મોહ નહીં રાખવો એ તાત્પર્ય છે. તે ઉપર માર્કણ્ડેય પુરાણના અ૦ ૨ અને ૩ માં શમીક ઋષિ અને ચાર પક્ષીઓનું દૃષ્ટાન્ત છેઃ—

એક સમય સ્વર્ગમાં નન્દન વનમાં ઇન્દ્ર અપ્સરાઓ સાથે બેઠેલા હતા, તે વખતે ત્યાં નારદ મુનિ આવી પહોંચ્યા. **મા૦ પુ૦ અ૦ ૨ શ્લો૦ ૨૨ ॥** ઇન્દ્રે ઉઠી નારદજીનું સન્માન કરી પોતાનું આસન તેમને આપી બેસાડયા. બાદ નારદજીની ઇચ્છા હોય તે અપ્સરા નાચ ગાન કરે એમ ઇન્દ્રે નારદજીને પૂછયું. નારદજીએ કહ્યું કે રૂપ અને ગુણમાં જે શ્રેષ્ઠ હોય તે કરે. પરન્તુ કોણ શ્રેષ્ઠ છે તેનો પરસ્પર નિર્ણય થયો નહીં. એટલે નારદે કહ્યું કે દુર્વાસા મુનિ તપ કરે છે તેમને જે અપ્સરા ક્ષોભ પમાડે તેને હું ગુણાધિક ગણું. કોઈની હિંમત ચાલી નહીં. એટલે એક વપુ નામની અપ્સરા હિંમત કરી નારદજીની સાથે ગઈ, અને દુર્વાસા મુનિના આશ્રમ આગળ ગાયન કરવા લાગી. તે સાંભળી દુર્વાસા ત્યાં આવ્યા અને વપુને શાપ દીધો કે તારો પક્ષિકુળમાં જન્મ થશે. ત્યાં ૧૬ વર્ષ રહીશ. ત્યાં તને ચાર પુત્ર

થશે. પરન્તુ તેમના ઉપર તને પ્રીતિ નહીં થાય. અને શસ્ત્રથી મૃત્યુ પામી પાછી તું સ્વર્ગમાં નિવાસ કરશે. અરિષ્ટનેમિના પુત્ર ગરૂડના વંશમાં એક કંધર નામનો પક્ષી ઉત્પન્ન થયો હતો, તેની સ્ત્રીમાં આ વપુનો પુત્રી રૂપે જન્મ થયો, અને તેનું નામ તાર્ક્ષી પાડ્યું. તેનો વિવાહ દ્રોણુ નામના પક્ષી સાથે થયો હતો. તેનાથી, વપુના અવતાર રૂપ આ તાર્ક્ષીને પેટે સુકૃષ મુનિના ચાર પુત્રો જેમને પિતાની આજ્ઞા ન માનવાથી પિતાનો શાપ લાગેલો હતો કે તેઓ પક્ષી રૂપે અવતરશે, પરન્તુ પક્ષી હોવા છતાં તેમને પરમ જ્ઞાન પ્રાપ્ત થશે, તેઓનો જન્મ થયો. તેઓ જ્યારે તાર્ક્ષીના ગર્ભમાં હતા, ત્યારે પાણ્ડવ કૌરવનું યુદ્ધ ચાલતું હતુ તે જોવાને તાર્ક્ષી ગઇ, અને એક રથની અંદર ભરાઇ બેસીને સર્વ યુદ્ધ જોતી હતી. તેટલામા એક શસ્ત્ર વાગ્યાથી તેનું પેટ ચીરાઇ તેમાંથી ચાર તેજસ્વી ઈંડાં નિકળી પડ્યાં, અને તેમનું આયુ હોવાથી માંસના ટુકડા ઉપર રૂના ઢગલાની માફક નીચે પડ્યાં, તેથી ફુટી ગયાં નહીં. છતાં યુદ્ધમાં તે ઇંડાંનો નાશ થવાનો સંભવ હતો. પરન્તુ ભાગ્યવશાત્ તેજ વખતે બાણુ વાગવાથી એક હાથીનો ઘંટ તેના બંધનમાંથી છુટીને તે ઇંડાંની આસપાસ એવી સમાન રીતે પડ્યો કે જેથી ઈંડાં તેની અંદર ઢંકાઇ જાય અને સુરક્ષિત રહેઃ—

> तत्पातसमकालं च सुमतीकाङ्गोत्तमात् ।
> पपात महती घंटा बाणसंछिन्नबन्धना ॥ मार्क० पु० अ० २—४० ॥
> छादयन्ती स्त्रमण्डानि स्थितानि पिशितोपरि । ,, ॥ ४१ ॥

અર્થઃ—તે ઈંડાં પડતાંની સાથે સુપ્રતીક નામના હાથીની એક મોટી ઘંટા પડી અને તેથી માંસના ટુકડા ઉપર પડેલાં તે ઇંડાં આચ્છાદિત થયાં.

યુદ્ધ પૂર્ણ થયા પછી એક વાર ત્યાં શમીક નામના ઋષિ શિષ્યો સહિત આવી પહોંચ્યા. તેમણે ઘંટાની અંદરથી ચિચીકુચી એવા શબ્દ આવતા સાંભળી શિષ્ય સહિત તે ઘંટાને ઉથલાવી નાંખી. તો તેની અંદર માતા પિતા રહિત પાંખ વિનાનાં ચાર પક્ષિ બાલક જોઈ તેઓ વિસ્મય પામ્યા. બાદ તે ઋષિએ પોતાના શિષ્યોને કહ્યુંઃ—

> ये युद्धेऽपि न संप्राप्ताः पञ्चत्वमतिमानुषे ॥ ,, ॥ ५७ ॥
> काण्डानां पतनं विप्राः क घंटापतनं समम् ।
> क च मांसवसारक्तैर्भूमेरास्तरगक्रिया ॥ ,, ॥ ५८ ॥
> ते के ये सर्वथा विप्र नैते सामान्यपक्षिणः ।
> दैवानुकूलता लोके महाभाग्यप्रदर्शिनी ॥ ,, ॥ ५९ ॥

અર્થ.—આ પક્ષીઓ અલૌકિક યુદ્ધમાં પણ મરણ ન પામ્યાં. હે વિપ્રો! ક્યાં ઈંડાંનું પતન, ક્યાં તેમના ઉપર સમાન રીતે ઘંટાનુ પડવું, અને ક્યાં તેમને માટે માંસ, વસા અને રૂધિર વડે ભૂમિ ઉપર બિછાનું થવું? માટે આ સામાન્ય પક્ષીઓ નથી એમ માલમ પડે છે, કારણ કે દૈવ તરફથી આવી અનુકુલતા મળવી તે મહાભાગ્યની નિશાની છે—એમ કહીને મુનિ વિપ્રો પ્રતિ ફરી કહેવા લાગ્યા કે તમે પાછા વળો, અને આ પક્ષી-

ઓને લઇને આશ્રમમાં જાઓ, અને તેમને બિલાડી આદિ કોઇ પ્રાણી હાનિ ન કરી શકે તેવા સુરક્ષિત સ્થાનમાં મૂકજો. દરેક પ્રાણી પોત પોતાના કર્મથી મરણ પામે છે તથા તેમની રક્ષા થાય છે, તેથી તે સંબંધી બીજાને તેની ચિંતા કરવાની જરૂર નથી, છતાં પણ સમયને અનુસરી બીજાની રક્ષા કરવાનો પ્રયત્ન કરવાની મનુષ્યની ફરજ છે. પુરૂષપ્રયત્ન કરનાર મનુષ્ય સત્પુરૂષોના ઠપકાને પાત્ર થતો નથી. માટે આપણે આ પક્ષીની રક્ષા કરવી જોઇએ.

तथापि यत्नः कर्तव्यो नरैः सर्वेषु कर्मसु ।
कुर्वन्पुरुपकारं तु वाच्यतां याति नो सताम् ॥ „ ॥ ६२ ॥

ઋષિએ એ પ્રમાણે કહેવાથી તે પક્ષીઓને આશ્રમમાં લઇ જવામાં આવ્યાં. ત્યાં તેમની ખાનપાનથી વૃદ્ધિ થવા માંડી. અને એક માસનાં થતાં તો તેઓ ઉડીને આકાશમાર્ગમાં ભ્રમણ કરી સંપૂર્ણ પૃથિવીને જોઈ આશ્રમમાં પાછાં આવ્યાં, અને ત્યાં તેમને જ્ઞાન પ્રકટ થયું. અને ઋષિના પૂછવાથી તેમણે પોતાનો પૂર્વ ઇતિહાસ કહી બતાવ્યો. પછી ઋષિની આજ્ઞાથી તેઓ વિન્ધ્યાચળ પર્વતમાં જઇને રહ્યાં, જ્યાં તેમની પાસે માર્કણ્ડેય ઋષિની આજ્ઞાથી જૈમિનિ ઋષિ પોતાની શંકાઓનું નિવારણ કરવા ગયા હતાઃ—

ततः मीतिमता तेन तेऽनुज्ञाता महात्मना ।
जग्मुः शिखरिणां श्रेष्ठं विन्ध्यं द्रुमलतायुतम् ॥ „ અ૦ ૨–૮૪ ॥

અર્થઃ—તે પછી તે પ્રીતિમાન્ મહાત્માપુરૂષની આજ્ઞાથી પર્વતોમાં શ્રેષ્ઠ, તથા વૃક્ષ, લતા, વગેરે યુક્ત એવા વિન્ધ્ય પર્વત ઉપર જઇને તેમણે નિવાસ કર્યો.

આ પ્રમાણે શમીક ઋષિએ દયા કરી પક્ષીઓનો જીવ બચાવ્યો અને પાળી પોષીને તેમને મોટાં કર્યાં. તેમજ તેમના ઉપર મોહ ન રાખતાં મોટાં થયે તેમને સાથી વિન્ધ્યાચલ પર્વત ઉપર વિદાય કર્યાં. માટે દયા કરવી, પરન્તુ મોહને વશ ન થવું.

જે મનુષ્યો દયા કરવા રૂચિવાળા છે તે મનુષ્ય દયા દ્વારા જ પરમાત્માને પ્રાપ્ત કરે છે. તેનું દૃષ્ટાન્તઃ—

એક ગ્રામમાં એક શ્રીમન્ત દયાળુ મનુષ્ય રહેતો હતો. તે હમેશાં પોતાના શરીર, વાણી તથા ધનથી પણ મનુષ્ય, પશુ, પક્ષિ, આદિનાં દુઃખો હઠાવવાને પ્રયત્ન કરતો હતો. કોઇ કાલ બાદ પ્રારબ્ધવશાત્ તેનું સર્વ ધન નષ્ટ થયું, ત્યારે તે ધર્માત્માપુરૂષે વિચાર કર્યો કે બહુ મનુષ્યોને આપણે ધન આપવાનું છે જો હાલમાં જ સર્વનું દેવુ ચૂકવવામાં ન આવે તો ફરી આપવા સમર્થ નહીં થાઉં, માટે હિસાબ તપાસી દેવું ચુકાવી દેવું જોઇએ. એવો નિશ્ચય કરીને હિસાબ જોઇ સર્વનું દેવું ચુકાવી દીધુ. બાદ ઘરમાં ૭ મહિના સુધી ખાવાને અનાજ તથા એક ઘોડો તથા એક પાત્ર તથા વસ્ત્ર ઇત્યાદિ, અને ચાર પૈસા માત્ર બાકી રહ્યા. પોતાની સ્ત્રીનાં આભૂષણ પણ સર્વ દેવામાં આપી દીધાં હતાં. સર્વ કામથી નિવૃત્ત થઇ ઘરમાં આવ્યો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે "હવે આપણી સ્થિતિ પહેલાં જેવી નથી રહી. આ ૭ માસ ચાલે તેટલું અનાજ, તથા ઘોડો, તથા એક પાત્ર અને

વસ્ત્ર સિવાય કાંઇ પાસે રહ્યું નથી. પૈસા તો માત્ર ચાર જ રહ્યા છે. માટે હું કોઇ
શમાં જઇને કંઇ કામ કરવા તજવીજ કરીશ. હું પ્રાતઃકાળમાં જ જવાનો વિચાર ર
છું. માટે તું પ્રાતઃકાલમાં જ કાંઇ ખાવાનું બનાવજે" "એમ પોતાની પત્નીને કહીને
ગયો. સ્ત્રીએ પ્રાતઃકાલમાં ખાવાનું તૈયાર કર્યું. તે ધર્માત્મા મનુષ્ય ભોજન કરીને તે
પૈસા પોતાના ખીસ્સામાં રાખીને ઘોડા ઉપર સ્વાર થઈ ચાલી નિકળ્યો. ચાતુર્માસનો ર
હતો. વર્ષા પણ કંઇક પડતી હતી. તેના ગ્રામથી એક કોશ દૂર એક નાની નદી
વર્ષાથી જ્યારે પૂર આવતું ત્યારે લોક પેલી પાર જઇ શકતા નહોતા. થોડી વારમાં
પાણી ઉતરી જતું ત્યારે લોક પણ પાર જતા હતા. તે દિવસે વર્ષા વિશેષ હોવાથી જા
લોક સર્વ એકઠા થઇ ગયા હતા. નદીનું પાણી ઉતરવામાં કંઇક વાર લાગી. તેથી
કિનારે વિશેષ સમય સુધી સર્વને રોકાવું પડ્યું.

એટલામાં ત્યાં એક મચ્છીમાર આવ્યો. તે એક લાકડીના આગલા ભાગમાં બાં
દોરીને પાણીમાં નાંખી ઉભો રહ્યો. તે દોરીને છેડે એક લોઢાનો કુંદો બાંધી તેમાં માં
ટુકડો લગાડ્યો હતો. થોડી વારમાં એક માછલી તેમાં ફસાઇ ગઇ. તેને ખેંચી કાઢી મચ્
મારે કિનારા ઉપર મૂકી. એટલે તે તરફડવા લાગી. તે જોઇ તે દયાળુ મનુષ્યના મ
બહુ ખેદ થયો, અને વિચાર કર્યો કે જો પહેલાંની સ્થિતિ હોત તો જબરાઇથી પણ
પાસેથી માછલીને છોડાવત. પરન્તુ હાલ કોઇ ઉપાય નથી. પૈસા પણ પાસે નથી.
જઇને તેને માછલીને છોડી દેવાનું કહું. એવો વિચાર કરી તેની પાસે ગયો. અને
કહ્યું-"ભાઇ તું આ માછલીને માર નહીં, તું એને છોડી દે." તે મચ્છીમારે તેની
સાંભળી ક્રોધથી કહ્યું-"જ્યારે આ નદીમાં પાણી આવે છે ત્યારે હું ઓછામાં ઓછી
શેર માછલી અહીંથી લઇ જતો હતો. આજ તમારૂં ધર્માત્માનું મુખ જોવાથી એક
માછલી મળી. તેને પણ તું છોડવાને કહે છે. અમારો ધંધો છે. તેને બજારમાં વેચી
લઇ મારાં બાલબચ્ચાંને ખવરાવવાનું છે. હું એને છોડી શકતો નથી." ત્યારે તે દ
મનુષ્યે તે માછલીની કિંમત પૂછી, તો તેણે ચાર આના કહ્યા. દયાળુ શ્રીમન્ત પુરૂષ
પૈસા આપવાના કહી તકરાર કરવા લાગ્યો. ત્યારે મચ્છીમારે વિચાર કર્યો-"મારો સ
વીતી જાય છે, આ મનુષ્ય તકરાર કરતો ઉભો છે. માટે અહીંથી બીજે સ્થાને જવું
છે" એમ વિચાર કરી ચાર પૈસા લઇને માછલીને છોડી દીધી.

એટલામાં નદીને કીનારે લોકોને એકઠા થયેલા જોઇ ખાનપાન વેચનાર લોક
ત્યાં આવ્યા. તે વેપારીઓમાં ભક્તવત્સલ ભગવાન્ પણ પોતાના દયાળુ ભક્તની રક્ષા કર
માટે એક ઘાસવાળાનું રૂપ ધારણ કરીને ત્યાં આવ્યા. ઘાસથી ભરેલી એક ટોપલી
શિર પર હતી. હાથમાં એક ખુમચો હતો. તે દયાળુ મનુષ્યની પાસે જઇને તેણે કહ્યું કે
આ ઘાસ લઇ લ્યો. ત્યારે તે મનુષ્ય કહે છે-મારી પાસે પૈસા નથી. તેવો જ
સાંભળી તે ઘાસવાળો કહેવા લાગ્યો-તમે તો શ્રીમન્ત માલમ પડો
વસ્ત્ર સારાં પહેર્યા છે, તમારી પાસે પૈસા કેમ નથી? અને તમે ઘોડાને કેવી
ખવરાવશો? આ પ્રકારનાં વચન સાંભળી દયાળુ શ્રીમન્ત મનુષ્ય કહે છે-"હું પ
શ્રીમન્ત હતો, વસ્ત્ર તે સમયનાં છે. હાલ હું આ પ્રમાણે ગરીબ થયો છું. ચાર પૈસા

પાસે હતા તે ખરચ થઈ ગયા. તેથી હવે ઘાસ લઇ શકતો નથી. આગળ ગામમાં જઇને કંઈ ઉપાય કરીશ." ત્યારે ઘાસવાળો પૂછે છે-" તમે કયાં જાઓ છો? શા કાર્યને માટે જાઓ છો." એ પ્રમાણે સર્વ પૂછ્યું ત્યારે શ્રીમન્ત મનુષ્યે કહ્યું-" હુ કોઈ રોજગારની તપાસ કરવાને માટે પરદેશ જાઉં છું." તે સાંભળી ઘાસવાળો તેની પાસે જઇને બેઠો અને કહેવા લાગ્યો-" આપ દયાળુ છો. આપની માફક હુ પણ ગરીબ છુ મને પણ આપ સાથે લઇ ચાલો. જ્યાં સુધી આપને કાંઇ ધંધો નહીં મળે ત્યાં સુધી હું ઘાસ ખોદી લાવી તેને વેચીને આપનો ખાવાનો બંદોબસ્ત કરી દઇશ. અને આપણે બને મળી જે કાંઇ કમાઈએ તેમાંથી અડધું મને આપજો." આ વાત તે શ્રીમન્તે કબુલ કરી. પછી ઘોડાવાળાએ થોડું ઘાસ લઇને ઘોડાને નાખ્યું અને બાકીનુ ઘાસ વેચી સીધુ સામાન લઈ આવ્યો અને ભોજન બનાવી શેઠને પણ ખવરાવ્યું અને પોતે પણ ખાધુ. એટલામાં નદીમાંનું પાણી ઉતરી ગયું અને સર્વ લોક પાર જવા લાગ્યા. ત્યારે તે બને પણ પાર ગયા. ત્યાંથી ત્રણ દિવસ સુધી ચાલ્યા, રસ્તામાં બનેના ભોજનનો બંદોબસ્ત ઘોડાવાળો જ કરતો હતો. ચોથે દિવસે એક મોટા નગરમાં પહોંચ્યા. તે રાજાનું નગર હતુ. એ નગરને જોઇ ઘાસવાળો કહેવા લાગ્યો-" આ રાજાનુ નગર છે. આપણે બને આ નગરમા જઇને વૈદકનુ કામ કરીશું કોઇની નોકરી કરીએ તો તમને દશ કે પંદર રૂપીઆ અને મને પાંચ સાત મળે તેટલાથી આપણી પાસે ક્યારે પૈસા એકઠા થાય? અને કયારે ગામ પાછા જઇએ? અને વ્યાપાર કરવાને માટે આપણી પાસે પૈસા નથી. માટે વૈદ્યનો ધંધો જ સારો છે. ત્યારે શેઠજી કહે છે-" ભાઇ હું દવા જાણતો નથી, ન તો રોગ પરીક્ષા જાણુ છુ કેવી રીતે આપણે વૈદ્યક કરીશું?" શેઠની આવી વાણી સાંભળી તે ઘાસ વાળો કહે છે—" તેનો સર્વ ઉપાય હુ કરી લઇશ. કોઇ પણ રોગી મનુષ્ય આવે તો તમે તેનો હાથ પકડીને તપાસજો. પછી 'હે ગુલામ! 'આને દવા આપ' એમ મને કહેજો. દવા આપવી અને રોગ મટાડવાની વાતનો જુમો મારે માથે રહ્યો. શેઠે તે વાત કબુલ કરી. બને જણ શહેર તરફ ગયા શહેરની બહાર એક વૃક્ષની નીચે શેઠને બેસાડ્યા, અને ઘાસવાળો શહેરમા ગયો અને વૈદ્યજીને રહેવાને માટે એક સારૂ મકાન ભાડે લીધુ. તેમાં શ્રીમન્ત મનુષ્યોને ઉચિત સર્વ સામાન પણ રાખી લીધો. પછી શેઠને લઇ જઇ તેમાં રાખ્યા.

બાદ "શહેરમાં મહાન્ વૈદ્ય આવ્યા છે, કોઇ પણ પ્રકારના અસાધ્ય રોગને પણ મટાડે છે, અમુક શેઠના મકાનમાં ઉતર્યા છે" એવી રીતનો શહેરમાં ઢંઢેરો પીટાવ્યો. પછી આવીને મકાનના દરવાજા આગળ પહેરાવાળાની માફક ઉભો રહ્યો. આ ઢંઢેરાના શબ્દ તે નગરના રાજાનો વઝીર સાંભળતો હતો. તેણે વિચાર કર્યો કે કોઈ સમર્થ વૈદ્ય જ હશે. નહિતો ઢંઢેરો પીટાવવો એ સંભવિત નથી. અમારા રાજાની પુત્રી છે તેને વાયુની બિમારી છે, તેની બુદ્ધિ પણ ઠેકાણે નથી આ વૈદ્યને તે બતાવવી જોઇએ એવો વિચાર કરી રાજાની પાસે જઈને સમાચાર કહ્યા. એટલે રાજાએ તેજ વખતે વૈદ્યને બોલાવવાને માણસ મોકલ્યો. વૈદ્યને રહેવાના મકાનને દરવાજે પહોચતાં જ ગુલામે તેને રોકયો. તેને આવવાનું કારણ પૂછ્યું. તો તે માણસે જણાવ્યું કે રાજાને ત્યાંથી વૈદ્યને બોલાવવાને માટે આવ્યો છુ, ત્યારે તે ગુલામે તે સિપાઇને કહ્યું—" તુ એક મામુલી સિપાઇ છે. તારી સાથે અમારા વૈદ્યજી આવવાના નથી. મહારાજા સાહેબને જરૂર હોય તો વાહન સાથે કોઈ મન્ત્રી આદિ ખાસ મનુષ્ય બોલાવવાને આવશે તો તે વખતે વિચાર કરીશું, તુ ચાલ્યો જા" એમ કહી તેને

પાછો મોકલ્યો. સિપાઈએ જઇને મહારાજાને ગુલામે કહેલી સર્વ વાત સંભળાવી. રાજાએ તરત વાહન સાથે એક મંત્રીને વૈદ્યજીને બોલાવવા મોકલ્યો. ગુલામે તેની સાથે રાજધાનીમાં જવાનું કબુલ કરીને વૈદ્યજીને વાહનમાં બેસાડયા. ગુલામે પહેલેથી કોઈ વનસ્પતિની જડ એક થેલીમાં મુકીને તૈયાર રાખી હતી, તે લઇને ગુલામ પણ પાછળ પાછળ ચાલવા લાગ્યો. રાજમહેલમાં પહોંચી રાજાની સામે ભેટ કરી. રાજાએ પુત્રીને બતાવી. વૈદ્યે તેનો હાથ પકડી જોયું. વિચાર કરીને "ગુલામ આને દવા આપ" એટલું કહ્યું. ગુલામે તરત થેલીમાંથી એક બુટી ઉઠાવી તેને સુંઘાડી. છોકરીને તે જ સમયે ભાન આવ્યું. વાતચીત કરવાથી છોકરીનો રોગ નિવૃત્ત થયેલો માલમ પડયો. રાજા બહુ જ આશ્ચર્ય પામ્યો. જે નોકરમાં આટલી બુદ્ધિ છે તેના શેઠ વૈદ્યમાં કેટલી બુદ્ધિ હશે? એવો વિચાર કરીને આનન્દથી વૈદ્યને થોડા દિવસ રાખ્યા. અન્તમાં વૈદ્યની યોગ્યતાનો વિચાર કરી પોતાની કન્યા વૈદ્યને પરણાવવાનો નિશ્ચય કર્યો અને વૈદ્યજીને વાત કરી. વૈદ્ય કહેવા લાગ્યા કે હું તો બાલબચ્ચાં વાળો છું, હું વિવાહ કરવા માગતો નથી, અને અમે અહીં રહેવાના પણ નથી આ પ્રકારનું વૈદ્યનું કથન સાંભળી રાજાએ કહ્યું—" કન્યાના વિવાહ-કાલમાં તેના પાણિ(હાથ)નું ગ્રહણ કરવું તે તેના પતિનો અધિકાર છે. આપે એનો રોગ તપાસવાને માટે તેનો હાથ પકડયો ત્યારથી જ આપ આ કન્યાના પતિ થઇ ચૂક્યા છો. હું આપને કન્યાની સાથે અહીં રહેવાને કહેતો નથી. તમે વિવાહ કરો અને તમે જે ગામમાં રહો છો તેનો રાજા હું છું. તે ગ્રામ હું તમને આપું છું. તમે કન્યાને ત્યાં લઇ જાઓ. અને બીજું ધન પણ હું તમને પૂર્ણ રીતે આપવાનો છું." વૈદ્યે આ વાત સાંભળી વિચાર કર્યો કે હવે ના કહીશું તો મળતું ધન ખોઈશું. માટે વિવાહ કરવો એ જ ઠીક છે એવો નિશ્ચય કરીને કબુલ કર્યું. બહુ ધામધૂમથી વિવાહ થયો. થોડા દિવસ રાખીને ખૂબ ધન, આભૂષણ, આદિ આપ્યું, તથા ઉપર કહેલું ગ્રામ પણ તેના નામ ઉપર ચઢાવી દીધું. પછી તેને વિદાય કર્યો. ગુલામ પણ પાછળ પાછળ ગયો. જે નદીને કિનારે બેસીને જે મળે તેમાંથી અડધો ભાગ લેવાની સરત કરીને ગયા હતા ત્યાં પહોંચ્યા. એટલે ગુલામે કહ્યું—"ભાઇ અહીં સવારી થોભાવો, અને સર્વ સામાન વહેંચી અડધો ભાગ મને આપો." શેઠે સર્વને ઉભા રાખ્યા. ત્યારે ગુલામે કહ્યું કે જે ગ્રામ તમને મળ્યું છે તે અડધું મારૂં છે. આભૂષણાદિ પણ અડધુ મને આપવું પડશે, અને આ સ્ત્રી પણ અડધી મને આપો. ત્યારે શેઠ પૂછે છે કે સર્વનો અડધો ભાગ થઇ શકે, પરન્તુ સ્ત્રીનો અડધો ભાગ કેવી રીતે થઇ શકે? તમે સંપૂર્ણ સ્ત્રી લઇ જાઓ, જે કાંઇ મળ્યું છે તે તમારા જ પ્રતાપથી મળ્યું છે, તમારી મરજીમાં આવે તે મને આપો. શેઠે આ પ્રમાણે કહેતાં જ સ્ત્રીનો ભાગ કરવા ગુલામે તલવાર ઉઠાવી. શેઠ એ ભયંકર કર્મને દેખી શકે તેમ ન હોવાથી પોતાનાં નેત્ર બંધ કર્યાં. ત્યારે સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ સામે ઉભા રહેલાનાં દર્શન થયાં. જ્યારે નેત્ર ખોલીને જોયું તો તેણે ગુલામને પણ દીઠો નહીં. તે તો ભગવાન્ પોતે ગુલામનો વેશ ધારણ કરી આવ્યા હતા. શેઠ આનન્દથી સર્વ પરિવાર લઇને પોતાને ગામ ગયા.

આ પ્રમાણે જેના હૃદયમાં દયા છે તે મનુષ્ય તે દયાથી જ કલ્યાણને પ્રાપ્ત કરે છે, અને પરમાત્મા પણ તેની રક્ષા કરવા ગુલામ બને છે. જેનામાં દયા નથી તે મનુષ્ય જ રાક્ષસ છે. તે કદાપિ સન્માર્ગગામી થવાનો નથી

ઇતિ " दुःखिते कुरु दयाम् " નું વ્યાખ્યાન અ. ૧૩ સમાપ્ત.

## અધ્યાય ૧૪.

॥ एतत्सतां चेष्टितम् ॥

આ પૂર્વે કહેલાં તૃષ્ણાનો પરિત્યાગાદિ તથા સત્ય ભાષણાદિ જ સત્પુરૂષોનાં લક્ષણ છે. અર્થાત્ તે લોકોની પ્રવૃત્તિ ( चेष्टितम् ) દુરાચારના ત્યાગ પૂર્વક સદાચારની રક્ષા દ્વારા જ થાય છે.

જેવી રીતે ભર્તૃહરિ મહારાજે કહ્યું છે, તેવી રીતે અન્ય ધર્મશાસ્ત્રાદિક ગ્રન્થોમાં પણ ત્યાગ કરવા યોગ્ય દુરાચાર તથા મનુષ્યોના ભાગ્યને કંઇક ઘટાડનાર અપલક્ષણો, તથા અનુષ્ઠાન કરવા યોગ્ય સદાચારનું પણ નિરૂપણ કર્યું છે, તે પણ અહીં સક્ષેપથી કહીએ છીએ. તે નીચે પ્રમાણે છે.

नित्यं स्वाध्यायशीलः स्याद्यथाचारं समाचरेत् ।
परान्नं नैव भुञ्जीत परवादं च वर्जयेत् ॥ वृ.ना.पु.पू.ख.अ. २६ श्लो. २५ ॥

અર્થઃ—હમેશાં વેદ તથા શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો નિયમ રાખવો જોઇએ, કેમકે શાસ્ત્રોનો અભ્યાસ નાના પ્રકારનાં અજ્ઞાનોને દૂર કરે છે, તથા યથાર્થ ધર્મનું ભાન કરાવે છે. શાસ્ત્રાદિનો વિચાર કરીને શાસ્ત્રોમાં કહેલી રીતિથી આચરણ કરવું જોઇએ. તથા પારકું અન્ન કોઈ વિશેષ કારણ વિના ખાવું નહિ; કારણ અન્ન ખાવાથી જે સારી કે નઠારી અસર છે તે અન્તઃકરણને પહોંચે છે. અયોગ્ય કમાણીનું અન્ન ખાવાથી અન્તઃકરણ અવસ્ય તમોગુણી થાય છે. કોઇની કમાણી કેવા પ્રકારની છે તેની બીજાને ખબર પડતી નથી. તેથી પ્રત્યેક અનિવાર્ય પ્રસંગ વિના બીજાના ઘરમાં ખાવું નહીં, અને બીજાના ઘરનું ખાવાનો સ્વભાવ પડતાં આપણા ઘરના વૈશ્વદેવ આદિ પણ નષ્ટ થવાનો સંભવ છે. ધીરે ધીરે આપણી ઉદારતા કમી થતી જવાનો તથા ક્ષુદ્રતા વધવાનો પણ સંભવ છે. અને બીજાના ઘરમાં હમેશ ખાનાર ઉપર હલકી દૃષ્ટિ થઈ જાય છે. આ પ્રકારના દોષોને દેખીને શાસ્ત્રકારે બીજાના ઘરમાં ખાવાની મનાઇ કરી છે. અને બીજાની નિંદારૂપ અપવાદનો પણ પરિત્યાગ કરવો જોઇએ.

न दुर्जनैः सह वसेन्नाशास्त्रं शृणुयात्तथा ।
आसवद्यूतगीतेषु द्विजस्तु न रतिं चरेत् ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—દ્વિજે દુર્જનોની સાથે કદાપિ પણ વાસ કરવો નહીં, કારણ તેથી આપણા સદાચાર બિલકૂલ નષ્ટ થઇ જાય છે. વળી અસત્ શાસ્ત્રનું શ્રવણ કરવું નહીં. અર્થાત્ જે શાસ્ત્રના શ્રવણથી ધર્મજ્ઞાન અથવા પરમેશ્વરની પ્રાપ્તિને ઉપયોગી સાધનોનો પરિચય થતો ન હોય તેવાં શાસ્ત્રોનું શ્રવણ કરવું નહીં. ( એનું વિશેષ વિવેચન ભક્તિપ્રકરણમાં કરવામાં આવશે. ) આસવ અર્થાત્ ઉન્માદને ઉત્પન્ન કરનાર તથા મનમાં ભ્રમ ઉત્પન્ન કરનાર દારૂ વગેરે માદક પદાર્થોનું સેવન ન કરવું, તથા જુગાર ન રમવો, તેમ જ ચિત્તને

ચંચળ બનાવનાર શાયન ઇત્યાદિમાં દ્વિજાતિ મનુષ્ય કદાપિ પ્રીતિ ન રાખે; કારણ કે તે સર્વ મનુષ્યને સન્માર્ગમાંથી આડે માર્ગે લઈ જનાર હોવાથી તેમને વ્યસન કહ્યાં છે.

नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यन्तं कदाचन ।
नोपसृष्टं न वारिस्थं न मध्यं नभसो गतम् ॥ म. स्मृ. अ. ४ श्लो. ३७ ॥

અર્થઃ—ઉદય પામતા, અસ્ત પામતા, ગ્રહણ લાગેલા, જલમાં પ્રતિબિંબિત થયેલા તથા આકાશની મધ્યમાં ગયેલા અર્થાત્ મધ્યાહ્નના સૂર્યને જુએ નહીં.

न लंघयेद्वत्सतन्त्रीं न प्रधावेच्च वर्षति ।
न चोदके निरीक्षेत स्वरूपमिति धारणा ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—વાછડાને બાંધેલી દોરીને ઓળંગવી નહીં, વર્ષા પડતી વખતે પાણીમાં દોડવું નહીં, અને પાણીમાં પડેલા પોતાના પ્રતિબિંબને જોવું નહીં એવો શાસ્ત્રનો નિયમ છે.

नाश्नीयाद्भार्यया सार्धं नैनामीक्षेत चाश्नतीम् ।

નાન્નમદ્યાદેકવાસા ન નગ્નઃ સ્નાનમાચરેત્ ॥ ,, ॥ ૪૫ ॥

અર્થઃ—એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહીં, અને દિગંબર થઈને સ્નાન ન કરવું.

नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ।
नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् । ,, ॥ ५३ ॥

અર્થઃ—અગ્નિને મુખથી ફૂંકે નહીં, તથા અગ્નિમાં પગને શેકે નહીં, તથા કોઈ અપવિત્ર પદાર્થ અગ્નિમાં ફેંકે નહીં, તથા દિગંબર સ્ત્રીને જુએ નહીં.

अधस्तान्नोपदध्याच्च न चैनमपि लंघयेत् ।
न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ,, ॥ ५४ ॥

અર્થઃ—સૂવાનો ખાટલો આદિની નીચે અગ્નિ રાખવો નહીં, અગ્નિનું ઉલ્લંઘન કરવું નહીં, સુતેલા મનુષ્યે અગ્નિ તરફ પગ રાખવા નહીં, અર્થાત્ પવિત્ર અગ્નિદેવતાને આવી કુચેષ્ટાથી અપવિત્ર કરવો નહીં, અને કોઈના પ્રાણને પીડા થતી હોય એવું કર્મ કરવું નહીં.

नाश्नीयात्सन्धिवेलायां न गच्छेन्नापि संविशेत् ।
न चैव प्रलिखेद्भूमिं नात्मनोपहरेत्स्रजम् ॥ ,, ॥ ५५ ॥

અર્થઃ—સંધ્યાકાલ સમયે ભોજન ન કરવું તથા પરગામ જવું (રસ્તે ચાલવું) નહીં તથા સૂવું નહીં વળી પગના અંગુઠા આદિ વડે પૃથ્વી ઉપર લખવું નહીં, તથા આપણા ગળામાં ધારણ કરેલો હાર પોતે ગળામાંથી કાઢવો નહીં અર્થાત્ બીજા પાસે કઢાવવો.

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।
अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥ ,, ॥ ५६ ॥

અર્થઃ—જલમાં, મળ મૂત્ર વિસર્જન કરવાં નહીં તથા થૂંકવું નહીં. તથા મૂત્રાદિ અથવા અન્ય કોઈ અપવિત્ર વસ્તુ ચોટેલી હોય તેવો પદાર્થ તેમાં નાંખવો નહીં કે તેમાં ધોવો નહીં. તથા રૂધિર, વિષ, આદિ વસ્તુ જલમાં નાંખવી નહીં.

મનુષ્ય, પશુ, પક્ષી, આદિકોના સ્નાનપાનાદિને માટે કામ લાગે તેવા પાણીમાં પણ આ પ્રકારની મલિન વસ્તુ નાંખવાથી અથવા તેમાં મલિન વસ્ત્રાદિ ધોવાથી તે જલ ખરાબ થતું સર્વના અનુભવમા આવે છે. તેમ કરવાથી અનેક પ્રકારના ચેપી રોગ અને અન્ય રોગ પણ ઉત્પન્ન થાય છે. તેવી રીતે અનેક મનુષ્યોને દુઃખના કારણ રૂપ મનુષ્યની પશુવૃત્તિ જ પ્રથમ પાપનું કારણ હોવાથી તેને પાપ કહ્યું છે, સાક્ષાત્ ગૌહત્યાદિક માત્ર પાપ નહીં.

नैकः सुप्याच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ।
नोदक्ययाऽभिभाषेत यज्ञं गच्छेन्न चावृतः ॥ „ ॥ ५७ ॥

અર્થ:—લોકોએ રહેઠાણ તરીકે પરિત્યાગ કરેલા શૂન્ય ગૃહમાં એકલા સૂવું નહીં, જે કોઇ માણસ આપણાથી વિદ્યા, ધન, આદિમાં અધિક હોય તે જો સૂતેલો હોય તો તેને ઉઠાડવો નહીં, તથા રજસ્વલા સ્ત્રીની સાથે સંભાષણ ન કરવું, તથા યજ્ઞમાં બોલાવ્યા વિના ઋત્વિક્ થઇને જવું નહીં. શૂન્ય ઘરમાં એકલા સુવાથી નાના પ્રકારના ભય લાગવાનો સંભવ છે, તેમજ મનુષ્ય આપણા ઉપર નાના પ્રકારની શંકા કરવાનો પણ સંભવ છે. મોટા માણસને જગાડવાથી તે આપણા ઉપર ક્રોધ કરવાનો સંભવ છે. રજસ્વલા સ્ત્રીની સાથે સંભાષણ કરવાથી તેજ અને આયુનો ક્ષય થાય છે. યજ્ઞમાં બોલાવ્યા વિના ( अवृत ) ઋત્વિક્ થઇને જવાથી બીજાના તિરસ્કારને પાત્ર થવાનો સંભવ છે. દર્શન કરવા જનારને માટે આ નિયમ નથી.

अग्न्यागारे गवां गोष्ठे ब्राह्मणानां च संनिधौ ।
स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमुद्धरेत् ॥ „ ॥ ५८ ॥

અર્થ:—અગ્નિહોત્રગૃહમાં, તથા ગાયોના નિવાસસ્થાનમાં, તથા બ્રાહ્મણની સમીપમાં સ્વાધ્યાય સમયમાં, તથા ભોજન સમયે જમણા હાથને કપડાની બહાર રાખવો જોઇએ—ઢાંકેલો ન રાખવો. બને હાથને વસ્ત્રની અંદર રાખી સંકોચથી બેસવું તે આલસ્ય અને દરિદ્રતાનું સૂચક છે. આલસ્ય વગેરે તજી હમેશાં રહેવું એવો ભાવ છે.

न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद्बुधः ॥ „ ॥ ५९ ॥

અર્થ:—ઇન્દ્રધનુષ્ તથા તેની તુલ્ય બીજી કોઇ નિષિદ્ધ વસ્તુ જોવામાં આવે તો નિષિદ્ધ વસ્તુના દર્શનના દોષને જાણનાર મનુષ્ય તે બીજા કોઇને બતાવે નહીં.

नाधार्मिके वसेद्ग्रामे न व्याधिबहुले भृशम् ।
नैकः प्रपद्येताध्वानं नाचिरं पर्वते वसेत् ॥ „ ॥ ६० ॥

અર્થ—જે સ્થાનમાં અધર્મી લોક રહે છે ત્યાં વાસ ન કરવો, અને જે સ્થાનમાં નિન્દિત ખરાબ રોગથી બહુ લોક પીડિત હોય ત્યાં પણ રહેવું નહીં. એકલા માણસે મુસાફરીમાં જવું નહીં, તથા પહાડમાં બહુ કાલ રહેવું નહીં.

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ।
न पाखण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्यजैर्नृभिः ॥ „ ॥ ६१ ॥

અર્થઃ—જે દેશનો રાજા શૂદ્ર હોય તેમાં, તથા અધાર્મિક મનુષ્યોથી પરિપૂર્ણ ગ્રામ તથા પાખંડી લોકોએ વશ કરેલા અને ચણ્ડાલાદિક અન્ત્યજોનો જ્યાં ઉપદ્રવ હોય ગ્રામમાં પણ રહેવું નહીં.

न कुर्वीत वृथा चेष्टां न वार्यञ्जलिना पिबेत् ।
नोत्सङ्गे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥ „ ॥ ६२ ॥

અર્થઃ—આ લોક સંબધી અથવા પરલોક સંબધી કાંઇ પણ ફલ સિદ્ધ થતું હોય એવું નિષ્પ્રયોજન કાર્ય કરવું નહીં. અને અંજલી વડે પાણી પીવું નહીં. ખાવા પદાર્થને ખોળામાં મૂકીને ખાવો નહીં. અને કદાપિ પણ કુતૂહલ વાળા થવું નહીં. ( વસ્તુને જાણવાનું કાંઇ પ્રયોજન નથી તેને જાણવાને માટે " આ શું છે ? " એવી ઇચ્છા છે તેનું નામ કુતૂહલ છે. )

न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् ।
नास्फोटयेन्न च क्ष्वेडेन्न च रक्तो विरावयेत् ॥ „ ॥ ६४ ॥

અર્થ.—અશાસ્ત્રીય નૃત્ય, ગીત, વાદ્ય, ઇત્યાદિનું સેવન કરવું નહીં. હાથ વડે હાથ ઉપર શબ્દ અર્થાત્ આસ્ફોટન કરવું નહીં. દાંત કચડીને અવ્યક્ત શબ્દ કરવો તેનું નામ ક્ષ્વેડન છે, તેવો શબ્દ કરવો નહીં. તથા રાગ પૂર્વક ગધેડા આદિનો શબ્દ કરવો નહીં.

न पादौ धावयेत्कांस्ये कदाचिदपि भाजने ।
न भिन्नभाण्डे भुञ्जीत न भावप्रतिदूषिते ॥ „ ॥ ६५ ॥

અર્થઃ—કાસાના પાત્રમાં કદાપિ પગ ધોવા નહીં. ત્રાંબુ, ચાંદી, સોનું, એને છોડી અન્ય કોઇ ધાતુના ફુટેલા પાત્રમાં ભોજન કરવું નહીં, કેમકે તે અલક્ષ્મીનું કારણ છે. અને જ્યાં કોઇ પ્રકારની શંકા ઉત્પન્ન થતી હોય એવા ભાવદુષ્ટ સ્થાનમાં પણ જમવું નહીં.

उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत् ।
उपवीतमलंकारं स्रजं करकमेव च ॥ „ ॥ ६६ ॥

અર્થઃ—બીજાએ વાપરેલા જોડા, વસ્ત્ર, ઉપવીત, અલંકાર, માલા આદિ, કમણ્ડલુ, ઇત્યાદિ ધારણ કરવું નહીં.

बालातपः प्रेतधूमो वर्ज्यं भिन्नं तथासनम् ।
न छिन्द्यान्नखलोमानि दन्तैर्नोत्पाटयेन्नखान् ॥ „ ॥ ६९ ॥

અર્થઃ—પહેલા ત્રણ મુહૂર્ત સુધીનો ઉદય પામેલો બાલાતપ તથા બળતા મડદાનો ધુમાડો એ બન્નેનો પરિત્યાગ કરવો જોઇએ. તેમજ ફુટેલા આસનનો પણ ત્યાગ કરવો જોઇએ. નખ અને વાળને પોતે કાપવા નહીં, તેમજ નખને દાંત વડે તોડવા પણ નહીં.

लोष्टमर्दी तृणच्छेदी नखखादी च यो नरः ।
स विनाशं व्रजत्याशु सूचकोऽशुचिरेव च ॥ „ ॥ ७१ ॥

અર્થઃ—અંકોશનું મર્દન કરનાર, ઘાસને લઇને હાથ વડે છેદન કરનાર, નખને ખાનાર, બીજાના દોષોને કોઇ પ્રકારે કહેનાર, અને બાહ્ય તથા અંતરના શૌચથી રહિત મનુષ્ય શીઘ્ર નાશ પામે છે.

अद्वारेण च नातीयाद्ग्रामं वा वेश्म वाऽऽवृतम् ।
रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ ,, ॥ ७३ ॥

અર્થઃ—કોટયુક્ત ગ્રામમાં, તથા વાડ, વંડો, આદિ યુક્ત ગૃહમાં, પેસવાના દ્વાર સિવાય અન્ય દ્વાર કે માર્ગે અથવા કોટ કે વાડને કૂદીને કદાપિ પ્રવેશ કરવો નહીં. રાત્રિમાં વૃક્ષોના મૂળમાં બેસવું કે સૂવું આદિ દૂરથી પરિત્યાગ કરે. ભીંત આદિ કૂદીને જવું તે હલકા મનુષ્ય અથવા ચોરનો સ્વભાવ હોય છે. અને વૃક્ષ રાત્રિમાં ખરાબ વાયુ છોડે છે, જે મનુષ્યના આરોગ્યની હાનિ કરતા છે, તથા વૃક્ષના મૂલમાં સર્પાદિ રહેવાનો પણ સંભવ છે.

नाक्षैः क्रीडेत्कदाचित्तु स्वयं नोपानहौ हरेत् ।
शयनस्थो न भुञ्जीत न पाणिस्थं न चासने ॥ ,, ॥ ७४ ॥

અર્થઃ—પાસા વગેરેથી કદાપિ રમવું નહીં, પોતાના જોડા પોતે ઉપાડી ચાલવું નહીં. ભોજન હાથમાં રાખીને અથવા આસન ઉપર મૂકીને તેમ પથારી ઉપર બેસીને જમવું નહીં.

सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ।
न च नग्नः शयीतेह न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ,, ॥ ७५ ॥

અર્થઃ—તલ મેળવેલો લાડુ આદિ કોઇ પદાર્થ સૂર્યાસ્ત થયા પછી ખાવો નહીં, નગ્ન થઇને સૂવું નહીં, તથા જમીને હાથ ધોયા વિના ક્યાંએ પણ જવું નહીં.

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ।
आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् ॥ ,, ॥ ७६ ॥

અર્થઃ—પગ ભીના રાખીને જમવું અર્થાત્ હાથ પગ ધોઇને જમવા બેસવું, અને પગ ભીના રાખીને સૂવું નહીં. ભીના પગ રાખીને ભોજન કરનાર દીર્ઘાયુ થાય છે.

अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ।
न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥ ,, ॥ ७७ ॥

અર્થઃ—વૃક્ષાદિથી પરિપૂર્ણ હોવાથી ચારે બાજુ દેખાય નહીં એવા કઠણ જંગલ આદિમાં જવું નહીં, કેમકે ત્યાં સર્પ, ચોર, વ્યાઘ્ર, આદિ હોવાનો સંભવ છે. વળી મલમૂત્રાદિને જોવાં નહીં, અને હાથ વડે નદી તરવી નહીં.

अधितिष्ठेन्न केशाँस्तु न भस्मास्थिकपालिकाः ।
न कार्पासास्थि न तुषान्दीर्घमायुर्जिजीविषुः ॥ ,, ॥ ७८ ॥

અર્થઃ—અધિક આયુની ઇચ્છાવાળા મનુષ્યે કેશ, રાખ, હાડકાં, ઠીકરાં, કપાસીઆ–કપાસનાં બીજ ( कार्पासास्थि ), તથા તુષ (છોડાં), ઇત્યાદિ ઉપર બેસવું નહીં.

न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुल्कसैः ।
मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥ „ ॥ ७९ ॥

અર્થ—પતિત, ચાણ્ડાલ, પુલ્કસ, મૂર્ખ, ધનાદિના મદથી ગર્વિત('अवलिप्त'), અન્ત્યજ, તથા નિષાદની સ્ત્રીમાં ચણ્ડાલથી ઉત્પન્ન થયેલા (अन्त्यावसायिन्)–એ સર્વની સાથે બેસવું ઉઠવું નહીં. (નિષાદથી શૂદ્ર સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી જાતિને પુલ્કસ કહે છે. એનું વિશેષ વિવરણ જાતિનિરૂપણમાં કરવામાં આવશે.)

न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ।
न स्पृशेच्चैतदुच्छिष्टो न च स्नायाद्विना ततः ॥ „ ॥ ८२ ॥

અર્થ:—બંને હાથ મેળવીને મસ્તકને ખંજોળવું નહીં. શિરને જૂઠા હાથ વડે સ્પર્શ ન કરવો. અને શિરને છોડીને (ततः विना) અર્થાત્ શિરને કોરૂં રાખીને સ્નાન ન કરવું–શિર સહિત સ્નાન કરવું.

केशग्रहान्प्रहारांश्च शिरस्येतान्विवर्जयेत् ॥ „ ॥ ८३ ॥

અર્થ:—ક્રોધથી પોતાના કે બીજાના કેશને ખેંચવા નહીં, તેમજ શિર ઉપર મારવું નહીં.

शृङ्गाराहारनिद्राणां यश्च भंगं करोति च ।
स व्रजेत्कालसूत्रं च स्वामिनश्च विशेषतः ॥ ब्र.वै.पु.प्र.ख.अ.४६, श्लो. ४२ ॥

અર્થ:—કોઈના શૃંગાર, ભોજન અને નિદ્રાનો જે ભંગ કરે છે તે કાલસૂત્ર નામના નરકમાં જાય છે, અને જો પોતાના સ્વામીનો કરે તો વિશેષ નરકનો ભાગી થાય છે.

दक्षिणाभिमुखो यस्तु विदिक्सन्मुख एव च ।
केशान्संस्कुरुते मर्त्यो धननाशं च विन्दति ॥ „ ॥ ५४ ॥

અર્થ:—દક્ષિણ દિશામાં મુખ કરીને તથા ખુણામાં મુખ કરીને જે મનુષ્ય કેશોને હોળે છે તેના ધનનો નાશ થાય છે

न वदेत्परपापानि स्वपुण्यं न प्रकाशयेत् ।
स्वकं नाम स्वनक्षत्रं मानं चैवातिगोपयेत् ॥ बृ.ना.पु.पू.ख.अ.२६–२८ ॥

બીજાનું પાપ અને પોતાનું પુણ્ય કદાપિ કહી બતાવવું નહીં. તેમજ પોતાનું નામ અને જન્મનક્ષત્ર તથા માન પણ કોઈને કહેવું નહીં.

असच्छास्त्रार्थमननं खादनं नखकेशयोः ।
तथैव नग्नशयनं सर्वदा परिवर्जयेत् ॥ „ ॥ ३४ ॥

અર્થ:—અસત્ શાસ્ત્રનું મનન, તથા નખ અને વાળ મોંઢામાં ઘાલવા અથવા તેને ચાવવા, તથા દિગંબર થઈ રહેવું-એ સર્વેનો હમેશાં ત્યાગ કરવો

शिरोऽभ्यंगावशिष्टेन तैलेनाङ्गं न लेपयेत् ।
ताम्बूलमशुचि नाद्यात्तथा सुप्तं न बोधयेत् ॥ „ ॥ ३५ ॥

અર્થ:—માથામાં લગાવતાં હાથેળીમાં બાકી રહેલું તેલ શરીરમાં લગાવવું નહીં. અપવિત્ર તાંબૂલ ખાવું નહીં, તથા સૂતેલા મનુષ્યને જગાડવો નહીં.

नाशुद्धोऽग्निं परिचरेत्पूजयेद्गुरुदेवताः ।
न वामहस्तेनैकेन पिबेद्वक्त्रेण वा जलम् ॥ ,, ॥ ३६ ॥

અર્થ:—અપવિત્ર હોઈ અગ્નિમાં હવનાદિ તથા ગુરૂ અને દેવતા આદિની પૂજા કરવી નહીં, એકલા ડાબા હાથે ઉઠાવીને જળ પીવું નહીં, અને હાથ વડે ઉઠાવ્યા વિના કેવલ મુખ વડે પાણી પીવું નહીં. ડાબા હાથથી જળ પીવું પડે તો જમણો હાથ સાથે લગાડવો જોઈએ.

न चाक्रमेद्गुरोश्छायां तदाज्ञां च मुनीश्वर ।
न निन्देद्योगिनो विप्रान्व्रतिनोऽपि यतींस्तथा ,, ॥ ३७ ॥

અર્થ:—હે મુનીશ્વર ! ગુરૂની છાયા તથા તેમની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરે, અને યોગી તથા બ્રાહ્મણોની તથા વ્રતી અને સંન્યાસીની નિન્દા ન કરે.

परस्परस्य मर्माणि न कदापि वदेद्द्विजः ।
दर्शे च पौर्णमास्यां च यागं कुर्याद्यथाविधि ॥ ,, ॥ ३८ ॥

અર્થ:—પરસ્પર પોતપોતાના મર્મની વાત કહેવી નહીં. (જે વાત કહેવાથી હાનિ થાય તેનું નામ મર્મ છે). અને પૌર્ણમાસી તથા અમાવાસ્યાના દિવસે યથાયોગ્ય યજ્ઞ કરવો જોઈએ.

पथि गोष्ठे नदीतीरे तडागे गृहसंनिधौ ।
तथा वृक्षस्य छायायां कान्तारे वह्निसंनिधौ ॥ बृ. ना. पु. पू. ख. अ. २७-५ ॥
देवालये तथोद्याने कृषिभूमौ चतुष्पथे ।
ब्राह्मणानां समीपे च तथा गोगुरुयोषिताम् ॥ ,, ॥ ६ ॥
तुषाङ्गारकपालेषु जलमध्ये तथैव च ।
एवमादिषु देशेषु मलमूत्रं न कारयेत् ॥ ,, ॥ ७ ॥

અર્થ:—રસ્તામાં, ગોષ્ઠમાં, નદીને તીરે, તળાવમાં, ઘરની પાસે, વૃક્ષની છાયામાં, જંગલમાં, તથા અગ્નિ સમીપે (૫), મંદિરમાં, ફૂલની વાડીમાં, ખેડેલી જમીનમાં, ચૌટામાં (चतुष्पथे), બ્રાહ્મણોની સમીપમાં, તથા ગાય, ગુરૂ અને સ્ત્રીઓની સમીપમાં (૬), તુષ, અંગારા તથા ઠીકરાં આદિમાં, તથા જલની અંદર–ઈત્યાદિ સ્થાનોમાં મલમૂત્રનું વિસર્જન ન કરવું. (૭)

न भवेन्मुक्तकेशश्च नैकवस्त्रधरस्तथा ।
नारोहेदुष्ट्रयानं च शुष्कवादं च वर्जयेत् ॥ ,, अ. २६-२५ ॥

અર્થ:—કેશને છુટા રાખવા નહીં, એક વસ્ત્ર ધારણ ન કરવું, મરૂભૂમિ જેવા પ્રદેશને છોડી અન્ય દેશમાં ઉંટના વાહન ઉપર ચઢવું નહીં અને શુષ્કવાદનો પરિત્યાગ કરવો.

अथ न कञ्चनावमन्येत ॥ वृ. विष्णु. स्मृ. अ. ७१ ॥

અર્થઃ—કોઈનું પણ અપમાન કરવું નહીં.

न च हीनाङ्गाधिकाङ्गान् मूर्खान् धनहीनानवहसेत् ॥ „

અર્થઃ—લૂલા લંગડા, તથા અધિક અંગવાળા, તથા મૂર્ખ, તથા ગરીબ ઈત્યાદિની હાંસી કરવી નહીં.

वयोरूपं वेपं कुर्यात् ॥ वृ. वि. स्मृ. अ० ७१, सू० ५ ॥

श्रुतस्याभिजनस्य देशस्य च ॥ „ ॥ ६ ॥

અર્થઃ—આપણી ઉમ્મરને અનુસાર, તથા જ્ઞાન, કુલ અને દેશને અનુસાર વેષ રાખવો, નહિ તો હાંસી થવાનો પ્રસંગ આવે.

न मलवत्यादर्शे ॥ „ ॥ २० ॥

અર્થઃ—મલવાળા દર્પણમાં પોતાનું મુખ જોવું નહીં.

न पत्नीं भोजनसमये ॥ „ „

અર્થઃ—પત્નીને ભોજન કરતી વખતે જુએ નહીં.

न स्त्रियं नग्नाम् ॥ „ ॥ २२ ॥

અર્થઃ—દિગંબર સ્ત્રીને જુએ નહીં.

नामेध्यमग्नौ प्रक्षिपेत् ॥ „ ॥ २४ ॥

અર્થઃ—અગ્નિમાં કોઈ મલિન વસ્તુ નાખે નહીં.

न दन्तैर्नखलोमानि छिन्द्यात् ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—દાંત વડે નખ તથા રોમનું છેદન કરવું નહીં.

न परक्षेत्रे चरन्तीं गामाचक्षीत न पिबन्तं वत्सम् ॥ „ ॥ ३९ ॥

અર્થઃ—બીજાના ખેતરમાં ગાય ચરતી હોય અથવા વાછરડું ધાવતું હોય તો કોઈને કહેવું નહીં, અર્થાત કોઈને ખબર ન આપવી.

न शिश्नोदरपाणिपादवाक्चक्षुंषि चापलानि कुर्यात् ॥गौ.ध.सू.अ. ८ सू. ५० ॥

અર્થઃ—શિશ્ન, ઉદર, હાથ, પગ, વાક્, અને નેત્રનું ચાપલ (ચાપલ્ય) ન કરવું. શિશ્નચાપલ્ય એટલે અઘટિત વિષયસેવન. ઉદરચાપલ્ય એટલે અનેક પ્રકારના રસની ઈચ્છા. પાણિચાપલ્ય એટલે નિષ્પ્રયોજન કાપવું, કૂટવું, વગેરે. પાદચાપલ્ય એટલે વૃથા ફરવું. વાક્ચાપલ્ય એટલે પૂછ્યા વિના કે અન્યાયથી પૂછતાં ધર્મની વાત કહેવી તે, તથા વ્યર્થ વાણી બોલવી તે. ચક્ષુચાપલ્ય એટલે અનેક વસ્તુને જોવાની ઇચ્છા.

नेक्षेन्नग्नां स्त्रियं कूपं सूनास्थानमघौघिनम् ॥ अग्नि. पु. अ. १५५ श्लो. १५ ॥

અર્થઃ—દિગંબર સ્ત્રી, કુવો, પ્રાણીનો વધ કરવાનું સ્થાન, તથા અત્યંત પાપી મનુષ્ય એ સર્વને જોવાં નહીં.

अन्तःपुरं वित्तगृहं परदौत्यं व्रजेन्न हि ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—રાજમહેલમાં તથા રાજાના ખજાનાના સ્થાનમાં જવું નહીં, તથા કોઇના દૂત થવું નહીં

नारोहेद्विपमां नावं न वृक्षं न च पर्वतम् ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—વિષમ નૌકામાં, અથવા તૂટીફૂટી હોય અથવા લોકોથી ચીકાર ભરાઇ ગયેલી હોય એવી નૌકામાં બેસવું નહીં, તેમ વૃક્ષ તથા પર્વત ઉપર ચઢવું નહીં.

मुखादिवादनं नेहेद्विना दीपं न रात्रिगः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—મુખાદિને વાજાની પેઠે બજાવવુ નહીં, અને રાત્રિમાં દીવા વિના અન્ધકારમાં ક્યાંએ જવુ નહીં,

नाद्वारेण विशेद्वेश्म न च वक्त्रं विरागयेत् ।
कथाभङ्गं न कुर्वीत न च वासोविपर्ययम् ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—ઘરમાં પેસવાના દ્વાર સિવાય અન્ય રસ્તેથી કોઈના ઘરમા પેસવુ નહીં, તથા મુખને રંગવું નહીં અર્થાત્ દાઢી, મૂછ, આદિ રંગવાં નહીં, તેમજ મુખનું રૂપ સારૂં દેખાડવાને માટે ચૂર્ણાદિ વડે મુખને રંગવુ નહીં, કોઇ કથા આદિમાં ભગ પાડવો નહીં તથા વસ્ત્રને ઉધું પહેરવું નહીં–તે ક્ષુદ્રતાનું લક્ષણ છે.

नासंवृतमुखः कुर्याद्धासं जृम्भां तथा क्षुतम् ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—મુખને ઢાંકયા વિના હાસ, બગાસું કે છીંક ખાવી નહીં, કેમકે તેમ કરવું તે અસભ્યતા છે.

આ પ્રકારના સદુપદેશને ગ્રહણ કરીને તેની અનુસાર, તથા તૃષ્ણા આદિનો પરિત્યાગ કરીને, તથા સત્ય ભાષણાદિમાં નિષ્ઠા રાખીને જે મનુષ્ય શાસ્ત્રોક્ત ધર્મનું અનુષ્ઠાન કરે છે તેને સદાચારી કહે છે. તે મનુષ્ય શ્રદ્ધા પૂર્વક ધર્મબુદ્ધિથી જેનું આચરણ કરે છે તેનું નામ સદાચાર છે. કેટલાક પોતાની બુદ્ધિને અનુસાર સદાચારના અર્થ તથા સ્વરૂપને વિલક્ષણ રીતે કહીને, કોઇ બુદ્ધિહીન મનુષ્યોની રચેલી એક કહાણીની પેઠે, શાસ્ત્રની ઉપેક્ષા કરે છે. તે લોકો કેવળ આસુરી સંપત્તિવાળા ધર્મમાર્ગમાં ધોકા દેનારા છે. તૃષ્ણા આદિનો પરિત્યાગ નહીં હોવાથી તથા સભ્ય શાસ્ત્રીય વ્યવહારની ખબર નહીં હોવાથી પોતાના લાભ અને પૂજાને માટે હાલના સમયમાં બહુ લોક આ પ્રકારના સદાચારનો ઉપદેશ કરતા જેવામાં આવે છે. તે લોકોથી બચવાને માટે પ્રયત્ન કરવો જોઇએ; તથા યજ્ઞ, દાન, તપ, આદિ રૂપ સદાચારમાં તત્પર પણ રહેવું જોઇએ.

---

ઇતિ "सतत्सतां चेष्टितम्"નું વ્યાખ્યાન અ૦ ૧૪ સંપૂર્ણ.



## અધ્યાય ૧૫.

### ઉપસંહાર.

આ તો સદાચાર છે અને આ તો દુરાચાર છે એ પ્રમાણે સંપૂર્ણ સદાચાર અને દુરાચારની ગણતરી કરવી કઠણ છે. તેથી શાસ્ત્રમાં જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે તે પાપને ઉત્પન્ન કરનાર હોવાથી દુરાચાર છે, અને જે કર્મ કરવાની આજ્ઞા કરી હોય તે કર્મ પુણ્યનું કારણ હોવાથી સદાચાર છે એમ સમજવું.

સામાન્ય તથા વિશેષ રૂપે ધર્મના બે વિભાગ છે. વર્ણ અને આશ્રમના વિચાર વિના જે ધર્મ સંપૂર્ણ મનુષ્ય માત્રે અવશ્ય આચરણ કરવા યોગ્ય છે તે **સામાન્ય ધર્મ** છે. અને જે ધર્મ વર્ણાશ્રમની અપેક્ષાથી નિરૂપણ કર્યો છે તે **વિશેષ ધર્મ** કહેવાય છે. તેમાં જે સામાન્ય ધર્મ છે તે સદાચારમાં મુખ્ય ગણાય છે. તે નીચે પ્રમાણે છેઃ—

क्षमा सत्यं दमः शौचं दानमिन्द्रियसंयमः ।
अहिंसा गुरुशुश्रूषा तीर्थानुसरणं दया ॥
आर्जवं लोभशून्यत्वं देवब्राह्मणपूजनम् ।
अनभ्यसूया च तथा धर्मः सामान्य उच्यते ॥भ.गी.अ.१८—४२ मधु. टीका.

અર્થઃ—ક્ષમા, સત્ય ભાષણ, દમ, શૌચ, દાન, ઇંદ્રિયસંયમ, અહિંસા, ગુરૂશુશ્રૂષા, શાસ્ત્ર અને વિદ્વાન્ (તીર્થ)નું અનુસરણ કરવું તે, દયા, સરલતા ( आर्जवम् ), લોભનો અભાવ, ઇંદ્રાદિ દેવતા તથા બ્રાહ્મણોનું પૂજન, તથા અસૂયા ન કરવી-એ સર્વ **સામાન્ય ધર્મ** છે, અને મનુષ્ય માત્રે આચરણ કરવા યોગ્ય છે. (આ વિષ્ણુ મહારાજના શ્લોક ભ૦ ગી૦ અ૦ ૧૮ શ્લો. ૪૨ ની મધુસૂદનસ્વામીની ટીકામાં લખેલા છે). ઇંદ્રિયોનો સર્વ પ્રકારે નિગ્રહ કરવો તેનું નામ **દમ** છે, અને ઇંદ્રિયોને નિયમમાં રાખીને વિષયોનું સેવન કરવું તેને **સંયમ** કહે છે.

ગુરૂશુશ્રૂષામાં ગુરૂ શબ્દથી માતા, પિતા તથા આચાર્ય આ ત્રણનું ગ્રહણ છે, કેમકેઃ—

त्रयः पुरुषस्यातिगुरवो भवन्ति ॥ वृ० वि० स्मृ० अ० ३१ सू० १ ॥
माता पिता आचार्यश्च ॥ ,, ॥ २ ॥

અર્થઃ—પુરૂષના માતા, પિતા અને આચાર્ય એ ત્રણ મોટા ગુરૂ છે—આ ધર્મશાસ્ત્રના સૂત્રમાં માતા આદિ ત્રણને મોટા ગુરૂ કહ્યા છે.

दया क्षमाऽनसूया च शौचानायासमङ्गलम् ।
अकार्पण्यमस्पृहत्वं सर्वसाधारणानि च ॥

અર્થ:—દયા, ક્ષમા, અનસૂયા ( અસૂયાનો અભાવ ), શૌચ, અનાયાસ, મંગલ, કાર્પણ્યનો અભાવ, અને નિઃસ્પૃહતા—એ સર્વના સાધારણ ધર્મ છે,

આ બૃહસ્પતિનું વચન પણ ગીતા અ૦ ૧૮ ના શ્લો૦ ૪૨ ની મધુસૂદની ટીકામાં આપેલું છે, દયા આદિનાં લક્ષણ પણ ત્યાં કહ્યાં છે. તેમા દયા અને ક્ષમા એ બેનાં લક્ષણ પહેલાં કહેવામાં આવ્યાં છે અનસૂયા આદિનાં લક્ષણ અહીં લખીએ છીએઃ—

न गुणान्गुणिनो हन्ति स्तौति मन्दगुणानपि ।
नान्यदोषेषु रमते साऽनसूया प्रकीर्तिता ॥

અર્થ:—ગુણી મનુષ્યોના ગુણોને ઢાંકવાનો પ્રયત્ન ન કરવો, ઉલટું થોડા ગુણ હોય તોપણ તેની સ્તુતિ કરવી, અને બીજાના દોષોને ખુલ્લા કરીને આનન્દ ન પામવો—તેનું નામ અનસૂયા છે.

अभक्ष्यपरिहारश्च संसर्गश्चाप्यनिर्गुणैः ।
स्वधर्मे च व्यवस्थानं शौचमेतत्प्रकीर्तितम् ॥

અર્થ:—અભક્ષ્ય પદાર્થનો પરિત્યાગ, તથા નિર્ગુણી અને નિન્દિત મનુષ્યથી અન્ય અર્થાત્ સદ્‌ગુણીનો સંસર્ગ, અને પોતાના ધર્મમાં સ્થિર રહેવું, તેનું નામ શૌચ કહેવાય છે.

शरीरं पाड्यते येन सुशुभेनापि कर्मणा ।
अत्यन्तं तन्न कर्तव्यमनायासः स उच्यते ॥

અર્થ:—કોઇ કર્મ અત્યન્ત શુભ હોય છતાં પણ તે કરવાથી શરીરને અત્યન્ત પીડા થતી હોય તો તે કર્મ ન કરવું તેનું નામ અનાયાસ છે.

प्रशस्ताचरणं नित्यमप्रशस्तविवर्जनम् ।
एतद्धि मङ्गलं प्रोक्तं मुनिभिस्तत्त्वदर्शिभिः ॥

અર્થ:—હમેશાં શ્રેષ્ઠ કર્મ કરવું અને નિકૃષ્ટ કર્મ ન કરવું—તેનો ત્યાગ કરવો, તેને શાસ્ત્રનો પાર પામેલા વિદ્વાનો મંગલ કહે છે.

स्तोकादपि प्रदातव्यमदीनेनान्तरात्मना ।
अहन्यहनि यत्किंचिदकार्पण्यं हि तत्स्मृतम् ॥

અર્થ:—ચિત્તનો દીનભાવ કર્યા વિના રોજ રોજ અધિકારી મનુષ્યને થોડું થોડું પણ કંઇક આપવું તેનું નામ અકાર્પણ્ય કહેવાય છે.

यथोत्पन्नेन संतोषः कर्तव्यो ह्यर्थवस्तुना ।
परस्याचिंतयित्वार्थं साऽस्पृहा परिकीर्तिता ॥

અર્થ:—બીજાનું ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા કર્યા વિના ન્યાય માર્ગથી પ્રાપ્ત થયેલા ધનાદિ પદાર્થ( अर्थवस्तु )થી સંતોષ માનવો તેનું નામ અસ્પૃહા કહેવાય છે.

આ સાધારણ ધર્મોનું ગૌતમ મુનિએ ગૌતમ ધર્મસૂત્રમાં આત્માના ગુણ તરીકે નિરૂપણ કર્યું છે.

अथाष्टावात्मगुणा दया सर्वभूतेषु क्षान्तिरनसूया शौचमनायासो मंगलमकार्पण्यमस्पृहा ॥ गौ० ध० सू० अ० ८, सू० २१ ॥

અર્થઃ—સંપૂર્ણ પ્રાણીઓ ઉપર દયા, શાન્તિ, અસૂયાનો અભાવ, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય અને અસ્પૃહા એ આઠ આત્માના ગુણ છે. અર્થાત્ આત્મા જેવી રીતે સર્વને માટે સાધારણ છે તેની રીતે આ દયા આદિક ધર્મ પણ સર્વને માટે સાધારણ છે.

માટે બીજી કપોલકલ્પિત વાતને સદાચાર ન માનતા સત્ય ભાષણ આદિ સાધારણ ધર્મમાં તથા શાસ્ત્રોના અન્ય સદુપદેશમાં નિષ્ઠા રાખીને વર્ણાશ્રમની યોગ્યતા અનુસાર યજ્ઞાદિક વિશેષ ધર્મનું અનુષ્ઠાન કરવાથી મનુષ્યોને દૈવી સંપત્તિ આદિ ઉત્તમ ગુણોની પ્રાપ્તિ થાય છે તથા ભક્તિ આદિના અધિકારી થવાય છે.

ઇતિ ઉપસંહાર અ૦ ૧૫ સમાપ્ત.

---

ઇતિ સદાચારપ્રકરણ સમાપ્ત.



ॐ

# વેદાર્થચિન્તામણિ.

## નીતિપ્રકરણ—૨.

વ્યવહારમાં રહેનાર મનુષ્યને સ્વભાવથી જ સદાચારનું રક્ષણ કરવામાં અનેક પ્રકારની બાધા થાય છે. એ બાધાઓના નિમિત્તથી શ્રદ્ધાલુ ધર્માત્મા મનુષ્ય પણ કદાપિ વંચિત થઇ જાય છે. માટે મનુષ્યે સદાચાર દ્વારા ધર્મની રક્ષા કરવાને માટે પોતાનો વ્યવહાર નીતિ અનુસાર ચલાવવો જોઇએ. જેનો વ્યવહાર નીતિ અનુસાર થાય છે તે જ સદાચારની રક્ષા કરી શકે છે.

નીતિના સામાન્ય રૂપે બે ભેદ છે-૧. સામાન્યનીતિ, ૨. રાજનીતિ. બને પ્રકારની નીતિ સર્વ મનુષ્યે જાણવાની આવશ્યકતા છે તથાપિ રાજનીતિ રાજા તથા રાજ્યની રક્ષા કરનાર મન્ત્રી, ન્યાયાધીશ, આદિને મુખ્ય ઉપયોગી છે. તે અન્ય મનુષ્ય ન જાણે તોપણ કોઇ વિશેષ હાનિ નથી. પરન્તુ સામાન્યનીતિ તો સદાચાર અને ધર્મની રક્ષાને માટે સર્વ લોકે જાણવી જોઇએ. માટે સદાચાર પ્રકરણ પછી આ નીતિપ્રકરણ લખવાનું પ્રયોજન છે. રાજનીતિનો લેખ ક્ષત્રિયધર્મમાં આવશે. અહિં તો સામાન્યનીતિ માત્રનો સગ્રહ કરવામાં આવે છે.

**प्रज्ञया मानसं दुःखं हन्याच्छारीरमौषधैः ।**
**एतद्विज्ञानसामर्थ्यं न बालैः समतामियात् ॥म. भा. व. प. अ. २१६ श्लो. १७॥**

અર્થઃ—બુદ્ધિથી વિચાર કરીને મનનું દુઃખ નિવૃત્ત કરવુ જોઇએ, અને શરીરમાં થતા રોગોને ઔષધથી દૂર કરવા જોઇએ, એ જ જ્ઞાનનું સામર્થ્ય છે વિપત્તિ આવે ત્યારે બાલક જેવા ન થવું-બાલકની માફક રૂદન આદિ કરવાથી દુઃખ દૂર થતું નથી.

**एकं हन्यान्न वा हन्यादिषुर्मुक्तो धनुष्मता ।**
**बुद्धिर्बुद्धिमतोत्सृष्टा हन्याद्राष्ट्रं सराजकम् ॥म. भा. उ. प. अ. ३३ श्लो. ४८॥**

અર્થઃ—ધનુષ્‌માંથી છૂટેલુ બાણ કદાપિ એકને મારશે અથવા લક્ષ્ય ચૂકી જાય તો કોઇને પણ ન મારે. પરન્તુ બુદ્ધિમાન્ મનુષ્યે છોડેલુ બુદ્ધિ રૂપી બાણ રાજા સહિત સંપૂર્ણ રાષ્ટ્રનો નાશ કરી શકે.

**एकः पापानि कुरुते फलं भुंक्ते महाजनः ।**
**भोक्तारो विप्रमुच्यन्ते कर्ता दोषेण लिप्यते ॥ „ „ ॥ ४२ ॥**

અર્થઃ—એક મનુષ્ય પાપ કરે છે, છતાં તેનું ફલ અનેક લોકને ભોગવવું પડે છે. ફલ ભોગવનાર તો પાપથી મુક્ત થાય છે, જ્યારે કરનાર તો દોષથી લેપાયમાન થાય છે અર્થાત્ તેને પરલોકમાં દુઃખ મળે છે.

एकः स्वादु न भुञ्जीत एकश्चार्थान्न चिन्तयेत् ।
एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥ ,, ,, ॥ ४६ ॥

અર્થઃ—કોઇ સ્વાદિષ્ટ પદાર્થ ખાતો હોય તો તે એકલે ન ખાવો જોઈએ, પરન્તુ બીજાને આપી ખાવો જોઇએ. એકલા ખાનાર પીનારનું ચિત્ત બહુ ક્ષુદ્ર થાય છે. અને કોઈ મહાન્ કાર્ય કરવું હોય તો એકલાએ તેનો વિચાર કરવો યોગ્ય નથી. લાંબે રસ્તે એકલાએ ન જવુ જોઇએ અર્થાત્ દુઃખમાં સહાયતા કરવાને માટે બીજા મનુષ્યને અવશ્ય સાથે લેવો જોઇએ. ઘણા માણસોની વચ્ચે સૂતેલા હોઇએ તો એકલાએ જાગવું નહીં, કેમકે ચોરી થાય તો તેને માથે પડે.

जयेत्कदर्यं दानेन सत्येनानृतवादिनम् ।
क्षमया क्रूरकर्माणमसाधुं साधुना जयेत् ॥ म. भा. उ. प. अ. १९४–६ ॥

અર્થઃ—લોભીને વશ કરવો હોય તો તેને ધનાદિ આપીને વશ કરવો જોઇએ, જૂઠું બોલનારને સત્ય ભાષણ વડે જીતવો જોઇએ, ક્રૂર કર્મ કરનારને ક્ષમાથી જીતવો, અને દુર્જનને સજ્જનતાથી જીતવો જોઇએ.

शत्रोरपि गुणाग्राह्या दोषा वाच्या गुरोरपि ।
सर्वथा सर्वयत्नेन पुत्रे शिष्ये हितं वदेत् ॥म. भा. विरा. प. अ. ५१ श्लो.१५॥

અર્થઃ—શત્રુના ગુણ ગ્રહણ કરવા યોગ્ય છે. અને ગુરૂના દોષ પણ કહેવા જોઇએ. અને સર્વ પ્રકારે પ્રયત્ન કરીને પુત્ર અને શિષ્યને હમેશાં હિતની વાત જ કરવી જોઇએ.

शत्रोरपि गुणा वाच्या दोषा वाच्या गुरोरपि ।
इति सद्वंशजातानां स्वभावश्च सतामपि ॥ सौ० पु० अ० ५८–४९ ॥

અર્થઃ—શત્રુના પણ ગુણ કહેવા, અને ગુરૂના પણ દોષ કહેવા–એ ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલાઓનો તેમ સત્પુરૂષોનો સ્વભાવ છે.

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ म.भा.आ.प.अ.११४–३८,९ ॥

અર્થઃ—એક દુરાચારી મનુષ્યનો ત્યાગ કરવાથી કુલની રક્ષા થતી હોય તો તે એકનો ત્યાગ કરીને કુલની રક્ષા કરવી જોઇએ, એક ગામની રક્ષાને માટે એક કુલનો ત્યાગ કરવા યોગ્ય છે. અને એક રાજ્યના સુખને માટે એક ગામનો પણ ત્યાગ કરવો યોગ્ય છે. અને સંપૂર્ણ પૃથિવીનો ત્યાગ કરીને પણ પોતાની રક્ષા કરવી જોઇએ અર્થાત્ સંપૂર્ણ સંપત્તિ પોતાના સુખને માટે છે. માટે તેનાથી દુઃખ થતુ હોય તો તેનો પણ ત્યાગ કરવો એ ભાવ છે.

यस्तु वर्षमविज्ञाय क्षेत्रं कर्षति कर्षकः ।
हीनः पुरुषकारेण सस्यं नैवाश्नुते ततः ॥ म. भा. शा. प. अ. १३९-७९ ॥

અર્થઃ—જે ખેડુત વર્ષાની પરિસ્થિતિ જાણ્યા વિના ક્ષેત્રને ખેડે છે તે પોતાનો પુરૂષાર્થ નષ્ટ કરીને કાંઈ પણ અન્ન પ્રાપ્ત કરી શકતો નથી. તેવી રીતે જે મનુષ્ય કાળનો વિચાર કર્યા વિના કાર્યનો આરંભ કરે છે તે પણ ઉત્તમ ફલ પ્રાપ્ત કરતો નથી.

यस्तु तिक्तं कषायं वा स्वादु वा मधुरं हितम् ।
आहारं कुरुते नित्यं सोऽमृतत्वाय कल्पते ॥ ,, ॥ ८० ॥

અર્થઃ—જે મનુષ્ય, ચહાય કડવો ( તિક્ત ) પદાર્થ હો, વા તુરો ( કષાય ), વા સ્વાદિષ્ટ હોય, વા મીઠો હોય કે અન્ય કોઈ પ્રકારનો હોય, પરન્તુ પોતાને હિતકારક પદાર્થ ખાય છે તે મનુષ્ય ચિરજીવી થાય છે.

पथ्यं मुक्त्वा तु यो मोहाद्दुष्टमश्नाति भोजनम् ।
परिणाममविज्ञाय तदन्तं तस्य जीवतम् ॥ ,, ॥ ८१ ॥

અર્થઃ—જે મનુષ્ય અન્નના પરિણામને ન જાણતાં પથ્ય ભોજનને છોડી કુપથ્ય ( દુષ્ટ ) પદાર્થને ખાય છે તેનું જીવન ત્યાં સુધી જ રહે છે અર્થાત્ તે શીઘ્ર મરી જાય છે.

તેવી રીતે જે મનુષ્ય હિતાહિતને જાણી હમેશાં હિત કાર્ય જ કરે છે તે હમેશાં સુખી થાય છે. અને જે હિતાહિતનો વિચાર કર્યા વિના મનમાન્યું કાર્ય કરે છે તેને કદાપિ સુખ મળવાનું નથી.

राजा वेश्या यमो ह्यग्निस्तस्करो वालयाचकौ ।
परदुःखं न जानन्ति ह्यष्टमो ग्रामकंटकः ॥वृ० चा० नी० अ० १७, श्लो० १९॥

અર્થઃ—અધર્મી રાજા, વેશ્યા, યમ, અગ્નિ, ચોર, બાલક, યાચક અને આઠમો તોફાની પટેલ ( મુખી )-એ બીજાના દુઃખને જાણતા નથી. માટે તેમની સાથે વિવેકથી વર્તવું જોઇએ, નહિંતો દુઃખી થવાય.

एकाकिना तपो द्वाभ्यां पठनं गायनं त्रिभिः ।
चतुर्भिर्गमनं क्षेत्रं पञ्चभिर्बहुभी रणम् ॥ ,, अ० ४, श्लो० १२ ॥

અર્થઃ—એકલા રહીને જ તપ કરવું ઠીક પડે છે. અને બેથી પઢવામાં ઠીક પડે છે. ત્રણથી ગાયન ઠીક થાય છે. ગમન કરવામાં ચાર માણસ હોય તો ઠીક. ક્ષેત્રમા ખેતી કરવા પાંચ હોય તો ઠીક. અને રણમાં યુદ્ધ કરવાને જતાં ઘણાં મનુષ્યની જરૂર પડે છે.

न पुत्रायत्तमैश्वर्यं सर्वं कुर्याच्च पण्डितः ।
पुत्रार्पितप्रभुत्वोऽभूद्धृतराष्ट्रस्तृणोपमः ॥ सुभा.र.भा.प्रक. २, सा०नी०श्लो०७७॥

અર્થઃ—વિવેકી બુદ્ધિમાન્ મનુષ્યે પોતાની જીવિત અવસ્થામાં પોતાનું સંપૂર્ણ ઐશ્વર્ય પુત્રને અધીન કરી દેવું ન જોઇએ પોતાના પુત્ર દુર્યોધનને રાજાની સંપૂર્ણ સત્તા આપવાથી ધૃતરાષ્ટ્રની કિંમત રહી નહીં, સૂકા ઘાસની માફક લઘુતાને પ્રાપ્ત થયા.

वैरं पञ्चसमुत्थानं तच्च बुध्यन्ति पंडिताः ।
स्त्रीकृतं वास्तुजं वाग्जं ससापत्नापराधजम् ॥ म.भा.शा.प.अ. १३९-४२ ॥

અર્થ:—સ્ત્રીના નિમિત્તથી ઉત્પન્ન થતું, તથા ધનના નિમિત્તથી, તથા અન્યોન્ય વાણી બોલવાથી, તથા શત્રુ (સપત્ન)ના નિમિત્તથી, તથા અપરાધથી થતું-એ પાંચ પ્રકારનું વૈર હોય છે એમ બુદ્ધિમાન્ લોક જાણે છે.

अकृत्वा परसन्तापमगत्वा खलमन्दिरम् ।
अक्लेशयित्वा चात्मानं यदल्पमपि तद्बहु ॥

અર્થ:—બીજાને દુઃખ ન દઇને, ખલ પુરૂષની પાસે યાચના કરવાને ન જતાં, અને આપણા શરીરને બહુ કષ્ટ ન દેતાં જે કાંઈ થોડું પણ પ્રાપ્ત થાય તે બુદ્ધિમાન્ લોકોને માટે બહુ છે.

गुरुरात्मवतां शास्ता शास्ता राजा दुरात्मनाम् ।
इह प्रच्छन्नपापानां शास्ता वैवस्वतो यमः ॥ वसि. स्मृ. अ. २०, श्लो. २ ॥

અર્થ:—આત્મજ્ઞાની લોકોના શાસ્તા ( શાસન કરનાર ) ગુરૂ છે, દુરાચારી લોકોનો શાસન કરનાર રાજા છે, અને અહીં જે લોકોએ ગુપ્ત પાપ કર્યા છે તેમના શાસ્તા યમરાજ છે.

मृगमीनसज्जनानां तृणजलसन्तोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणं वैरिणो जगति ॥ नी. श श्लो. ५० ॥

અર્થ:—આ જગતમાં મૃગનું જીવન ઘાસ છે, માછલીનું જલ છે, અને સજ્જનનું જીવન સન્તોષ છે. પરન્તુ મૃગનો શિકારી ( लुब्धक ), માછલીનો મચ્છીમાર ( धीवर ), અને સજ્જનનો ચુગલીખોર-એ ત્રણ વિના કારણ વૈરી છે.

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।
पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाग्निना षड् प्रदहन्ति कायम् ॥
वृ. चा. द. नी. अ. ४, श्लो. ८ ॥

અર્થ:—કુગ્રામમાં રહેવું તે, કુલહીન મનુષ્યની સેવા કરવી તે તથા ખરાબ ભોજન કરવું તે, તથા ક્રોધવાળી પત્ની હોવી તે, તથા મૂર્ખ પુત્ર હોવો અને કન્યા વિધવા હોવી -તે ૭ અગ્નિ વિના શરીરને દાહ કરે છે.

परोऽप्यपत्यं हितकृद्यथौषधम्
स्वदेहजोऽप्यामयवत्सुतोऽहितः ।
छिन्द्यात्तदङ्गं यदुतात्मनोऽहितं
शेषं सुखं जीवति यद्विवर्जनात् ॥ भा.पु.स्क. ७ अ. ५ श्लो. ३७ ॥

અર્થ:—જંગલમાં થતી વનસ્પતિની સાથે આપણો કાંઇ સંબંધ નથી, તથાપિ તે ઓષધિ આપણા રોગને હઠાવવાથી આપણા મિત્ર રૂપ છે. પરન્તુ રોગ તો આપણા શરીરમાં

જ થાય છે, તથાપિ તે આપણો હિતકારી ન હોવાથી શત્રુ જ છે તેવી રીતે આપણું હિત કરનાર અન્યનો પુત્ર હોય તો પણ શું થયું ? તેને જ પુત્ર માનવો જોઇએ, કેમકે તે ઔષધની માફક આપણો મિત્ર છે. અને પુત્ર યદ્યપિ આપણા શરીરમાંથી ઉત્પન્ન થાય છે, પરન્તુ આપણો આજ્ઞાકારી તથ હિતકારી ન હોય તો તેને રોગની માફક શત્રુ જ જાણવો. શરીરનું કોઇ પણ અંગ સડી જાય તો તે અંગને કાપી નાંખવું યોગ્ય છે, કેમકે તેના ત્યાગથી બાકી સર્વ શરીર સુખી રહે છે, નહિંતો ધીરે ધીરે સર્વ શરીરને સડાવી નાંખે. તેવી રીતે દુરાચારી પુત્ર ઉપર મોહ કરીને બાકી સર્વ કુટુંબને દુઃખ દેવું યોગ્ય નથી. તેનો જ પરિત્યાગ કરવો જોઇએ.

मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेन च ।
दुःखितैः संप्रयोगेन पण्डितो व्यवसीदति ॥ वृ. चा. नी. द. अ. १ श्लो. ४ ॥

અર્થઃ—મૂર્ખ શિષ્યને ઉપદેશ દેવાથી, દુરાચારિણી સ્ત્રીનું પોષણ કરવાથી, અને દુઃખી મનુષ્યોની સાથે નિષ્પ્રયોજન વ્યવહાર રાખવાથી વિદ્વાન્ મનુષ્ય પણ નાશને પ્રાપ્ત થાય છે. દુઃખીને સમય પર ઉપકાર કરીને દૂર રહેવું જોઇએ.

षडेतान्पुरुषो जह्याद्भिन्नां नावमिवार्णवे ।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥ म. भा. शा. प. अ. ५५ श्लो. ४४ ॥
अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम् ।
ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥ ,, ॥ ४५ ॥

અર્થ :—જે આપણા ગુરૂ છે પરંતુ ધર્મનો ઉપદેશ કરતા ન હોય, જે ઋત્વિક્ છે, છતાં જેણે વેદનું અધ્યયન કર્યું નથી, રાજા છે પરન્તુ પ્રજાનું પાલન કરતો નથી, હમેશાં અપ્રિય બોલનારી પત્ની, ગામમાંથી બહાર જવાની ઇચ્છા રહિત ગોવાળ, તથા જંગલમાં રહેવાની ઇચ્છાવાળો હજામ—એ સર્વનો સમુદ્રમાં ભાગેલી નૌકાની માફક પુરૂષે ત્યાગ કરવો જોઇએ; કેમકે જેવી રીતે ફૂટેલી નૌકા પાણીમાં તરવાને માટે કામ લાગતી નથી, તેવી રીતે આ લોક પણ આપણા કામનાં નથી. ગાયોને જંગલમાં લઇ જઇને ગાયોને સારી રીતે ઘાસ ચરાવવું તથા પાણી પાવું વગેરે કામ ગોવાળનું છે. જો તે ગામની બહાર જંગલમાં જવાની ઇચ્છા ન રાખતો હોય તો તેનાથી ગાયની સેવા બનવાની નથી, માટે તેનો પરિત્યાગ કરવા યોગ્ય છે. વળી વખત બેવખત હજામનું કામ પડે છે, છતાં તેને જંગલમાં રહેવું પ્રિય હોય તો તેનાથી લોકોનું કામ બનવાનું નથી. માટે તેનો પણ ત્યાગ કરવો યોગ્ય છે. ( બાકી સર્વ સ્પષ્ટાર્થ છે )

पूर्वं सन्मानना यत्र पश्चाच्चैव विमानना ।
जह्यात्तत्सत्त्ववान् स्थानं शत्रोः संमानितोऽपि सन् ॥ ,, अ. १३९ श्लो. ३३॥

અર્થઃ—જે સ્થાનમા પહેલાં સન્માન થતુ હતું, અને પછીથી ત્યાં આપણું અપમાન થતું હોય, તો બુદ્ધિમાન્ ( सत्त्ववान् ) મનુષ્યે તે સ્થાનનો ત્યાગ કરવો જોઇએ. શત્રુ તરફથી સન્માન થતું હોય તોપણ તે સ્થાનમાં રહેવું ન જોઇએ.

कृतवैरे न विश्वासः कार्यस्त्विह सुहृद्यपि ।
छन्नं मतिष्ठते वैरं गूढोऽग्निरिव दारुषु ॥ ,, ॥ ૪૪ ॥

અર્થઃ—ચહાય આપણો સુહૃદ્ હોય તોપણુ તે વૈરી થતાં તેનો વિશ્વાસ ન કરવો; કેમકે, જેવી રીતે લાકડામાં અગ્નિ ગુપ્ત રીતે રહે છે, તેવી રીતે મનુષ્યના હૃદયમાં વૈર પણ છુપુ રહે છે.

दुष्टं पन्थानमासाद्य यो मोहादुपपद्यते ।
आत्मनो बलमज्ञाय तदन्तं तस्य जीवितम् ॥ ,, ॥ ७८ ॥

અર્થઃ—જે મનુષ્ય પોતાના બળનો ખ્યાલ ન કરતાં અજ્ઞાનતાથી દુષ્ટ માર્ગનું અવલંબન કરીને તેમાં ઉપસ્થિત થાય છે, તેનું જીવન તેનાથી જ સમાપ્ત થાય છે.

विद्या शौर्यं च दाक्ष्यं च बलं धैर्यं च पञ्चमम् ।
मित्राणि सहजान्याहुर्वर्तयन्तीह तैर्बुधाः ॥ ,, ॥ ८५ ॥

અર્થઃ—વિદ્યા, શૂરતા, દક્ષતા, બળ તથા ધૈર્ય—એ પાંચેને વિદ્વાન્ લોક સહજ મિત્ર કહે છે. તે લોક તે મિત્રોનો આશ્રય લઇને પોતાનું જીવન ચલાવે છે.

निवेशनं च कुप्यं च क्षेत्रं भार्या सुहृज्जनः ।
एतान्युपहितान्याहुः सर्वत्र लभते पुमान् ॥ ,, ॥ ८६ ॥

અર્થઃ—ઘર ( નિવેશન ), ત્રાંબુ વગેરેનાં પાત્ર, જમીન, સ્ત્રી તથા સુહૃદ્ લોક—એ પાંચેને પંડિત લોક ઉપમિત્ર કહે છે. એ પાંચ મનુષ્યને સર્વત્ર મળે છે.

सर्वत्र रमते प्राज्ञः सर्वत्र च विराजते ।
न विभीषयते कश्चिद्भिषितो न बिभेति च ॥ ,, ॥ ८७ ॥

અર્થઃ—બુદ્ધિમાન્ મનુષ્ય સર્વ જગાએ રમણ કરે છે, અને સર્વત્ર તેની શોભા હોય છે. કોઇ તેને ભય બતાવી શકતો નથી, અને ભય બતાવવાથી તે ડરતો પણ નથી.

नित्यं बुद्धिमतोऽप्यर्थः स्वल्पकोऽपि विवर्धते ।
दाक्ष्येण कुर्वतः कर्म संयमात्प्रतितिष्ठति ॥ ,, ॥ ८८ ॥

અર્થઃ—બુદ્ધિમાન્ મનુષ્યને ધન થોડું હોય તો પણ તે વધે છે. સંયમ રાખી કુશલતાથી કામ કરવાથી તેને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે.

गृहं क्षेत्राणि मित्राणि स्वदेश इति चापरे ।
इत्येवमवसीदन्ति नरा बुद्धिविपर्यये ॥ ,, ॥ ९० ॥

અર્થઃ—અને અન્ય બુદ્ધિહીન મનુષ્યને કાર્યવશાત્ વિદેશમાં જવાનું આવે તો, બુદ્ધિની વિપરીતતાથી "મારૂં ઘર, મારી જમીન, મારો મિત્ર, મારો સ્વદેશ" એવી ચિન્તા કરીને દુઃખી થાય છે.

सा भार्या या प्रियं ब्रूते स पुत्रो यत्र निर्वृतिः ।
✓ तन्मित्रं यत्र विश्वासः स देशो यत्र जीव्यते ॥ „ ॥ ९६ ॥

અર્થઃ—જે આપણને પ્રિય લાગે એવી વાણી બોલે તેનું નામ ભાર્યા છે, અને જે પુત્રથી સુખ મળે તે જ પુત્ર છે. જેનો વિશ્વાસ કરી શકાય તે જ મિત્ર છે, અને જે દેશમાં આપણી જીવિકા ચાલે તે જ સ્વદેશ છે.

कुपुत्रे नास्ति विश्वासः कुभार्यायां कुतो रतिः ।
कुराज्ये निर्वृतिर्नास्ति कुदेशे नास्ति जीविका ॥ „ ॥ ९४ ॥

અર્થઃ—કુપુત્રમાં વિશ્વાસ નથી, કુભાર્યામા પ્રીતિ નથી, કુરાજ્યમાં સુખ નથી; અને કુદેશમાં નિર્વાહ થતો નથી.

कुभार्यां च कुपुत्रं च कुराजानं कुसौहृदम् ।
कुसंबन्धं कुदेशं च दूरतः परिवर्जयेत् ॥ „ ॥ ९३ ॥

અર્થઃ—કુભાર્યા, કુપુત્ર, કુરાજા, કુસૌહૃદ, કુસંબંધ અને કુદેશનો દૂરથી જ પરિત્યાગ કરવો.

न शुष्कवैरं कुर्वीत बाहुभ्यां न नदीं तरेत् ।
अनर्थकमनायुष्यं गोविषाणस्य भक्षणम् ॥
दन्ताश्च परिमृज्यन्ते रसश्चापि न लभ्यते ॥ म. भा. शा. प. अ. १४०—५६ ॥

અર્થઃ—જેથી કોઈ પ્રયોજન નથી એવું વૈર કરવું નહીં. અને હાથ વડે નદી તરવી નહીં. ગાયનું શીંગડું ચાવવાથી કાંઈ પ્રયોજન નથી, ઉલટું આયુની હાનિ કરતા છે, અને દાંત ઘસાય, અને કોઈ રસ તેમાંથી મળતો નથી. અર્થાત્ વિચાર કર્યા વિના કોઈની સાથે વૈર કરવું, તથા પૂર્ણ બલ વિના મહાન્ કાર્ય શરૂ કરવું, તથા નિષ્પ્રયોજન વ્યર્થ ચેષ્ટા કરવી ઉચિત નથી.

ऋणशेषमग्निशेषं शत्रुशेषं तथैव च ।
पुनः पुनः प्रवर्धन्ते तस्माच्छेषं न धारयेत् ॥ „ ॥ ५८ ॥

અર્થઃ—બાકી રહેલી વસ્તુનું નામ શેષ છે. ઋણશેષ, અગ્નિશેષ તથા શત્રુશેષ રહેવાથી તે વારંવાર વધે છે, તેથી તેમને નિઃશેષ કરી દેવાં જોઈએ અર્થાત્ તેમાંનું કંઈ બાકી ન રાખવું જોઈએ.

वर्धमानमृणं तिष्ठेत्परिभूताश्च शत्रवः ।
जनयन्ति भयं तीव्रं व्याधयश्चाप्युपेक्षिताः ॥ „ ॥ ५९ ॥

અર્થઃ—વધતું જતું ઋણ બાકી રહે તો તે, તથા ઉપેક્ષા કરાયલો રોગ, તથા પરાભવ પામેલા શત્રુઓ-એ ભારે ભય ઉત્પન્ન કરનારા છે.

नासम्यक्कृतकारी स्यादप्रमत्तः सदा भवेत् ।
कंटकोऽपि हि दुश्छिन्नो विकारं कुरुते चिरम् ॥ ,, ॥ ६० ॥

અર્થઃ—કોઈ કાર્યનો આરંભ કરીને તેને પૂર્ણ કર્યા વિના ઉપરામ ન પામવું. હમેશાં પ્રમાદરહિત થવું. તુચ્છ કાંટો પણ બરાબર રીતે કાઢવામાં ન આવે તો તે લાંબા કાળ સુધી વિકાર કરે છે.

आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।
आत्मज्ञानं परं ज्ञानं न सत्याद्विद्यते परम् ॥

અર્થઃ—અહિંસા પરમ ધર્મ છે, ક્ષમા મોટું બલ છે, આત્મજ્ઞાન એ મોટું જ્ઞાન છે, તથા સત્યથી મોટી કોઈ વસ્તુ નથી.

सद्भावेन हरेन्मित्रं सद्भावेन च बान्धवान् ।
स्त्रीभृत्यौ प्रेममानाभ्यां दाक्षिण्येनेतरं जनम् ॥

અર્થઃ—શુદ્ધ પ્રેમથી મિત્રને વશ કરવો, અને શુદ્ધ પ્રેમથી જ બંધુને પણ વશ કરવા. સ્ત્રી અને ભૃત્યને પ્રેમ અને માનથી વશ કરવાં. બાકી સર્વ મનુષ્યની સાથે અનુકૂલ વર્તાવ કરીને તેમને વશ કરવા.

दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥ चा. नी. द. अ. १, श्लो. ५ ॥

અર્થઃ—દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રી, તથા શઠ મિત્ર, સામો જવાબ દેનાર નોકર, તથા સર્પવાળા ઘરમાં રહેવું–એ સર્વ મૃત્યુનાં જ કારણ છે એમાં શંકા નથી. માટે તે સર્વનો પરિત્યાગ કરવો એ શ્રેષ્ઠ છે.

स्नाने जपे च होमे च स्वाध्याये पितृतर्पणे ।
गोदेवातिथिपूजासु निरालस्यो भवानघ ॥

स्का० पु० ख० ३, धर्म० ख० ३, अ० ११ श्लो० २३ ॥

અર્થઃ—હે નિષ્પાપ ! સ્નાન કરવામાં, જપ કરવામાં, હોમ કરવામાં, અધ્યયન કરવામાં, પિતૃતર્પણમાં, ગાય, દેવ અને અતિથિની સેવા કરવામાં, ઈત્યાદિ નિત્યકર્મ કરવામાં આલસ્ય ન રાખવું.

क्रोधं द्वेषं भयं शाठ्यं पैशुन्यमसदाग्रहम् ।
कौटिल्यं दंभमुद्वेगं यत्नेन परिवर्जयेत् ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—ક્રોધ, દ્વેષ, ભય, શઠતા, ચુગલી, ખોટો આગ્રહ, કુટિલતા, દંભ, ઉદ્વેગ, એ સર્વનો યત્નપૂર્વક ત્યાગ કરો. વિલક્ષણ વેષ, ભાષા, આદિ વડે લોકોમાં પૂજ્યત્વબુદ્ધિ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો તથા લોકોની આગળ જપ ધ્યાનાદિને પ્રકટ કરવાં તે સર્વ દંભ કહેવાય છે.

**अतिविद्यामतिश्रद्धामतिपुण्यमतिस्मृतिम् ।**
**अत्युत्साहमतिख्यातिमतिधैर्यं च साधय ॥ ,, ॥ २८ ॥**

અર્થઃ—અધિક વિદ્યા, અધિક શ્રદ્ધા, અધિક પુણ્ય, અધિક સ્મરણશક્તિ, અતિ ઉત્સાહ, સત્કર્મથી ઉત્પન્ન થતી અતિકીર્તિ અને અતિ ધૈર્ય સંપાદન કરો.
( " अति सर्वत्र वर्जयेत् " આ પ્રમાણ અહીં લાગુ પડતું નથી. )

**सद्वेषो भव पाखंडे सरागः सज्जनेषु च ।**
**दुर्बोधो भव दुर्मन्त्रे बधिरः पिशुनोक्तिषु ॥ ,, ॥ ३० ॥**

અર્થઃ—ચાર મનુષ્ય મળીને કંઈ કાર્ય સંબધી દુષ્ટ મંત્રણા કરી હોય તે ઉપર લક્ષ ન આપવું. અને ચાડી કરનાર ચાડી કરતા હોય ત્યારે બહેરા થવું. કોઈનું પાખંડ જોઇને આપણે ઉદાસીન રહેવું ઠીક છે એવું કેટલાક ભક્તો કહે છે. પરન્તુ એ ધર્મથી વિરૂદ્ધ છે. સંન્યાસાશ્રમીને તો ઉપેક્ષા કરવી એ ધર્મ છે. પરન્તુ ગૃહસ્થાશ્રમી ઉપેક્ષા કરી શકતા નથી. તેમને તો પાખંડ દ્વેષયોગ્ય જ છે. પોતે દણ્ડ દેવામાં સમર્થ હોય તો દણ્ડ દેવો જોઇએ. નહિંતો રાજપુરૂષો પાસે દણ્ડ દેવરાવવો જોઇએ. નહિંતો બીજાનું પાખંડ છુપાવવાના પાપના ભાગી થવાય છે. પાપ કરવું, પાપ કરાવવું, પાપ કરવામાં સંમતિ આપવી, એ સર્વ પાપનું કારણ છે. સમર્થ મનુષ્યે પાપને જોઇને તેની ઉપેક્ષા કરવી તે પાપ કરવાની અનુમતિ દેવા બરોબર હોવાથી પાપ જ છે.

**धूर्तं चण्डं शठं क्रूरं कितवं चपलं खलम् ।**
**पतितं नास्तिकं जिह्मं दूरतः परिवर्जय ॥ ,, ॥ ३१ ॥**

અર્થઃ—ધૂર્ત, ક્રોધી( चण्ड ), શઠ, ક્રૂર, જુગારી ( कितव ), ચપળ, ખલ, પતિત, નાસ્તિક તથા કુટિલ એમનો દૂરથી જ ત્યાગ કરવો, અર્થાત્ તેમનો સંગ કદાપિ ન કરવો.

**आत्मप्रशंसां मा कार्षीः परिज्ञातेङ्गितो भव ।**
**धने सर्वकुटुंबे च नात्यासक्तः सदा भव ॥ ,, ॥ ३२ ॥**

અર્થઃ—પોતાની પ્રશંસા કદાપિ ન કરવી. બીજાની મુખમુદ્રા, વાણી, આદિ જોઇને તેમના અન્તઃકરણનો ભાવ જાણવાનું સામર્થ્ય સંપાદન કરો અર્થાત્ ઇસારા માત્રથી સામાના ભાવને જાણવો જોઇએ. અને ધન તથા કુટુંબમાં બહુ આસક્તિ ન રાખવી.

**पत्न्याः पतिव्रतायाश्च जनन्याः श्वशुरस्य च ।**
**सतां गुरोश्च वचने विश्वासं कुरु सर्वदा ॥ ,, ॥ ३३ ॥**

અર્થઃ—પતિવ્રતા સ્ત્રીના, પોતાની માતાના, સસરાના, સત્ પુરૂષોના તથા સ્વાર્થ રહિત ગુરૂના વચનમાં વિશ્વાસ કરવો. તેમનાથી અન્યના વચન ઉપર બહુ પરીક્ષા કરીને વિશ્વાસ કરવો જોઇએ.

सत्कथायां सदाचारे सद्व्रते च सदागमे ।
धर्मादिसंग्रहे नित्यं तृष्णां कुरु महामते ॥ ,, ॥ २२ ॥

અર્થઃ—ધનાદિની તૃષ્ણા છોડીને પરમેશ્વર સંબધી સંતકથા શ્રવણ કરવામાં, સદાચારમાં, સત્યભાષણ, અહિંસા, આદિ સદ્વ્રતમાં, સત્ શાસ્ત્રનો વિચાર કરવામાં તથા ધર્મનો સંગ્રહ કરવામાં હમેશા તૃષ્ણા રાખો.

मातापितृभ्यां न करोति कामान्
बन्धूनशोकान्न करोति यो वा ।
कीर्तिं हि वा नार्जयते न मानं
नरः स जातोऽपि मृतोऽत्र लोके ॥
स्का० पु० ख० १, कौ० ख० २, अ० १६ श्लो० ३ ॥

અર્થઃ—જે મનુષ્ય કદાપિ માતા પિતાને ઈષ્ટ પદાર્થ (દાન) આપતો નથી, તથા પોતાના બન્ધુનું દુઃખ નિવારણ કરવાને કોઈ પ્રયત્ન કરતો નથી, અથવા ધર્મ દ્વારા કીર્તિ કે માન ઉત્પન્ન કરતો નથી, તે મનુષ્યને જીવતો છતાં આ જગતમાં મરેલા જેવો જાણવો. માટે મનુષ્યે માતા પિતાની સેવા કરવી તથા પોતાના બન્ધુને દુઃખથી નિવૃત્ત કરવા તથા ધર્માચરણ દ્વારા કીર્તિ અને માન સંપાદન કરવા યોગ્ય છે

किमादर्शेन चान्धस्य किं गृहैर्भैक्ष्यजीविनः ।
किं पुस्तकेन मूर्खस्य ह्यस्त्रीकस्य धनेन किम् ॥
स्का० पु० ख० ३, ब्र० ख० ३, अ० १४ श्लो० ३० ॥

અર્થ—અન્ધ મનુષ્યને દર્પણનું કાંઈ પ્રયોજન નથી. ભિક્ષા માગીને જીવન ચલાવનારને રહેવાને ઘરનુ કાઇ પ્રયોજન નથી. મૂર્ખને પુસ્તકથી કોઈ પ્રયોજન નથી. અને જેને સ્ત્રી નથી તેને ધનનું કાંઈ પ્રયોજન નથી. અર્થાત્ અંધાદિ દર્પણાદિની ઇચ્છા કરે તો તે મૂર્ખતાનું જ સૂચક છે.

स्त्री विनश्यति गर्वेण तपः क्रोधेन नश्यति ।
गावो दूरप्रचारेण शूद्रान्नेन द्विजोत्तमाः ॥
स्का० पु० ख० ५, रेवा० ख० ३, अ० ८–१६ ॥

અર્થઃ—રૂપાદિના ગર્વથી સ્ત્રીનો નાશ થાય છે, તપનો ક્રોધથી નાશ થાય છે-ક્રોધી કોઈને શાપ દઈને તપનો નાશ કરી દે છે, ગાય ગામની નજીકનુ સ્થાન છોડીને જંગલમાં ચરવા જવાથી નાશ પામે છે, કેમકે વ્યાઘ્રાદ પકડે અથવા ચોરાદિ લઈ જાય, અને બ્રાહ્મણ લોભથી અસત્ શુદ્રનું અન્ન વગેરેનો પ્રતિગ્રહ કરવાથી નષ્ટ થાય છે

द्वाविमौ कण्टकौ तीक्ष्णौ शरीरपरिशोषिणौ ।
यश्चाधनः कामयते यश्च कुप्यत्यनीश्वरः ॥ स्का.पु.ख.६ अ. २०९–३३ ॥

અર્થઃ—જે નિર્ધન મનુષ્ય ધન વિના નાના પ્રકારનાં કાર્ય કરવાની ઇચ્છા કરે છે અને જે મનુષ્ય કોઇનો પણ સ્વામી ન હોવા છતાં ક્રોધ કરે છે, એ ઇચ્છા અને ક્રોધ આ બંનેના શરીરને સૂકવી નાંખનાર બહુ ભારે તીક્ષ્ણ કાંટા જેવા છે અર્થાત્ તેમને તે ઇચ્છા અને ક્રોધનો કલેશ હમેશાં થયા કરે છે.

**श्वःकार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।**
**न हि प्रतीक्षते मृत्युः कृतं वास्य न वा कृतम् ॥ ,, અ. २६६–१८ ॥**

અર્થઃ—આવતી કાલે કરવાનું હોય તે કાર્ય બને તો આજ જ કરવું જોઇએ, અને સાંજે કરવાનું હોય તે સવારમાં જ કરવું જોઇએ, કેમકે જ્યારે મૃત્યુનો સમય આવે છે ત્યારે " આ મનુષ્યે આ કામ પૂરૂં કર્યું છે કે નહીં " તેનો તે વિચાર કરતું નથી. માટે સત્કર્મ કરવામાં મનુષ્યે વિલંબ કરવો યોગ્ય નથી.

**निन्द्या नीचाच्च संपत्तिर्विपत्तिर्महता वरा ॥**
**अहो सद्यः सतां कोपश्चोपकाराय कल्पते ॥ब्र.वै.पु.कृ.ज.ख.पू.अ.१८श्लो.१२५॥**

અર્થઃ—નીચ મનુષ્યનો આશ્રય લઇને સંપત્તિ પ્રાપ્ત કરી હોય તો તે પણ નિન્દાને જ યોગ્ય છે, અને મહાન્ પુરૂષનો આશ્રય કરતાં વિપત્તિ પણ આવે તોપણ તે શ્રેષ્ઠ છે. આશ્ચર્યની વાત છે કે સત્પુરૂષોનો કોપ ઉપકારક થઇ પડે છે.

**उत्तमैः सह साङ्गत्यं पण्डितैः सह सत्कथाम् ।**
**अलुब्धैः सह मित्रत्वं कुर्वाणो नावसीदति ॥म.ग.पु.आ.का.अ.१०८श्लो.१२॥**

અર્થઃ—ઉત્તમ સદાચારી મનુષ્યની સાથે સંગતિ કરવી યોગ્ય છે. વળી શાસ્ત્રોને જાણનાર વિદ્વાનોની સાથે ઇશ્વર સંબંધી ચર્ચા કરવી, અને નિર્લોભી મનુષ્યની સાથે મિત્રતા કરવી. તે પ્રમાણે કરનાર નાશ પામતો નથી.

**परोऽपि हितवान्बन्धुर्बन्धुरप्यहितः परः ।**
**अहितो देहजो व्याधी हितमारण्यमौषधम् ॥ ,, ॥ १४ ॥**

અર્થઃ—શત્રુ હોય છતાં જો તે આપણું હિત કરતો હોય તો તેને બન્ધુ કહેવો. અને બન્ધુ હોવા છતાં આપણું અહિત કરતો હોય તો તેને શત્રુ જાણવો, કેમકે આપણા શરીરમાંથી ઉત્પન્ન થયેલો હોવા છતાં પણ રોગ અહિત જ હોય છે, અને જંગલમાં ઉત્પન્ન થયેલું હોવા છતાં પણ ઔષધ આપણું હિત જ કરે છે, માટે આપણું હિત કે અહિત કરનારને જોઇને બન્ધુ કે શત્રુ આદિ હોવાનો નિશ્ચય કરવો જોઇએ.

**त्यज दुर्जनसंसर्गं भज साधुसमागमम् ।**
**कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यताम् ॥ ,, ॥ २६ ॥**

અર્થઃ—જો સુખની ઇચ્છા રાખતા હો તો દુર્જનનો સંગ છોડો, સત્પુરૂષોનો સમાગમ કરો, દિનરાત પુણ્ય કર્મ કરો, અને સંસારના પદાર્થોની અનિત્યતાનું સ્મરણ કરો જેથી તેમાં આસક્તિ ન થાય.

आपदर्थे धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ ,, अ. १०९-१ ॥

અર્થઃ—આપત્તિકાલમાં પોતાના નિર્વાહને માટે ધનની રક્ષા કરવી અર્થાત્ ધનને દુરૂપયોગ કરીને ઉડાવવું નહીં, તથા ધનવડે પણ પોતાની સ્ત્રી પુત્રાદિની રક્ષા કરવી અર્થાત તેમની રક્ષાને માટે સર્વ ધનનો પણ ત્યાગ કરવો, અને ધન સ્ત્રી આદિ સર્વનો પણ ત્યાગ કરીને પોતાની રક્ષા કરવી.

वरं हि नरके वासो न तु दुश्चरिते गृहे ।
नरकात्क्षीयते पापं कुगृहान्न निवर्तते ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—નરકમાં રહેવું સારૂં, પરન્તુ દુરાચારવાળા ઘરમાં રહેવું સારૂં નહીં. નરકના ભોગથી પાપનો ક્ષય થાય છે, પરન્તુ દુરાચારવાળા ઘરમાંથી તો પાપ નિવૃત્ત થતું જ નથી, અર્થાત્ તેવા ઘરમાં રહેવાથી મનુષ્ય પાપથી નિવૃત્ત થતો નથી.

चलत्येकेन पादेन तिष्ठत्येकेन बुद्धिमान् ।
नापरीक्ष्य परं स्थानं पूर्वमायतनं त्यजेत् ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—બુદ્ધિમાન્ પુરૂષ એક પાદને ટકાવીને પછી બીજા પગથી ચાલે છે અર્થાત્ એક પગને જમાવ્યા વિના બીજો પગ ઉપાડતો નથી-એકી સાથે બન્ને પગથી ચાલતો નથી. માટે કોઈ સ્થાનમાં રહેતા હોઈએ અથવા કોઈ સાધનથી જીવિકા ચાલતી હોય તો તેને છોડતા પહેલા બીજા સ્થાન અથવા ધંધાની પરીક્ષા કરીને પછી જ પૂર્વ સ્થાન કે ધંધાનો ત્યાગ કરવો જોઈએ, તે વિના નહીં.

त्यजेद्देशमसद्वृत्तं वासं सोपद्रवं त्यजेत् ।
त्यजेत्कृपणराजानं मित्रं मायामयं त्यजेत् ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—દુરાચારીઓના દેશનો ત્યાગ કરવો; રહેવાના સ્થાનમાં કોઈ ઉપદ્રવ થતો હોય તો તેનો પણ ત્યાગ કરવો જોઈએ; લોભી રાજાની સેવાનો પણ ત્યાગ કરવો; અને કપટી મિત્રનો પણ ત્યાગ કરવો. આ સર્વથી મનુષ્ય સુખી થતો નથી.

अर्थेन किं कृपणहस्तगतेन पुंसां
ज्ञानेन किं बहुहठाग्रहसंकुलेन ।
रूपेण किं गुणपराक्रमवर्जितेन
मित्रेण किं व्यसनकालपराङ्मुखेन ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—લોભી મનુષ્યના ધનથી મનુષ્યોને કોઈ પ્રયોજન નથી, જેનામાં અત્યન્ત હઠાગ્રહ છે તેના જ્ઞાનથી પણ કાંઈ પ્રયોજન નથી, જેમાં કોઈ ગુણ કે પરાક્રમ નથી તેવા રૂપથી પણ કોઈને શો લાભ છે, અને કોઈ કષ્ટ આવે તે સમયે સહાય કરવા ખડો ન રહે એવા મિત્રનું પણ શું પ્રયોજન છે? ધન, જ્ઞાન, રૂપ ઈત્યાદિ જો ઉદારતા, સરલતા, ગુણ અને પરાક્રમ યુક્ત મનુષ્યમાં હોય તો જ શોભા આપે છે. અને મિત્રનું તો લક્ષણ જ એ છે કે વિપત્તિ સમયમા સહાયતા કરવી. આપત્તિસમયમાં જે પાછો હઠે તે મિત્ર નથી.

अदृष्टपूर्वा बहवः सहायाः सर्वे पदस्थस्य भवन्ति स्निग्धाः ।
अर्थैर्विहीनस्य पदच्युतस्य भवत्यकाले स्वजनोऽपि शत्रुः ॥ ,, ॥ ७ ॥

અર્થ:—આપણી પાસે ધન હોય અથવા સારી પદ્દી ઉપર હોઇયે ત્યારે પહેલાં જેને કદાપિ દીઠો ન હોય તેવો મનુષ્ય પણ મિત્ર બને છે. અને જ્યારે ધન નષ્ટ થાય છે અથવા પદ્દી ઉપરથી દૂર થવાય છે ત્યારે સ્વજન પણ અકસ્માત્ શત્રુ બની જાય છે.

आपत्सु मित्रं जानीयाद्रणे शूरं रहःशुचिम् ।
भार्यां च विभवे क्षीणे दुर्भिक्षे च प्रियातिथिम् ॥ ,, ॥ ८ ॥

અર્થ—આપત્તિ કાલમાં જ મિત્રની પરીક્ષા થાય છે, શૂરવીરની પરીક્ષા યુદ્ધમાં થાય છે, એકાન્તમાં પવિત્ર મનુષ્યની પરીક્ષા થાય છે, અને ધનનો ક્ષય થયે પત્નીના પ્રેમની પરીક્ષા થાય છે, અને પ્રેમી અતિથિની પરીક્ષા દુષ્કાલમા માલમ પડે છે. અર્થાત્ કોઇ સમર્થ પુરૂષ કોઇને ત્યાં અતિથિ થઇને રહ્યો હોય અને તે દુર્ભિક્ષથી પીડાતો હોય તો તેવે પ્રસંગે તેણે સહાય કરવી ઉચિત છે.

वृक्षं क्षीणफलं त्यजन्ति विहगाः शुष्कं सरः सारसा
निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिका भ्रष्टं नृपं मन्त्रिणः ।
पुष्पं पर्युषितं त्यजन्ति मधुपा दग्धं वनान्तं मृगाः
सर्वः कार्यवशाज्जनो हि रमते कस्यास्ति को वल्लभः ॥ ,, ॥ ९ ॥

અર્થ:—જે વૃક્ષનાં ફળ સમાપ્ત થઈ જાય છે તેનો પક્ષીઓ પરિત્યાગ કરે છે, સૂકાઇ ગયેલા તલાવનો સારસાદિ જલચર પક્ષીઓ ત્યાગ કરે છે, વેશ્યા ધનહીન મનુષ્યનો ત્યાગ કરે છે, રાજ્યથી ભ્રષ્ટ થયેલા રાજાનો મંત્રીઓ ત્યાગ કરે છે, મદરહિત પુષ્પનો ભમરા ત્યાગ કરે છે, અને બળી ગયેલા વનનો મૃગો ત્યાગ કરે છે. પ્રાણી માત્ર પોતાના કાર્યને માટે જ ચેષ્ટા કરે છે. કોને કોણ પ્રિય છે? સર્વને પોત પોતાનો સ્વાર્થ પ્રિય છે.

लुब्धमर्थप्रदानेन श्लाघ्यमञ्जलिकर्मणा ।
मूर्खं छन्दानुवृत्त्या च याथातथ्येन पण्डितम् ॥ ,, ॥ १० ॥

અર્થ:—લોભી મનુષ્યને ધન આપીને વશ કરી શકાય છે, આપણાથી મોટા અને પૂજ્ય મનુષ્ય, તેમની આગળ હાથ જોડવાથી વશ થાય છે, મૂર્ખને તેની ઇચ્છા અનુસાર વર્તવાથી વશ કરી શકાય છે, અને પંડિતને યથાર્થ વ્યવહારથી વશ કરી શકાય છે.

यस्य यस्य हि यो भावस्तस्य तस्य हितं वदन् ।
अनुप्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥ ,, ॥ १३ ॥

અર્થ:—જે મનુષ્યના અન્તઃકરણનો જેવો જેવો ભાવ છે તે જાણીને તેને અનુસાર તેનું હિત બોલી સર્વના અનુગામી થઇને સર્વને પોતાને વશ કરી લેવાય છે.

नदीनां च नखीनां च शृङ्गीनां शस्त्रपाणिनाम् ।
विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—નદીનો, નખવાળાં પ્રાણીનો, શીંગડાં વાળાં પશુનો, હાથમાં શસ્ત્રવાળા મનુષ્યનો, દુરાચારિણી સ્ત્રીનો, તથા રાજકુલોનો વિશ્વાસ ન કરવો. નદીમાં કઈ વખતે પાણી આવશે તેની ખબર નથી, નદીને કિનારે રહેનારને સાવચેત રહેવું પડે છે. વળી નદી કેટલી ઉંડી છે તેની ખબર પડતી નથી. વગર જાણ્યે ઉતરે તો ફસાવાનો સંભવ છે. માટે નદીનો વિશ્વાસ ન કરવો.

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानि च ।
वञ्चनं चापमानं च मतिमान्न प्रकाशयेत् ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—પોતાના ધનનો નાશ, મનનું દુઃખ, પોતાના ઘરમાંનો દુરાચાર, આપણને કોઇએ છેતરપંડી કરી હોય તે અથવા કોઇએ અપમાન કર્યું હોય તે સર્વ બુદ્ધિમાન્ મનુષ્ય પ્રકટ ન કરે, કારણકે તે વાતો શત્રુના જાણવામાં આવે તો પ્રસંગ જોઈ હાનિ કરવાને તૈયાર થાય.

कस्य दोषः कुले नास्ति व्याधिना को न पीडितः ।
केन न व्यसनं प्राप्तं श्रियः कस्य निरन्तराः ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—કોના કુલમાં દોષ નથી ? અર્થાત્ સર્વના કુલમાં કાંઈ ને કાંઈ દોષ હોય છે. અને રોગથી કોણ પીડાયો નથી ? અર્થાત્ સર્વને રોગની પીડા થાય છે. અને આપત્તિ (વ્યસન) કોને પ્રાપ્ત થઈ નથી ? અર્થાત્ સર્વને પ્રાપ્ત થઇ છે. અને લક્ષ્મી કોની નિરન્તર રહેલી છે ? અર્થાત્ સર્વની નાશ પામે છે.

कोऽर्थं प्राप्य न गर्वितो भुवि नरः कस्यापदो नागताः
स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को नाम राज्ञां प्रियः ।
कः कालस्य न गोचरान्तरगतः कोऽर्थी गतो गौरवम्
को वा दुर्जनवागुरानिपतितः क्षेमेण यातः पुमान् ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—આ જગતમાં ધન પ્રાપ્ત કરીને ગર્વિત ન થયો હોય એવો કોણ છે ! અર્થાત્ કોઇ નહીં. કોઈ એક દુર્લભ વિવેકી મનુષ્ય જ ગર્વ વિના રહી જાય છે. અને આપત્તિ કોને પ્રાપ્ત નથી થઇ ? અર્થાત્ સર્વને આવે છે. સ્ત્રીથી જેનું મન ખણ્ડિત ન થયું હોય એવો કોણ છે ? એવો મનુષ્ય કોઇ એક અત્યન્ત દુર્લભ છે. રાજાને કોણ પ્રિય હોય છે ? અર્થાત્ કોઇ નહીં. કાલ(મૃત્યુ)ને અધીન કોણ નથી થયો ? અર્થાત્ સર્વ કોઈ મરે છે. યાચના કરનાર કોણ ગૌરવને પ્રાપ્ત થયો છે ? અર્થાત્ યાચક હમેશાં હલકો જ રહે છે. અને દુર્જનની જાલ(વાગુરા)માં ફસાયલો કોણ પોતાનો સમય આનન્દમાં કાઢે છે ? અર્થાત્ તેવો મનુષ્ય અવશ્ય દુઃખી જ થાય છે.

यस्मिन्देशे न सन्मानं न प्रीतिर्न च बान्धवाः ।
न च विद्यागमः कश्चित्तं देशं परिवर्जयेत् ॥ ,, ॥ २० ॥

અર્થઃ—જે દેશમાં આપણું સન્માન ન થતું હોય, કોઈની સાથે પ્રીતિ ન હોય, કોઈ બન્ધુ પણ ન હોય, તેમ વિદ્યાલાભ પણ થતો ન હોય, તે દેશનો પરિત્યાગ કરવો જોઇએ.

तस्करस्य वधो दण्डः कुमित्रस्याल्पभाषणम् ।
पृथक्शय्या तु नारीणां ब्राह्मणस्यानिमन्त्रणा ॥ ,, ॥ ३० ॥

અર્થઃ—ચોરનો વધ કરવો તે તેનો દણ્ડ છે, કુમિત્રની સાથે અલ્પ ભાષણ કરવું તે તેનો દણ્ડ છે, સ્ત્રીને પૃથક્ શય્યા આપવી તે તેનો દણ્ડ છે, અને યજ્ઞાદિ પ્રસંગમાં નિમન્ત્રણ ન આપવું તે બ્રાહ્મણનો દણ્ડ છે.

शनैर्विद्या शनैरर्थाः शनैः पर्वतमारुहेत् ।
शनैः कामं च धर्मं च पञ्चैतानि शनैः शनैः ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—વિદ્યા ભણવી, ધન સંપાદન કરવું, પર્વત ઉપર ચઢવું, કાર્યોની સિદ્ધિ તથા ધર્મ સંપાદન કરવો—એ સર્વે ધીમે ધીમે કરવું.

ये बालभावान्न पठन्ति विद्यां ये यौवनस्था ह्यधनात्मदाराः ।
ते शोचनीया इह जीवलोके मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ ,, ॥ ४८ ॥

અર્થઃ—જે મનુષ્ય બાલ્યાવસ્થામાં વિદ્યાનું અધ્યયન કરતો નથી, અને જે યુવાન્ હોવા છતાં ધન અને સ્ત્રી રહિત છે, તે લોક આ જગતમાં શોક કરવા યોગ્ય છે. તેઓ મનુષ્ય રૂપે મૃગ જ છે.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।
नेत्रवक्त्रविकाराभ्यां लक्ष्यतेऽन्तर्गतं मनः ॥ ,, ॥ ५२ ॥

અર્થઃ—મનુષ્યોના મુખાદિની આકૃતિથી, તથા તેમની નાના પ્રકારની ચેષ્ટાથી, તથા તેમના ભાષણથી, તથા તત્કાલ થતા નેત્ર અને મુખના વિકારથી મનની અંદરનો ભાવ જાણી શકાય છે.

अनुक्तमप्यूहति पण्डितो जनः परेङ्गितज्ञानफला हि बुद्धयः ।
उदीरितोऽर्थः पशुनापि गृह्यते हयाश्च नागाश्च वहन्ति दर्शितम् ॥ ,, ॥५३॥

અર્થઃ—વિવેકબુદ્ધિ વાળા પણ્ડિત લોક નહીં કહેલી વાતને પણ વિચારથી જાણી લે છે. બીજાના ઇશારા માત્રથી સમજી જવું તે બુદ્ધિનું જ ફલ છે. કહેલી વાત તો પશુ પણ સમજે છે, જેમકે બતાવેલે રસ્તે અશ્વ અને હાથી પણ જાય છે.

यो ध्रुवाणि परित्यज्य ह्यध्रुवाणि निषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति ह्यध्रुवं नष्टमेव च ॥म. ग. पु. आ. का. अ. ११० श्लो. १॥

અર્થઃ—જે મનુષ્ય પોતાને પ્રાપ્ત થયેલી વસ્તુનો પરિત્યાગ કરીને બીજી અપ્રાપ્ત વસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે તેની પાસેની વસ્તુ નષ્ટ થઈ જાય છે, અને અધ્રુવ વસ્તુ તો નષ્ટ જ છે અર્થાત્ તે મળવાની નથી. માટે પોતાની પાસેની તૈયાર વસ્તુનો પરિત્યાગ કરી અન્ય વસ્તુને માટે પ્રયત્ન કરવા જતાં વિચાર કરવો જોઇએ.

अर्थेनापि ह किं तेन यस्यानर्थं तु संगतिः ।
को हि नाम शिखाजातं पन्नगस्य मणिं हरेत् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—જેને અનર્થ કરવામાં પ્રીતિ છે તેને ધનનું શું પ્રયોજન છે? સર્પના મણિ હોવા છતાં પણ તેને લેવાને કોઇ પણ સમર્થ નથી, તેથી તે મણિ કોઇના નથી. તેવી રીતે અનર્થ કરનારની પાસેનું ધન પણ સદુપયોગમાં આવવાનું નથી.

हविर्दुष्टकुलाद्ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमेध्यात्काञ्चनं ग्राह्यं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—હવિ અર્થાત્ ઘી, દૂધ, આદિ વસ્તુ દુષ્ટ કુલવાળા( શૂદ્રાદિ )ની પણ ગ્રહણ કરવું. નીતિ અને ધર્મયુક્ત વાણી બાલકની હોય તોપણ તે ગ્રહણ મલિન પદાર્થમાંથી પણ સુવર્ણને ગ્રહણ કરવું અને ગુણવાળી સ્ત્રી (સ્ત્રીરત્ન) નીચ હોય તોપણ તેનું ગ્રહણ કરવું. ( આ ધર્માર્થ નથી, પરન્તુ રતિમાત્રને માટે છે. વિશેષ વિવાહ નિરૂપણમાં જોવો ).

यस्य न ज्ञायते शीलं न कुलं न च संश्रयः ।
न तेन संगतिं कुर्यादित्युवाच बृहस्पतिः ॥ पं. त. तं. ४ श्लो. १९ ॥

અર્થઃ—જેનો સ્વભાવ જાણવામાં નથી, જેનું કુલ તેમ રહેવાનું સ્થાન પણ જાણ્યું નથી, તેની સાથે કદાપિ સંગ કરવો નહીં એવું બૃહસ્પતિનું વચન છે.

कलहान्तानि हर्म्याणि कुवाक्यान्तं च सौहृदम् ।
कुराजान्तानि राष्ट्राणि कुकर्मान्तं यशो नृणाम् ॥ पं. तं. त. ५ श्लो. ७१

અર્થઃ—જ્યાં સુધી ભાઇ વગેરેમાં કલહ શરૂ થતો નથી, ત્યાં સુધી ઘરનું સ આબરૂ, વગેરે ઠીક રહે છે. કલહ શરૂ થતાં સર્વ નાશ પામે છે. મિત્રની સાથેની વાતચીત જે પળે કટુ વચન બોલવામાં આવે તે જ પળથી મિત્રતાનો નાશ થાય છે. રાજા પોત ધર્માનુસાર પ્રજાનું પાલન ન કરતાં કુમાર્ગે જાય તો રાજ્યનો નાશ થાય છે. અને મનુષ્ય કીર્તિ કુકર્મ કરતાં નષ્ટ થાય છે અર્થાત્ એકવાર પણ કુકર્મ કરવામાં આવે તો ફરી ક રહેતી નથી.

विषादप्यमृतं ग्राह्यममेध्यादपि काञ्चनम् ।
नीचादप्युत्तमां विद्यां स्त्रीरत्नं दुष्कुलादपि ॥ म.ग.पु.आ.का.अ. ११०-

અર્થઃ—વિષમાંથી પણ જો અમૃત મળતુ હોય તો તે લેવું. મલિન પદાર્થમ પણ સુવર્ણ લેવું. નીચની પાસેથી પણ ઉત્તમ વિદ્યા લેવી. અને ઉત્તમ ગુણવાળી સ્ત્રી કુલમાંથી પણ ગ્રહણ કરવી.

कुसुमस्तबकस्येव द्वे गती तु मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकानां शीर्यतः पतितो वने ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—ગંભીર મનવાળા વિદ્વાન્ મનુષ્ય તથા સુંદર પુષ્પ એ બંનેની બે ગતિ છે. યોગ્ય મનુષ્ય કાં તો સર્વનો શિરતાજ થઇને રહેશે અથવા વનમાં જઇને તપ કાલ નિર્ગમન કરશે, કોઇનો ગુલામ નહીં બને, અને અનીતિને પણ સહન નહીં કરે. રીતે સુગન્ધીવાળું પુષ્પ પણ કોઇ સારા મનુષ્યના હાથમાં આવ્યું તો તેને શિર પર ધા કરશે, નહિતો વનમાં જ્યાં ઉત્પન્ન થયું છે ત્યાં જ પડી નાશ પામશે.

न सदश्वः कशाघातं सिंहो न गजगर्जितम् ।
वीरो वा परनिर्दिष्टं न सहेद्भीमनिःस्वनम् ॥ ,, ॥ १७ ॥

અર્થ:—સારો ઘોડો ચાબુકનો માર સહન કરી શકતો નથી. સિંહ હાથીના ગર્જનને સહન કરી શકે નહીં. તેમજ વીર પુરૂષ બીજાની ભયંકર ગર્જનાને પણ સહન કરી શકતો નથી.

शत्रोरपत्यानि प्रियंवदानि नोपेक्षितव्यानि बुधैर्मनुष्यैः ।
तान्येव कालेषु विपत्कराणि विषस्य पात्राण्यपि दारुणानि॥ ,, ॥ २० ॥

અર્થ:—શત્રુનાં સંતાન કદાપિ પ્રિય વાણી બોલતાં હોય તોપણ તેમનો વિશ્વાસ કરવો નહીં. કાલાન્તરમાં તેઓ જ આપત્તિનું કારણ બનવા સંભવ છે, કેમકે વિષ ભરેલા પાત્રમાં વિષ ન હોય તોપણ તે પાત્ર દારૂણ( ભયંકર ) છે. તેમા રહેલો વિષનો લેશ પણ મારવાને માટે બહુ છે.

धनप्रयोगकार्येषु तथा विद्यागमेषु च ।
आहारे व्यवहारे च त्यक्तलज्जः सदा भवेत् ॥ ,, ॥ २६ ॥

અર્થ:—ધનનો પ્રયોગ કરવામાં અર્થાત્ ધનની લેણદેણ કરવામાં, તથા વિદ્યા શિખવામાં, તથા ભોજન સંબંધી તથા અન્ય વ્યવહારમાં શરમને છોડીને વર્તવું જોઇએ.

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं दानशीलता ।
पञ्च यत्र न विद्यन्ते न तत्र दिवसं वसेत् ॥ ,, ॥ २७ ॥

અર્થ:—જે સ્થાનમાં લોકયાત્રા( જીવનનિર્વાહ )નું સાધન ન હોય, તથા જે લોકમાં અનુચિત વ્યવહાર કરતાં ભય ન હોય અથવા લજ્જા ન હોય, તથા જ્યાં કાંઇ કુશલતા નથી તથા જ્યાં દાનશીલ સ્વભાવ નથી, તેવા સ્થાનમાં કે લોકમાં વિવેકી મનુષ્યે એક દિવસ પણ ન રહેવું.

कालविच्छ्रोत्रियो राजा नदी साधुश्च पञ्चमः ।
एते यत्र न विद्यन्ते तत्र वासं न कारयेत् ॥ ,, ॥ २८ ॥

અર્થ:—જ્યોતિષી (कालवित्) તથા વેદપાઠી ( श्रोत्रिय ) તથા રાજા તથા નદી અને સત્પુરૂષ (સાધુ) એ પાંચ જ્યાં નથી ત્યાં રહેવું નહીં. વૈદિક ધર્મને અનુસાર સંપૂર્ણ પુણ્ય કર્મ તથા સંસ્કાર આદિ કર્મ પુણ્ય કાલ તથા તિથિમાં કરવાનો નિયમ છે. તે બતાવવાને માટે જ્યોતિષીની જરૂર છે. વિદ્વાન્ ન હોય તો, ઉપદેષ્ટા નહીં હોવાના કારણથી ધર્મ સંબંધી સંશયોને દૂર કરવામાં હરકત આવવાનો સંભવ છે. રાજા ન હોય તો પ્રજા ઉચ્છૃંખલ થશે. તેની મધ્યમાં રહેવાથી જરૂર વિક્ષેપનું કારણ થશે. સાધુ પુરૂષનું પ્રયોજન પહેલાં કહેવામાં આવ્યું છે. પૂર્વ કાલમાં સ્નાન માટે નદીને ઉત્તમ ગણતા હતા, તે ભાવથી નદીને બીજા ચારની સાથે જણાવી છે.

मातृवत्परदारेषु परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पण्डितः ॥म. ग. पु. आ. का. अ. १११–५॥

અર્થઃ—જે મનુષ્ય પારકી સ્ત્રીને માતા સમાન ગણે છે, બીજાના ધનને માટી સમાન ગણે છે, અને સર્વ પ્રાણીને પોતાની સમાન ગણે છે; તે જ પંડિત છે.

त्यजन्ति मित्राणि धनैर्विहीनं पुत्राश्च दाराश्च सुहृज्जनाश्च ।
ते चार्थवन्तं पुनराश्रयन्ति ह्यर्थो हि लोके पुरुषस्य बन्धुः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—ધન રહિત થયેલા મનુષ્યનો મિત્ર, પુત્ર, સ્ત્રી અને બન્ધુવર્ગ ત્યાગ કરે છે. અને જ્યારે તે ધનવાન્ થાય છે, ત્યારે તેઓ તેનો ફરી આશ્રય કરે છે. માટે મનુષ્યને બન્ધુ આદિ સર્વ વ્યર્થ છે. સર્વ કોઇ ધનના બન્ધુ થાય છે. વળી—

उद्योगं साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षड्विधो यस्य उत्साहस्तस्य देवोऽपि शंकते ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ તથા પરાક્રમ એ ૭ પ્રકારનો જેનો ઉત્સાહ છે તેની દેવતા લોક પણ શંકા કરે છે.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निकर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिर्भृतकं परीक्षयेद्व्रतेन शीलेन कुलेन कर्मणा ॥

म० ग० पु० आ० का० अ० ११२ श्लो० ३ ॥

અર્થઃ—જેવી રીતે સુવર્ણની પરીક્ષા કસોટી ઉપર ઘસીને તથા કાપીને તથા અગ્નિમાં તપાવીને તથા હથોડાથી ટીપીને-એ રીતે ચાર પ્રકારે કરવામાં આવે છે; તેવી રીતે સેવક આદિની પરીક્ષા સત્ય ભાષણ તથા સ્વભાવ તથા કુલ તથા કર્મ-એ ચાર જોઇને કરવી જોઇએ.

केचिन्मृगमुखा व्याघ्राः केचिद्व्याघ्रमुखा मृगाः ।
तत्स्वरूपापरिज्ञाने ह्यविश्वासः पदे पदे ॥ ,, ॥ ६१ ॥

અર્થઃ—કોઇ વ્યાઘ્ર મૃગના જેવા મુખવાળા હોય છે, અને કોઇ મૃગ વ્યાઘ્રના જેવા મુખવાળા હોય છે. તેમનું યથાર્થ સ્વરૂપ નહીં જાણવાથી પગલે પગલે શંકા થવાનો સંભવ છે. તેવી રીતે મનુષ્યનો યથાર્થ સ્વભાવ જાણવામાં ન હોય તો શંકા થવાનો સંભવ છે. માટે પરીક્ષા કરીને જાણવો જોઇએ.

छलेन मित्रं कलुषेण धर्मं परोपतापेन समृद्धिभावम् ।
सुखेन विद्यां पुरुषेण नारीं वाञ्छन्ति ये वै न च पण्डितास्ते ॥

म० ग० पु० आ० का० अ० ११४-१९ ॥

અર્થઃ—જે મનુષ્ય છલ વડે મિત્ર સંપાદન કરવા માગે છે, પાપ વડે ધર્મ સંપાદન કરવા માગે છે, બીજાને દુઃખ દઇને ધન કમાવા માગે છે, સુખથી વિદ્યા ભણવા માગે છે, પતિપણાના ગુણ ન હોવા છતાં જે પુરૂષ માત્ર હોવાના કારણથી સ્ત્રીની ઇચ્છા કરે છે, તેમને કોઇ બુદ્ધિમાન્ સમજતું નથી.

विषं गोष्ठी दरिद्रस्य वृद्धस्य तरुणी विषम् ।
विषं कुशिक्षिता विद्या अजीर्णे भोजनं विषम् ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—દરિદ્રને માટે સભા વિષ સમાન છે, વૃદ્ધને યુવાન્ સ્ત્રી વિષ સમાન છે, બરાબર નહીં ભણાયલી વિદ્યા વિષ સમાન છે, અને અજીર્ણ થયું હોય ત્યારે ભોજન વિષ સમાન છે.

अत्यम्बुपानं कठिनाशनं च धातुक्षयो वेगविधारणं च ।
दिवाशयो जागरणं च रात्रौ षड्भिर्नराणां निवसन्ति रोगाः ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—બહુ જળ પીવું, તથા પચવામાં મુશ્કેલ પડે તેવી કઠણ વસ્તુ ખાવી, ધાતુ ક્ષય થાય તેવો વ્યવહાર કરવો, મલમૂત્રાદિના વેગને રોકવો, દિવસે સૂઈ રહેવું અને રાત્રે જાગવું–એ છ કારણથી શરીરમાં રોગ ઘર કરે છે.

बालातपश्चाप्यतिमैथुनं च श्मशानधूमः करतापनं च ।
रजस्वलावक्त्रनिरीक्षणं च सुदीर्घमायुर्ननु कर्षयेच्च ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—પ્રાતઃકાલના સૂર્યનો તાપ, અતિ મૈથુન, બળતા મડદાનો ધૂમ, તથા હાથને શેકવા તે, તથા રજસ્વલા સ્ત્રીનું મુખ જોવું વગેરે, એ સર્વ દીર્ઘ આયુની હાનિ કરતા છે.

एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन धीमता ।
कुलं पुरुषसिंहेन चन्द्रेण गगनं यथा ॥ ,, ॥ ५६ ॥

અર્થઃ—જેમ એક જ ચંદ્રમાથી સર્વ આકાશ પ્રકાશિત થાય છે, તેમ એક જ સુપુત્ર અર્થાત્ વિદ્યાયુક્ત બુદ્ધિમાન્ પુરૂષશ્રેષ્ઠથી કુલની કીર્તિ થાય છે.

एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।
वनं सुवासितं सर्वं सुपुत्रेण कुलं तथा ॥ ,, ॥ ५७ ॥

અર્થઃ—જેવી રીતે પુષ્પિત થયેલા એક જ વૃક્ષથી સંપૂર્ણ વન સુગન્ધીદાર થાય છે, તેવી રીતે એક સુપુત્રથી સંપૂર્ણ કુલ કીર્તિમાન્ થાય છે.

परान्नं च परस्वं च परशय्या परस्त्रियः ।
परवेश्मनिवासश्च शक्रस्यापि हरेच्छ्रियम् ॥म. ग. पु. आ. का. अ. ११५–५॥

અર્થઃ—પારકું અન્ન, પારકું ધન, પારકી શય્યા, પારકી સ્ત્રીઓ અને પારકા ઘરમાં નિવાસ–એ સર્વ ઇન્દ્રની પણ લક્ષ્મીનું હરણ કરી લે છે.

एकोऽपि गुणवान्पुत्रो निर्गुणेन शतेन किम् ।
चन्द्रो हन्ति तमांस्येको न च ज्योतिःसहस्रकम् ॥म.ग.पु.आ.का.अ. ११४-५१॥

અર્થઃ—ગુણવાન્ પુત્ર એક પણ સર્વ કુલનો ઉદ્ધાર કરી દે છે, નિર્ગુણ સો પુત્ર હોય તોપણ કાંઇ પ્રયોજન નથી. ચન્દ્રમા એક જ છતાં સર્વ અન્ધકારને દૂર કરે છે, અને નક્ષત્ર એક હજાર પણ તેમ કરી શકતાં નથી.

लालयेत्पञ्चवर्षाणि दशवर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रान्मित्रवदाचरेत् ॥ ,, ॥ ५९ ॥

અર્થઃ—પુત્રને પાંચ વર્ષની ઉમર થતા સુંધી લાડ લડાવવા, અને પાંચમા વર્ષથી પદરમા વર્ષ સુધીનાં દશ વર્ષ સુધી તેને તાડન કરવું યોગ્ય છે. તે પછી એટલે સોળ વર્ષની ઉમરનો થાય ત્યારથી તેની સાથે મિત્ર તુલ્ય આચરણ કરવું જોઇએ.

अधमाः कलिमिच्छन्ति सन्धिमिच्छन्ति मध्यमाः ।

उत्तमा मानमिच्छन्ति मानो हि महतां धनम् ॥म.ग.पु.आ.का.अ. ११५-११॥

અર્થઃ—અધમ લોક કલહની ઇચ્છા કરે છે, મધ્યમ લોક સન્ધિની ઇચ્છા કરે છે, અને ઉત્તમ લોક માનની ઇચ્છા કરે છે. મહાન્ પુરૂષોનુ માન જ મોટું ધન છે, માટે બુદ્ધિમાન્ મનુષ્યે માનની હાનિ થાય એવું કાર્ય નહીં કરવુ જોઇએ. પરન્તુ માનની ઇચ્છા રાખવી એવો ભાવ નથી.

अधमा धनमिच्छन्ति धनमानौ हि मध्यमाः ।

उत्तमा मानमिच्छन्ति मानो हि महतां धनम् ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—અધમ મનુષ્ય ધનની ઇચ્છા કરે છે. મધ્યમ મનુષ્ય ધન તથા માન બન્નેની ઇચ્છા કરે છે. અને ઉત્તમ મનુષ્ય માનની ઇચ્છા કરે છે. માન જ મહાન્ પુરૂષોનું ધન છે.

वणिक्प्रमादी भृतकश्च मानी भिक्षुर्विलासी ह्यधनश्च कामी ।

वराङ्गना चाप्रियवादिनी च न ते च कर्माणि समारभन्ते ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—પ્રમાદી વૈશ્ય અર્થાત્ ખેતી, વ્યાપાર આદિ પોતાના કર્મમાં તત્પર ન રહેનાર વૈશ્ય,માની સેવક, મોજ શોખ કરનાર ભિક્ષુક, નાના પ્રકારની ઇચ્છા કરનાર ધનહીન ( દરિદ્ર ) મનુષ્ય તથા પતિને અપ્રિય બોલનારી સ્ત્રી-એ લોક કોઇ પણ ઉત્તમ કર્મ દ્વારા સુખ પ્રાપ્ત કરી શકતાં નથી.

दाता दरिद्रः कृपणोऽर्थयुक्तः पुत्रोऽविधेयः कुजनस्य सेवा ।

परोपकारेषु नरस्य मृत्युः प्रजापतेर्दुश्चरितानि पञ्च ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—દાનશીલ પુરૂષની દરિદ્રતા, કૃપણની પાસે બહુ ધન હોવું, પુત્ર પોતાનો આજ્ઞાકારી ન હોવો, સારા મનુષ્યને ખોટા મનુષ્યની સેવા કરવી પડે, અને પરોપકારી હોય તેનું મૃત્યુ થવું-એ પાંચ પ્રજાપતિના દુશ્ચરિત છે અર્થાત્ પ્રજાપતિની સૃષ્ટિમાં આ પાંચ વિપરીત જોવામાં આવે છે.

कान्तावियोगः स्वजनापमानमृणस्य शेष कुजनस्य सेवा ।

दारिद्र्यभावाद्विमुखं च मित्रं विनाग्निना पञ्च दहन्ति तीव्राः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—પત્નીનો વિયોગ, આપણા સ્વજનથી આપણું અપમાન, માથે દેવું રહેવું, કુલહીન મનુષ્યની સેવા અને દારિદ્ર્ય આવતાં પ્રિય મિત્રનું વિમુખ થવું-એ પાંચ અગ્નિ વિના શરીરને જલાવી દે છે.

वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या अरोगिता सज्जनसंगतिश्च ।

इष्टा च भार्या वशवर्तिनी च दुःखस्य मूलोद्धरणानि पञ्च ॥ ,, ॥ २० ॥

અર્થ:—આજ્ઞાકારી પુત્ર, ફળ આપનારી સદ્વિદ્યા, શરીરની આરોગ્યતા, સજ્જનનો સમાગમ અને આજ્ઞા માનનારી પ્રિય પત્ની એ પાંચ દુઃખના મૂળને ઉખેડનારાં છે.

अभ्रच्छाया खले प्रीतिः परनारीषु संगतिः ।
पंचैते ह्यस्थिरा भावा यौवनानि धनानि च ॥ ,, ॥ २६ ॥

અર્થ:—વાદળની છાયા, ખલ પુરૂષની પ્રીતિ, પરસ્ત્રી સાથે સમાગમ, યૌવન, અને ધન—એ પાંચ અસ્થિર છે, સ્થિર રહેતા નથી.

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै-
विज्ञानविक्रमयशोभिरभग्नमानैः ।
तन्नाम जीवितमिति प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिरं च बलिं च भुंक्ते ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—જે મનુષ્ય વિજ્ઞાન, પરાક્રમ અને કીર્તિ વડે, તથા માન ભંગ થયા વિના ખ્યાતિ પ્રાપ્ત કરીને એક ક્ષણ પણ જીવે તેનું જ નામ જીવન છે એમ તે વાતને જાણનાર બુદ્ધિમાન્ મનુષ્યો કહે છે. કાગડો પણ કોઇ શ્રાદ્ધમાં આપેલા પિંડનું અન્ન આદિ ખાઇને લાંબુ જીવે છે. માટે માન, પરાક્રમ, કીર્તિ, આદિ વિનાનું લાંબુ જીવન પણ કાગડાની પેઠે તુચ્છ છે.

किं जीवितेन धनमानविवर्जितेन मित्रेण किं भवति भीतिसशंकितेन ।
सिंहव्रतं चरत गच्छत मा विषादं काकोऽपि जीवति चिरं च बलिं च भुंक्ते ॥
,, ॥ ३४ ॥

અર્થ:—ધન તથા માનથી રહિત જીવનનું કાંઈ પ્રયોજન નથી. જેનો હમેશાં ડર અને શંકા હોય એવા મિત્રનું શું પ્રયોજન છે? અર્થાત્ કાંઈ જ નહીં. આ જગતમાં સિંહના વ્રતથી રહેવું જોઇએ. સિંહને પોતાના પરાક્રમથી મારેલા પ્રાણીને ખાવાનું વ્રત છે, મરેલા મડદાને ખાવાનુ વ્રત નથી. માટે સિંહની પેઠે મનુષ્યે પણ પોતાના પરાક્રમથી જીવન ચલાવવું જોઇએ, બીજાની કમાઇથી જીવન ચલાવવું નહીં, અને કદાપિ વિષાદ કરવો નહીં. કાગડો પણ કાંઈ પણ પરાક્રમ વિના મફતનું બલિ ખાઇને લાંબો કાળ જીવતો રહે છે. એવા જીવનની કાંઈ કિંમત નથી.

यो नात्मनीह न गुरौ न च भृत्यवर्गे
दीने दयां न कुरुते न च मित्रकार्ये ।
किं तस्य जीवितफलेन मनुष्यलोके
काकोऽपि जीवति चिरं च बलिं च भुंक्ते ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—જે મનુષ્ય પોતાના ઉપર કાંઇ દયા કરતો નથી અર્થાત્ પોતાના કલ્યાણને માટે કાંઇ ધર્માચરણ કરતો નથી, અથવા જે પોતાની માતા, પિતા, ગુરૂ આદિની સેવા કરતો નથી, અને જેણે પોતાના સેવકો ઉપર કાંઇ ઉપકાર કર્યો નથી, અથવા જે દુઃખી ઉપર દયા કરતો નથી, અથવા મિત્રનું કાંઇ કામ કરતો નથી, એવા મનુષ્યને જીવવાનું શું

પ્રયોજન છે ? કાગડો પણ બહુ સમય સુધી જીવે છે, છતાં તેનું જીવન હરામનું બલિ ખાઇને જ ચાલે છે. માટે એવા મનુષ્યનું જીવન કાગડાના જીવન કરતાં વિશેષ નથી.

अभ्रच्छाया तृणादग्निर्नीचसेवा पथो जलम् ।
वेश्यारागः खले प्रीतिः षडेते बुद्बुदोपमाः ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—વાદળની છાયા, ઘાસનો અગ્નિ, નીચની સેવા, માર્ગનું જલ, વેશ્યાની પ્રીતિ, તથા ખળ મનુષ્યની પ્રીતિ—એ ૭ જલના બુદ્બુદ સમાન થોડી વાર રહેનારાં છે.

अवलस्य वलं राजा वालस्य रुदितं वलम् ।
वलं मूर्खस्य मौनं हि तस्करस्यानृतं वलम् ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ—નિર્બલ મનુષ્યનું બલ રાજા છે, બાળકનું બલ રૂદન છે, મૂર્ખનું બલ મૌન છે, અને ચોરનું બલ જૂઠ છે.

न सा सभा यत्र न सन्ति वृद्धा
वृद्धा न ते ये न वदन्ति धर्मम् ।
धर्मः स नो यत्र न सत्यमस्ति
नैतत्सत्यं यच्छलेनानुविद्धम् ॥ ,, ॥ ५२ ॥

અર્થઃ—જે સભામાં કોઇ વૃદ્ધ ન હોય એ સભા નથી, અને જે ધર્મ કહેતો નથી તે વૃદ્ધ ન કહેવાય, અને જેમાં સત્ય નથી તે ધર્મ નહીં, અને જે છલયુક્ત છે તે સત્ય નહીં.

तद्भुज्यते यद्द्विजभुक्तशेषं स बुद्धिमान्यो न करोति पापम् ।
तत्सौहृदं यत्क्रियते परोक्षे दंभैर्विना यत्क्रियते स धर्मः ॥ ,, ॥ ५१ ॥

અર્થઃ—અતિથિ આદિને જમાડીને જે ખાવામાં આવે તેનું જ નામ ખરૂ ભોજન છે. જે પાપ કરતો નથી તે જ ખરો બુદ્ધિમાન્ છે. રૂબરૂમાં સર્વ કોઇ મીઠી વાતો કરે છે, પરન્તુ પરોક્ષમાં (પીઠ પાછળ) સારૂં બોલે તે સુહૃદ્ છે. અને જે દંભ વિના કરવામાં આવે તે ધર્મ છે.

तन्मङ्गलं यत्र मनः प्रसन्नं तज्जीवनं यन्न परस्य सेवा ।
तदर्जितं यत्स्वजनेन भुक्तं तद्गर्जितं यत्समरे रिपूणाम् ॥ ,, ॥ ५४ ॥

અર્થઃ—જે કાર્ય કરવાથી મન પ્રસન્ન થતુ હોય તે જ મંગલ કાર્ય કહેવાય છે. અને બીજાની સેવા વિનાનું જે જીવન તે જ જીવન છે. અને જે સ્વજને (પોતાના કુટુંબે) ખાધું તે જ ખરી કમાણી છે; અર્થાત્ તેમની સેવામાં ખર્ચેલું ધન નષ્ટ થતું નથી. અને શત્રુની સાથેના યુદ્ધમાં જે ગર્જના કરવામા આવે તે જ ગર્જના છે, કોઈ ગરીબની સામે બૂમ પાડવી તેને ગર્જના કહેવાય નહીં.

राष्ट्रस्य शरणं राजा पितरौ वालकस्य च ।
धर्मश्च सर्वमर्त्यानां सर्वस्य शरणं हरिः ॥म.भ.पु.आ.का.अ. २३० श्लो. ४६ ॥

અર્થ:—રાષ્ટ્રનું શરણ રાજા જ છે. બાલકનુ શરણ માતાપિતા છે સર્વ મનુષ્યનું શરણ ધર્મ છે અને સર્વ પ્રાણી માત્રનું શરણ પરમાત્મા છે.

अस्थिरं जीवितं लोके अस्थिरं धनयौवनम् ।
अस्थिरं पुत्रदाराद्यं धर्मः कीर्तिर्यशः स्थिरम् ॥ म.ग.पु.आ.का.अ.११५—२६ ॥

અર્થ:—મનુષ્યોનું આયુ અસ્થિર છે, ધન અને યૌવન પણ સ્થિર નથી પુત્ર સ્ત્રી આદિ પણ સ્થિર નથી, તથા ધર્મ, કીર્તિ અને યશ એ પણ હમેશા રહેતા નથી. (શૌર્યાદિથી થતી ખ્યાતિનુ નામ યશ છે. કીર્તિ અને યશનો વિશેષ ભેદ નથી).

अर्थातुराणां न सुहृन्न बन्धुः कामातुराणां न भयं न लज्जा ।
चिन्तातुराणां न सुखं न निद्रा क्षुधातुराणां न बलं न तेजः ॥ ,, ॥ ६७ ॥

અર્થ:—ધનની લાલસા વાળા મનુષ્યને કોઈ સ્નેહી કે સગા વિગેરેનો કોઇ વિચાર હોતો નથી. અર્થાત્ તેઓ ધનને માટે બન્ધુ આદિને પણ કષ્ટ આપે છે. કામાતુર મનુષ્યને ભય કે લજ્જા હોતી નથી. ચિન્તાથી દુઃખી થતા મનુષ્યને સુખ કે નિદ્રા નથી. અને ભૂખ્યા માણુસમાં બલ કે તેજ હોતુ નથી.

अनायके न वस्तव्यं न चैव बहुनायके ।
स्त्रीनायके न वस्तव्यं वस्तव्यं बालनायके ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—જે દેશમાં હકુમત ચલાવનાર (નેતા) કોઇ ન હોય તે દેશમા રહેવું નહીં. જે દેશમા બહુ નાયક હોય ત્યાં પણ રહેવુ નહીં. અને સ્ત્રી કે બાલક જ નાયક હોય ત્યાં પણ રહેવું નહીં.

वृथा वृष्टिः समुद्रस्य वृथा तृप्तस्य भोजनम् ।
वृथा दानं समृद्धस्य नीचस्य सुकृत वृथा ॥ ,, ॥ ७५ ॥

અર્થ:—સમુદ્રમાં વર્ષા વ્યર્થ છે, તૃપ્ત મનુષ્યને ભોજન આપવુ તે વ્યર્થ છે, ધનવાનને દાન દેવુ તે પણ વ્યર્થ છે, અને નીચ માણુસને પુણ્યકર્મનું કોઇ પ્રયોજન નથી માટે તેને માટે તે પણ વ્યર્થ છે.

दूरस्थोऽपि समीपस्थो यो यस्य हृदये स्थितः ।
हृदयादपि निष्क्रान्तः समीपस्थोऽपि दूरतः ॥ ,, ॥ ७६ ॥

અર્થ:—જે મનુષ્ય કે પદાર્થનું આપણા મનમાં ધ્યાન છે તે આપણાથી બહુ દૂર હોય તોપણ સમીપ જ છે, અને જેનું ધ્યાન મનમાથી જતું રહ્યું છે તે સમીપ હોવા છતાં પણ બહુ દૂર છે.

माता शत्रुः पिता वैरी बालो येन न पाठितः ।
सभामध्ये न शोभन्ते हंसमध्ये बको यथा ॥ ,, ॥ ८० ॥

અર્થ:—જેણે બાલ્યાવસ્થામાં પોતાના સન્તાનને વિદ્યા પઢાવી નથી તેવા માતાપિતા શત્રુ જ છે. તેવાં સન્તાન, જેમ હંસની મધ્યમાં બગલા શોભતા નથી તેમ, વિદ્વાનની સભામાં શોભતા નથી.

तावद्भयस्य भेतव्यं यावद्भयमनागतम् ।
उत्पन्ने तु भये तीव्रे स्थातव्यं वै ह्यभीतवत् ॥ „ ॥ ४५ ॥

અર્થઃ—આપણને કોઇ ભય આવવાનો હોય તે ન આવે ત્યાં સુધી તેનો ડર રાખવો. પરન્તુ ભય આવ્યા પછી નિડર મનુષ્યની માફક ઉભા રહેવું જોઇએ.

सा स्त्री या न मदं कुर्यात्स सुखी तृष्णयोज्झितः ।
तन्मित्रं यत्र विश्वासः पुरुषः स जितेन्द्रियः ॥ „ ॥ ५५ ॥

અર્થઃ—જે સ્ત્રી ધન યૌવન આદિ નિમિત્ત મદ કરતી નથી તેનું નામ સ્ત્રી છે. જે તૃષ્ણારહિત છે તે સુખી છે. જ્યાં વિશ્વાસ છે તે જ મિત્ર છે. અને જે જિતેન્દ્રિય છે તે જ પુરૂષ છે.

दुर्जनस्य हि संगेन सुजनोपि विनश्यति ।
प्रसन्नमपि पानीयं कर्दमैः कलुषीकृतम् ॥ „ ॥ ४९ ॥

અર્થઃ—દુર્જનના સંસર્ગથી સજ્જનનો પણ વિનાશ થાય છે. જલ બહુ નિર્મલ હોય તોપણ કાદવના સંબધથી મલિન થઇ જાય છે.

नाभिषेको न संस्कारः सिंहस्य क्रियते वने ।
नित्यमूर्जितसत्त्वस्य स्वयमेव मृगेन्द्रता ॥ „ ॥ १९ ॥

અર્થઃ—સિંહનો જંગલના રાજા તરીકે કોઇ અભિષેક કે સંસ્કાર કરવામાં આવતો નથી. પરન્તુ તે હમેશાં પ્રબલ બલવાળો હોવાથી સ્વયં મૃગેન્દ્ર (મૃગનો રાજા) છે. તેવી રીતે પરાક્રમી મનુષ્ય સર્વત્ર રાજા જ છે

यथा पुष्करपत्रेषु पतितास्तोयबिन्दवः ।
न श्लेषमभिगच्छन्ति तथाऽनार्येषु सौहृदम् ॥वा.रा.का. ६ स. १६ श्लो. ११॥

અર્થઃ—જેવી રીતે કમલના પાદડા ઉપર પડેલું જલનું બિન્દુ તે પાંદડાની સાથે કોઇ પ્રકારના સંબન્ધને પ્રાપ્ત થતું નથી, જૂદું જ રહે છે; તેવી રીતની નિકૃષ્ટ મનુષ્ય સાથેની મિત્રતા છે. નિકૃષ્ટ મનુષ્યને શુદ્ધ ભાવથી સ્નેહ થતો નથી.

यथा शरदि मेघानां सिंचतामपि गर्जताम् ।
न भवत्यम्बुसंक्लेदस्तथाऽनार्येषु सौहृदम् ॥ „ ॥ १२ ॥

અર્થઃ—જેમ શરદ્ઋતુમા પણ કદાપિ મેઘ ગર્જે છે અને વર્ષા પણ પડે છે. તથાપિ તે વર્ષાથી પૃથિવી પુષ્કલ પાણીથી વ્યાપ્ત થતી નથી. તેમ નિકૃષ્ટ મનુષ્યોની સાથેની મિત્રતા પણ નિષ્ફલ છે, કંઈ ઉપયોગી નથી.

यथा मधुकरस्तर्षात्काशपुष्पं पिबन्नपि ।
रसमत्र न विन्देत तथाऽनार्येषु सौहृदम् ॥वा. रा. का. ६ स. १६ श्लो. १४॥

અર્થઃ—જેમ મધમાખી તર્ષિત થઇને કાશ (કાઈ) ના પુષ્પનું પાન કરે છે છતાં તેમાંથી તેને રસ મળતો નથી; તેમ નિકૃષ્ટ મનુષ્યની મિત્રતા પણ લાભકારક નથી, હાનિનું જ કારણ છે.

यथा पूर्वं गजः स्नात्वा गृह्य हस्तेन वै रजः ।
दूषयत्यात्मनो देहं तथाऽनार्येषु सौहृदम् ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—જેમ હાથી પ્રથમ સ્નાન કરીને પછી પોતાની સૂંઢથી ધૂળ લઇને શરીર ઉપર નાંખે છે–દેહને ખરાબ કરે છે, તેવી રીતે નિકૃષ્ટ મનુષ્યની સાથે મિત્રતા કરીને પછી ખરાબી પ્રાપ્ત કરવી તેના કરતાં તેની સાથે મિત્રતા જ ન કરવી તે ઠીક છે.

આ પ્રમાણે અયોગ્ય મનુષ્યની સાથેની મિત્રતા હાનિકારક હોવાથી તે કદાપિ કરવી નહીં.

नित्यमन्योन्यसंहृष्टा व्यसनेष्वाततायिनः ।
प्रच्छन्नहृदया घोरा ज्ञातयस्तु भयावहाः ॥ ,, ॥ ५ ॥

અર્થ—પોતાની જ્ઞાતિનો જાણીને પણ પરીક્ષા કર્યા વિના કોઇની સાથે મિત્રતા કરવી નહીં, કેમકે કેટલાક જ્ઞાતિલોક પણ કપટી હૃદયના તથા કઠોર સ્વભાવના (घोरा) તથા આપણી આપત્તિના સમયમાં ખુશી થનાર આતતાયી થાય છે. તે કારણથી કેટલાક જ્ઞાતિવાળા પણ ભયનુ કારણ છે માટે એક જાતિ માનીને મિત્રતા કરવી યોગ્ય નથી.

लुब्धः क्रूरस्त्यक्तधर्मा निकृतिः शठ एव च ।
क्षुद्रः पापसमाचारः सर्वशङ्की तथाऽलसः ॥ म.भा.शा.प.अ. १६८ श्लो. ६ ॥

અર્થઃ—લોભી, ક્રૂર, ધર્મનો જેણે ત્યાગ કર્યો હોય તેવો, તથા પોતે ઉપકારી હોવાનો ભ્રમ કરાવી બીજાની વૃત્તિનું છેદન કરનાર સ્વાર્થી ( निकृतिः ), તથા શઠ, મલિન અન્તઃકરણવાળો, તથા પાપી, તથા સર્વમાં શંકા કરનાર તથા આળસુ,

दीर्घसूत्र्यनृजुः क्रुष्टो गुरुदारप्रधर्षकः ।
व्यसने यः परित्यागी दुरात्मा निरपत्रपः ॥ ,, ॥ ७ ॥

सर्वतः पापदर्शी च नास्तिको वेदनिन्दकः ।
संप्रकीर्णेन्द्रियो लोके यः कामं निरतश्चरेत् ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—તથા દીર્ઘસૂત્રી, કોમળતા રહિત, લોકમાં નિન્દિત (ક્રુષ્ટ), તથા ગુરૂની સ્ત્રીનું હરણ કરનાર, વિપત્તિમાં પડેલા બંધુઓનો ત્યાગ કરનાર, દુષ્ટાત્મા, લજ્જા ( अपत्रपा ) રહિત (૭), તથા સર્વ તરફથી પાપદર્શી, નાસ્તિક, વેદાદિનો નિન્દક, અજિતેન્દ્રિય, તથા લોકમાં જે સ્વેચ્છાચારી હોય તે (૮),

असत्यो लोकविद्विष्टः समये चानवस्थितः ।
पिशुनोऽथाकृतप्रज्ञो मत्सरी पापनिश्चयः ,, ॥ ९ ॥

दुःशीलोऽथाकृतात्मा च नृशंसः कितवस्तथा ।
मित्रैरपकृतिर्नित्यमिच्छत्यर्थं परस्य यः ॥ ,, ॥ १० ॥

અર્થઃ—સત્યથી રહિત અર્થાત્ મિથ્યા ભાષણ કરનાર, લોકો ઉપર દ્વેષ કરનાર, કહેલી વાતમાંથી ખસી જનાર, ચાડી કરનાર, સંસ્કાર રહિત બુદ્ધિ વાળો, મત્સર વાળો, તથા પાપ કરનાર (૯), ખરાબ સ્વભાવ વાળો, શાસ્ત્રરહિત, હિંસક, વઞ્ચક, મિત્રનો અપકાર કરનાર, તથા હમેશાં બીજાના ધનની ઇચ્છા કરનાર (૧૦).

ददतश्च यथाशक्ति यो न तुष्यति मन्दधीः ।
अधैर्यमपि यो युंक्ते सदा मित्रे नरर्षभ ॥ „ ॥ ११ ॥
अस्थानक्रोधनोऽयुक्तो यश्चाकस्माद्विरुध्यते ।
सुहृदश्चैव कल्याणानाशु त्यजति किल्बिषी ॥ „ ॥ १२ ॥

અર્થઃ—તથા જે મન્દબુદ્ધિ વાળો હોય શક્તિ અનુસાર આપનાર ઉપર પ્રસન્ન થતો નથી તે, અને હે નરશ્રેષ્ઠ ! મિત્ર વિષયમા હમેશાં અસંતોષ પ્રકટ કરનાર, તથા વિના કારણ ક્રોધ કરનાર, ચંચલ, અકસ્માત્ વિરોધ કરનાર, તથા જે પાપી હિતેચ્છુ (कल्याण) મિત્રોનો શીઘ્ર ત્યાગ કરે છે તે (૧૨),

अल्पेऽप्यपकृते मूढस्तथाऽज्ञानात्कृतेऽपि च ।
कार्यसेवी च मित्रेषु मित्रद्वेषी नराधिप ॥ „ ॥ १३ ॥
शत्रुर्मित्रमुखो यश्च जिह्मप्रेक्षी विलोचनः ।
न विरज्यति कल्याणे यः कुर्यात्तादृशं नरम् ॥ „ ॥ १४ ॥

અર્થ.—તથા હે નરાધિપ (ધૃતરાષ્ટ્ર) ! જે મૂઢ પોતાના કાર્યની સિદ્ધિને માટે મિત્રતા કરનાર, છતાં પોતાના મિત્ર તરફથી અજ્ઞાનથી પણ કંઈ અપરાધ થયો હોય તો તેના ઉપર દ્વેષ કરે છે તે, (૧૩), તથા જે ઉપર ઉપરથી મિત્ર જેવો વર્તાવ કરતો હોવા છતાં અંદરથી શત્રુ છે, તથા કુટિલદર્શી અને વિપરીત દૃષ્ટિ વાળો છે, અને જે મનુષ્ય હિત કરવામાં રત છે તેવા મનુષ્યની ઉપર જે પ્રીતિ કરતો નથી તે (૧૪),

पानपो द्वेषणः क्रोधी निर्घृणः परुषस्तथा ।
परोपतापी मित्रध्रुक् तथा प्राणिवधे रतः ॥ „ ॥ १५ ॥
कृतघ्नश्चाधमो लोके न सन्धेयः कदाचन ।
छिद्रान्वेषी नसन्धेयः सन्धेयानपि मे शृणु ॥ „ ॥ १६ ॥

અર્થઃ—તથા દારૂ આદિ પીનાર, શત્રુતા કરનાર, ક્રોધી, દયા રહિત, કઠોર (परुष), બીજાને સંતાપ દેનાર, મિત્ર પ્રતિ દ્રોહ કરનાર, તથા પ્રાણીની હિંસા કરવામાં તત્પર (૧૫), તથા જે કૃતઘ્ન છે તથા જે અધમ છે તથા છિદ્ર દેખનારો છે એવા પુરૂષની કદાપિ મિત્રતા કરવી નહીં.

હવે મિત્રતાને યોગ્ય કોણ છે તે કહું છુ તે સાંભળો. (૧૬).

कुलीना वाक्यसंपन्ना ज्ञानविज्ञानकोविदाः ।
रूपवन्तो गुणोपेतास्तथाऽलुब्धा जितश्रमाः ॥ „ ॥ १७ ॥

सन्मित्राश्च कृतज्ञाश्च सर्वज्ञा लोभवर्जिता ।
माधुर्यगुणसंपन्नाः सत्यसंधा जितेन्द्रिया ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—જે લોકો કુલીન છે, તથા નિર્દોષ વાણી યુક્ત છે, તથા શાસ્ત્રજ્ઞાન અને અનુભવજ્ઞાન યુક્ત છે, તથા રૂપ અને ગુણ વાળા છે, તથા લોભરહિત અને પરિશ્રમી છે (૧૭), તથા જે સન્મિત્ર છે અર્થાત્ પ્રત્યુપકારની ઈચ્છા વિના ઉપકાર કરનારા છે, કૃતજ્ઞ છે, સર્વ પ્રકારના જ્ઞાનવાળા છે, લોભરહિત છે, તથા પવિત્ર ગુણ વાળા, સત્ય બોલનાર અને જિતેન્દ્રિય છે (૧૮),

व्यायामशीलाः सततं कुलपुत्राः कुलोद्वहाः ।
दोषैः प्रमुक्ताः प्रथितास्ते ग्राह्याः पार्थिवैर्नराः ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—તથા જેઓ હમેશા પરિશ્રમ સ્વભાવ વાળા છે, કુલનો ટેક રાખનાર છે, તથા કુલમર્યાદા પ્રમાણે ચાલે છે, દોષ રહિત છે, તથા લોકમાં પ્રખ્યાત છે, તેમનો રાજા લોકોએ પણ મિત્ર રૂપે સ્વીકાર કરવો જોઈએ (૧૯),

समृद्धा गुणतः केचिद्भवन्ति धनतोऽपरे ।
धनवृद्धान्गुणैर्हीनान्धृतराष्ट्र विवर्जय ॥ म. भा. उ. प. अ. ३९–८ ॥

અર્થઃ—કોઈ મનુષ્ય ગુણોથી સમૃદ્ધ હોય છે. હે ધૃતરાષ્ટ્ર ! તમે ગુણરહિત ધનવાનનો ત્યાગ કરો અર્થાત્ ધન રહિત ભલે હોય, તથાપિ ગુણવાન્ હોય તો તેની મિત્રતા કરવી.

વળી જ્ઞાતિની સાથે મિત્રતા તથા વિશ્વાસ કરવામાં વિચાર કરવો જોઈએ, તથાપિ તેમનો પરિત્યાગ કરવો ન જોઈએ.

ज्ञातिभिर्विग्रहस्तात न कर्तव्यः शुभार्थिना ।
सुखानि सहभोज्यानि ज्ञातिभिर्भरतर्षभ ॥ ,, ॥ २३ ॥
संभोजनं संकथनं संप्रीतिश्च परस्परम् ।
ज्ञातिभिः सह कार्याणि न विरोधः कथंचन ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—હે ભરતર્ષભ ! પોતાના સુખની ઈચ્છા રાખનાર મનુષ્યે જ્ઞાતિવાળાની સાથે કદાપિ કલહ ન કરવો. પરન્તુ જ્ઞાતિની સાથે મળીને સુખ ભોગવવું (૨૩), તથા જ્ઞાતિની સાથે મળીને ભોજન તથા વાર્તાલાપ તથા પરસ્પર પ્રીતિ એ સર્વ કરવાં, કદાપિ વિરોધ ન કરવો. (૨૪).

ज्ञातयस्तारयन्तीह ज्ञातयो मज्जयन्ति च ।
सुवृत्तास्तारयन्तीह दुर्वृत्ता मज्जयन्ति च ॥ ,, ॥ २५ ॥

અર્થ.—"नित्यमन्योन्यसंहृष्टा." એ વાલ્મીકિ રામાયણના શ્લોકમાં જ્ઞાતિ વાળાનો જે ભય બતાવ્યો છે તેનો અહીં ખુલાસો કરે છેઃ—જે સદાચારી જ્ઞાતિવાળા હોય તે તારે છે, અને જે જ્ઞાતિવાળા દુરાચારી હોય તે ડુબાડે છે. જે જ્ઞાતિવાળા દુરાચારી

હોય ભયનું કારણ છે એવો વાલ્મીકિના ઉપરના શ્લોકનો ભાવ છે. જ્ઞાતિવાળા દરેક વાતના વિશેષ ભેદી હોય છે, તેથી જ્યારે ફૂટે ત્યારે તરત આપણો નાશ કરી શકે છે, માટે દુરાચારી જ્ઞાતિવાળાનો વિશ્વાસ કરવામાં વિચાર રાખવો જોઇએ.

ययोरेव समं वित्तं ययोरेव समंश्रुतम् ।
तयोर्विवाहः सख्यं च न तु पुष्टविपुष्टयोः ॥म.भा.आ.प.अ. १३२ श्लो. १०॥

અર્થ:—જેની સાથે ધનની સમાનતા હોય અને વિદ્યાની સમાનતા હોય તેમનો વિવાહ તથા મિત્રતા કરવા યોગ્ય છે, અધિક અને ન્યૂનની સાથે કરવા યોગ્ય નથી. તે વ્યવહારમાં દુઃખદાયી થાય છે.

मृगा मृगैः संगमनुव्रजन्ति गावश्च गोभिस्तुरगास्तुरंगैः ।
मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः समानशीलव्यसनेषु सख्यम् ॥
पं० तं० त० १ श्लो० २८२ ॥

અર્થ:—મૃગો સમાન જાતિના મૃગ સાથે વિચરે છે. તેમ ગાય, ઘોડા, વગેરે પણ સર્વ પોતાની સમાન જાતિની સાથે વિચરે છે. તેવી રીતે મૂર્ખ પણ મૂર્ખની સાથે મેળ રાખે છે, અને વિદ્વાન્ વિદ્વાનની સાથે. અર્થાત્ મિત્રતા સમાન શીલ અને વ્યસન વાળાની વચ્ચે જ થાય છે.

आपत्काले तु संप्राप्ते यन्मित्रं मित्रमेव तत् ।
वृद्धिकाले तु संप्राप्ते दुर्जनोऽपि सुहृद्भवेत् ॥ पं. तं. त. २-११२ ॥

અર્થ:—આપત્તિ કાળમાં આપણી સહાય કરવાને ખડા રહે છે તે જ ખરા મિત્ર છે. આપણી વૃદ્ધિના સમયમાં તો શત્રુ પણ મિત્ર થાય છે. માટે વૃદ્ધિના સમયમાં મિત્રની પરીક્ષા થતી નથી. વળી–

औरसं कृतसंबन्धं तथा वंशक्रमागतम् ।
रक्षितं व्यसनेभ्यश्च मित्रं ज्ञेयं चतुर्विधम् ॥ हितोपदेश ॥मि. ला. श्लो. १९१॥

અર્થ:—મિત્ર ચાર પ્રકારના હોય છે:–૧. ઔરસ એટલે પોતાના કુલમાં ઉત્પન્ન, ૨. કોઈ સંબંધવશાત્ થયેલો, ૩. વંશપરંપરાથી પ્રાપ્ત, તથા ૪. આપત્તિમાંથી જેની રક્ષા કરવામાં આવી હોય તે.

स्वाभाविकं तु यन्मित्रं भाग्येनैवाभिजायते ।
तदकृत्रिमसौहार्दमापत्स्वपि न मुञ्चति ॥ ,, ॥ २०५ ॥

અર્થ:—સ્વાભાવિક મિત્રતા ભાગ્યવશાત્ જ મળે છે. એવી અકૃત્રિમ (સ્વાભાવિક) મિત્રતા આપત્તિમાં પણ છૂટતી નથી.

न मातरि न दारेषु न सोदर्ये न चात्मनि ।
विश्वासः तादृशः पुंसां यावन्मित्रे स्वभावजे ॥ ,, ॥ २०६ ॥

અર્થઃ—મનુષ્યોને જેવો વિશ્વાસ કંઇ કારણ વિના સ્વભાવથી ઉત્પન્ન થયેલા મિત્ર ઉપર હોય છે, તેવો વિશ્વાસ માતા, પત્ની, સગો ભાઇ, તેમ જ પોતાના ઉપર થતો નથી.

**शुचित्वं त्यागिता शौर्यं समत्वं सुखदुःखयोः ।**
**दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥** ,, ,,

અર્થઃ—શુદ્ધતા, ત્યાગ, શૌર્ય, સુખ દુઃખમાં સમાનતા, કાર્યકુશલતા, પ્રેમ અને સત્યતા એ સન્મિત્ર(સુહૃદ્)ના ગુણો છે.

**पापान्निवारयति योजयते हिताय**
**गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।**
**आपद्गतं च न जहाति ददाति काले**
**सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥** ની૦ શ૦ શ્લો૦ ૭૨ ॥

અર્થઃ—પાપ કરવામાંથી નિવારણ કરવું, હિતકાર્યમાં જોડવું, ગુહ્ય વાતને છુપાવવી, ગુણોને પ્રકટ કરવા, આપત્તિમાં મિત્રનો ત્યાગ ન કરવો, અને સમય આવ્યે ઉપકાર કરવો—એ સર્વ સન્મિત્રનાં લક્ષણ છે એમ સત્પુરૂષો કહે છે.

**सोपसर्गं निजं देशं त्यक्त्वाऽन्यत्र नो व्रजेत् ।**
**स पंगुर्नाशमाप्नोति कुलस्थित इव द्रुमः** ॥स्का. पु. ख. ४, अ. ७६ श्लो. ४८॥

અર્થઃ—પોતાના દેશમાં નાના પ્રકારના ઉપદ્રવ જોવામાં આવે તો તે દેશ ત્યાગ કરવા યોગ્ય છે. છતાં તેને છોડીને જે બીજા સ્થાનમાં જતો નથી તે પંગુ( લગડો ) મનુષ્ય નદીને કિનારે સ્થિત વૃક્ષ જેવી રીતે અવશ્ય પડી જઇને નષ્ટ થાય છે તેવી રીતે, નાશ પામે છે.

**मिथो भजन्ति ये सख्यः स्वार्थैकान्तोद्यमा हि ते ।**
**न तत्र सौहृदं धर्मः स्वार्थार्थं तद्धि नान्यथा** ॥भा.पु.स्क. १०, अ. ३२ श्लो. १७॥

અર્થઃ—જે મિત્ર લોક (सख्यः) પરસ્પર ઉપકાર કરતા સતા પ્રેમ કરે છે તે સ્વાર્થમાં જ તત્પર (स्वार्थैकान्तोद्यमाः) છે. તેમાં કોઈ સાહૃદધર્મ નથી, કેમકે તે માત્ર સ્વાર્થને માટે છે.

**भजन्त्यभजतो ये वै करुणाः पितरो यथा ।**
**धर्मो निरपवादोऽत्र सौहृदं च सुमध्यमाः ॥** ,, ॥ १८ ॥

અર્થઃ—હે સુમધ્યમ ગોપીઓ ! આપણે કોઇ ઉપકાર કે મિત્રતા કરતા ન હોઇએ (अभजतः), તથાપિ આપણા ઉપર જે દયાલુ લોક માતા પિતાની માફક ઉપકાર કરે છે ત્યાં અપવાદ રહિત ધર્મ છે, અને ત્યાં સ્નેહ ઉત્પન્ન થાય છે.

**भजतोऽपि न वै केचिद्भजन्त्यभजतः कुतः ।**
**आत्मारामा ह्याप्तकामा अकृतज्ञा गुरुद्रुहः ॥** ,, ॥ १९ ॥

અર્થઃ—જેઓ આત્મજ્ઞાની છે તેઓ, તથા સ્વાર્થી (આપ્તકામ) તથા અકૃતજ્ઞ એટલે કરેલા ઉપકારને ભૂલનાર, તથ ગુરૂદ્રોહી-એ સર્વ ઉપકાર કરનારનો (भजतः) પણ ઉપકાર

કરતા નથી, તો પછી ઉપકાર ન કરનાર (अभजत) પ્રતિ કરે તે તો બને જ કેમ ? (આ વચન ગોપીઓ પ્રતિ કૃષ્ણે કહેલું છે) આત્મજ્ઞાનીને મોહ ન હોવાથી પ્રેમ કરતા નથી, અકૃતજ્ઞ હોવાથી નહીં.

संतोषस्त्रिषु कर्तव्य' स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्योऽध्ययने जपदानयोः ॥वृ० चा० नी० अ० ७ श्लो० ४॥

અર્થ:—પોતાની સ્ત્રી, ભોજન તથા ધન એ ત્રણ વિષયમા સંતોષ રાખવો. પરન્તુ પઠનમા, જપ કરવામાં અને દાન દેવામાં સંતોષ ન રાખવો.

कि दुःसहं न साधूनां विदूषां किमपेक्षितम् ।
किमकार्यं कदर्याणां दुस्त्यजं किं धृतात्मनाम् ॥भा.पु.स्क. १० अ. १ श्लो. ५८॥

અર્થ:—સત્પુરૂષો સહન ન કરી શકે એવું કાંઇ નથી અર્થાત્ સત્પુરૂષો સર્વ સહન કરી શકે છે. અને વિદ્વાન્ પુરૂષને કોઈ વસ્તુની અપેક્ષા નથી અને લોભી (कदर्य) મનુષ્યને મન અકાર્ય કોઈ નથી અર્થાત તે ગમે તેવું દુષ્ટ કાર્ય પણ કરશે. અને ધીરજવાળા મનુષ્ય જેનો ત્યાગ ન કરી શકે તેવી કોઇ વસ્તુ નથી–સર્વનો ત્યાગ કરી શકે છે.

शोकस्थानसहस्राणि हर्षस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥
स्का० पु० ख० १, कौ० ख० २, अ० ४६, श्लो० २१,२ ॥

અર્થ:—મૂર્ખને દરરોજ શોકના હજાર કારણ ઉપસ્થિત થાય છે અને સેકડો હર્ષનાં કારણ પણ બને છે પરન્તુ વિવેકબુદ્ધિ વાળા પણ્ડિતને ઘડી ઘડીમાં હર્ષશોક થતો નથી.

स्नाने जपे च होमे च स्वाध्याये पितृतर्पणे ।
गोदेवातिथिपूजासु निरालस्यो भवानघ ॥
स्का० पु० ख० ३, धर्मा० ख० ३, अ० ११, श्लो० २३ ॥

અર્થ:—હે પાપરહિત ! સ્નાન, જપ, હોમ, સ્વાધ્યાય અને પિતૃતર્પણ કરવામાં, તથા ગાય, દેવ અને અતિથિની સેવામાં આલસ્ય રહિત થા.

शास्त्रं प्रज्ञा धृतिर्दाक्ष्यं प्रागल्भ्यं धारयिष्णुता ।
उत्साहो वाग्मिता दार्ढ्यमापत्क्लेशसहिष्णुता ॥ कामन्दक.नी.स. १ श्लो. २१ ॥
प्रभावः शुचिता मैत्री त्यागः सत्यं कृतज्ञता ।
शीलं चैव दमश्चेति गुणाः संपत्तिहेतवः ॥ ,, ॥ २२ ॥

અર્થ—વિદ્યા, બુદ્ધિ, ધૈર્યતા, કાર્ય કરવામા કુશલતા (दाक्ष्यं), પ્રતિભા, ધારણાશક્તિ, ઉત્સાહ, વક્તૃત્વશક્તિ, દઢતા, આપત્તિમાં કલેશ સહન કરવાની શક્તિ (૨૧), પ્રભાવ, પવિત્રતા, મિત્રતા, ઉદારતા(त्याग.), સત્ય, કૃતજ્ઞતા, શીલ તથા જિતેન્દ્રિયતા આદિ ગુણો મનુષ્યને સંપત્તિના હેતુ છે. માટે તે ગુણોને સંપાદન કરવા જોઇએ. કારણ તે ગુણો હોય ત્યારે લોકામાં પ્રિય થાય છે, અને લોકોમાં પ્રિયતા થવાથી જ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

गुणाधिके पुंसि जनोऽनुरज्यते ।
जनानुरागप्रभवा हि संपदः ॥ नीतिसार० ॥

અર્થ—અધિક ગુણ વાળા મનુષ્ય ઉપર લોકોને પ્રીતિ થાય છે; અને લોકોની પ્રીતિથી સંપત્તિ પ્રાપ્ત થાય છે.

यो धर्मशीलो जितमानरोषो विद्याविनीतो न परोपतापी ।
स्वदारतुष्टः परदारदूरः स वै नरो नो भुवि वन्दनीयः ॥
म० ग० पु० ध० का० अ० ४८ श्लो० ४० ॥

અર્થ:—જે મનુષ્ય ધર્મશીલ છે, જેણે માન અને રોષને જીત્યા છે, જે વિદ્યા અને વિનય યુક્ત છે; જે બીજાને સંતાપ આપતો નથી; જે પોતાની સ્ત્રીથી સંતુષ્ટ છે અને પરસ્ત્રીથી દૂર રહે છે-તે મનુષ્ય પૃથિવીમા અમારો વન્દનીય છે.

मिष्टान्नदाता चरिताग्निहोत्रो वेदान्तविच्चन्द्रसहस्रजीवी ।
मासोपवासी च पतिव्रता च षट् जीवलोके मम वन्दनीया ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—ભૂખ્યા મનુષ્યને મિષ્ટાન્ન અર્થાત્ પરિપૂર્ણ અન્ન ખવરાવનાર; તથા અગ્નિહોત્રી, તથા વેદના તત્ત્વનો જ્ઞાતા બ્રહ્મવેત્તા; તથા હજાર મહિના અર્થાત્ એંશી વર્ષ ઉપરની આયુવાળો; તથા માસ પર્યન્ત ઉપવાસ કરનાર (ચાન્દ્રાયણાદિ વ્રત કરનાર); તથા પતિવ્રતા સ્ત્રી—એ ૭ આ લોકમાં મારે વન્દન કરવા યોગ્ય છે.

दन्तस्य निष्कोषणकेन नित्यं कर्णस्य कण्डूयनकेन वापि ।
तृणेन कार्यं भवतीश्वराणां किमङ्ग वाग्घस्तवता नरेण ॥पं.तं.त. १ श्लो. ७१॥

અર્થ:—દાંત ખોતરનાર (निष्कोषणक) તથા કાન ખોતરનાર (कण्डूनयक) રાજા આદિ મોટા પુરૂષો (ईश्वर) હોય તોપણ તેમને તે કાર્ય ઘાસના ટુકડા માત્રથી કરવું પડે છે, કોઈ કિંમતી વસ્તુની જરૂર નથી. આ પ્રમાણે મોટા મનુષ્યને પણ કદાપિ હલકી વસ્તુનો આશ્રય લેવો પડે છે. તો પછી હે પુત્ર (अंग)! વાણી, હસ્ત, આદિ ઇન્દ્રિય જેવું સાધન જેની પાસે છે તેવો મનુષ્ય ઉપકારક થઈ શકે તેમા શી નવાઇ છે? અર્થાત્ અવસ્ય ઉપકારક થઈ શકે. માટે કોઈને પણ તુચ્છ ન સમજવો

काचे मणिर्मणौ काचो येषां बुद्धिः प्रवर्तते ।
न तेषां सन्निधौ भृत्यो नाममात्रोऽपि तिष्ठति ॥ ,, ॥ ७७ ॥

અર્થ:—જેને કાચમાં મણિબુદ્ધિ હોય છે અને મણિમા કાચબુદ્ધિ હોય છે તેની પાસે જેમ ઝવેરી જાય નહીં, તેવી રીતે જેને યોગ્યાયોગ્યતાનો વિચાર નથી તેની પાસે બુદ્ધિમાન્ સેવક કદાપિ ટકતો નથી.

न क्षुधा पीड्यते यस्तु निद्रया न कदाचन ।
न च शीतातपाद्यैश्च स भृत्यार्हो महीभुजाम् ॥ ,, ॥ ९० ॥

અર્થ:—જેને ક્ષુધા (ક્ષુધ) તથા નિદ્રા પીડા કરતી નથી, તથા ઠંડી કે ગરમી જેને બાધા કરતી નથી, એવો મનુષ્ય રાજા લોકોનો સેવક થવાને લાયક છે.

श्रुत्वा संग्रामिकीं वार्तां भविष्यां स्वामिनं प्रति ।
प्रसन्नास्यो भवेद्यस्तु स भृत्यार्हो महीभुजाम् ॥ ,, ॥ ९१ ॥

અર્થઃ—સ્વામીની સાથે ભવિષ્યમાં થનાર યુદ્ધની વાર્તા સાંભળીને જેનું મુખ પ્રસન્ન રહે છે તેવો મનુષ્ય રાજા લોકોનો ભૃત્ય થવાને યોગ્ય છે.

दुर्मन्त्रान्नृपतिर्विनश्यति यतिः संगात्सुतो लालनात्
विप्रोऽनध्ययनात्कुलं कुतनयात्स्नेहः प्रवासाश्रयात् ।
मैत्री चाप्रणयात्समृद्धिरनयाच्छीलं खलोपासनात्
स्त्री गर्वादनवेक्षणादपि कृषिस्त्यागात्प्रमादाद्धनम् ॥ ,, ॥ १६१ ॥

અર્થઃ—ખોટી સલાહ દેનારની સાથે કાર્યનો વિચાર કરવાથી રાજાનો નાશ થાય છે. સંગથી સંન્યાસીનો નાશ થાય છે. બહુ લાડ લડાવવાથી પુત્ર બગડી જાય છે. વિદ્યા નહીં પઢવાથી બ્રાહ્મણનો નાશ થાય છે. કુપુત્રથી કુલનો નાશ થાય છે. પરદેશમાં રહેવાથી સ્નેહ નષ્ટ થાય છે. પ્રેમ ( अप्रणय ) વિના મિત્રતાનો નાશ થાય છે. અનીતિ (अनय) કરવાથી સમૃદ્ધિ નષ્ટ થાય છે. ખલનો સંગ કરવાથી શીલનો નાશ થાય છે અર્થાત્ સ્વભાવ બગડે છે. ગર્વથી સ્ત્રીનો નાશ થાય છે. દેખરેખ ન રાખે તો ખેતી નષ્ટ થાય છે. અને ખોટે માર્ગે ખર્ચ કરવાથી તથા પ્રમાદથી ધનનો નાશ થાય છે.

आदित्यचन्द्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।
अहश्च रात्रिश्च उभे च सन्ध्ये धर्मोऽपि जानाति नरस्य वृत्तम् ॥ ,, ॥१८२॥

અર્થઃ—સૂર્ય તથા ચંદ્રમા, વાયુ તથા અગ્નિ, આકાશ, ભૂમિ, જલ, હૃદય, યમરાજ, દિવસ અને રાત્રિ, અને બને સન્ધ્યા, તથા ધર્મ પણ મનુષ્યના સદાચાર અને દુરાચાર સર્વને જાણે છે. એ સર્વના અધિષ્ઠાતા દેવતા ચૈતન્ય રૂપ હોવાથી સર્વ જાણે છે.

उपायेन हि यत्कुर्यात्तन्न शक्यं पराक्रमैः ॥ ,, ॥ २०७ ॥

અર્થઃ—જે કાર્ય ઉપાયથી સિદ્ધ થાય છે તે પરાક્રમથી થતું નથી. તેથી દરેક કાર્યમાં ઉપાયને જ શોધવો જોઇએ.

यस्यास्ति सर्वत्र गतिः स कस्मात्स्वदेशरागेण हि याति नाशम् ।
तातस्य कूपोऽयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति ॥ ,, ॥३२२॥

અર્થઃ—જે બુદ્ધિમાન્ મનુષ્ય સર્વત્ર જઇને પોતાનો નિર્વાહ કરી શકે છે તે પોતાના દેશના પ્રેમથી ત્યાં પડી રહીને શા માટે નાશને પ્રાપ્ત થાય? કંઇ પણ જઇને પોતાનો નિર્વાહ ઢુંઢી લે છે. પોતાના બાપે ખોદાવેલા કુવાનું પાણી ખારૂં હોય તો પડોશના મીઠા કુવાનું પાણી લાવીને પીવું જોઇએ. "આ કુવો તો મારા બાપે ખોદાવ્યો છે" એમ કહીને કુત્સિત પુરૂષો જ તેનું ખારૂં પાણી પીએ છે. માટે બુદ્ધિમાન્ મનુષ્યે, જે જગાએ પોતાની ઉપજીવિકા ચાલે તેને જ પોતાનો દેશ સમજવો જોઇએ.

एकस्य कर्म संवीक्ष्य करोत्यन्योऽपि गर्हितम् ।
गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ॥ पं. तं. त. १ श्लो. ३४२ ॥

અર્થઃ—એકનું ખોટું કર્મ જોઇને બીજો પણ તેવું કરે છે. લોક દેખાદેખી કરનારા છે, પરમાર્થ વસ્તુને કરતા નથી.

મનુષ્યે પોતાના છિદ્રને બરાબર સંભાળવું જોઇએ. છિદ્ર આવતાં જ તેને ગુપ્ત રાખી તેને બંધ કરવાનો ઉપાય કરવો જોઇએ.

क्षते प्रहारा निपतन्त्यभीक्ष्णं धनक्षये वर्धति जाठराग्निः ।
आपत्सु वैराणि समुद्भवन्ति छिद्रेष्वनर्था बहुलीभवन्ति । ,, २ श्लो. १७५ ॥

અર્થઃ—આપણા દેહમાં કોઈ ઘા લાગે તો ફરી જે કાંઇ વાગશે તે તેમાં જ વાગશે એવો નિયમ છે. અને ધનનો નાશ થતાં ઔષધ વિના જ જઠરાગ્નિ વધે છે. આપત્તિ સમયમાં નાના પ્રકારના શત્રુ પણ ઉભા થાય છે. અર્થાત્ કોઇ પણ છિદ્ર હોય તો ફરી નાના પ્રકારના અનર્થ આવી લાગે છે.

सत्याऽनृता च परुषा प्रियवादिनी च
हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।
भूरिव्यया प्रचुरवित्तसमागमा च
वेश्यांगनेव नृपतिरनेकरूपः ॥ ,, १ श्लो. ४२५ ॥

અર્થઃ—જેની રીતે વેશ્યા કદાપિ સત્ય બોલનારી, કદાપિ જૂઠું બોલનારી, કદાપિ કઠોર અને કદાપિ પ્રિય બોલે છે, તથા કદાપિ કોઇને મારવા પણ તૈયાર થાય છે, કદાપિ દયાળુ થાય છે, કદાપિ ધન કમાવા તત્પર રહે છે, કદાપિ બહુ દાન કરનારી થાય છે, કદાપિ ખૂબ ખર્ચ કરે છે, કદાપિ બહુ ધનનો સગ્રહ કરે છે; તેવી રીતે રાજા પણ કર્મને અનુસાર નાના પ્રકારના સ્વભાવને ધારણ કરી લે છે.

गन्धेन गावः पश्यन्ति वेदैः पश्यन्ति वै द्विजाः ।
चारैः पश्यन्ति राजानश्चक्षुर्भ्यामितरे जनाः ॥ ,, ३ श्लो. ६७ ॥

અર્થઃ—પશુ ગન્ધથી જાણે છે, વિદ્વાનો શાસ્ત્રથી જાણે છે, રાજા લોક ગુપ્ત દૂતો દ્વારા જાણે છે, બાકી સર્વ લોક પોતાના નેત્રનો ઉપયોગ કરીને જ જાણી શકે છે.

स्पृशन्नपि गजो हन्ति जिघ्रन्नपि भुजंगमः ।
हसन्नपि नृपो हन्ति मानयन्नपि दुर्जनः ॥ ,, ॥ ८३ ॥

અર્થઃ—હાથી સ્પર્શ માત્રથી મારી દે છે એવું તેનું શરીર ભારે છે, અને સર્પ સુંઘવા માત્રથી મારે છે, તથા રાજા હસતાં હસતા મારે છે, અને દુર્જન સત્કાર દેતો સતો મારે છે.

न देवा यष्टिमादाय रक्षन्ति पशुपालवत् ।
यन्तु वर्धितुमिच्छन्ति बुद्ध्या संयोजयन्ति तम् ॥ ,, ॥ १८२ ॥

અર્થઃ—દેવતા લોક ગોવાળની માફક મનુષ્યની પાસે લાકડી લઇને ઉભા રહી રક્ષા કરતા નથી, પરન્તુ તેઓ જેની ઉન્નતિ કરવા ચહાય છે તેને બુદ્ધિયુક્ત કરે છે.

न देवा शस्त्रमादाय निघ्नन्ति रिपुवत्क्रुद्धाः ।
यन्तु हिंसितुमिच्छन्ति बुद्ध्या विश्लेषयन्ति तम् ॥ „ ॥ १८३ ॥

અર્થઃ—અને દેવતા લોક મનુષ્યને શત્રુની માફક ક્રોધ કરીને શસ્ત્ર લઇને મારતા નથી. પરન્તુ જેને મારવાની ઇચ્છા કરે છે તેની બુદ્ધિને નષ્ટ કરી દે છે, જેથી તે પોતે જ અનર્થમાં પડી નષ્ટ થઈ જાય છે.

चत्वारि ते तात गृहे वसन्तु श्रियाभिजुष्टस्य गृहस्थधर्मे ।
वृद्धो ज्ञातिरवसन्न कुलीनः सखा दरिद्रो भगिनी चानपत्या ॥
મ૦ ભા૦ ઉ૦ પ૦ અ૦ ૩૩ શ્લો૦ ૭૦ ॥

અર્થ.—હે રાજન્! આપ જેવા સંપન્ન ગૃહસ્થના ઘરમાં જ્ઞાનવૃદ્ધ, તથા વૃત્તિરહિત કુલીન જ્ઞાતિજન, તથા દરિદ્ર મિત્ર, અને સન્તાન રહિત બેન–એ ચાર સદા વસો, કેમકે એ ચારેના રહેવાથી ધર્મ થાય છે.

चत्वारि कर्माण्यभयंकराणि भयं प्रयच्छन्त्ययथार्थकृतानि ।
मानाग्निहोत्रमुत मानमौनं मानेनाधीतमुत मानयज्ञः ॥ „ ॥ ७३ ॥

અર્થઃ—અગ્નિહોત્ર, મૌન, અધ્યયન અને યજ્ઞ એ ચાર કર્મ સુખ (अभय) દેનારાં છે. પરન્તુ માનની ખાતર કરવામા આવે અને યથાવત્ કરવામા ન આવે તો તે ચારે દુઃખ (भय) દેનાર થઇ પડે છે.

पञ्चाग्नयो मनुष्येण परिचर्याः प्रयत्नतः ।
पिता माताग्निरात्मा च गुरुश्च भरतर्षभ ॥ „ ॥ ७४ ॥

અર્થઃ—હે ભારતવંશમા શ્રેષ્ઠ! પિતા, માતા, અગ્નિ, આપણો આત્મા અને ગુરૂ એ પાચ પ્રસિદ્ધ અગ્નિની મનુષ્યે સદા પ્રયત્ન પૂર્વક સેવા કરવી જોઇએ.

पञ्चैव पूजयँल्लोके यशः प्राप्नोति केवलम् ।
देवान्पितॄन्मनुष्याँश्च भिक्षूनतिथिपञ्चमान् ॥ „ ॥ ७५ ॥

અર્થઃ—દેવો, પિતૃઓ, મનુષ્ય, ભિક્ષુ અને અતિથિ એ પાચેની પૂજા કરવાથી મનુષ્યને લોકમા યશ પ્રાપ્ત થાય છે.

पञ्च त्वानुगमिष्यन्ति यत्र यत्र गमिष्यसि ।
मित्राण्यमित्रा मध्यस्था उपजीव्योपजीविनः ॥ „ ॥ ७६ ॥

અર્થ—મિત્ર, શત્રુ, મધ્યસ્થ, ગુરૂ ( उपजीव्य ) અને સેવક ( उपजीविन् ) એ પાચ તમે જ્યાં હશો ત્યા તમારી સંગમાં જ જશે

પણ્ડિતનાં લક્ષણ નીચે પ્રમાણે છે:—

आत्मज्ञानं समारम्भस्तितिक्षा धर्मनित्यता ।
यमर्थान्नापकर्षन्ति स वै पण्डित उच्यते ॥म. भा. उ. प. अ. ३३ श्लो. २०॥

અર્થ:—જેનાં આત્મજ્ઞાન, સારો ઉદ્યોગ, સહિષ્ણુતા અને ધર્મનિષ્ઠા, પુરૂષાર્થ રૂપ ફલપ્રાપ્તિ પર્યન્ત ભ્રષ્ટ થતાં નથી તે જ પડિત કહેવાય છે. ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં મોક્ષ જ પરમ પુરૂષાર્થ છે. )

निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।
अनास्तिकः श्रद्धान एतत्पण्डितलक्षणम् ॥ ,, ॥ २१ ॥

અર્થ:—જે ઉત્તમ કર્મ કરે છે, નીચ કર્મોનો ત્યાગ કરે છે, જે નાસ્તિક નથી અર્થાત્ ઈશ્વરને માનનારો છે, તથા શ્રદ્ધાયુક્ત છે, તેને જ પણ્ડિત કહે છે.

क्रोधो हर्षश्च दर्पश्च ह्रीः स्तंभो मान्यमानिता ।
यमर्थान्नापकर्षन्ति स वै पण्डित उच्यते ॥ ,, ॥ २२ ॥

અર્થ:—જે મનુષ્યને ક્રોધ, હર્ષ, અભિમાન, લજ્જા, સ્તંભ (કોઇનો સત્કાર ન કરવો તે ) તથા માન્યમાનિતા (પોતાને માન્ય સમજવો તે) આદિ દોષો પુરૂષાર્થથી ( અર્થાત્ ) ભ્રષ્ટ કરી શકતા નથી તે જ પંડિત કહેવાય છે.

यस्य कृत्यं न जानन्ति मन्त्रं वा मन्त्रितं परे ।
कृतमेवास्य जानन्ति स वै पण्डित उच्यते ॥ ,, ॥ २३ ॥

અર્થ:—જેનું ઇચ્છિત કાર્ય, તથા ઉપાય (मन्त्रं), તથા સંમતિ (मन्त्रितं) બીજાઓ (परे) જાણી શકતા નથી, ફક્ત કાર્ય સમાપ્ત થયે જાણે છે, તે જ પડિત કહેવાય છે.

यस्य कृत्यं न विघ्नन्ति शीतमुष्णं भयं रतिः ।
समृद्धिरसमृद्धिर्वा स वै पण्डित उच्यते ॥ ,, ॥ २४ ॥

અર્થ:—જેના કાર્યમાં શીત, ગરમી, ભય, કામ, ધન અથવા નિર્ધનતા આદિ કોઇ પણ વિઘ્ન કરી શકતાં નથી તે જ પડિત કહેવાય છે.

यस्य संसारिणी प्रज्ञा धर्मार्थावनुवर्तते ।
कामादर्थं वृणीते यः स वै पण्डित उच्यते ॥ ,, ॥ २५ ॥

અર્થ—જેની બુદ્ધિ સસારના પ્રવૃત્તિમાર્ગમાં જ પ્રવિષ્ટ થઇ છે, તથાપિ ધર્મ અને અર્થને અનુસરે છે, અને જે કામ કરતાં અર્થને અધિક માને છે, તે જ પડિત કહેવાય છે.

यथाशक्ति चिकीर्षन्ति यथाशक्ति च कुर्वते ।
न किंचिदवमन्यन्ते नराः पण्डितबुद्धयः ॥ ,, ॥ २६ ॥

અર્થ:--પણ્ડિત લોક શક્તિ અનુસાર કાર્ય કરવાની ઇચ્છા રાખે છે, અને ઇચ્છાને સમાન કાર્ય કરી બતાવે છે, અને કોઇનો અનાદર કરતા નથી

क्षिप्रं विजानाति चिरं शृणोति विज्ञाय चार्थं भजते न कामात् ।
नासंपृष्टो व्युपयुंक्ते परार्थे तत्प्रज्ञानं प्रथमं पंडितस्य ॥ ,, ॥ २७ ॥

અર્થ:—પડિતોની પીછાન એ છે કે, તે શીઘ્ર સમજે છે, વિષયને બહુ વાર સુધી

સાંભળે છે, ખૂબ સમઝીને પછી કાર્ય કરે છે, કામ કે ક્રોધાદિથી કદાપિ કાર્ય કરતા નથી, અને પૂછ્યા વિના પારકા કામમાં માથું મારતા નથી–બોલતા નથી.

नाप्राप्यमभिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्सु च न मुह्यन्ति नराः पंडितबुद्धयः ॥ „ ॥ २८ ॥

અર્થ:—પંડિત લોક પ્રાપ્ત થવા યોગ્ય ન હોય તેવી વસ્તુની ઇચ્છા કરતા નથી. નષ્ટ થયેલા પદાર્થ માટે શોક કરવાની ઇચ્છા રાખતા નથી. અને આપત્તિમાં ગભરાતા નથી–ગભરાઇને કાર્ય છોડતા નથી–નિશ્ચયપૂર્વક કાર્ય કરે છે.

निश्चित्य यः प्रक्रमते नान्तर्वसति कर्मणः ।
अवन्ध्यकालो वश्यात्मा स वै पंडित उच्यते ॥ „ ॥ २९ ॥

અર્થ:—જે નિશ્ચય કરીને કાર્ય કરે છે, શરૂ કરેલા કર્મને અધવચ્ચે છોડતા નથી–પૂર્ણ જ કરે છે, જે સમયને વ્યર્થ ગુમાવતો નથી, અને જેની ઇંદ્રિયો પોતાને વશ છે તે પંડિત કહેવાય છે

आर्यकर्मणि रज्यन्ते भूतिकर्माणि कुर्वते ।
हितं च नाभ्यसूयन्ति पण्डिता भरतर्षभ ॥ „ ॥ ३० ॥

અર્થ:—હે ભરતર્ષભ! પંડિતલોક સારા કર્મ કરવામાં પ્રસન્ન રહે છે, જેથી ઐશ્વર્ય પ્રાપ્ત થાય એવા કર્મ કરે છે, અને પોતાના હિતને છોડતા નથી.

न हृष्यत्यात्मसंमाने नावमानेन तप्यते ।
गांगो ह्रद इवाक्षोभ्यो यः स पण्डित उच्यते ॥ „ ॥ ३१ ॥

અર્થ:—જે પોતાનું સન્માન થવાથી હર્ષ પામતો નથી, અને જે નિરાદરથી તપાયમાન થતો નથી, અને ગંગાના હ્રદની પેઠે જેને કોઈ ક્ષોભ થતો નથી અર્થાત્ જે ગંભીર છે, તે જ પંડિત કહેવાય છે.

तत्त्वज्ञः सर्वभूतानां योगज्ञः सर्वकर्मणाम् ।
उपायज्ञो मनुष्याणां नरः पण्डित उच्यते ॥ „ ॥ ३२ ॥

અર્થ:—સર્વ પ્રાણીઓના તત્ત્વને જાણતો હોય, અને સર્વ કર્મોની રચના તથા સામગ્રી (ઉપાય)ને જાણતો હોય તે જ મનુષ્યોની મધ્યે પંડિત કહેવાય છે.

प्रवृत्तवाक् चित्रकथ ऊहवान्प्रतिभानवान् ।
आशु ग्रन्थस्य वक्ता च यः स पंडित उच्यते ॥ „ ॥ ३३ ॥

અર્થ:—જે બોલવામાં રોકાતો ન હોય, ઉત્તમ કથા જાણનાર હોય, તર્ક કરનાર હોય, જેની બુદ્ધિ તરત અર્થને સમઝે એવી હોય, તથા જે ગ્રન્થ જોતાં જ તેનો વક્તા હોય, તે જ પંડિત કહેવાય છે.

श्रुतं प्रज्ञानुगं यस्य प्रज्ञा चैव श्रुतानुगा ।
असंभिन्नार्यमर्यादः पण्डिताख्यां लभेत सः ॥ „ ॥ ३४ ॥

અર્થઃ—જેની વિદ્યા બુદ્ધિને અનુસાર હોય, અને બુદ્ધિ પણ વિદ્યાને અનુસાર હોય, તથા કોઇ મર્યાદાને જે તોડતો ન હોય તે જ પંડિતની પદવીને પ્રાપ્ત કરી શકે છે.

अर्थं महान्तमासाद्य विद्यामैश्वर्यमेव वा ।
विचरत्यसमुन्नद्धो यः स पंडित उच्यते ॥ ,, ॥ ४५ ॥

અર્થઃ—જે બહુ ધન, વિદ્યા કે ઐશ્વર્યને પ્રાપ્ત કરીને અભિમાન રહિત થઇને વિચરે છે તે જ પંડિત કહેવાય છે.

એ પ્રમાણે પંડિતના લક્ષણ કહ્યા હવે મૂઢનાં લક્ષણ કહેવામા આવે છે

अश्रुतश्च समुन्नद्धो दरिद्रश्च महामनाः ।
अर्थांश्चाकर्मणा प्रेप्सुर्मूढ इत्युच्यते बुधैः ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—જે ભણેલો નથી તથાપિ અભિમાની છે, જે દરિદ્ર હોવા છતા મોટી મોટી વાતો કરે છે, તથા ઉદ્યોગ કર્યા વિના અથવા વિપરીત સાધન દ્વારા ધન સંપાદન કરવાની ઇચ્છા વાળો છે, તેને બુદ્ધિમાન્ લોકો મૂઢ કહે છે.

स्वमर्थं य परित्यज्य परार्थमनुतिष्ठति ।
मिथ्याचरति मित्रार्थे यश्च मूढः स उच्यते । ,, ॥ ३६ ॥

અર્થઃ—જે પોતાનું કાર્ય છોડીને બીજાના પ્રયોજનને સિદ્ધ કરે છે, તથા પોતાના મિત્ર પ્રતિ મિથ્યા વ્યવહાર કરે છે, તે મૂઢ કહેવાય છે.

अकामान्कामयति यः कामयानान्परित्यजेत् ।
बलवन्तं च यो द्वेष्टि तमाहुर्मूढचेतसम् ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—જે પોતાના ઉપર પ્રેમ ન કરનારને ચહાય છે, અને પ્રેમ કરનાર (कामयान)નો ત્યાગ કરે છે, અને બલવાનની સાથે શત્રુતા કરે છે, તે મૂઢ બુદ્ધિવાળો કહેવાય છે.

अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्ति च ।
कर्म चारभते दुष्टं तमाहुर्मूढचेतसम् ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—જે શત્રુને મિત્ર બનાવે છે, અને મિત્ર ઉપર દ્વેષ કરે છે તથા તેની હાનિ કરે છે, અને દુષ્ટ કર્મ કરે છે, તે મૂઢબુદ્ધિ કહેવાય છે.

संसारयति कृत्यानि सर्वत्र विचिकित्सते ।
चिरं करोति क्षिप्रार्थे स मूढो भरतर्षभ ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—હે ભરતવંશમાં શ્રેષ્ઠ! જે નાના કાર્યનો પણ બહુ વિસ્તાર કરે છે, સર્વમાં સંદેહ કરે છે, અને શીઘ્ર કરવા યોગ્ય કાર્યમા વિલમ્બ લગાડે છે, તે જ મૂઢ કહેવાય છે.

अनाहूतः प्रविशति अपृष्टो बहु भाषते ।
अविश्वस्ते विश्वसिति मूढचेता नराधमः ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—જે બોલાવ્યા વિના બીજાના ઘરમાં જાય છે, પૂછ્યા વિના બહુ બોલે છે, અને વિશ્વાસ નહીં કરવા લાયક મનુષ્યનો વિશ્વાસ કરે છે, તે જ નરાધમને મૂઢ કહે છે.

परं क्षिपति दोषेण वर्तमानः स्वयं तथा।
यश्च क्रुध्यत्यनीशानः स च मूढतमो नरः॥ ,, ॥ ४२ ॥

અર્થ.—જે બીજાનો તો દોષ બતાવી તેના ઉપર આક્ષેપ કરે છે અને પોતે તો તે જ દોષયુક્ત હોય છે, અને પોતે અસમર્થ છતા ક્રોધ કરે છે, તેને મહાન્ મૂઢ કહે છે.

आत्मनो बलमज्ञाय धर्मार्थपरिवर्जितम्।
अलभ्यमिच्छन्नैष्कर्म्यान्मूढबुद्धिरिहोच्यते॥ ,, ॥ ४३ ॥

અર્થ:—જે મનુષ્ય પોતાના બલને ન જાણતાં ધર્મ અને અર્થ રહિત નિષ્પ્રયોજન અને અલભ્ય પદાર્થ વિના પ્રયત્ને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે તેને શાસ્ત્રમાં મૂઢબુદ્ધિ કહે છે.

अशिष्यं शास्ति यो राजन्यश्च शून्यमुपासते।
कदर्यं भजते यश्च तमाहुर्मूढचेतसम्॥ ,, ॥ ४४ ॥

અર્થ.—હે રાજન્! જે પોતાનો શિષ્ય નથી તથાપિ તેને જે શાસના (ઉપદેશ) કરે છે (અથવા અયોગ્ય શિષ્યને જે ભણાવે છે), તથા જે શૂન્ય હૃદયના માણસની તથા કૃપણની સેવા કરે છે તે મૂઢબુદ્ધિ કહેવાય છે.

द्वाविमौ पुरुषव्याघ्र परप्रत्ययकारिणौ।
स्त्रियः कामितकामिन्यो लोकः पूजितपूजकः॥ ,, ॥ ६० ॥

અર્થ—હે પુરૂષશ્રેષ્ઠ! બીજી સ્ત્રી જેની ચાહના રાખે છે તેને દેખાદેખી ચહાનારી સ્ત્રીઓ, તથા બીજા વડે પૂજિત થયેલાની દેખાદેખી પૂજા કરનાર મનુષ્ય—એ બને વિના વિચાર્યે કર્મ કરનાર મૂર્ખ છે.

ઉપર કહેલાં પંડિતનાં લક્ષણને અનુસરવું અને મૂર્ખનાં લક્ષણનો ત્યાગ કરવો. વળી:—

द्वावंभसि निवेष्टव्यौ गळे बध्वा दृढां शिलाम्।
धनवन्तमदातारं दरिद्रं चातपस्विनम्॥ ,, ॥ ६५ ॥

અર્થ.—જે ધનવાન્ હોવા છતાં દાન કરતો નથી, અને દરિદ્ર હોઇ તપ કરતો નથી, તે બનેને ગળે ભારે શિલા બાધીને તેમને પાણીમાં ડુબાડવા જોઇએ.

हरणं च परस्वानां परदाराभिमर्शनम्।
सुहृदश्च परित्यागस्त्रयो दोषाः क्षयावहाः॥ ,, ॥ ७० ॥

અર્થ:—બીજાનુ ધન હરી લેવું તે, પરસ્ત્રી સાથે અધર્મ કરવો તે, તથા પોતાના મિત્રનો ત્યાગ કરવો—તે ત્રણે દોષ મનુષ્યનો ક્ષય કરનારા છે.

भक्तं च भजमानं च तवास्मीति च वादिनम्।
त्रीनेताञ्छरणं प्राप्तान्विषमेऽपि न संत्यजेत्॥ ,, ॥ ७२ ॥

અર્થ:—શરણે આવેલા ભક્ત, સેવક, તથા હું આપનો છું એમ કહેનાર—એ ત્રણનો દુઃખ આવે તો પણ ત્યાગ ન કરવો.

षडेते ह्यवमन्यन्ते नित्यं पूर्वोपकारिणम् ।
आचार्यं शिक्षिताः शिष्याः कृतदाराश्च मातरम् ॥ ,, ॥ ९२ ॥
नारीं विगतकामास्तु कृतार्थाश्च प्रयोजकम् ।
नावं निस्तीर्णकान्तारा आतुराश्च चिकित्सकम् ॥ ,, ॥ ९३ ॥

અર્થ:—પઢેલા શિષ્ય ગુરૂનો, વિવાહિત થયેલો પુત્ર માતાનો, કામ રહિત મનુષ્ય સ્રીનો, જેનું કાર્ય સિદ્ધ થયું છે તેનો મનુષ્ય ઉપકારી ( પ્રયોજક )નો, નદીને પાર ઉતર્યા પછી નાવનો, તથા રોગથી પીડિત મનુષ્ય રોગથી નિવૃત્ત થયા પછી વૈદ્યનો—એ પ્રમાણે આ ૭ અધર્મી મનુષ્ય પોતાના પૂર્વના ઉપકારીઓની હમેશાં અવજ્ઞા કરે છે. એ સર્વના ઉપકારને જાણનાર સત્પુરૂષો થોડા જ હોય છે.

आरोग्यमानृण्यमविप्रवासः सद्भिर्मनुष्यैः सह संप्रयोगः ।
स्वप्रत्यया वृत्तिरभीतवासः षड् जीवलोकस्य सुखानि राजन् ॥ ,, ॥ ९४ ॥

અર્થ:—હે રાજન્! આરોગ્ય, આનૃણ્ય એટલે કોઇના ઋણી નહીં હોવું તે, પરદેશમાં પ્રવાસ ન કરવો તે, સત્પુરૂષોની સાથે સમાગમ, પોતાને અધીન અર્થાત્ સ્વતંત્ર (स्वप्रत्यया) જીવિકા(वृत्तिः), અને નિર્ભય રહેવું—એ ૭ આ લોકનાં સુખ છે.

दश धर्मं न जानन्ति धृतराष्ट्र निबोध तान् ।
मत्तः प्रमत्त उन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः ॥ ,, ॥ १०६ ॥
त्वरमाणश्च लुब्धश्च भीतः कामी च ते दश ।
तस्मादेतेषु सर्वेषु न प्रसज्जेत पण्डितः ॥ ,, ॥ १०७ ॥

અર્થ:—હે ધૃતરાષ્ટ્ર! મત્ત, પ્રમત્ત એટલે મદ્ય વગેરે પીનાર અનેક કાર્ય કરવામાં અસાવધાન, ઉન્મત્ત (પાગલ), થાકેલો, ક્રોધી, ભૂખ્યો (૧૦૬), શીઘ્રતા કરનાર, લોભી, બીકણ, અને કામી—એ દશ મનુષ્ય ધર્મને જાણતા નથી. માટે બુદ્ધિમાન્ મનુષ્યે તેમની સાથે સંગ ન કરવો.

प्राप्यापदं न व्यथते कदाचिदुद्योगमन्विच्छति चाप्रमत्तः ।
दुःखं च काले सहते महात्मा धुरंधरस्तस्य जिताः सपत्नाः ॥ ,, ॥ ११२ ॥

અર્થ:—સંકટ (आपदं) પ્રાપ્ત થતાં જેને વ્યથા થતી નથી પરન્તુ સાવધાન રહીને ઉદ્યોગ કરે છે, જે મહાત્મા સમય પર દુઃખ સહન કરે છે, તે જ મહાત્મા કઠિન કાર્યોને પણ સિદ્ધ કરી શકે છે, અને તે જ શત્રુને જીતે છે.

न स्वे सुखे वै कुरुते प्रहर्षं नान्यस्य दुःखे भवति प्रहृष्टः ।
दत्त्वा तु पश्चात्कुरुते न तापं स कथ्यते सत्पुरुषार्यशीलः ॥ ,, ॥ ११८ ॥

અર્થ:—જે પોતાને સુખ પ્રાપ્ત થતાં પ્રસન્ન થતો નથી, અને બીજાનાં દુઃખ દેખીને પણ પ્રસન્ન થતો નથી, જે આપીને પછી સંતાપ કરતો નથી, તે મહાત્માને સત્પુરૂષ અને શ્રેષ્ઠ કહે છે.

दंभं मोहं मत्सरं पापकृत्यं राजद्विष्टं पैशुनं पूगवैरम् ।
मत्तोन्मत्तैर्दुर्जनैश्चापि वादं यः प्रज्ञावान्वर्जयेत्स प्रधानः ॥ „ ॥ १२० ॥

અર્થ:—દંભ, મોહ, મત્સર, પાપકર્મ, રાજાની સાથે દ્વેષ, મદવાળા અને પાગલોની સાથે તથા દુર્જનની સાથે વિવાદ-એ કર્મોને બુદ્ધિમાન્ મનુષ્યે છોડી દેવાં જોઇએ. જે તેનો પરિત્યાગ કરે છે તે શ્રેષ્ઠ છે.

समैर्विवाहं कुरुते न हीनैः समैः सख्यं व्यवहारं कथां च ॥
गुणैर्विशिष्टांश्च पुरोदधाति विपश्चितस्तस्य नयाः सुनीताः „ ॥ १२२ ॥

અર્થ:—જે મનુષ્ય પોતાની સમાન મનુષ્ય સાથે વિવાહ, મિત્રતા, વ્યવહાર તથા વાર્તાલાપ કરે છે, પોતાનાથી નીચી કોટિવાળા સાથે નહીં, તથા જે પોતાનાથી અધિક ગુણ વાળાને સર્વ કાર્યમાં આગળ રાખે છે, તેની નીતિ ( नय ) પ્રશંસા કરવા યોગ્ય ( सुनीत ) છે.

मिथ्योपेतानि कर्माणि सिद्धयेयुर्यानि भारत ।
अनुपायप्रयुक्तानि मा स्म तेषु मनः कृथाः ॥ म. भा. उ. प. अ. ३४—६ ॥

અર્થ:—જે કોઇ કાર્ય મિથ્યા જુગાર આદિ વડે સિદ્ધ થતાં હોય અથવા અયોગ્ય ઉપાયો વડે સિદ્ધ થતાં હોય તે કરવાની ઇચ્છા કદાપિ ન કરવી.

तथैव योगविहितं यत्तु कर्म न सिद्धयति ।
उपाययुक्तं मेधावी न तत्र ग्लपयेन्मनः ॥ „ ॥ ७ ॥

અર્થ:—તેવી રીતે અનેક ઉપાય અને યત્ન કરતાં પણ જે કર્મ સિદ્ધ થતું ન હોય તેમાં પણ મન લગાડવું નહીં.

अनुबन्धानपेक्षेत सानुबन्धेषु कर्मसु ।
संप्रधार्य च कुर्वीत न वेगेन समाचरेत् ॥ „ ॥ ८ ॥

અર્થ: જે સાધન (अनुबन्ध) કરવાથી પ્રયોજન સિદ્ધ થાય તેનો પહેલાં નિશ્ચય કરીને કરવુ જોઇએ. કામ કરવામાં ઉતાવળ ન કરવી જોઇએ.

अनुबन्धं च संप्रेक्ष्य विपाकं चैव कर्मणाम् ।
उत्थानमात्मनश्चैव धीरः कुर्वीत वा न वा ॥ „ ॥ ९ ॥

અર્થ:—પ્રયોજન (अनुबन्ध), ફલ અને પોતાનો યત્ન ( ઉત્થાન ) જોઇને ધીર પુરૂષ કર્મ કરે અથવા ન કરે.

वनस्पतेरपक्वानि फलानि प्रचिनोति यः ।
स नाप्नोति रसं तेभ्यो बीजं चास्य विनश्यति ॥ „ ॥ १५ ॥

અર્થઃ—જે મનુષ્ય વૃક્ષનાં કાચાં ફળ તોડી લે છે તેને તેમાંથી રસ મળતો નથી, અને તેનું બીજ પણ નષ્ટ થાય છે.

यस्तु पक्वमुपादत्ते काले परिणतं फलम् ।
फलाद्रसं स लभते बीजाच्चैव फलं पुनः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—જે પાકેલા ફળને સમય આવ્યે તોડે છે તેને ફલનો રસ મળે છે, અને તેના બીજથી ફરી વૃક્ષ લઇને તેમાંથી ફળ પણ થાય છે.

चक्षुषा मनसा वाचा कर्मणा च चतुर्विधम् ।
प्रसादयति यो लोकं तं लोकोऽनुप्रसीदति ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—જે નેત્ર, મન, વચન અને કર્મથી જગતને પ્રસન્ન કરે છે તેને સર્વ જગત પણ પ્રસન્ન કરે છે.

अत्युन्मत्तात्प्रलपतो बालाच्च परिजल्पतः ।
सर्वतः सारमादद्यादश्मभ्य इव काञ्चनम् ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—જેમ પથ્થરોમાંથી સુવર્ણ કાઢી લેવામાં આવે છે, તેમ પ્રલાપ કરતા અતિ ઉન્મત્તનું વચન તેમજ બાલકનું અસ્પષ્ટ વચન–એ સર્વમાંથી સારાંશ ગ્રહણ કરવો જોઇએ.

सुव्याहृतानि सूक्तानि सुकृतानि ततस्ततः ।
संचिन्वन्धीर आसीत शिलाहारी शिलं यथा ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—બુદ્ધિમાનોને એ ઉચિત છે કે–જેમ કોઇ શિલવૃત્તિથી જીવન ચલાવનાર મનુષ્ય ખેતરમાં પડેલા અનાજના કણ ( शिलम् ) વીણી લે છે, તેવી રીતે મૂર્ખ પાસેથી અથવા ગમે ત્યાંથી ઉત્તમ વચન તથા ઉત્તમ કર્મ શીખી લેવાં.

सत्येन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ।
मृजया रक्ष्यते रूपं कुलं वृत्तेन रक्ष्यते ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—સત્ય વડે ધર્મની, અભ્યાસ( યોગ )થી વિદ્યાની, સ્વચ્છતા (मृजा)થી રૂપની અને ચારિત્ર્યથી કુલની રક્ષા થાય છે.

य ईर्षुः परवित्तेषु रूपे वीर्ये कुलान्वये ।
सुखसौभाग्यसत्कारे तस्य व्याधिरनन्तकः ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—જે બીજાનું ધન, રૂપ, બલ, કુલ, વંશ, સુખ, સુન્દરતા, તથા સત્કારને જોઇને ઇર્ષ્યા કરે છે–મનમાં બળે છે, તેના રોગનું ઔષધ નથી.

दिवसेनैव तत्कुर्याद्येन रात्रौ सुखं वसेत् ।
अष्टमासेन तत्कुर्याद्येन वर्षाः सुखं वसेत् ॥ म. भा. उ, प. अ. ३५–६७ ॥

અર્થઃ—દિવસમાં એવું કામ કરવું જોઇએ કે જેથી રાત્રિમાં સુખે નિદ્રા આવે. અને આઠ માસ એવું કામ કરવું કે જેથી વર્ષાકાલમાં સુખે રહે.

पूर्वे वयसि तत्कुर्याद्येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवेन तत्कुर्याद्येन प्रेत्य सुखं वसेत् ॥ ,, ॥ ६८ ॥

અર્થઃ—પહેલી અવસ્થામાં એવું કામ કરી લેવું કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખી થવાય. અને જીવનભરમાં એવું કર્મ કરવુ કે જેથી મરણ બાદ સુખ થાય.

जीर्णमन्नं प्रशंसन्ति भार्यां च गतयौवनाम् ।
शूरं विजितसंग्रामं गतपारं तपस्विनम् ॥ ,, ॥ ६९ ॥

અર્થઃ—જ્યારે અન્ન પચી જાય ત્યારે તેની પ્રશંસા થાય છે, અજીર્ણ રહે તો તે અન્નની પ્રશંસા થતી નથી. શીલથી યૌવન વિતાવ્યા બાદ સ્ત્રીની પ્રશંસા થાય છે. યુદ્ધમાં જય મેળવ્યા બાદ શૂરની પ્રશંસા થાય છે. અને તપસ્યા પૂર્ણ થયા બાદ તપસ્વીની પ્રશંસા થાય છે. પ્રથમથી કરવા લાગે તો પાછળથી છેતરાવાનું થાય.

भावमिच्छन्ति सर्वस्य नाभावे कुरुते मनः ।
सत्यवादी मृदुर्दान्तो य स उत्तमपूरुषः ॥ ,, अ. ३६–१६ ॥

અર્થઃ—જે પુરૂષ સર્વનું કલ્યાણ ઇચ્છે છે, કદાપિ કોઈની હાનિમાં જેનું ચિત્ત જતું નથી, તથા જે સત્યવાદી, કોમલ તથા ઇંદ્રિયના નિગ્રહવાળો છે, તે ઉત્તમ પુરૂષ કહેવાય છે.

नानर्थकं सान्त्वयति प्रतिज्ञाय ददाति च ।
रंध्रं परस्य जानाति यः स मध्यमपूरुषः ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—જે પ્રયોજન વિના બોલતો નથી, જે વસ્તુ આપવાને પ્રતિજ્ઞા કરી હોય તે આપે છે, તથા શત્રુના રંધ્રને જાણે છે, તે મધ્યમ પુરૂષ કહેવાય છે.

न श्रद्दधाति कल्याणं परेभ्योऽप्यात्मशंकितः ।
निराकरोति मित्राणि यो वै सोऽधमपूरुषः ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—જે કોઇ બીજાએ બતાવેલા કલ્યાણના માર્ગમાં શ્રદ્ધા રાખતો નથી, અને પોતે કરેલા કાર્યમાં પણ હમેશાં શંકા કરે છે, અને મિત્રનો અનાદર કરે છે, તે અધમ પુરૂષ કહેવાય છે.

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।
पञ्च यत्र न विद्यन्ते न कुर्यात्तत्र संगतिम् ॥ चा० नी० द० अ० १–१० ॥

અર્થઃ—જે મનુષ્યમાં, જીવિકા, ભય, લજ્જા, કુશલતા અને દાન કરવામાં પ્રવૃત્તિ એ પાંચ ન હોય, તેનો સંગ કરવો નહીં.

मनसा चिन्तितं कार्यं वाचा नैव प्रकाशयेत् ।
मन्त्रवद्रक्षयेद्गूढं कार्यं चापि नियोजयेत् ॥ चा० नी० द० अ० २–७ ॥

અર્થઃ—મનમાં શોચેલું કાર્ય વચનથી પ્રકટ ન કરવું, પરન્તુ મંત્રની માફક તેની રક્ષા કરવી જોઇએ, અને તેને કાર્યમાં મૂકવું જોઇએ–તેનો અમલ કરવો જોઇએ.

शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।
साधवो नहि सर्वत्र चन्दनं न वने वने ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—સર્વ પર્વતમાં માણિક્ય હોતુ નથી, સર્વ હાથીમાં મોતી હોતું નથી, સાધુ સર્વ સ્થાનમાં મળતા નથી, અને ચન્દન વૃક્ષ સર્વ વનમાં હોતું નથી.

दुराचारी च दुर्दृष्टिर्दुरावासी च दुर्जनः ।
यन्मैत्री क्रियते पुंभिः स तु शीघ्रं विनश्यति ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—દુષ્ટ આચરણવાળા, ખોટી દૃષ્ટિવાળા, અને ખોટા સ્થાનમાં રહેનાર દુર્જન મનુષ્ય સાથે જે મિત્રતા કરે છે તે જલદી નષ્ટ થાય છે.

समाने शोभते प्रीतिः राज्ञि सेवा च शोभते ।
वाणिज्यं व्यवहारेषु स्त्री दिव्या शोभते गृहे ॥ ,, ॥ २० ॥

અર્થઃ—બરાબરીઆમાં પ્રીતિ શોભા આપે છે, નોકરી રાજાની હોય તો તે શોભે છે, વ્યવહારમાં વાણિજ્યની શોભા છે, અને સુન્દર સ્ત્રી ઘરમા શોભા આપે છે.

सत्कुले योजयेत्कन्यां पुत्रं विद्यासु योजयेत् ।
व्यसने योजयेच्छत्रुं मित्रं धर्मेण योजयेत् ॥ चा० नी० द० अ० ३—३ ॥

અર્થઃ—કન્યા શ્રેષ્ઠ કુળવાળાને આપવી જોઇએ, પુત્રને વિદ્યા ભણવામાં લગાડવો જોઇએ, શત્રુને વ્યસનમાં લગાડવો જોઇએ, અને મિત્રને ધર્મ માર્ગમાં જોડવો જોઇએ.

निःस्पृहो नाधिकारी स्यान्नाकामी मण्डनप्रियः ।
नाविदग्धः प्रियं ब्रूयात्स्पष्टवक्ता न वञ्चकः ॥ चा० नी० द० अ० ५—५ ॥

અર્થઃ—જેને કોઇ વિષયની ઇચ્છા નથી તે કોઇ વિષયનો અધિકાર નહીં લે. જે કામી નહીં હોય તે શરીરના અલંકાર કરવામાં પ્રીતિવાળો નહીં થાય. જે ચતુર નહીં (अविदग्ध) હોય તે પ્રિય વચન નહીં બોલે. અને જે સ્પષ્ટવક્તા છે તે કપટી નહીં હોય.

न पश्यन्ति जन्मान्धाः कामान्धो नैव पश्यति ।
मदोन्मत्ता न पश्यन्ति अर्थी दोषं न पश्यति ॥ चा. नी. द. अ. ६—८ ॥

અર્થઃ—જે જન્મથી અન્ધ છે તે દેખી શકે નહીં. અને જે કામથી અન્ધ થયો છે તે પણ દેખતો નથી. મદોન્મત્ત મનુષ્ય પણ કોઇને જોતો નથી. અને યાચક દોષને દેખતો નથી.

सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ।
वायसात्पञ्च शिक्षेच्च षट् शुनस्त्रीणि गर्दभात् ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—સિંહની પાસેથી એક, બગલા પાસેથી એક, અને કુકડા પાસેથી ચાર વાતો શીખવાની છે. કાગડાની પાસેથી પાંચ, કૂતરા પાસેથી ૭, અને ગધેડા પાસેથી ત્રણ વાતો શીખવા યોગ્ય છે.

प्रभूतं काममल्पं वा यन्नरः कर्तुमिच्छति ।
सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥ ,, ॥ १६ ॥

અર્થ—કાર્ય મોટુ હોય કે નાનુ હોય, પરન્તુ જે કરવાનુ હોય તે પૂર્ણ પ્રયત્નથી કરવુ જોઇએ( कार्यं )-એ એક વાત સિંહની પાસેથી શીખવાની કહે છે

इन्द्रियाणि च संयम्य बकवत्पण्डितो नरः ।
देशकाले बलं ज्ञात्वा सर्वकर्माणि साधयेत् ॥ ,, ॥ १७ ॥

અર્થ—વિદ્વાન્ મનુષ્ય ઇન્દ્રિયોનો સયમ કરીને દેશ કાલ અને બલનો વિચાર કરીને સપૂર્ણ કાર્ય સાધે-એ એક ગુણ બગલા પાસેથી શીખવો જોઇએ

प्रत्युत्थानं च युद्धं च संविभागञ्च बन्धुषु ।
स्वयमाक्रम्य भोगं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥ ,, ॥ १८ ॥

અર્થ—યોગ્ય સમયે જાગવુ તથા યુદ્ધ માટે તૈયાર રહેવુ તથા બન્ધુઓને ખાવાની વસ્તુઓ વહેચી આપવી અને પોતે આક્રમણ કરીને ભોગ પ્રાપ્ત કરવો-એ ચાર વાતો કુકડા પાસેથી શીખવી

गूढमैथुनचारित्वं काले काले च संग्रहम् ।
अप्रमत्तमविश्वासं पञ्च शिक्षेच्च वायसात् ॥ ,, ॥ १९ ॥

અર્થ—ગુપ્ત અને એકાન્ત સ્થાનમા સ્ત્રીસમાગમ કરવો તથા ખાવુ( चारित्व ), તથા સમય સમય પર સગ્રહ કરવો અર્થાત્ પોતાના ભાઇઓને એકઠા કરવા, તથા સાવધાન રહેવુ, તથા કોઇનો વિશ્વાસ ન કરવો-એ પાચ ગુણો કાગડાની પાસેથી શીખવા

बह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रो लघुचेतनः ।
स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥ ,, ॥ २० ॥

અર્થ—બહુ ખાવાની શક્તિ હોવી, થોડાથી સતુષ્ટ રહેવુ કોઈ પણ જગામા પડી રહે તોપણ ગાઢ નિદ્રા આવવી, અને તરત જાગવુ, તથા સ્વામી ઉપર ભક્તિ, અને શૂરતા—એ ૭ ગુણો શ્વાન પાસેથી શીખવા

सुश्रान्तो हि वहेद्भारं शीतोष्णे न च पश्यति ।
सन्तुष्टश्चरति नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥ ,, ॥ २१ ॥

અર્થ—બહુ થાક લાગ્યો હોય તો પણ ભાર વહેવો, શીત અને ઉષ્ણ ઉપર દૃષ્ટિ ન કરવી સદા સતુષ્ટ રહીને વિચરવુ—એ ત્રણ ગુણો ગધેડા પાસેથી શીખવા

य एतान्विंशति गुणानाचरिष्यति मानवः ।
कार्यावस्थासु सर्वासु अजेयः स भविष्यति ॥ ,, ॥ २२ ॥

અર્થ—જે મનુષ્ય આ વીસ ગુણોને ધારણ કરે છે તે સદા સર્વ કાર્યમા વિજયી થશે

विप्रयोर्विप्रवह्न्योश्च दम्पत्योः स्वामिभृत्ययोः ।
अन्तरेण न गन्तव्यं हलस्य वृषभस्य च ॥ चा. नी. द. अ. ७–५ ॥

અર્થ—બે બ્રાહ્મણની તથા બ્રાહ્મણ અને અગ્નિની વચમાથી તથા પતિ અને પત્ની, તથા સ્વામી અને સેવક, તથા હળ અને બળદ—એમા કોઇની વચમા થઇને જવુ નહીં

शकटं पञ्चहस्तेन दशहस्तेन वाजिनम् ।
हस्ती हस्तसहस्रेण देशत्यागेन दुर्जनः ॥ „ ॥ ७ ॥

અર્થઃ—ગાડાને પાંચ હાથ દૂર રાખીને ચાલવું, ઘોડાથી દશ હાથ દૂર, હાથીથી હજાર હાથ દૂર ચાલવું, અને દુર્જનથી તો દેશત્યાગ કરીને પણ દૂર રહેવુ.

हस्ती अङ्कुशमात्रेण वाजी हस्तेन ताड्येत् ।
शृङ्गी लगुडहस्तेन खड्गहस्तेन दुर्जनः ॥ „ ॥ ८ ॥

અર્થઃ—હાથીને કેવલ અંકુશ મારીને વશ રાખે છે, ઘોડાને હાથ વડે, શીંગડાં વાળા પ્રાણીને લાકડી યુક્ત હાથ વડે, અને દુર્જનને તલવાર યુક્ત હાથ વડે મારવામાં આવે છે.

तुष्यन्ति भोजने विप्राः मयूरा घनगर्जने ।
साधवः परसंपत्तौ खलाः परविपत्तिषु ॥ „ „ ॥ ९ ॥

અર્થઃ—ભોજન માત્રથી બ્રાહ્મણો તૃપ્ત થાય છે, ગર્જનાથી મયૂર પ્રસન્ન થાય છે, સાધુઓ પારકાની સંપત્તિથી અને ખલ પુરૂષો પારકાની વિપત્તિથી સન્તુષ્ટ થાય છે.

अनुलोमेन बलिनं प्रतिलोमेन दुर्बलम् ।
आत्मतुल्यबलं शत्रुं विनयेन बलेन वा ॥ „ „ ॥ १० ॥

અર્થઃ—આપણાથી બળવાન્ વૈરીને તેને અનુકૂલ વ્યવહાર વડે જીતવો, દુર્બલ શત્રુને પ્રતિકૂલ વ્યવહાર વડે, અને સમાન બલ વાળાને વિનયથી અથવા તો બલથી જીતવો.

मुहूर्तमपि जीवेच्च नरः शुक्लेन कर्मणा ।
न कल्पमपि कष्टेन लोकद्वयविरोधिना ॥ चा० नी० द० अ० १३–१ ॥

અર્થઃ—મનુષ્ય ઉત્તમ કર્મ કરતો સતો એક મુહૂર્ત માત્ર જીવે તોપણ તે શ્રેષ્ઠ છે. પરન્તુ બંને લોકને વિરોધી અધર્મ કરીને કલ્પ પણ જીવવું તે સારૂં નથી.

गते शोको न कर्तव्यो भविष्यन्नैव चिन्तयेत् ।
वर्तमानेन कालेन प्रवर्तन्ते विचक्षणाः „ „ ॥ २ ॥

અર્થ—કોઇ બનાવ બની ગયા પછી તેનો શોક ન કરવો. ભવિષ્યની વાતનું ચિન્તન ન કરવું. પંડિત લોક વર્તમાન સમયને અનુસાર વર્તે છે. માટે વર્તમાન સમયાનુસાર વર્તવું.

स्वभावेन हि तुष्यन्ति देवाः सत्पुरुषाः पिता ।
ज्ञातयः स्नानपानाभ्यां वाक्यदानेन पण्डिताः ॥ „ „ ॥ ३ ॥

અર્થઃ—દેવતા, સત્પુરૂષો અને પિતા સ્વભાવથી જ સંતુષ્ટ રહે છે, જ્ઞાતિજનો ખાનપાનથી, અને પણ્ડિત લોક પ્રિય વાણી વડે સંતુષ્ટ થાય છે.

अनागतविधाता च प्रत्युत्पन्नमतिस्तथा ।
द्वावेतौ सुखमेधेते यद्भविष्यो विनश्यति ॥ „ „ ॥ ७ ॥

અર્થઃ—આવનારી વિપત્તિનો પહેલેથી ઉપાય કરનાર, તથા આપત્તિ આવતાં તેના

નિવારણને માટે શાથ્ર ઉપાય શોધવાની બુદ્ધિવાળો—એ બંનેની સુખપૂર્વક વૃદ્ધિ થાય છે (एधेते). પરન્તુ જે ભવિષ્ય ઉપર આધાર રાખે છે તેનો વિનાશ થાય છે.

दह्यमानाः सुतीव्रेण नीचाः परयशोऽग्निना ।
अशक्तास्तत्पदं गन्तुं ततो निन्दां प्रकुर्वते ॥ चा० नी० द० अ० १३–१॥

અર્થઃ—નીચ મનુષ્ય બીજાની કીર્તિ રૂપી કઠિન અગ્નિથી બળતા સતા તેની પદવીને પ્રાપ્ત કરવામાં અસમર્થ હોવાથી તેની નિન્દા કરે છે.

खनित्रेण खनित्वैव भूतले वारि विन्दति ॥
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ,, ,, ॥ १७ ॥

અર્થઃ—જેમ કોદાળીથી ખોદીને મનુષ્ય પાતાલના જલને પ્રાપ્ત કરે છે, તેમ ગુરૂ પાસેની વિદ્યા પણ સેવા કરવાથી પ્રાપ્ત થાય છે.

सन्तोषस्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्योऽध्ययने जपदानयोः ॥ ,, ॥ १९ ॥

અર્થઃ– પોતાની સ્ત્રી, ભોજન અને ધન એ ત્રણમાં સંતોષ રાખવો જોઇએ; અને અધ્યયન (પઢવું) કરવામાં, જપ કરવામાં, અને દાન દેવામાં સન્તોષ ન રાખવો. અર્થાત્ અધ્યયનાદિ જેટલું વધારે કરે તેટલું સારૂં છે.

युगान्ते प्रचलेन्मेरुः कल्पान्ते सप्त सागराः ।
साधवः प्रतिपन्नार्थां न चलन्ति कदाचन ॥ ,, ,, ॥ २१ ॥

અર્થઃ—યુગની અન્તમાં મેરૂ ચલાયમાન થાય છે. કલ્પની અન્તમાં સાતે સમુદ્ર પણ ચલાયમાન થાય છે. પરન્તુ સત્પુરૂષો પોતે નિશ્ચય કરેલા ધર્મથી કદાપિ પણ ચલાયમાન થતા નથી.

आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ।
दारिद्र्यरोगदुःखानि बन्धनव्यसनानि च ॥ चा० नी० द० अ० १४–२ ॥

અર્થઃ—દરિદ્રતા, રોગ, દુઃખ, બન્ધન અને આપત્તિ એ પ્રાણીઓના પોતાના અપકૃત્ય રૂપ વૃક્ષનાં ફળ છે.

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥ ,, ,, ५॥

અર્થઃ—જલમાં તેલ, દુર્જનમાં ગુપ્ત વાત, સુપાત્રમાં દાન, બુદ્ધિમાનમાં થોડું પણ શાસ્ત્ર સ્વયં ફેલાય છે–વિસ્તારને પ્રાપ્ત થાય છે, કારણ કે તેમાં સ્વભાવથી જ તેવી શક્તિ છે.

धर्माख्याने श्मशाने च रोगिणां या मतिर्भवेत् ।
सा सर्वदैव तिष्ठेच्चेत्को न मुच्येत बन्धनात् ॥ ,, ,, ॥ ६ ॥

અર્થઃ—ધર્મ સંબંધી ચર્ચા સાંભળતાં તથા સ્મશાનમાં તથા રોગીઓને જે બુદ્ધિ થાય છે તે બુદ્ધિ જો હમેશાં રહે તો બન્ધનથી કોણ મુક્ત ન થાય?

अग्निरापः स्त्रियो मूर्खः सर्पो राजकुलानि च ।
नित्यं यत्नेन सेव्यानि सद्यः प्राणहराणि षट् ॥ „ ॥ १२ ॥

અર્થઃ—અગ્નિ, જલ, દુરાચારિણી સ્ત્રી, મૂર્ખ, સાપ, અને રાજકુલ-એ ૭ તરત પ્રાણનું હરણ કરનારાં છે, માટે તેમનું હમેશાં સાવધાનીથી સેવન કરવું.

प्रस्तावसदृशं वाक्यं प्रभावैः सदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं यो जानाति स पण्डितः ॥ „ ॥ १५ ॥

અર્થઃ—જે મનુષ્ય પ્રસંગને અનુસરી બોલવાનું જાણે છે, તથા પ્રભાવને સદૃશ પ્રિય કરવાનું તથા પોતાની શક્તિને અનુસાર કોપ કરવાનું જાણે છે અર્થાત્ પોતાની શક્તિ ઉપરાંત ક્રોધ કરતો નથી, તે મનુષ્ય પંડિત છે.

कुचैलिनं दन्तमलोपधारिणं बह्वाशिनं निष्ठुरभाषिणं च ।
सूर्योदिते चास्तमिते शयानं विमुञ्चति श्रीर्यदि चक्रपाणिः ॥चा.नी.द.अ.१५-४॥

અર્થઃ—મલિન વસ્ત્રવાળા, દાંત ઉપર મલને ધારણ કરનાર અર્થાત્ દાતણ કરીને દાંત સાફ ન રાખનાર, બહુ ખાનાર, કઠોર વાણી બોલનાર, અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયે સૂઈ જનાર કદાપિ સ્વયં વિષ્ણુ હોય, તોપણ લક્ષ્મી તેમનો પરિત્યાગ કરે છે.

त्यजन्ति मित्राणि धनैर्विहीनं
दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ।
तं चार्थवन्तं पुनराश्रयन्ते
ह्यर्थो हि लोके पुरुषस्य बन्धुः ॥ „ ॥ ५ ॥

અર્થઃ—મિત્ર, સ્ત્રી, સેવક અને બન્ધુજનો એ સર્વ ધન રહિત થયેલા મનુષ્યનો પરિત્યાગ કરી દે છે. પરન્તુ જો તે ધનવાન્ થાય તો ફરીથી તેઓ તેનો આશ્રય લે છે. ખરેખર સંસારમા ધન જ પુરૂષનો બન્ધુ છે.

अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥ „ ॥ ६ ॥

અર્થઃ—અન્યાયથી કમાયેલું ધન દશ વર્ષ સુધી રહે છે. અગીઆરમુ વર્ષ પ્રાપ્ત થતાં મૂલ સહિત તેનો નાશ થાય છે.

अयुक्तं स्वामिनो युक्तं युक्तं नीचस्य दूषणम् ।
अमृतं राहवे मृत्युर्विषं शङ्करभूषणम् ॥ „ ॥ ७ ॥

અર્થઃ—અનુચિત વસ્તુ પણ પ્રભુ(સ્વામી)ને માટે ઉચિત થાય છે, અને ઉચિત વસ્તુ પણ નીચને દૂષણ રૂપ થાય છે. જેમ અમૃતથી પણ રાહુનું મૃત્યુ થયું, અને શંકરને વિષ પણ ભૂષણ રૂપ થયું.

अयममृतनिधानश्चाग्रगोऽप्यौषधीनां
अमृतमयशरीरः कान्तियुक्तोऽपि चन्द्रः ।
भवति विगतरश्मिर्मण्डलं प्राप्य भानोः
परसदननिविष्टः को लघुत्वं न याति ॥ „ ॥ १४ ॥

અર્થઃ—આ અમૃતના ઘરરૂપ તથા ઔષધિના સ્વામી (અગ્રગઃ) ચંદ્રમા જેનું શરીર અમૃતમય અને કાન્તિવાળું છે તે પણ જ્યારે સૂર્યના (પારકાના) મંડળને પ્રાપ્ત થાય છે ત્યારે તેજહીન થઈ જાય છે. પારકા ઘરમાં રહીને કોણ લઘુતાને પ્રાપ્ત થતો નથી? મતલબ કે પ્રયોજન વિના બીજાના ઘરમાં પડી રહેનાર લઘુતાને પ્રાપ્ત થાય છે.

गुणाः सर्वत्र पूज्यन्ते न महत्योऽपि संपदः ।
पूर्णेन्दुः किं तथा वन्द्यो निष्कलंको यथा कृशः ॥चा० नी० द० अ० १६-७॥

અર્થઃ—સર્વત્ર ગુણની પૂજા થાય છે, સંપત્તિ મહાન્ હોય તોપણ તેની પૂજા થતી નથી. જેવો દ્વિતીયાનો ચન્દ્રમા કૃશ હોવા છતાં નિર્દોષ હોવાથી વન્દન કરવા યોગ્ય છે, તેવો પૂર્ણિમાનો ચન્દ્રમા પૂર્ણ હોવા છતાં પણ કલંકયુક્ત હોવાથી વન્દનીય થતો નથી.

गुणैः सर्वज्ञतुल्योऽपि सीदत्येको निराश्रयः ।
अनर्घमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—ગુણોમાં ઈશ્વર તુલ્ય હોય, છતાં નિર્બળ મનુષ્ય એકલા નિરાશ્રય હોય તો દુઃખી થાય છે. માણિક્ય અમૂલ્ય છે, છતાં તેને સુવર્ણના આશ્રયની જરૂર છે, એકલું કામમાં આવતું નથી. તેમ ગુણી હોવા છતાં પણ નિર્બળ મનુષ્યે પોતાની ઉન્નતિ માટે બીજા યોગ્ય મનુષ્યનો આશ્રય લેવો જોઇએ.

આ પ્રમાણે સામાન્ય નીતિ કહી, જેને અનુસાર ચાલવાથી સદાચાર અને ધર્મની રક્ષા થાય છે. માટે સર્વેએ નીતિનું પાલન કરવું જોઇએ.

અહીં સુધી સામાન્ય નીતિ વિષયમાં અનેક પ્રકારના શ્લોકો સંક્ષેપ રૂપે કહ્યા. હવે સદાચાર દ્વારા ધર્મની રક્ષા કરવામાં ઉપયોગી કાંઇક સૂત્રો આપવામાં આવે છે.

सुखस्य मूलं धर्मः ॥ चा. नी. सू. ॥१॥

અર્થઃ—સુખનું કારણ ધર્મ છે. ધર્મ વિના કદાપિ સુખ મળવાનું નથી. વળી—

वृद्धसेवाया विज्ञानम् ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—વૃદ્ધોની સેવાનું મૂળ વિજ્ઞાન છે, અર્થાત્ વેદ તથા શાસ્ત્રોનું અધ્યયન કરવાથી પ્રાપ્ત થતા જ્ઞાનને જ અહિંઆં વિજ્ઞાન કહ્યું છે. જેને શાસ્ત્રોનું જ્ઞાન નથી તે વિદ્યાવૃદ્ધ, વયોવૃદ્ધ, આદિની સેવા કરી શકતા નથી, કારણ કે મૂર્ખ મનુષ્ય વૃદ્ધોની સેવાની કિંમત જાણી શકતા નથી. તેથી કરીને—

विज्ञानेनात्मानं संपादयेत् ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—મનુષ્ય પ્રથમ પોતાને વિજ્ઞાન યુક્ત બનાવે અર્થાત્ સર્વ પ્રકારે જ્ઞાન સંપાદન કરે.

संपादितात्मा जितात्मा भवति ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—જે મનુષ્ય વિજ્ઞાનથી યુક્ત હોય છે તે પોતાના ઉપર કાબુ રાખી શકે છે અર્થાત્ ઇન્દ્રિયાદિને વશમાં રાખી કામ કરી શકે છે. તેથી સુખની ઇચ્છાથી ધર્માચરણ

કરનાર સદાચારી મનુષ્યે કોઈ પણ પ્રકારે વિજ્ઞાન સંપાદન કરીને વૃદ્ધસેવા દ્વારા વિનય-સંપાદન કરવો તે મુખ્ય વાત છે.

**आपत्सु स्नेहसंयुक्तमित्रम् ॥ ,, ॥ ३५ ॥**

અર્થ—જે મનુષ્ય આપત્તિ કાલમાં પણ સ્નેહ સહિત આપણી પાસે રહે છે તે જ મિત્ર કહેવાય છે. સંપત્તિ કાલમાં મધુર વાણી બોલી બહુ લોક મિત્ર બને છે. પરન્તુ સ્વાર્થી લોક યથાર્થ મિત્ર નથી. માટે વ્યવહારના સમયમાં મિત્ર અને અમિત્રની પરીક્ષા કરીને વ્યવહાર કરવો જોઇએ. નહિંતો કાર્ય અને ધર્મની પણ હાનિ થાય છે. વળી—

**मित्रसंग्रहणे बलं संपद्यते ॥ ,, ॥ ३६ ॥**

અર્થ:—સાચા મિત્રનો સંગ્રહ કરવામાં આપણું બલ વધે છે. માટે સાચા મિત્રો સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આલસ્યથી મિત્રાદિ મપાદન નહીં કરનાર મનુષ્ય સુખી થતો નથી. તેમ આળસુ મનુષ્યથી ધર્મનું આચરણ પણ થઈ શકતું નથી, તેમ ધનની પ્રાપ્તિ થતી નથી. વળી—

**अलसस्य लब्धमपि रक्षितुं न शक्यते ॥ ,, ॥ ३९ ॥**

અર્થ:—આળસુ મનુષ્યને પોતાને પ્રાપ્ત થયેલી વસ્તુનું રક્ષણ કરવું પણ અશક્ય થાય છે. તેમજ—

**न चालसस्य रक्षितं विवर्धते ॥ ,, ॥ ४० ॥**

અર્થ:—આળસુ પુરૂષે કદાપિ પ્રાપ્ત થયેલી વસ્તુનું રક્ષણ કર્યું પણ હોય, તથાપિ તેની વૃદ્ધિ કરી શકતો નથી. તેમજ—

**न भृत्यान्पोषयति ॥ ,, ॥ ४१ ॥**

અર્થ:—વૃદ્ધ પુરૂષોનો જેણે સહવાસ કર્યો નથી તેવા આળસુ મનુષ્ય પોતાના સેવકોનું પોષણ કરી શકતો નથી. વળી—

**बलवान् हीनेन विगृह्णीयात् ॥ ,, ॥ ५५ ॥**

અર્થ:—બલવાન્ મનુષ્યે દુર્બલની સાથે ઝઘડો કરવો ઠીક પણ છે, કારણકે તેનો જય થવાનો નિશ્ચય થાય છે.

**न ज्यायसा समेन वा ॥ ,, ॥ ५६ ॥**

અર્થ:—પોતાનાથી બળવાન્ અથવા બરાબરીઆની સાથે પણ તકરાર કરવી તે ધર્મ નથી. તેથી જો કે સમાન બલવાળાની સાથે તકરાર યોગ્ય છે; તથાપિ મોટાની સાથે તો કદાપિ તકરાર નહીં કરવી જોઇએ એવો ભાવ છે. કેમકે—

**गजपादयुद्धमिव बलवद्विग्रहः ॥ ,, ॥ ५९ ॥**

અર્થ:—બલવાનની સાથે લડાઇ કરવી તે હાથીનો સવાર અને પદાતિ (પગે ચાલનાર)ની વચ્ચેની લડાઇના સમાન છે. નીચે ઉભેલો મનુષ્ય કદાપિ હાથીના સવારને જીતી નહીં શકે, માટે શત્રુ બલવાન્ હોય તો તેની સાથે લડવાની ઇચ્છા તજીને પોતાના બલને વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને બલ સંપૂર્ણ થતા સુધી શત્રુના દોષને સહન કરતા

રહેવું જોઇએ. બલ પ્રાપ્ત થયા બાદ તેની સાથે લડાઇ કરવી યોગ્ય છે એવો નીતિશાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

**यावच्छत्रोश्छिद्रं न पश्यति तावद्धस्तेन वा स्कन्धेन वा वाह्यः॥ ,, ॥१९२॥**

અર્થઃ—જ્યાં સુધી શત્રુનો દોષ અથવા તેની નિર્બલતા જોવામાં ન આવે ત્યાં સુધી તેને પોતાના હાથ વડે અથવા ખભા ઉપર બેસાડીને લઇ જવો પડે.

**शक्तिहीनो बलवन्तमाश्रयेत् ॥ ,, ॥ ६२ ॥**

અર્થઃ—શક્તિહીન મનુષ્યે બલવાનનો આશ્રય લેવો જોઇએ. કેમકે—

**दुर्बलाश्रयो दुःखमावहति ॥ ,, ॥ ६३ ॥**

અર્થઃ—દુર્બલનો આશ્રય લેનાર મનુષ્ય હમેશાં દુઃખને ઉઠાવે છે અર્થાત્ પ્રાપ્ત થાય છે, તેથી મનુષ્યે હમેશાં બુદ્ધિ બલ આદિ બલવાળા મનુષ્યનો આશ્રય લેવો તથા તેમની સેવા કરવી યોગ્ય છે. તેથી અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે.

**उद्धतवेषधरो न भवेत् ॥ ,, ॥ ६६ ॥**

અર્થઃ—મનુષ્ય કદાપિ ઉદ્ધત વેષ ધારણ ન કરે. અર્થાત્ હમેશાં સૌમ્ય વેષ જ રાખે. ઉદ્ધત વેષવાળો મનુષ્ય લોકમાં નિન્દાને પાત્ર થાય છે.

**न देवचरितं चरेत् ॥ ,, ॥ ६७ ॥**

અર્થઃ—પોતે સામર્થ્ય રહિત હોઇ સમર્થ મનુષ્યની નકલ કરે નહીં, કેમકે તેમ કરનાર મનુષ્ય પણ લોકોમાં હાંસીનો ભાગી થાય છે.

**न व्यसनपरस्य कार्यावाप्तिः ॥ ,, ॥ ६८ ॥**

અર્થઃ—જુગાર આદિ વ્યસનમાં ફસેલા મનુષ્યની કાર્યસિદ્ધિ કદાપિ થતી નથી.

**नास्ति कार्यं द्यूतप्रवृत्तस्य ॥ ,, ॥ ७१ ॥**

અર્થઃ—જુગારમાં લાગેલા મનુષ્યનું કોઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી.

**मृगयापरस्य धर्मार्थौ विनश्यतः ॥ ,, ॥ ७२ ॥**

અર્થઃ—શિકારમાં તત્પર રહેનારના ધર્મ અને અર્થ નષ્ટ થાય છે.

**न कामासक्तस्य कार्यानुष्ठानम् ॥ ,, ॥ ७४ ॥**

અર્થઃ—કામી મનુષ્યથી કદાપિ કાર્ય બની શકતું નથી.

**अग्निदाहादपि विशिष्टं वाक्पारुष्यम् ॥ ,, ॥ ७५ ॥**

અર્થઃ—અગ્નિદાહ કરતાં પણ વાણીની કઠોરતા વધારે છે. તેથી કઠોર વાણી નહીં બોલવી જાઇએ.

**उपायपूर्वं न दुष्करं स्यात् ॥ ,, ॥ ९४ ॥**

અર્થઃ—ઉપાય સહિત કરેલું કોઇ પણ કાર્ય કઠિન માલમ પડતું નથી. માટે કોઇ પણ કાર્ય કરવું હોય તે પહેલા યોગ્ય રીતે ઉપાય શોચવો જોઇએ.

**अनुपायपूर्वकार्यं कृतमपि नश्यति ॥ ,, ॥ ९५ ॥**

અર્થઃ—જે કાર્ય ઉપાય પૂર્વક કરવામાં આવતુ નથી તે કાર્ય કરેલું પણ નષ્ટ થઇ જાય છે. માટે—

कार्यार्थिनामुपाय एव सहायः ॥ „ ॥ ९६ ॥

અર્થઃ—કાર્યની સફલતા ચહાનારને માટે ઉપાય જ મોટા સહાયક છે.

असमाहितस्य वृत्तिर्न विद्यते ॥ „ ॥ १०० ॥

અર્થઃ—જે મનુષ્ય કાર્ય કરવામાં સાવધાન રહેતો નથી તેનો કોઈ પણ વ્યવહાર ચાલતો નથી. માટે સર્વ કાર્ય સાવધાન રહીને કરવું જોઇએ.

पूर्वं निश्चित्य पश्चात्कार्यमारभेत् ॥ „ ॥ १०१ ॥

અર્થઃ—પ્રથમ નિશ્ચય કરીને કાર્યનો આરંભ કરવો જોઇએ. નિશ્ચય કર્યા વિના કાર્ય શરૂ કરી પછી શોચવું પડે એમ થવું ન જોઇએ.

कार्यान्तरे दीर्घसूत्रता न कर्तव्या ॥ „ ॥ १०२ ॥

અર્થ—બીજાં કાર્ય કરવામાં દીર્ઘસૂત્રતા નહીં કરવી. અર્થાત્ જેને અનેક કાર્ય કરવાનાં હોય ત્યાં કોઈ પણ કાર્ય કરવામાં દીર્ઘસૂત્રતા નહીં કરવી જોઇએ. દેશ તથા કાલ તથા કાર્યની ગૌરવતા જોઇને તત્તત્ સમયમાં જ તે તે કાર્ય કરવું જોઇએ, લંબાવવું નહીં જોઇએ.

नीतिज्ञो देशकालौ परीक्षेत ॥ „ ॥ ११२ ॥

અર્થઃ—નીતિજ્ઞ મનુષ્યે દેશ તથા કાલનો સારી રીતે વિચાર કરવો જોઇએ.

परीक्ष्य कारिणि श्रीश्चिरं तिष्ठति ॥ „ ॥ ११३ ॥

અર્થઃ—વિચાર પૂર્વક કાર્ય કરનાર મનુષ્યની પાસે લક્ષ્મી ચિર કાલ સુધી નિવાસ કરે છે.

न चलचित्तस्य कार्यावाप्तिः ॥ „ ॥ १०३ ॥

અર્થઃ—ચંચલ ચિત્તવાળા મનુષ્યના કાર્યની સિદ્ધિ કદાપિ થતી નથી. માટે સર્વ કાર્ય નિશ્ચય પૂર્વક કરવાં જોઇએ.

हस्तगतावमाननात्कार्यव्यतिक्रमो भवति ॥ „ ॥ १०४ ॥

અર્થઃ—હાથમાં આવેલી વસ્તુનો તિરસ્કાર કરવાથી કામ બગડી જાય છે.

दोषवर्जितानि कार्याणि दुर्लभानि ॥ „ ॥ १०५ ॥

અર્થઃ—જે કાર્ય સર્વ પ્રકારે દોષ રહિત હોય-એવું કાર્ય સંસારમાં બહુ દુર્લભ છે. માટે હાથમાં આવેલો લાભ આદિ કાર્યનો તિરસ્કાર કરીને પ્રાપ્ત નહીં થયેલા નવીન કાર્યને માટે દોડવું યોગ્ય નથી. વળી—

दुरनुबन्धं कार्यं नारभेत् ॥ „ ॥ १०६ ॥

અર્થઃ—જે કાર્ય કરવાથી બહુ દુઃખ તથા કઠિનતા હોય અને પોતાનું સામર્થ્ય થોડું હોય એવા કાર્યનો આરંભ નહીં કરવો જોઇએ. એવું કાર્ય કરનાર મનુષ્ય હમેશાં દુઃખી થાય છે.

कालवित् कार्यं साधयेत् ॥ ,, ॥ १०७ ॥

અર્થ:—જે સમયને જાણનાર મનુષ્ય છે તે જ પોતાના કાર્યને સિદ્ધ કરી શકે છે, માટે સમયની ગતિને બરાબર જાણી લેવી જોઇએ. સમયાનુસાર કરેલું કાર્ય જ પૂર્ણ ફલ આપે છે.

कालातिक्रमात्काल एव फलं पिबति ॥ ,, ॥ १०८ ॥

અર્થ:—કાર્ય કરવાનો યોગ્ય સમય ચુકી જતા કાલ જ કાર્યના ફલને નષ્ટ કરે છે. માટે—

क्षणं प्रति कालविक्षेपं न कुर्यात्सर्वकृत्येषु ॥ ,, ॥ १०९ ॥

અર્થ:—કોઇ પણ કાર્યમા એક ક્ષણનો પણ કાલવિક્ષેપ ન કરવો જોઇએ. વળી–

यो यस्मिन्कर्मणि कुशलस्तं तस्मिन्नेव योजयेत् ॥ ,, ॥ ११७ ॥

અર્થ.—જે મનુષ્ય જે કરવામા કુશલ હોય તેને તે કાર્યમાં જ લગાડવો જોઇએ.

दुःसाध्यमपि सुसाध्यं करोत्युपायज्ञः ॥ ,, ॥ ११८ ॥

અર્થ:—ઉપાય જાણનાર મનુષ્ય કઠિન કાર્યને પણ સહેલુ કરે છે.

अज्ञानिना कृतमपि न बहु मन्तव्यम् ॥ ,, ॥ ११९ ॥

અર્થ:—અજ્ઞાનીએ કરેલા કાર્યને બહુ નહીં માનવું જોઇએ. કેમકે–

यादृच्छिकत्वात्कृमिरपि रूपान्तराणि करोति ॥ ,, ॥ १२० ॥

અર્થ:—કીડો પણ યદચ્છાથી અનેક રૂપાન્તરને બનાવે છે. માટે અજ્ઞાની મનુષ્યનો વિશ્વાસ કરવો ઠીક નથી. કાર્ય કરવામાં સુયોગ્ય મનુષ્યનો જ વિશ્વાસ ક વળી—

सिद्धस्यैव कार्यस्य प्रकाशनं कर्तव्यम् ॥ ,, ॥ १२३ ॥

અર્થ:—સિદ્ધ થએલા કાર્યનું જ પ્રકાશન કરવું જોઇએ; કેમકે કાર્ય સિદ્ધ થયા પહેલાં તેની પ્રસિદ્ધિ કરવામાં આવી, છતા કોઈ દૈવદોષથી કાર્યની સિદ્ધિ ન થાય તો હાંસી થવાનો પ્રસંગ આવે. અને વળી કાર્યની પ્રસિદ્ધિ થતાં શત્રુ લોકોથી પણ કાર્યમાં બાધા થવાનો સભવ થાય.

ज्ञानवतामपि दैवमानुषदोषात्कार्याणि दुष्यन्ति ॥ ,, ॥ १२२ ॥

અર્થ:—કોઇ વાર જ્ઞાની મનુષ્યોનુ કાર્ય પણ દૈવદોષ અથવા માનુષદોષથી દૂષિત થાય છે અર્થાત્ સફળ થતું નથી. તેથી સિદ્ધ થયેલા કાર્યને જ પ્રકાશ કરવું જોઇએ.

दैवं शान्तिकर्मणा प्रतिषेद्धव्यम् ॥ ,, ॥ १२३ ॥

અર્થ:—શાન્તિકર્મ દ્વારા દૈવદોષનો પ્રતીકાર કરવો જોઇએ.

मानुषीं कार्यविपत्तिं कौशलेन विनिवारयेत् ॥ ,, ॥ १२४ ॥

અર્થ:—મનુષ્ય દ્વારા પ્રાપ્ત થયેલી કાર્યવિપત્તિને પોતાની ચતુરાઇથી નિવારણ કરવી જોઇએ.

कार्यविपत्तौ दोषान्वर्णयन्ति बालिशाः ॥ ,, ॥ १२५ ॥

અર્થઃ—કાર્યમાં વિપત્તિ આવતાં મૂર્ખ મનુષ્ય તેમા દોષોનું વર્ણન કરે છે.

**कार्यार्थिना दाक्षिण्यं न कर्तव्यम् ॥ " ॥ १२६ ॥**

અર્થઃ—જે મનુષ્ય પોતાના કાર્યમાં સફલતા ચહાતા હોય તેણે હમેશાં સરલ નહીં થવું જોઇએ અર્થાત્ વિશેષ ઉત્સાહ રાખવો જોઇએ.

**क्षीरार्थी वत्सो मातुरुधः प्रतिहन्ति ॥ ,, ॥ १२१ ॥**

અર્થઃ—વાછરડું જ્યારે દૂધ ધાવવા માગે છે, ત્યારે પોતાની માતાના આંચળ(उधस)માં જ મસ્તક વડે આઘાત કરે છે.

**अप्रयत्नात्कार्यविपत्तिर्भवेत् ॥ ,, ॥ १२८ ॥**

અર્થઃ—પ્રયત્ન નહીં કરવાથી અવશ્ય કાર્યોમાં વિપત્તિ આવી પડે છે. વળી—

**न दैवप्रमाणानां कार्यसिद्धिः ॥ ,, ॥ १२९ ॥**

અર્થઃ—જે મનુષ્ય પ્રારબ્ધને પ્રમાણ માનનારો છે, તેના કાર્યની સિદ્ધિ મુશ્કેલ જ બને છે.

**यः कार्यं न पश्यति सोऽन्धः ॥ ,, ॥ १३१ ॥**

અર્થઃ—જે પોતાના કાર્યને જોતો નથી, તે આંધળો છે. અને—

**अपरीक्ष्य कारिणं श्रीः परित्यजति ॥ ,, ॥ १३३ ॥**

અર્થઃ—વિના વિચાર્યે કાર્ય કરનાર મનુષ્યને લક્ષ્મી છોડી દે છે.

**यः संसदि परदोषं शंसति स स्वदोषबहुत्वं प्रख्यापयति ॥ ,, ॥ १४७ ॥**

અર્થઃ—જે મનુષ્ય સભાની વચ્ચમાં બીજાના દોષનું કથન કરે છે, તે મનુષ્ય પોતાના દોષોની અધિકતાને જ પ્રસિદ્ધ કરે છે. માટે વિવેકી મનુષ્યે કદાપિ બીજાના દોષ નહીં કહેવા જોઇએ.

**नास्त्यप्राप्यं सत्यवताम् ॥ ,, ॥ १४९ ॥**

અર્થઃ—સત્ય બોલનાર તથા સત્ય વ્યવહાર કરનારને કોઈ પણ વસ્તુ અપ્રાપ્ય હોતી નથી.

**बहूनपि गुणानेकदोषो ग्रसति ॥ ,, ॥ १६१ ॥**

અર્થઃ—બહુ ગુણોને પણ એક દોષ ખાઇ જાય છે અર્થાત્ નષ્ટ કરી દે છે. માટે મનુષ્યે દોષોનો પરિત્યાગ કરવાને માટે ગુણો સંપાદન કરવા અધિક ને અધિક પ્રયત્ન કરવો જોઇએ. વળી—

**क्षुधार्तो न तृणं चरति सिंहः ॥ ,, ॥ १६४ ॥**

અર્થઃ—સિંહ ક્ષુધાથી પીડિત થયેલો હોવા છતાં પણ કદાપિ ઘાસ ખાતો નથી. તેવી રીતે કુલીન પણ દુઃખી થવા છતાં પણ કદાપિ અનુચિત વ્યવહાર કરતો નથી. માટે દુઃખી હોવા છતાં પણ મનુષ્યે કદાપિ અનુચિત વ્યવહાર કરવો નહીં જોઇએ.

**प्राणादपि प्रत्ययो रक्षितव्यः ॥ ,, ॥ १६५ ॥**

અર્થ:—આપણા ઉપર આવેલા લોકોના વિશ્વાસની પ્રાણ કરતાં પણ અધિક રક્ષા કરવી જોઇએ. અર્થાત્ આ મનુષ્ય પ્રામાણિક છે, ધર્માત્મા છે, આ પ્રમાણે લોકોનો નિશ્ચય થયો હોય તો તેને દુરાચારાદિથી નષ્ટ નહીં કરવો જોઈએ. તેની પ્રાણ કરતાં પણ અધિક રક્ષા કરવી જોઇએ.

पिशुनश्श्रोता पुत्रदारैरपि त्यज्यते ॥ „ ॥ १६६ ॥

અર્થ:—ચાડી કરનાર તથા ચાડીને તેમજ છુપાઈને બીજાની વાતને સાંભળનાર પુરૂષનો તેની સ્ત્રી તથા પુત્રાદિ પણ ત્યાગ કરે છે, માટે ચાડી કરવાની તથા છુપાઈને સાભળવાની-એ બને ટેવ મનુષ્યને આ લોકમાં તથા પરલોકમાં હાનિનું કારણ છે એમ જાણવુ જોઈએ. વળી—

बालादप्यर्थजातं शृणुयात् ॥ „ ॥ १६७ ॥

અર્થ—બાલક પાસેથી પણ ઉચિત વાત સાંભળી લેવી જાઇએ. કોઇ વાતમાં પણ બેદરકારી નહીં કરવી જોઇએ.

नमन्त्यपि तुलाकोटिः कूपोदकक्षयं करोति ॥ „ ॥ १७४ ॥

અર્થ.—તુલાકોટિ નીચે નમન કરતી હોવા છતાં ( અર્થાત્ મોઢું નીચું નમાવીને ) પણ કુવાના જળનો ક્ષય કરે છે. તુલાકોટિ નામ કુવામાથી પાણી કાઢવાના એક પ્રકારના સાધનના અગ્ર ભાગનુ છે, તે નીચે નમીને જ પાણી ભરી લે છે, તથાપિ કુવાનુ પાણી તો કમી થઈ જાય છે. તેવી રીતે કોઈ મનુષ્ય નમ્ર સ્વભાવથી સર્વને નમતો હોય છતાં પણ તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. કપટી મનુષ્ય પણ પોતાના કાર્યની સિદ્ધિ કરવાને માટે બહુ નમે છે. તેના ઉપર વિશ્વાસ કરવાથી ધોકો ખાવો પડે છે. માટે મનુષ્યે બહુ પરીક્ષા કરીને જ વિશ્વાસ કરવો જોઈએ એવો ભાવ છે. વળી—

सतां मतं नातिक्रमेत् ॥ „ ॥ १७५ ॥

અર્થ:—શ્રેષ્ઠ પુરૂષોના મતનું અતિક્રમણ નહીં કરવું જોઇએ, કેમકે તેઓ સત્યવાદી અને અનુભવી હોય છે. તેથી તેઓ દરેક મનુષ્યને સુખની વાત જ કહેશે. તેને નહીં માનનાર અવશ્ય અધોગતિને જ પ્રાપ્ત થાય છે.

गुणवदाश्रयान्निर्गुणोऽपि गुणी भवति ॥ „ ॥ १७६ ॥

અર્થ:—ગુણી મનુષ્યનો આશ્રય લેવાથી ગુણહીન પણ ગુણી થઇ જાય છે. દૂધનો આશ્રય કરનાર જલ પણ દૂધ રૂપ જ થઇ જાય છે, અને તે જલ પણ દૂધને ભાવે જ વેચાય છે. માટે હમેશા ગુણી મનુષ્યનો જ સંસર્ગ કરવો જોઇએ ગુણી પણ કેવલ વિદ્યા માત્રથી થતો નથી. પૂર્વ કાલમા વિદ્વાન્ લોક સત્યવાદી રહેતા હતા. હાલના સમયમાં તે વિપરીત જોવામાં આવે છે તેથી સાક્ષર લોકોમાં પણ વિપરીત રાક્ષસોનો સ્વભાવ જોવામાં આવે છે. માટે વિદ્યા, સરલતા, નિરભિમાનતા, કુલીનતા, પરોપકાર, નિર્લોભતા, આદિ હોય તો જ ગુણી કહેવાય છે, નહિંતો તે ગુણી કહી શકાય નહીં. ' રામ ' શબ્દને બોલનાર પોપટ અર્થાત્ બહુ બોલનાર પોપટને પણ કોઇ ગુણી માન્યો નથી. માટે ગુણી મનુષ્યનો પણ વિચાર કરીને નિશ્ચય કરવો જોઇએ.

न पापकर्मणामाक्रोशभयम् ॥ „ ॥ १८१ ॥

અર્થઃ—પાપ કર્મ કરનાર મનુષ્યને નિન્દાનો ભય હોતો નથી. તેઓ પોતાની મતલબને જ જોતા રહે છે.

निकृतिप्रिया नीचाः ॥ „ ॥ २०२ ॥

અર્થઃ—નીચ મનુષ્ય હમેશાં બીજાનો તિરસ્કાર કરવામાં તથા શઠતા કરવામાં પ્રસન્ન રહે છે.

सुपूजितोऽपि दुर्जनः पीडयत्येव ॥ „ ॥ २०५ ॥

અર્થઃ—દુષ્ટ મનુષ્યનો સત્કાર કરવામાં આવ્યા છતાં પણ તેઓ પીડા જ આપે છે.

चन्दनादीनपि दावोऽग्निर्दहत्येव ॥ „ ॥ २०६ ॥

અર્થઃ—જંગલમાં લાગેલો અગ્નિ ચન્દન આદિને પણ બાળી મૂકે છે. દુર્જન પણ દાવાગ્નિની તુલ્ય હોવાથી તેનાથી હમેશાં દૂર જ રહેવું જોઇએ. નહિંતો અવસ્ય દુઃખ જ મળશે.

प्रज्ञाफलमैश्वर्यम् ॥ „ ॥ २११ ॥

અર્થઃ—બુદ્ધિનું પરિણામ જ ઐશ્વર્ય છે. માટે ઐશ્વર્યની ઇચ્છાવાળા મનુષ્યે હમેશાં બુદ્ધિ પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. બુદ્ધિ વિના ઐશ્વર્યની ઇચ્છા કરનાર મનુષ્ય મૂઢ છે.

दातव्यमपि बालिशः परिक्लेशेन दास्यति ॥ „ ॥ २१२ ॥

અર્થઃ—બીજાને આપવા યોગ્ય વસ્તુ પણ મૂર્ખ પુરૂષ બહુ કલેશથી આપે છે. એવો મનુષ્ય સેવકાદિને બહુ અપ્રિય લાગે છે, અને અનીતનો વ્યવહાર હોવાથી પાપનો પણ ભાગી થાય છે. માટે મનુષ્યને માટે એ ઇષ્ટ છે કે બીજાને આપવા યોગ્ય ધન સમયાનુસાર અવસ્ય આપવું જોઇએ.

तृष्णया मतिः छाद्यते ॥ „ ॥ २२६ ॥

અર્થઃ—તૃષ્ણા બુદ્ધિને ઢાંકી દે છે. તેથી તૃષ્ણાળુ મનુષ્યને યોગ્ય કાર્ય ભાસતું નથી. તેથી તૃષ્ણાનો પરિત્યાગ કરવો જોઇએ.

मूर्खेषु मूर्खवत्कथयेत् ॥ „ ॥ २३१ ॥

અર્થ—મૂર્ખોની મધ્યે મૂર્ખની પેઠે જ બોલવું જોઇએ, નહિંતો તે દુઃખનું કારણ થાય છે.

दया धर्मस्य जन्मभूमिः ॥ „ ॥ २३६ ॥

અર્થઃ—દયા જ ધર્મની જન્મભૂમિ છે. જેનામાં દયા નથી તે કદાપિ ધર્માત્મા હોઇ શકતા નથી. માટે હમેશાં દયા કરવી જોઇએ.

आत्मनाशं सूचयत्यधर्मबुद्धिः ॥ „ ॥ २४२ ॥

અર્થઃ—અધર્મમાં બુદ્ધિ વાળા મનુષ્ય પોતાના વિનાશનું જ સૂચન કરાવે છે. અર્થાત્ મનુષ્યને વિનાશકાલમાં જ અધર્મમાં રૂચિ ઉત્પન્ન થાય છે.

नास्त्यमानभयमनार्यस्य ॥ " ॥ २६१ ॥

અર્થઃ—નીચ મનુષ્યને પોતાના તિરસ્કારનો ભય નથી.

न चेतनवतां वृत्तिभयम् ॥ " ॥ २६२ ॥

અર્થ.—બુદ્ધિશાળી મનુષ્યને પોતાની જીવિકાનો ભય હોતો નથી. અર્થાત્ તે પોતાના બુદ્ધિબલથી કોઈ પણ સ્થાનમા જઇને પોતાનો નિર્વાહ કરી શકે છે, માટે જીવિકાને માટે અનર્થ કરનાર મૂર્ખ જ કહેવાય છે. અને માન તથા બડાઇને માટે ધર્મમાર્ગનો પરિત્યાગ કરનારની મૂર્ખતાનો પાર જ નથી.

न जितेन्द्रियाणां विषयभयम् ॥ " ॥ २६३ ॥

અર્થ:—જિતેન્દ્રિય મનુષ્યને વિષયોનો ભય નથી. અર્થાત્ તેને વિષય પદાર્થ પોતાના કલ્યાણમાર્ગથી હઠાવી શકતા નથી.

न कृतार्थानां मरणभयम् ॥ " ॥ २६४ ॥

અર્થઃ—કૃતકૃત્ય (તત્ત્વજ્ઞાની) મનુષ્યને મરવાનો ભય નથી.

परद्रव्यापहरणमात्मद्रव्यनाशहेतुः ॥ " ॥ २६९ ॥

અર્થઃ—બીજાના દ્રવ્યનું અપહરણ કરવું તે પોતાના દ્રવ્યના નાશનો હેતુ છે. બીજાના દ્રવ્યનું હરણ કરવાથી તથા ચોરી આદિ વડે ધન એકઠું કરનાર મનુષ્યને પ્રથમ ધનની વૃદ્ધિ જોવામાં આવે છે, તથાપિ પાછળથી તેનો જડમૂલથી નાશ થાય છે.

नीचस्य विद्याः पापकर्मणि योजयन्ति ॥ " ॥ २७४ ॥

અર્થઃ—નીચ પુરૂષની વિદ્યા તેને પાપકર્મમાં પ્રેરે છે.

पयःपानमपि विषवर्धनं भुजङ्गस्य नामृतं स्यात् ॥ " ॥ २७५ ॥

અર્થઃ—સર્પને દૂધ પાવું તે પણ તેને વિષ વધારનારૂં થાય છે, તેનાથી અમૃત કદાપિ બની શકતુ નથી. માટે અધિકારી મનુષ્યને જ વિદ્યા ભણાવવા યોગ્ય છે.

लुब्धसेवी पावकेच्छया खद्योतं धमति ॥ " ॥ २८२ ॥

અર્થઃ—લોભી મનુષ્યની સેવા કરનાર અગ્નિને માટે આગિયા કીડાને લઇને તેમાં ફૂંક મારે છે અર્થાત્ આગિયાને લઇને ફૂંક મારનારને અગ્નિ મળી શકતો નથી. તેવી રીતે લોભીની સેવા કરનારને પણ કાંઇ પ્રાપ્ત થતું નથી. માટે સર્વેએ લોભીથી દૂર રહેવું જોઇએ.

अयशो भयं भयेषु ॥ " ॥ ३१५ ॥

અર્થઃ—સર્વ ભયમાં અપકીર્તિ એ જ મોટો ભય છે. માટે મનુષ્યને અપકીર્તિ પ્રાપ્ત થાય એવુ કાર્ય કદાપિ નહી કરવું જોઇએ.

मतिमत्सु मूर्खमित्रगुरुवल्लभेषु विवादो न कर्तव्यः ॥ " ॥ ३५२ ॥

અર્થ:—બુદ્ધિમાન્ તથા મૂર્ખ, મિત્ર, ગુરૂ તથા પોતાના પ્રિય પુરૂષોની સાથે વિવાદ ન કરવો જોઇએ.

**परगृहमकारणतो न प्रविशेत् ॥ ,, ॥ ४६७ ॥**

અર્થ:—વિના કારણ બીજાના ઘરમાં પ્રવેશ ન કરે, કેમકે વિના કારણ કોઇના ઘરમાં જનારનો તિરસ્કાર થાય છે.

**गतानुगतिको लोकः ॥ ,, ॥ ४७३ ॥**

અર્થ:—લોક વિના વિચાર્યે એક બીજાની પાછળ પાછળ જનારા હોય છે. માટે બુદ્ધિશાળી મનુષ્યે કદાપિ દેખાદેખી કામ કરવું ન જોઇએ, કેમકે તે પશ્ચાત્તાપનું કારણ થાય છે.

**यमनुजीवेत्तं नापवदेत् ॥ ,, ॥ ४७४ ॥**

અર્થ:—જેના આશ્રયથી જીવનનિર્વાહ થતો હોય તેની કદાપિ નિન્દા નહીં કરવી જોઇએ, કેમકે તેમ કરનાર પાપી પુરૂષ નરકનો ભાગી થાય છે.

**तपस्सार इन्द्रियनिग्रहः ॥ ,, ॥ ४७८ ॥**

અર્થ:—ઇન્દ્રિયોને વશ કરવી તે જ તપનો સાર છે. અર્થાત્ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાને માટે કૃચ્છ્ર, ચાન્દ્રાયણ, આદિ વ્રત રૂપ તપ, અથવા અન્ય પ્રકારનું તપ કરવામાં આવે છે. જેનામાં ઇન્દ્રિયોને નિગ્રહ કરવાનું સામર્થ્ય છે તે સ્વયં તપસ્વી જ છે. જેને ઇન્દ્રિયનિગ્રહ નથી તેનું સર્વ તપ વ્યર્થ જ છે.

**अनार्यसंबन्धाद्वरमार्यशत्रुता ॥ ,, ॥ ४८६ ॥**

અર્થ:—અશ્રેષ્ઠ મનુષ્યની સાથે સંબન્ધ રાખવા કરતાં શ્રેષ્ઠની સાથે શત્રુતા હોય તે પણ સારી છે, અર્થાત્ નિકૃષ્ટ મનુષ્યની સાથે કદાપિ સબન્ધ નહીં રાખવો જોઇએ.

**विवादे धर्ममनुस्मरेत् ॥ ,, ॥ ४८९ ॥**

અર્થ:—કોઇની સાથે વિવાદ કરતી વખતે પણ ધર્મનું સ્મરણ કરવું જોઇએ, અર્થાત ધર્મની વિરૂદ્ધ કોઈ પણ પ્રકારનો વિવાદ નહીં કરવો જોઇએ, કેમકે તેમ કરવાથી મનુષ્ય પાપ અને નિન્દાને પ્રાપ્ત થાય છે.

**परायत्तेषूत्कण्ठां न कुर्यात् ॥ ,, ॥ ४९५ ॥**

અર્થ:—બીજાને અધીન રહેલી વસ્તુની કદાપિ ઇચ્છા નહીં કરવી જોઇએ, પરન્તુ સજ્જન મનુષ્યોએ જે વસ્તુ પોતાની પાસે હોય તેથી જ સન્તુષ્ટ રહેવું જોઇએ, તે જ મનુષ્ય સુખી થાય છે.

**असत्समृद्धिरसद्भिरेव भुज्यते ॥ ,, ॥ ४९६ ॥**

અર્થ:—પાપીઓની સંપત્તિને પાપી જ ભોગવે છે. જેમ—

**निम्बफलं काकैर्भुज्यते ॥ ,, ॥ ४९७ ॥**

અર્થ:—લિંબડાનું ફળ કાગડા જ ખાય છે. અને—

**नाम्भोधिस्तृष्णामपोहति ॥ „ ॥ ४९८ ॥**

અર્થઃ—સમુદ્ર પણ કોઇની તૃષાને મટાડી શકતો નથી. ભાવ એવો છે કે જે કોઇ શુદ્ધ કમાણી દ્વારા ઉપાર્જન કરે છે તેનું ધન સત્પુરૂષ તથા ધર્મના ઉપયોગમાં આવે છે.

**विश्वासघातिनो न निष्कृतिः ॥ „ ॥ ५२३ ॥**

અર્થઃ—વિશ્વાસઘાતી મનુષ્યના પાપનું કોઇ પ્રાયશ્ચિત્ત નથી. તે સર્વથી મોટું પાપ છે. તેનો કદાપિ ઉદ્ધાર થવાનો નથી.

**श्वःकार्यमद्य कुर्वीत ॥ „ ॥ ५३९ ॥**

અર્થઃ—જે કાર્ય આવતી કાલે કરવાનું હોય તે આજે જ કરી લેવું જોઇએ.

**सर्वज्ञता लोकज्ञता ॥ „ ॥ ५४२ ॥**

અર્થઃ—વ્યવહારના જ્ઞાનને સર્વજ્ઞતા સમઝવી જોઇએ.

**शास्त्रज्ञोऽप्यलोकज्ञो मूर्खतुल्यः ॥ „ ॥ ५४३ ॥**

અર્થઃ—શાસ્ત્રને જાણનાર જે મનુષ્ય લોકવ્યવહારમાં સમર્થ નથી તે મૂર્ખની સમાન છે, માટે કરીને સર્વ કાર્યમાં મનુષ્યને વ્યવહારનો વિશેષે કરીને વિચાર રાખવો જોઇએ.

**व्यवहारे पक्षपातो न कार्यः ॥ „ ॥ ५४६ ॥**

અર્થઃ—વ્યવહારમાં પક્ષપાત કરવો યોગ્ય નથી. પક્ષપાતને છોડી વ્યવહાર કરનારમાં જ ધર્મ રહે છે. પક્ષપાતી પાપી મનુષ્યના સંગને પરિત્યાગ કરવો જોઇએ.

આ પ્રકારે નીતિશાસ્ત્રના તત્ત્વનો વિચાર કરીને કાર્ય કરવાથી મનુષ્યને ધર્મની પ્રાપ્તિ થાય છે. અને તેનો સદાચાર પણ કદાપિ નષ્ટ થતો નથી. માટે સદાચારી થવાની ઇચ્છા-વાળા મનુષ્યે સામાન્ય નીતિનું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરવું જોઇએ.

---

ઇતિ નીતિપ્રકરણ ૨ સમાપ્ત.





# વેદાર્થચિન્તામણિ.

## ધર્મપ્રકરણ—૩.

### અધ્યાય ૧.

#### ધર્મનું પ્રતિપાદન

ધર્મનું અનુષ્ઠાન કરનાર મનુષ્ય આ લોક સંબન્ધી તથા પરલોક સંબન્ધી સુખ પ્રાપ્ત કરે છે. જે કારણથી આ લોક સંબન્ધી તથા પરલોક સંબન્ધી સુખનું સાધન ધર્મ છે, તે કારણથી ધર્મનું જ આચરણ કરવુ તે મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

તે સંબન્ધી બાણશય્યામા પડેલા ભીષ્મપિતામહ યુધિષ્ઠિર પ્રતિ કહે છેઃ—

हिरण्यरत्न संचयाः शुभाशुभेन संचिताः ।
न तस्य देहसंक्षये भवन्ति कार्यसाधकाः ॥म.भा.शा.प.अ. २२१ श्लो. १२॥

અર્થ—સારા કે ખોટા કર્મ વડે એકઠાં કરેલાં સુવર્ણ, નવ રત્નો, આદિ પદાર્થ મનુષ્ય મરતાં કંઇ પણ કાર્ય કરતાં નથી.

यदेव कर्म केवलं पुराकृतं शुभाशुभम् ।
तदेव पुत्र सार्थकं भवत्यमुत्र गच्छतः ॥ ,, ॥ ५१ ॥

અર્થઃ—હે પુત્ર ! અહીંથી શરીરનો ત્યાગ કરીને પર લોકમાં જનારને પોતે મરણ પહેલાં કરેલું પુણ્ય અને પાપ રૂપ કર્મ જ સાર્થક થાય છે, બાકીનું બધુ નિષ્પ્રયોજન થાય છે.

ઉદ્યોગ પર્વમાં પણ કહ્યું છે કેઃ—

अन्यो धनं प्रेतगतस्य भुंक्ते
वयांसि चाग्निश्च शरीरधातून् ।
द्वाभ्यामयं सह गच्छत्यमुत्र
पुण्येन पापेन च वेष्ट्यमानः ॥ म. भा. उ. प. अ. ४० श्लो. १६ ॥

અર્થ:—મરેલા મનુષ્યના ધનને બીજાઓ ખાય છે. અને તેના શરીરને જો તે બહાર પડયું હોય તો ગીધ વગેરે પ્રાણી ખાઇ જાય છે. અથવા તેને અગ્નિદાહ કરવામાં આવ્યો હોય તો અગ્નિ ખાઈ જાય છે. અને પાણીમાં નાંખવામાં આવ્યું હોય તો તેને માછલી આદિ ખાઇ જાય છે. જીવની સાથે તો માત્ર બે જ વસ્તુ જાય છે. પુણ્ય અને પાપ રૂપ કર્મ વડે વીંટળાયલો મનુષ્ય અહીંથી પરલોકમાં જાય છે.

उत्सृज्य विनिवर्तन्ते ज्ञातयः सुहृदः सुताः ।
अपुष्पाफलान्वृक्षान्यथा तात पतत्रिणः ॥ ,, ॥ १७ ॥

અર્થ:—હે તાત! જેવી રીતે પુષ્પ તથા ફળથી રહિત વૃક્ષનો પક્ષીઓ પરિત્યાગ કરે છે, તેવી રીતે મરેલા મનુષ્યના શરીરને તેના જ્ઞાતિજનો, પુત્ર, મિત્ર, આદિ સર્વ સ્મશાનમાં છોડીને ઘેર પાછા આવે છે.

મનુસ્મૃતિ પણ કહે છે કે,—

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ म. स्मृ. अ. ४–२४१ ॥

અર્થ:—મરેલા શરીરને લાકડું અથવા માટીના ઢેપાની માફક સ્મશાનભૂમિમાં છોડીને તેના બન્ધુઓ વિમુખ થઇને ચાલ્યા જાય છે. ફક્ત ધર્મ મરનારની સાથે જાય છે.

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ म. स्मृ. अ. ८–१७ ॥

અર્થ:—મરણ સમયે સાથે જનાર મિત્ર એક ધર્મ જ છે. બાકીનું બીજું બધું શરીરની સાથે નાશ પામે છે.

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ म. स्मृ. अ. ४–२३९ ॥

અર્થ:—પરલોકમાં સહાય કરવાને માટે માતા પિતા ઉભાં રહેતાં નથી, ન તો પુત્ર, સ્ત્રી કે જ્ઞાતિજનો ઉભાં રહે છે. કેવલ એક ધર્મ જ આપણી રક્ષા કરવાને ઉભો રહે છે. માટે—

धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ ,, ॥ २३८ ॥

અર્થ:—જેવી રીતે ઉધાઈ ( દિમક ) ધીમે ધીમે માટીનો મોટો ટેકરો ( વલ્મીક ) બનાવી દે છે, તેવી રીતે કોઇ પ્રાણીને પીડા ન કરતા સતા પરલોકમાં સહાયતાને માટે ધર્મનો સંગ્રહ કરવો જોઇએ.

મહાગરુડ પુરાણ પણ તે જ વાતને કહે છે:—

अस्थिराणि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं संनिहितो मृत्युः कर्तव्यो धर्मसंचयः ॥ म. ग. पु. अ. ८-९० ॥

અર્થ:—મનુષ્યનું શરીર સ્થિર રહેતું નથી, અને ધનાદિ સંપત્તિ પણ હમેશાં રહેતી નથી. મૃત્યુ નજીક જ છે, કેમકે તેનો કોઈ ભરોસો નથી. માટે મનુષ્યે ધર્મનો સંગ્રહ કરવો જોઇએ.

ગોભિલીય ગૃહ્યસૂત્ર પણ તે જ વાત કહે છે:—

कामार्थौ लिप्समानस्तु धर्ममेवादितश्चरेत् ।
न हि धर्मादपेतोऽर्थः कामो वापि कदाचन ॥ गोभिलीय.गृ.सू.भाष्यभूमिका. ॥

અર્થ:—જે મનુષ્ય મોક્ષને ચહાતો નથી, કેવલ કામ અને અર્થની જ ઇચ્છા કરે છે, તેને પણ ધર્મનું જ આચરણ કરવું આવશ્યક છે. ધર્મ વિના અર્થ અને કામની પ્રાપ્તિ થતી નથી.

આ વિષયમાં મહાભારતમાં યુધિષ્ઠિર તથા ભીષ્મજીના સંવાદ રૂપ એક ઇતિહાસ છે તે નીચે પ્રમાણે:—

पूर्वरूपाणि मे राजन् पुरुषस्य भविष्यतः ।
पराभविष्यतश्चैव तन्मे ब्रूहि पितामह ॥ म. भा. शा. प. अ. २२८ श्लो. १ ॥

અર્થ:—યુધિષ્ઠિરજી ભીષ્મ પિતામહ પ્રતિ પૂછે છે:-હે રાજન્! હે પિતામહ! ભાવિ કાલમાં જેની ઉન્નતિ થવાની હોય તેનાં લક્ષણ ( **पूर्वरूपाणि** ) શાં છે અને ભાવિ કાલમાં જેની અવનતિ થવાની હોય તેનાં ( **पराभविष्यतः** ) લક્ષણ કયાં છે? તે આપ મને કહો.

ભીષ્મપિતામહ યુધિષ્ઠિરના આ પ્રશ્નના ઉત્તરમાં લક્ષ્મી અને ઇન્દ્રના સંવાદ રૂપ ઇતિહાસ કહી સંભળાવે છે:—

એક સમય નારદજી બ્રહ્મલોક નિવાસી ઋષિયોની સાથે મળીને ઇચ્છાનુસાર ત્રણ લોકમાં ભ્રમણ કરતા હતા. એક વાર તે નારદજી સવારમાં ઉઠીને જલસ્પર્શનની ઇચ્છાથી ગંગાજી જઇને તેમાં ઉતર્યા. તે વખતે ઈંદ્ર પણ ગંગાજીના તીર પર આવી પહોંચ્યા. તે બંને ગંગામાં સ્નાન કરીને જપાદિ કરીને કિનારે રેતીમાં બેસીને દેવર્ષિયોની તથા અન્ય પુણ્યવાન્ મહર્ષિયોની કથાની આલોચના કરવા લાગ્યા. ઋષિલોકનાં વૃત્તાન્ત કહેતાં કહેતાં સૂર્યનો ઉદય થયો, એટલે બંનેએ ઉઠીને તેમની ઉપાસના કરી. એટલામાં સૂર્યના સદૃશ મહાન્ પ્રભા વાળી તથા અપ્સરાઓથી વીંટળાયલી લક્ષ્મીજી તેમની સામે આવી. લક્ષ્મીજી વિમાનમાંથી ઉતરી ઇન્દ્ર તથા નારદની સન્મુખ ઉપસ્થિત થઈ. દેવરાજે પોતે દેવાપયોની સાથે દેવીની સમીપ જઇને આદરથી તેની પૂજા કરી. બાદ ઇન્દ્રે દેવીને પૂછ્યું-" તમે કોણ છો? અને કયાંથી આવો છો? અને કયાં જાઓ છો? " ત્યારે લક્ષ્મીજી બોલી:—

पुण्येषु त्रिषु लोकेषु सर्वे स्थावरजङ्गमाः ।
ममात्मभावमिच्छन्तो यतन्ते परमात्मना ॥ . ,, . ॥ २० ॥

साऽहं वै पङ्कजे जाता सूर्यरश्मिविबोधिते ।
भूत्यर्थं सर्वभूतानां पद्मा श्रीः पद्ममालिनी ॥ „ ॥ २१ ॥

અર્થઃ—હે બલસૂદન ! પવિત્ર ત્રણે લાકની મધ્યમાં સ્થાવર જંગમ રૂપ સર્વ જીવ મારી સદૃશતા પ્રાપ્ત કરવાની ઈચ્છા કરતા સતા અત્યન્ત આદર સહિત યત્ન કરે છે. (૨૦). તે હુ સપૂર્ણ પ્રાણીઓની સમૃદ્ધિને માટે. જેવી રીતે સૂર્યનાં કિરણથી કમલ ખીલે છે તેવી રીતે, ઇશ્વરેચ્છા રૂપ સૂર્યકિરણથી ખિલેલા બ્રહ્માણ્ડ રૂપ કમલમાંથી ઉત્પન્ન થઇ છુ, અને મને સર્વ કોઇ પદ્મા, શ્રી, અને પદ્મમાલિની કહ્યા કરે છે. (૨૧).

अहं लक्ष्मीरहं भूतिः श्रीश्चाहं बलसूदन ।
अहं श्रद्धा च मेधा च सन्नतिर्विजितिः स्थितिः ॥ „ ॥ २२ ॥

अहं धृतिरहं सिद्धिरहं त्वद्भूतिरेव च ।
अहं स्वाहा स्वधा चैव उन्नतिर्नियतिः स्मृतिः ॥ „ ॥ २३ ॥

અર્થઃ—હે બલસૂદન ! હું જ લક્ષ્મી છું, હું સંપત્તિ છું, હું જ શ્રી, હું જ શ્રદ્ધા, મેધા, નમ્રતા, વિજય ( विजितः ), મર્યાદા ( स्थितिः ) છું. (૨૨). હું જ ધૃતિ છું, હું જ સિદ્ધિ છું, તમારી વિભૂતિ પણ હું જ છુ, હું જ સ્વાહા, સ્વધા, ઉન્નતિ, ભાગ્ય ( नियति ), તથા સ્મૃતિ છું (૨૩).

राज्ञां विजयमानानां सेनाग्रेषु ध्वजेषु च ।
निवासे धर्मशीलानां विषयेषु पुरेषु च ॥ „ ॥ २४ ॥

जितकाशिनि शूरे च संग्रामेष्वनिवर्तिनि ।
निवसामि मनुष्येन्द्रे सदैव बलसूदन ॥ „ ॥ २५ ॥

धर्मनित्ये महाबुद्धौ ब्राह्मण्ये सत्यवादिनि ।
प्रश्रिते दानशीले च सदैव निवसाम्यहम् ॥ „ ॥ २६ ॥

અર્થઃ—હે બલનાશન ! હું વિજયી રાજાઓની સેનાઓની આગળ તથા ધ્વજ-સમૂહમાં, તથા ધર્મશીલ મનુષ્યોના નિવાસસ્થાનમાં તથા રાજ્યમાં (विषयेषु) તથા નગરમાં (૨૪), તથા યુદ્ધમાથી નહીં હઠનાર (अनिवर्तिनि) જયના લક્ષણ યુક્ત ( जितकाशिनि ) શૂર રાજાઓની પાસે ( मनुष्येन्द्रे ) સદા મારી વિભૂતિ સહિત નિવાસ કરૂં છું (૨૫), તેમ જ ધર્મમાર્ગમાં પરાયણ, મહા ગંભીર બુદ્ધિવાળા, બ્રહ્મનિષ્ઠ, સત્યવાદી, વિનયી, (प्रश्रित), અને દાનશીલ મનુષ્યોની પાસે હું સર્વદા નિવાસ કરૂં છું. (૨૬)

असुरेष्ववसं पूर्वं सत्यधर्मनिबन्धना ।
विपरीतांस्तु तान्बुद्ध्वा त्वयि वासमरोचयम् ॥ „ ॥ २७ ॥

અર્થઃ—પહેલાં હું સત્ય ધર્મમાં બદ્ધ થઇને અસુરોની સમીપ વાસ કરતી હતી. હવે તે લોકોને વિપરીત સમજીને તમારી પાસે વાસ કરવાની ઇચ્છા કરૂં છું.

આ પ્રકારના લક્ષ્મીજીના વચન સાભળીને ઇન્દ્ર પૂછે છે—

कथंवृत्तेषु दैत्येषु त्वमवात्सीर्वरानने ।
दृष्ट्वा च किमिहागास्त्व हित्वा दैतेयदानवान् ॥ „ ॥ २८ ॥

અર્થ:—હે વરાનને ! દૈત્યદાનવોના કેવા પ્રકારના ચરિત્ર જોઇને તુ તેની પાસે વાસ કરતી હતી અને હવે તે લોકના કેવા પ્રકારના ચરિત્ર જોવાથી તેમનો ત્યાગ કરીને આ સ્થાનમા આવી છુ ? (દિતિના વંશજો દૈત્ય અને દનુના વંશજો દાનવ કહેવાય છે)

તેના ઉત્તરમા લક્ષ્મીજી નીચે પ્રમાણે કહે છે —

स्वधर्ममनुतिष्ठत्सु धैर्यादचलितेषु च ।
स्वर्गमार्गाभिरामेषु सत्त्वेषु निरता ह्यहम् ॥ „ ॥ २९ ॥

અર્થઃ—જે લોક પોતાના ધર્મનુ અનુષ્ઠાન કરે છે, તથા જેઓ ધૈર્યથી ચલાયમાન થતા નથી, અને પરલોક માર્ગમા જવાના પ્રેમી છે તેમના ઉપર હુ પ્રીતિ રાખુ છુ.

दानाध्ययनयज्ञेज्याः पितृदैवतपूजनम् ।
गुरूणामतिथीनां च तेषां सत्यमवर्तत ॥ „ ॥ ३० ॥

અર્થ—તે લોકમા દાન, અધ્યયન યજ્ઞ, તથા દેવતા, પિતરો, ગુરૂ અને અતિથિઓનુ પૂજન યથાર્થ રીતે થતુ હતુ.

सुसंमृष्टगृहाश्चासञ्जितस्त्रीका हुताग्नयः ।
गुरुशुश्रूषका दान्ता ब्रह्मण्याः सत्यवादिनः ॥ „ ॥ ३१ ॥

અર્થ—પહેલા તે લોક(દાનવો)ના ઘર સારી રીતે ઝાડુ વાળીને સાફ રાખવામા આવતાં હતા, તેઓ સ્ત્રીઓને વશમા રાખતા હતા, અગ્નિમા આહુતિ આપતા હતા, ગુરૂ સેવામા તત્પર રહેતા હતા, ઇન્દ્રિયોને વશ રાખવામા સાવધાન હતા, અને બ્રહ્મનિષ્ઠ તથા સત્યવાદી હતા.

श्रद्दधाना जितक्रोधा दानशीलानसूयवः ।
भृतपुत्रा भृतामात्या भृतदारा ह्यनीर्षव ॥ „ ॥ ३२ ॥

અર્થ—વળી તેઓ શ્રદ્ધાળુ હતા, ક્રોધને જીતનાર, દાનશીલ, અને અસૂયા રહિત હતા. અને સ્ત્રી, પુત્ર અને સેવકોનુ પાલન પોષણ કરતા હતા અને કોઇના ઉપર ઈર્ષ્યા નહોતા કરતા

अमर्षेण न चान्योन्य स्पृहयन्ते कदाचन ।
न च जातूपतप्यन्ति धीराः परसमृद्धिभिः ॥ „ ॥ ३३ ॥

અથ:—ક્રોધને વશ થઇને કદાપિ પરસ્પર શત્રુતા કરતા નહોતા તેઓ ધીર હતા, તેથી બીજાની સમૃદ્ધિ દેખીને બળતા નહીં.

दातारः संग्रहीतार आर्याः करुणवेदिनः ॥
महाप्रसादा ऋजवो दृढभक्ता जितेन्द्रियाः ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—તેઓ આર્ય પુરૂષોના ગુણોથી યુક્ત હતા. તેઓ દાતા, સંગ્રહી, દીન ઉપર દયાળુ, અત્યન્ત કૃપા કરનાર, સરલ સ્વભાવવાળા, દૃઢ ભક્ત તથા જિતેન્દ્રિય હતા.

सन्तुष्टभृत्यसचिवाः कृतज्ञाः प्रियवादिनः ।
यथार्हमानार्थकरा ह्रीनिषेवा यतव्रताः ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—વળી તેમના સર્વ સેવક તથા અમાત્ય સન્તુષ્ટ રહેતા હતા, તેઓ કૃતજ્ઞ અને પ્રિય બોલનાર હતા. જેની જેવી યોગ્યતા હોય તેને અનુસાર તેને માન આપતા હતા. અનુચિત વ્યવહાર કરવામાં લજ્જાશીલ હતા, અને સત્યભાષણ આદિ વ્રતના નિયમવાળા હતા.

नित्यं पर्वसु सुस्नाताः स्वनुलिप्ताः स्वलंकृताः ।
उपवासतपःशीलाः प्रतीता ब्रह्मवादिनः ॥ ,, ॥ ३६ ॥

અર્થ:—નિયમિત રીતે પર્વના સમયમાં સ્નાન કરતા હતા. ઉત્તમ રીતે લેપન અને અલંકાર યુક્ત રહેતા હતા, અને ઉપવાસ અને તપસ્યામાં તત્પર રહેતા હતા. વળી વિશ્વાસુ ( प्रतीत ) અને બ્રહ્મચારી હતા

नैनानभ्युदयात्सूर्यो न चाप्यासन्प्रगे शयाः ।
रात्रौ दधि च सक्तूंश्च नित्यमेव व्यवर्जयन् ॥ ,, ॥ ३७ ॥

અર્થ—તે લોકના ઉઠતા પહેલાં સૂર્ય ઉગતો નહોતો. અને તેમાંનો કોઈ પણ પરોઢીઆમાં ( प्रगे )શયન કરતો નહીં, અને રાત્રિના સમયમાં દહીં તથા સાથવાના ભોજનનો તેઓ પરિત્યાગ કરતા હતા.

कल्यं घृतं चान्ववेक्षन्प्रयता ब्रह्मवादिनः ।
मङ्गल्यान्यपि चापश्यन्ब्राह्मणाँश्चाप्यपूजयन् ॥ ,, ॥ ३८ ॥

અર્થ—પ્રાતઃકાલમાં મંગલ રૂપ ઘૃતનું દર્શન કરતા અને પવિત્ર થઇને બ્રહ્મનું ધ્યાન કરવામાં તત્પર રહેતા મંગલ રૂપ વસ્તુને જોતા હતા, અને બ્રાહ્મણોનું પૂજન કરતા હતા.

सदा हि वदतां धर्मं सदा चाप्रतिगृह्णताम् ।
अर्धं च रात्र्याः स्वपतां दिवा चास्वपतां तथा ॥ ,, ॥ ३९ ॥

અર્થ:—તેઓ સદા ધર્મવાદી હતા તથા અપ્રતિગ્રહ વાળા હતા અર્થાત્ પ્રતિગ્રહ કરતા ન હોતા. રાત્રિનો અડધો સમય સુપ્ત રહેતા હતા, અને દિવસે શયન કરતા નહીં.

कृपणानाथवृद्धानां दुर्बलातुरयोषिताम् ।
दयां च संविभागं च नित्यमेवान्वमोदत ॥ ,, ॥ ४० ॥

અર્થઃ—દીન, અનાથ, વૃદ્ધ, દુર્બલ, રોગાદિથી દુઃખી, તથા સ્ત્રી ઉપર નિત્ય દયા કરવામાં તથા તેમને દાન દેવામાં અનુમોદન દેતા હતા. તેમજ પોતે પણ તેમ કરતા હતા.

त्रस्तं विषण्णमुद्विग्नं भयार्तं व्याधितं कृशम् ।
हृतस्वं व्यसनार्तं च नित्यमाश्वासयन्ति ते ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ—ત્રાસ પામેલા, દુઃખી, વ્યાકુલ, ભયભીત થયેલા, રોગી, કૃશ, જેનું ધન ચોરાઇ ગયું હોય તેવા, અને વિપત્તિમાં પડેલા મનુષ્યને તેઓ સદા ધીરજ આપતા હતા.

धर्ममेवान्ववर्तन्त न हिंसन्ति परस्परम् ।
अनुकूलाश्च कार्येषु गुरुवृद्धोपसेविनः ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—તે લોક ધર્મનું જ અનુસરણ કરતા હતા. એક બીજાની હિંસા કરતા નહોતા. સર્વ કાર્યોમાં અનુકૂલ રહેતા, અને ગુરૂ તથા વૃદ્ધોની સેવા કરતા હતા.

पितॄन्देवातिथींश्चैव यथावत्तेऽभ्यपूजयन् ।
अवशेषाणि चाश्नन्ति नित्यं सत्यतपोधृताः ॥ ,, ॥ ४३ ॥

અર્થઃ—તેઓ પિતૃઓ તથા અતિથિની યથાર્થ રીતે પૂજા કરતા હતા, અને સદા સત્યનિષ્ઠ અને તપમાં રત રહીને સત્કાર કર્યા પછી બચેલું અન્ન ખાતા હતા.

नैकेऽश्नन्ति सुसंपन्नं न गच्छन्ति परस्त्रियम् ।
सर्वभूतेष्ववर्तन्त यथात्मनि दयां प्रति ॥ ,, ॥ ४४ ॥

અર્થઃ—તેઓ એકલા સિદ્ધ અન્નનું ભોજન કરતા નહોતા. પરસ્ત્રીનો સ્પર્શ કરતા નહોતા. અને પોતાની માફક સર્વ જીવો ઉપર દયા કરતા હતા.

नित्यं दानं तथा दाक्ष्यमार्जवं चैव नित्यदा ।
उत्साहोऽथानहंकारः परमं सौहृदं क्षमा ॥ ,, ॥ ४६ ॥
सत्यं दानं तपः शौचं कारुण्यं वागनिष्ठुरा ।
मित्रेषु चानभिद्रोहः सर्वं तेष्वभवत् प्रभो ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—હે દેવરાજ! તે લોક સદા દાનશીલ હતા, તથા તેમનામાં હમેશાં દક્ષતા, સરલતા, ઉત્સાહ, અહંકારનો અભાવ, ઉત્તમ સુહૃત્તા, ક્ષમા (૪૬), સત્ય, દાન, તપ, શૌચ, કરૂણા, નિષ્ઠુરતા રહિત (अनिष्ठुरा) વચન, અને મિત્રો પ્રતિ અદ્રોહ—એ સર્વ ગુણ હતા. વળી—

निद्रा तन्द्रीरसंप्रीतिरसूयाऽथानपेक्षिता ।
अरतिश्च विषादश्च स्पृहा चाप्यविशन्न तान् ॥ ,, ॥ ४८ ॥

અર્થઃ—નિદ્રા, તન્દ્રા, અપ્રીતિ, અસૂયા, અદેખાઈ (अनवेक्षिता), દુઃખ (अरति), વિષાદ, અને તૃષ્ણા એ સર્વેએ તેમનામાં પ્રવેશ કર્યો નહોતો.

આ પ્રકારના સદાચારના ગુણોથી યુકત દાનવોના સ્થાનમાં હું નિવાસ કરતી હતી.

ततः कालविपर्यासे तेषां गुणविपर्ययात् ।
अपश्यं निर्गतं धर्मं कामक्रोधवशात्मनाम् ॥ „ ॥ ५० ॥

અર્થ:—ત્યાર પછી કાલે કરીને કામ ક્રોધને વશ થયેલા તેઓમાં ગુણોનો વિપર્યય થવાથી તેમનામાંથી ધર્મ જતો રહેલો મેં જોયો.

सभासदां च वृद्धानां सतां कथयतां कथाः ।
प्राहसन्नभ्यसूयँश्च सर्ववृद्धान्गुणावराः ॥ „ ॥ ५१ ॥

અર્થ:—ગુણમાં નિકૃષ્ટ થયેલા (गुणावराः) તે લોક સમાજના વૃદ્ધ પુરૂષો તથા સદુપદેશ દેનાર સત્પુરૂષોની વાત ઉપર હાંસી કરવા લાગ્યા અને સર્વ વૃદ્ધો ઉપર અસૂયા કરવા લાગ્યા.

युवानश्च समासीना वृद्धानपि गतान्सतः ।
नाभ्युत्थानाभिवादाभ्यां यथापूर्वमपूजयन् ॥ „ ॥ ५२ ॥

અર્થ:—બેઠેલા યુવાન પુરૂષો પહેલાંની માફક હવે અભ્યાગત સાધુ અને વૃદ્ધોને જોઇને ઉઠીને તેમને પ્રણામ કરીને તેમનું સન્માન કરતા નથી.

वर्तयत्येव पितरि पुत्रः प्रभवते तथा ।
अभृत्या भृत्यतां प्राप्य ख्यापयन्त्यनपत्रपाः ॥ „ ॥ ५३ ॥

અર્થ:—પિતા વર્તમાન હોવા છતાં પુત્ર પ્રભુતા કરવામાં પ્રવૃત થયા છે. જે લોકોએ કદાપિ સેવકનું કાર્ય સ્વીકાર કર્યું નહોતું તેઓ હવે નિર્લજ્જ થઇને સેવકભાવ ધારણ કરીને પ્રખ્યાત થયા છે.

तथा धर्मादपेतेन कर्मणा गर्हितेन ये ।
महतः प्राप्नुवन्त्यर्थास्तेषां तत्राभवत्स्पृहा ॥ „ ॥ ५४ ॥

અર્થ:—જે લોક અધર્મને માર્ગે નિન્દિત કર્મ કરીને બહુ સાધન પ્રાપ્ત કરે છે તેઓની માફક દાનવોને પણ અધર્મથી ધન પ્રાપ્ત કરવાની સ્પૃહા થવા લાગી.

उच्चैश्चाभ्यवदन्रात्रौ नीचैस्तत्राग्निरज्वलत् ।
पुत्राः पितॄनत्यचरन्नार्यश्चात्यचरन्पतीन् ॥ „ ॥ ५५ ॥

અર્થ:—રાત્રિ સમયે તેઓ ઉચ્ચે સ્વરે પોતાનાં નામ પોકારવા લાગ્યા. અને અગ્નિહોત્રાદિનો અભાવ થવાથી આહુતિ વિનાનો અગ્નિ મન્દ ભાવથી બળવા લાગ્યો. પુત્રે પિતા ઉપર અને સ્ત્રીએ પતિ ઉપર અત્યાચાર કરવાનો આરંભ કર્યો.

मातरं पितरं वृद्धमाचार्यमतिथिं गुरुम् ।
गुरुत्वान्नाभ्यनन्दन्त कुमारान्नान्वपालयन् „ ॥ ५६ ॥

અર્થ:—તેઓ વૃદ્ધ માતા પિતા, આચાર્ય, અતિથિ અને ગુરૂને તેમના ગૌરવ નિમિત્ત પ્રણામાદિ કરતા નથી, અને બાલકોનું પાલન કરતા નથી.

भिक्षां बलिमदत्त्वा च स्वयमन्नानि भुञ्जते ।
अनिष्ट्वाऽसंविभज्याथ पितृदेवातिथीन् गुरून् ॥ ,, ॥ ५७ ॥

અર્થ:—દેવતા, પિતૃઓ, અતિથિ, અને ગુરૂજનોની પૂજા કર્યા વિના તથા ભિક્ષા અને ભૂતોને બલિ દીધા વિના સ્વયં અન્નનું ભોજન કરવા લાગ્યા.

न शौचमनुरुध्यन्त तेषां सूदजनास्तथा ।
मनसा कर्मणा वाचा भक्ष्यमासीदनावृतम् ॥ ,, ॥ ५८ ॥

અર્થ:—તેમના રસોઇઆઓએ પવિત્ર આચરણ છોડી દીધું, અને તેમનું ભક્ષ્ય પણ મન, વાણી અને કર્મથી ખુલ્લે ખુલ્લુ થયુ અર્થાત્ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર રહ્યો નહીં.

विप्रकीर्णानि धान्यानि काकमूषिकभोजनम् ।
अपावृतं पयोऽतिष्ठदुच्छिष्टाश्चास्पृशन्घृतम् ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—આમ તેમ ફેલાયલા તેમના ધાન્યને કાગડા અને ઉંદર ખાવા લાગ્યા. જલને ઢાંકવાનું છોડી દીધુ, અને જૂઠા હોઇ ઘૃતને સ્પર્શ કરવા લાગ્યા.

कुद्दालं दात्रपिटकं प्रकीर्णं कांस्यभाजनम् ।
द्रव्योपकरणं सर्वं नान्ववैक्षत्कुटुंबिनी ॥ ,, ॥ ६० ॥

અર્થ:—કોદાળી, દાતરડું, પેટી, કાંસાનુ પાત્ર, આદિ ગૃહની સામગ્રી આમ તેમ પડી રહેવા છતાં તેમની સ્ત્રીઓએ તેની સભાળ લીધી નહીં.

प्राकारागारविध्वंसान्न स्म ते प्रतिकुर्वते ।
नाद्रियन्ते पशून्बध्वा यवसेनोदकेन च ॥ ,, ॥ ६१ ॥

અર્થ:—મહેલ તથા ગૃહો પડવા છતાં પણ તેઓ તેમનો જીર્ણોદ્ધાર કરતા નહોતા. અને પશુઓને બાંધી રાખીને તૃણ અને જલ આદિથી તેમનો આદર કરતા નહોતા.

बालानां प्रेक्षमाणानां स्वयं भक्ष्यमभक्षयन् ।
तथा भृत्यजनं सर्वमसंतर्प्य च दानवाः ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—બાલકોના દેખતાં તેમને આપ્યા વિના ખાવાની વસ્તુ દાનવો ખાવા લાગ્યા. તેમજ સેવકોને તૃપ્ત કર્યા વિના ખાવા લાગ્યા.

पायसं कृसरं मांसमपूपानथ शष्कुली ।
अपाचयन्नात्मनोऽर्थे वृथा मांसान्यभक्षयन् ॥ ,, ॥ ६३ ॥

અર્થ:—તેઓ દુધપાક, કૃસર( તિલમિશ્રિત ભાત ), માંસ, માલપૂડા, પૂરી, આદિ ખાદ્ય પદાર્થ પોતાને માટે પકાવવા લાગ્યા, અને વૃથા માંસભક્ષણ કરવા લાગ્યા.

उत्सूर्यशायिनश्चासन्सर्वे चासन्प्रगेनिशाः ।
अवर्तन्कलहाश्चात्र दिवारात्रं गृहे गृहे ॥ ,, ॥ ६४ ॥

અર્થઃ—સર્વ સૂર્યોદય થવા છતાં સુતા રહેવા લાગ્યા. તથા પરોઢીએ પણ સુતા રહેવા લાગ્યા (**प्रगेनिशाः आसन्**). તથા તેમના ઘરમાં દિન રાત કલહ થવા લાગ્યા.

**अनार्यश्चार्यमासीनं पर्युपासन्न तत्र ह ।**
**आश्रमस्थान्विधर्मस्थाः प्राद्विपन्त परस्परम् ॥ ,, ॥ ६५ ॥**

અર્થઃ—બેઠેલા આર્ય પુરૂષોને અનાર્ય પુરૂષો સન્માન ન કરવા લાગ્યા, અને વિધર્મી લોકો આશ્રમવાસી લોકો ઉપર દ્વેષ કરવા લાગ્યા.

**संकराश्चाभ्यवर्तन्त न च शौचमवर्तत ।**
**ये च वेदविदो विप्रा विस्पष्टमनृचश्च ये ॥ ,, ॥ ६६ ॥**

**निरन्तरविशेषास्ते बहुमानावमानयोः ।**
**हारमाभरणं वेषं गतं स्थितमवेक्षितम् ॥ ,, ॥ ६७ ॥**

અર્થઃ—તેમનામાં વર્ણસંકરો ઉત્પન્ન થવા લાગ્યા, અને પવિત્ર શૌચ લુપ્ત થયું. અને જે સર્વ વેદવેત્તા બ્રાહ્મણ અને વેદ વિષયમાં જે મૂર્ખ હતા તેમના બહુ માન અને અપમાનમાં કોઈ પણ વિશેષતા રહી નહીં. તથા હાર, આભૂષણ અને વેષ આદિ શોખનાં સાધન ઘરમાં છે કે નહીં તેનો ખ્યાલ કરવા લાગ્યા.

**असेवन्त भुजिष्या वै दुर्जनाचरितं विधिम् ॥**
**स्त्रियः पुरुषवेषेण पुंसः स्त्रीवेषधारिणः ॥ ,, ॥ ६८ ॥**

અર્થઃ—દાસ રૂપે (**भुजिष्याः**) તેઓએ, દુર્જન લોકોએ આચરણ કરેલા કર્મનું અનુકરણ કર્યું. સ્ત્રીઓ પુરૂષનો વેષ ધારણ કરનારી અને પુરૂષો સ્ત્રીનો વેષ ધારણ કરનાર થયા.

**क्रीडारतिविहारेषु परां मुदमवाप्नुवन् ।**
**प्रभवद्भिः पुरा दायानर्हेभ्यः प्रतिपादितान् ॥ ,, ॥ ६९ ॥**
**नाभ्यवर्तन्त नास्तिक्याद्वर्तन्त संभवेष्वपि । ,, ॥ ७० ॥**

અર્થઃ—ખેલ, રતિ અને વિહાર( લીલા અથવા ભ્રમણ )માં તેઓ અત્યન્ત આનન્દ પ્રાપ્ત કરવા લાગ્યા. શક્તિવાળા પૂર્વના પિતા પિતામહ આદિ પહેલાં દેવા યોગ્ય(**अर्ह**) કુટુંબી લોકોની આજીવિકા માટે જે કાંઇ ઠરાવી ગયા હતા અથવા આપી ગયા હતા તેનું પછીના પુત્રાદિ લોક અનુવર્તન ન કર્યું અર્થાત્ આપવાનું બંધ કર્યું અથવા આપેલું પણ પાછું લીધું. અને કુટુંબમાં પણ નાસ્તિકતાથી અનીતિથી વર્તવા લાગ્યા.

**मित्रेणाभ्यर्थितं मित्रमर्थसंशयिते क्वचित् ॥ ,, ॥ ७० ॥**
**बालकोट्यग्रमात्रेण स्वार्थेनाघ्नत तद्वसु । ,, ॥ ७१ ॥**

અર્થઃ—અને કોઇ કાર્યમાં સંશય ઉપસ્થિત થતાં જો મિત્ર પણ મિત્રની પાસે જઇને પ્રાર્થના કરે તો વાળના અગ્ર ભાગ જેટલો પણ સ્વાર્થ રહ્યો હોય તો તેના ધનનો નાશ કરવાને પ્રવૃત્ત થતા.

परस्वादानरुचयो विपणव्यवहारिणः ॥ „ ॥ ७१ ॥
अदृश्यन्तार्यवर्णेषु शूद्राश्चापि तपोधनाः ।
अधीयन्तेऽव्रताः केचिदृथाव्रतमथापरे ॥ „ ॥ ७२ ॥

અર્થઃ—વળી શ્રેષ્ઠ વર્ણોમાં કેટલાક લોક પારકાનું ધન હરણ કરવાની રૂચિવાળા તથા અયોગ્ય વસ્તુનો વિક્રય કરનારા જોવામાં આવ્યા. અર્થાત્ સર્વ વિપરીત વ્યવહાર કરતા જોવામાં આવ્યા. શૂદ્ર લોકો તપસ્યા કરવા લાગ્યા. કેટલાક વ્રત ધારણ કર્યા વિના વેદ ભણવા લાગ્યા, તો બીજા કેટલાક વૃથા વ્રત કરવામાં પ્રવૃત્ત થયા.

अशुश्रूषुर्गुरोः शिष्यः कश्चिच्छिष्यसखो गुरुः।
पिता चैव जनित्री च श्रान्तौ वृत्तोत्सवाविव ॥ „ ॥ ७३ ॥
अप्रभुत्वे स्थितौ वृद्धावन्नं प्रार्थयतः सुतान् ॥ „ ॥ ७४ ॥

અર્થઃ—કોઇ શિષ્ય તો ગુરૂની સેવા કરતો નહોતો, ત્યારે કોઈ ગુરૂ શિષ્યના સખા થયા અર્થાત્ મિત્ર રૂપે વર્તવા લાગ્યા. શ્રમયુક્ત તથા ઉત્સવ રહિત જેવાં થઇ ગયેલાં વૃદ્ધ માતપિતા અપ્રભુ થયાં અર્થાત્ ઘરમાં તેમનું સ્વામિત્વ ન રહ્યું, અને તેથી પુત્રોની પાસે અન્ન માગવા લાગ્યાં.

तत्र वेदविदः प्राज्ञा गांभीर्ये सागरोपमाः ॥ „ ॥ ७४ ॥
कृष्यादिष्वभवन्सक्ता मूर्खाः श्राद्धान्यभुञ्जत । „ ॥ ७५ ॥

અર્થઃ—તેમનામાં સમુદ્ર સમાન ગંભીરતા વાળા વેદ જાણનાર બુદ્ધિમાન્ પુરૂષો જીવિકા માટે કૃષિ આદિ કરવામાં આસક્ત થયા અને મૂર્ખ લોક શ્રાદ્ધનું અન્ન ખાવા લાગ્યા.

प्रातः प्रातश्च सुप्रश्नं कल्पनं प्रेषणक्रियाः ॥ „ ॥ ७५ ॥
शिष्यैर्न प्रहितास्तेषामकुर्वन्गुरवः स्वयम् । „ ॥ ७६ ॥

અર્થઃ—પ્રતિદિન પ્રાતઃકાલમાં ગુરૂની પાસે સ્વાસ્થ્ય પૂછવાને શિષ્યોએ દૂત મોકલવાની વાત તો દૂર રહી, ઉલટું ગુરૂ લોક સ્વયં શિષ્યોની પાસે સ્વાસ્થ્ય પૂછવાને નિમિત્ત જવા લાગ્યા.

श्वश्रूश्वशूरयोरग्रे वधूः प्रेष्यानशासत ॥ „ ॥ ७६ ॥
अन्वशासच भर्तारं समाह्वायाभिजल्पति ॥ „ ॥ ७७ ॥

અર્થઃ—પુત્રવધૂ સાસુ સસરાની સન્મુખ દાસદાસીઓ ઉપર શાસન કરવા લાગી, અને પતિને બોલાવી તિરસ્કાર કરતી સતી પતિના ઉપર શાસન ચલાવવા લાગી.

प्रयत्नेनापि चारक्षचित्तं पुत्रस्य वै पिता ॥ „ ॥ ७७ ॥
व्यभजचापि संरंभाद्दुःखवासं तथाऽवसत् । „ ॥ ७८ ॥

અર્થઃ—પિતા યત્નપૂર્વક પુત્રોનું મન રાખવા લાગ્યા, અને અત્યન્ત દુઃખથી નિવાસ કરતા સતા પુત્રના ભયથી સમય વિતાવવા લાગ્યા.

अग्निदाहेन चोरैर्वा राजभिर्वा हृतं धनम् ॥ „ ॥ ७८ ॥

दृष्ट्वा द्वेषात्प्राहसन्त सुहृत्संभाविता ह्यपि । ,, ॥ ७९ ॥

અર્થ:—અગ્નિદાહથી ધનને નષ્ટ થયેલું અથવા ચોર કે રાજાએ હરણ કરેલું જોઈને સુહૃત્ રૂપે માનેલા મિત્રો પણ દ્વેષથી હસવા લાગ્યા.

कृतघ्ना नास्तिकाः पापा गुरुदाराभिमर्शिनः ॥ ,, ॥ ७९ ॥

अभक्ष्यभक्षणरता निर्मर्यादा हतत्विषः ॥ ,, ॥ ८० ॥

અર્થ:—તેઓમાં કોઈ કૃતઘ્ન, નાસ્તિક, પાપાચારી, ગુરૂની સ્ત્રી સાથે અધર્મ કરનાર, અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરવામાં તત્પર, મર્યાદા રહિત નિસ્તેજ થયા.

तेष्वेवमादीनाचारानाचरत्सु विपर्यये ॥ ,, ॥ ८० ॥

नाहं देवेन्द्र वत्स्यामि दानवेष्विति मे मतिः । ,,

तन्मां स्वयमभिप्राप्तामभिनन्द शचीपते ॥ ॥ ८१ ॥

અર્થ:—હે દેવેન્દ્ર! કાળે કરીને જ્યારે દાનવ લોકો આ પ્રમાણે આચરણ કરવા લાગ્યા, ત્યારે હવે હું તેમની પાસે નિવાસ નહીં કરૂં એવો મેં નિશ્ચય કર્યો. માટે, હે શચી-પતિ! હું પોતે તમારી પાસે આવી છું. તો તમે મારૂં અભિનન્દન કરો અર્થાત્ સન્તુષ્ટ કરો.

હે સુરેન્દ્ર! તમે મારો સત્કાર કરશો એટલે દેવતા લોક મને ગ્રહણ કરવાને આગળ દોડશે. હે દેવેન્દ્ર! હું જ્યાં રહું છું ત્યાં આશા, શ્રદ્ધા, ધૃતિ, ક્ષાન્તિ, વિજયા, ઉન્નતિ, ક્ષમા, અને જયા એ આઠ દેવી નિવાસ કર્યા કરે છે. એ સર્વ દેવીઓ સહિત હું અસુરોનો ત્યાગ કરીને તમારા રાજ્યમાં આવી છું. હવે હું ધર્મનિષ્ઠ, પવિત્ર ચિત્તવાળા, દેવતાઓની પાસે નિવાસ કરીશ.

આ પ્રમાણે જ્યારે લક્ષ્મીજીએ વચન કહ્યાં ત્યારે દેવર્ષિ નારદ તથા ઇન્દ્રને અત્યન્ત આનંદ થયો, અને લક્ષ્મીની સાથે સ્વર્ગમાં ચાલ્યા ગયા. તે દિવસથી લક્ષ્મી સ્વર્ગમાં નિવાસ કરવા લાગી.

આ ઇતિહાસથી સર્વ લોકને માલમ પડશે કે જે સ્થાનમાં ધર્મ છે ત્યાં જ લક્ષ્મી રહી શકે છે. અર્થાત્ ધનની પ્રાપ્તિને માટે ધર્મની આવશ્યકતા છે. જ્યારે અસુરોમાં ધર્મ હતો ત્યારે લક્ષ્મીજી પણ પોતાના શ્રદ્ધાદિ પરિવાર સહિત અસુરોની પાસે રહેતી હતી. જ્યારે તે લોકમાં ધર્માચરણ ન રહ્યું ત્યારે તેમને છોડી પોતાના પરિવારની સાથે ધર્મમાં પ્રીતિવાળા દેવતા લોકોની પાસે ગઈ. તેથી એ પણ નિશ્ચય થાય છે કે જ્યાં ધર્મ છે ત્યાં જ શ્રદ્ધા, ધૃતિ, ક્ષાન્તિ, ઉન્નતિ, ક્ષમા, આદિ રહે છે. તેથી હરેક મનુષ્યે ધર્મનું આચરણ કરવું મુખ્ય છે. ધર્માચરણ કરનાર ચહાય અસુર હો વા રાક્ષસ હો વા અન્ય કોઈ હો, લક્ષ્મી અવશ્ય ત્યાં રહે છે.

પદ્મપુરાણ પણ કહે છે કે:—

धर्मादर्थं च कामं च मोक्षं चैव त्रयं लभेत् ।

तस्माद्धर्मं समीहेत विद्वान्यः स बुधः स्मृतः ॥

॥ पद्म० पु० उ० ख० ६ अ० ७४ श्लो० २ ॥

અર્થ:—ધર્મ વડે અર્થ, કામ અને મોક્ષ એ ત્રણની પ્રાપ્તિ થાય છે. માટે જે વિદ્વાન્ ધર્મનું આચરણ કરે છે તે જ બુદ્ધિમાન્ કહેવાય છે.

**राज्यं च संपदो भोगाः कुले जन्म सुरूपता ।**
**पाण्डित्यमायुरारोग्यं धर्मस्यैतत् फलं विदुः ॥** सूक्तावली श्लो. ३ ॥

અર્થ:—રાજ્ય, સંપત્તિ, ભોગ, ઉત્તમ કુલમાં જન્મ, સુન્દર રૂપ, પાણ્ડિત્ય, દીર્ઘાયુ અને નીરોગતા આ સર્વ ધર્મનું ફળ છે એમ વિદ્વાન્ લોક જાણે છે.

**चला लक्ष्मी चला प्राणाश्चले जीवितमन्दिरे ।**
**चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥**वृ० चा० नी० अ० ५४–२०॥

અર્થ:—મનુષ્યની લક્ષ્મી તથા પ્રાણ (બલ) તથા જીવન તથા ઘર એ સર્વ નાશવાન્ છે. આ સ્થાવર જંગમ રૂપ સંસારમાં એક ધર્મ જ નિશ્ચલ પદાર્થ છે.

વળી સ્કાન્દ પુરાણ કહે છે કે:—

**दाराः पुत्रा धनं वा परिजनसहितो बन्धुवर्गः प्रियो वा**
**माता भ्राता पिता वा श्वशूरकुलजना भृत्य ऐश्वर्यवित्ते ।**
**विद्या रूपं विमलभवनं यौवनं यौवतं वा**
**सर्वं व्यर्थं मरणसमये धर्म एकः सहायः ॥**

स्का० पु० ख० २ धर्मा० ख० २ अ० १ श्लो० १ ॥

અર્થ:—સ્ત્રી, પુત્ર, ધન, પરિવાર યુક્ત બન્ધુ લોક, અથવા મિત્ર(**प्रिय**), માતા, ભાઇ, પિતા, શ્વશુર, કુલના લોકો, સેવક, નાના પ્રકારનું ઐશ્વર્ય, તથા વિત્ત, વિદ્યા, રૂપ, ઉત્તમ ઘર, યુવાવસ્થા, તથા યુવતી લોક(**यौवतं**)—એ સર્વ કોઇ મરણ સમયે કામ આવવું નથી,સર્વ વ્યર્થ છે. એક ધર્મ જ મનુષ્યને સહાય કરનાર છે. માટે મનુષ્યે ધર્મનો જ સંગ્રહ કરવો જોઇએ.

**धनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनः स्मशाने ।**
**देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः ॥**

सुधा० र० भा० प्र. २ दे. ५५ ॥

અર્થ:—મનુષ્યે કમાયેલું ધન મરણ સમયે જમીનમાં જ્યાં દાટેલું હોય છે ત્યાં જ રહે છે, ઘોડા વગેરે જ્યાં બાંધ્યા હોય ત્યાંજ રહે છે, સ્ત્રી ગૃહના દ્વાર પર્યન્ત આવીને પછી પાછી વળે છે, બન્ધુ વર્ગ સ્મશાન સુધી આવે છે, અને દેહ ચિતામાં ભસ્મ થાય છે. આ પ્રમાણે જેને સુખનાં સાધન માન્યાં છે તે સર્વ અહીં જ રહી જાય છે. પરન્તુ પરલોકમાં જતી વખતે સહાય (સુખ) દેનાર તો એકલો ધર્મ જ સાથે આવે છે.

**देहरूपस्य वृक्षस्य फलं धर्मः सनातनः ।**
**धर्महीनस्तु यो देहो निष्फलं वन्ध्यवृक्षवत् ॥** पुरुषो. मा. अ. २०–५६ ॥

અર્થઃ—જેવી રીતે આંબો આદિ વૃક્ષ દર સાલ ફલ આપે છે, અને એક એક ફલ એક એક વૃક્ષના બીજ રૂપ છે. એક એક બીજ એક એક વૃક્ષને ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે એક વૃક્ષ નાશ પામતા પહેલાં કરોડો વૃક્ષોને ઉત્પન્ન કરનાર બીજને તૈયાર કરીને જ નાશ પામે છે. તેવી રીતે આ દેહથી કર્મ કરે છે, અને મરણ પર્યન્ત કર્મ કરવાથી લાખો શરીરોને ઉત્પન્ન કરનાર કર્મરૂપી બીજ તૈયાર કરીને જ નષ્ટ થાય છે. માટે આ શરીરને વૃક્ષધર્મી કહેવામાં આવ્યું છે. દેહ રૂપ વૃક્ષનું અનાદિ કાલનું ફલ ધર્મ છે. ધર્મરહિત જે દેહ છે તે ફલ નહીં દેનાર વૃક્ષની માફક વ્યર્થ જ છે. માટે દેહ રૂપી વૃક્ષથી ધર્મરૂપી ફલ સંપાદન કરવુ જોઇએ. તેવો મનુષ્ય સુખનો ભાગી થાય છે.

વેદમાં પણ સર્વની રક્ષા કરનાર ધર્મને જ કહ્યો છેઃ—

**धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति धर्मेण पापमपनुदति धर्मे सर्वं प्रतिष्ठितं तस्माद्धर्मं परमं वदन्ति** ॥ कृ० य० वे० तै. आ० प्रपा. १० अनु० ६३ ॥

અર્થઃ—ધર્મ સંપૂર્ણ પ્રાણીઓનો આશ્રય છે. લોકમાં વિશેષે કરીને ધર્માત્મા પુરુષની પાસે સર્વ લોક ધર્મનો નિર્ણય કરાવવા જાય છે. પ્રાયશ્ચિત રૂપ ધર્મનું આચરણ કરવાથી પાપનો નાશ થાય છે. ધર્મ જ સર્વની પ્રતિષ્ઠા છે. માટે ધર્મને જ મોક્ષસાધનમાં શ્રેષ્ઠ કહ્યો છે.

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत्** ॥ म. स्मृ० अ. ८–१५ ॥

અર્થઃ—ધર્મનું અતિક્રમણ કરવાથી ધર્મ જ મનુષ્યનો નાશ કરે છે. અને ધર્મની રક્ષા કરવાથી ધર્મ જ મનુષ્યની રક્ષા કરે છે. તેથી ધર્મનુ અતિક્રમણ કરવું યોગ્ય નથી. અતિક્રમણ કરેલો ધર્મ નાશ નહીં કરે એમ કદાપિ બની શકે નહીં. અવસ્ય નાશ કરશે જ.

**वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।**
**वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत्** ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—સંપૂર્ણ કામનાને પૂર્ણ કરનાર હોવાથી ધર્મને વૃષ કહ્યો છે. તેની જે ઉપેક્ષા કરે છે તેને દેવલોક વૃષલ (અધાર્મિક) કહે છે. માટે ધર્મનો કદાપિ લોપ ન કરે.

**न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।**
**अधार्मिकानां पापानामाशु पश्यन्विपर्ययम्** ॥ म० स्मृ० अ० ४–१७१ ॥

અર્થઃ—શાસ્ત્રમાં વિધાન કરેલા ધર્મનું આચરણ કરતા સતા ધનાદિથી ક્ષીણ થવા છતાં પણ કદાપિ અધર્મમાં મન લગાડવું નહીં, કેમકે અધર્મ કરનાર પાપી લોકોને ધનાદિ સંપત્તિ હોવા છતાં શીઘ્ર વિપત્તિ આવતી જોવામાં આવે છે. માટે તે જોઇને અધર્મમાં મન લગાડવું નહીં.

**नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।**
**शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ " ॥ १७२ ॥**

**અર્થ:**—જેવી રીતે ગાય થોડા દિવસમાં દૂધ દેવા લાગે છે તેમ કરેલો અધર્મ શીઘ્ર ફલ આપતો નથી. પરન્તુ ક્રમે કરીને ફલ આપવાને સન્મુખ થઇને તે કરનારનાં મૂળને છેદન કરે છે અર્થાત્ દેહ, ધન, આદિ સર્વનો નાશ કરે છે. **गौ** શબ્દનો અર્થ પૃથિવી પણ થાય છે. તેથી પૃથિવી પક્ષમાં શ્લોકનો—જેવી રીતે પૃથિવી બીજ વાવ્યા બાદ તરત જ ફલ ફુલાદિ યુક્ત ધાન્યવાળી થઇ શકતી નથી, તેવી રીતે અધર્મ પણ કર્યા પછી તરત ફલ દેતો નથી, ધીરે ધીરે આપે છે, એવો અર્થ સમજવો.

**यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।**
**न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ " ॥ १७३ ॥**

**અર્થ:**—જો કદાપિ અધર્મ કરનારના પોતાના દેહ ધનાદિનો નાશ ન કર્યો તો તેના પુત્રના ધનાદિનો નાશ કરશે. અને જો પુત્રનો નહીં કરે તો પૌત્રાના ધનાદિનો નાશ કરશે. પરન્તુ કરેલો અધર્મ કદાપિ નિષ્ફલ જતો નથી.

**अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।**
**ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥ " ॥ १७४ ॥**

અર્થ:—પરદ્રોહાદિ રૂપ અધર્મથી પ્રથમ તો ધનાદિની વૃદ્ધિ થાય છે. પછી બહુ સેવક, પશુ, આદિની પ્રાપ્તિ પણ થાય છે. પછી નાના નાના શત્રુઓને જીતી પણ લે છે. પરન્તુ તે પછી થોડા સમયમાં અધર્મનો પરિપાક થતાં મૂલ સહિત અર્થાત્ દેહ, ધન, પુત્ર, આદિ સહિત નાશ પામે છે, માટે—

**परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।**
**धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ " ॥ १७६ ॥**

અર્થ:—ધર્મથી રહિત જે અર્થ અને કામ છે તેનો ત્યાગ કરવો જોઇએ. અને જે ધર્મનું પરિણામ સુખ નથી તેવો ધર્મ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે, અને લોકમાં નિન્દા (**विक्रुष्ट**)નું કારણ થાય તેવો ધર્મ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે.

જેમ સર્વસ્વ દાન ધર્મ છે, તથાપિ પુત્રાદિ પોષ્ય વર્ગની પરવા કર્યા વિના સર્વસ્વદાન કરવું તે ધર્મ નથી; કેમકે પુત્રાદિને પૂર્ણ નિર્વાહનું સાધન કરી આપ્યા બાદ સર્વસ્વદાન કરવું તે ધર્મનું કારણ છે; અથવા જેને પુત્રાદિ નથી તેને સર્વસ્વદાન ધર્મ રૂપ થાય છે. પુત્રાદિ હોવા છતાં સર્વસ્વદાન કરવાથી તેઓ દુઃખમાં પડશે, તેથી તેવા દાનનું પરિણામ સારૂં નથી. તેથી તે અધર્મ જ છે. તેવી રીતે ધન ઉપાર્જન કરવું ધર્મ છે, તથાપિ ચોરીથી ઉપાર્જન કરવું તે અધર્મ છે. તેથી ધર્મવર્જિત અર્થનો ત્યાગ કરવાનો કહ્યો છે.

ગૃહસ્થાશ્રમીને માટે પત્નીગમન અધર્મ નથી. તથાપિ દીક્ષાદિના દિવસે, અથવા શ્રાદ્ધાદિને દિવસે ગમન નિષિદ્ધ છે. તેથી તે ધર્મરહિત છે. તેથી ધર્મરહિત કામનો પણ પરિત્યાગ કરવાનો કહ્યો છે.

અષ્ટકાને દિવસે પશુવધાદિ, તથા સૌત્રામણિ યાગમાં પશુવધાદિ વેદને અનુસાર ધર્મ છે. પરન્તુ તે લોકનિંદાનું કારણ હોવાથી પરિત્યાગ કરવા યોગ્ય છે. તે પણ ધર્મ નથી.

**यथा शरीरं न ग्लायेन्नेयान्मृत्युवशं यथा ।**
**तथा कर्मसु वर्तेत समर्थो धर्ममाचरेत् ॥ म. भा. शा. प. अ. २६५–१४ ॥**

અર્થઃ—જેવી રીતે શરીરની ગ્લાનિ ન થાય અથવા શરીર મૃત્યુને વશ ન થાય તેવી રીતે કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. સમર્થ મનુષ્યે ધર્મનું આચરણ કરવું. અર્થાત્ શરીરના સામર્થ્યને અનુસાર ધર્મનું આચરણ કરવું. શરીરને પ્રતિકૂલ ધર્માચરણ કરીને શરીરને નષ્ટ ન કરવુ.

કેટલાક લોકોનો એવો અભિપ્રાય જોવામાં આવે છે કે યુવાવસ્થામાં મોજશોખ કરવો, પછી વૃદ્ધાવસ્થામાં ધર્મનું આચરણ કરવું જોઇએ. પરન્તુ તે ભૂલ છે, કેમકે વૃદ્ધાવસ્થાનું ધર્માચરણ યોગ્ય ફલ નહીં આપી શકે. તે વાત મહાગરૂડ પુરાણમાં કહી છેઃ—

**यावत्स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो**
**यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ।**
**आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्**
**संदीप्ते भुवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ म. ग. पु.ध.का. अ.१३–२५॥**

અર્થઃ—જ્યાંસુધી આ શરીર સ્વસ્થ હોય, કોઈ પ્રકારનો રોગ ન હોય, વૃદ્ધાવસ્થા પણ નજીક આવી ન હોય, જ્યાંસુધી ઇન્દ્રિયોની શક્તિ કમી થઇ નથી' અર્થાત્ નેત્રથી દેખી શકે છે, કર્ણથી સાંભળી શકે છે ઇત્યાદિ કરી શકે છે, અને હજી આયુનો ક્ષય થવાનો સમય આવ્યો ન હોય, ત્યાંસુધીમાં પોતાના કલ્યાણને માટે વિદ્વાન્ પુરૂષે મહાન્ પ્રયત્ન કરવો જોઇએ અર્થાત્ પ્રયત્ન પૂર્વક ધર્માચરણ કરવું જોઇએ. જેમ કોઇના ઘરને અગ્નિ લાગ્યો, તે સમયે કુવો ખોદવાનો યત્ન કરે તોપણ તે ઘર તો બળવાનું જ છે. નવો કુવો ખોદાવી તેના પાણીથી ઘરનો અગ્નિ બુઝાવી શકાશે નહીં. તેવી રીતે વૃદ્ધાવસ્થામાં ધર્માચરણ કરીને સ્વર્ગાદિ અથવા મોક્ષાદિ સંપાદન કરવાની ઇચ્છા વ્યર્થ છે. તે કાંઇ ફળ આપનાર નથી. મરવાને સમયે ગોદાન કરવાથી અથવા એક ટોપલામાં પાંચ શેર બાજરી ભરીને તેનું દાન કરવાથી કોઇનું કલ્યાણ થતું નથી. માટે બાલ્યાવસ્થાથી ધર્માચરણમાં પ્રવૃત્ત થવુ જોઇએ. પહેલી અવસ્થામાં ધર્મમાર્ગમાં બુદ્ધિનો પ્રવેશ થાય તો મનુષ્ય અધર્મથી બચી શકે છે. પહેલેથી જ અધર્માચરણ પરિપક્વ થયા બાદ ધર્માચરણ કરવા લાગે તોપણ પ્રથમના ખોટા સંસ્કાર શીઘ્ર મનમાંથી જવાનો સંભવ નથી. તેથી બુદ્ધિ કુમાર્ગમાં પ્રવેશ કરે તે પહેલાં જ ધર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ. જે સંતાનનાં માત પિતા પોતાના સંતાનના બાલ્યાવસ્થાથી જ ધર્મના સંસ્કાર પાડે છે તે અવશ્ય ધર્માત્મા થઇ શકે છે, અને કષ્ટ વિના ધર્મનું આચરણ પણ કરી શકે છે. પહેલાં જેનામાં ધર્મના સંસ્કાર નથી તે પાછલી ઉમરમાં કરવા જાય તો તેને ધર્મનું આચરણ કઠણ પડે છે. માટે પહેલી ઉમરમાં જ ધર્મનું આચરણ કરતાં શીખવું જોઇએ.

संसारोच्छित्तिहेतुश्च धर्मादेव प्रवर्तते ।
धर्मात्सुखं च ज्ञानं च ज्ञानान्मोक्षोऽधिगम्यते ॥

म. ग. पु. आ. का. अ. २१२-१ ॥

અર્થઃ—સંસારના ઉચ્છેદનના કારણ રૂપ જ્ઞાનમાર્ગ ધર્મમાર્ગથી જ પ્રવૃત્ત થાય છે. ધર્મનુ આચરણ કરવાથી આ લોકમા કે પર લોકમા સુખ મળે છે, તેમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અને જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે ધર્મનુ આચરણ કરવુ તે જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

---

ઇતિ ધર્મ પ્રકરણ ૩ મા અ૦ ૧ સમાપ્ત.



## ધર્મ પ્ર૦ ૩. અધ્યાય ૨.

### ધર્મમાં પ્રમાણ.

આ અધ્યાયમાં ધર્મનો અર્થ તથા ધર્મનું પ્રમાણ આદિનું નિરૂપણ કરવામાં આવે છે.

**ધૃ** ધાતુથી **મન્** પ્રત્યય કરીને બનેલા "ધર્મ" શબ્દનો અર્થ મીમાંસક તથા નૈયાયિક આદિએ જુદી જુદી પ્રકારે કહ્યો છે. તથાપિ ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ જે શાસ્ત્રીય ઉપાયથી થાય છે તે ઉપાયનું નામ ધર્મ છે. ધર્મના આ લક્ષણમાં કોઈને આક્ષેપ કરવાનું કારણ નથી. તેથી—

**यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥ वैशे. द. अ० १, आ० १ सू. २ ॥**

**અર્થ**:—જે સત્કર્મથી અભ્યુદય અને નિઃશ્રેયસની પ્રાપ્તિ થાય છે તેનું નામ ધર્મ છે. આ લોક સબન્ધી વા પરલોક સંબન્ધી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિને **અભ્યુદય** કહે છે. અને મોક્ષનું નામ **નિઃશ્રેયસ** છે. અહીં ધર્મ અભ્યુદયનું સાક્ષાત્ સાધન છે, અને મોક્ષનું પરંપરાસાધન છે.

વળી—

**श्रुतिस्मृतिविहितो धर्मः ॥ वासि. ध. सू. अ. १ सू. ४ ॥**

**અર્થ**:—શ્રુતિ(વેદ) અને ધર્મશાસ્ત્ર( સ્મૃતિ )માં જેનું વિધાન કર્યું છે તેનું નામ ધર્મ છે. ઇત્યાદિક પ્રમાણ ઇષ્ટની પ્રાપ્તિ તથા અનિષ્ટની નિવૃત્તિ કરવાના ઉપાય રૂપ યજ્ઞ, દાન, તપાદિકોને ધર્મ કહે છે, વળી—

**धारणाद्धर्ममित्याहुर्धर्मेण विधृताः प्रजाः ।**
**यः स्याद्धारणसंयुक्तः स धर्म इति निश्चयः ॥ म. भा. शा. प. अ. १०९-११**

**અર્થ**:—કોઈ શક્તિ વડે આ સર્વ પ્રજાનુ ધારણ થઇ રહ્યું છે. ધારણ કરવાથી તે શક્તિવાળાને ધર્મ કહે છે. જે ધારણ યુક્ત છે તેનું નામ ધર્મ છે એવો શાસ્ત્રનો નિશ્ચય છે.

જેવી રીતે કોઈ ઉંચા વૃક્ષ ઉપરથી નીચે પડતા મનુષ્યને નીચે ઉભેલો કોઈ મનુષ્ય હાથમાં ધારણ કરીને અર્થાત્ હાથથી પકડી લઇને રક્ષા કરે છે, તેવી રીતે દુઃખમાં પડતા મનુષ્યને ધારણ કરનાર અર્થાત્ રક્ષા કરનાર ધર્મ જ છે. દુઃખમાં પડતાં રોકી રાખી પ્રાણીઓને ધારણ કરવાની શક્તિ ધર્મમાં છે. માટે **योग०द० पा० २ सू०१४** ના ભાષ્યમાં વ્યાસજીએ—

**योग्यतावच्छिन्नधर्मिणः शक्तिरेव धर्मः** ॥—" યોગ્યતા યુક્ત ધર્મીની જે શક્તિ છે તેનું નામ ધર્મ છે. " એવું ધર્મનું લક્ષણ કહ્યું છે.

જેવી રીતે અગ્નિમાં બાળવાની શક્તિ છે અને જલમાં ભીંજાવવાની શક્તિ છે, તેવી રીતે ધર્મમાં ધારણ કરવાની શક્તિ છે. જ્યાંસુધી પ્રાણીમાં ધર્મનું બળ છે ત્યાંસુધી તેને કોઇ પણ પ્રકારનો ભય નથી. જંગલમાં કામ કરનાર લોકોને જંગલમાં રાત્રે રહેવું પડે તો જાનવરોથી રક્ષા કરવાને માટે લાકડાં સળગાવી મોટો અગ્નિ કરે છે. બળતા અગ્નિને જોઈને તેના ભયથી કોઈ જંગલી પ્રાણી તેમની પાસે જતુ નથી. કદાપિ કોઈ આવે તો-પણ તે પ્રાણી અગ્નિની પાસે બેસી રહે છે, કોઈ ઉપદ્રવ કરતું નથી. તેજ અગ્નિ જ્યારે બાળવાના ધર્મનો પરિત્યાગ કરે છે, ત્યારે તેનું નામ "રાખ" કહેવાય છે. તેના ઉપર શ્વાનાદિ તુચ્છ પ્રાણી પણ પડી રહે છે. તેવી રીતે મનુષ્ય જ્યાંસુધી પોતાના ધર્મમાં કાયમ રહે છે ત્યાં સુધી તેનો તિરસ્કાર કરી શકાતો નથી. જ્યારે મનુષ્ય ધર્મનો પરિત્યાગ કરે છે, ત્યારે તેની સ્થિતિ રાખની સમાન થઈ જાય છે, અને પ્રાણિમાત્રના તિરસ્કારને પાત્ર થઈ જાય છે.

વળી પૂર્વ પૂર્વ જન્મમાં અનુષ્ઠાન કરેલો ધર્મ જ સંસ્કાર દ્વારા બુદ્ધિ આદિનું કારણ થાય છે, કેમકે પંચભૂતોથી નિર્માણ થયેલાં સંપૂર્ણ પ્રાણીનાં શરીરમાં માતા, પિતા, અને પોતાનો–એમ ત્રણ અંશ હોય છે. ધારણાશક્તિ વાળી બુદ્ધિ, તથા ઇચ્છા, દ્વેષ, દુઃખ, સુખ, ધર્મ, અધર્મ, જ્ઞાન, આયુ, એ સર્વ પોતાના અંશથી થાય છે અર્થાત્ આપણે પૂર્વ જન્મમાં કરેલા ધર્માધર્મ રૂપ કર્મને અનુસાર હોય છે. જે મનુષ્યને પૂર્વ જન્મમાં અથવા પૂર્વ કાલમાં કરેલા ધર્મના બળથી સદ્બુદ્ધિ પ્રાપ્ત થઈ છે તે મનુષ્ય સત્કર્મ દ્વારા આ લોક સંબન્ધી તથા પરલોક સંબન્ધી સુખ પ્રાપ્ત કરે છે.

## ધર્મમાં પ્રમાણ.

કેટલાક લોકને ધર્મ નામની કોઈ વસ્તુ છે કે નહીં તે સંબંધી શંકા થાય છે. તથાપિ મનુષ્યાદિક પ્રાણીઓનાં સુખદુઃખના ભોગને જોઈને તેના કારણરૂપ ધર્મ અને અધર્મનું અનુમાન સર્વ કોઇ કરી શકે છે. અને શ્રદ્ધાળુ મનુષ્યને વેદ તથા શાસ્ત્રનું કથન જ ધર્મના અસ્તિત્વમાં પ્રમાણ હોવાથી કોઇ પણ પ્રકારની શંકા થતી નથી. મન્વાદિ ઋષિ લોકે પણ વેદાદિને જ ધર્મમાં પ્રમાણ કહ્યાં છે.

**वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।**
**आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥** म. स्मृ. अ० २–६ ॥

અર્થઃ—૧. ઋગ્વેદાદિ ચાર વેદ, તથા ૨. વેદોને જાણનાર ઋષિ લોકોએ બનાવેલાં ધર્મશાસ્ત્ર, તથા ૩. ધર્માત્મા પુરૂષોનું શીલ, તથા ૪. સત્પુરૂષોનું યજ્ઞ, દાન, તપાદિ રૂપ કર્મમાં પ્રવૃત્તિ રૂપ આચરણ, તથા ૫. આત્મતુષ્ટિ–એ સર્વ ધર્મમાં પ્રમાણ છે.

સ્મૃતિની પ્રમાણતા પણ વેદમૂલક હોવાથી છે, સ્વતંત્રતાથી નહીં. અન્ય પુરાણાદિમાં પણ જે ધર્મનું નિરૂપણ કર્યું છે તે પણ વેદમૂલ જ પ્રામાણિક થઇ શકે છે.

સાધુ પુરૂષોનું શીલ પણ ધર્મમાં પ્રમાણ રૂપ છે. તે શીલ નીચે પ્રમાણે છેઃ—

**अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।**
**अनुग्रहश्च दानं च शीलमेतत्प्रशस्यते ॥** म. भा. शा. प. अ. २४ श्लो. ६६ ॥

**અર્થ:**—કર્મ, મન તથા વાણીથી કોઇ પણ પ્રાણીનું અનિષ્ટ ન કરવું, સર્વના ઉપર દયા કરવી, અને દાન કરવું એ **શીલ** કહેવાય છે.

**यदन्येषां हितं न स्यादात्मनः कर्म पौरुषम् ।**
**अपत्रपेत वा येन न तत्कुर्यात्कथंचन ॥** „ **॥ ६७ ॥**

**અર્થ:**—આપણું કર્મ અથવા પૌરૂષ જે બીજાને હિતકર ન હોય એવું, તથા જે કરવાથી બીજાના આગળ લજ્જિત થવું પડે, એવું કર્મ કદાપિ ન કરવું.

**तत्तु कर्म तथा कुर्याद्येन श्लाघ्येत संसदि ।**
**शीलं समासेनैतत्ते कथितं कुरुसत्तम ॥** „ **॥ ६८ ॥**

**અર્થ:**—જે કર્મ કરવાથી સભા મધ્યે પ્રશંસા થાય તેવું જ કર્મ હમેશાં કરવું જોઇએ. હે કુરૂવંશમાં શ્રેષ્ઠ! મેં તમારા પ્રતિ આ શીલ સંક્ષેપથી કહી બતાવ્યું. વળી—

**ब्रह्मण्यता देवपितृभक्तता सौम्यता अपरोपतापिता अनसूयता मृदुता अपारुष्यं मैत्रता प्रियवादित्वं कृतज्ञता शरण्यता कारुण्यं प्रशान्तिश्चेति त्रयोदशविधं शीलम् ॥**

**અર્થ:**—બ્રાહ્મણભક્તિ, દેવતા તથા માતા પિતાની ભક્તિ, સૌમ્યતા, બીજાને સંતાપ ન દેવો તે, અસૂયાનો અભાવ, કોમલતા, કઠોર વાણી નહીં બોલવી તે, સર્વ પ્રાણીઓનું હિત કરવાની વૃત્તિ, સર્વની સાથે પ્રિય બોલવું તે, બીજાએ કરેલો ઉપકાર ન ભૂલવો તે, આપણે શરણે આવેલાની રક્ષા કરવી તે, દયાલુતા, તથા શાન્તિ—એ ૧૩ પ્રકારનું શીલ છે. ( આ હારીતનું વચન **म. स्मृ. अ. २ श्लो. ६** ની કુલ્લૂક ભટ્ટની ટીકામાં લખેલુ છે. )

ધર્મનું આચરણ કર્યા વિના કદાપિ અદ્રોહાદિક ગુણ હોવાનો સંભવ નથી. શીલ રૂપ ગુણને જોઇને તેમણે કરેલા કર્મનું અનુમાન થાય છે. તેથી શીલને ધર્મમાં પ્રમાણ કહ્યું છે. શીલની સમાન આત્મતુષ્ટિ પણ ધર્માચરણનું જ ફલ છે.

સદાચાર પણ ધર્મમાં પ્રમાણ છે. અને તે વાત સદાચાર પ્રકરણના " **अनुयाहि साधुपद्वीम्** "ના વ્યાખ્યાન વિષયક અધ્યાય ૭ માં " **यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि** " ઇત્યાદિ તૈતિ૦ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ કરવામાં આવ્યું છે.

તેવી રીતે આત્મતુષ્ટિ પણ ધર્મમાં પ્રમાણ છે. વેદવેત્તા લોકોને સાંગોપાંગ વૈદિક ધર્મનું અનુષ્ઠાન કરવાથી જે નિર્દોષ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેનું નામ આત્મતુષ્ટિ છે. જગતમાં કારણ વિના કોઇ પણ કાર્યની ઉત્પત્તિ થતી નથી. જે લોકોને સુખી જોવામાં આવે છે તે લોકે પૂર્વ જન્મમાં ધર્મનું અનુષ્ઠાન કર્યું છે એ અવશ્ય નિશ્ચય થાય છે, અને જે લોકોને દુઃખી જોવામાં આવે છે તે એ લોકે કરેલા અધર્મનું જ સૂચન કરાવે છે. આ પ્રમાણે મનુષ્યના કે અન્ય પ્રાણીના સુખ દુઃખને જોઇને તેના કારણ રૂપ ધર્મ અને અધર્મનું અનુમાન થાય છે. તેથી સર્વ લોકોના સુખનું કારણ એક ધર્મ છે એ વાતનો નિશ્ચય થાય છે.

વેદ તથા સ્મૃતિ તથા સદાચાર એ ત્રણ પ્રમાણથી ધર્મની મર્યાદા વિશેષે કરીને ચાલે છે. અગ્નિહોત્રાદિ કર્મનું અનુષ્ઠાન વેદપ્રામાણિક છે, અને વર્ણાશ્રમાદિ ધર્મોનું અનુષ્ઠાન સ્મૃતિ(ધર્મશાસ્ત્ર)ના પ્રમાણથી થાય છે. અને હોળી આદિની ધર્મતા સદાચારથી છે. તેમાં શ્રુતિપ્રતિપાદિત ધર્મ સર્વ દેશોમાં સમાન જ હોય છે, તેમાં ભેદ પડતો નથી. ધર્મશાસ્ત્ર તથા સદાચાર જોઇને જે ધર્માચરણ થાય છે તેમાં દેશકાલને અનુસાર બહુ ભેદ હોય છે. કેટલીક વાર અધર્મ ધર્મરૂપ થઇ જાય છે. અને કોઇ વાર ધર્મનો લોપ પણ થાય છે. કારણ કોઇ વાર ભિન્ન ભિન્ન ઋષિ લોકોની રૂચિ અનુસાર એ ધર્મનો પ્રચાર કરવામાં આવ્યો છે. ઋષિ લોક પણ વિશેષે કરીને વેદનો જ આશ્રય લે છે. પરન્તુ કોઇ સ્થાનમાં તેઓનું સાહસ પણ જોવામાં આવે છે. "**तेजीयसां न दोषाय**"–તેજસ્વી પુરૂષોને કોઇ પણ દોષ લાગતો નથી–એ ન્યાયથી તે લોકને એ દોષનું કારણ થતું નથી. તથાપિ તેમના અનુયાયી લોક સમર્થ નહીં હોવાથી તેમને માટે તો તે અનર્થનું જ કારણ છે. તેથી શિષ્ટાચારને પ્રમાણ માનવાના વિષયમા દીર્ઘ દષ્ટિથી જોવું આવશ્યક છે. તે લોકોએ ધર્મબુદ્ધિથી જે પ્રકારનું આચરણ કર્યું છે તે જ ધર્મમાં પ્રમાણ થઇ શકે છે. મુર્કુલના શિખાછેદનની માફક કોઇ પ્રકારના રાગ અથવા ક્રોધથી કરવામાં આવેલું કાર્ય પ્રમાણ રૂપ થઇ શકતુ નથી. ક્રોધથી કરેલા વિરૂદ્ધ આચરણમાં મુદ્દગલનું દષ્ટાન્ત છે. મુર્કુલ બ્રાહ્મણે ક્રોધથી પોતાની શિખાને ઉખાડી નાંખી હતી. અને શિખાછેદન દ્વિજાતિને માટે અપરાધ છે, અને તે પ્રાયશ્ચિત્તનો ભાગી થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છેઃ—

**शिखां छिन्दन्ति ये केचिद्वैराग्याद्वैरतोऽपि वा ।**
**पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥** લઘુહારીત૦ સ્મૃ૦ શ્લો૦ ૧૮ ॥

અર્થ:—કોઇ પણ દ્વિજાતિ મનુષ્ય ક્ષુદ્ર વૈરાગ્યથી અથવા દ્વેષથી શિખાને કાપે તો તેનો બીજી વાર સંસ્કાર કરવો યોગ્ય છે. સંસ્કાર વિના તેની શુદ્ધિ થતી નથી.

**स्त्रीशूद्रौ तु शिखां छित्वा क्रोधाद्वैराग्यतोऽपि वा ।**
**प्राजापत्यं प्रकुर्यातां निष्कृतिर्नान्यथा भवेत् ॥** " ૨૧ ॥

અર્થ:—ક્રોધથી અથવા ક્ષુદ્ર વૈરાગ્યથી સ્ત્રી અથવા શૂદ્ર પણ જો શિખાનું છેદન કરે તો તેના પ્રાયશ્ચિત્તને માટે તેમણે પ્રાજાપત્ય વ્રત કરવું જોઇએ. અન્ય પ્રકારથી તેમની શુદ્ધિ થઇ શકતી નથી.

આ પ્રમાણે ચારે વર્ણોને માટે શિખાછેદન નિષિદ્ધ કહેલુ છે. છતાં મુર્કુલ બ્રાહ્મણે ક્રોધથી શિખા ઉખાડી નાંખી. મુર્કુલે શિખા ઉખાડી નાંખી, માટે તેના ગોત્રવાળાએ પણ તેને ધર્મ માની સર્વેએ શિખાને ઉખાડી નાંખી. આ શિષ્ટાચારથી પ્રાપ્ત છે, તથાપિ અધર્મ છે, તેથી તે આચરણ કરવા યોગ્ય નથી. કેમકે—

**देशजातिकुलधर्माश्चाम्नायैरविरुद्धाः प्रमाणम् ॥** ગૌ૦ ધ૦ સૂ૦ અ૦ ૧૧. સૂ ૨૨॥

દેશધર્મ, જાતિધર્મ, અને કુલધર્મ જે વેદથી વિરૂદ્ધ ન હોય તે જ પ્રમાણ છે.

શિષ્ટાચાર જાણીને જે આચરણને ધર્મરૂપ માનવામાં આવે છે તે સંબંધી ધર્મશાસ્ત્રમાં અવશ્ય લેખ આવે છે. તેથી કોઇ વાર ધર્મશાસ્ત્રમાં વિરૂદ્ધ લેખ હોવાનો પણ સંભવ છે.

તેથી ધર્મશાસ્ત્ર તથા સદાચાર પણ વેદમૂલક જ પ્રમાણ થઇ શકે છે. જે વેદપ્રામાણિક ન હોય તે પરિત્યાગ કરવા યોગ્ય છે.

જાતિધર્મ, દેશધર્મ, કાલધર્મ, આદિ ભેદ હોયા કરે છે. કોઈ વાર તેવો ભેદ કરવાની આવશ્યકતા પણ રહે છેઃ—" **धर्मश्च सत्यमायुश्च तुर्यांशेन कलौ युगे ॥ वृ. परा. स्मृ. अ. १ श्लो. २२ ॥** ધર્મ, સત્ય અને આયુ એનો કલિયુગમાં ચોથો ભાગ જ રહે છે. અર્થાત્ સત્યયુગમાં ધર્માદિક પૂર્ણ રૂપે રહે છે. ત્રેતા યુગમાં પોણો ભાગ રહે છે દ્વાપરમાં અર્ધ ભાગ રહે છે. અને કલિયુગમાં ચોથો ભાગ રહે છે. મનુષ્યોનું આયુ, બલ, આદિ ઘટી જવાથી શ્રદ્ધાલુ મનુષ્યને પણ કરવાનુ સામર્થ્ય ઘટી જાય છે, ત્યારે ધર્માચરણનું પણ રૂપાન્તર કરવાની આવશ્યકતા થાય છે. તેથી તત્તત્ કાલમાં યોગ્યતાને અનુસાર ઋષિ લોકોએ ધર્મશાસ્ત્રો લખ્યાં છે. તે કારણથી યુગયુગમાં ધર્મ નષ્ટ થાય છે અને નવા ધર્મની કલ્પના કરવી પડે છે એ વાત નથી. ધર્મ કદાપિ નષ્ટ થતો નથી. પરંતુ તેના આચરણની રીતિ કાંઈક બદલવી પડે છે.

**अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरे युगे ।**
**अन्ये कलियुगे नृणां युगरूपानुसारतः ॥ पारा. स्मृ. अ. १ श्लो. २२, ३ ॥**

**અર્થઃ**—કૃતયુગમાં મનુષ્યોના ધર્મ અન્ય પ્રકારના હોય છે, ત્રેતામાં બીજી પ્રકારના, દ્વાપરમાં અને કલિમાં પણ અન્ય પ્રકારના હોય છે.

આ પ્રમાણે શક્તિની વૃદ્ધિ તથા ક્ષયને અનુસાર ધર્માચરણ પણ બદલાતું રહે છે. માટે મનુ મહારાજે કૃતયુગને માટે ધર્મશાસ્ત્રની રચના કરી છે. મનુસ્મૃતિ ચારે યુગને માટે છે, તથાપિ તેના નિયમ વિશેષે કરીને કૃતયુગને માટે છે.

**कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ।**
**द्वापरे शंखलिखिताः कलौ पाराशराः स्मृताः ॥पा. स्मृ. अ. १ श्लो. २४, ५॥**

**અર્થઃ**—કૃતયુગમાં મનુએ કહેલા ધર્મ છે. ત્રેતાયુગમાં ગૌતમજીએ કહેલા ધર્મ છે, દ્વાપરમાં શંખ ઋષિએ કહેલા ધર્મ પ્રમાણ છે, અને કલિયુગમાં પરાશરે કહેલા જ ધર્મ રૂપ છે.

બૃહત્પારાશર સ્મૃતિના પ્રથમ અધ્યાયના ૨૩ મા શ્લોકમાં ત્રેતા યુગને માટે દક્ષ અને ગૌતમ બંનેએ કહેલા ધર્મ કહ્યા છે.

મનુએ કહેલા ધર્મનો કેટલોક ભાગ ત્રેતામાં આચરણ કરવો કઠિન માલમ પડવાથી ગૌતમ તથા દક્ષ એ બને ઋષિએ ત્રેતા યુગને માટે ધર્મશાસ્ત્ર રચ્યાં. જ્યારે દ્વાપર યુગ આવ્યો ત્યારે તેનુ પણ આચરણ કઠણ લાગ્યું. ત્યારે દ્વાપર યુગને માટે શંખ ઋષિએ ધર્મશાસ્ત્ર રચ્યું. અને કલિયુગમાં તેનું આચરણ પણ કઠણ માલમ પડયું ત્યારે પરાશરજીએ કલિ માટે ધર્મશાસ્ત્ર રચ્યું. મનુજીના ધર્મમાં પોતાની વૃદ્ધાવસ્થામાં કાંઇક ભેદ કરવો પડયો હતો. તેથી તેમણે વૃદ્ધમનુ બનાવ્યું.

એ પ્રમાણે દેશકાલને અનુસાર ધર્મનો ભેદ થતો જ રહે છે. તેમાં પણ ભિન્ન ભિન્ન દેશમાં રહેનાર ઋષિ લોકને કેટલોક વ્યવહાર બદલવાની જરૂરીઆત પડી, ત્યારે ત્યાં પણ ધર્મને બદલતા રહ્યા. તેથી દેશધર્મ, કાલધર્મ, આદિની સ્થિરતા ન રહી. આ ધર્મ સ્થિર રહેવાનો સંભવ નથી, તેથી વેદમાં દેશધર્માદિકોનું નિયમ રૂપે પ્રતિપાદન કર્યું નથી.

### ધર્મના ભેદ.

**देशधर्मजातिकुलधर्मान्श्रुत्यभावादब्रवीन्मनुः** ॥ વસિ. ધ. શા. અ. ૧ સૂ. ૧૭॥

અર્થઃ—દેશધર્મ, જાતિધર્મ, કુલધર્મ શ્રુતિએ પ્રતિપાદન કર્યા નથી. તેથી મનુ આદિ ઋષિઓએ તેને પ્રતિપાદન કર્યા છે.

કેટલીક વાર ભિન્ન ભિન્ન શાસ્ત્રોમાં પરસ્પર વિરોધ જોવામાં આવે છે. ત્યાં જે ધર્મ વિશે યુક્તિ સહિત વેદનું પ્રમાણ મળતું હોય ત્યાં તેને જ પ્રમાણ માનવા યોગ્ય છે. વેદપ્રતિપાદિત ધર્મને જ શુદ્ધ ધર્મ કહ્યો છે.

**धर्मशुद्धिमभीप्सद्भिर्न वेदादन्यदिष्यते ।**
**धर्मस्य कारणं शुद्धं मिश्रमन्यत्मकीर्तितम्** ॥ વ્યાસવચન ॥

શુદ્ધ ધર્મને જાણવાની ઇચ્છા વાળાએ વેદને છોડી અન્ય કોઇનું ગ્રહણ કરવું ઇષ્ટ નથી, કેમકે વેદ જ ધર્મનું શુદ્ધ મૂળ છે. અને ધર્મની જે શુદ્ધતા છે તે જ પુણ્યમાં કારણ છે. વેદને છોડી અન્ય ગ્રન્થોમાં જે ધર્મ બતાવ્યો છે તે શુદ્ધ નથી, કેમકે તેને મિશ્ર ધર્મ કહે છે. ("શુદ્ધ" નો અર્થ "દોષરહિત" છે. જેમાં દોષની સંભાવના હોય તેને મિશ્ર કહે છે.) આ વ્યાસજીનું વચન યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના પ્રથમ અધ્યાયના ૭ મા શ્લોકની અપરાદિત્ય વ્યાખ્યામાં આપેલું છે.

**अतः स परमो धर्मो यो वेदादधिगम्यते ।**
**अवरः स तु विज्ञेयो यः पुराणादिषु स्मृतः** ॥ „ ॥

અર્થઃ—માટે વેદમાંથી જે ધર્મ જાણવામાં આવે છે તે ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે. અને જે પુરાણાદિમાં ધર્મ કહ્યો છે તે વેદની અપેક્ષાએ ન્યૂન દરજ્જાનો છે. ( આ શ્લોક પણ ઉપરની વ્યાખ્યામાં આપેલા ઉપરના શ્લોકની નીચે આપવામાં આવેલો છે. ) માટે—

**श्रुतिस्मृतिपुराणानां विरोधो यत्र दृश्यते ।**
**तत्र श्रौतं प्रमाणं स्यात्तयोर्द्वैधे स्मृतिर्वरा** ॥ વ્યાસ. સ્મ. શ્લો. ૪ ॥

અર્થઃ—જે વિષયમાં શ્રુતિ, સ્મૃતિ અને પુરાણાદિમાં પરસ્પર વિરોધ જોવામાં આવે, ત્યાં વેદનું જ પ્રમાણ સ્વીકારવું યોગ્ય છે. કોઇ સ્થાનમાં શ્રુતિ પણ બે પ્રકારની જોવામાં આવે, તો ત્યાં સ્મૃતિએ જે નિર્ણય લખ્યો હોય તે માનવો એવો સંકેત છે.

અને જે ધર્મવિષયમાં શ્રુતિ કે સ્મૃતિ કે પુરાણાદિથી નિર્ણય ન થઇ શકતો હોય તેનો નિર્ણય વિદ્યમાન વિદ્વાનો દ્વારા કરાવવો જોઇએ.

वेदशास्त्रविदो विप्रा यं ब्रूयुः सप्त पञ्च वा ।
त्रयो वापि स धर्मः स्यादेको वाध्यात्मवित्तमः ॥ बृ. पा. स्मृ. अ. ६ श्लो. ६४ ॥

અર્થઃ—વેદ તથા શાસ્ત્ર બન્નેને જાણનાર બ્રાહ્મણો સાત અથવા પાંચ અથવા ત્રણ પણ વિચાર કરીને જે કહે તે જ ધર્મ છે. અથવા આત્મજ્ઞાની પુરૂષ એક પણ જે કહે તે જ ધર્મ છે. આ પ્રમાણે ધર્મવિષયક નિર્ણય કરનારને પરિષદ્ કહે છે.

न लक्षेण तु मूर्खाणां न च वाधर्मवादिनाम् ।
विदुषां नापि लुब्धानां न चापि पक्षपातिनाम् ॥ „ ॥ ६६ ॥

અર્થઃ—મૂર્ખ એક લાખ હોય તો પણ તેઓ, તથા અધર્મ કહેનારનાં તથા લોભી પંડિતનાં તથા પક્ષપાતિના લક્ષણ જેનામાં જોવામાં આવે તેઓ, પરિષદ્ થઈ શકે નહીં.

श्रुताध्ययनसंपन्न सत्यवादी जितेन्द्रियः ।
सत्यधर्मरत. शान्त एष पर्षत्त्वमर्हति ॥ „ ॥ ६७ ॥

અર્થ.—જે પુરૂષ વેદ તથા શાસ્ત્રને યોગ્ય રીતે જાણતો હોય, સત્યવાદી હોય, તથા જિતેન્દ્રિય હોય, યથાર્થ ધર્મમાં તત્પર હોય–એવો બ્રાહ્મણ પર્ષદ્ થવા લાયક છે.

वयसा लघवोऽपि स्युर्विद्वद्धर्मविदो जनाः ।
शिशवोऽपि हि मध्यस्थाः सर्वत्र समदर्शिनः ॥ „ ॥ ६९ ॥

અર્થઃ—વિદ્વાનોના ધર્મને જાણનાર ચહાય નાની ઉમરના હોય તોપણ તે સભાને યોગ્ય થાય છે, કેમકે ધર્મનો નિર્ણય કરવાના પ્રસંગમાં શત્રુ અને મિત્રને સમાન દૃષ્ટિથી દેખનાર જ સભામા મધ્યસ્થ બની શકે છે.

न सा सभा यत्र न सन्ति वृद्धा
वृद्धा न ते ये न वदन्ति धर्मान् ।
नासौ धर्मो यत्र न सत्यमस्ति
न तत्सत्यं यच्छलेनानुविद्धम् ॥ „ ॥ ७१ ॥

અર્થઃ—જે સભામા વૃદ્ધ લોક નથી તે સભા કહેવાય નહીં. અને જે ધર્મને કહેતા નથી તેને વૃદ્ધ કહી શકાય નહી. અને જેમાં સત્ય નથી તેને ધર્મ કહી શકાય નહીં. તેમજ જેમા છલનો લેશ માત્ર પણ હોય તે સત્ય પણ ન કહેવાય.

આ પ્રમાણે પરિષદ્ને યોગ્ય સત્યવક્તા વિદ્વાન્ હાલના સમયમાં મળવા પણ કઠિન છે. માટે પોતે જ વેદશાસ્ત્રોનુ યથાર્થ રીતે અધ્યયન કરીને વિચાર કરી ધર્મનો નિર્ણય કરવો જોઇએ, કારણ કે ધન, પૂજા, પ્રતિષ્ઠા, આદિની ઇચ્છા વાળા જ વિશેષે કરીને જોવામાં આવે છે. તેઓ અર્થની અથવા કામની અથવા બન્નેની ઇચ્છા વાળા અવશ્ય હોય છે.

अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।
धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ म० स्मृ० अ० २–१३ ॥

અર્થઃ—અર્થ અને કામની આસક્તિ જેને ન હોય અર્થાત્ જીવનનિર્વાહ માત્ર ચલાવી જેને પરલોકનું સુખ સંપાદન કરવું છે, તેને માટે જ શાસ્ત્રમાં ધર્મનો ઉપદેશ છે, અને ધર્મને જાણવાની ઇચ્છા વાળાને માટે શ્રુતિ( વેદ ) જ ઉત્તમ પ્રમાણ છે. જે લોક અર્થ તથા કામની ઇચ્છાથી ધર્મનુ આચરણ કરે છે તેમને ઉત્તમ ફલ પણ મળતુ નથી, અને તે લોક સત્યવક્તા પણ હોઈ શકતા નથી. માટે દરેક મનુષ્યે શાસ્ત્ર દ્વારા જ ધર્મ જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**श्रुतिद्वैधं तु यत्र स्यात्तत्र धर्मावुभौ स्मृतौ ।**
**उभावपि हि तौ धर्मौ सम्यगुक्तौ मनीषिभिः ॥ ,, ॥ १४ ॥**

અર્થઃ—કોઈ સ્થાનમાં બે પ્રકારની શ્રુતિ જોવામાં આવે અને તે પરસ્પર વિરૂદ્ધ અર્થને પ્રતિપાદન કરનારી હોય, ત્યાં તે બન્નેને ધર્મ રૂપ માનવી જોઇએ એમ મન્વાદિ વિદ્વાન્ ઋષિ લોકોએ કહ્યું છે. માટે બને અનુષ્ઠાન કરવા યોગ્ય છે. બંને સમાન બળવાળી હોય ત્યાં વિકલ્પનો આશ્રય થાય છે. બનેમાથી એક પ્રકારે અનુષ્ઠાન કરવાથી નિર્વાહ થઈ શકે છે.

જેમ " **उदिते जुहोति** "–સૂર્યનો ઉદય થયે અગ્નિહોત્રનો હોમ કરવો જોઇએ, " **अनुदिते जुहोति** "–સૂર્યોદય થતા પહેલાં હોમ કરવો જોઇએ, એવી બને પ્રકારની શ્રુતિ છે. તે જગાએ ઉદય પહેલાં અથવા ઉદય પછી—એ બને સમય હોમ કરવાને માટે યોગ્ય ગણાય છે. એ પ્રકારે પૂર્વે કહેલો વિકલ્પ છે. આ પ્રકારનો વિકલ્પ જ્યાં બને શ્રુતિના તાત્પર્યનું નિર્ણય કરનારી સ્મૃતિ ન હોય ત્યાં થાય છે. પરન્તુ જ્યાં સ્મૃતિએ નિર્ણય કર્યો હોય ત્યાં તે પ્રમાણે માનવુ જોઇએ.

---

ઇતિ ધર્મ પ્ર૦ ૩ મા અ૦ ૨ સમાપ્ત.

## ધર્મ પ્ર૦ ૩, અધ્યાય ૩.

### ધર્મના વિશેષભેદ.

આ અધ્યાયમાં ધર્મના વિશેષભેદનું નિરૂપણ કરવામાં આવે છે.

**त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन् सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसंस्थोऽमृतत्वमेति ॥ छा० उप० अ० २ ख० २३ क० १ ॥**

અર્થઃ—ધર્મના ત્રણ વિભાગ છેઃ—યજ્ઞ=અગ્નિહોત્રાદિ, અધ્યયન=નિયમ પૂર્વક ઋગ્વેદાદિનું પઠન, દાન=બહિર્વેદિ અર્થાત્ યથાશક્તિ દ્રવ્યવિભાવ—એ ત્રણ ધર્મનો એક વિભાગ છે. બીજો વિભાગ કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ તપ છે. અને ગુરૂકુલમાં રહેનાર બ્રહ્મચારીનો જે ધર્મ છે તે ધર્મનો ત્રીજો વિભાગ છે. ઉપકુર્વાણ અને નૈષ્ઠિક ભેદથી બ્રહ્મચારીના સામાન્ય રૂપે બે ભેદ છે. ઉપરની શ્રુતિમાં નૈષ્ઠિક બ્રહ્મચારીનું ગ્રહણ છે. માટે આયુની સમાપ્તિ પર્યન્ત ભિક્ષાટનાદિ નિયમ દ્વારા ગુરૂકુલમાં જ રહીને ધર્માચરણ કરનાર—એવું બ્રહ્મચારીનું વિશેષણ કર્યું છે. પ્રથમ વિભાગનું અનુષ્ઠાન કરનાર ગૃહસ્થાશ્રમી છે. બીજા વિભાગનું અનુષ્ઠાન કરનાર વાનપ્રસ્થાશ્રમી છે. અને ત્રીજા વિભાગનું અનુષ્ઠાન કરનાર નૈષ્ઠિક બ્રહ્મચારી છે. આ ત્રણે આશ્રમી યથોક્ત ધર્મનું આચરણ કરવાથી પુણ્ય લોકના ભાગી થાય છે. પરન્તુ ચોથા જે પરમાત્મામાં નિષ્ઠા વાળા અર્થાત્ બ્રહ્મના સાક્ષાત્કારવાળા પરિવ્રાજક (ચતુર્થાશ્રમી) છે તે મોક્ષને જ પ્રાપ્ત કરે છે એવો ઉપરની શ્રુતિનો અર્થ છે.

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ भ० गी० अ० १८ श्लो० ५ ॥**

અર્થઃ—યજ્ઞ, દાન તથા તપ એ કર્મ પરિત્યાગ કરવા યોગ્ય નથી, અવશ્ય કરવા યોગ્ય છે, કેમકે યજ્ઞ, દાન, તપ એ ત્રણે મનુષ્યને પવિત્ર કરનારાં છે. માટે તે અવશ્ય કરવાં જોઇએ.

યજ્ઞનું નિરૂપણ કરતા સતા ભગવાને ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં યજ્ઞના અનેક ભેદ કહ્યા છે. તથાપિ કર્મ, ઉપાસના અને જ્ઞાન—એ ત્રણ પ્રકારના ભેદ મુખ્ય છે. તે કારણથી વેદમાં કર્મકાણ્ડ, ઉપાસનાકાણ્ડ, અને જ્ઞાનકાણ્ડ એ પ્રમાણે વિભાગ કરીને કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ પ્રકારના યજ્ઞનું નિરૂપણ કર્યું છે. તેવી રીતે ગીતાન ૧૮ અધ્યાયના પણ ત્રણ ભાગ કરીને ૭ ૭ અધ્યાયમાં ક્રમે કર્મ, ઉપાસના અને જ્ઞાનનુ પ્રતિપાદન કર્યું છે.

તેમાં ૧. નિત્યકર્મ, ૨. નૈમિત્તિક કર્મ, ૩. કામ્ય કર્મ—એ પ્રકારે કર્મના ત્રણ ભે લોકમાં પ્રસિદ્ધ છે. જે કર્મ દિન દિનમાં કરવાનું હોય છે તેને નિત્ય કર્મ કહે છે. આ

કોઇ નિમિત્તથી કોઇ વાર જ કરવાનું હોય છે તે **નૈમિત્તિક** કર્મ કહેવાય છે. અને કોઇ પણ ફલની ઈચ્છા રાખીને જે કર્મ કરવામાં આવે છે તે **કામ્ય** કર્મ કહેવાય છે. સન્ધ્યાવન્દન આદિ નિત્ય કર્મ છે, જાતક કર્મ આદિક નૈમિત્તિક કર્મ છે, કેમકે તે પુત્રનો જન્મ હોવા રૂપ નિમિત્તથી કરવામાં આવે છે. અને પુત્ર, ધન, વા સ્વર્ગાદિકની પ્રાપ્તિ માટે જે કર્મ કરવામાં આવે છે તે કામ્ય કર્મ છે.

ફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને ઈશ્વરાર્પણ બુદ્ધિથી જે કર્મ કરવામાં આવે છે તે **નિષ્કામ કર્મ** કહેવાય છે. તેને **અધ્યાત્મ કર્મ** પણ કહી શકાય છે, કેમકે તેવું કર્મ આત્મપ્રાપ્તિના સાધનરૂપ છે. તેમાં કોઇ દુ:ખી પ્રાણીના દુ:ખને નિવૃત્ત કરવાને માટે કોઇ કાર્ય કરવું અથવા કોઇ પ્રત્યેક મનુષ્ય અથવા દેશ માત્રનો કોઇ ઉપકાર કરવો તે સર્વ **આધ્યાત્મિક** કર્મ કહેવાય છે. ઇન્દ્રાદિક દેવતાના ઉદ્દેશથી જે કર્મ કરવામાં આવે છે તે સર્વ **આધિદૈવિક** કર્મ કહેવાય છે. અને બ્રાહ્મણ આદિને ભોજન કરાવવુ આદિ જે કર્મ છે તે **આધિભૌતિક** કર્મ કહેવાય છે. એ પ્રમાણે કર્મના ૭ ભેદ થયા.

તેની રીતે ઉપાસનાના બે પ્રકારના ભેદ ભગવાને ગીતામાં કહ્યા છે. યોગને અનુસાર જે ઉપાસના થાય છે તેને **સાધનપદ્ધતિ** કહે છે. અને બીજી પ્રસિદ્ધ ઈશ્વરોપાસના આદિ **ઉપાસનાપદ્ધતિ** કહેવાય છે. તેમાં યોગના અનેક ભેદ છે. વિશેષે કરીને ૧. મન્ત્રયોગ, ૨. હઠયોગ, ૩. લયયોગ, અને ૪. રાજયોગ એ ચાર ભેદ છે. મન્ત્રયોગમાં મંત્રોનો જપ તથા સ્થૂલ મૂર્તિનું ધ્યાન થાય છે. હઠયોગમાં જ્યોતિસ્વરૂપ પરમાત્માનુ ધ્યાન કરવામાં આવે છે. ચિત્તનો લય કરવાને માટે નાદનું અનુસન્ધાન આદિ સર્વ લયયોગમાં છે. લયયોગમાં બિન્દુનું ધ્યાન થાય છે અને રાજયોગમાં બ્રહ્મનુ ધ્યાન થાય છે. અને બીજી ઉપાસનાપદ્ધતિને અનુસાર ૧. સગુણ બ્રહ્મની ઉપાસના, ૨. નિર્ગુણ બ્રહ્મની ઉપાસના, ૩. દેવતાઓની ઉપાસના, ૪. મૂર્તિ આદિની ઉપાસના, અને ૫. ઋષિ આદિની ઉપાસના. એ પ્રમાણે પાંચ પ્રકારની ઉપાસના છે. ભૂતાદિક પણ ક્ષુદ્ર દેવતાની અંતર્ભૂત હોવાથી ભૂતાદિકોની ઉપાસના પણ દેવતાની ઉપાસનાની અન્તર્ભૂત થઇ જાય છે. આ પ્રમાણે ઉપાસનાની બને પદ્ધતિના મળીને નવ પ્રકારના ભેદ થાય છે.

અને **શ્રવણ, મનન, નિદિધ્યાસન**ના ભેદથી જ્ઞાનયજ્ઞ ત્રણ પ્રકારનો થાય છે.

આ પ્રમાણે નિત્ય કર્માદિ રૂપ ૭ પ્રકારનો કર્મયજ્ઞ, નવ પ્રકારનો ઉપાસનાયજ્ઞ, અને ત્રણ પ્રકારનો જ્ઞાનયજ્ઞ એ ત્રણેના ભેદ મળીને ૧૮ પ્રકારના થાય છે.

અન્નદાન, અર્થદાન અને અભયદાન એવા દાનના ત્રણ પ્રકારના ભેદ સંક્ષેપથી છે. તેના વિશેષ ભેદ અનેક છે.

શરીર, વાણી અને મન એ ત્રણ વડે તપ થાય છે. તેથી તપનાં ત્રણ પ્રકારના ભેદ છે.

આ પ્રમાણે યજ્ઞના ૧૮ તથા દાનના ત્રણ અને તપના ૩ પ્રકારના ભેદ મળીને ધર્મના ૨૪ પ્રકારના ભેદ થયા છે.

વળી ગીતામાં ભગવાન્ કર્તા, કર્મ, બુદ્ધિ, જ્ઞાન–એ સર્વને સાત્વિક આદિ ભેદથ ત્રણ ત્રણ પ્રકારના કહ્યા છે. કર્તાના સાત્વિકાદિ ભેદથી આ યજ્ઞાદિક ૨૪ પણ ત્રણ ત્ર પ્રકારના થઇ શકે છે. તે મુજબ યજ્ઞાદિકોના ૭૨ પ્રકારના ભેદ થાય છે. અને—

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**

**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥** ગી૦ અ૦ ૧૮ શ્લો. ૭૦ ॥

**અર્થ:**—આપણ બંનેના સંવાદ રૂપ આ ધર્મયુક્ત ગ્રંથનો જે પાઠ કરશે તે જ્ઞાનયજ્ઞથી મારી પૂજા કરી છે એવો મારો નિશ્ચય છે. આ પ્રમાણે ગીતામાં ભગવાને ઉપદેશ આપ્યો છે તે સર્વ ધર્મ જ છે એવો પૂર્વોક્ત શ્લોકમાં કહેલા **धर्म्यं** પદથી સૂચ કર્યું છે. માટે આ ૭૨ પ્રકારના ભેદ ધર્મના છે.

કર્મ તથા ઉપાસના કરનાર લોક સાત્વિક આદિ હોવા છતાં પણ તેમની કર્મ અ ઉપાસનાની "इति कर्तव्यता" (કરવાની રીતિ) ના ભેદને અનુસાર અથવા પદ્ધતિને અ સાર અનેક ભેદ થાય છે. તથાપિ આ ૭૨ ભેદ તો મુખ્ય છે.

યજ્ઞ નામ પરમાત્માનું છે. તેમને પ્રસન્ન કરવાને માટે ઉપયોગી કર્મ, ઉપાસના ત જ્ઞાન એ ત્રણેને પણ યજ્ઞ નામથી કહ્યા છે.

જેવી રીતે વેદના સર્વ ધર્મ એક મનુષ્ય વડે અનુષ્ઠાન કરવા કઠિન હોવાથી શાખ ભેદ કરીને ધર્મના વિભાગ કર્યા છે, તેવી રીતે સર્વ ધર્મ એક મનુષ્ય વડે એક કાલ અનુષ્ઠાન કરવા કઠિન હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર–એ ચાર વર્ણમાં, તથા બ્રહ્મ ચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી–એ ચાર આશ્રમમાં આ ધર્મનો વિભાગ કર્યો

આ ચાર આશ્રમીમાંથી કોઇ પણ આશ્રમી, અથવા બ્રાહ્મણાદિ જાતિમાંથી કોઇપ જાતિવાળો, ધર્મ કે અધર્મનું આચરણ કરે તો તેના ફળના સર્વ જાતિ તથા સર્વ આશ્ર તથા રાજા પણ ભાગી થાય છે. એક મનુષ્ય પુણ્ય અથવા પાપકર્મ કરે તો બીજા કેવી રીતે તેના ભાગી થાય તેવો પ્રશ્ન ઉઠે છે. તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

એક બ્રહ્મચારી વિદ્યાધ્યયન કરે છે, અને કોઇ ગૃહસ્થ યજ્ઞ કરે છે. તો એ સર્વ એકબીજાની સહાયતા લેવી પડે છે. અન્ન, ધન, આદિની સહાયતા લેવાથી તથા અન્ ન્યનો સહવાસ હોવાથી પણ પુણ્ય અને પાપના સર્વ કોઇ ભાગી થાય છે. રાજા પ્રજા પાસેથી કર લે છે. માટે તે પ્રજાના પાપનો ભાગી થાય છે. અને જે કારણથી તે દુષ્ટો પ્રજાની રક્ષા કરે છે અને ધર્માચરણમાં સહાયક થાય છે, તે કારણથી રાજા પ્રજા પુણ્યનો પણ ભાગી થાય છે.

---

ઇતિ ધર્મ પ્ર૦ ૩ માં અ૦ ૩ સમાપ્ત.



# અધ્યાય ૪.

## વર્ણાદિધર્મભેદ.

આ અધ્યાયમાં ધર્મના વર્ણધર્માદિક ભેદનું નિરૂપણ કરીએ છીએ.

**वर्णधर्मः स्मृतस्त्वेक आश्रमाणामतः परम् ।**
**वर्णाश्रमस्तृतीयस्तु गौणो नैमित्तिकस्तथा ॥** પુલસ્ત્ય સ્મૃ૦ શ્લો, ૩ ॥

**અર્થ:**—એક વર્ણધર્મ કહ્યો છે. બીજો આશ્રમધર્મ છે. ત્રીજો વર્ણાશ્રમ નિમિત્તથી થયેલો ધર્મ છે. ચોથો ગુણના નિમિત્તથી થયેલો ધર્મ, અને પાંચમો નૈમિત્તિક—એ પ્રમાણે ધર્મના પાંચ ભેદ છે.

**वर्णमेकं समाश्रित्य योऽधिकारः प्रवर्तते ।**
**वर्णधर्मः स विज्ञेयो यथोपनयनं त्रिषु ॥** ,, ॥ ४ ॥

**અર્થ:**—વર્ણ માત્રનો આશ્રય કરીને જે ધર્મની પ્રવૃત્તિ થાય છે તે વર્ણધર્મ કહેવાય છે, જેમ દ્વિજાતિનો ઉપનયન સંસ્કાર. અહીં ઉપનયનને માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એવી જાતિ માત્રનો જ વિચાર કરવામાં આવ્યો છે.

**यस्त्वाश्रमं समाश्रित्य पदार्थे संविधीयते ।**
**उक्त आश्रमधर्मस्तु यतेर्भिक्षादिकं यथा ॥** ,, ॥ ५ ॥

**અર્થ:**—જે ધર્મનું વિધાન આશ્રમનો આશ્રય લઇને કરવામાં આવે છે તેને **આશ્રમધર્મ** કહે છે, જેમ સંન્યાસી માટે ભિક્ષાવૃત્તિ. અહીં ભિક્ષાવૃત્તિ ચતુર્થ આશ્રમ માત્રની અપેક્ષા કરીને પ્રવૃત્ત થયેલો ધર્મ છે.

**उभयस्य निमित्तेन यो विधिः संप्रवर्तते ।**
**नैमित्तिकः स विज्ञेयः प्रायश्चित्तविधिर्यथा ॥** ,, ॥ ६ ॥

**અર્થ:**—વર્ણ તથા આશ્રમ એ બંનેના નિમિત્તથી જે ધર્મ પ્રવૃત્ત થયો છે તે **વર્ણાશ્રમધર્મ** કહેવાય છે, જેમ બ્રાહ્મણ બ્રહ્મચારીએ પલાશ અથવા બિલ્વનો દણ્ડ ધારણ કરવો, અને ક્ષત્રિય બ્રહ્મચારીએ વડ અથવા ખદિરનો દણ્ડ ધારણ કરવો. ઇત્યાદિ સ્થાનમ બ્રાહ્મણ જાતિ તથા બ્રહ્મચર્ય આશ્રમ, અને ક્ષત્રિય જાતિ અને બ્રહ્મચર્ય આશ્રમ—એ વર્ણ અને આશ્રમ બંનેનો વિચાર કરીને બિલ્વાદિ દંડ ધારણની પ્રવૃત્તિ થઈ છે.

ક્ષત્રિયો સર્વ ક્ષત્રિય માત્ર હોય છે, સર્વ રાજા હોતા નથી. પટ્ટાભિષિક્ત ક્ષત્રિય૰ રાજા હોઇ શકે છે, અને પ્રજાપાલન તેનો ગુણ છે. તેથી તે ગુણના નિમિત્તથી તે ગુણ **ધર્મ** કહેવાય છે. અને તેને માટે રાજધર્મ પણ જૂદા છે.

અને પાપ આદિ કોઇ નિમિત્તને લઇને જે ધર્મ પ્રવૃત્ત થયો છે તેને **નૈમિત્તિ** **ધર્મ** કહે છે, જેમ પ્રાયશ્ચિત્તવિધિ.

આને અનુસાર ભવિષ્યત્ પુરાણમાં પણ નીચે પ્રમાણે કહ્યું છેઃ—

वर्णधर्मः स्मृतस्त्वेक आश्रमाणामतः परम् ।
वर्णाश्रमस्तृतीयस्तु गौणो नैमित्तिकस्तथा ॥

भवि० पु० ब्रा० पं० अ० १८१ श्लो. १० ॥

वर्णत्वमेकमाश्रित्य यो धर्मः संप्रवर्तते ।
वर्णधर्मः स उक्तस्तु यथोपनयनं नृप ॥ „ ॥ ११ ॥

यस्त्वाश्रमं समाश्रित्य अधिकारः प्रवर्तते ।
स खल्वाश्रमधर्मः स्याद्भिक्षादण्डादिको यथा ॥ „ ॥ १२ ॥

वर्णत्वमाश्रमत्वं च योऽधिकृत्य प्रवर्तते ।
स वर्णाश्रमधर्मस्तु मौञ्ज्याद्या मेखला यथा ॥ „ ॥ १३ ॥

यो गुणेन प्रवर्तेत गुणधर्मः स उच्यते ।
यथा मूर्धाभिषिक्तस्य प्रजानां परिपालनम् ॥ „ ॥ १४ ॥

निमित्तमेकमाश्रित्य यो धर्मः संप्रवर्तते ।
नैमित्तिकः स विज्ञेयः प्रायश्चित्तविधिर्यथा ॥ „ ॥ १५ ॥

એ પ્રમાણે દેશધર્મ, કુલધર્મ, વયોધર્મ, શરીરધર્મ, કાલધર્મ, અને આપદ્ધર્મ આદિ ધર્મના અનેક ભેદ છે. વયોધર્મ બાલકનો, વૃદ્ધનો, ઇત્યાદિ. શરીરધર્મ સ્ત્રીનો, પુરૂષનો, ઇત્યાદિ.

હોલિકા આદિક પૂર્વ દેશમાં જ વિશેષ હોય છે, સર્વ દેશોમાં નહીં. માટે તે દેશધર્મ કહેવાય છે.

सर्वदुष्टापहो होमः सर्वरोगोपशान्तिदः ।
क्रियतेऽस्यां द्विजैः पार्थ तेन सा होलिका मता ॥

भवि० पु० उ० प० अ० १३२ श्लो० ३१ ॥

અર્થ:—હે પાર્થ ! તે દિવસે વેદમાં કહેલી રીતિથી બ્રાહ્મણ લોક સર્વ દુષ્ટોનો નાશ કરનાર તથા સર્વ રોગોને શાન્ત કરનાર હોમ કરે છે, તેથી તેનું નામ હોલિકા છે.

મામાની કન્યાનો વિવાહ દક્ષિણ દેશમાં થાય છે. પરન્તુ તે ધર્મ નથી. અધર્મને ધર્મ રૂપે માન્યો છે. તેથી તે અધર્મ જ છે. તેથી તે ધર્મ વિરૂદ્ધ હોવાને લીધે દેશધર્મ કહી શકાય નહીં.

દ્વિજાતિને ચૂડાકર્મ (ચૌલ) પહેલા વર્ષમાં અથવા ત્રીજા વર્ષમાં કરવામાં આવે છે. તથાપિ કોઈ ગોત્ર વાળાને પાંચમા વર્ષમાં કરવાનો રિવાજ છે, તે કુલધર્મ છે. ઇત્યાદિ.

આ પ્રમાણે વર્ણાદિ ભેદથી ધર્મભેદ કહ્યા.

---

ઇતિ ધર્મ પ્રક૦ ૩ માં અ૦ ૪ સમાપ્ત.

## અધ્યાય ૫.

---

વર્ણધર્માન્તર્ગત—

### ૧. બ્રાહ્મણધર્મ.

પૂર્વ અધ્યાયમાં ધર્મના વર્ણાશ્રમાદિ ભેદનાં નામ બતાવીને હવે પ્રથમ વર્ણધર્મ નિરૂપણ કરવામાં આવે છે. તેમાં પ્રથમ આ પાંચમા અધ્યાયમાં બ્રાહ્મણધર્મનું નિરૂ કરીએ છીએ.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૧ શ્લો૦ ૮૮ ।

અર્થ:—વેદ ભણવા તથા ભણાવવા, યજ્ઞ કરવા તથા કરાવવા, અને દાન કરવું દાન લેવું-એ ૭ કર્મ બ્રહ્માએ બ્રાહ્મણોને માટે ઠરાવ્યાં છે.

નાના પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાને માટે અધ્યયન જ સર્વથી પ્રથમ ધર્મ વેદના અધ્યયન વિના બ્રાહ્મણજન્મની શોભા નથી.

अनधीत्य द्विजो वेदानन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ આશ્વલા. સ્મૃ. પ્ર. ૨૨ શ્લો.

અર્થ:—જે બ્રાહ્મણ વેદો નહીં ભણતાં બીજા કાર્યને માટે શ્રમ કરે છે તે વંશ સહિત શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે.

विचारयन्ति ये शास्त्रं वेदाभ्यासरताश्च ये ॥
પદ્મ૦ પુ૦ સ્વ૦ ખ૦ ૨, અ૦ ૩૧ શ્લો, ૧
पुराणसंहितां ये च श्रावयन्ति पठन्ति च ।
व्याकुर्वन्ति स्मृतिं ये च ये धर्मप्रतिबोधकाः ॥ ,, ॥ ૧૭
वेदान्तेषु निषण्णा ये तैरियं जगती धृता ।
तत्तदभ्यासमाहात्म्यैः सर्वे ते हतकिल्बिषाः ॥ ,, ॥ ૧૮
गच्छन्ति ब्रह्मणो लोकं यत्र मोहो न विद्यते । ,, ॥ ૧૯

અર્થ:—જે લોક શાસ્ત્રનો વિચાર કરે છે, તથા વેદાભ્યાસમાં તત્પર છે ( તથા પુરાણ રૂપ સંહિતા આદિ સંભળાવે છે તથા ભણે છે, તથા જે લોક ( સ્મૃતિ )ની વ્યાખ્યા કરે છે તથા ધર્મનો બોધ કરાવે છે ( ૧૭ ), ત વેદાન્તશાસ્ત્રમાં નિષ્ઠાવાળા છે, તે લોકો જ આ જગતને ધારણ કરી રહ્યા છે અ લોકોથી જ આ જગતની રક્ષા થાય છે. અને તે તે શાસ્ત્રોના અભ્યાસના માહા લોક સર્વ પાપથી મુક્ત થઇને જે સ્થાનમાં અજ્ઞાન વડે બાધા થતી નથી એવા કમાં જાય છે. બ્રાહ્મણની શ્રેષ્ઠતા વિદ્યાથી જ છે એ વાત પહેલાં કહેવામાં આ

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ म. स्मृ. अ. २–१५७ ॥

અર્થ:—જેવી રીતે લાકડાનો બનાવેલો હાથી અને ચામડાનો બનાવેલો મૃગ, એ બંને " આ હાથી છે, " " આ મૃગ છે, " એ પ્રકારનાં નામ માત્ર ધારણ કરનારા છે, કોઇ સ્વારી આદિના કામમાં આવતા નથી; તેવી રીતે જેણે વેદ શાસ્ત્રાદિનો અભ્યાસ કરેલો નથી તેવો બ્રાહ્મણ પણ નામ માત્રનું ધારણ કરનાર છે અર્થાત્ તેનાથી ધર્માદિનો ઉપદેશ નહીં થવાથી તેનો બ્રાહ્મણ જાતિમાં જન્મ નિષ્ફલ છે.

यथा षंढोऽफलः स्त्रीषु यथा गौर्गवि चाफला ।
यथा चाज्ञेऽफलं दानं तथा विप्रोऽनृचोऽफलः ,, ॥ १५८ ॥

અર્થ:—જેવી રીતે નપુંસક પુરૂષ સ્ત્રીને માટે નિષ્ફલ છે, જેમ ગાય ગાયમાં નિષ્ફલ છે, અને જેમ અજ્ઞાનીને આપેલું દાન નિષ્ફલ છે, તેવી રીતે વેદાધ્યયન રહિત બ્રાહ્મણ પણ નિષ્ફલ છે–વેદ ભણેલો નહીં હોવાથી શ્રૌત તથા સ્માર્ત કર્મનો અનધિકારી રહેવાથી એવા બ્રાહ્મણની નિષ્ફલતા છે. માટે—

वेदमेव सदाऽभ्यसेत्तपस्तप्स्यन्द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥ ,, ॥ १६६ ॥

અર્થ:—તપ કરતો સતો બ્રાહ્મણ હમેશાં વેદનું જ આવર્તન કરે, કેમકે આ સંસારમાં બ્રાહ્મણને માટે વેદાભ્યાસ જ મહાન્ તપ છે એમ ઋષિ લોક કહે છે. વળી—

ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ म. स्मृ. अ. १ श्लो. ९९ ॥

અર્થ:—બ્રાહ્મણ જન્મતાં જ પૃથિવીમાં સર્વથી શ્રેષ્ઠ હોઇ જન્મે છે, અને સર્વ પ્રાણીઓને ધર્મનો ઉપદેશ કરનાર હોવાથી સર્વના ધર્મ રૂપી ખજાનાની રક્ષા કરવાને માટે તે સમર્થ હોય છે. ધર્મનો ઉપદેશ કરવો તથા સર્વના ધર્મની રક્ષા કરવી તે વેદાધ્યયન વિના બની શકતું નથી.

भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ।
बुद्धिमत्सु नराः श्रेष्ठाः नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ,, ॥ ९६ ॥
ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु च कृतबुद्धयः ।
कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ ,, ॥ ९७ ॥

અર્થ:—સ્થાવર તથા જંગમ પ્રાણીઓમાં ( भूतानां ) પ્રાણધારી ( प्राणिनः ) કીટ આદિ શ્રેષ્ઠ છે. તેમા પણ કંઇક અધિક બુદ્ધિવાળાં પશુ આદિ શ્રેષ્ઠ છે. બુદ્ધિવાળાં પ્રાણીમાં મનુષ્ય શ્રેષ્ઠ છે. અને મનુષ્યોમાં પણ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. બ્રાહ્મણોમાં પણ વિદ્વાન્ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. વિદ્વાન્ બ્રાહ્મણોમાં પણ જે શાસ્ત્રોક્ત કર્મમાં કર્તવ્ય બુદ્ધિવાળો છે તે શ્રેષ્ઠ છે. તેમાં પણ કર્તવ્યનું અનુષ્ઠાન કરનાર બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. તેનાથી પણ શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની લોક છે.

સ્થાવર વૃક્ષાદિ એક સ્થાનમાં સ્થિર રહે છે, કોઇ સ્થાનાન્તરમાં જઇને પોતાનું ખાનપાનાદિ સંપાદન કરવું આદિ કર્મ કરવાનું તેમને સામર્થ્ય નથી, તેથી તે અન્ય સર્વ પ્રાણીઓથી નિકૃષ્ટ મનાય છે. કીડા આદિ પ્રાણધારીને ખાનપાનાદિ સંપાદન કરવાનું તથા શત્રુથી બચવાનું કાંઇક સામર્થ્ય છે, તેથી તેમનામાં વૃક્ષાદિ સ્થાવર (**भूत**) કરતાં જ્ઞાનની કલા અધિક હોવાથી તે શ્રેષ્ઠ છે, અને કીડા આદિથી લઇને મનુષ્ય પર્યન્તના પ્રાણીઓમાં બુદ્ધિ અથવા જ્ઞાનની કલાની અધિકતા હોવાથી ઉત્તરોત્તર શ્રેષ્ઠતા છે. મનુષ્યોમાં પણ અધ્યયન તથા તપાદિ નિમિત્ત કુલ પરંપરાથી પ્રાપ્ત બલવિશેષ બ્રાહ્મણોમાં હોવાથી અન્ય મનુષ્યો કરતાં તેમની શ્રેષ્ઠતા છે. બ્રાહ્મણજન્મને પ્રાપ્ત થઇને પણ ફરી અધ્યયનાદિ વડે જ્ઞાનબલને વધારવાથી વિદ્વાનની શ્રેષ્ઠતા કહી છે. પોતાની પૂજા પ્રતિષ્ઠા તથા ધનાદિકની પ્રાપ્તિને માટે પણ કેટલાક વિદ્યા ભણે છે. તથાપિ શાસ્ત્રોક્ત ધર્મનું અનુષ્ઠાન કરવામાં તે લોક કોઇ મુખ્ય કર્તવ્યતા સમઝતા નથી. તેથી તે સાધારણ વિદ્વાન્ કરતાં પણ ધર્મના અનુષ્ઠાનમાં કર્તવ્ય બુદ્ધિવાળા વિદ્વાનની શ્રેષ્ઠતા છે. અને આચરણ કરવાથી કર્તવ્ય બુદ્ધિવાળા કરતાં અનુષ્ઠાન કરનારની અધિક શ્રેષ્ઠતા કહી છે, કેમકે કર્તવ્ય બુદ્ધિવાળા પણ સર્વ કોઇ કર્મ કરતા નથી. આલસ્યાદિક દોષથી કર્તવ્યને છોડી દે છે.

અને તત્ત્વવેત્તા લોક સંપૂર્ણ કર્તવ્ય કરી ચૂક્યા છે. પરમ પુરૂષાર્થનો લાભ તે લોકને અવશ્ય છે જ. તેથી તે લોકોની બરાબર કોઇ પણ નથી. તેથી કીટથી લઇ તત્ત્વવેત્તા પર્યન્ત સર્વની પોતપોતાના ગુણોની અધિકતાથી શ્રેષ્ઠતા કહેવામાં આવી છે.

વળી ગુણોને સંપાદન કરવામાં અધ્યયન જ મુખ્ય સાધન છે. અધ્યયન વિના કોઇ પણ ગુણ પ્રાપ્ત થવો કઠિન છે. આ કહેવાનું તાત્પર્ય એવું નથી કે બ્રાહ્મણ માત્રે જ અધ્યયન અવશ્ય કર્તવ્ય છે. અને અસત્ શૂદ્રને ઉપનયનનો અધિકાર નહીં હોવાથી વેદનું અધ્યયન કરી શકે નહીં, તથાપિ વેદથી અતિરિક્ત પુરાણાદિકોના શિક્ષણથી જ્ઞાન સંપાદન કરવું તે તેને પણ આવશ્યક છે; કેમકે વિદ્યા વિના કોઇને પણ બુદ્ધિબલ પ્રાપ્ત થતું નથી. બુદ્ધિબલ પ્રાપ્ત કરવાને માટે યોગ્યતા અનુસાર સર્વેએ અધ્યયન કરવું ઉચિત છે. માટે—

**बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।**
**नित्यं शास्त्राण्यवेक्षेत निगमाँश्चैव वैदिकान् ॥** म. स्मृ. अ. ४ श्लो. १९ ॥

**અર્થ:**—બુદ્ધિની શીઘ્ર વૃદ્ધિ કરનાર વ્યાકરણ, મીમાંસા તથા પુરાણાદિ શાસ્ત્રો, તથા ધન્ય અર્થાત્ ધર્માનુસાર ધન ઉપાર્જન કરવામાં ઉપયોગી અર્થ( નીતિ )શાસ્ત્ર આદિક, તથા હિતકારી વૈદ્યક, જ્યોતિષ્, આદિ શાસ્ત્ર, તથા વેદાર્થનું બોધન કરાવનાર નિગમ નામના ગ્રન્થોનો પણ વિચાર કરવો જોઇએ. તેમ કરવાથી અર્થાત્—

**यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।**
**तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥** ,, ॥ २० ॥

**અર્થ:**—જેમ જેમ મનુષ્ય શાસ્ત્રનો અભ્યાસ કરે છે તેમ તેમ તે શાસ્ત્રના તાત્પર્યને પણ જાણે છે. અને તેથી બીજાં શાસ્ત્ર વિષયક જ્ઞાન પણ તેને પ્રકાશિત થાય છે.

ઇત્યાદિક પ્રમાણુથી વિદ્યાના ગુણુ અનેક સ્થાનોમાં બતાવ્યા છે. સંપત્તિ આર્પનારી વિદ્યા છે, અને વિપત્તિઓને પણુ દૂર કરનારી છે, અને શ્રેયનું સાધન છે. કીર્તિને ઉત્પન્ન કરે છે, તથા અન્તઃકરણુની મલિનતાને દૂર કરે છે. વિદ્યાધ્યયન એક સંસ્કાર રૂપ છે, તેથી વિદ્યા મનુષ્યને પવિત્ર કરનારી છે. વિશેષ શું કહેવું ? વિદ્યા કામધેનુની માફક ઇચ્છિત વસ્તુને આપે છે. માટે જેણે શાસ્ત્રાદિકાનો અભ્યાસ કર્યો નથી તેનો જન્મ વ્યર્થ જ છે.

आद्ये वयसि नाधीतं द्वितीये नार्जितं धनम् ।
तृतीये न तपस्तप्तं चतुर्थे किं करिष्यसि ( ति ) ॥

અર્થ:—જે મનુષ્યે પહેલી અવસ્થામાં વિદ્યાનું અધ્યયન ન કર્યું, યુવાવસ્થામાં ધન સંપાદન ન કર્યું, અને ત્રીજી અર્થાત્ યુવાવસ્થા પછીની વૃદ્ધાવસ્થાની પ્રથમ અવસ્થામાં તપ પણુ ન કર્યું, તો તે મનુષ્ય ચતુર્થ અર્થાત્ અન્તિમ વૃદ્ધાવસ્થામાં શું કરવાનો છે ? અર્થાત્ કાંઇ જ નહીં. દુ:ખી થઇને માત્ર મરવાનો છે એવો ભાવ છે.

વિદ્યા વિનાના મૂર્ખની સર્વ ઠેકાણે નિન્દા જ કરવામાં આવી છે:—

मूर्खपुत्रादपुत्रत्वं वरं वेदविदो विदुः ।
तथापि ब्राह्मणो मूर्खः सर्वेषां निन्द्य एव हि ॥
ब्राह्मणोत्पत्तिमार्तण्डः पू० श्लो० ३३६ ॥

અર્થ:—મૂર્ખ પુત્ર હોવાની અપેક્ષાએ પુત્ર વિનાના રહેવું તે સારૂં છે એમ વેદવેત્તા લોક કહે છે. તેમાં પણુ બ્રાહ્મણુ મૂર્ખ હોય તો સર્વનો નિન્દ્ય છે.

पशुवच्छूद्रवच्चैव न योग्यः सर्वकर्मसु ।
यथा शूद्रस्तथा मूर्खब्राह्मणो नात्र संशयः ॥ ,, ॥ ३३७ ॥

અર્થ:—તે મૂર્ખ બ્રાહ્મણુ પશુ અને શૂદ્રની માફક સર્વ કામમાં અયોગ્ય છે. જેવો શૂદ્ર તેવો મૂર્ખ બ્રાહ્મણુ જાણુવો તેમાં કોઇ શંકા નથી.

( આ બે શ્લોક બ્રાહ્મણોત્પત્તિમાર્તણ્ડના પૂર્વાર્ધમાં આપેલા છે. )

विद्याधनं श्रेष्ठधनं तन्मूलमितरद्धनम् ।
दानेन वर्धते नित्यं न भाराय न हीयते ॥ शु. नी. अ. ३ श्लो. १७४, ५ ॥

અર્થ:—સર્વ ધનોમાં વિદ્યા રૂપી ધન શ્રેષ્ઠ છે, કેમકે બાકી સર્વ ધન વિદ્યા નિમિત્ત જ પ્રાપ્ત થાય છે. સર્વ વસ્તુ બીજાને આપવાથી ઘટી જાય છે, વિદ્યા રૂપી ધન તો બીજાને આપવાથી વધે છે. અને અન્ય દેશમાં જવું હોય તો સુવર્ણ આદિની માફક તેને સાથે લઇ જવામાં કોઇ ભાર ઉઠાવવો પડતો નથી. તેમ જ તેને કોઈ ચોરી લઇ શકતું નથી.

આ પ્રમાણે અન્ય સર્વ ધનથી શ્રેષ્ઠ હોવાથી વિદ્યા કોઇ પણુ પ્રકારે ગ્રહણુ કરવી જોઇએ.

सुविद्या मन्त्रभैषज्यं स्त्रीरत्नं दुष्कुलादपि ।
गृह्णीयात्सुप्रयत्नेन मानमुत्सृज्य साधकः ॥ ,, ॥ ९३ ॥

**અર્થ:**—સાધક પુરૂષે માનનો ત્યાગ કરીને પ્રયત્ન પૂર્વક ઉત્તમ વિદ્યા, મન્ત્ર, વૈદ્યક, તથા સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં ઉત્તમ લક્ષણવાળી સ્ત્રી–એ સર્વ નિકૃષ્ટ કુલમાંથી પણ ગ્રહણ કરવા યોગ્ય છે.

ધર્મશાસ્ત્રમાં બ્રાહ્મણે આપત્તિ કાલને છોડી અન્ય વર્ણની પાસેથી પઢવાની મનાઈ લખી છે. આ પ્રકારના નિયમથી કેટલી વિદ્યાનો અભાવ થયો છે. કોઇ વિશેષ લાભ થયો નથી. વેદની અનેક શાખા નષ્ટ થઈ છે. બ્રાહ્મણે પોતાની શાખાનો અભ્યાસ ન કરવો તે જ તેનુ કારણ છે. બુદ્ધિમાન્ પક્ષપાત રહિત મનુષ્યે ગુણ સર્વની પાસેથી લેવો અને સર્વને આપવો એ બન્ને લોકમાં સુખનું સાધન છે.

## વિદ્યા અને કલાના ભેદ.

વિદ્યા અને કલા અનન્ત છે. તેમાં ૩૨ વિદ્યા અને ૬૪ કલા મુખ્ય છે એવું શુક્રાચાર્યે લખ્યું છે. ૧, ઋક્, ૨. યજુ:, ૩. સામ, ૪. અથર્વ–એ ચાર વેદ છે. ૫. આયુર્વેદ, ૬. ધનુર્વેદ, ૭, ગાન્ધર્વ વેદ, ૮. તંત્ર–એ ચારનું નામ ઉપવેદ છે.

**ऋग्यजुः साम चाथर्वा वेदा आयुर्धनुः क्रमात् ।**
**गान्धर्वश्चैव तन्त्राणि उपवेदाः प्रकीर्तिताः ॥ शु. नी. अ. ४–२६७ ॥**

**અર્થ:**—ઋક્, યજુ:, સામ અને અથર્વ એ ચાર વેદ છે; અને આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને તંત્રશાસ્ત્ર એ ક્રમે ઋગ્વેદાદિના ઉપવેદ કહેવાય છે.

૯. શિક્ષા, ૧૦. વ્યાકરણ, ૧૧. કલ્પ, ૧૨. નિરૂક્ત, ૧૩. જ્યોતિષ્, ૧૪. છન્દ–એ છને વેદોનાં અંગ કહ્યાં છે.

૧૫. મીમાંસા, ૧૬. તર્ક, ૧૭. સાંખ્ય, ૧૮. વેદાન્ત, ૧૯. યોગ, ૨૦. ઇતિહાસ, ૨૧. પુરાણ, ૨૨, સ્મૃતિ, ૨૩. નાસ્તિક મત, ૨૪. અર્થશાસ્ત્ર, ૨૫. કામશાસ્ત્ર, ૨૬. શિલ્પશાસ્ત્ર, ૨૭. અલંકાર, ૨૮. કાવ્ય, ૨૯, દેશભાષા, ૩૦. અવસરોક્તિ, ૩૧. યવન મત, ૩૨. દેશાદિના ધર્મ–એ ૩૨ પ્રકારની વિદ્યા છે.

કેટલાક લોક ૪ વેદ, વેદનાં ૬ અંગ, અને પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર એ ૪ મળી ૧૪ વિદ્યા કહે છે. તેમના સિદ્ધાન્તમાં ઉપપુરાણ મહાપુરાણમાં; વૈશેષિક શાસ્ત્ર ન્યાયશાસ્ત્રમાં વેદાન્તશાસ્ત્ર મીમાંસામાં, મહાભારત, રામાયણ, સાંખ્ય, યોગ, પાશુપત, વૈષ્ણવ, આદિને ધર્મશાસ્ત્રમાં ગણવામાં આવ્યાં છે, અને કોઇના મતમાં પૂર્વોક્ત ૧૪ વિદ્યા તથા ૪ ઉપવેદ મળી ૧૮ વિદ્યા છે.

વૈદિક શાસ્ત્રોના નિયમોને અનુસાર નાસ્તિક મત મુમુક્ષુને ઉપયોગી નથી, તેથી તેઓ ( વૈદિક લોક ) નાસ્તિક મત તથા યવન ભાષા આદિને વિદ્યા રૂપે સ્વીકાર કરતા નથી. તથાપિ મનુષ્યને આ સર્વ મત તથા તેમની વિદ્યા પણ જાણવાની આવશ્યકતા છે. સર્વને જાણનાર યોગ્ય રીતે કાર્ય કરી શકે છે, સાચા અને પવિત્ર ધર્મને પણ તે જ જાણી શકશે. શૂન્યવાદી ( માધ્યમિક ), ક્ષણિક વિજ્ઞાનવાદી ( યોગાચાર ), સાત્રાન્તિક, વૈભાષિક, તથા સૌગત, ચાર્વાક, દિગંબર, આદિના ગ્રન્થોમાં કોઈ યુક્તિ નથી, તેમાં સર્વ અયોગ્ય વાત લખી છે એમ નથી. તેમના ગ્રન્થોમાં પણ યોગ્ય યુક્તિ તથા પવિત્ર ઇતિહાસ છે. પક્ષપાત

રહિત મનુષ્યને તે પણ લાભદાયક છે. જો કોઇ કહે કે અમારો કક્કો જ ખરો છે બીજું સર્વ ખોટું છે, તો તેની આગળ એટલું જ કહેવાનું છે કે હાલ આપના કક્કાને પણ ખોટા કહેનાર બહુ છે. માટે કોઇ કોઇને ખોટા કહેવાથી તે ખોટો થતો નથી. પરન્તુ યુક્તિથી પ્રતિપાદન કરીને બતાવવું પડશે. પક્ષપાતને છોડી સારગ્રાહી થવામાં તત્પર રહેવું તે સત્પુરૂષોનો ધર્મ છે.

વિશેષ વેદ ૪ હોવા છતાં વેદત્રયી કહે છે. તે કારણથી કેટલાક લોક પહેલાં ત્રણ જ વેદ હતા, અથર્વ વેદ પછી બનાવ્યો છે, માટે વેદત્રયી કહે છે, એમ બતાવે છે. આ વાત બરાબર નથી. યજ્ઞમાં જે હોતાનુ કર્મ છે તે ઋગ્વેદ વડે થાય છે. અધ્વર્યુનો પ્રયોગ યજુર્વેદથી થાય છે. અને ઉદ્ગાતાનો પ્રયોગ સામવેદથી થાય છે. બ્રહ્મા નામના ઋત્વિક્ને કરવાનું જે કર્મ છે તે પણ આ ત્રણ વેદની જ અન્તર્ભૂત છે. યજ્ઞમાં દેવતાની સ્તુતિ કરવી અને તેમનું આવાહન કરવું આદિ કાર્ય હોતાનું છે. યજ્ઞમાં આહુતિ આદિ અર્પણ કરવું તે અધ્વર્યુનું કર્મ છે. યજ્ઞમાં આવાહિત દેવતાઓને ગાયનથી સંતુષ્ટ કરવા તે ઉદ્ગાતાનું કર્મ છે. અથર્વવેદનો યજ્ઞમાં ઉપયોગ નહીં હોવાથી વેદત્રયી કહ્યું છે. તેથી યજ્ઞોપયોગી વેદ ત્રણ છે એ જ વેદત્રયીનો અર્થ થઈ શકે છે. અથર્વવેદ પહેલો નહોતો, પછીથી બનાવ્યો, માટે વેદત્રયી કહે છે, એમ કહેવું ઉચિત નથી. પરન્તુ યજ્ઞમાં અનુપયોગી હોવા છતાં પણ શાન્તિક, પૌષ્ટિક, આભિચારિક, આદિ કર્મનો પ્રતિપાદક હોવાથી અત્યન્ત વિલક્ષણ જ અથર્વવેદ છે.

જે પાદબદ્ધ અર્થાત્ પદ્ય રૂપ છે તેને ઋગ્વેદ કહે છે. યજુર્વેદ વિશેષે કરીને અનિયતાક્ષર પાદવાળો છે. જે મંત્રોને ઉંચે સ્વરે ગાવામાં આવે છે તેમને સામવેદ કહે છે. અને જેમાં ઉપાસ્ય તથા ઉપાસનાનું વર્ણન છે, અને શાન્તિ, પુષ્ટિ, આદિ સંબંધી કર્મમાં જેનો વિશેષ ઉપયોગ છે, તેને અથર્વ વેદ કહે છે.

## વેદની અપૌરૂષેયતા.

વેદ અપૌરૂષેય ( ઇશ્વરપ્રણીત ) હોવાથી તેની શ્રેષ્ઠતા તથા વિશેષ પ્રામાણિકતા છે. ઋષિ લોકોએ જે ધર્મશાસ્ત્ર તથા પુરાણાદિકો બનાવ્યાં છે તે સર્વ પૌરૂષેય ગ્રન્થ કહેવાય છે. ઇશ્વરે લખીને કોઇ પુસ્તક જીવોને આપ્યું નથી જેથી વેદને ઇશ્વરપ્રણીત કહેવાય. સંપૂર્ણ વસ્તુનું યથાર્થ જ્ઞાન ઇશ્વરથી ભિન્ન કોઇમાં પણ હોવાનો સંભવ નથી. ઇશ્વરેચ્છાથી પ્રભાવશાલી સર્વશક્તિમાન્ બ્રહ્માજીના હૃદયમાં વેદનું જ્ઞાન પ્રથમ પ્રકટ થયું. અને તેમણે તે જ્ઞાનનો ઋષિ લોકોને ઉપદેશ કર્યો. ઋષિ લોકોએ તેમની પછી થનાર પ્રજા બુદ્ધિમાં ન્યૂન હોવાથી વેદને કણ્ઠ નહીં કરી શકે એમ જાણી લખીને ગ્રન્થ બનાવ્યા. સાધારણ મનુષ્યોની બુદ્ધિનો વિષય થઈ શકે નહીં એવું ગંભીર જ્ઞાન વેદમાં છે. તે જ્ઞાન ઇશ્વર તરફથી જ મનુષ્યોને પ્રાપ્ત થયું છે, તેથી વેદને ઇશ્વરપ્રણીત કહે છે.

## વેદવિભાગ.

ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટપરિહારને માટે અલૌકિક ઉપાય જે ગ્રન્થે બતાવ્યા છે તેનું નામ વેદ છે. તે વેદ **મન્ત્ર** તથા **બ્રાહ્મણ** રૂપ છે.

જેનો જપ કરવાથી અથવા જેને ભણી હોમ, પૂજા, આદિક કરવાથી દેવતા પ્રસન્ન થાય તેને **મન્ત્ર** કહે છે. અને અનુષ્ઠાનના ક્રમને બતાવનાર જે ભાગ છે તેને **બ્રાહ્મણ** કહે છે.

**વેદની શાખાઃ**—તેમાં ઋગ્વેદની ૨૧ શાખા છે. ૧. શાકલ, ૨. બાષ્કલ, ૩. આશ્વલાયન, ૪. શાંખ્યાયન, ૫. માણ્ડૂક, ૬. ઐતરેય, ૭. કૌષીતકી, ૮ શૈશરી, ઈત્યાદિક તેમનાં નામ છે. તેમાંની આજકાલ વિશેષ કરીને **શાકલ શાખા** જ મળે છે. શાંખ્યાયન, કૌષીતકી અને ઐતરેય એ ઋગ્વેદનાં બ્રાહ્મણ છે.

યજુર્વેદના શુકલ અને કૃષ્ણ ભેદથી બે પ્રકારના ભેદ કહ્યા છે. કૃષ્ણ યજુર્વેદની સંહિતાને **તૈત્તિરીય સંહિતા** કહે છે. અને શુકલ યજુર્વેદની સંહિતાને **વાજસનેયિ સંહિતા** કહે છે. યજુર્વેદની ૧૦૦ શાખા છે. કોઈ સ્થાનમાં યજુર્વેદની ૮૬ શાખા કહેવામાં આવી છે, તે કૃષ્ણ યજુર્વેદ માત્રની છે. તે શાખાનાં નામ પણ માલમ પડતાં નથી. ચરક, આહ્વરક, કઠ, પ્રાચ્યકઠ, કાપિષ્ઠલ કઠ, ચારાયણીય, વારતન્તવીય, શ્વેતાશ્વતર, ઔપમન્યવ, પાતા, ઐડિનેય, માનવ, વારાહ, દુંદુભ, છાગલેય, હારિદ્રવીય, શ્યામ, શ્યામાયણીય, તૈત્તિરીય, ઔખીય, ખાંડિક્ય, કાલેય, શાટ્યાયનીય, હિરણ્યકેશીય, ભારદ્વાજ્ય, આપસ્તંબીય, ઔઢેય, મૈનેય, મૈત્રાયણીય, ઇત્યાદિક કૃષ્ણ યજુર્વેદની શાખા છે. અને કાણ્વ, માધ્યન્દિન, જાબાલ, શાપેય, સ્થાપાયનીય, કપોલ, આવટિક, પરમાવટિક, પારાશરીય, વૈણેય, વૈધેય, વૈનતેય, વૈજવ, બુધેય, પૌણ્ડ્રવત્સ—એ ૧૫ શાખા શુક્લ યજુર્વેદની છે. કૃષ્ણ યજુર્વેદની ૮૬ શાખા ગણીએ તો યજુર્વેદની ૧૦૧ શાખા મળે છે. કોઈ જગાએ યજુર્વેદની ૧૦૯ શાખા પણ કહી છે. શાખાની સંખ્યાનો નિર્ણય કરવાને અનેક પ્રકારના લેખ જોતાં તેનો નિર્ણય બરાબર થઈ શકતો નથી. કૃષ્ણ યજુર્વેદનું **તૈત્તિરીય બ્રાહ્મણ** છે, અને શુકલ યજુર્વેદનું **શતપથ બ્રાહ્મણ** છે. સામવેદના **પૂર્વાર્ચિક** અને **ઉત્તરાર્ચિક** એવા બે ભેદ છે. તેની ૧૦૦૦ શાખા હતી. તે રાણાયનીય, સાત્વભુગ્ય, કાલાપ, મહાકાલાપ, લાંગલિક, શાર્દૂલીય, કૌથુમ, ઇત્યાદિક છે. કૌથુમ શાખાના આસુરાયણ, વાતાયન, પ્રાંજલીય, વૈનધૃત, પ્રાચીનયોગ્ય, નૈગેય—એ ૭ ભેદ છે. તાણ્ડ્ય મહાબ્રાહ્મણ, ષડ્વિંશ, સામવિધાન, મન્ત્રબ્રાહ્મણ, આર્ષેય, દેવતાધ્યાય, વંશ અને સંહિતોપનિષદ્બ્રાહ્મણ—એ આઠ બ્રાહ્મણ સામવેદનાં છે. એ સર્વનું સાધારણ નામ **છાન્દોગ્ય બ્રાહ્મણ** છે. એ આજકાલ મળી શકે છે. અને અથર્વ વેદની નવ શાખા છે. કોઈ સ્થાનમાં ૫૦ પણ કહી છે. તે પિપ્પલાદ, શૌનકીય, દામોદ, તોત્તાયન, બ્રહ્મપાલાશ, કુનખ, દેવદર્શી, ચરણ, જાયલ—એ નામથી પ્રસિદ્ધ છે. અને અથર્વ વેદના બ્રાહ્મણનું નામ **ગોપથ બ્રાહ્મણ** છે.

## ઉપવેદ.

ચાર વેદના ચાર ઉપવેદ પણ છે. ઋગ્વેદના ઉપવેદને **આયુર્વેદ** કહે છે. આયુર્વેદનાં સૂત્ર, શારીર, ઐન્દ્રિય, ચિકિત્સા, નિદાન, વિમાન, કલ્પ, તથા સિદ્ધિ—એ આઠ સ્થાન છે. બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનીકુમાર, ધન્વન્તરી, ઇન્દ્ર, ભરદ્વાજ, આત્રેય, તથા અગ્નિવેશ, આદિએ આયુર્વેદ બનાવ્યો છે. ચરક ઋષિએ તેનો સંક્ષેપ કર્યો છે. સુશ્રુત, વાગ્ભટ, આદિએ પણ આયુર્વેદના ગ્રન્થ રચ્યા છે. કામશાસ્ત્ર પણ આયુર્વેદની અન્તર્ગત છે એવો

મત છે, કારણ સુશ્રુતે વાજીકરણ નામના કામશાસ્ત્રના ભેદનું વિધાન કર્યું છે. તથાપિ કામશાસ્ત્રનો સંપૂર્ણ ભાગ આયુર્વેદની અન્તર્ગત નથી. કામશાસ્ત્રમાં કહેલી રીતિથી વિષયનો ભોગ કરવાથી પણ દુઃખ જ પરિણામ આવવાથી વિષયોમાંથી વિરક્ત થવું તે કામશાસ્ત્રનું પ્રયોજન છે. રોગનું કારણ તથા રોગની નિવૃત્તિના સાધનનું જ્ઞાન વગેરે આયુર્વેદનું પ્રયોજન છે. તેમાં પ્રતિપાદન કરેલા ક્રમે મનુષ્ય વર્તે તો તેને પૂર્ણ આયુ પ્રાપ્ત થાય છે. માટે તેનું નામ આયુર્વેદ છે. વળી રોગ આદિની સ્થિતિ તથા રોગીની આકૃતિ વગેરે જોઇને તેનું આયુ હવે કેટલું બાકી છે તેનો પત્તો લાગી જાય છે. તેથી પણ તેનું નામ આયુર્વેદ છે. રોગનું કારણ, ચિકિત્સા, આદિનું વિસ્તારથી જેમાં નિરૂપણ કર્યું હોય તેને આયુર્વેદ અથવા વૈદ્યશાસ્ત્ર કહે છે. અને વૈદ્યકના પણ ચાર ભેદ છે—૧. મનુષ્યવૈદ્યક—એ કલ્ક, તૈલ, ચૂર્ણ, લેહ, ઘૃત, રસાયન, વમન, વિરેચન, ઇત્યાદિ રૂપ છે, ૨. ગાન્ધર્વ વૈદ્યક—એ અર્ધનારીશ્વરાદિ માત્રા ભેદ રૂપ છે, ૩. દેવવૈદ્યક—એ રસ, ગન્ધક, પાષાણાદિ વડે થાય છે, અને ૪. રાક્ષસ વૈદ્યક—એ શસ્ત્રવૈદ્યક, અગ્નિકલ્પ, રક્તમોક્ષણ, ધૂમપાન, બસ્તિશોધન ( પીચકારી ) આદિ રૂપ છે.

યજુર્વેદના ઉપવેદને ધનુર્વેદ કહે છે, જેમાં યુદ્ધ કરવાની રીતિ તથા શસ્ત્ર, અસ્ત્ર, આદિની રચનાની વિધિ બતાવી છે. અને તે બ્રહ્મા, પ્રજાપતિ, આદિ ક્રમથી પ્રાપ્ત હોઇ વિશ્વામિત્ર ઋષિએ બનાવ્યો છે. તેના ચાર પાદ છેઃ—પહેલા પાદનું નામ દીક્ષાપાદ છે. તેમાં ધનુષનું લક્ષણ તથા અધિકારી તથા દીક્ષા આદિનું નિરૂપણ કર્યું છે. અહીં ધનુ. શબ્દ સાધારણ રીતે ચાપનો વાચક છે. છતાં ચાર પ્રકારનાં આયુધોનું નામ ધનુઃ કહેવામાં આવે છે. મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, અને યન્ત્રમુક્ત એ ચાર પ્રકારનાં શસ્ત્ર હોય છે. (શસ્ત્રોનો વિશેષ ભેદ રાજનીતિ પ્રકરણમાં લખવામાં આવશે. ચક્રાદિને મુક્ત કહે છે. તલવાર આદિને અમુક્ત કહે છે. મુક્તામુક્ત શલ્યનો અવાન્તર ભેદ છે. યન્ત્રમુક્ત શરાદિક છે. મુક્તને અસ્ત્ર કહે છે. અમુક્તને શસ્ત્ર કહે છે. પાશુપત, વૈષ્ણવ, બ્રાહ્મ, પ્રાજાપત્ય, આગ્નેય, આદિ ભેદથી અનેક પ્રકારનાં અસ્ત્ર હોય છે. અસ્ત્રોનો પ્રયોગ સિદ્ધ કરેલા મન્ત્રો સહિત હોવાથી તેમની વિલક્ષણ શક્તિ હોય છે. બીજા પાદમાં શસ્ત્રવિશેષ તથા આચાર્યને પણ લક્ષણ પૂર્વક ગ્રહણ કરવાની રીતિ કહેવામાં આવી છે. અને ત્રીજા પાદમાં ગુરૂસંપ્રદાયથી સિદ્ધ શસ્ત્રવિશેષનો વારવાર અભ્યાસ, તથા મન્ત્ર દ્વારા દેવતાઓની સિદ્ધિ કરવી, આદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેવી રીતે ચતુર્થ પાદમાં દેવતાનું અર્ચન તથા અભ્યાસ આદિ વડે સિદ્ધ અસ્ત્રવિશેષોના પ્રયોગોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ક્ષત્રિયોના સ્વધર્મના આચરણ રૂપ યુદ્ધ કરવું, તથા દુષ્ટ, શત્રુ, ચોર, આદિથી પ્રજાનું રક્ષણ કરવું તે ધનુર્વિદ્યાનું પ્રયોજન છે.

તેવી રીતે ગાન્ધર્વવેદ સામવેદનો ઉપવેદ છે. જેમાં ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત આદિક ધર્મ યુક્ત સ્વર જે વીણા અથવા કણ્ઠમાંથી નિકળે છે અને તાલસહિત છે અને જેમાં ગાયનનું જ્ઞાન હોય છે તેને ગાન્ધર્વવેદ કહે છે. તેનું ભરતે પ્રતિપાદન કર્યું છે. તેમાં નૃત્ય, ગીત, વાદ્ય, આદિ અનેક પદાર્થ પ્રતિપાદન કર્યા છે. દેવતાનું આરાધન તથા નિર્વિકલ્પ સમાધિ આદિની સિદ્ધિ એ ગાન્ધર્વ વેદનું પ્રયોજન છે.

નીતિશાસ્ત્ર અથર્વવેદનો ઉપવેદ છે કેટલાક તન્ત્રશાસ્ત્રને પણ અથર્વવેદનો જ ઉપવેદ કહે છે ।

**ऋग्यजु साम चाथर्वा वेदा आयुर्धनु क्रमात् ।**
**गान्धर्वश्चैव तन्त्राणि उपवेदा प्रकीर्तिताः ॥ शु. नी अ. ४–२६७ ॥**

અર્થ —ઋક્, યજુ, સામ અને અથર્વ એ ચાર વેદ છે અને આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, અને તન્ત્ર એ ચાર ક્રમે ઋગ્વેદાદિ વેદોના ઉપવેદ છે એમ કહે છે આવુ શુક્રાચાર્ય લખે છે અથર્વવેદના કેટલાક સ્થાનનો વિચાર કરતા તે તાન્ત્રિક પ્રયોગ સાથે બરાબર મળે છે તેના પ્રયોગોનો કોઈ લેખ તન્ત્રમા છે અને કોઈ વેદમા છે એટલો ભેદ છે તેથી તન્ત્ર પણ અથર્વવેદનો ઉપવેદ હોવાનો સભવ છે

તન્ત્ર ગ્રન્થો—૧ જ્ઞાનાર્ણવતન્ત્ર, ૨ કુલાર્ણવતન્ત્ર, ૩ ત્રિપુરાસાર સમુચ્ચય, ૪ કુચિમાર તન્ત્ર, ૫ કુલચૂડામણિ તન્ત્ર, ૬ અઘોરી તન્ત્ર, ૭ આસુરી કલ્પ, ૮ ગૌરીકાંચલિકા તન્ત્ર, ૯ આશ્ચર્યયોગમાલા તન્ત્ર, ૧૦ મુણ્ડમાલતન્ત્ર, ૧૧. ગૌતમીય તન્ત્ર, ૧૨ તારા તન્ત્ર, ૧૩ કાલીતન્ત્ર, ૧૪ તન્ત્રસાર, ૧૫ યોગિની તન્ત્ર, ૧૬ ભૈરવી તન્ત્ર–ઇત્યાદિ અનેક છે.

નીતિશાસ્ત્ર પણ બહુ પ્રકારનુ છે–નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપકાર શાસ્ત્ર તથા ૬૪ કલા આદિક છે

## ચોસઠ કલા

આ ચોસઠ કલા શૈવ આગમમા બતાવવામા આવેલી છે તે નીચે પ્રમાણે છે —

૧ **गीतम्**—તાન, રાગ, સ્વરના જ્ઞાન સહિત ગાયન

૨ **वाद्यम्**—વીણા, આનન્દ ( band ), ઢોલ, વાસળી, ઝાઝર, આદિ નાના પ્રકારના વાજા વગાડવાની કલા

૩ **नृत्यम्**—અગવિક્ષેપ અર્થાત્ નૃત્યકારી ( નાચવુ તે )

૪ **नाट्यम्**—તાણ્ડવ આદિની અભિનય કલા–હાવભાવ આદિ યુક્ત નાચવિશેષ.

૫ **आलेख्यम्**—ચિત્ર કાઢવાની તથા પુસ્તક લખવાની કલા

૬ **विशेषकच्छेद्यम्**—કેસરાદિ વડે શરીર તથા સ્તન આદિમા મત્સ્ય વગેરે આકારની રચના કરવી તથા તિલક આદિની રચના કરવી તે

૭ **तण्डुलकुसुमबलिविकारा**—પુષ્પ તથા તણ્ડુલ આદિ વડે પૂજાના પ્રકાર તથા નૈવેદ્યાદિની રચના

૮ **पुष्पास्तरणम्**—પુષ્પાદિ વડે શય્યા આદિની રચના કરવી તે

૯ **दशनवसनाङ्गरागा**—દાત, વસ્ત્ર, શરીર, ઇત્યાદિને રગવા તે

૧૦ **मणिभूमिकाकर्म**—પાણ્ડવાદિની સભા તુલ્ય મણિ વડે પૃથિવીની રચના કરવી તે આ પ્રમાણે કરવાથી સ્થલ જલ રૂપે અને જલ સ્થલ રૂપે પ્રતીત થાય છે ' પાણ્ડવાદિસભા તુલ્ય મણિભૂરચનાકલા " એમ આગમમા કહ્યુ છે

૧૧. **शयनरचना**—મંચક ( ખાટલો ) આદિ નિર્માણ કરવાનું જ્ઞાન.

૧૨. **उदकवाद्यम्**—જલતરંગનું વાજું વગાડવું તે, તથા જલમાં યાત્રા કરવી, તરવું આદિ, તથા જલને સ્તંભન કરવું અને પછી તેની અંદર રહેવું તે. ( દક્ષિણમાં કોઇ દેશમાં પૌષ મહિનામાં કોઈ વિશેષ વ્રતના કાલમાં સ્ત્રીઓ પાછલી રાત્રિમાં તલાવ અથવા નદીમાં જઇ મળીને હાથ વડે જલમાં બજાવે છે તથા ગાય છે તે જલતરંગથી ભિન્ન રીતિ છે. ) અને જલનું સ્તંભન કરીને તેમાં રહેવાથી જલ તેને બાધા કરી શકતું નથી. " **जलस्तंभो जले यानं जलवाद्यं च तत्कला** "–જલને સ્તંભન કરવું, જલમાં યાત્રા કરવી, તથા જલમાં વાજું વગાડવું તે કલા છે–એમ આગમમાં કહ્યું છે. આ વાજાને અનુસાર હાલનું જલતરંગનું વાજું છે. અને જલમાં યાત્રા કરવાનું યાન નૌકા તથા જહાજ ( વહાણ ) આદિ બનાવવું તે પણ જલયાન શબ્દથી સમજવું.

૧૩. **अद्भुतदर्शनवेदिता**—જાદુગરની વિદ્યા.

૧૪. **मालाग्रंथनकल्पः**—પુષ્પોના હાર વગેરે બનાવવા.

૧૫. **शेखरापीडयोजना**—પુષ્પ તથા જરી આદિ યુક્ત શોભાયમાન કરીને વિચિત્ર રીતની ટોપી અથવા પાઘડી બનાવવી તે.

૧૬. **नेपथ्ययोगः**—વસ્ત્રાદિ પહેરીને તથા નાના પ્રકારની મણ્ડનક્રિયા વડે શરીરને અલંકૃત કરવું તે.

૧૭. **कर्णपत्रभंगाः**—ચન્દનાદિ વડે કર્ણ તથા સ્તનાદિમાં પત્રના ખંડની માફક વિચિત્ર લેખ કરવો તે. ( આને પૂર્વ કાલમાં સ્ત્રીઓ શોભા માનતી હતી. )

૧૮, **गंधयुक्तिः**—અત્તર, પટવાસ ( વસ્ત્રને સુગન્ધીવાળું કરવું તે ), ચૂર્ણ, આદિ બનાવવાની યુક્તિ.

૧૯. **भूषणयोजनम्**—નાના પ્રકારનાં ભૂષણ બનાવવાની યુક્તિ, ગર્ભક, લલામક, બાલપાશ, પારિપથ્ય, હંસતિલક, દણ્ડક, ચૂડામણ્ડન, ચૂડિકા અને લંબન એ આભૂષણ શિરનાં છે. ૧. કર્ણાભરણ, ૨ મુક્તાકંટક, ૩ દ્વિરાજિક, ૪. ત્રિરાજિક, ૫, સ્વર્ણમધ્ય, ૬. વજ્રગર્ભ, ૭. ભૂરિમણ્ડલ, ૮. કુન્તલ, ૯. કર્ણપૂર( કર્ણિકા ), ૧૦. શૃંખલ, ૧૧. કર્ણેન્દુ–એ અગિયાર ભૂષણ કર્ણનાં છે. લલાટિકા, પત્રશ્યામા, એ લલાટનાં ભૂષણ છે. ૧. લલન્તિકા, ૨. પ્રાલંબિકા, ૩ ઉરઃસૂત્રિકા, ૪. મુક્તાવલી, ૫. દેવચ્છન્દ, ૬. ગુચ્છ, ૭. ગુચ્છાર્ધ, ૮. ગોસ્તન, ૯. અર્ધહાર, ૧૦. માનવક, ૧૧. એકાવલી, ૧૨. નક્ષત્ર માલા, ૧૩. સરિકા, ૧૪. વજ્રકંકલિકા–એ ૧૪ ગળામાં પહેરવાનાં ભૂષણ છે. પદક અને બન્ધુક એ બે ઉર( છાતી )નાં ભૂષણ છે. ૧. કેયૂર, ૨. અંગદ, ૩. પંચકા, ૪. કટક, ૫. વલય, અને ૬. કંકણ–એ ૭ હાથનાં ભૂષણ છે. ૧. દ્વિહીરક, ૨. વજ્ર, ૩. રવિ, ૪. મણ્ડલ, ૫. નન્દ્યાવર્ત, ૬. નવરત્ન, ૭. વજ્રવેષ્ટિત, ૮. ત્રિહીરક, ૯. શુક્તિમુદ્રિકા, ૧૦. અંગુલિમુદ્રિકા, ૧૧. મુદ્રામુદ્રિકા–એ સર્વ આંગળીઓનાં ભૂષણ છે. કાઞ્ચી, મેખલા, રસના, કલાપ, જલ, અને શૃંખલ એ કટિનાં ભૂષણ છે. પાદચૂડ, પાદકટક, પાદપદ્મકિંકિણી, પાદકણ્ડક, મુદ્રિકા એ પગનાં ભૂષણ છે. બીજાં પણ અનેક ભૂષણ છે. અને તેને બનાવવાની કલાને ભૂષણયોજન કહે છે.

૨૦ इन्द्रजालम्—માટી આદિને સુવર્ણ રૂપે બતાવવું વગેરે ખેલ-જાદુના ખેલ. તેના ઇન્દ્રજાલ, માયાજાલ, મન્ત્રજાલ, આદિ ભેદ છે.

૨૧. कौचुमारयोगाः—कुचुमारर्पिकथिताः कौचुमारकलात्र तु । धारणं भूरिवेषाणां पटूनामपि मोहनम् ॥ સમર્થ મનુષ્યને પણ મોહિત કરનાર નાના પ્રકારના વેષો ધારણ કરવા તેને કુચુમારકલા કહે છે. કુચુમાર ઋષિએ તેને બનાવી છે. તે બહુરૂપી થવાની કલા છે.

૨૨ हस्तलाघवम्—બાણાદિને શીઘ્ર ચલાવવાં તથા પોતાના હાથમાં રાખેલી વસ્તુને તરત છુપાવવી આદિનું જ્ઞાન.

૨૩. चित्रशाकापूपभक्ष्यविकारक्रिया—નાના પ્રકારનાં શાક, પૂડા, આદિ ખાવાના પદાર્થો બનાવવાની ક્રિયા ( પાકશાસ્ત્રનું જ્ઞાન ).

૨૪. पानकरसादियोजनम्—પીવા યોગ્ય આસવ, સરબત, આદિ, તથા નાના પ્રકારનું અથાણું, મુરબ્બો, આદિ બનાવવાનું જ્ઞાન.

૨૫. सूचीवापकर्म—નાના પ્રકારનાં વસ્ત્ર શીવવાની કલા.

૨૬. सूत्रक्रीडा—કારિગરીથી દોરી વડે પુતળી આદિને ચલાવવાની કલા.

૨૭. वीणाडमरुवाद्यानि—વીણા આદિ વાજાં બનાવવાનું જ્ઞાન.

प्रहेलिकाप्रतिमाला—ગૂઢ વાક્યના અર્થનું જ્ઞાન. જેમકે—

वृक्षाग्रवासी न च पक्षिराजस्त्रिनेत्रधारी न च शूलपाणिः ।
त्वग्वस्त्रधारी न च सिद्धयोगी जलं च बिभ्रन्न घटो न मेघः ॥
सुभा० र० भा० प्र० प्रहेलि. ३२ ॥

અર્થ:—જે વૃક્ષના અગ્ર ભાગમાં રહે છે છતાં જે પક્ષિરાજ નથી, અને ત્રણ નેત્રવાળું હોવા છતાં મહાદેવ પણ નથી, વળી ત્વચા રૂપી વસ્ત્ર ધારણ કરેલું હોવા છતાં કોઇ સિદ્ધ યોગી પણ નથી, અને ભીતરમાં જળને ધારણ કરે છે છતાં જે ઘટ કે મેઘ પણ નથી તેવું કોણ છે? અર્થાત્ નારિયેલ છે. આ પ્રહેલિકાનું દૃષ્ટાન્ત છે.

૨૯. प्रतिमाला—નાના પ્રકારની પ્રતિમા બનાવવાની કલા-છાયાને જોઇને તેનું ચિત્ર કાઢવું તે પણ તેની અંદર છે.

दुर्वचनयोगाः—જે વાક્યોનો અર્થ સર્વ સાધારણ લોક ન જાણી શકે એવી વાણીનો અર્થ સમઝવાનું જ્ઞાન.

पुस्तकवाचनम्—પુસ્તકો શીઘ્ર વાંચવાં, તથા દૂર બેસીને લખનારના હાથને હાલતો જોઇ લખેલા અક્ષરો વાંચવા, તથા લુપ્ત થયેલા અક્ષરોને જોડી વાંચવું વગેરે.

नाटकाख्यायिकादर्शनम्—શકુન્તલા આદિનાં નાટક જેવાં નાટકની રચના કરવી તથા આખ્યાયિકાની રચના કરવી તે.

૩૩. काव्यसमस्यापूरणम्—શ્લોકોના પાદને પૂર્ણ કરવા તેનું નામ સમસ્યાપૂરણ છે. જેમ "शतचन्द्रं नभस्थल" म् આ શ્લોકનો એક પાદ કોઇ બોલ્યો, તો બીજા

વિદ્વાને એ શ્લોકના બાકીના ત્રણ પાદ બનાવી શ્લોક પૂર્ણ કરવો જોઇએ. નહિંતો તેનો પરાજય થયો કહેવાય. એ પાદપૂર્તિ નીચે પ્રમાણે છેઃ—

दामोदरकराघातविह्वलीकृतचेतसा ।
दृष्टं चाणूरमल्लेन शतचन्द्रं नभस्थलम् ॥ सु०र० भा० चि० प्र० श्लो० १० ॥

અર્થઃ—ભગવાન્‌ના હાથનો માર ખાવાથી જેનું મન વ્યાકૂલ થયેલુ છે એવા ચાણુર નામના મલ્લે આકાશને સો ચન્દ્રમા યુક્ત દીઠું. હવે એ શ્લોકની પૂર્તિ થઈ. આ કવિ લોકોની વિદ્વત્તાની પરીક્ષાને માટે સભામાં વિનોદ રૂપે થયા કરે છે.

૩૪. **पट्टिकावेत्रवाणविकल्पाः**—પશુઓનુ સાજ બનાવવુ, વેત્ર આદિ વડે યુદ્ધમાં ઉપયોગી બાણ બનાવવાં, આદિ જ્ઞાન.

૩૫. **तर्कुकर्म**—ચરખા વડે સૂતર કાંતવું તથા નાના પ્રકારનાં વસ્ત્ર બનાવવાં તે.

૩૬. **तक्षणम्**—લાકડાની નાના પ્રકારની સામગ્રી તથા સ્તંભ આદિ બનાવવું, તેનું જ્ઞાન.

૩૭. **वास्तुविद्या**—ગૃહ, મંદિર, આદિ બનાવવું તેની વિદ્યા.

૩૮. **रूप्यरत्नपरीक्षा**—સુવર્ણ, ચાંદી, રત્ન, આદિની પરીક્ષા.

૩૯. **धातुवादः**—ત્રાંબુ આદિમાંથી સુવર્ણ બનાવવું તે.

૪૦. **मणिरागज्ञानम्**—મણિના રંગને ઉજ્જવલ કરવો અર્થાત્ તેને શાણમાં ચઢાવી ઉજ્જો બનાવવો, તથા મોતી આદિને ધોઇને ઉજળું બનાવવુ ઇત્યાદિ.

૪૧. **आकरज्ञानम्**—સુવર્ણ તથા રત્નાદિની ખાણ જે દેશમાં હોય, તેની ભૂમિની પરીક્ષા.

૪૨. **वृक्षायुर्वेदयोगाः**—વૃક્ષોની રક્ષા તથા વૃક્ષોમાં કલમ લગાવવી, ચિકિત્સા, ખાતર, આદિનુ જ્ઞાન, તથા ઉધઈ વગેરેથી બચાવવું, તથા નાના ફળવાળાને મોટા ફળવાળાં કરવાં ઇત્યાદિક જ્ઞાન.

૪૩. **मेषकुक्कुटलावकयुद्धविधि**—ઘેટા, કુકડા, અને લાવક (તેતર) આદિ પ્રાણીને પરસ્પર લઢાવવા તે.

૪૪. **शुकसारिकाप्रलापनम्**—પોપટ, સારિકા (મેના), આદિ પક્ષીને ઉત્તમ બોલી શિખવવી તે.

૪૫. **उत्सादनम्**—મન્ત્રો વડે શત્રુને દેશમાંથી ઉચ્ચાટન કરાવવાના વિધિ (નસાડવાની વિધિ). કોઈ લોક દેહમા મર્દન કરવું તેને ઉત્સાદનકલા કહે છે. " **उत्सादनकला शत्रोर्मन्त्रैरुच्चाटनाविधिः । उद्वर्तनं शरीरस्य संस्कारमपरे जगुः ॥**

૪૬. **केशमार्जनकौशलम्**—કેશને સાફ કરવા તથા ગુંથવા આદિ જ્ઞાન.

૪૭. **अक्षरमुष्टिकाकथनम्**—કોઈ લીટીમાંથી લુપ્ત થયેલા અક્ષરને કહેવો, તથા બીજાની મૂઠીમાં ગબેલી વસ્તુને કહેવી ઇત્યાદિ જ્ઞાન.

૪૮. **म्लेच्छतर्कविकल्प**—મ્લેચ્છ ભાષામાં બોલવાનુ જ્ઞાન તથા તેના શાસ્ત્રનું જ્ઞાન.

૪૯. **देशभाषाज्ञानम्**—તત્તદ્ દેશની ભાષા બોલવાનું જ્ઞાન.

૫૦ **पुष्पशकटिकानिमित्तज्ञानम्**—નાના પ્રકારના નિમિત્તો દેખીને સત્ તથા અસત્ ફલ જાણવુ તે

૫૧ **यन्त्रमातृका**—પૂજાની સામગ્રી તૈયાર કરવાનુ જ્ઞાન દેવી દેવતાના નાના પ્રકારના યન્ત્રાદિક બનાવવાનુ જ્ઞાન તથા આસન મુદ્રા આદિ વડે દેવતાને પ્રસન્ન કરવાનુ જ્ઞાન

૫૨ **धरणमातृका**—નાના પ્રકારની ભાષા નિર્માણ કરવા, તથા વેધન કરવાને કઠણ હીરા આદિનુ પણ વેધન કરવાની યુક્તિ આ કળાને "**अक्षरवाच्यमातृका**" પણ કહે છે

૫૩ **मानसीकाव्यक्रिया**—આકાર તથા મુખમુદ્રા આદિ વડે બીજાના ચિત્તને જાણવુ તે

૫૪ **अभिधानकोशकला**—બહુ પ્રકારના કોશનુ તથા શબ્દોના અર્થનું જ્ઞાન

૫૫ **छन्दोज्ञानकला**—નાના પ્રકારના છંદનું જ્ઞાન

૫૬ **क्रियाविकल्पा**—નાના પ્રકારના ઉપાયોથી એક વસ્તુ તૈયાર કરવા તથા એક ક્રિયા વડે અનેક વસ્તુ તૈયાર કરવી ઇત્યાદિ જ્ઞાન

૫૭ **छलितकयोगा**—વચન-બીજાને છળ વગેરે કરવાની યુક્તિ પણ એક કળા છે.

૫૮ **वस्त्रगोपनानि**—રૂ, ઉન, રેશમ આદિના વસ્ત્રને કીડા ખાય નહી તથા રગ બગડે નહી તથા જીર્ણ થાય નહી તેવી રીતે તેની રક્ષા કરવાનો ઉપાય, તથા રૂના વસ્ત્રને પટ્ટવસ્ત્રની માફક (રેશમ જેવુ) બનાવવાની ક્રિયા વગેરે (पट्ट—રેશમ)

૫૯ **द्यूतकला**—જુગાર આદિ ખેલવાની કળા

૬૦ **आकर्षक्रीडा**—દૂર પડેલી વસ્તુને આપણી પાસે ખેચી લાવીને જે ખેલ થાય છે તેને આકર્ષક્રીડા કહે છે

૬૧ **बालक्रीडा**—દડો આદિ વડે નાના પ્રકારના ખેલ

૬૨ **वैनायिकविद्याज्ञानम्**—ભૂતાદિના મત્રનુ સાધન કરવુ તે

૬૩ **वैजयिकीविद्याज्ञानम्**—વાદમા બીજા ઉપર જય મેળવવાનો ઉપાય

૬૪ **वैतालिकविद्याज्ञानम्**—સિદ્ધિને માટે વેતાલ આદિની ઉપાસના કરવી તે. "**वैनायकी कला भूतवेदादेर्मन्त्रसाधनम् ॥**" તથા "**कला वैजयिकी यत्र वादादौ जायते जय । वैतालिकीकलासिद्धये वेतालादेरुपासनम् ॥**" એવુ આગમમા કહ્યુ છે

શુક્રાચાર્યે કળાવિદ્યાના નામ કઇક ભિન્ન પણ કહ્યાં છે —

૧ ઘામા છુપેના શલ્યને બહાર કાઢવાની તથા નસોને બાધવાની કલા

૨ પાષાણુ તથા ધાતુને પિગળાવવી તથા ધાતુની ભસ્મ બનાવવી

૩ ઇક્ષુ( શેરડી )માથી ગોળ, સાકર, ખાડ, ઈત્યાદિ બનાવવાની કળા

૪ ધાતુ તથા ઔષધિનો સયોગ કરવાની ક્રિયાની કળા, તથા ઔષધિમાથી ક્ષાર કાઢવાની ક્રિયા

૫ મળેલી (મિશ્રિત) ધાતુમાથી ધાતુને જૂદી કરવાની કલા

૬. મલ્લયુદ્ધની કલા.

૭. નિશ્ચિત સ્થાનમાં શસ્ત્રાદિને ફેંકવાની કલા.

૮. વાજાના સંકેતથી વ્યૂહરચના કરવી, તથા રથ, અશ્વ, આદિનો મેળ કરીને યુદ્ધ કરવાની કલા.

૯. હાથી, ઘોડા, આદિની સ્વારી તથા રથાદિને ચલાવવાની કલા.

૧૦. ઘડીઆળ આદિ અનેક યન્ત્ર બનાવવાની કલા.

૧૧. હીન, મધ્યમ, આદિ રંગનો યોગ કરીને રંગવાની કલા.

૧૨. જલ, વાયુ, અને અગ્નિનો નિરોધ કરવાની તથા સંયોગ કરવાની કલા.

૧૩. સૂતરની દોરી બનાવવાની કલા.

૧૪. ચામડું વગેરેને કોમલ બનાવવાની કલા.

૨૫. ગાય દોહવાની, તથા વલોવવાની કલા.

૧૬. વાસણને માંજી સાફ કરવાની કલા.

૧૭. વસ્ત્ર ધોવાની અને વાળ કાપવાની કલા.

૧૮. તલ આદિમાંથી તેલ કાઢવાના જ્ઞાનની કલા.

૧૯. હળ ચલાવવું તથા વૃક્ષો ઉપર ચઢવાની કલા.

૨૦. સ્વામીના મનને અનુકૂલ સેવા કરવાનું જ્ઞાન.

૨૧. વાંસ આદિમાંથી પાત્ર બનાવવાનું જ્ઞાન.

૨૨. કાચનાં પાત્ર બનાવવાનું જ્ઞાન.

૨૩. યન્ત્ર આદિ દ્વારા કુવામાંથી જલ કાઢવાનું તથા જલ સીંચવાનું જ્ઞાન.

૨૪. અપરાધીને દંડ દેવાનું જ્ઞાન.

૨૫. પાનની રક્ષા, પાનને પાકવા ન દેવાં તથા સુકાવા ન દેવાં એવી રીતની રક્ષા કરવી, તથા પાકા સોપારીને સુકવ્યા વિના પાણીમાં નાંખીને તેમાં રાખી રક્ષા કરવી, ઈત્યાદિ જ્ઞાન.

૨૬. ભણાવવાની કલા.

આ સર્વ ધનુર્વેદ તથા ગાન્ધર્વવેદ આદિમાં અન્તર્ભૂત હોવાથી બીજાં સ્થાનમાં તેમને કહેવામાં આવી નથી. અને કેટલેક ઠેકાણે નકલી મણિ આદિ બનાવવું વગેરે કલા કહી છે. આ પણ ધાતુવાદની અન્તર્ભૂત છે. **ललितविकल्प** (લલિતવિકલ્પ) નામની કલા નાટ્યની અન્તર્ભૂત છે. આગમમાં દેશભાષાને કલામાં ગણી છે, ત્યારે શુક્રાચાર્યે તેને ૩૨ વિદ્યામાંની એક કહી છે. તે સર્વમાંથી કેટલીકનું આ લોક સંબન્ધી અને કેટલીકનું પરલોક સંબન્ધી પણ પ્રયોજન છે.

આ સર્વ શાસ્ત્રોને અનેક ઋષિઓએ બનાવ્યાં છે.

**સાંખ્યશાસ્ત્ર** ભગવાન્ કપિલ ઋષિએ બનાવ્યું છે. પ્રકૃતિ પુરૂષનું વિશેષજ્ઞાન સાંખ્યશાસ્ત્રનું પ્રયોજન છે.

**યોગશાસ્ત્ર** ભગવાન્ પતંજલિ ઋષિએ બનાવ્યું છે. વિજાતીય વૃત્તિના નિરોધ દ્વારા નિદિધ્યાસનની સિદ્ધિ યોગશાસ્ત્રનું પ્રયોજન છે.

**ન્યાયશાસ્ત્ર** ગૌતમ ઋષિએ બનાવ્યું છે, પ્રમાણુ, પ્રમેય, સંશય, પ્રયોજન, દ્દષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતણ્ડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહ-સ્થાન—એ સોળ પદાર્થનું નામ, લક્ષણ અને પરીક્ષા વડે તત્ત્વજ્ઞાન તેનું પ્રયોજન છે.

**વૈશેષિક શાસ્ત્ર** કણાદ ઋષિએ બનાવ્યું છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય—એ૭ ભાવપદાર્થનું તથા અભાવ રૂપ સપ્તમ પદાર્થનું સાધર્મ્ય તથા વૈધર્મ્ય દ્વારા પ્રતિપાદન કરવું એ તેનું પ્રયોજન છે. આ પણ **ન્યાય** નામથી કહેવાય છે.

**મીમાંસા** બે પ્રકારની છે —**કર્મમીમાંસા** અને **શારીરક મીમાંસા**. તેમને પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસા પણ કહે છે. **પૂર્વમીમાંસા** બનાવનાર જૈમિનિ ઋષિ છે, અને ધર્મનું જ્ઞાન તેનું પ્રયોજન છે.

**ઉત્તરમીમાંસા** મહર્ષિ વ્યાસજીએ બનાવ્યું છે. જીવબ્રહ્મનું એકત્વજ્ઞાન તેનું પ્રયોજન છે.

**સ્મૃતિ** તથા **ઉપસ્મૃતિ** બનાવનાર તરીકે વિશેષ કરીને ૧. મનુ, ૨ અંગિરા, ૩. વ્યાસ, ૪. ગૌતમ, ૫. અત્રિ, ૬. ઉશના, ૭. યમ, ૮. વસિષ્ઠ, ૯. દક્ષ, ૧૦. સંવર્ત, ૧૧. શાતાતપ, ૧૨. પરાશર, ૧૩. વિષ્ણુ, ૧૪. આપસ્તમ્બ, ૧૫. હારીત, ૧૬. શંખ, ૧૭. કાત્યાયન, ૧૮. ભૃગુ, ૧૯. પ્રચેતા, ૨૦ નારદ, ૨૧. યાજ્ઞવલ્ક્ય, ૨૨. બૌધાયન, ૨૩. પિતામહ, ૨૪. સુમન્તુ, ૨૫. કશ્યપ, ૨૬. બભ્રુ, ૨૭. પૈઠીનસી, ૨૮. વ્યાઘ્ર, ૨૯. સત્યવ્રત, ૩૦. ભરદ્વાજ, ૩૧. ગાર્ગ્ય, ૩૨. કાર્ષ્ણાજિનિ, ૩૩. જાબાલિ, ૩૪. જમદગ્નિ, ૩૫. લોગાક્ષિ, ૩૬. બ્રહ્મગર્ભ, ૩૭. નચિકેતા, ૩૮. સ્કન્દ, ૩૯. સનત્કુમાર, ૪૦. શન્તનુ, ૪૧. જનક, ૪૨. જાતુકર્ણ્ય, ૪૩. કપિઞ્જલ, ૪૪. કણાદ, ૪૫. વિશ્વામિત્ર, ૪૬. ગોભિલ, ૪૭, દેવલ. ૪૮. પુલસ્ત્ય, ૪૯. પુલહ, ૫૦. ક્રતુ, ૫૧. આગ્નેય, ૫૨. ગવેય, ૫૩. મરીચિ, ૫૪. વત્સ, ૫૫. પારાસ્કર, ૫૬. ઋષ્યશૃંગ, ૫૭. વૈજવાપ, ૫૮. બૃહસ્પતિ, ૫૯. લિખિત, ૬૦. કાણ્વાયન, ૬૧. વાતૂલ, ૬૨. અગસ્ત્ય .અને ૬૩. કાશ્યપ—એ ૬૩ ઋષિનાં નામ મળી આવે છે.

તેમાં ૧. જાબાલિ, ૨. નચિકેતા, ૩. સ્કન્દ, ૪. લોગાક્ષિ, ૫. કાશ્યપ, ૬. વ્યાસ, ૭. સનત્કુમાર, ૮. શન્તનુ, ૯. જનક, ૧૦ વ્યાઘ્ર, ૧૧. કાત્યાયન, ૧૨. જાતુકર્ણ્ય, ૧૩. કપિઞ્જલ, ૧૪. બૌધાયન, ૧૫. કણાદ, ૧૬. વિશ્વામિત્ર, ૧૭. પૈઠીનસી, ૧૮. ગોભિલ—એ ઉપસ્મૃતિ બનાવનાર છે.

સ્મૃતિઓમાંથી કેટલીકને **સંહિતા** પણ કહે છે. મનુ આદિએ બનાવેલાં ધર્મશાસ્ત્રને **મનુસ્મૃતિ** આદિ નામથી કહે છે, અને અત્રિ આદિએ બનાવેલાં ધર્મશાસ્ત્રને સંહિતા પણ કહે છે. ધર્મનું જ્ઞાન જ સ્મૃતિનું પ્રયોજન છે. વ્યાસજીનું રચેલું **મહાભારત**, અને વાલ્મી-કિનું રચેલું **રામાયણ** પણ ધર્મશાસ્ત્રની અન્તર્ભૂત છે, છતાં **ઇતિહાસ** નામથી પ્રસિદ્ધ છે.

તેવી રીતે વ્યાસજીએ આઠ લક્ષ શ્લોકનો એક ગ્રન્થ બનાવ્યો હતો જેનું નામ **પુરાણ-સંહિતા** હતું. તે તેમણે પોતાના ૭ શિષ્યોને ભણાવી. તે ૭ શિષ્યો મધ્યે ત્રણ શિષ્યોએ એ સંહિતાનાં ત્રણ જૂદાં જૂદાં પુરાણ બનાવ્યાં. તેમનાં નામ ૧. સાવર્ણી સંહિતા, ૨.

સાંખ્યાયન સંહિતા, અને ૩. અકૃતવ્રણ સંહિતા હતાં. આ ત્રણ સંહિતા અને પ્રથમ વ્યાસજીએ બનાવેલી સંહિતા એ ચારમાંથી ઋષિ લોકોએ ચાર લાખ શ્લોકનાં ૧૮ મહાપુરાણ અને બીજાં ૧૮ ઉપપુરાણ બનાવ્યાં. ઉપર કહેલી પહેલાંની પુરાણસંહિતા વ્યાસજીએ બનાવેલી હોવાથી ૧૮ પુરાણોના કર્તા પણ વ્યાસજીને જ કહે છે. વ્યાસજીએ પણ પુરાણસંહિતાને સ્વતંત્ર રીતે બનાવી નહોતી. કેમકે—

पुराणं सर्वशास्त्राणां प्रथमं ब्रह्मणः स्मृतम् ॥

स्का० पु० अवा० ख० ५ रेवा ख० ३ अ० १ श्लो. २३ ॥

अनन्तरं च वक्त्रेभ्यो वेदास्तस्य विनिर्गताः ।
पुराणमेकमेवासीदस्मिन्कल्पान्तरे मुने ॥ „ ॥ २४ ॥

અર્થઃ—સ્કન્દ પુરાણમાં શાનકાદિક ઋષિઓ પ્રતિ સૂતજી કહે છેઃ—સર્વ શાસ્ત્રો મધ્યે બ્રહ્માજીએ પ્રથમ પુરાણ સંભળાવ્યુ. તે પછી તેમનાં મુખોમાંથી વેદો નિકળ્યા અર્થાત્ તે પછી તેમણે વેદો સંભળાવ્યા. હે શૌનક મુનિ! આ બીજા કલ્પમાં પ્રથમ એક જ પુરાણ હતુ. (૨૩–૪).

स्मृत्वा जगाद च मुनीन्प्रति देवश्चतुर्मुखः ॥ „ ॥ २५ ॥
प्रवृत्तिः सर्वशास्त्राणां पुराणस्याभवत्ततः ॥ „ ॥ २६ ॥

અર્થઃ—એ સર્વ શાસ્ત્રોને સ્વયંપ્રકાશ ચતુર્મુખ બ્રહ્માજીએ સ્મરણ કરીને પછી મુનિઓ પ્રતિ કહી સંભળાવ્યાં. ત્યાર બાદ શાસ્ત્રો અને પુરાણની પ્રવૃત્તિ થઈ.

कालेनाग्रहणं दृष्ट्वा पुराणस्य ततो मुनिः ॥ „ ॥ २६ ॥
व्यासरूपं विभुः कृत्वा संहरे स युगे युगे ।
अष्टलक्षप्रमाणेन द्वापरे द्वापरे सदा ॥ „ ॥ २७ ॥
तदष्टादशधा कृत्वा भूर्लोके प्रभाष्यते । „ ॥ २८ ॥

અર્થઃ—આ પ્રમાણે સર્વ શાસ્ત્ર અને પુરાણ બ્રહ્માજી પાસેથી પ્રાપ્ત થાય છે. પરન્તુ કાળે કરીને જ્યારે લોકમાં તે મહાપુરાણ સંબંધી અજ્ઞાન જોવામાં આવે છે, ત્યારે સર્વજ્ઞ પરમેશ્વર દરેક યુગમાં અર્થાત્ હમેશાં દરેક દ્વાપર યુગમાં વ્યાસ સ્વરૂપ ધારણ કરીને તે મહાપુરાણનો આઠ લાખ શ્લોકમાં સંક્ષેપથી સંગ્રહ કરે છે. અને પછીથી તે આઠ લાખનું મહાપુરાણ આ પૃથ્વી લોકમા ૧૮ વિભાગ કરીને ૧૮ પુરાણના નામથી પ્રકાશિત કરવામાં આવે છે.

મહાપુરાણોનાં—

૧. બ્રાહ્મ. આ ૧૦૦૦૦ દશ હજાર શ્લોકનું છે.
૨. પદ્મ. આ ૫૫૦૦૦ પંચાવન હજાર „
૩. વૈષ્ણવ. „ ૨૩૦૦૦ ત્રેવીસ „
૪. શૈવ. „ ૨૪૦૦૦ ચોવીસ „

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫. | ભાગવત. | ,, | ૧૮૦૦૦ | અઢાર | ,, | ,, |
| ૬. | નારદીય. | ,, | ૨૫૦૦૦ | પચીસ | ,, | ,, |
| ૭. | માર્કણ્ડેય. | ,, | ૯૦૦૦ | નવ | ,, | ,, |
| ૮. | આગ્નેય. | ,, | ૧૫૪૦૦ | પંદર હજાર ચારસે | ,, | |
| ૯. | ભવિષ્ય પુરાણ | ,, | ૧૪૫૦૦ | ચૌદ હજાર પાંચસે | ,, | |
| ૧૦. | બ્રહ્મવૈવર્ત. | ,, | ૧૮૦૦૦ | અઢાર | ,, | ,, |
| ૧૧. | લિંગ. | ,, | ૧૧૦૦૦ | અગિયાર | ,, | ,, |
| ૧૨. | વારાહ. | ,, | ૨૪૦૦૦ | ચોવીસ | ,, | ,, |
| ૧૩. | સ્કાન્દ. | ,, | ૮૧૧૦૦ | એકાશી હજાર એકસો | ,, | |
| ૧૪. | વામન. | ,, | ૧૦૦૦૦ | દશ | ,, | ,, |
| ૧૫. | કૌર્મ. | ,, | ૧૭૦૦૦ | સત્તર | ,, | ,, |
| ૧૬. | માત્સ્ય. | ,, | ૧૪૦૦૦ | ચૌદ | ,, | ,, |
| ૧૭. | ગારૂડ. | ,, | ૧૯૦૦૦ | ઓગણીસ | ,, | ,, |
| ૧૮. | બ્રહ્માણ્ડ. | ,, | ૧૨૦૦૦ | બાર | ,, | ,, |

તે સર્વ મળીને ચાર લક્ષ શ્લોક છે.

પુરાણોમાં સૃષ્ટિ, પ્રલય, વંશ, મન્વન્તર, વશી લોકોનાં ચરિત્ર, ભૂગોળનું નિરૂપણ, આદિ છે. ધર્મનો નિશ્ચય કરવામાં જેમ ધર્મશાસ્ત્ર (સ્મૃતિ) ઉપયોગી છે, તેમ ધર્મ તથા જ્ઞાનનો નિશ્ચય કરવામાં પુરાણ પણ ઉપયોગી છે. પુરાણોનાં ૧૮ નામ સંબંધી મતભેદ છે. તેના ઝઘડામાં પડવાની જરૂર નથી. વાત યોગ્ય હોય તો સર્વનું ગ્રહણ કરવું, અયોગ્ય હોય તો સર્વનો ત્યાગ કરવો. શાસ્ત્ર વિષયમાં બીજી ગતિ નથી.

ઉપપુરાણમાં ૧. સનત્કુમાર, ૨. નારસિંહ, ૩. દૌર્વાસસ ( દુર્વાસાનું બનાવેલુ), ૪. કાપિલ, ૫. માનવ, ૬. ઔશનસ, ૭. વારૂણ, ૮. કાલિકા, ૯. સામ્બ, ૧૦. નન્દકેશ્વર, ૧૧. સૌર, ૧૨. પારાશર, ૧૩. મારિચ, ૧૪. માહેશ્વર, ૧૫. વાસિષ્ઠલૈંગ, ૧૬. આદિ-પુરાણ, ૧૭. વાયુ, ૧૮. ગાંગ છે. અને દેવી ભાગવત, કલ્કિપુરાણ, આદિત્ય પુરાણ, માણ્ડેશ્વર પુરાણ પણ જોવામાં આવે છે. તેથી અઢાર કરતાં અધિક ઉપપુરાણ જોવામાં આવે છે. કાઇ ૩૬ ઉપપુરાણ કહે છે. તેથી તેની સંખ્યાનો બરાબર નિર્ણય થતો નથી.

**પાશુપત મત( पाशुपतं शास्त्रम् )** ભગવાન્ પશુપતિએ પશુ રૂપ અજ્ઞાની મનુષ્યના પાશ તોડવાને માટે બનાવ્યું છે. તેનું પ્રયોજન પણ મોક્ષ જ છે. શૈવ મન્ત્રશાસ્ત્ર પણ પાશુપતની અન્તર્ભૂત છે.

તેવી રીતે નારદ, વસિષ્ઠ, કપિલ, ગૌતમ, સનત્કુમાર એ ઋષિ લોકોએ બનાવેલા પઞ્ચરાત્રનું પણ મોક્ષમાં તાત્પર્ય છે. વૈષ્ણવતન્ત્રશાસ્ત્ર પણ પઞ્ચરાત્રની અન્તર્ભૂત છે.

વેદોનાં ૭ અગ મધ્યે, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, આદિ ભેદ યુક્ત સ્વર તથા વ્યઞ્જન રૂપ વર્ણોનું ઉચ્ચારણ કરવાનું વિશેષ જ્ઞાન—એ શિક્ષાનું પ્રયોજન

છે. ઉચ્ચારણનું વિશેષ જ્ઞાન ન હોય તો મન્ત્રોના અર્થનું અનર્થ રૂપ ફલ થઈ જાય છે. આ શિક્ષા દરેક વેદ અને શાખા પ્રતિ ભિન્ન ભિન્ન છે, અને ભિન્ન ભિન્ન ઋષિ લોકે બનાવી છે.

વૈદિક શબ્દોના સાધુત્વ અને અસાધુત્વનું જ્ઞાન **વ્યાકરણથી** થાય છે. તે પાણિનિ ઋષિએ બનાવ્યું છે. તેના ઉપર કાત્યાયન મુનિએ વાર્તિકની રચના કરી છે, અને ભગવાન્ પતઞ્જલિએ **મહાભાષ્ય** બનાવ્યું છે. આ ત્રણે મુનિઓએ બનાવેલું વ્યાકરણ વેદનું અઙ્ગ છે. તે મહાદેવના અનુગ્રહથી પાણિનિ ઋષિને પ્રાપ્ત થયું હતું. તેથી તેને **માહેશ્વર** કહે છે. બીજાં પણ **૧. કૌમાર, ૨. મહાવ્યાકરણ, ૩. ઐન્દ્ર, ૪. ચાન્દ્ર, ૫. શાકટાયન, ૬. સ્ફોટાયન, ૭. પૌષ્કરસાદિ** અને **૮. સારસ્વત** એ વ્યાકરણ પણ છે. પણ તે વેદનાં અંગ નથી. લૌકિક શબ્દોનો પ્રયોગ કરવાનું જ્ઞાન માત્ર તેનું પ્રયોજન છે.

વૈદિક શબ્દોના અર્થનું જ્ઞાન થવાને માટે ભગવાન્ યાસ્કાચાર્યે **નિરૂક્ત** બનાવ્યું છે. તેમાં નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત ભેદથી ચાર પ્રકારના પદોનું નિરૂપણ કરીને મન્ત્રોના પદોના અર્થ બતાવ્યા છે. વળી યાસ્કાચાર્યે **નિઘણ્ટુ** પણ બનાવ્યું છે. તે પણ નિરૂક્તની જ અન્તર્ભૂત છે.

મન્ત્રોના છંદનું જ્ઞાન થવાને માટે પિઙ્ગલનાગ નામના આચાર્યે **છન્દોવિચિતિ (છન્દશાસ્ત્ર)** બનાવ્યું છે. પુરાણ, ઇતિહાસ, આદિમાં જે શ્લોક છે તેમના છન્દનું પણ જ્ઞાન છન્દ ગ્રંથથી થાય છે. તેને લોક **પિંગલ** નામથી કહે છે.

વૈદિક કર્મોના અંગ રૂપ દર્શ, પૌર્ણમાસ, આદિના કાલના જ્ઞાનને માટે ગર્ગ આદિ આચાર્યોએ **જ્યોતિષ્શાસ્ત્ર** બનાવ્યું છે. તે બહુ પ્રકારનું છે.

વૈદિક કર્મોનું અનુષ્ઠાન કરવાના જ્ઞાનને માટે **કલ્પસૂત્ર** બનાવ્યાં છે. કર્મના અનુષ્ઠાન કરવાના ક્રમને **બ્રાહ્મણગ્રન્થ** પણ કહે છે. પરંતુ કલ્પસૂત્ર તેને વિશેષ રૂપે કહે છે. કલ્પસૂત્રોના પ્રયોગના ભેદથી ત્રણ ભેદ છેઃ—

૧. **હૌત્રપ્રયોગ**—હોતાને કરવા યોગ્ય પ્રયોગને માટે. તે આશ્વલાયન, સાંખ્યાયન, આદિકોએ બનાવ્યાં છે. ૨. **આધ્વર્યપ્રયોગ**—અધ્વર્યુને કરવાના પ્રયોગ માટે. તે બોધાયન, આપસ્તંબ, કાત્યાયન, આદિએ બનાવ્યાં છે. અને **ઔદ્ગાત્રપ્રયોગ**—ઉદ્ગાતાને કરવાના પ્રયોગ. તે લાટ્યાયન, ગ્રીહ્યાયન, આદિએ બનાવ્યાં છે. તેમને **શ્રૌતસૂત્ર** કહે છે.

ઉપર ચાર વેદ અને તેમની શાખાની સંખ્યા કહેવામાં આવી છે. વેદની એકેક શાખાનું એક એક ઉપનિષદ્ છે. તેમાં જે મળી આવે છે તેમનાં નામ નીચે મુજબ છે—

૧. ઈશાવાસ્ય, ૨. કેન, ૩. કઠ, ૪. પ્રશ્ન, ૫. મુણ્ડક, ૬. માણ્ડૂક્ય, ૭. તૈત્તિરીય, ૮. એતરેય, ૯. છાન્દોગ્ય, ૧૦. બૃહદારણ્યક, ૧૧. શ્વેતાશ્વતર, ૧૨. બ્રહ્મબિન્દુ, ૧૩. કૈવલ્ય, ૧૪. જબાલ, ૧૫. હંસ, ૧૬. આરૂણિક, ૧૭. ગર્ભ, ૧૮. નારાયણ, ૧૯. મહાનારાયણ, ૨૦. પરમહંસ, ૨૧ બ્રહ્મ, ૨૨. અમૃતનાદ, ૨૩. અથર્વશિર, ૨૪. અથર્વશિખ, ૨૫. મૈત્રાયણી, ૨૬. કૌષીતકી બ્રાહ્મણ, ૨૭. બૃહજ્જાબાલ, ૨૮. નૃસિંહપૂર્વતાપિની, ૨૯. નૃસિંહોત્તરતાપિની, ૩૦. કાલાગ્નિરૂદ્ર, ૩૧. મૈત્રેયી, ૩૨. સુબાલ, ૩૩. ક્ષુરિકા, ૩૪. યન્ત્રિકા, ૩૫. સર્વસાર, ૩૬. નિરાલંબ, ૩૭. શુકરહસ્ય, ૩૮. વજ્રસૂચી, ૩૯.

તેજોબિન્દુ, ૪૦ નાદબિન્દુ, ૪૧ ધ્યાનબિન્દુ, ૪૨ બ્રહ્મવિદ્યા, ૪૩ યોગતત્ત્વ, ૪૪ આત્મબોધ, ૪૫ નારદપરિવ્રાજક, ૪૬ ત્રિશિખબ્રાહ્મણ ૪૭ સીતોપનિષત્, ૪૮ યોગચૂડામણિ, ૪૯ નિર્વાણ, ૫૦ મણ્ડલબ્રાહ્મણ, ૫૧ દક્ષિણામૂર્તિ, ૫૨ શરભ, ૫૩ સ્કન્દ, ૫૪ ત્રિપાદ્વિભૂતિમહાનારાયણ, ૫૫ અદ્વયતારક, ૫૬ રામરહસ્ય, ૫૭ રામપૂર્વતાપિની, ૫૮ રામોત્તરતાપિની ૫૯ વાસુદેવ, ૬૦ મુદ્ગલ, ૬૧ શાણ્ડિલ્ય, ૬૨ પૈંગલ, ૬૩ ભિક્ષુક, ૬૪ મહોપનિષત્. ૬૫ શારીરક, ૬૬ યોગશિખા, ૬૭ તુરીયાતીત, ૬૮ સન્યાસ, ૬૯ પરમહંસપરિવ્રાજક, ૭૦ અક્ષમાલા, ૭૧ અવ્યક્ત, ૭૨ એકાક્ષર, ૭૩ અન્નપૂર્ણા, ૭૪ સૂર્ય, ૭૫ અક્ષિ ૭૬ અધ્યાત્મ, ૭૭ કુણ્ડિક, ૭૮ સાવિત્રી, ૭૯ આત્મા, ૮૦ પાશુપતબ્રહ્મ, ૮૧ પરબ્રહ્મ, ૮૨ અવધૂત, ૮૩ ત્રિપુરાતાપિની, ૮૪ દેવી, ૮૫. ત્રિપુર, ૮૬ કઠરુદ્ર, ૮૭ ભાવના, ૮૮ રુદ્રહૃદય, ૮૯ યોગકુણ્ડલી ૯૦ ભસ્મજાબાલ, ૯૧ રુદ્રાક્ષજાબાલ, ૯૨ ગણપતિ, ૯૩ જાબાલદર્શન, ૯૪ તારસાર, ૯૫ મહાવાક્ય, ૯૬ પંચબ્રહ્મ, ૯૭ પ્રાણાગ્નિહોત્ર, ૯૮ ગોપાલપૂર્વતાપિની, ૯૯ ગોપાલોત્તરતાપિની, ૧૦૦ કૃષ્ણ, ૧૦૧ યાજ્ઞવલ્કય, ૧૦૨ વરાહ ૧૦૩ શાટ્યાયનીય, ૧૦૪ હયગ્રીવ, ૧૦૫ દત્તાત્રેય, ૧૦૬ ગરુડ, ૧૦૭ કલિસંતરણ ૧૦૮ જાબાલિ, ૧૦૯ સૌભાગ્યલક્ષ્મી, ૧૧૦ સરસ્વતી રહસ્ય, ૧૧૧ બહવૃચ અને ૧૧૨ મુક્તિકોપનિષત્

આથી પણ અધિક બીજા નામના પણ ઉપનિષત્ જોવામાં આવે છે પરન્તુ છાપેલા આટલા જ પ્રસિદ્ધ છે

" ઉપનિષત્ " શબ્દથી બ્રહ્મવિદ્યાને કહે છે મન્ત્રભાગની યોગ્ય રીતે વ્યાખ્યા નહી હોવાને કારણે મન્દ બુદ્ધિવાળાને તેનુ જ્ઞાન થવુ કઠણ છે તેથી મન્ત્રોની વ્યાખ્યા કરનાર તથા બ્રાહ્મણ ગ્રન્થોને પ્રકટ કરનાર મહર્ષિ લોકે કર્મકાણ્ડનુ પ્રતિપાદન કર્યા બાદ ઉપાસના યુક્ત જૂદા જૂદા ઉપનિષદોને લખ્યા તે ઉપનિષદ્ મુખ્યત્વે કરીને બ્રાહ્મણનો જ અન્ત્ય ભાગ છે અને કોઇ કોઇ ઉપનિષત્, જેમકે ઇશાવાસ્યાદિ, મન્ત્રનો પણ ભાગ છે અને અરણ્યમા તેમનુ અધ્યયન થતુ હતુ તેથી તેમનુ નામ **આરણ્યક** પડયુ છે બૃહદારણ્યક, તૈત્તિરીયક, ઐતરેયક, શાઙ્ખાયન આરણ્યક, ઇત્યાદિ તેમના નામ છે

નીતિશાસ્ત્રના વક્તા બહુ છે તે સામાન્ય રૂપે રાજનીતિ પ્રકરણમા કહીશ

રાજ્યનુ વૃત્તાન્ત આદિ કહેવાના બહાનાથી જેમા પ્રાચીન વૃત્તાન્તનુ કથન હોય તેને **ઇતિહાસ** અથવા **પુરાવૃત્ત** કહે છે વેદને અનુસાર જ્યા વર્ણધર્મ આદિનુ કથન છે તેને **સ્મૃતિ** કહે છે

જેમા યુક્તિ પ્રબલવાન્ હોય, અન્ય સર્વ વર્ણન સ્વાભાવિક હોય, જગત્ના કર્તા કોઈ ઈશ્વર નથી, અને વેદ છે જ નહી, આ પ્રકારનુ કથન કરનાર **નાસ્તિકમત** છે

જેમા શશ, વૃષ, આદિ પુરૂષોના ભેદ તથા પદ્મિની આદિ સ્ત્રીઓના ભેદ, રતિભેદ આદિનુ વર્ણન છે તેનુ નામ **કામશાસ્ત્ર** છે તેની રચના વૈરાગ્યને માટે છે તથાપિ દુરાચારી લોકોએ તેના આધાર ઉપર અનેક ગ્રન્થ બનાવી બાલક તથા બાલિકાઓના નાશ કરવાની ચેષ્ટા કરી છે

જેમાં ઘર, મંદિર, પ્રતિમા, આરામ (બગીચા), વાવ, આદિ બનાવવાની રીતિ કહી છે તેને **શિલ્પશાસ્ત્ર** કહે છે. સમ, ન્યૂન, તથા અધિક આદિના ભેદથી જ્યાં સ્વરના ગુણ તથા શોભા આદિનું વર્ણન હોય તેને **અલઙ્કાર શાસ્ત્ર** કહે છે. અને જેમાં રસ સહિત અલંકાર તથા શબ્દોના શુદ્ધ અર્થ હોય અને શ્લોક આદિના ભેદથી વિલક્ષણ ચમત્કારવાળા હોય તેને **કાવ્ય** કહે છે. સમયને અનુસાર જે વાણી છે તે **અવસરોક્તિ** (હાજરજવાબી) કહેવાય છે. આ અનુભવ બલથી પ્રાપ્ત થનારી વિલક્ષણ શક્તિ છે.

શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણ વિના જેમાં ધર્મ અને અધર્મનું વર્ણન હોય, અને શ્રુતિ સ્મૃતિથી ભિન્ન રૂપ હોય તેનું નામ **યવનધર્મ** છે. જે કલ્પિત હોય અથવા શ્રુતિ અનુસાર હોય પણ જેને લોકોએ માન્યા હોય તે દેશાદિના ધર્મ કહેવાય છે. તે દેશ દેશમાં, કુલ કુલમાં ભિન્ન હોય છે.

આ ઉપરાંત મુનિઓએ બનાવેલાં અનેક શાસ્ત્રો છે. તે નીચે પ્રમાણે:—

**૧. અક્ષરલક્ષશાસ્ત્ર.**

સૃષ્ટિની અન્તર્ગત સ્થાવર અને જંગમાદિ સર્વ પદાર્થોમાં જીવ અને ઈશ્વર વડે કલ્પિત જે વસ્ત્વર્થાવબોધક તથા ક્રિયાર્થાવબોધક નામ અને રૂપ વાળી બે પ્રકારની સૃષ્ટિ છે, તેને ઉપયોગી પંચભૂતોની શક્તિઓના પરસ્પર સંબંધનું તથા પ્રમાણનું નિરૂપણ કરીને તે શક્તિઓના મિશ્રણથી ઉત્પન્ન થયેલી વસ્તુની અંદર આવિલક, પૌષ્ણિક, આમ્લક, સ્નેહક, પિષ્ટક, લવણક, ગૈરિક, આદિ પદાર્થોનું પ્રમાણ, તથા વિકાર, વિકાસ, વૃદ્ધિ, હ્રાસ, તથા તે સર્વની ઉત્પાદક ભિન્ન શક્તિના સંબંધ અને પ્રમાણનું નિરૂપણ કરનાર આ **અક્ષરલક્ષગણિતશાસ્ત્ર** ભગવાન્ **વાલ્મીકિએ** બનાવ્યું છે. તેમાં અકારથી લઈને ક્ષકાર સુધીના અક્ષરને અનુસાર પચાસ (૫૦) અધ્યાય છે. તેના પૂર્વ ભાગમાં ગણિત સંબંધી વિચાર છે, શેષ ભાગમાં અક્ષરના આકાર તથા શક્તિ આદિનું વર્ણન છે. પ્રથમાધ્યાયમાં શાસ્ત્ર સંબંધી વર્ણોના આકાર, બિન્દુ, અને રેખા આદિની સાંકેતિક સંજ્ઞાનું નિરૂપણ કર્યું છે. બીજા અધ્યાયમાં પ્રથમ ભાગમાં અતલ આદિ ૧૪ લોકને ઉપયોગી ભિન્ન ભિન્ન ગણિતનું સંક્ષેપથી નિરૂપણ કરી, બીજા ભાગમાં કશ્યપ, ગણપતિ, છાયાપુરૂષ, સૂર્ય, બૃહસ્પતિ, ગર્ગ, જૈમિનિ, રેખાગણિત, ભાવગણિત, વસ્તુગણિત, વાતગણિત, ચક્રગણિત, મણ્ડલગણિત, નદી, નદ, અને સમુદ્રમાં પૂલ બાંધવાનું ગણિત, આદિ ત્રણસેં પચીસ (૩૨૫) ગણિતોનું નિરૂપણ કરી, તેમાં પરસ્પર વર્ણ, રેખા, આદિકોના સંબંધ બતાવ્યા છે. ત્રીજા અધ્યાયમાં ભુવર્લોકથી સત્યલોક સુધીનો સંબંધ અને તે સંબંધી ગણિતનું વિવરણ છે. ચોથા અધ્યાયમાં બત્રીસ વિજળી સંબંધી ગણિતનું નિરૂપણ છે. પાંચમા અધ્યાયમાં બ્રહ્માણ્ડને ધારણ કરનારી શક્તિ અને પ્રમાણનું વર્ણન છે. છઠ્ઠા અધ્યાયમાં ૧૯ પ્રકારના વાયુ અને તેમના પરિમાણનું નિરૂપણ છે. સાતમા અધ્યાયમાં વાતબિન્દુ, વાતકેન્દ્ર, વાતાંશ, અને વાતપ્રવાહનું નિરૂપણ કરી તેમનો વેગ, ઉષ્ણતા, શૈત્ય અને વિજળી આદિનું પ્રમાણ, તથા ઋતુના ભેદથી પણ તેમના વેગાદિ ભેદનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આઠમા અધ્યાયમાં વાતાવરણ, વાતમણ્ડલ, વાયુની ભિન્ન ભિન્ન ગતિ તથા વૃદ્ધિનું

નિરૂપણ છે. નવમા અધ્યાયના પૂર્વભાગમાં અન્ય દ્વીપના વાયુનું પ્રમાણ તથા ગતિવિશેષનું નિરૂપણ છે, અને ઉત્તર ભાગમાં ભૂગોળની લંબાઇ અને પહોળાઇને અનુસાર વાયુના ભેદ, ગતિવિશેષ, અને પરિમાણનું વર્ણન છે. દશમા અધ્યાયમાં વાયુનું પરિમાણ તથા પૃથ્વી આદિ ભૂતોની સાથે તેના સંબંધનો નિશ્ચય કર્યો છે. અગીઆરમા અધ્યાયમાં ભૂમિનો મુખભાગ, મધ્યભાગ, તથા પાછલા ભાગમાં રહેનાર વાયુઓનું વર્ણન છે. બારમા અધ્યાયમાં બ્રહ્માણ્ડમા રહેનાર વાયુની અંદરનાં કિરણ, તેના ભેદ, માપ, ઉત્પત્તિ અને પ્રકારનું નિરૂપણ છે. તેરમા અધ્યાયમાં આકાશને માપવાની રીતિ બતલાવી છે. ચૌદમા અધ્યાયમાં ભૂમિથી સૂર્યમણ્ડલ સુધી રહેલા આકાશમાં વ્યાપક જે મહાપથ, રેખાપથ, શક્તિપથ, વાતપથ, ભૂતપથ, ગ્રહપથ, નક્ષત્રપથ, આદિ સાત કરોડ છ લાખ સાતસેં એંશી (૭૦૬૦૦૭૮૦) મહાપથ છે, તે તથા તેમના પ્રમાણનું નિરૂપણ કર્યું છે. પંદરમા અધ્યાયમાં પહેલા ભાગમાં શ્વેતવારાહ કલ્પબ્રહ્માણ્ડમાં જે આકાશ છે તેનું સંપૂર્ણ (સમષ્ટિ) પ્રમાણ ગણિત દ્વારા નિર્માણ કર્યું છે અને ઉત્તર ભાગમાં શ્વેતવારાહ કલ્પબ્રહ્માણ્ડમાં સૃષ્ટિને ઉપયોગી આકાશના વિભાગ કરીને પરમાણુથી મહામેરૂ પર્યન્તની સૃષ્ટિના પદાર્થોના સંકોચ, વિકાસ, આદિ ચોસેઠ ક્રિયામાં ઉપયુક્ત આકાશ અને તેના પ્રમાણનો ગણિતથી નિર્ણય કર્યો છે. સોળમા અધ્યાયમાં સૂર્યાદિકોની બહાર અને અંદર જે આકાશ છે તેના પ્રમાણનો નિર્ણય કરનાર ગણિત બતાવવામાં આવ્યું છે. સત્તરમા અધ્યાયમાં સૂર્યાદિનો પ્રકાશ, કિરણશક્તિ તથા પ્રકાશ આદિના વેગને બતાવનાર ગણિતનું વર્ણન છે. અઢારમા અધ્યાયમાં પૃથિવ્યાદિ ભૂતો સાથે મળેલા આકાશનું પ્રમાણ કેવી રીતે કરવું તે વાતનું વર્ણન છે. ઓગણિસમા અધ્યાયમાં ઇન્દ્રિયો વડે જેનું ગ્રહણ ન થઇ શકે એવા સૂક્ષ્મ પ્રમાણનું વર્ણન છે. વીસમા અધ્યાયમાં આકાશમાં પ્રકાશ તથા અન્ધકાર કેટલો છે તે વાતને સમઝવાને જે ગણિત છે તેનું વર્ણન છે. ૨૧ મા અધ્યાયમાં ખદ્યોત (આગીઓ) થી લઇને સૂર્યમણ્ડલ સુધી અર્થાત્ સૂર્યમણ્ડલ સુધીના પદાર્થોમાં જે પ્રકાશ છે તેને આકાશ કરતાં ચારસેંથી અધિક ગણ સૂક્ષ્મ હોવાનું બતાવી તેના વ્યાપક, પ્રવાહ, પ્રસારણ( ફેલાવ ), આવૃત્તિ, વેગ, શીત, ઉષ્ણના પ્રમાણનું નિરૂપણ કરનારૂ ગણિત બતાવવામાં આવ્યું છે. ૨૨ મા અધ્યાયમાં તપાવેલા લોહપિણ્ડના પ્રકાશાદિના પ્રમાણનું ગણિત આદિથી નિરૂપણ કરવામાં આવ્યું છે. ૨૩ મા અધ્યાયમાં હીરા આદિ સાતસેં પંદર પ્રકારના પથ્થરોના પ્રકાશના પ્રમાણનું તથા અબરખ, ગૈરિક, કાચ, લોઢું, રેતી, કીટ, સર્પ, માટી, આદિના પ્રકાશના પ્રમાણનું નિરૂપણ કર્યુ છે. ૨૪ મા અધ્યાયમાં સૃષ્ટિને ઉપયોગી ભૂતોદક, અવ્યક્તોદક, એવા બે પ્રકારના જલનું વર્ણન છે. ૨૫ મા અધ્યાયમાં જલમાં રહેનારી વીજળી, વાયુ, દ્રવ (Hydrogen), પ્રાણન(Oxygen), ભરતી, ચક્કર, તરંગ, હાલચાલ, ફીણ, વેગ, આદિનું પ્રમાણ ગણિતથી નિર્માણ કરવામાં આવ્યુ છે. ૨૬ મા અધ્યાયમાં પ્રથમ ભાગમાં પર્વતાદિનુ મૂલ, મધ્ય, અન્ત્ય ભાગનું પ્રમાણ, તથા આયુનું નિર્માણ કરીને, બીજા ભાગમાં તેની અંદર જે ખનિજ પદાર્થ છે તેને જાણવાનો ઉપાય બતાવવામાં આવ્યો છે. ૨૭ મા અધ્યાયમાં પાણીનાં ઝરણાં, વેગ, ચક્ર, બાષ્પ ( વરાળ ), બિંદુઓ તથા અણુ આદિ જે શક્તિથી થાય છે તેને માપવાના ઉપાય બતાવ્યા છે. ૨૮ મા અધ્યાયમાં એંશી લાખ પાંચ હજાર સત્તર ( ૮૦૦૫૦૧૭ ) પ્રકારનાં જલના સ્વાદ, ગુણ, લઘુ, ગુરુ, સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ, કીટ, અણુ, આદિની જે ત્રણસે

ઓગણીસ (૩૧૯) શક્તિ છે:તે શક્તિનું પ્રમાણ ગણિતથી જાણવાની રીતિ બતાવી છે. તેમ જ તેના પરિવર્તન કાલનું પણ નિરૂપણ ગણિતથી કરવામાં આવ્યું છે. ૨૯ મા અધ્યાયમાં પરમાણુથી મહામેરૂ સુધીના પદાર્થોમાં બાહ્ય તથા આભ્યન્તર ભેદથી બે અગ્નિ છે. તેમાંનો વડવાગ્નિ બાહ્ય છે, અને જાઠરાગ્નિ આભ્યન્તર છે. તે અગ્નિની સંખ્યા ૮૯ છે. તે અગ્નિના પ્રમાણનો નિર્ણય આ અધ્યાયમાં છે. ૩૦ મા અધ્યાયમાં ધૂમ, ઉષ્ણ, જ્વાલા, પ્રકાશાદિનું પ્રમાણ નિર્ણય કર્યું છે. ૩૧ મા અધ્યાયમાં-પહેલા ભાગમાં ઘર્ષણા, દ્રાવણી, જલપાત, આદિ ૩૨ પ્રકારની વીજળીનો વેગ, તથા ઉષ્ણાદિનું પ્રમાણ ગણિતથી નિર્ણય કરવામાં આવ્યું છે; અને ઉત્તર ભાગમાં સ્થાવર તથા જંગમ પદાર્થોનું સ્વરૂપ ( ફોટોગ્રાફ ), બિંબ, છાયા, ભાષા, તથા મન, ખ્યાલ, તથા રક્ત, માંસ, સિરા, મજ્જા, અસ્થિ, આદિ સપ્ત ધાતુ, તથા પંચકોશને ઉપયોગી વિદ્યુતશક્તિનું પ્રમાણ પણ ગણિતથી નિર્ણય કરવામાં આવ્યું છે. ૩૨ મા અધ્યાયમાં સૂર્યાદિ ગ્રહોની ચારે તરફ ઘૂમતી મહાવરૂણ શક્તિના અંશભૂત વિદ્યુતશક્તિનું સમષ્ટિપ્રમાણ ગણિતથી નિર્ણય કર્યું છે. ૩૩ મા અધ્યાયમાં સ્થાવર અને જંગમ પદાર્થોની સૃષ્ટિ, સ્થિતિ, તથા લયના હેતુભૂત તિથિ, વાર, નક્ષત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર, મન્વન્તર, તથા પ્રલયકાળના ભેદથી સૂર્યમણ્ડલના ઈષાદણ્ડની જે શક્તિ છે તે દ્વારા બહાર નિકળેલી વીજળીના વ્યષ્ટિપ્રમાણનું ગણિતથી નિરૂપણ કર્યું છે. ૩૪ મા અધ્યાયમાં ૪૬ પ્રકારના ક્ષેત્રગણિત( Trignometry )નું ગણિતથી નિરૂપણ કર્યું છે. ૩૫ મા અધ્યાયમાં ૩૨ પ્રકારના રેખાગણિત ( geometry ) નું ગણિતથી નિરૂપણ કર્યું છે. ૩૬મા અધ્યાયમાં પચીસ પ્રકારનાં બીજગણિત( Algebra )નું નિરૂપણ કરવામાં આવ્યું છે. ૩૭ મા અધ્યાયમાં દૃષ્ટિના ૧૬ પ્રકારના વેગ, શક્તિ, આદિને ગણિતથી નિરૂપણ કરવામાં આવ્યાં છે. ૩૮ મા અધ્યાયમાં ૭૧૪ પ્રકારનાં દર્પણ દ્વારા આકાશ, વાયુ, તેજ, જલ, પૃથિવી, આદિનું, તથા સૂર્યાદિ ગ્રહ તથા નક્ષત્રોનું સ્વરૂપ, વેગ, ચલન, યુદ્ધ, આદિ ૩૨ કાર્યોને પ્રત્યક્ષ કરનારૂં ગણિત બતાવ્યું છે. ૩૯ મા અધ્યાયમાં-પૂર્વ ભાગમાં પર્વતને માપવાનું ગણિત બતાવવામાં આવ્યું છે; અને ઉત્તર ભાગમાં એક પર્વતથી બીજા પર્વતની વચલા ભાગનું માપ કાઢવાનું ગણિત બતાવ્યું છે. ૪૦ મા અધ્યાયમાં ખાણો( mines )ના પ્રમાણનું નિરૂપણ કરીને, બીજા ભાગમાં તેના અંદર રહેલા પદાર્થોના માપની રીતિ ગણિતથી બતાવી છે. ૪૧મા અધ્યાયમાં દેવશિલ્પ, માનુષશિલ્પ, ગન્ધર્વશિલ્પ, તથા યક્ષ રાક્ષસાદિના શિલ્પને બતાવનાર ૩૭૦૦ પ્રકારના ગણિતનું નિરૂપણ છે. ૪૨મા અધ્યાયમાં પ્રાણીઓના ૩૨ પ્રકારના પ્રાણની ગતિને ગણિતથી બતાવી છે. ૪૩ મા અધ્યાયમાં પૃથ્વી આદિ પદાર્થોના સાડત્રીસ કરોડ પ્રકારના પરમાણુઓના પ્રમાણને ગણિતથી નિરૂપણ કરવામાં આવ્યું છે. ૪૪ મા અધ્યાયમાં તૃણાદિના, ઋતુને અનુસાર જલાદિ ગ્રહણ કરવાના પ્રમાણને ગણિતથી નિરૂપણ કરવામાં આવ્યુ છે. ૪૫ મા અધ્યાયમાં સ્થાવર તથા જંગમ પદાર્થોમાં રહેનાર મચ્છર આદિ સર્વ જંતુઓના ચર્મ, માંસ, તથા રક્તાદિ સપ્ત ધાતુના પ્રમાણને ગણિતથી નિર્ણય કર્યું છે. ૪૬ મા અધ્યાયમાં બરફ, શૈત્ય, ઉષ્ણ, વર્ષા, ધૂપ, આદિનું નિરૂપણ છે. ૪૭ મા અધ્યાયમાં વૈદ્યશાસ્ત્રમાં બતાવેલા ભિન્ન ભિન્ન રોગોના કારણ ભૂત વિષની શક્તિથી થતા વિકાર તથા પરિવર્તનનું, તથા રોગોની કાલભેદથી થતી વૃદ્ધિ,

ક્ષય, આદિ સર્વનુ વર્ણન છે ૪૮ મા અધ્યાયમા યવ આદિ ધાન્યોમા, તથા કેરી, ફનસ, આદિ ફલોમા, તથા કન્દ, મૂલ, આદિમા જે વિષશક્તિ તથા અમૃતશક્તિ છે, તેનો ગણિતથી નિર્ણય છે ૪૯ મા અધ્યાયમા તોપમાથી નિકળેલા લોહપિણ્ડ આદિનો જે વેગ છે તેનુ પ્રમાણ બતાવવામા આવ્યુ છે ૫૦ મા અધ્યાયમા ભિન્ન ભિન્ન લોક તથા ભિન્ન ભિન્ન દ્વીપ આદિના અન્તરને માપવાનુ ગણિત બતાવવામા આવ્યુ છે

૨. **અનુકરણશાસ્ત્ર**—આ શાસ્ત્ર કાણ્ડિક મુનિએ બનાવ્યુ છે તેમા પાચ અધ્યાય છે તેમા પ્રથમ અધ્યાયના પ્રથમ ભાગમા સ્થાવર જગમ પદાર્થોના શબ્દ તથા ધ્વનિના ભેદોનુ પૃથક્ નિરૂપણ કરીને, તેમના સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ, તથા સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ, આદિ ભેદનુ નિરૂપણ કર્યુ છે, અને બીજા ભાગમા ગતિ, વેગ, સ્ફુટ અને અસ્ફુટ આદિ વિકારનુ નિરૂપણ કર્યુ છે બીજા અધ્યાયમા સમસ્ત શબ્દોને આકર્ષણ કરનાર મન્ત્રાદિનુ વર્ણન છે ત્રીજા અધ્યાયમા પૃથિવી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, આદિમા જે શબ્દ છે તેનુ અને તેના પ્રમાણનુ નિરૂપણ છે ચોથા અધ્યાયમા કોઈ વસ્તુની અદર રહેનાર શબ્દોને આકર્ષણ કરવાની રીતિ બતાવવામા આવી છે પાચમા અધ્યાયમા શબ્દોનો વેગ, ગતિ, પ્રતિબધ, વાકા ચાલવુ તથા સમાસ થવુ-ઇત્યાદિનુ નિરૂપણ છે

૩. **સ્ત્રીલક્ષણશાસ્ત્ર**—આ શાસ્ત્ર **શાકટાયને** બનાવ્યુ છે તેમા ત્રણ અધ્યાય છે પ્રથમ અધ્યાયમા સ્ત્રીવર્ગ તથા પુરુષવર્ગની સૃષ્ટિમા પહેલી સૃષ્ટિ સ્ત્રી વર્ગની થઇ છે કે પુરુષ વર્ગની-એવી શકા કરીને પછી સ્ત્રીવર્ગની સૃષ્ટિનો પ્રથમ નિશ્ચય કરીને, સ્થાવર તથા જગમ પદાર્થોના સૂક્ષ્મ, સ્થૂલ આદિ પ્રમાણનુ નિરૂપણ કરવામા આવ્યુ છે. બીજા અધ્યાયમા સર્વ પદાર્થોમા સ્ત્રીત્વધર્મના હેતુભૂત શક્તિનુ નિરૂપણ છે તૃતીય અધ્યાયમા સ્ત્રીચિહ્નને જાણવાના ઉપાય બતાવ્યા છે

૪. **પુરૂષલક્ષણશાસ્ત્ર**—આ શાસ્ત્ર **શાકટાયને** બનાવ્યુ છે તેમા ત્રણ અધ્યાય છે તેમા પુરુષત્વનુ કારણ જે શક્તિ તથા પુરૂષચિહ્નનો નિર્ણય કરનાર જે ઉપાય તેનુ નિરૂપણ છે.

૫. **કન્યાલક્ષણશાસ્ત્ર**—આ શાસ્ત્ર **બભ્રુ** મુનિએ બનાવ્યુ છે તેમા મનુષ્યજાતિની સ્ત્રીને મૂછ ન હોવાનુ કારણ, પરમાણુના ભેદથી સ્ત્રીને મૂછ હોવાનુ કારણ, તથા પુષ્પવતી અને અપુષ્પવતીના સ્વભાવને ઓળખવાનો ઉપાય બતાવ્યો છે ૩૨ પ્રકારની કન્યાઓના લક્ષણ પણ તેમા બતાવ્યા છે

૬. **શકુનિશાસ્ત્ર**—તેના બનાવનાર ગર્ગ મુનિ છે તેમા ૦૦ અધ્યાય છે આ શાસ્ત્રમા પક્ષીઓના સ્વર, ધ્વનિ, શબ્દ તથા ભાષણ આદિને આકર્ષણ કરવાના ઉપાય બતાવ્યા છે અને તે સ્વરાદિથી પ્રશ્નોમા થનાર શુભ અશુભને બતાવ્યુ છે

૭. **શિલ્પશાસ્ત્ર**—આ શાસ્ત્ર **કશ્યપ** ઋષિએ બનાવ્યુ છે તેમા ૨૨ અધ્યાય છે તેમા યક્ષશિલ્પ, ગન્ધર્વશિલ્પ, કિન્નરશિલ્પ, કિપુરૂષશિલ્પ, અસુરશિલ્પ, દેવશિલ્પ, મનુષ્યશિલ્પ, આદિ ૩૦૭ પ્રકારના શિલ્પનુ વર્ણન છે તથા દેવવિગ્રહ, દેવાલય, રાજગૃહ, ગરૂડસ્તભ, દીવાલ, અને મડપ આદિ ૧૦૧ પ્રકારની શિલ્પરચનાનુ વર્ણન છે અને

શાકિની નામક શક્તિનું નિરૂપણ છે. ૨૦ મા અધ્યાયમાં પક્ષિણી શક્તિનું નિરૂપણ છે. ૨૧ મા અધ્યાયમાં આસુરી આદિ ૩૨ શક્તિનું નિરૂપણ છે. ૨૨ મા અધ્યાયમાં ઇશ્વર-ભ્રાન્તિરૂપ માયાશક્તિનો વિચાર કર્યો છે. ૨૩ મા અધ્યાયમાં જીવભ્રાન્તિ રૂપ માયાશક્તિનું નિરૂપણ છે. અને ૨૪ મા અધ્યાયમાં માયા છે કે નહીં તે ઉપર વિચાર કર્યો છે.

**૧૩. ધાતુવાદશાસ્ત્ર**—આ શાસ્ત્ર **અશ્વિનીકુમારે** બનાવ્યું છે. તેમાં સાત અધ્યાય છે. તેમાં પ્રથમ અધ્યાયમાં સાતસેં ધાતુનો વિચાર છે. દ્વિતીય અધ્યાયમાં બનાવટી ધાતુનો નિર્ણય છે. તૃતીય અધ્યાયમાં સૃષ્ટિની મૂલ જે ધાતુ છે તેનો નિર્ણય છે. ચતુર્થ અધ્યાયમાં ધાતુની શુદ્ધિ કરવાનો ક્રમ બનાવ્યો છે. પચમ અધ્યાયમાં ધાતુના સંયોગથી કેવી સૃષ્ટિ થાય છે તેનું નિરૂપણ છે. ૧૬ અધ્યાયમાં સુવર્ણ આદિનું ત્રાંબુ બનાવવાનો, અને ત્રાંબાનું સુવર્ણ બનાવવાનો ક્રમ બતાવ્યો છે. સપ્તમ અધ્યાયમાં ૧૪ પ્રકારની ધાતુઓનું નિરૂપણ છે.

**૧૪. વિષવાદશાસ્ત્ર**—આ શાસ્ત્ર **અશ્વિનીકુમારે** બનાવ્યું છે, અને તેમાં ત્રણ અધ્યાય છે. તેમાં સાધારણ અને અસાધારણ ભેદથી ૩૩૨ પ્રકારના ભેદનું નિરૂપણ છે. અને તેમના ગુણ, તથા બનાવટી વિષને તૈયાર કરવાની રીતિ બનાવી છે.

**૧૫. ગારૂડશાસ્ત્ર**—આ શાસ્ત્ર **બલ્લે** બનાવ્યું છે, અને તેમાં ૧૨ અધ્યાય છે. તેમાં મન્ત્રગારુડ, તન્ત્રગારુડ, માયાગારુડ, યક્ષગારુડ, ભૂતગારુડ, વિરૂપગારુડ, સ્તંભનગારુડ, આદિ ૬૪ પ્રકારના ભેદોનું વર્ણન છે.

**૧૬. ચિત્રકર્મશાસ્ત્ર**—આ શાસ્ત્ર **ભીમે** બનાવેલું છે. તેમાં ૩૨ અધ્યાય છે. તેમાં નખચિત્ર, કેશચિત્ર, શલ્યચિત્ર, અંગચિત્ર, ભાવચિત્ર, આવૃત્તચિત્ર, શિલાચિત્ર, લોહચિત્ર, આદિ ૧૮૯ પ્રકારનાં ચિત્રનું નિરૂપણ છે.

**૧૭. મલ્લશાસ્ત્ર**—આ શાસ્ત્ર **મલ્લે** બનાવ્યુ છે. તેમાં ત્રણ કાણ્ડ છે. તેમાં બાહુ-યુદ્ધ, મુષ્ટિયુદ્ધ, દંડયુદ્ધ, અંગબંધનાદિ ૨૪ પ્રકારનાં પાયદલ સેનાનાં યુદ્ધ( પદાતિયુદ્ધ ) ને ઉપયોગી દણ્ડસ્ફોટન, ઉદ્ઘાટન, ઉલ્લંઘન, વિજૃમ્ભણ, ચક્રદંડ, અંગદંડ, વક્રદંડ. પરિ-વર્તન, આવર્તન, વક્ષાસ્ફાલન, અંગબંધન, સ્તંભબંધન, આદિ ૨૨ પ્રકારની મલ્લક્રિયાનું નિરૂપણ છે.

**૧૮. ભરતશાસ્ત્ર**—આ શાસ્ત્ર **ગણપતિએ** રચ્યું છે, અને તેમાં ૬૪ અધ્યાય છે. તેમાં નાટ્યભરત, હસ્તભરત, ભાવભરત, નેત્રભરત, અભિનયભરત, વાગ્ભરત, ગીત, વાદિ-ત્રાદિ ૭૦૦ પ્રકારની ગાવા બજાવવાની કલાઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**૧૯. પરકાયપ્રવેશશાસ્ત્ર**—આ શાસ્ત્ર **બાલખિલ્ય** મુનિએ બનાવ્યું છે. તેમાં જે વડે અણિમા આદિ સિદ્ધિ પ્રાપ્ત થાય એવા ૩૨ પ્રકારના યોગ બતાવ્યા છે, તેમ કીડી આદિમાં પ્રવેશ કરવાનો ક્રમ પણ બતાવ્યો છે.

**૨૦. અશ્વહૃદયશાસ્ત્ર**—આ શાસ્ત્ર **અગ્નિવર્મે** બનાવ્યું છે. તેમાં સાત અધ્યાય છે. તેમાં દેશભેદથી અશ્વના ભેદ બતાવ્યા છે. અશ્વ, વાજિ, ઘોડા, આદિ ભેદથી ઉત્તમ, મધ્યમ, અધમ એ ત્રણ ભેદ બનાવ્યા છે. એક એક જાતિને લઇને ૨૫ વર્ગનો નિર્ણય

કર્યો છે અને એક એક વર્ગમા જે અશ્વ, ઘોડા, આદિ નતિ છે તેમા આવર્ત, વિવર્ત, દડ, ચામર, કંકાભરણ, મસ્તક, આદિ ૧૬ પ્રકારના લક્ષણની પરીક્ષા બતાવી છે બ્રહ્મ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિની અંતર્ગત જે અશ્વ છે તેમા અન્તપક્ષ, મધ્યકોશ, પાદવિન્યાસ, મન્દગમન, પરિવર્તન, પરિવર્તન વેગ, અતિવેગ, આદિ લક્ષણ બતાવ્યા છે

**૨૧. ગજહૃદયશાસ્ત્ર**—આ શાસ્ત્ર **કુમારસ્વામી**એ બનાવ્યુ છે તેમા ૧૬ અધ્યાય છે બ્રહ્મ, ક્ષત્રિય, વશ્ય અને શૂદ્ર જાતિના ૧૦ વર્ગના હાથીઓના લક્ષણનો તેમા નિર્ણય કરવામા આવ્યો છે

**૨૨. રત્નપરીક્ષાશાસ્ત્ર**—આ શાસ્ત્ર **વાત્સાયન** મુનિએ રચ્યુ છે તેમા ૧૬ અધ્યાય છે તેમા સ્થલજ, ખનિજ અને કૃતક રત્નોને બ્રહ્મ, ક્ષત્રિય, આદિ ચાર વર્ણમા વિભાગ કરીને, તેમના મુખ, પૃષ્ઠ, આદિ ૬ ભાગમા રસધારા, રસાવર્ત, રસરપદ, રસરેખા, રસવિદ્યુત્ આદિ ૨૪ પ્રકારના લક્ષણોની પરીક્ષા કરવાની રીતિ, તથા તેમના ચતુરસ્ર, વર્તુલ, ત્રિકોણ, આદિનો નિર્ણય કર્યો છે અને નીલ, પીત આદિ વર્ણથી ઉત્તમ, મધ્યમ અને અધમ ભેદનો નિર્ણય કરીને દૂધ, ધૂમ, તેલ, દ્રાવક, લવણ, પાત્ર, દર્પણ, ઘર્ષણ, શાણોલ્લેખન આદિથી પરીક્ષા કરવાનુ બતાવ્યુ છે

**૨૩. ઇન્દ્રજાલશાસ્ત્ર**—આ શાસ્ત્ર **વીરબાહુ**એ રચ્યુ છે તેમા માત્ર પાચ અધ્યાય છે તેમા માયાસૃષ્ટિ, યક્ષિણીસૃષ્ટિ, જાલસૃષ્ટિ (પહેલા કહેલા જાલનુ આ વિશેષ રૂપ છે), રૂપાન્તર, વર્ણાન્તર, ક્રિયાન્તર, સર્પજાલ, વૃશ્ચિકજાલ, સિંહ, વ્યાઘ્ર, ગજ, અશ્વ, આદિ જાલનુ નિરૂપણ કર્યું છે તેમ જલ, અગ્નિ, શસ્ત્ર, આદિ ૧૬ પ્રકારની ફેરણી વિદ્યાનુ પણ નિરૂપણ કર્યું છે

**૨૪. મહેન્દ્રજાલશાસ્ત્ર**—આ શાસ્ત્ર **વીરબાહુ**એ રચ્યુ છે તેમા ૧૨ અધ્યાય છે તેમા અગ્નિસ્તમ્ભન, જલસ્તમ્ભન વાતસ્તમ્ભન, ગતિસ્તમ્ભન, આદિ ૧૧૬ પ્રકારના સ્તમ્ભનોનુ નિરૂપનુ કર્યુ છે

**૨૫. અર્થશાસ્ત્ર**—આ શાસ્ત્ર **વ્યાસે** બનાવ્યુ છે તેમા ત્રણ કાણ્ડ છે તેમા ધર્મને અનુસાર ધન કમાવાના ૮૦ પ્રકારના ઉપાય પ્રતિપાદન કર્યા છે

**૨૬ શક્તિતન્ત્ર**—આ શાસ્ત્ર **અગસ્ત્ય** મુનિએ બનાવ્યુ છે તેમા આઠ અધ્યાય છે તેમા મૂલપ્રકૃતિ, માયા, અવિદ્યા તામસી, આવરણ અને વિક્ષેપના ભેદથી શક્તિનુ નિરૂપણ કરીને સૂર્ય ચન્દ્ર, અગ્નિ વાત, જલ, શિલા, આદિ ૬૪ પ્રકારની બાહ્ય શક્તિનુ નિરૂપણ કર્યુ છે તેમજ તે સૂર્યાદિનુ આકર્ષણ, સંયોજન, સંસ્થાપન, સંબન્ધન, આદિ ૨૫ પ્રકારની ક્રિયાને ઉપયુક્ત મન્ત્ર અને તન્ત્ર આદિના સ્વરૂપનુ વર્ણન કરીને, તથા બ્રહ્માણ્ડની અન્તર્ગત સાત કોટિ અદૃશ્ય શક્તિઓનુ નિરૂપણ કરીને, તે શક્તિઓનુ આકર્ષણ, સંઘર્ષણ, સંમર્દન, જલપાન, દારણ, પાચન ભ્રમણ, સંસર્ગ, આદિ ૮૮ પ્રકારના વિદ્યુદાકર્ષણ આદિ ઉપાયો બતાવ્યા છે તથા તે શક્તિઓને તાર મોકલવા, ચક્રાદિ ઘુમાવવા ઇત્યાદિ કામોમા લાવવાના ૧૨૬ પ્રકારના ઉપાયો બતાવ્યા છે

૨૭. **સૌદામિનીકલાશાસ્ત્ર**—આ શાસ્ત્ર **માતઙ્ગ** મહર્ષિએ બનાવ્યુ છે તેમા પ્રથમ ભાગમા ચાર અઙ્ગ ( અધ્યાય ) છે તેમા ભૂમિ તથા આકાશમા રહેના પદાર્થોની છાયાને આકર્ષણ કરવાનો ઉપાય, તથા મનુષ્ય આદિ જઙ્ગમ વર્ગોની આકૃતિ, ભાવ, કર્મ, શબ્દ તથા ચેષ્ટા આદિને આકર્ષણ કરવાના અથવા ફોટો ઉતારવાના ઉપાયનુ નિરૂપણ કરીને, દ્વિતીય ભાગમા શરીરની અન્દર રહેલા રક્ત, માસ, અસ્થિ, હૃદય, આદિનો ફોટો ઉતારવાનો ઉપાય બતાવ્યો છે તથા પર્વતાદિ સ્થાવર પદાર્થોની અન્દર રહેના પદાર્થોનો ફોટો ઉતારવાનો ઉપાય પણ બતાવ્યો છે

૨૮. **શુદ્ધવિદ્યાકલાપ**—આ શાસ્ત્ર આશ્વલાયન મહર્ષિએ બનાવ્યુ છે, અને તેમા ૧૬ અધ્યાય છે તેમા, આ પ્રપઞ્ચ અનાદિ છે, કે સાદિ છે, કે સ્વત સિદ્ધ છે, કે અનિર્મિત છે ? જો બનાવેલુ ( નિર્મિત ) હોય તો ક્યારે, કોણે, અને શા માટે બનાવ્યુ છે ? અને જો સ્વત સિદ્ધ હોય તો તેનુ શુ પ્રયોજન છે ?—તેનો વિચાર કરીને, જીવસૃષ્ટિ તથા ઈશ્વરસૃષ્ટિ—એવી બે પ્રકારની સૃષ્ટિ છે, તે સર્વ સૃષ્ટિ સ્વયપ્રકાશ અખણ્ડૈકરસ જે પરમાત્મા છે તેના પ્રકાશસ્પન્દન માત્રથી બ્રહ્મમા વ્યાપ્ત છે—એવુ નિરૂપણ કરીને, જગતની સૃષ્ટિ, સ્થિતિ, અને લય એ ત્રણ અવસ્થાનુ નિરૂપણ કરી આત્માના ભૂમત્વને જાણવાનો ઉપાય બતાવ્યો છે.

૨૯. **બ્રહ્માણ્ડસાર**—આ શાસ્ત્ર **વ્યાસે** બનાવ્યુ છે તેમા જેવી રીતે સૂર્યના કિરણ દર્પણમાથી નિકળીને અન્યત્ર પ્રકાશિત થાય છે, તેવી રીતે મૂલ પ્રકૃતિમાથી, પરમાત્માની ઈક્ષણ શક્તિનો જે પ્રકાશ છે તેના કિરણ રૂપી બ્રહ્માણ્ડસૃષ્ટિ નિકળે છે તેનુ, તથા બ્રહ્માણ્ડનો સૃષ્ટિક્રમ, બ્રહ્માણ્ડનુ સ્વરૂપ, તેના ભેદ, પ્રમાણ, ભ્રમણ, તેની શક્તિ, આદિનુ નિરૂપણ કર્યું છે.

૩૦. **અંશુબોધિનીશાસ્ત્ર**—આ શાસ્ત્ર **ભરદ્વાજે** બનાવ્યુ છે તેમા આઠ અધ્યાય છે તેના પ્રથમ ચાર અધ્યાયમા બ્રહ્માણ્ડની અન્તર્ગત કશ્યપ આદિ આઠ સૂર્યમણ્ડલ તથા તેમની શક્તિ, વેગ, ઉષ્ણ, ગતિ, વિસ્તાર, પ્રમાણ, ભાર, (વજન), આદિ ૪૪ લક્ષણોનુ નિરૂપણ કર્યું છે અને ઉત્તર ચાર અધ્યાયમા તમ, પ્રકાશ, વાત, અગ્નિ, વિદ્યુત, જલ, ઔષધિ, અન્ન, વાયુ આદિ સૃષ્ટિને ઉપયુક્ત સાત કોટિ કિરણોના કેન્દ્રસ્થાનનુ નિરૂપણ કરીને, તે કન્દ્રમા ફેલાયલા કિરણોની સ્વરૂપશક્તિ, પ્રકાશશક્તિ, વર્ણશક્તિ, વિદ્યુતશક્તિ, તમ શક્તિ, આદિ ૧૦૦૫ પ્રકારની શક્તિઓને આકર્ષણ કરવામા ઉપયુક્ત દર્પણાદિનુ, તથા તે કિરણોનુ દર્શન, સ્પર્શન, પ્રમાપન, પૃથક્કરણ, વિભજન, આદિને ઉપયોગી ૧૬૪ પ્રકારની સામગ્રીઓને, તથા તેમના દર્શન આદિને ઉપયોગી ૮૦ પ્રકારના યન્ત્રોને કહીને, સૂર્યકિરણમા જે શક્તિ છે તેનુ લઘુત્વ, ગુરુત્વ વેગત્વ, આદિ શક્તિઓને માપવાના યન્ત્રોને બતાવ્યા છે તેમ પૃથિવી, જલ, તેજ, વાયુ, આકાશ આદિમા અત્યન્ત દૂર સ્થિત જનોના સભાષણ આદિને જાણવાના ઉપાય પણ બતાવ્યા છે

૩૧. **અણ્ડકૌસ્તુભ**—આ શાસ્ત્ર **પરાશરે** બનાવ્યુ છે તેમા ૧૮ તરઙ્ગ (અધ્યાય) છે. તેમા કુણ્ડલિની આદિ અનન્ત સૃષ્ટિમાર્ગમા અનન્ત કોટિ બ્રહ્માણ્ડ છે, તે બ્રહ્માણ્ડોના

૩૮. **પ્રપઞ્ચલહરી**—આ શાસ્ત્ર મહર્ષિ **વસિષ્ઠજીએ** બનાવ્યુ છે તેમા ૧૨ અધ્યાય છે તેના પૂર્વ ભાગમા—જગત્સૃષ્ટિનુ કારણ કાર્ય, તથા પ્રયોજક આદિનુ નિરૂપણ કરીને, ઉત્તર ભાગમા—પ્રપઞ્ચની સ્વયસિદ્ધિ બતાવી છે

૩૯. **યન્ત્રસર્વસ્વ**—આ શાસ્ત્ર મહર્ષિ **ભરદ્વાજે** બનાવ્યુ છે, તેમા આઠ અધ્યાય છે તેમા પૃથિવી ઉપર ભ્રમણ કરવા યોગ્ય ૩૩૯ પ્રકારના યન્ત્ર, તથા સાગર આદિમા ગુપ્ત રીતે અથવા પ્રત્યક્ષ રૂપે ચાલવા યોગ્ય નૌકા, નૈકા, ડોના, જાલા આદિ ૭૮૩ પ્રકારના યાન (વાહન) તથા દેવ, ગન્ધર્વ, આદિ અન્તરિક્ષમા ભ્રમણ કરવા યોગ્ય, મન્ત્રતન્ત્રથી બનાવેલા, ૧૦૧ પ્રકારના વિમાનો, તથા દૃશ્ય અને અદૃશ્ય પદાર્થોને આકર્ષણ કરવાનુ યન્ત્ર, સુવર્ણ, તામ્ર, આદિને આકર્ષણ કરવાનુ યન્ત્ર, શબ્દ, રૂપ, આદિને આકર્ષણ કરવાનુ યન્ત્ર—એવા અનેક પ્રકારના યન્ત્ર પ્રતિપાદન કર્યા છે.

૪૦. **લોહતન્ત્ર**—આ શાસ્ત્ર **શાકટાયન** મુનિએ બનાવ્યુ છે તેમા ૩૨ અધ્યાય છે તેમા ભૂમુખ, ભૂગર્ભ, ભૂપૃષ્ઠ, ભૂકોશ, ભૂચક્ર, ભૂપક્ષ, આદિ ૬૪ પ્રકારના પૃથિવીભાગનુ નિરૂપણ કરીને તેની ઉપર રહેલા ખનિજ પદાર્થનો ૪ વર્ણમા વિભાગ કરીને, તથા સ્ત્રી, પુરૂષ, નપુસક, એવા ભેદ પાડી સ્ત્રીગર્ભ, ક્લીબગર્ભ, વન્ધ્યાગર્ભ, પૂર્ણગર્ભ, સામાન્યગર્ભ, સસર્ગગર્ભ, સજાતીય ગર્ભ, વિજાતીયગર્ભ, બાલગર્ભ, આદિ ૩૦૬ પ્રકારના ગર્ભોનુ નિરૂપણ કર્યુ છે બાદ ૩૦૭૫ પ્રકારના લોહ તથા તેની અદર જે વર્ણ, ગુણ, લઘુ, આદિ ગુણ છે તેનુ પ્રતિપાદન કર્યુ છે.

૪૧. **કર્માબ્ધિસાર**—આ શાસ્ત્ર **આપસ્તંબ** મુનિએ બનાવ્યુ છે તેમા ૧૦ અધ્યાય છે તેમા વેદોમા કહેલા કર્મ, ઉપાસના અને જ્ઞાનકાણ્ડથી ઉપદિષ્ટ જે શ્રૌત, સ્માર્ત, તાન્ત્રિક, આભિચારિક, આદિ અષ્ટવિધ કર્મ છે તેના તાત્પર્યને પ્રતિપાદન કર્યુ છે

૪૨. **ધાતુસર્વસ્વ**—આ શાસ્ત્ર **બોધાયન** મહર્ષિએ બનાવ્યુ છે તેમા ૧૨ અધ્યાય છે તેમા પ્રથમ ભાગમા શરીરની અન્તર્ગત ચર્મ, માસ, આદિ સાત ધાતુનુ નિરૂપણ કરીને બીજા ભાગમા બ્રહ્માણ્ડની અન્તર્ગત પાતાવર્ત, ખનિજરન્ધ્ર, છિદ્રમુખ, આદિ ૪૭ સ્થાનોમા રહેલી શુદ્ધ, અતિશુદ્ધ, સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ, વિષ, અમૃત, મૃદુ, કઠીન, દ્રાવક, અદ્રાવક, સ્ફુટ, અસ્ફુટ, આદિ ૩૦૯ પ્રકારની ધાતુનુ સ્વરૂપ, તેમના વર્ણ, ગુણ, તથા પ્રયોજનનુ નિરૂપણ કર્યુ છે તેમજ મિશ્રધાતુ, લોહધાતુ કૃતકધાતુ, આદિ ૧૦૧ બનાવટી ( કૃત્રિમ ) ધાતુઓનુ નિરૂપણ પણ કર્યુ છે

૪૩. **નામાર્થકલ્પ**—આ શાસ્ત્ર **અત્રિ** મહર્ષિએ બનાવ્યુ છે તેમા ૨૪ અધ્યાય છે તેમા પ્રથમ ભાગમા નામ રૂપાત્મક પ્રપઞ્ચમા પ્રથમ રૂપની ઉત્પત્તિ થઈ છે, કે નામની, કે બનેની સાથે થઈ છે—એવી શકા કરીને જીવસૃષ્ટિ તથા ઈશ્વરસૃષ્ટિ એવી બે પ્રકારની સૃષ્ટિ બતાવીને, જીવના ભોગને માટે પરમેશ્વરે શુદ્ધસત્ત્વપ્રધાન માયાને લઈને પ્રથમ રૂપની સૃષ્ટિ કરી, પછી ઈશ્વરનો મહિમા બતાવનાર રામ, કૃષ્ણ, હરિ, હર, આદિ રૂપને અનુકૂલ નામ, તથા તૃણાદિના રૂપને અનુગુણ અને તે પદોની શક્તિથી નિયતના અર્થના બોધક નામોની સૃષ્ટિ કરી છે પછી જીવ પોતાના ભોગને માટે ઈશ્વરસૃષ્ટિનો ભિન્ન ભિન્ન રૂપે વિભાગ કરીને, તે વિભાગને અનુસાર ભોગરૂપી જે ક્રિયા તે ક્રિયાનિમિત્ત જે અર્થ તે અર્થના બોધક જે

નામ તેની સૃષ્ટિ કરી. માટે શક્ત્યર્થાવબોધક નામરૂપાત્મક સૃષ્ટિ ઈશ્વરની, અને ક્રિયાર્થાવબોધક નામરૂપાત્મક સૃષ્ટિ જીવની બતાવી છે. અને ઉત્તર ભાગમાં માતૃકાસ્વરૂપ (વર્ણમાલા—Alphabet ) બતાવી અકારથી લઈ ક્ષકાર સુધીના પ્રત્યેક વર્ણોમાં "**एकैकवर्णसंक्लृप्तशक्तयः सप्तकोट्यः**" એ પ્રમાણને અનુસાર સાત કરોડ શક્તિનું નિરૂપણ કર્યું છે, તથા વર્ણોમાં જેટલી શક્તિ છે તે શક્તિના સંયોગથી રૂપસૃષ્ટિ થાય છે, અને તે શક્તિના તત્તત્ વર્ણોથી નામસૃષ્ટિ થાય છે એવું પ્રતિપાદન કર્યું છે.

૪૪. **વાયુતત્વપ્રકરણ**—આ શાસ્ત્ર **શાકટાયને** રચ્યું છે. તેમાં ૧૨ અધ્યાય છે. તેમાં ચોરાશી હજાર વાયુઓનું નિરૂપણ કરીને તેમનાં નામ, ગુણ, વેગ, ગતિ, સૂક્ષ્મ, આદિ ૩૧૯ પ્રકારના વિકારોનું નિરૂપણ કર્યું છે. અને દશ કરોડ પાંચસે વાતમણ્ડલો તથા તેમાં અણ્ડવાહક, લોહવાહક, આદિ વાયુમંડલો તથા મધુર આદિ રસને ઉત્પન્ન કરનારી વાતશક્તિઓનું નિરૂપણ કર્યું છે, તેમજ વાયુને માપવાનું યંત્ર પણ તેમાં બતાવ્યું છે.

૪૫. **વૈશ્વાનર તંત્ર**—આ શાસ્ત્ર **નારદે** બનાવ્યું છે. તેમાં જાઠર, વાડવ, આદિ ૧૦૧ અગ્નિનું નિરૂપણ કરીને ૧૦૦૭ પ્રકારનાં અગ્નિસ્વરૂપ તથા તેમના ગુણ, પ્રયોજન, આદિનું નિરૂપણ કર્યું છે.

૪૬. **ધૂમપ્રકરણ**—આ શાસ્ત્ર **નારદ** મુનિએ બનાવ્યું છે. તેમાં ત્રણ અધ્યાય છે. તેમાં અગ્નિસ્વરૂપનો નિર્ણય કરવાને માટે ધૂમને હઠાવવાનું દર્પણ, તેલ, યંત્ર, આદિનું નિરૂપણ કર્યું છે.

૪૭. **ઓષધિકલ્પ**—આ શાસ્ત્ર **અત્રિ** મહર્ષિએ બનાવ્યું છે. તેમાં સાત અધ્યાય છે. તેમાં પૂર્વ ભાગમાં દશ્ય, અદશ્ય, જ્વલન, અતિજ્વલન, આગ્નજનિક, આદિ ચાર લાખ મહૌષધિઓનું નિરૂપણ કરીને, ઉત્તર ભાગમાં ભૂત, પ્રેત, પિશાચ, બ્રહ્મરાક્ષસ, આદિને હઠાવવાને માટે લાખો કરોડો વર્ષ સુધી મનુષ્ય શરીર રહી શકે તેને માટે, ઔષધિ તથા કાયસિદ્ધિ આદિનું નિરૂપણ કર્યું છે.

આ પ્રકારની અનેક વિદ્યા તથા કલાનું જ્ઞાન જ આ લોક સંબંધી તથા પરલોક સંબંધી સુખ આપનાર છે, તેથી વિદ્યાનું અધ્યયન કરવું તે જ બ્રાહ્મણોનો મુખ્ય ધર્મ છે. બ્રાહ્મણને શરીરના નિર્વાહના સાધનની ન્યૂનતાને લીધે ભણવામાં કંઇક હરકત પહોંચવાનો સંભવ છે. તેથી તેને પ્રતિગ્રહનો પણ અધિકાર આપ્યો છે. યાચના કરીને નિર્વાહ કરવો, પરન્તુ અધ્યયનનો પરિત્યાગ ન કરવો, એ શાસ્ત્રનો ઉદ્દેશ છે. ૬૪ કલામાંથી કોઇ પણ શીખે તો અન્ન વિના કોઇ પણ ભૂખ્યો મરે નહીં. ખાવાનું ઠેકાણું ન હોય, અને ઘરમાં બાલક અને બાલિકા મળી ઘણાં કુટુંબ હોય, છતાં ૧૦ વર્ષના નાના બાલકને માટે વિવાહની નજરોજ રાખે છે. આ કોઇ બ્રાહ્મણનો ધર્મ નથી. એવી મલિન પ્રજાથી દેશની અધોગતિ થાય છે. તેને આપવાથી પુણ્ય નથી. માટે વિદ્યા તથા કલાને શીખવી તે જ મુખ્ય કર્તવ્ય છે. વિદ્યા ભણવી તે બ્રાહ્મણ માત્રનો ધર્મ નથી, મનુષ્ય માત્રનો ધર્મ છે; અને સર્વના સુખને માટે છે. વ્યવહારમાં રહીને સર્વને ધર્મનું પાલન કરવાનો શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે, કારણ કે પ્રાચીન કાલમાં કોઇ એક દુર્લભ મનુષ્ય જ સંન્યાસી થતો હતો. કેમકે સંન્યાસ બહુ કઠિન છે, અને તેથી તેને માટે બહુ યોગ્યતા સંપાદન કરવાની જરૂર છે. વૈદિક ધર્મનાં શાસ્ત્રોની સંખ્યા બહુ જ છે. તે સર્વનું અધ્યયન કોઈ એક મનુષ્ય જ

કરી શકે છે અને તેનાથી બીજું મર્મ થઇ રાક ૧ ૧ નહી તે બુદ્ધિનુ જ ાર્ય કરી શકે સૃષ્ટિસમયમા બ્રાહ્મણાદિક મો ના ત વાતનો જાતિનિવેક અધ્યાયમા નિર્ણય કરવામા આવશે

બ્રાહ્મણોમા અધ્યયનાદિની પરપરા હોવાથી પઠના પઢાવવાની શક્તિ તથા તિતિક્ષા આદિ સ્વભાવસિદ્ધ છે પૂર્વ જન્મમા જે જે પ્રમાણે મનુષ્યોનુ ધર્માચરણ તથા જ્ઞાન હોય છે તેને અનુસાર બીજા જન્મમા તેના સસ્કાર જેવામા આવે છે

**शमो दमस्तप शौच क्षान्तिरार्जवमेव च ।**

**ज्ञानविज्ञानमास्तिक्य ब्रह्मकर्मस्वभावजम् ॥** भ० गी० अ० १८-४२ ॥

અર્થ —ચિત્તની શાન્તિ, બાહ્યેન્દ્રિયનો નિગ્રહ, શરીર વાણી અને મનથી થતુ તપ, બાહ્ય અને આભ્યન્તર શૌચ ક્ષમા કુટિલતાનો અભાવ જ્ઞાન (વેદશાસ્ત્રાદિ વિષયક જ્ઞાન) વિજ્ઞાન (કર્મકાણ્ડ વિષયમા યજ્ઞાદિ કરવાની કુશળતા અને જ્ઞાનકાણ્ડમા જીવબ્રહ્મની એકતાનો અનુભવ ઇત્યાદિ) આસ્તિક્ય (સાત્ત્વિકી શ્રદ્ધા)-આ શમાદિ નવ સત્ત્વગુણના સ્વભાવ વાળી બ્રાહ્મણજાતિનુ કર્મ છે અર્થાત્ બ્રાહ્મણજાતિ જે કર્મ કરે તે શમદમાદિ યુક્ત જ હોય છે

અન્ય જાતિમા આ ગુણો હોવાનો સભવ છે, કેમકે સત્ત્વગુણ તથા ધર્મશ્રદ્ધા વગેરે સર્વમા હોય છે તથાપિ પૂર્વ જન્મમા કોઇ પણ શરીરમા કરેલા ધર્માચરણથી આ જન્મમા બ્રાહ્મણ શરીરને પ્રાપ્ત થાય ત્યારે તે શરીરમા પૂર્વ સસ્કારના બળથી શાસ્ત્રનુ અધ્યયન તથા સ્પષ્ટ શબ્દોનુ ઉચ્ચારણ, તથા શ્રદ્ધા આદિ વિશેષે કરીને હોવાનો સભવ છે તેથી પઢાવવાનુ કાર્ય તેને માટે રાખ્યુ ઉપદેશ પણ સપૂર્ણ જ્ઞાન યુક્ત મનુષ્યોને જ કરવાને અધિકાર છે અર્ધજ્ઞાની શાસ્ત્રતાત્પર્યને પૂર્ણ રીતે નહી જાણી લોકોને ઉલટા માર્ગમ પણ લઇ જાય છે તેથી લોકોને એક સરખી નિષ્ઠા થવાનો સભવ નથી, કેમકે અર્ધજ્ઞાની મનુષ્યો ભિન્ન ભિન્ન રીતે ઉપદેશ કરવાથી શ્રોતા લોકોમા શકા જ વધે છે તે લો સ્વય અજ્ઞાની હોવાથી સ્વય તો નિર્ણય કરી જ શકતા નથી, અને કહેનાર ભિન્ન ભિન્ન રીતે કહે છે ત્યારે લોકને ધર્મસકટ અવશ્ય આવે છે અને ધર્મમાર્ગ પણ ધીમે ધીર બગડે છે

વૈદિક ધર્મમા પહેલા ધર્મનો નિર્ણય કરવાને માટે વિદ્વાનોની એક સભા રહેતી હતી તેનુ નામ ધાર્મિક પરિષદ્ હતુ એ સભામાથી જેઓને અધિકાર આપવામા આવતો હ તે જ લોકો ધર્મનો ઉપદેશ કરી શકતા હતા ઉપદેષ્ટા પૂર્ણ વિદ્વાન્ સદાચારી નિ સ્વાથ અને સત્યવક્તા હોય તેની વ્યાસ સજ્ઞા કરી છે ભગવાન્ વેદવ્યાસે વેદને અનેક શાખાર વિભક્ત કરી વેદના જ્ઞાનને ઋષિ લોકોને જણાવ્યુ અને વૈદિક શ્રુતિનુ તાત્પર્ય પુરાણ ત ઇતિહાસ દ્વારા પ્રાણી માત્રને સમજાવ્યુ, અને યોગશાસ્ત્રના સિદ્ધાન્ત બહુ કઠિન હતા તે ઉપર ભાષ્ય કરીને મુમુક્ષુ લોકોને કૃતાર્થ કર્યા વ્યાસજી તુલ્ય યોગ્ય વિદ્વાન્ તથા સદાચા થતુ જોઇએ એ ભાવથી હાલના સમયના ઉપદેષ્ટાને વ્યાસ નામથી કહ્યા છે

**कलस्वरसमायुक्त रसभावसमन्वितम् ।** भवि. पु. ब्रा. प. अ. २१६ श्लो. ९

बुध्यमानः सदात्यर्थं ग्रन्थार्थं कृत्स्नशो नृप ।
ब्राह्मणादिषु वर्णेषु ग्रन्थार्थं वाचयेन्नृप ॥ ,, ॥ १०० ॥

य एवं वाचयेद्राजन् स विप्रो व्यास उच्यते ।
अतोऽन्यथा कथयिता ज्ञेयोऽसौ वक्तृनामकः ॥ ,, ॥ १०१ ॥

અર્થ:—હે રાજન્ ! મધુર સ્વર તથા રસ તથા ભાવથી યુક્ત તથા ગ્રન્થના ગૂઢ અર્થને સારી રીતે જાણનાર ગ્રન્થોના તાત્પર્યને જે બ્રાહ્મણાદિ સર્વ વર્ણોને સંભળાવે તે વ્યાસ કહેવાય છે. તેથી અતિરિક્ત કથા કરનાર (कथक) સર્વ વક્તા કહેવાય છે. વેદશાસ્ત્ર અર્થાત્ સાંખ્ય, યોગ, મીમાંસા, વેદાન્ત, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, આદિકોના વેત્તા હોયા વિના સંપૂર્ણ ગ્રન્થોના અર્થને કોઈ પણ શ્રવણ કરાવી શકે નહીં. માટે પૂર્ણ વિદ્વાન્ જ ઉપદેષ્ટા હોવો જોઇએ.

વળી કેટલો પણ વિદ્વાન્ હોય, પરન્તુ તેના આચરણની ખબર પડતી નથી. તેથી ધાર્મિક પરિષદ્ નિર્ણય કરીને તેને આજ્ઞા આપે ત્યારે જ તેને ઉપદેશ દેવાનો હક હોય છે. બીજો કોઈ ઉપદેશ આપવાને અધિકારી નથી. જે વ્યાસ પદવીને યોગ્ય વિદ્વાન્ હોય એવા મનુષ્યની સંખ્યા બહુ થોડી જ હોય છે. તેનાથી બીજું કામ થવું પણ કઠણ છે. તેથી પરંપરાથી ચાલ્યા આવેલા આ ગુણોને જોઇને બ્રાહ્મણોને જ ભણાવવું આદિક કાર્ય કરવાનો નિયમ કર્યો છે. મનુષ્યને સ્વભાવથી ઉપદ્રવ કરનાર દુષ્ટ લોક બહુ હોય છે, તે ચોરાદિ દુષ્ટોથી તથા અન્ય પ્રકારની આપત્તિથી મનુષ્યોની રક્ષા કરવાને માટે મનુષ્યને આવશ્યકતા છે. તેથી શૌર્ય, તેજ, ધૈર્ય, કુશલતા અર્થાત્ તત્કાલ પ્રાપ્ત થયેલા કાર્યમાં મોહ વિના પ્રવૃત્તિનું કારણ દક્ષતા, તથા યુદ્ધમાં પાછું ન પડવું, તથા દાન, તથા ઈશ્વરભાવ અર્થાત્ જેના પ્રતિ પોતાની પ્રભુશક્તિ બતાવવી હોય તેને તે બતાવવાનું સામર્થ્ય, આદિ ક્ષત્રિયોના ગુણોને જોઇ દુષ્ટોથી રક્ષણ દ્વારા પ્રજાનું રક્ષણ કરવાનું કાર્ય ક્ષત્રિયોને સોંપ્યું હતું. તેઓ પોતાને ધર્મોપયોગી વેદને ભણી રાજનીતિનું વિશેષ શિક્ષણ લેતા હતા. અને ધનુર્વેદમાં પારંગત થઇને રાજ્યની રક્ષા કરતા હતા.

વળી ભણાવવામાં તથા ઉપદેશ દેવામાં તથા નાના પ્રકારની ધાર્મિક સંસ્થા ચલાવવાના ઝઘડામાં તત્પર રહેનારને, તથા રાજ્યપાલન કરવાના ઝઘડામાં દિનરાત વીતાવનારને કૃષ્યાદિક કરવાનો સમય મળવાનો સંભવ નથી, તે કારણથી ખેતીમાંથી અન્ન ઉત્પન્ન કરવાને માટે તથા વ્યાપારથી ધન ઉપાર્જન કરવાને માટે કૃષિ તથા ગાયોની રક્ષા, વ્યાપારમાં કુશલતા, આદિક ગુણવાળી વૈશ્ય જાતિને ખેતી આદિક કામ કરવામાં નિયુક્ત કરી. વૈશ્યમાં ખેતી કરનાર એક ભાગ, અને વ્યાપાર કરનાર બીજો ભાગ છે.

અને શૂદ્રને ધાર્મિક શિક્ષણ તો મળતું હતું. તેઓ પણ પોતાના ધર્મનું શિક્ષણ લઇને બીજાની સેવા કરવામાં તત્પર રહેતા હતા, કેમકે યોગ્ય રીતે સેવા કરનાર ન હોય તો બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોનું કામ બરાબર થવું સંભવિત નથી. તેથી ન્યૂન બુદ્ધિવાળા તથા શરીરમાં મજબૂત મનુષ્યોને સેવાના કામમાં લગાડ્યા.

આ પ્રમાણે જગતનો વ્યવહાર બરાબર ચલાવવાને માટે જાસનુસાર કર્મનો નિયમ કર્યો છે. વિશેષ, વેદનું અધ્યયન નહિ કરવાથી બ્રાહ્મણ પતિત થાય છે.

**अग्निकार्यात्परिभ्रष्टाः सन्ध्योपासनवर्जिताः ।**
**वेदं चैवानधीयानाः सर्वे ते वृपलाः स्मृताः ॥** पराशर माधव० अ० १२–३१॥

**અર્થ:**—અગ્નિની ઉપાસનાથી ભ્રષ્ટ થયેલા, તથા સન્ધ્યાવંદનથી રહિત, તથા વેદને નહીં ભણેલા–તે સર્વ વૃપલ અર્થાત્ શૂદ્ર કહેવાય છે. શૂદ્રાદિની સાથે સમાનતા થવી તેનું નામ વૃપલત્વ છે.

**तस्माद्वृपलभीतेन ब्राह्मणेन विशेषतः ।**
**अध्येतव्योऽप्येकदेशो यदि सर्वं न शक्यते ॥** परा. मा. अ. १२–३२ ॥

**અર્થ:**—માટે શૂદ્ર સમાન થવાના ભયવાળા બ્રાહ્મણે વેદનું અધ્યયન કરવું જોઇએ. જો સર્વ વેદોનું અધ્યયન ન કરી શકે તો તેનો એક ભાગ પણ અવશ્ય ભણવો જોઇએ. બ્રાહ્મણને માટે વેદાભ્યાસની સમાન કોઇ પણ તપ નથી.

**वेदाभ्यासो हि विप्राणां परमं तप उच्यते ॥** दक्ष सं० अ. २ श्लो. ३३ ॥

**અર્થ**—બ્રાહ્મણોને માટે વેદાભ્યાસ ઉત્તમ તપ કહેવાય છે.

**वेदस्वीकरणं पूर्वं विचारोऽभ्यसनं जपः ।**
**तद्दानं चैव शिष्येभ्यो वेदाभ्यासो हि पञ्चधा ॥** ,, ॥ ३४ ॥

**અર્થ:**—પ્રથમ વેદને ભણવો, પછી તેનો વિચાર કરવો, તેની આવૃત્તિ કરવી, તથા નિયમ પૂર્વક જપ કરવો, અને શિષ્યોને તે ભણાવવો–એ પાંચ પ્રકારનો વેદાભ્યાસ છે. તેની બરાબર બીજું કોઇ તપ નથી.

પુણ્યની પ્રાપ્તિ થાય, અને પાપ વિના શરીરનો નિર્વાહ થાય, એ બંનેને લક્ષ્ય રાખી ધર્મનું નિરૂપણ કરવામાં આવે છે. પ્રતિગ્રહ લેવો એ બ્રાહ્મણોને માટે ધર્મ કહ્યો છે. પરંતુ આ અધ્યયનમાં જેવી રીતનો નિર્બન્ધ છે તેવી રીતનો નિર્બન્ધ તેમાં નથી. પ્રતિગ્રહ તો જીવિકાને માટે ઉપાય બતાવ્યો છે.

**दुष्कृतं हि मनुष्यस्य सर्वमन्ने व्यवस्थितम् ।**
**यो यस्यान्नं समश्नाति स तस्याश्नाति किल्बिषम् ॥**

पद्म० पु० ख० ३, अ० ५६ श्लो० १५, ६ ॥

**અર્થ**—મનુષ્યનું પાપ સર્વ અન્નમાં જ સ્થિત છે. જે જેનું અન્ન ખાય છે તે તેનું પાપ ખાય છે.

આ પ્રમાણે અન્નાદિ વસ્તુનો પ્રતિગ્રહ કરવો તે દાતાનું પાપ જ લે છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. પરન્તુ વિદ્વાન્ તપસ્વી પ્રતિગ્રહને પચાવી શકે છે. તેને તે બાધા કરી શકતો નથી. તથાપિ બનતા સુધી ઋષિ લોક તેનો સ્વીકાર કરતા નહોતા. તેથી—

प्रतिग्रहं मन्यमानस्तपस्तेजोयशोनुदम् ।
अन्याभ्यामेव जीवेत शिलैर्वा दोषदृक् तयो ॥
भा० पु० स्क० ११, अ० १७–४१ ॥

અર્થઃ—તપ, બ્રહ્મતેજ, અને કીર્તિને નષ્ટ કરનાર હોવાથી પ્રતિગ્રહને યોગ્ય ન માનતા હોય તો ભણાવવાથી તથા યજ્ઞ કરાવવાથી નિર્વાહ ચલાવે એ બન્નેમા પણ જો દોષ દેખતા હોય તો શિલ વડે નિર્વાહ ચલાવે.

વેતન (પગાર) લઇને ભણાવવાની પણ શાસ્ત્રમા મના કરી છે

गृहीत्वा वेतनं वेदं योऽध्यापयति मूढधीः ।
अधीते यो हि वा दत्वा तावुभौ पापिनौ स्मृतौ ॥ सौ. पु अ. १०–४२ ॥

અર્થઃ—જે મૂઢબુદ્ધિ પુરુષ પગાર લઇને ભણાવે છે તથા જે પગાર આપીને ભણે છે તે બન્નેને પાપી કહ્યા છે

तयोर्मुखगता वेदा निन्दिता सर्वकर्मसु ।
सुराभाण्डगत तोयं यथा भवति निन्दितम् ॥ ,, ॥ ४३ ॥

અર્થઃ—એ બન્નેના મુખમા ગયેલા વેદ સર્વ કર્મમા નિન્દિત છે જેવી રીતે મદિરાના પાત્રમા રાખેલુ પાણી નિન્દિત( અપવિત્ર ) છે, તેવી રીતે તે વેદ પણ નિન્દિત જ છે

આ પ્રમાણે ધન આપીને ભણવુ તથા ધન લઇને ભણાવવુ તેનો નિષેધ કર્યો છે. માટે ભણાવવુ અથવા યજ્ઞ કરાવવો આદિ પણ છોડીને શિલ વડે પોતાનો નિર્વાહ કરવો ( ખેતરોમા પડેલા ધાન્યની ડુંડી, બાજરીઉ, આદિ એકઠા કરીને તેનાથી નિર્વાહ કરવો તેનુ નામ શિલ છે અને એક એક દાણો વીણીને દાણા એકઠા કરવા તેને ઉઞ્છવૃત્તિ કહે છે. એ શિલથી ઉત્તમ છે ) એ બન્નેમા કોઇનો પ્રતિગ્રહ નથી હોવાથી ઉત્તમ છે પરન્તુ આ પ્રકારનુ કષ્ટ સહન કરી ભણવુ, ભણાવવુ, આદિ વ્યવહાર ચલાવવો કઠિન છે. વનમા રહીને તપ કરીને પરમાત્માની પ્રાપ્તિ માત્ર જેને કરવી છે તેને માટે તે જીવિકા ઠીક છે. સર્વ કામને માટે પણ જીવિકાનો મળવો બહુ કઠિન છે જે કાળમા અન્નાદિનો વિક્રય નહોતો અને વનમા રહેનાર તપસ્વી બ્રહ્મચારીના રક્ષણમા રાજા તથા ધનાઢ્ય લોક તત્પર રહેતા હતા તે સમયમા એ વાત બની શકતી હતી આ સમયમા તે બની શકતુ નથી જેની પાસે જીવનનો ઉપાય છે તેણે તો ધર્મબુદ્ધિથી ભણાવવુ એ જ યોગ્ય છે. બીજા નિર્લોભતાથી પોતાની જીવિકાને માટે વેતન લઇને પણ ભણાવે તોપણ તે પાપનુ કારણ થઈ શકતુ નથી પરન્તુ બ્રહ્મચારીએ પ્રતિગ્રહ લેવાની મના છે તેથી તેણે તે લેવાની ઇચ્છા નહી રાખવી જોઇએ જો બ્રહ્મચારીના પિતા આદિક ધનિક હોવાથી અધ્યાપકને કાંઈ આપતા હોય તો તે લેવામા પાપ નથી પરન્તુ ભણાવવાનુ પુણ્ય તેને મળી શકતુ નથી પરન્તુ યાચનાવૃત્તિથી કરવુ તે અત્યંત નિકૃષ્ટ છે

यश्च याचनिको नित्यं न स स्वर्गस्य भाजनम् ।
उद्वेजयति भूतानि यथा चौरास्तथैव सः ॥

स्का० पु० ख० १ अ० ख० २, अ० ५ श्लो० १३१,२

नरकं याति पापात्मा नित्योद्वेगकरस्त्वसौ ॥ ,, ॥ १३२ ॥

અર્થ:—જે રોજ રોજ યાચના કરનાર મનુષ્ય છે તે સ્વર્ગનો ભાગી થતો નથી. જેમ ચોર લોક મનુષ્યોને ઉદ્વેગ કરાવે છે, તેવી રીતે યાચક મનુષ્ય પણ મનુષ્યોને ઉદ્વેગ પમાડે છે. તેવો હમેશાં ઉદ્વેગ કરાવનાર પાપી નરકમાં જાય છે.

महागुणैर्गरिष्ठोऽपि महात्माऽपि गिरीन्द्रजे ।
देहीति वचनात्सद्यः पुरुषो याति लाघवम् ॥

शि० पु० रु० सं० ख० ३, अ० २९–२७ ॥

અર્થ:—હે પાર્વતિ ! કોઇ મનુષ્ય ગુણમાં બહુ જ શ્રેષ્ઠ હોય અને મહાત્મા પણ હોય, તથાપિ જો તે કોઇને "મને આપો" એમ મુખથી કહે તો તે મનુષ્ય લઘુતાને પ્રાપ્ત થાય છે. ફરી તેનું ગુરુત્વ રહેતું નથી.

हिंसा चैवापरा तृष्णा याञ्चात्मज्ञाननाशिका ।

पद्म० पु० ख० ३, अ० ६०–७० ॥

અર્થ:—હિંસા તથા તૃષ્ણા તથા યાચ્ના (માગવું તે) આત્મજ્ઞાનનો નાશ કરનાર છે. માટે પોતાને માટે હોય કે બીજાને માટે હોય, તથાપિ યાચના ઘણી ખરાબ છે. માગીને ધર્માદા કરવાના ઠેકાદાર થવાને મનુષ્યજન્મ નથી.

मरणात्मार्थनादुःखमधिकं हि विवेकिनः ।
क्षणिकं मरणादुःखमनन्तं मार्थनाकृतम् ॥ भवि. पु० उ. प० अ. ४–१०८ ॥

અર્થ:—વિવેકી મનુષ્યને માટે માગવાનું દુઃખ મરવાના દુઃખથી પણ અધિક છે. મરવાનું દુઃખ એક ક્ષણ ભરનું હોય છે. યાચનાના દુઃખનો તો કોઇ અંત જ નથી.

जगतां पतिरर्थित्वाद्विष्णुर्वामनतां गतः ।
अधिकः कोऽपरस्तस्माद्यो न यास्यति लाघवम् ॥ ,, ॥ १०९ ॥

અર્થ:—જગતના સ્વામી વિષ્ણુ ભગવાન્ માગવાને માટે જ્યારે બલિની પાસે ગયા ત્યારે વામન થઇને ગયા. જેનાથી મોટા કોઇ નથી તેમને પણ નાના થઇને જવું પડ્યું. માગવાથી કોણ લઘુ થતું નથી !

देहीति वचनद्वारा देहस्थाः पञ्चदेवताः ।
सद्यो निर्गत्य गच्छन्ति धीश्रीह्रीशान्तिकीर्तयः ॥ ब्र. पु. अ. १३५–१० ॥

અર્થ:—જ્યારે કોઇ મનુષ્ય "મને આપો" એવું વચન કહે છે ત્યારે તેના દેહમાં રહેલી ધી અર્થાત્ બુદ્ધિશક્તિ, તથા શ્રી અર્થાત્ લક્ષ્મી, તથા લજ્જા, તથા શાન્તિ અને

કીર્તિ—એ પાંચ દેવતા તેના દેહમાંથી નિકળી ચાલ્યા જાય છે. અર્થાત્ માગનારમાં બુદ્ધિ-શક્તિ, લક્ષ્મી, લજ્જા, શાન્તિ, અને કીર્તિ કદાપિ રહેતાં નથી. તે વાત સર્વના અનુભવમાં છે. તેની અપકીર્તિ વિના બીજું કાંઇ સાંભળવામાં આવતું નથી.

तावद्गुणा गुरुत्वं च यावन्नार्थयते परम् ।
अर्थी चेत्पुरुषो जातः क्व गुणाः क्व च गौरवम् ॥ ब्र. पु. अ. १३५–११ ॥

અર્થ:—જ્યાંસુધી મનુષ્ય કોઈની પાસે યાચના કરતો નથી, ત્યાંસુધી જ તેના ગુણ અને ગુરુત્વની કિંમત છે. જો મનુષ્ય યાચક બની જાય તો ક્યાં તેના ગુણ છે અને ક્યાં તેનું ગૌરવ છે? અર્થાત્ ફરી તેની કોઇ પણ કિંમત રહેતી નથી.

तावत्सर्वोत्तमो जन्तुस्तावत्सर्वगुणालयः ।
नमस्यः सर्वलोकानां यावन्नार्थयते परम् ॥ „ ॥ १२ ॥

અર્થ:—જ્યાંસુધી મનુષ્ય બીજાની પાસે યાચના કરતો નથી, ત્યાંસુધી તે સર્વથી ઉત્તમ છે, અને ત્યાંસુધી સંપૂર્ણ ગુણોની ખાણ છે, તથા સર્વ લોકોને નમસ્કાર કરવા યોગ્ય છે. જે વખતે યાચના શરૂ કરી તે વખતે સર્વ યોગ્યતા નષ્ટ થઇ જાય છે.

शुष्कस्य कीटखातस्य वह्निदग्धस्य सर्वतः ।
तरोरप्यूपरस्थस्य वरं जन्म न चार्थिनः ॥ पं. तं. त० २ श्लो. ८९ ॥

અર્થ:—યાચકના જન્મ કરતાં સુકાયલા કીડાએ ખાધેલા, ચારે તરફથી અગ્નિ વડે દગ્ધ થયેલા, તથા ઉપર ભૂમિમાં ઉગેલા વૃક્ષનો પણ જન્મ શ્રેષ્ઠ છે. પરન્તુ યાચકનો નહીં.

दारिद्र्यस्य परामूर्तिर्याञ्चा न द्रविणाल्पता ।
अपि कौपीनवान् शंभुस्तथापि परमेश्वरः ॥ भोज. प्र. श्लो. १०० ॥

અર્થ:—યાચના એ દારિદ્રતાની મોટી મૂર્તિ છે, ધનની અલ્પતા એ નહીં. અર્થાત્ જેની પાસે ધન કમી હોય તે દરિદ્રતાની મૂર્તિ નથી, પરંતુ યાચના કરનાર દરિદ્રતાની મૂર્તિ છે. જેમ મહાદેવજીની પાસે માત્ર કૌપીન છે છતાં તેમને કોઇ દરિદ્ર કહેતું નથી, પરંતુ પરમેશ્વર કહે છે. માટે ધન થોડું હોવાના કારણથી મનુષ્ય દરિદ્ર કહેવાતો નથી, પરંતુ તૃષ્ણાળુ થઇને આમ તેમ માગતા ફરવું તેને જ દરિદ્રતા કહે છે. માગનાર ધન એકઠું કરીને ધનની દરિદ્રતા તો દૂર કરે છે, તથાપિ મન તો તેનું અવશ્ય દરિદ્ર જ રહી જાય છે. માટે યાચના વડે જીવન ચલાવવાનો નિશ્ચય કરીને વિવાહ કરી કુટુંબ વધારનાર મનુષ્ય અન્યાયી કહેવાય છે.

अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।
या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥ म. स्मृ. अ. ४–२ ॥

અર્થ:—જ્યાંસુધી આપત્તિકાલ આવ્યો નથી ત્યાં સુધી બ્રાહ્મણે અદ્રોહથી અર્થાત્ શિલ, ઉઞ્છ, અયાચિત, આદિ વૃત્તિ વડે, અથવા અલ્પ દ્રોહથી એટલે યાચના આદિ વડે, જે

વૃત્તિ છે તેનો સ્વીકાર કરીને જીવન ચલાવવું જોઈએ આ પ્રમાણે જો કે મનુ મહારાજે યાચના રૂપ દ્રોહવૃત્તિની પણ પરવાનગી આપી છે, તથાપિ તે શ્રેષ્ઠ નથી તે કેવળ વિદ્વાન્ બ્રાહ્મણની જીવિકાને માટે અધિક કષ્ટ હોય ત્યારે કરવાની કહી છે, કેમકે મનુજી જીવિકા વિષયમા કહે છે કે —

**यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वकर्मभिरगर्हितै ।**

**अक्लेशेन शरीरस्य कुर्वीत धनसञ्चयम् ॥ म. स्मृ. अ. ४–३ ॥**

અર્થ:—પોતાની પ્રાણસ્થિતિ માત્ર(**यात्रामात्र**)ને ઉપયોગી અર્થાત્ કુટુમ્બનુ પોષણ થાય એટલુ જ અનિન્દિત એટલે શાસ્ત્રમા જેની આજ્ઞા આપેલી હોય તેવા પોતાના કર્મથી શરીરને ક્લેશ આપ્યા વિના ધન સગ્રહ કરે એવા જીવિકાના ઉપાયનુ કથન કરીને આગળ તેવા અનિન્દિત જીવિકાના સાધનને પણ બતાવ્યુ છે

**ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा ।**

**सत्यानृताभ्यामपि वा न श्ववृत्त्या कदाचन ॥ ,, ॥ ४ ॥**

અર્થ:—આપત્કાલ સિવાયના વખતમા ઋતથી અથવા અમૃતથી અથવા મૃતથી અથવા પ્રમૃતથી અથવા સત્યાનૃતથી જીવન ચલાવવુ, પરંતુ શ્વવૃત્તિનો કદાપિ સ્વીકાર કરવો નહી

**ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ।**

**मृतं तु याचितं भैक्ष प्रमृतं कर्षणं स्मृतम् ॥ ,, ॥ ५ ॥**

અર્થ —ઉછ તથા શિલને ઋત કહે છે યાચના કર્યા વિના પ્રાપ્ત થયેલી વસ્તુ અમૃત કહેવાય છે જે યાચનાથી એકઠુ કરવામા આવે તેને મૃત કહે છે અને ખેતી વડે પોતે જે અન્ન ઉત્પન્ન કરે તેને પ્રમૃત કહે છે, કેમકે તેમા અનેક પ્રાણીઓનુ મૃત્યુ થાય છે

**सत्यानृतं तु वाणिज्य तेन चैवापि जीव्यते ।**

**सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥ ,, ॥ ६ ॥**

અર્થ —વ્યાપારમા સત્ય તથા અનૃત બન્ને બોલવુ પડે છે તેથી વ્યાપારને સત્યાનૃત કહે છે પોતાના સ્વામીનુ તાડન સહન કરવુ અને નીચ કર્મ કરવુ આદિક સેવાવૃત્તિમા હોય છે તાડનનુ સહન આદિ શ્વાન પણ કરે છે સેવાવૃત્તિ શ્વાનની વૃત્તિની સમાન છે માટે તેને શ્વવૃત્તિ કહી છે બ્રાહ્મણ તેનો હમેશા પરિત્યાગ કરે

આ જીવિકાના સાધનોમા અયાચિતને અમૃત રૂપ કહ્યુ છે તો પછી યાચનાવૃત્તિને શ્રેષ્ઠ માનવાનુ કોઈ કારણ નથી

ધર્મસૂત્રમા કૃષિ આદિ કરવાની પણ આજ્ઞા છે —

**कृपिवाणिज्ये चास्वयंकृते ॥ गौ० ध० सू० अ० ९ सू० ५ ॥**

અર્થ —કૃષિ તથા વાણિજ્ય એ બેને તથા પશુનુ પાલન (**च**) પણ, બીજાની પાસે કરાવી જીવિકા ચલાવે વળી—

**कुसीदं च ॥ गौ० ध० सू० अ० ९ सू० ६ ॥**

કીર્તિ—એ પાંચ દેવતા તેના દેહમાંથી નિકળી ચાલ્યા જાય છે. અર્થાત્ માગનારમાં બુદ્ધિ-શક્તિ, લક્ષ્મી, લજ્જા, શાન્તિ, અને કીર્તિ કદાપિ રહેતાં નથી. તે વાત, સર્વના અનુભવમાં છે. તેની અપકીર્તિ વિના બીજું કાંઇ સાંભળવામાં આવતું નથી.

**तावद्गुणा गुरुत्वं च यावन्नार्थयते परम् ।**
**अर्थी चेत्पुरुषो जातः क्व गुणाः क्व च गौरवम् ॥** ब्र. पु. अ. १३५–११ ॥

**અર્થ:**—જ્યાંસુધી મનુષ્ય કોઇની પાસે યાચના કરતો નથી, ત્યાંસુધી જ તેના ગુણ અને ગુરુત્વની કિંમત છે. જો મનુષ્ય યાચક બની જાય તો ક્યાં તેના ગુણ છે અને ક્યાં તેનું ગૌરવ છે? અર્થાત્ ફરી તેની કોઇ પણ કિંમત રહેતી નથી.

**तावत्सर्वोत्तमो जन्तुस्तावत्सर्वगुणालयः ।**
**नमस्यः सर्वलोकानां यावन्नार्थयते परम् ॥** „ ॥ १२ ॥

**અર્થ:**—જ્યાંસુધી મનુષ્ય બીજાની પાસે યાચના કરતો નથી, ત્યાંસુધી તે સર્વથી ઉત્તમ છે, અને ત્યાંસુધી સપૂર્ણ ગુણોની ખાણ છે, તથા સર્વ લોકોને નમસ્કાર કરવા યોગ્ય છે. જે વખતે યાચના શરૂ કરી તે વખતે સર્વ યોગ્યતા નષ્ટ થઇ જાય છે.

**शुष्कस्य कीटखातस्य वह्निदग्धस्य सर्वतः ।**
**तरोरप्यूपरस्थस्य वरं जन्म न चार्थिनः ॥** पं. तं. त० २ श्लो. ८९ ॥

**અર્થ:**—યાચકના જન્મ કરતાં સુકાયલા કીડાએ ખાધેલા, ચારે તરફથી અગ્નિ વડે દગ્ધ થયેલા, તથા ઉપર ભૂમિમાં ઉગેલા વૃક્ષનો પણ જન્મ શ્રેષ્ઠ છે. પરન્તુ યાચકનો નહીં.

**दारिद्र्यस्य परामूर्तिर्याञ्चा न द्रविणाल्पता ।**
**अपि कौपीनवान् शंभुस्तथापि परमेश्वरः ॥** भोज. प्र. श्लो. १०० ॥

**અર્થ:**—યાચના એ દરિદ્રતાની મોટી મૂર્તિ છે, ધનની અલ્પતા એ નહીં. અર્થાત્ જેની પાસે ધન કમી હોય તે દરિદ્રતાની મૂર્તિ નથી, પરંતુ યાચના કરનાર દરિદ્રતાની મૂર્તિ છે. જેમ મહાદેવજીની પાસે માત્ર કૌપીન છે છતાં તેમને કોઇ દરિદ્ર કહેતું નથી, પરંતુ પરમેશ્વર કહે છે. માટે ધન થોડું હોવાના કારણથી મનુષ્ય દરિદ્ર કહેવાતો નથી, પરંતુ તૃષ્ણાળુ થઇને આમ તેમ માગતા ફરવું તેને જ દરિદ્રતા કહે છે. માગનાર ધન એકઠું કરીને ધનની દરિદ્રતા તો દૂર કરે છે, તથાપિ મન તો તેનું અવશ્ય દરિદ્ર જ રહી જાય છે. માટે યાચના વડે જીવન ચલાવવાનો નિશ્ચય કરીને વિવાહ કરી કુટુંબ વધારનાર મનુષ્ય અન્યાયી કહેવાય છે.

**अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।**
**या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥** म. स्मृ. अ. ४–२ ॥

**અર્થ:**—જ્યાંસુધી આપત્તિકાલ આવ્યો નથી ત્યાં સુધી બ્રાહ્મણે અદ્રોહથી અર્થાત્ શિલ, ઉચ્છ, અયાચિત, આદિ વૃત્તિ વડે, અથવા અલ્પ દ્રોહથી એટલે યાચના આદિ વડે, જે

વૃત્તિ છે તેનો સ્વીકાર કરીને જીવન ચલાવવું જોઇએ. આ પ્રમાણે જો કે મનુ મહારાજે યાચના રૂપ દ્રોહવૃત્તિની પણ પરવાનગી આપી છે, તથાપિ તે શ્રેષ્ઠ નથી. તે કેવલ વિદ્વાન્ બ્રાહ્મણની જીવિકાને માટે અધિક કષ્ટ હોય ત્યારે કરવાની કહી છે, કેમકે મનુજી જીવિકા વિષયમાં કહે છે કેઃ—

**यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वकर्मभिरगर्हितैः ।**

**अक्लेशेन शरीरस्य कुर्वीत धनसंचयम् ॥** म. स्मृ. अ. ४—३ ॥

અર્થઃ—પોતાની પ્રાણસ્થિતિ માત્ર(**यात्रामात्र**)ને ઉપયોગી અર્થાત્ કુટુંબનું પોષણ થાય એટલું જ અનિન્દિત એટલે શાસ્ત્રમાં જેની આજ્ઞા આપેલી હોય તેવા પોતાના કર્મથી શરીરને ક્લેશ આપ્યા વિના ધન સંગ્રહ કરે. એવા જીવિકાના ઉપાયનું કથન કરીને આગળ તેવા અનિન્દિત જીવિકાના સાધનને પણ બતાવ્યું છે. ’

**ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा ।**

**सत्यानृताभ्यामपि वा न श्ववृत्त्या कदाचन ॥** „ ॥ ४ ॥

અર્થઃ—આપત્કાલ સિવાયના વખતમાં ઋતથી અથવા અમૃતથી અથવા મૃતથી અથવા પ્રમૃતથી અથવા સત્યાનૃતથી જીવન ચલાવવુ, પરંતુ શ્વવૃત્તિનો કદાપિ સ્વીકાર કરવો નહીં.

**ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ।**

**मृतं तु याचितं भैक्षं प्रमृतं कर्षणं स्मृतम् ॥** „ ॥ ५ ॥

અર્થઃ—ઉંચ્છ તથા શિલને ઋત કહે છે. યાચના કર્યા વિના પ્રાપ્ત થયેલી વસ્તુ અમૃત કહેવાય છે. જે યાચનાથી એકઠું કરવામાં આવે તેને મૃત કહે છે. અને ખેતી વડે પોતે જે અન્ન ઉત્પન્ન કરે તેને પ્રમૃત કહે છે, કેમકે તેમાં અનેક પ્રાણીઓનું મૃત્યુ થાય છે.

**सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।**

**सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥** „ ॥ ६ ॥

અર્થ.—વ્યાપારમાં સત્ય તથા અનૃત બંને બોલવું પડે છે. તેથી વ્યાપારને સત્યાનૃત કહે છે. પોતાના સ્વામીનું તાડન સહન કરવું અને નીચ કર્મ કરવું આદિક સેવાવૃત્તિમાં હોય છે. તાડનનું સહન આદિ શ્વાન પણ કરે છે. સેવાવૃત્તિ શ્વાનની વૃત્તિની સમાન છે. માટે તેને શ્વવૃત્તિ કહી છે. બ્રાહ્મણ તેનો હમેશાં પરિત્યાગ કરે.

આ જીવિકાના સાધનોમાં અયાચિતને અમૃત રૂપ કહ્યું છે. તો પછી યાચનાવૃત્તિને શ્રેષ્ઠ માનવાનું કોઈ કારણ નથી.

ધર્મસૂત્રમાં કૃષિ આદિ કરવાની પણ આજ્ઞા છે—

**कृषिवाणिज्ये चास्वयंकृते ॥** गौ० ध० सू० अ० ९ सू० ५ ॥

અર્થઃ—કૃષિ તથા વાણિજ્ય એ બેને તથા પશુનું પાલન (**च**) પણ, બીજાની પાસે કરાવી જીવિકા ચલાવે. વળી—

**कुसीदं च ॥** गौ० ध० सू० अ० ९ सू० ६ ॥

કીર્તિ—એ પાંચ દેવતા તેના દેહમાંથી નિકળી ચાલ્યા જાય છે. અર્થાત્ માગનારમાં બુદ્ધિ-શક્તિ, લક્ષ્મી, લજ્જા, શાન્તિ, અને કીર્તિ કદાપિ રહેતાં નથી. તે વાત સર્વના અનુભવમાં છે. તેની અપકીર્તિ વિના બીજું કાંઇ સાંભળવામાં આવતું નથી.

**तावद्गुणा गुरुत्वं च यावन्नार्थयते परम् ।**
**अर्थी चेत्पुरुषो जातः क्व गुणाः क्व च गौरवम् ॥** ब्र. पु. अ. १३५–११ ॥

**અર્થ:**—જ્યાંસુધી મનુષ્ય કોઇની પાસે યાચના કરતો નથી, ત્યાંસુધી જ તેના ગુણ અને ગુરુત્વની કિંમત છે. જો મનુષ્ય યાચક બની જાય તો ક્યાં તેના ગુણ છે અને ક્યાં તેનું ગૌરવ છે? અર્થાત્ ફરી તેની કોઇ પણ કિંમત રહેતી નથી.

**तावत्सर्वोत्तमो जन्तुस्तावत्सर्वगुणालयः ।**
**नमस्यः सर्वलोकानां यावन्नार्थयते परम् ॥** " ॥ १२ ॥

**અર્થ:**—જ્યાંસુધી મનુષ્ય બીજાની પાસે યાચના કરતો નથી, ત્યાંસુધી તે સર્વથી ઉત્તમ છે, અને ત્યાંસુધી સંપૂર્ણ ગુણોની ખાણ છે, તથા સર્વ લોકોને નમસ્કાર કરવા યોગ્ય છે. જે વખતે યાચના શરૂ કરી તે વખતે સર્વ યોગ્યતા નષ્ટ થઇ જાય છે.

**शुष्कस्य कीटखातस्य वह्निदग्धस्य सर्वतः ।**
**तरोरप्यूषरस्थस्य वरं जन्म न चार्थिनः ॥** पं. तं. त० २ श्लो. ८९ ॥

**અર્થ:**—યાચકના જન્મ કરતાં સૂકાયલા કીડાએ ખાધેલા, ચારે તરફથી અગ્નિ વડે દગ્ધ થયેલા, તથા ઉખર ભૂમિમાં ઉગેલા વૃક્ષનો પણ જન્મ શ્રેષ્ઠ છે. પરન્તુ યાચકનો નહીં.

**दारिद्र्यस्य परामूर्तिर्याञ्चा न द्रविणाल्पता ।**
**अपि कौपीनवान् शंभुस्तथापि परमेश्वरः ॥** भोज, प्र, श्लो. १०० ॥

**અર્થ:**—યાચના એ દારિદ્રતાની મોટી મૂર્તિ છે, ધનની અલ્પતા એ નહીં. અર્થાત્ જેની પાસે ધન કમી હોય તે દરિદ્રતાની મૂર્તિ નથી, પરંતુ યાચના કરનાર દરિદ્રતાની મૂર્તિ છે. જેમ મહાદેવજીની પાસે માત્ર કૌપીન છે છતાં તેમને કોઇ દરિદ્ર કહેતું નથી, પરંતુ પરમેશ્વર કહે છે. માટે ધન થોડું હોવાના કારણથી મનુષ્ય દરિદ્ર કહેવાતો નથી, પરંતુ તૃષ્ણાલુ થઇને આમ તેમ માગતા ફરવું તેને જ દરિદ્રતા કહે છે. માગનાર ધન એકઠું કરીને ધનની દરિદ્રતા તો દૂર કરે છે, તથાપિ મન તો તેનું અવસ્ય દરિદ્ર જ રહી જાય છે. માટે યાચના વડે જીવન ચલાવવાનો નિશ્ચય કરીને વિવાહ કરી કુટુંબ વધારનાર મનુષ્ય અન્યાયી કહેવાય છે.

**अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।**
**या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥** म. स्मृ. अ. ४–२ ॥

**અર્થ:**—જ્યાંસુધી આપત્તિકાલ આવ્યો નથી ત્યાં સુધી બ્રાહ્મણે અદ્રોહથી અર્થાત્ શિલ, ઉઞ્છ, અયાચિત, આદિ વૃત્તિ વડે, અથવા અલ્પ દ્રોહથી એટલે યાચના આદિ વડે, જે

# અધ્યાય ૬.

વર્ણધર્માન્તર્ગત—

## ૨. ક્ષત્રિયધર્મ.

## સર્ગ ૧

### ક્ષત્રિયધર્મનિરૂપણ.

બ્રાહ્મણધર્મનું નિરૂપણ કરીને હવે ક્ષત્રિયધર્મનું નિરૂપણ કરવામાં આવે છે.

**प्रजानां रक्षणं दानमिज्याऽध्ययनमेव च ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥** म. स्मृ. अ. १–८९ ॥

અર્થ:—પ્રજાની રક્ષા કરવી, તથા દાન દેવું, તથા યજ્ઞ કરવા, તથા વેદ ભણવા, તથા વિષયમાં અનાસક્તિ અર્થાત્ નૃત્ય, ગીત, આદિ અનેક વિષયભોગમાં લંપટ ન બનવું તે ક્ષત્રિયોને માટે સંક્ષેપથી ધર્મ કહ્યા છે. અત્યન્ત વિષયાસક્ત મનુષ્યને શૌર્ય, પરાક્રમ, આદિ રહેતું નથી. તેમજ તેનું બુદ્ધિબલ તથા શરીરબલ સર્વ ઘટી જાય છે. માટે ક્ષત્રિઓએ જીતેન્દ્રિય રહેવું તે મહાન્ કર્તવ્ય છે. જિતેન્દ્રિય જ પ્રજાને વશમાં રાખી શકશે. જેને પટ્ટાભિષેક કરેલો હોય તેવા ક્ષત્રિયને રાજા કહ્યો છે, તેથી જે રાજધર્મ છે તેને ક્ષત્રિય-ધર્મની અન્તર્ભૂત જાણવા.

રાજધર્મમાં પ્રજાનું પાલન કરવું એ જ મુખ્ય ધર્મ છે. પ્રજાનું પાલન કરવાને માટે રાજનીતિનું જ્ઞાન પ્રધાન છે. તે કારણથી પ્રજાપાલન કરનાર રાજા તથા મન્ત્રી આદિક સર્વને માટે પણ રાજનીતિનું વિશેષ જ્ઞાન આવશ્યક છે. તેથી રાજા અને રાજ્યકાર્ય કરનાર મનુષ્યને જ રાજનીતિનો ઉપયોગ છે એમ નથી, પરન્તુ સર્વ પ્રકારના ધર્મનો ઉપદેશ કરનાર આચાર્ય આદિને પણ તેનું જ્ઞાન આવશ્યક છે. કારણ કે—

**लौकिकं वैदिकं वापि ज्ञानमेकमिदं मतम् ।**
**लौकिकज्ञानहीनस्य वैदिकं निष्फलं भवेत् ॥** शाण्डि. स्मृ. अ. ४ ॥
**व्यासाद्या मुनयः सर्वे स्वयं वा भगवानपि ।**
**लोकज्ञानानुरोधेन धर्मसंस्थापने भवेत् ॥** ,, ॥ ५ ॥

અર્થ:—જ્ઞાન ચહાય લૌકિક હોય કે વૈદિક હોય તોપણ તે એક જ છે. પરન્તુ લૌકિક જ્ઞાનરહિત મનુષ્યને વૈદિક જ્ઞાન નિષ્પ્રયોજન જ થાય છે. વ્યાસાદિ સર્વ ઋષિ લોક

અને સ્વયં ભગવાન્ પોતે પણ વ્યવહારના જ્ઞાનને અનુસાર જ જગત્માં ધર્મની સ્થાપના કરવામાં તત્પર થયા છે. વ્યવહારના જ્ઞાન વિના ધર્માદિનો ઉપદેશ લોકોને ખાડામાં નાંખી દે છે. બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય આદિ આચાર્યોની ગૌરવતા નીતિશાસ્ત્રના જ્ઞાનથી હતી. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપ પુરૂષાર્થમાંના કોઈ પણ પુરૂષાર્થને સિદ્ધ કરવાને માટે નીતિશાસ્ત્ર પ્રધાન ઉપયોગી છે. નીતિશાસ્ત્રના જ્ઞાનરહિત મનુષ્ય યોગ્ય રીતે વ્યવહારકુશલ થવો સંભવ નથી. શાસ્ત્રનો જ્ઞાતા હોવા છતાં પણ વ્યવહારના જ્ઞાનરહિત મનુષ્ય પરમાર્થને સિદ્ધ કરી શકતો નથી. શરીરના પોષણને માટે અન્ન તથા વસ્ત્રાદિક વસ્તુની આવશ્યક્તા વિરક્તોને પણ હોય છે. તે અન્નાદિક અધર્મથી સંપાદન કરવામાં અધર્મની ઉત્પત્તિ થાય છે. અને અધર્મથી પાપ પણ લાગે છે. તેટલા માટે ધર્માનુસાર ધન સંપાદન કરવાને માટે પણ નીતિની આવશ્યક્તા છે. નીતિ વિના ધર્મની રક્ષા પણ થઇ શકે નહીં. આ કારણથી નીતિશાસ્ત્રનું મહત્ત્વ શાસ્ત્રોમાં વિશેષ રૂપે કહેવામાં આવ્યું છે. નીતિશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ લૌકિક લોકોએ રૂઢિ અનુસાર કાર્ય કરવાથી આજકાલ વૈદિક ધર્મ રસાતલમાં પહોંચી ગયો છે. જે મનુષ્ય રૂઢિમાં આગ્રહ વાળો છે તેની અધોગતિ નિશ્ચય જ છે. તે કદાપિ નીતિ તથા ધર્મનું ગ્રહણ કરી શકતો નથી.

**विवाहव्रतबन्धादिकर्मसु ब्राह्मणादयः ।**
**शास्त्रमार्गं परित्यज्य रूढिमार्गपरायणाः ॥**
**कार्यं कुर्वन्ति तेषां वै प्रार्थना मम चादरात् ।**
**पापाधिक्यकरां रूढिं त्यक्त्वा पुण्यविवृद्धिदाम् ।**
**कुर्वन्तु सज्जना. सर्वे येन सौख्यमवाप्नुयुः ॥**

ब्राह्मणोत्पत्तिमार्तण्ड, पूर्वभाग पृ. २० ॥

અર્થઃ—જે બ્રાહ્મણાદિ વર્ણ શાસ્ત્રમાર્ગનો પરિત્યાગ કરીને વિવાહ, વ્રતબન્ધ, આદિક કર્મ લૌકિક રૂઢિધર્મમાં પરાયણ થઇને કરે છે તે લોકો, બહુ પાપને ઉત્પન્ન કરનારી લૌકિક રૂઢિનો પરિત્યાગ કરીને જે દ્વાર સર્વને સુખ મળે તેવી પુણ્યને વધારનારી શાસ્ત્રીય રૂઢિ અનુસાર સર્વ કર્મ કરે એવી તેમના પ્રતિ આદર પૂર્વક મારી પ્રાર્થના છે.

**रूढिमार्गस्य सूक्ष्मत्वमविचार्याबुधा जनाः**
**कर्म कुर्वन्ति तेषां वै वैफल्यं भवति ध्रुवम् ॥** " "

અર્થ—રૂઢિમાર્ગના સૂક્ષ્મ તત્ત્વનો વિચાર નહીં કરતાં જે અજ્ઞાની લોક કર્મ કરે છે તેમનું કર્મ નિષ્ફલ જાય છે.

માટે શાસ્ત્રના આધાર વિના યુક્તિપૂર્વક આધાર વિનાની કેવલ રૂઢિ રિવાજનો પરિત્યાગ કરીને યથાર્થ માર્ગમાં પ્રવૃત્ત થવું સર્વનું કર્તવ્ય છે. રૂઢિચુસ્ત મનુષ્યને " તું શું કરે છે, તેનો તો આધાર છે ? " એમ પૂછે તો તે કહે છે કે " **श्मशानविवाहयोर्ग्रामः प्रमाणमिति श्रुतिः ।** " શ્મશાનમાં મડદું બાળવું આદિ કર્મમાં તથા વિવાહકર્મમાં ગ્રામને

રિવાજ પ્રમાણ છે એવી શ્રુતિ છે, અને " शास्त्राद्रूढिर्बलीयसी, इति स्मृति "–સ્મૃતિ શાસ્ત્રથી રૂઢિ બળવાળી છે એની સ્મૃતિ છે–એવી પ્રમાણનો ઉત્તર આપીને લોકોની આખમા ધૂળ નાખે છે આ પ્રમારના વ્યવહારથી કેટલાક ક્ષુદ્ર ચિત્તવાળાનો સ્વાર્થ પૂર્ણ થાય છે, તથાપિ ધર્મની તો હાનિ થાય છે માટે કોઈ પણ વિષયમા કોઇ પણ પ્રકારની રૂઢિનો સ્વીકાર ન કરવો એવુ તાત્પર્ય નથી

" ત્રિફલા " શબ્દ લોકમા પ્રસિદ્ધ છે ત્રણ ફલ એક સ્થાનમા એકત્ર કરવામા આવે તો તેને ત્રિફલા કહે છે તેના અર્થને અનુસાર કોઇ પણ જાતના ત્રણ ફળ લઇ શકે છે પરન્તુ સુપ્રસિદ્ધ વૈદ્યોના અનુભવને અનુસાર હરડા, બહેડા અને આબળા એ ત્રણને જ ગ્રહણ કરવાની રૂઢિ છે તે લેવામા વૈદ્યશાસ્ત્ર પ્રમાણ પણ છે તેથી શાસ્ત્રીય રૂઢિને જ બળવાન્ માનવામા આવે છે અને તેનુ જ ગ્રહણ કરવુ યોગ્ય છે લાલચુ મનુષ્યની મરજી અનુસાર નારંગી, સફરજન, અને ચિકુ એ ત્રણ ફળનુ ગ્રહણ થઈ શકતુ નથી તેમ કરવુ કેવળ અનર્થનુ જ કારણ છે તેથી શાસ્ત્રીય વાતનુ ગ્રહણ કરીને લૌકિક રૂઢિનો પરિત્યાગ કરવો જોઇએ

રૂઢિનો સ્વીકાર કરવામા બીજા પણ નાના પ્રકારના અનર્થ થાય છે કોઈ એક મનુષ્યે ક્રોધથી કોઇને મારી નાખ્યો પરન્તુ મારનાર મનુષ્ય બહુ સીધો હતો દેખીતો ગાડો માલમ પડતો હતો એક લોઢાનો ખુટો મરનારના પેટમા ખોસી દઇને તેને મારી નાખ્યો હતો કોઇનુ ખુન કરનારને પ્રાણાન્તની શિક્ષા થાય છે ફાસીના દણ્ડથી ખુનીને બચાવવાને તેનુ કુટુબ, મિત્ર, આદિ પ્રયત્ન કરીને અન્ય મનુષ્ય દ્વારા તેને શિખવે છે કે " તે માણસ ગાળ દેતો દેતો મને મારવાને દોડતો આવતો હતો, તેની દૃષ્ટિ મારી તરફ હતી, તેથી તેને પગમા ઠોકર વાગી તેથી તે લાકડાની શૂલ ઉપર પડી ગયો, તે એના પેટમા વાગી તેથી તેનુ મૃત્યુ થયુ, મે માર્યો નથી, એવુ તુ કહે એટલે તુ છૂટી જઇશ " એ પ્રકારે કહેવા છતાં પણ તે મિથ્યા ભાષણ કરવાની ના પાડે છે તે મિથ્યા ભાષણ કરવુ તે મહાન પાપ છે એમ જણાવે છે ત્યારે તેને શિખવનાર મનુષ્ય " प्राणात्यये सर्वधनापहारे "–પ્રાણનો નાશ થવાના પ્રસગમા તથા સર્વ ધનનો નાશ થવાના પ્રસગે મિથ્યાભાષણ કરી શકે છે તેમા પાપ નથી, એમ દૃષ્ટ પ્રયોજન વાળુ પ્રમાણ તેને સમજાવે છે અને તે પ્રમાણને અનુસાર તેની પાસે મિથ્યા ભાષણ કરાવી તેને છોડાવે છે અહીઆ સત્યનિષ્ઠા વાળા મનુષ્યને મિથ્યા ભાષણ કરાવવામા " प्राणात्यये सर्वधनापहारे " એ પ્રમાણ કારણ રૂપ થાય છે આવી રીતે રૂઢ વાર પ્રમાણથી સત્યનો બાધ જોવામા આવે છે

અને કોઇ ઠેકાણે રૂઢિ યથાર્થ પ્રમાણને પણ બાધ કરી દે છે કેટલાક દેશમા વ્યભિચારીનો દુરાચાર સાક્ષી દ્વારા સાબીત થવા છતા પણ દેશાચાર નિમિત્તથી રાજા તેને દણ્ડ દેતો નથી અહી વ્યભિચારીને દણ્ડ દેવા એ ધર્મશાસ્ત્રનો નિયમ છે, તેનો દેશાચાર રૂઢિથી બાધ થાય છે જ્યારે ધર્માત્મા રાજા આ દુરાચાર નહી રૂચવાથી અપરાધી મનુષ્યને દુરાચારથી છોડાવવાને માટે તેને દણ્ડ દે, ત્યારે રૂઢિનો રાજાની

આજ્ઞા જ બાધ કરે છે. તેવી રીતે જ્યાં જ્યાં રૂઢિરિવાજની વૃદ્ધિ થઈ હોય ત્યાં ત્યાં સર્વ પ્રકારે રાજાજ્ઞા જ ધર્મમાં પ્રબલ થાય છે. માટે લૌકિક રૂઢિ હમેશાં ત્યાગ કરવા યોગ્ય છે.

લૌકિક રૂઢિ અનર્થનું કારણ હોવા છતાં પણ તેનો સ્વીકાર કરવાનું કારણ નીતિશાસ્ત્રથી અપરિચિત હોવું તે જ છે. તેથી દરેક કર્મના પરિણામનું જ્ઞાન આપનાર નીતિશાસ્ત્રનું અધ્યયન સર્વને માટે ઉપયોગી છે.

---

ઇતિ ક્ષત્રિયધર્મ અ. ૬ અન્તર્ગત ક્ષત્રિયધર્મનિરૂપણ સર્ગ. ૧ સમાપ્ત.



# અધ્યાય ૬. સર્ગ ૨.

## રાજનીતિપ્રશંસા.

નીતિ મધ્યે સામાન્યનીતિ પહેલાં ( નીતિપ્રકરણમાં ) કહી ચુક્યા છીએ. અને હવે રાજનીતિ કહીએ છીએ.

નીતિશાસ્ત્રની પ્રથમ રચના કરનાર બ્રહ્માજી છે. તે વિષયમાં **મહાભારત, શાન્તિ-પર્વના ૫૯ મા અધ્યાયમાં** રાજા યુધિષ્ઠિર તથા ભીષ્મજીના સંવાદરૂપ ઇતિહાસ છે. રાજા યુધિષ્ઠિર ભીષ્મજીને પૂછે છે:—હે ભારત! આ પૃથિવીમાં "રાજા" શબ્દ જે પ્રચલિત છે તે શબ્દની ઉત્પત્તિ કયે પ્રકારે થઈ છે? આપ એ વિષય મને કહો.

યુધિષ્ઠિરનો પ્રશ્ન સાંભળી ભીષ્મજી બોલ્યા—" હે યુધિષ્ઠિર! પહેલાં સત્ય યુગમાં જેવી રીતે રાજત્વ સ્થાપિત થયું હતું તે હું કહુ છું, ચિત્ત લગાવીને સાંભળો.

પહેલાં રાજા વા રાજ્ય વા દણ્ડકર્તા કોઈ નહોતું. પ્રજા જ ધર્મની અનુયાયી થઇને પરસ્પર એક બીજાની રક્ષા કરતી હતી. હે ભારત! એ પ્રમાણે એક બીજાની રક્ષા કરતા સતા સર્વ કોઇ થાકી ગયા. અને તેમનું ચિત્ત ભ્રમિત થવા લાગ્યું. હે પુરૂષશ્રેષ્ઠ! એ પ્રમાણે ચિત્તમાં ભ્રમ થતાં જ્ઞાનનો લોપ થવાથી તેમનું ધર્મકાર્ય નષ્ટ થવા લાગ્યું. હે ભરતર્ષભ! ભ્રમથી મોહ અને લોભ ઉત્પન્ન થતાં તે લોક અપ્રાપ્ત વસ્તુઓની પણ ઇચ્છા કરવા લાગ્યા. તેથી વિષયવાસના તથા ઇન્દ્રિયસુખ આદિ કામનાઓએ તેમના ચિત્તને આક્રમણ કર્યું. હે યુધિષ્ઠિર! આ પ્રકારે ભોગાભિલાષા ઉપસ્થિત થતાં તે લોક અનુરાગ યુક્ત થયા, અને કર્તવ્ય અને અકર્તવ્યને જાણી શક્યા નહીં, તેથી કરીને તે લોકમાં અગમ્યગમન તથા ભક્ષ્યાભક્ષ્ય અને દોષાદોષનો વિચાર રહ્યો નહીં. હે રાજન્! મનુષ્ય લોક આ પ્રકારે જ્ઞાન હીન થઇને વિષયોમાં આસક્ત થયા. તેથી વેદાદિક નષ્ટ ભ્રષ્ટ થવા લાગ્યાં. અને યજ્ઞાદિક કર્મ પણ લુપ્ત થઇ ગયાં. હે પુરૂષસિંહ! આ પ્રકારે જ્યારે વેદધર્મ લુપ્ત થઈ ગયો, ત્યારે દેવતા લોક ભયભીત થઈને બ્રહ્માજીને શરણે જઈ તેમની સ્તુતિ કરવા લાગ્યા, અને દુઃખિત ચિત્તે હાથ જોડી આ વચન બોલ્યા—હે ભગવન્! મનુષ્યોમાં લોભ તથા મોહ આદિક ઉદય પામવાથી સનાતન વેદધર્મ લુપ્ત થયો છે. તે કારણથી અમે લોકોને ભય પ્રાપ્ત થયો છે. હે ત્રિલોકીનાથ! બ્રાહ્મણ તથા વેદો લુપ્ત થવાથી યજ્ઞ આદિક ધર્મ કર્મ પણ નષ્ટ થયાં છે. તેથી અમે લોકો આ સમયે મર્ત્યલોક વાસી મનુષ્ય લોકની સમાન થઇ ગયા છીએ. મર્ત્ય લોક અમારે માટે યજ્ઞમાં આહુતિપ્રદાન કરતા હતા અને યજ્ઞથી તૃપ્ત થઇને અમે જલની વૃષ્ટિ કરીને મનુષ્યોને આનન્દિત કરતા હતા. પરન્તુ આ સમયમાં સંપૂર્ણ કર્મો લુપ્ત થતાં અમે પણ નષ્ટપ્રાય થઈ ગયા છીએ. હે પિતામહ!

આપની કૃપાથી અમે જે કાંઇ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું હતુ તે સર્વ નષ્ટ થવા લાગ્યુ છે તેથી આ સમયમા જેવી રીતે અમારૂ કલ્યાણ થાય, આપ અનુગ્રહ કરીને તેનુ વિધાન કરશો

ત્યાર બાદ સ્વયભૂ ભગવાન્ બ્રહ્મા તે દેવતાઓ પ્રતિ બોલ્યા —હે દેવતા લોક! તમે લોક ભય રાખો નહી જેથી તમારૂ મગલ થાય તેવો ઉપાય હુ કરીશ પછી પિતામહે પોતાની બુદ્ધિના પ્રભાવથી સો હજાર (૧૦૦,૦૦૦) અર્થાત્ એક લક્ષ અધ્યાયો યુક્ત એક શાસ્ત્ર બનાવી તેમા ધર્મ, અર્થ અને કામનુ વિસ્તાર પૂર્વક વર્ણન કર્યું બ્રહ્માએ ધર્મ, અર્થ, કામને ત્રિવર્ગ નામથી પ્રસિદ્ધ કર્યાં અને ત્રિવર્ગથી ભિન્ન ફળ દેનાર મોક્ષનુ પણ તે શાસ્ત્રમા વર્ણન કર્યું છે તથા, હે ભરતશ્રેષ્ઠ! ત્રયી, આન્વિક્ષિકી, વાર્તા, દડનીતિ તથા અનેક પ્રકારની બીજી વિદ્યાઓનુ પણ બ્રહ્માએ બનાવેલા એક લક્ષ અધ્યાયમા પૂર્ણ રીતે વર્ણન કરવામા આવ્યુ છે

હે રાજન્! સેવકોની રક્ષા તથા રાજપુરૂષોના લક્ષણ, અનેક ઉપાય સહિત જાસુસોને નિયુક્ત કરવા, બ્રહ્મચારી આદિ વેષધારી ગુપ્તચરોને પૃથક્ પૃથક્ રૂપે નિયત કરવા, તથા સામ, દાન, ભેદ, દડ, તથા ઉપેક્ષા—એ સર્વ વિષય વિસ્તાર પૂર્વક આ શાસ્ત્રમા વર્ણિત થયુ છે મત્ર, ભેદાર્થ, મન્ત્રવિભ્રમ, તથા સિદ્ધિ તથા અસિદ્ધિના ફલ તેમા કહેવામા આવ્યા છે ભયયુક્ત, સત્કાર સહિત, તથા ધન ગ્રહણ કરીને ઉત્તમ, મધ્યમ, તથા અધમ સધિ પણ તેમા વર્ણવેલી છે ચતુર્વિધ યાત્રાકાલ, ત્રિવર્ગવિસ્તાર, ધર્મયુક્ત વિજય, અર્થવિજય, તથા અન્યાય પૂર્વક કર્મોથી અસુરવિજય પણ પૂર્ણ રીતે તેમા વર્ણવ્યા છે

હે ભરતર્ષભ! ઉત્તમ, મધ્યમ, અને અધમ ભેદવી સેવક, રાષ્ટ્ર, કિલ્લા, બલ, તથા કોશ—એ પચવર્ગોના સર્વ લક્ષણ વર્ણિત થયા છે પ્રકાશ તથા ગુપ્ત બને પ્રકારની સેના તેમા કહેવામા આવી છે અને અષ્ટવિધ પ્રકાશ તથા ગુહ્ય બહુ વિસ્તારથી વર્ણિત છે હે પાણ્ડુપુત્ર! રથ, હાથી ઘોડા, પત્તિ, વિષ્ટિ, નાવિક, ભાર ઉઠાવનાર, દૂત તથા ઉપદેષ્ટા આ આઠ પ્રકારના બલના અગ છે વસ્ત્રાદિક તથા અન્નાદિક ભોજનવસ્તુ તથા આભિચારિક કર્મોમા જગમ, અજગમ અર્થાત્ સ્થાવર—એ બને પ્રકારના વિષ વડે ભોજનની વસ્તુના સ્પર્શન માનવી પણ મારી નાખે એવા નાના પ્રકારના ચૂર્ણ વગેરેના યોગને પણ કહ્યા છે તથા તે શાસ્ત્રમા અરિ, મિત્ર, અને ઉદાસીન પુરૂષોના લક્ષણ પણ વર્ણવવામા આવ્યા છે વળી ગ્રહ, નક્ષત્ર, આદિના માર્ગ, ગુણ, ભૂમિગુણ, મત્ર તથા યત્રો વડે આત્મરક્ષા, તથા રથનિર્માણાદિ કાર્યોનુ અવલોકન કરવુ, તથા મનુષ્ય, હાથી અને ઘોડાનુ બલ, અને પુષ્ટિને માટે અનેક પ્રકારના યત્ન, યોગ, નાના પ્રકારના વ્યૂહ, વિચિત્ર યુદ્ધકૌશલ, ધૂમકેતુ પ્રભતિ ઉત્પાત તથા ઉલ્કાપાતનુ જ્ઞાન, તથા શસ્ત્રોને તીક્ષ્ણ કરવાની વિધિ, તેને બનાવવાની તથા નિવારણ કરવાની વિધિ પૂર્ણ રીતે વર્ણવી છે

હે પાણ્ડુપુત્ર! સર્વ સ્ત્રીઓની વૃદ્ધિ, ક્ષય તથા પીડા, આપત્કાલ, સેનાના સુખદુઃખનુ જ્ઞાન, નગારા આદિ વાદ્યના શબ્દ સહિત યાત્રાકાલમા ગમન કરવાનુ વિધાન, ધ્વજ પતાકા યુક્ત રથાદિ સાધન, મત્રાદિ વડે શત્રુઓને મોહિત કરવાની વિધિ, ઇત્યાદિ સર્વ વિષયનુ તે શાસ્ત્રમા વર્ણન કરવામા આવ્યુ છે ચોર, ઠગ, જગલી લોક, ઇગિત, તથા

અગ્નિ લગાડનાર, વિષ દેનાર, તથા કૃત્રિમ પત્ર બનાવનાર પુરૂષો દ્વારા શત્રુઓમાં ભેદ પડાવવો, તથા તેની ખેતી કપાવવી, મંત્ર ઔષધિના પ્રયોગથી હાથી ઘોડાને દૂષિત કરવા, પ્રજાને ભય બતાવવો, અનુયાયીઓનો આદર, તથા સર્વના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરીને શત્રુરાજ્યને પીડિત કરવાની વિધિ, સપ્તાંગ રાજ્યની વૃદ્ધિ, હ્રાસ, શાન્તિસ્થાપન, રાજ્ય વધારવું, બલવાન્ પુરૂષોનો સંગ્રહ કરવો, ઇત્યાદિ સર્વ વિષય તેમાં વર્ણવ્યા છે.

શત્રુની મધ્યમાં રહેનાર મિત્રોમાં ભેદ, બલવાન્ શત્રુને યત્નપૂર્વક પીડિત કરવો, સૂક્ષ્મ વિચાર તથા ખલોનો નાશ, શ્રમ (મલ્લયુદ્ધ), શસ્ત્રાદિ ચલાવવાં, દાન, ધનસંગ્રહ, ભૂખ્યાને ભોજન, સેવકોનાં કાર્યોનો નિશ્ચય, સમયને અનુસરી ધનનો વ્યય, મૃગયા આદિ વ્યસનોમાં અનિચ્છા, સાવધાનતા આદિ રાજગુણ, શૂરતા, વીરતા, તથા ધીરતા આદિ સેનાપતિના ગુણ, તથા ત્રિવર્ગના ગુણદોષ તથા કારણ પણ તેમાં વિસ્તાર પૂર્વક વર્ણવ્યાં છે. નાના પ્રકારની દુરભિસન્ધિ(દુશ્ચેષ્ટા), અનુયાયી તથા સેવકોની યથાયોગ્ય વૃત્તિ, અવિશ્વાસ તથા સર્વ પ્રકારના પ્રમાદનું વર્જન, અપ્રાપ્ત અર્થનો લાભ, પ્રાપ્ત અર્થની વૃદ્ધિ, તથા વધારેલા ધનનું વિધિપૂર્વક સત્પાત્રને દાન કરવું, યજ્ઞાદિ ધર્મકર્મોમાં દાન, કામ્યદાન, તથા વિપત્તિ આવતાં ધનદાનની વિધિ પણ એ લક્ષ અધ્યાય વાળા શાસ્ત્રમાં વર્ણિત છે.

વળી તેમાં કામ તથા ક્રોધથી ઉત્પન્ન થતાં દશ પ્રકારનાં વ્યસનોનું પણ વર્ણન છે. તેમાં, જુગાર, શિકાર. મદ્યપાન, અને સ્ત્રીઓમાં અત્યન્ત આસક્તિ—એ ચાર વ્યસન કામથી ઉત્પન્ન થાય છે; અને કઠોર વચન, ક્રુદ્ધ સ્વભાવ, કઠોર દંડ, નિગ્રહ, ક્રોધને વશ થઇ આત્મહત્યા કરવી, અને અર્થદૂષણ—એ છ વ્યસન ક્રોધથી પ્રકટ થાય છે. તે શાસ્ત્રમાં યંત્ર બનાવવામાં નાના પ્રકારનું કૌશલ તથા તેની ક્રિયાનું વર્ણન છે. શત્રુઓને પીડિત કરવા, યુદ્ધ માર્ગોને ઠીક કરવા, તથા શત્રુઓનાં ગૃહ, કિલ્લા, આદિ તોડવા, કાંટાયુક્ત લતાઓનો નાશ કરવો તથા કૃષિકર્મની રક્ષા, આવશ્યક વસ્તુઓનો સંગ્રહ, વર્મ(બખ્તર) તથા તેને નિર્માણ કરવાની યુક્તિ પણ તેમાં કહી છે. હે યુધિષ્ઠિર! તેમાં ઢોલ, મૃદંગ, શંખ, ભેરી, આદિ વાજાંનાં લક્ષણ, તથા મણિ, પશુ, ભૂમિ, વસ્ત્ર, દાસી, તથા સુવર્ણ આદિ છ પ્રકારની વસ્તુઓનો સંગ્રહ, તથા તેમને યોગ્ય બનાવવાનો ઉપાય તથા રક્ષા, સાધુઓનું પૂજન, પંડિતોનો સત્કાર, દાન તથા હોમના નિયમોનું જ્ઞાન, સુવર્ણ આદિ માંગલિક વસ્તુઓનો સ્પર્શ, શરીરને અલંકૃત કરવું, ભોજનનો નિયમ, તથા આસ્તિકતા, આદિ સંપૂર્ણ વિષય તેમાં કહેવામાં આવ્યા છે.

હે ભરતર્ષભ! વિષયનું ઉત્થાપન કરવું, વચનની સત્યતા, સભા તથા ઉત્સવોમાં વચનની મધુરતા, ધ્વજારોહણાદિક ગૃહકાર્ય, સાધારણ પુરૂષ જે સ્થાનોમાં બેસે છે તે સ્થાનોમાં પ્રત્યક્ષ તથા પરોક્ષમાં જે કાર્યોનું અનુષ્ઠાન થાય છે તેનું નિરીક્ષણ (અનુસંધાન), બ્રાહ્મણોને અદણ્ડિત કરવા, તથા યુક્તિ પૂર્વક દંડવિધિ, અનુજીવી તથા સ્વજાતિના પુરૂષના ગુણને અનુસાર તેમની મર્યાદા સ્થાપિત કરવી, તથા પુરવાસીઓની રક્ષા, તથા રાજ્ય વધારવાની વિધિ પણ તે શાસ્ત્રમાં વર્ણવી છે.

વળી શત્રુ, મિત્ર તથા ઉદાસીન પ્રત્યેકમાં ચાર ભેદથી દ્વાદશ રાજમંડલ વિષયક યુક્તિ, બોતેર પ્રકારના શરીર સંસ્કાર, તથા દેશ, જાતિ અને કુલભેદથી પૃથક્ પૃથક્ ધર્મ

પણ તેમાં કહ્યા છે તથા તેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, અનેક પ્રકારના ઉપાય, અર્થનિષ્પાદના વિસ્તાર સંપૂર્ણ રીતે વર્ણવ્યા છે અને કૃષિ આદિ કર્મ, માયાયોગ, તથા બાનેના જનના દોષ કહેવામાં આવ્યા છે હે રાજન્ ! જે ઉપાયોનું અવલંબન કરવાથી મનુષ્ય લોક આર્ય પુરૂષોના અવલંબિત શ્રેષ્ઠ માર્ગથી વિચલિત થતા નથી તે સર્વ વિસ્તાર બ્રહ્માએ (પિતામહે) બનાવેલા નીતિશાસ્ત્રમાં વર્ણવેલા છે

ભગવાન્ બ્રહ્મા આ શાસ્ત્ર બનાવ્યા પછી બ્રહ્માજી પ્રસન્ન ચિત્તથી ઇન્દ્રાદિક દેવતાઓને કહે છે કે —

**उपकाराय लोकस्य त्रिवर्गस्थापनाय च।**
**नवनीतं सरस्वत्या बुद्धिरेषा प्रभाविता॥**

म. भा शा. प. राज. ध. अ. ५९ श्लो. ७६॥

અર્થ —મે સર્વ લોકના ઉપર ઉપકાર કરવા તથા ત્રિવર્ગને સ્થાપન કરવાને માટે દૂધના નવનીત (માખણ) સમાન સમસ્ત વાણીના સાર રૂપી આ જ્ઞાન પ્રકાશ કર્યું છે

આ ત્રિવર્ગ નીચે પ્રમાણે છે —

**क्षयः स्थानं च वृद्धिश्च त्रिवर्गो नीतिवेदिनाम्** ॥ अमरकोश ॥

અર્થ —નીતિને જાણનાર ક્ષય, સ્થાન અને વૃદ્ધિને ત્રિવર્ગ કહે છે

**षाड्गुण्यगुणसारैषा स्थास्यत्यग्रे महात्मसु।**
**धर्मार्थकाममोक्षाश्च सकला ह्यत्र शब्दिता॥** ,, ॥ ७९ ॥

અર્થ —સમસ્ત ષાડ્ગુણ્ય ગુણોના સારરૂપ આ શાસ્ત્ર સદા મહાત્માઓમાં સ્થિત થશે વળી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વ તેમાં વર્ણવેલા છે

આ ષાડ્ગુણ્ય નીચે પ્રમાણે છે —

**सन्धिविग्रहासनयानसंश्रयद्वैधीभावाः षाड्गुण्यमित्याचार्याः॥**

**कौ० अ० शा० अधि० ७ अ० १ सू० २॥**

અર્થ —આચાર્ય કહે છે કે ૧ સન્ધિ (alliance), ૨ વિગ્રહ (war), ૩ આસન (strategem), ૪ યાન (march), ૫ સંશ્રય (halt), અને ૬ દ્વૈધીભાવ ( aid of other kings ) એ ૬ રાજનીતિના ગુણ (ષાડ્ગુણ્ય) છે

ભગવાન્ શિવજીએ સર્વ પ્રજાનું આયુ ઘટી ગયેલું જાણી પિતામહકૃત એ મહાન્ અર્થવાળા શાસ્ત્રને દસ હજાર અધ્યાયમાં સંક્ષિપ્ત કર્યું તે નીતિશાસ્ત્ર વૈશાલાક્ષ નામથી પ્રસિદ્ધ થયું મહાતપસ્વી બ્રાહ્મણોના હિતમાં તત્પર એવા ઇન્દ્ર તે શાસ્ત્રનો સંક્ષેપ કરીને પાંચ હજાર અધ્યાય કર્યા અને તે શાસ્ત્ર બાહુદન્તક નામથી પ્રસિદ્ધ થયું ત્યાર બાદ દેવગુરૂ બૃહસ્પતિએ ત્રણ હજાર અધ્યાયમાં તેને સંક્ષિપ્ત કર્યું હાલના સમયમાં તેને બાર્હસ્પત્ય શાસ્ત્ર નામથી કહેવામાં આવે છે અસલ બુદ્ધિમાન્ યોગાચાર્ય મહાયશસ્વી શુક્રાચાર્યે તેનો સંક્ષેપ કરીને એક હજાર અધ્યાય કર્યા એ પ્રમાણે સંપૂર્ણ પ્રાણીઓના આયુષ્યમાનની અલ્પતાને અનુસાર મહર્ષિઓએ પોતપોતાની બુદ્ધિના પ્રભાવથી તે શાસ્ત્રનો સંક્ષેપ કર્યો.

---

ઇતિ ક્ષત્રિયધર્માન્તર્ગત રાજનીતિપ્રશંસા નામક અ૦ ૬ સર્ગ ૭ સમાપ્ત.

## અ૦ ૬ સર્ગ ૩.

---

### નીતિશાસ્ત્રના અજ્ઞાનનું ફલ.

આ પ્રકારના નીતિશાસ્ત્રની ઉત્પત્તિ તથા મહાન્ ગભીર પ્રયોજનને નહી જાણતા ભારતવાસી લોક તેને તિલાંજલિ આપી શુષ્ક વેદાન્ત તથા આડંબરી ભક્તિના પ્રચારથી સર્વને કૃતાર્થ કરવા લાગ્યા શુષ્ક જ્ઞાન તથા આડંબરી ભક્તિ વધતા વધતા ધીમે ધીમે નીતિજ્ઞાન ઘટતુ ગયુ નીતિજ્ઞાન ઘટી જવાથી ધર્મરક્ષાના ઉપાય, તથા ના કુશલતા, તથા નાના પ્રકારનુ વ્યાવહારિક જ્ઞાન, શારીરિક બલ, તથા બુદ્ધિમલ ધનબલ, વિદ્યાબલ, સમુદાયબલ—સર્વ ઘટી ગયુ આ સર્વ બલ ઘટી જવાથી ગુલામીના ગ્રહ આવીને શિર પર સવાર થયા ત્યારે દેશ વિદેશમા જઇને વ્યાપાર કરી ધન સપાદન કરવાનુ પણ સામર્થ્ય તથા સ્વતત્રતા નષ્ટ થવા લાગ્યા. એટલે "ઉત્તમ ખેતી, મધ્યમ બાન (વાણિજ્ય), નિષિદ્ધ ચાકરી ભીખ નિદાન" એ ચોપાઇનો નવીન પ્રકાશ સર્વના હૃદયમા પ્રકાશિત થયો અને કોઇની પાસે પૈસા હોય તો તે લોક જમીનો કબજે કરવા પ્રયત્ન કરવા લાગ્યા જે લોકોની પાસે પૂર્ણ પૈસા હતા તેઓ કિંમત આપી ખેતીની જમીન વશમા કરવા લાગ્યા અને થોડા પૈસા વાળાએ ખેતીની જમીનના શાશ્વત માલિક ખેડુતોને પૈસા ધીરવા શરૂ કર્યા પાપની વૃદ્ધિ થવાથી કોઇવાર દુકાળ, કોઇવાર રોગ, કોઇવાર શત્રુનુ આક્રમણ, કોઇવાર લસારના વિવાહ આદિ વ્યવહાર, તથા વૃદ્ધ માબાપના મૃત્યુ નિમિત્ત ભોજન આદિનું ખર્ચ આદિથી ખેડુત લોક દેવુ પૂરૂ કરવાને સમર્થ થાય નહી, ધનનુ વ્યાજ ચઢતુ રહે, અન્તમા લહેણીને દેવામા જમીન સોપી દેવી પડે પછી તેજ જમીનને માલિકની નીચે પોતે ખેડે માલિકને વાર્ષિક પૈસા અથવા અન્ન આપવાનો ઠરાવ કરે તેમાથી ખેતીનુ બીજ, મજુરી, બળદની રક્ષા, ખાતરનું ખર્ચ, રાજાનો કર, માલિકને આપવાને ઠરાવેલુ ધન અથવા અન્ન—સર્વ આપતા ખેડુતને ખાવાનુ અનાજ પણ બચવુ મુશ્કેલ પડે વર્ષાની ખામી આદિથી જ્યારે કોઇપણ પાક બને નહી તોપણ રાજાનો કર તથા જમીનના માલિકને આપવાના ઠરાવેલા પૈસા તેને આપવા જ પડે બીજી સાલમા પણ વ્યાજ સહિત આપવુ અવશ્ય જ છે નહિતો તે લોકોને મારવા તથા ઘરમા કઈ થોડાઘણા વાસણકુસણ હોય તે પણ લઇને વેચી દેવા તથા ખેતીના બળદ પણ વેચી દેવા ફરી બીજી સાલમા બળદ ખરીદવાને માટે કોઇની પાસેથી ઉધાર લેવા તે આપવાનો કોઇ ઉપાય નહી અન્ન પાકવા પહેલા ખેતરમા ધીરનાર રાહ જોતા રહે છે કાપવાને દિવસે માલિક પોતાનુ સાલીઆણુ તથા બળદ લેવાને આપેલા પૈસા, તથા શાહુકારે ધીરેલા પૈસાનુ વ્યાજ લેવાને ખેડુતોને ઘેર ઉભા રહે છે બિચારા ગરીબ ખેડુત અન્નનો ઢગલો કરતા જ ત્રાજુ લઇ માલિક પોતાનો હિસ્સો એકએક તોલમા પાચ પાચ શેર વધારે કરીને તોલ કરી લે છે ફરી બળદના રૂપીઆવાળો તેવી રીતે પોતાના વ્યાજ પૂરતુ અનાજ બજાર ભાવ કરતા મણમા ૫–૭ શેર વધારી લઇ લે છે એ બેથી બચે તો હજામ, ઘોબી, કુભાર, પાણીવાળી તથા ખેતરમા જીવ જન્તુના ઉપદ્રવને દૂર કરવાને માટે તન્ત્ર કરનાર તથા વાવવાના મુહૂર્તનો દિવસ આદિ

બતાવનાર જ્યોતિષી આદિ પોતાનો હક લેવાને માટે આવે છે. તે લોકથી છૂટે તો ગોર તથા ગૌશાલા, પાઠશાલા, આદિને માટે અનાજ એકઠું કરનાર, સાધુ, વગેરે ભિક્ષુક લોક પણ આવીને ઉભા રહે છે. આ સર્વથી બચેલું અનાજ પણ બીજાએ ઠરાવેલા ભાવે વેચવું પડે છે. તેથી તેમાં પણ પૂરા પૈસા મળતા નથી. જે સાલમાં સારી વર્ષા વગેરે થતાં ફસલ બરાબર પાકી હોય તે વખતે કોઇ પ્રાંતના ખેડુતોને બે માસનું ખાવાનું અને કોઇ પ્રાંતના લોકને ચાર માસનુ, તો કોઈમાં ૭ માસનું ખાવાનું અનાજ બચે છે, તેથી અધિક નહીં. વળી ખેડુત પોતાની સ્ત્રી તથા છોકરાં તથા છોકરીઓ સાથે મહેનત કરે છે તેનો તો કોઇ હિસાબ નથી. દેવુ ઉતારવું તો દૂર રહ્યું, તેથી લેણદાર તો દર સાલ પોતાના વ્યાજનું અન્ન લેતા જ જાય છે. જ્યાંસુધી તે ખેડુત છે ત્યાંસુધી તે લેતો રહેશે. ખેડુત બિચારો બાકી ૭ મહિના મજુરી કરવા જાય. હિંદુસ્તાનમાં કોઇ દેશમાં દસ કલાક મજુરી કરવાથી મોંઘવારી સમયમાં પણ કોઇ દેશમાં એક આનો મજુરી કોઈમાં બે આના, કોઇ દેશમાં ત્રણ આના પણ છે. છ આના કોઇ એક દુર્લભ સ્થાનમાં છે. સ્ત્રીઓને તેથી પણ કમી મળે છે. કેટલાક દેશમાં મજુરીના પૈસાને બદલે અન્ન જ આપવામાં આવે છે. તે લોક એક શેર અથવા દોઢ શેર અનાજ આપે છે. તેમાં પણ સ્ત્રી અને છોકરાંને થોડું આપે છે. સ્ત્રી તથા પુરૂષ તથા મોટાં છોકરાં મળી સાડાત્રણ કે ચાર શેર કમાય છે. સારા ઘરનો પરિવાર તેટલામાં નિર્વાહ ચલાવે છે. તેલ, તમાકુ, મીઠુ, મરચુ, વગેરે પણ એમાંથી જ છે. આટલી મજુરી પણ હમેશાં મળતી નથી. તે વખતે તેમની સ્થિતિ પ્રાણની સાથે જુગાર જ છે. દક્ષિણ આદિ કેટલાક દેશમાં પુંવાડીઆ આદિ નાના પ્રકારની વસ્તુનાં પત્તાં ઉકાળીને ખાય છે. તે વખતે કોઇ દસ્તના રોગથી મરી જાય છે. અને મારવાડ આદિ કેટલાક દેશમાં એક જાતનું ઘાસ હોય છે તેમાં સકરટેટી અને ખડબૂચા આદિનાં બીજ મીલાવીને તેની રોટી બનાવી ખાય છે. મજુર પણ કેટલાક દેશમાં બ્રાહ્મણાદિના ઘરમાં જ વિશેષ હોય છે. ઉતરતી જાતિના મનુષ્ય તેના ઘરમાં જાય તો ઘર ભ્રષ્ટ થશે માટે તે બિચારાને તે મજુરી મળતી નથી. તેને તો ખેતરની જ મજુરી મળે છે. બાકી સમયમાં તેને માટે તો માળા જ છે. આ પ્રમાણે ભૂખે મરતા મજુરી કરવાને માટે દેશાન્તરમાં જતા રહે છે. ત્યાં પણ અહીંના જમીન માલિકોની તુલ્ય હિંદુસ્થાનના મિસ્ત્રી લોક મળે છે, અને ત્યાં પણ બરાબર પ્રાણ લે છે. આ પ્રમાણે મરણ પર્યન્ત દુઃખી થઇને મરે છે. ઉત્તમ ખેતી કરનારની આ દશા છે.

પૂર્વ કાલમાં અન્નનો વિક્રય થતો નહોતો.

**प्राणान् वा एष विक्रीणीते यस्तण्डुलान्विक्रीणीते ॥**

બોધા૦ સ્મૃ૦ પ્રશ્ન૦ ૨ અ૦ ૧, શ્લો. ૭૮ ॥

**અર્થ:**—જે ડાંગર આદિ અન્નનો વિક્રય કરે છે તે પોતાના પ્રાણનો જ વિક્રય કરે છે, કેમકે અન્ન સર્વ પ્રાણીઓના પ્રાણરક્ષણને માટે બનાવ્યુ છે. તેને ઇચ્છાનુસાર પ્રાણીઓને વહેંચી દેવુ જોઇએ. તેને વેચીને ધન કમાવવાની ઇચ્છા કરનાર પાપના ભાગી થાય છે.

**पितॄन् वा एष विक्रीणीते यस्तिलान्विक्रीणीते ॥** ,, ॥ ७७ ॥

**અર્થ:**—જે તલનો વિક્રય કરે છે તે પોતાના પિતરોનો જ વિક્રય કરે છે, કેમકે

પિતૃ મ ધી શ્રાદ્ધ આદિ- કર્મમા ત ાનો ઉપયોગ કે તેથી તેને વેચના ને પિતરોને વેચના સમાન કર્યુ છે.

આ પ્રમાણે ધર્મશાસ્ત્રમા અન્ન વેચવાની મના કરી કે કોઇ ખેડુતને કોઇ વસ્તુની આવશ્યક્તા હોય તો તે અન્નની સાથે તેનો બદલો કરી લેતા બાકી અન્ન કોઇને વેચતા નહી જેને જોઇએ તે લોક ખેતીવાડીના ઢગમાથી મફત લઇ જતા હતા તેના બદલામા તે લોક ખેડુતને ખેતીમા ઉપયોગી મદદ માત્ર કરતા હતા અને ગામના કામને માટે અન્નનો કોઈ ભાગ ખેડુતને આપવો પડતો હતો

તે સમયમા સ્વત હળ જોડી ખેતી કરનાર માત્ર જમીનના માલિક રહેતા હતા અને બીજા કોઇ જમીન રાખી ખેતી કરાવે તો ખેડુતનુ સર્વ ખર્ચ તથા ખાનપાનનુ ખર્ચ પણ કાઢી આપ્યા બાદ જ હિસ્સો લઇ શકતા હતા કૃષિકારોનો એક એક સઘ મળી હજારો એકર અથવા વીઘા જમીનમા નાના પ્રકારના અન્નની ખેતી કરતા હતા અને બળદ તથા પશુની અધિક સખ્યા તે લોક પાસે રહેતી હતી તેથી તેમને દૂધનુ સુખ વિશેષ રહેતુ તે કાળની ખેતીને ઉત્તમ કહી છે પરન્તુ હાલના સમયમા ખેતી મોતની નિશાની છે

" ઉત્તમ ખેતી " એ વચન એક પ્રકારના આળસુ લોકના પણ વચન છે કેમકે ખેતીથી અતિરિક્ત વ્યાપાર તથા શિલ્પાદિક કાર્યમા ખેતી કરતા અધિક બુદ્ધિ તથા ઇલ-મની આવશ્યકતા છે તેથી તે પ્રયત્ન પૂર્વક શીખવુ પડે મન્દબુદ્ધિ ઉત્સાહશૂન્ય પ્રારબ્ધને દોષ આપી મરવાને માટે તયાર થયેલા લોકોને માટે ખેતીથી અતિરિક્ત કોઇ પણ સાધન નથી, કેમકે તેમનામા બુદ્ધિની મન્દતા, સભ્યતાનો અભાવ, અસ્વતન્ત્રતા, તથા લક્ષ્મીનો અભાવ વગેરે વિશેષ જોવામા આવે છે

શિલ્પ, કલાકૌશલ તથા વ્યાપાર આદિમા જે લોક પ્રવીણ છે તે લોક આજકાલ સર્વ ગુણ સપન્ન તથા ધનવાન્ જોવામા આવે છે તે દેશોમા પણ ખેતી કરનાર છે ખેતી વિના અન્નની ઉત્પત્તિ થતી નથી ખાવામા અન્ન જ ઉપયોગમા આવે છે સોનુ ચાદી કોઇ પણ ખાતુ નથી પરન્તુ તે દેશોમા ખેડુતોને સર્વ પ્રજા પોતાના મિત્ર સમજે છે અને તેમને સર્વ પ્રકારની મદદ આપીને તેમની રક્ષા કરે છે તેથી તે લોકને હિંદુસ્થાનના ખેડુતોની પેઠે ભુખે મરી નાસી જવુ પડતુ નથી અહિંના શ્રીમત લોક તેમને પ્રારબ્ધ મભળાવી લાતથી મર્દન કરતા રહે છે તેથી અહિંના ખેડુતોની ઉન્નતિ થતી નથી ખેતી કરનારને વેશ્યજાતિમા ગણ્યા છે તે લોકોને પણ વેદશાસ્ત્ર આદિ ભણવાનો અધિકાર છે છ વર્ષના બાળકો પણ તેમના કામમા લાગે તો તેઓ ભણે ક્યારે ? તેમનુ શરીર સ્વચ્છ રાખવામા પણ આવતુ નથી જૂના ફાટેલા કપડા સિવાય તેમની પાસે કપડા પણ હોતા નથી

નીતિશાસ્ત્રના તત્ત્વને નહી જાણનાર લોકે કલા, વિદ્યા, આદિના અભ્યાસને છોડી જે સમયથી જમીનદારોએ જમીન પર પોતાનો જન્મહક ઠરાવી ખેડુતોના હક છીનાવી લીધા છે ત્યારથી અહી દુર્ગતિ થઇ છે જે સ્થાનમા દરિદ્રતા આવી છે ત્યા ચોરી આદિક વધ-વાથી અધર્મનુ પણ આવવુ થવાનુ જેનુ પેટ ભૂખ્યુ છે તેમની આગળ ધર્મનો બડબડાટ કરવો નિષ્પ્રયોજન છે જે સ્થાનમા અધર્મે ઘર વસાવ્યુ છે ત્યા સર્વસ્વનો નાશ જ થાય છે

અહિંના મોટા મોટા સમર્થ લોક પણ બુદ્ધિમત્તાની સાથે કાર્યક્ષેત્રમાં કૂદી પડે છે, પરન્તુ તેમને નીતિશાસ્ત્રનું જ્ઞાન લેશ માત્ર પણ નથી. આ જગતમાં સર્વ એક પ્રકારના મનુષ્ય નથી. સન્માર્ગિક (moral), સામુદાયિક (social), શિક્ષણ સંબન્ધી ( educational ), તથા રાજનૈતિક ( political ), તથા આધ્યાત્મિક ( spiritual )–એ સર્વની ઉન્નતિને માટે ઇચ્છા રાખનાર લોક હોય છે. તે લોકોમાં કોઇવાર પરસ્પર વિરોધ ઉત્પન્ન થવાનો પણ સંભવ છે. તે લોકોમાં કોઇને પણ કલેશ ઉત્પન્ન કર્યા વિના તથા કોઇના પણ ધર્મમાં વિઘ્ન નાંખ્યા વિના પોતાના કાર્યને સિદ્ધ કરનાર મનુષ્ય કાર્યકુશલ ગણવામાં આવે છે. ભિન્ન ભિન્ન રુચિવાળા લોકોમાં લડાઇ થવાથી કાર્યમાં હાનિ થાય છે. તેથી પૂર્વકાલના રાજા વગેરે સામર્થ્યવાળા હોવા છતાં પણ તેમણે દક્ષિણ દેશમાં માતુલ કન્યાના વિવાહ, મધ્ય દેશમાં કુંભારાદિનો ગોમાંસભક્ષણાદિ, તથા ઉત્તર દેશમાં રજસ્વલાસ્પર્શનાદિકનું નિવારણ કરવામાં જોર દીધું નથી, કારણ એ સર્વ અન્યાય હોવા છતાં પણ ઘણા વખતથી ચાલી આવેલી વાતને દૂર કરવાને માટે પ્રયત્ન કરવામાં લોકોમાં અવશ્ય અશાન્તિ ફેલાઇ જાય છે, અને ફુટ પણ પડે છે. ફુટ તો વિરોધીને માટે ઉપકારી થાય છે.

સંપાદકનીતિ તથા સંરક્ષકનીતિ એવા રાજનીતિના બે વિભાગ છે. રાજ્ય તથા ધનાદિક સંપાદન કરવામાં જે ઉપયોગી નીતિ છે તેને **સંપાદકનીતિ** કહે છે. અને પ્રાપ્ત થયેલા રાજ્યાદિની રક્ષા કરવામાં જે ઉપયોગી નીતિ છે તે **સંરક્ષકનીતિ** કહેવાય છે. તેના સામાન્ય ભેદ બહુ છે.

તેવી રીતે આ લોક સંબંધી કાર્યમાં ઉપયોગી તથા પરલોક સંબન્ધી સુખમાં ઉપયોગી ધાર્મિકનીતિ આદિ બહુ પ્રકારની વ્યાવહારિક નીતિ પણ છે. આ પ્રકારની નીતિમાં નિપુણતા શૂન્ય કાર્યકર્તા, લોકોની ધનસંપત્તિ બાબતમાં પ્રથમ આઘાત પહોચાડે છે. બાદ વિરોધીને જાગૃત કરે છે. તેમાં જાતિમાં તથા ધર્મમાં નાના પ્રકારના કલહ પણ ઉત્પન્ન કરાવે છે. ફુટ પાડે છે. પ્રજામાં ઉન્માદ તથા ઉચ્છૃંખલતા પણ વધારે છે. તેથી મનુષ્યોને નીતિ અનુસાર જ હમેશાં કાર્ય કરવું યોગ્ય છે. નીતિશાસ્ત્રના અનેક ભાગ હોઇ જૂદી જૂદી સંસ્થામાં કાંઇક શિક્ષણ હોય છે. તેમાં કેટલીક સંસ્થા આજ કાલ ડિપાર્ટમેન્ટ ( department ) નામથી પ્રસિદ્ધ છે. કેટલીક સંસ્થાનો ઉદ્દેશ ધનોપાર્જન છે. તથા કેટલીકનો ઉદ્દેશ પ્રજાની રક્ષા છે. કેટલીકનો વિદ્યાની ઉન્નતિ છે. અને કેટલીકનો પ્રત્યેક જાતિ અથવા કોમની ઉન્નતિ છે. સમગ્ર નીતિનું શિક્ષણ જોવામાં આવતું નથી.

નીતિથી મનુષ્યોને સ્વાર્થ તથા પરમાર્થ બન્ને સિદ્ધ થાય છે. અનીતિથી ધનનો દુરુપયોગ, ધર્મની હાનિ, તથા લોકોમાં અવિશ્વાસ, સત્યનો અભાવ, દુરાચારની વૃદ્ધિ, રાગદ્વેષ, તથા કપટ વ્યવહાર પણ વધે છે. તે વખતે ભક્તિ અને ધર્મ તથા જ્ઞાનનો ઉપદેશ પણ સ્વાર્થને માટે જ થશે. તેમાં પણ કપટ જરૂર હશે. તો શાસ્ત્રમાં પણ લોકોને રુચિ રહેશે નહીં. અને શાસ્ત્રાદિમાં અવિશ્વાસ હોવાથી પોતાને મનઘટિત વ્યવહાર તથા મનઘટિત ધર્મ થવાનો, એટલે મનુષ્ય આ લોક સંબંધી તથા પરલોક સંબંધી સુખથી વઞ્ચિત રહેવાન એમ ભગવાને ગીતામાં કહ્યું છે.

य शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारत ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ भ. गी. अ. १६–२३ ॥

**અર્થ**:—જે પ્રકારના કર્મ કરવાથી મનુષ્યને સુખ મળે છે અને જે પ્રકારના કર્મ કરવાથી દુ ખ પ્રાપ્ત થાય છે તેનુ યથાર્થ રીતે શિક્ષણ દેતા હોવાથી વેદ તથા સ્મૃતિ તથા પુરાણાદિકને **શાસ્ત્ર** શબ્દથી કહે છે એવા શાસ્ત્રની આજ્ઞાનો પરિત્યાગ કરીને જે પોતાની ઇચ્છાનુસાર કર્મ કરે છે અર્થાત્ કદાપિ વિહિત કર્મ કરતો નથી, પરન્તુ કદાપિ નિષિદ્ધનુ પણ આચરણ કરે છે, એવો મનુષ્ય આ લોક સબધી અથવા પરલોક સબન્ધી સુખને પ્રાપ્ત કરતો નથી

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ „ ॥ २४ ॥

**અર્થ**:—તેથી હે પાર્થ! કર્તવ્ય તથા અકર્તવ્યનો નિર્ણય કરવામા શાસ્ત્ર જ પ્રમાણ છે શાસ્ત્રવિધિને જાણીને કર્મ કરવુ યોગ્ય છે

શાસ્ત્રમા પણ પ્રથમ નીતિશાસ્ત્ર જ વ્યવહારી મનુષ્યોને મુખ્ય ઉપયોગી છે, કેમકે તેના જ્ઞાનથી મનુષ્ય સ્વાર્થ તથા પરમાર્થ બને સિદ્ધ કરી શકે છે તેથી નીતિનો ગભીર આશય જેમા ભર્યો છે એવી ગીતાનો ભગવાને અર્જુનને ઉપદેશ કર્યો છે ગીતાને વેદાન્તની પ્રસ્થાનત્રયીમા ગણવામા આવી છે, તેથી તે વેદાન્તનો જ વિષય છે એમ નથી તેમજ સર્વ-સ્વનો ત્યાગ કરી સન્યસ્ત થઇ **अह ब्रह्मास्मि**ની ઘોષણા કરવી તે જ ગીતાનો સિદ્ધાન્ત છે એમ પણ નથી જે મનુષ્યને પોતાના ધનાદિમાથી તથા સ્ત્રીપુત્રાદિમાથી અથવા પોતાના શરીરમાથી કોઇ પ્રકારે મોહ છૂટયો નથી, તથા આત્માના અજરત્વ તથા અમરત્વ તથા નિત્ય શુદ્ધ મુક્ત સ્વભાવત્વાદિનુ જ્ઞાન થયુ નથી, અને સસારના વિષય પદાર્થોમા તુચ્છત્વ તથા નાશવાન્પણાનુ જ્ઞાન થયુ નથી તેવો મનુષ્ય નિર્ભય તથા કર્મવીર થઇ શકતો નથી

आन्वीक्षिक्यात्मविज्ञानाद्धर्षशोकौ व्युदस्यति ।
उभौ लोकाववाप्नोति त्रय्यां तिष्ठन्यथाविधि ॥ शु नी. अ. १–१५७ ॥

**અર્થ**:—આન્વિક્ષિકી વિદ્યા આત્મજ્ઞાન દ્વારા હર્ષ શોકને નષ્ટ કરે છે તે કારણથી *ત્રયીમા સ્થિત થઈને રાજા બને લોકના સુખ પ્રાપ્ત કરે છે*

આ પ્રમાણે શોકને દૂર કરીને આનન્દ પ્રાપ્ત કરવાને માટે રાજાને આત્મજ્ઞાનની આવશ્યકતા શાસ્ત્રમા કહી છે તે કારણથી કાયરતાને પ્રાપ્ત થયેલા અર્જુનમા કર્મયોગ્યતા ઉત્પન્ન કરાવવાને માટે કર્મયોગના ઉપદેશની સાથે આત્મજ્ઞાન પણ બતાવવામા આવ્યુ છે **ગીતા તો કેવલ કર્મયોગ પ્રધાન નીતિનો જ ગ્રન્થ છે.**

ગીતાના પાઠક લોક અને તેના ઉપદેષ્ટા લોક પણ હાલમા બહુ છે પરન્તુ ગીતા વાચતા વાચતા કર્મવીરતા નષ્ટ થતી જાય છે તેનુ કારણ ગીતામા સમાવેશ થયેલા નીતિ તથા ધર્મના તત્વને ન જાણવુ તે જ છે સપૂર્ણ મનુષ્ય માત્રને નીતિ ઉપયોગી છે તથાપિ સર્વ મનુષ્યોની જીવનરક્ષા તથા ધર્મરક્ષા રાજાને આધીન રહે છે તેથી રાજાએ વિશેષ કરીને સર્વ પ્રકારની નીતિ જાણવી જોઇએ

---

ઇતિ ક્ષત્રિય ધર્મમા નીતિશાસ્ત્રના અજ્ઞાનના ફળ વિષયક સર્ગ ૩ સમાપ્ત

## અધ્યાય ૬. સર્ગ. ૪.

### ક્ષત્રિયધર્મ–બુદ્ધિબલ.

રાજનીતિ પ્રકરણમાં વિનયાધિકાર પ્રથમ છે. પ્રજાઓનું રંજન કરનાર હોવાથી રાજા કહેવાય છે. અવાન્તર પ્રલયમાં અર્થાત્ પ્રતિ મન્વન્તરમાં આ પૃથિવી વિષમભાવને પ્રાપ્ત થઇ જાય છે. કોઇ સ્થાનમાં ઉંચી અને કોઈ સ્થાનમાં નીચી, કોઇ સ્થાનમાં મહાન્ પર્વત–એ પ્રમાણે થવાથી ખેતી આદિ કરવાને કોઈ પ્રકારની અનુકૂલતા રહેતી નથી. પૃથુ રાજાએ આ પૃથિવીને પોતાના પ્રયત્નથી સમાન બનાવી તેમાં નાના પ્રકારનાં અન્ન ઉત્પન્ન કર્યાં. ધર્મને સ્થાપન કરીને સર્વ પ્રજાનાં મનને રંજન કર્યાં. પ્રજાઓને રંજન કરવાથી પૃથિવીની રક્ષા કરનાર ક્ષત્રિયનું નામ રાજા પડયું છે.

**रञ्जिताश्च प्रजाः सर्वास्तेन राजेति शब्द्यते ॥**

म० भा० शा० प० अ० ५९ श्लो० १२५ ॥

અર્થઃ—રાજા પૃથુએ પ્રજાને રંજન કરી, તેથી પૃથિવીની રક્ષા કરનારને રાજા નામથી કહ્યો છે.

પ્રજાને રઞ્જન કરવું તે વિનય વિના બની શકતુ નથી, તેથી વિનયાધિકાર પ્રથમ છે. વિદ્યા વિના વિનય આવતો નથી. તે કારણથી રાજાને તથા રાજકાર્ય ચલાવનાર રાજપુરુષોને પણ પ્રધાન ઉપયોગી એવી વિદ્યાનો વિચાર પ્રથમ કરવામાં આવે છે.

**बलं पञ्चविधं नित्यं पुरुषाणां निबोध मे ।**
**यत्तु बाहुबलं नाम कनिष्ठं बलमुच्यते ॥** म. भा. उ. प. अ. ३७–५२ ॥

અર્થઃ—ધૃતરાષ્ટ્ર પ્રતિ વિદુરજી કહે છેઃ–

હે રાજન્! મનુષ્યોનું જે પાંચ પ્રકારનું બલ છે તેનું હું તમને વર્ણન કરૂં છું. તે પાંચમાં એક બાહુબલ છે તે સર્વથી કનિષ્ટ બલ છે.

**अमात्यलाभो भद्रं ते द्वितीयं बलमुच्यते ।**
**तृतीयं धनलाभन्तु बलमाहुर्मनीषिणः ॥** ,, ॥ ५३ ॥
**यत्त्वस्य सहजं राजन् पितृपैतामहं बलम् ।**
**अभिजात बलं नाम तच्चतुर्थं बलं स्मृतम् ॥** ,, ॥ ५४ ॥

અર્થઃ—સારો મન્ત્રી મળવો તે બીજું બળ કહેવાય છે. ધનની પ્રાપ્તિને વિદ્વાન્ લોક ત્રીજું બલ ગણે છે. પિતા, પિતામહ, આદિની પરંપરાથી આપણા કુલને યોગ્ય સહાયક પુરુષોના બલને અભિજાત બલ કહે છે. એ ચોથું બલ છે.

**येन त्वेतानि सर्वाणि संगृहीतानि भारत ।**
**यद्बलानां बलं श्रेष्ठं तत्प्रज्ञाबलमुच्यते ॥** ,, ॥ ५५ ॥

અર્થ:—અને જે વડે આ ચારે બલોનો સંગ્રહ થઇ શકે છે તે બલને પ્રજ્ઞા (બુદ્ધિ) બલ કહે છે, અને તે સર્વમાં શ્રેષ્ઠ છે પરન્તુ વિદ્યા વિના બુદ્ધિબલની પ્રાપ્તિ થતી નથી.

બુદ્ધિબલની શ્રેષ્ઠતા સમ્બંધી વસિષ્ઠજીએ પણ કહ્યું છે કે—

प्रज्ञावानसहायोऽपि कार्यान्तमधिगच्छति ।
दुष्प्रज्ञ कार्यमासाद्य प्रधानमपि नश्यति ॥ यो. वा. प्रक ५, स. १२ श्लो. २३॥

અર્થ—બુદ્ધિમાન્ મનુષ્ય કોઈની પણ સહાય ન હોવા છતાં પણ કાર્યને બરાબર સમાપ્ત કરે છે, અને તેને યોગ્ય ફળ પણ મળે છે અને બુદ્ધિહીન મનુષ્ય બહુ પ્રકારના સેના આદિ પ્રધાનબળને પ્રાપ્ત થયા છતાં પણ નષ્ટ થાય છે

य एव यत्न क्रियते बाह्यार्थोपार्जने जनैः ।
स एव यत्नः कर्तव्यः पूर्वं प्रज्ञाविवर्धने ॥ „ ॥ २६ ॥

અર્થ—મનુષ્યો બાહ્ય ધનાદિક પદાર્થોની પ્રાપ્તિ માટે જે પ્રયત્ન કરે છે તે જ પ્રયત્ન પ્રથમ બુદ્ધિ વધારવાને માટે જ કરવો જોઇએ અર્થાત્ તેથી અધિક કરવાની આવશ્યકતા નથી

स्वर्गाद्यच्च पातालाद्राज्याद्यत्समवाप्यते ।
तत्समासाद्यते सर्वं प्रज्ञाकोशान्महात्मना ॥ „ ॥ २८ ॥

અર્થ—સ્વર્ગમાંથી અથવા પાતાલમાંથી અથવા આ પૃથિવીના રાજ્યથી જે વસ્તુ પ્રાપ્ત થાય છે તે સર્વ બુદ્ધિશાલી મહાત્મા પુરૂષ બુદ્ધિ રૂપી ખજાનામાંથી પ્રાપ્ત કરે છે.

प्रज्ञयोत्तीर्यते भीमात्तस्मात्संसारसागरात् ।
न दानैर्न च वा तीर्थैस्तपसा न च राघव ॥ „ ॥ २९ ॥

અર્થ—હે રાઘવ ! દાનથી અથવા તીર્થથી અથવા તપથી-કોઇ પણ સાધનથી આ સંસારસમુદ્ર તરી શકાતો નથી, પરન્તુ બુદ્ધિ વડે આ ભયંકર સંસારસાગરને તરી જવાય છે.

यत्प्राप्ता संपदं दैवीमपि भूमिचरा नरा ।
प्रज्ञापुण्यलतायास्तत्फलं स्वादु समुत्थितम् ॥ „ ॥ ३० ॥

અર્થ—ભૂમિમાં વિચરનાર મનુષ્યો પણ આકાશગમનાદિ નાના પ્રકારની જે દૈવી શક્તિને પ્રાપ્ત થયા છે, તે સર્વ પ્રજ્ઞા રૂપી પુણ્યલતાનું જ સ્વાદિષ્ટ ફલ ઉત્પન્ન થયું છે

सामान्यैरपि भूपत्व प्राप्तं प्रज्ञावशान्नरै ।
स्वर्गापवर्गयोग्यत्वं प्राज्ञस्यैवेह दृश्यते ॥ „ ॥ ३२ ॥

અર્થ:—સામાન્ય મનુષ્ય પણ બુદ્ધિબલથી રાજા થયા છે આ સંસારમાં સ્વર્ગ મોક્ષાદિકોનો અધિકાર બુદ્ધિમાનને જ મળેલો જોવામાં આવે છે

चिन्तामणिरियं प्रज्ञा हृत्कोशस्था विवेकिनः ।
फलं कल्पलतेवैषा चिन्तितं संप्रयच्छति ॥ „ ॥ ३४ ॥

અર્થ :—વિવેકી મનુષ્યના હૃદયમાં સ્થિત આ બુદ્ધિ, કલ્પલતાની માફક ઉત્તમ ફલ દેનારી છે, માટે તે ચિન્તામણિ છે.

भव्यस्तरति संसारं प्रज्ञयाऽपोह्यतेऽधमः ।
शिक्षितः पारमाप्नोति नावा नाप्नोत्यशिक्षितः ॥ „ ॥ ३५ ॥

અર્થ :—નૌકાને ચલાવવાની બુદ્ધિ જેનામાં નથી તેને નૌકા મળવા છતાં પણ તે પાર જઇ શકતો નથી. નૌકા ચલાવવાની બુદ્ધિયુક્ત (भव्यः) ખલાસી નૌકા દ્વારા નદીને તરી જાય છે. તેવી રીતે શાસ્ત્રસંસ્કાર યુક્ત શુદ્ધ બુદ્ધિ રહિત (अधमः) મનુષ્ય સંસારમાં ડુબી જાય છે. અને શાસ્ત્રસંસાર યુક્ત યોગ્ય (भव्यः) પુરૂષ બુદ્ધિ વડે સંસારને તરી જાય છે.

धीः सम्यग्योजिता पारमसम्यग्योजिताऽऽपदम् ।
नरं नयति संसारे भ्रमन्ती नौरिवार्णवे ॥ „ ॥ ३६ ॥

અર્થ :—બુદ્ધિનો યોગ્ય રીતે ઉપયોગ કરવાથી સંસારની પાર થઇ જાય છે. અને અયોગ્ય રીતે ઉપયોગ કરવાથી આપત્તિને પ્રાપ્ત થાય છે, અને વારંવાર સંસારને પ્રાપ્ત કરે છે. વિપરીત પવનના ઝપાટામા આવેલી નૌકા જેવી રીતે સમુદ્રમાં જ ભ્રમણ કરતી રહે છે, પાર લઈ જતી નથી, તેવી રીતે જ મનુષ્ય સંસાર રૂપી સમુદ્રમાં ભ્રમણ કરતો રહે છે.

विवेकिनमसंमूढं प्राज्ञमाशागणोत्थिताः ।
दोषा न परिबाधन्ते सन्नद्धमिव सायकाः ॥ „ ॥ ३७ ॥

અર્થ —હાથમા ધનુપ્ અને બાણુને લઇને યુદ્ધ કરવાને તૈયાર ઉભેલા પુરૂષને જેમ શત્રુ બાધ કરી શકતો નથી, તેવી રીતે કર્તવ્યમાં ભ્રમરહિત વિવેકી બુદ્ધિવાળા મનુષ્યને તૃષ્ણા આદિથી ઉત્પન્ન થતા કોઇ દોષ બાધ કરતા નથી.

पिधानं परमार्कस्य जडात्मा विततोऽसितः ।
अहंकाराम्बुदोन्मत्तः प्रज्ञावातेन बाध्यते ॥ „ ॥ ३९ ॥

અર્થ —લોકોના દૃષ્ટિમાર્ગને રોકીને સૂર્યને આચ્છાદનનો શ્રમ કરનાર જડ રૂપ, વિસ્તૃત, અને જેની અંદર પાણી ભરેલુ છે એવા ઉન્મત્ત કાળા (असितः) વાદળને જેવી રીતે પવન દૂર કરી દે છે, તેવી રીતે સૂર્ય તુલ્ય સ્વયંપ્રકાશ આત્માના સ્વરૂપને આચ્છાદન કરનાર જડ રૂપ અસ્વચ્છ (असित.), અહંકારરૂપી જલ જેની અંદર ભરેલુ છે એવી વિસ્તૃત માયાને પણ પ્રજ્ઞા રૂપી પવન બાધ કરે છે. વળી—

**उद्धरेदात्मनात्मानम्** । भ० गी० अ० ६—५ ॥

અર્થ:—વિવેક યુક્ત બુદ્ધિ વડે આત્માનો સંસારસાગરમાંથી ઉદ્ધાર કરવો. આ ગીતાના શ્લોકમાં પણ ભગવાને મનુષ્યોનો ઉદ્ધાર બુદ્ધિ વડે જ કહ્યો છે.

વળી ગાયત્રીનો જપ કરનાર દ્વિજાતિ મનુષ્યો "**धियो यो न. प्रचोदयात्**"—તે પરમાત્મા અમારી બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરે–આ ગાયત્રીપાદના અર્થથી પણ બુદ્ધિના મહિમાને જાણી શકે છે. ગાયત્રીમાં ધનાદિની માગણી કરી નથી, પરન્તુ બુદ્ધિની માગણી કરી છે. સમૃદ્ધિ મળવાથી સર્વવસ્તુ મળી શકે છે. તેથી જ ધન આદિની માગણીને છોડીને બુદ્ધિની માગણી કરી છે.

---

ઇતિ ક્ષત્રિયધર્માન્તર્ગત બુદ્ધિબળ નિરૂપણ અ૦ ૬ સર્ગ ૪. સમાપ્ત.



## અધ્યાય ૬. સ. ૫.

---

### ક્ષત્રિયધર્મ-વિદ્યાદિનિરૂપણ

આ પ્રમાણે સર્વથી શ્રેષ્ઠ બુદ્ધિબલ પણ વિદ્યાથીજ પ્રાપ્ત થાય છે. માટે અહીંઆં પ્રથમ વિદ્યાનો જ વિચાર કરવામાં આવે છે.

**आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिश्च शाश्वती ।**
**विद्याश्चतस्र एवैता अभ्यसेन्नृपतिः सदा ॥** શુક્ર નીο અο ૧-૧૫૧ ॥

અર્થ —આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા, અને હમેશાં રહેનારી દણ્ડનીતિ-એ ચાર વિદ્યાનો રાજા આદિ ઉદ્યોગી પુરૂષો સદા અભ્યાસ કરે.

**चतस्र एव विद्या इति कौटिल्य ॥** कौ. अ. शा. अधि० १ अ. २. सू. ८ ॥

અર્થ — કૌટિલ્ય આચાર્યના અર્થશાસ્ત્રથી પણ માલમ પડે છે કે રાજ્યરક્ષણમાં ઉદ્યોગી મનુષ્યોને માટે ચાર વિદ્યા નિશ્ચય કરીને જાણવી આવશ્યક છે.

કૌટિલ્ય અર્થશાસ્ત્રમા સપૂર્ણ કૂટનીતિ માત્ર ભરી છે તેથી તેનું નામ કૌટિલ્યનીતિ પડયુ છે એવુ કેટલાક લોકોનું કથન છે. વાસ્તવિક રીતે આ વાત અજ્ઞાનમૂલક છે. ચણકનો પુત્ર ચાણક્ય, કૌટિલ્ય, મલ્લનાગ, વાત્સ્યાયન, દ્રવિડ દેશમા ઉત્પન્ન થયેલો હોવાથી દ્રવિડ (દ્રમિલ), પક્ષિલસ્વામી, વિષ્ણુગુપ્ત, ઇત્યાદિ તેના નામ છે. કામસૂત્ર તથા ન્યાયભાષ્યનો પણ તે જ નિર્માણ કર્તા છે.

**आन्वीक्षिक्यां तर्कशास्त्रं वेदान्ताद्यं प्रतिष्ठितम् ।**
**त्रय्यां धर्मो ह्यधर्मश्च कामोऽकामः प्रतिष्ठित ॥** शुक्र. नी. अ. १ श्लो. १५२ ॥

અર્થ —આન્વીક્ષિકી(logic)મા તર્કશાસ્ત્ર તથા વેદાન્તાદિ પ્રતિષ્ઠિત છે. અને ત્રયીમાં ધર્મ, અધર્મ, તથા સકામ અને નિષ્કામ કર્મનુ પ્રતિપાદન કર્યું છે. (શ્લોકમા કહેલા 'આદિ' શબ્દથી સાખ્ય યોગનુ ગ્રહણ કરવુ.)

**अङ्गानि वेदाश्चत्वारो मीमांसान्यायविस्तरः ।**
**धर्मशास्त्रपुराणानि त्रयीदं सर्वमुच्यते ॥** ,, ॥ १५४ ॥

અર્થ —ચાર વેદ તથા તેમના ૭ અગ, મીમાસા, વિસ્તૃત ન્યાય, ધર્મશાસ્ત્ર તથા પુરાણ—એ સર્વને ત્રયી કહે છે.

**अर्थानर्थौ तु वार्तायां दण्डनीत्यां नयानयो ।**
**वर्णा सर्वाश्रमाश्चैव विद्यास्वासु प्रतिष्ठिता. ॥** ,, ॥ १५३ ॥

અર્થ —વાર્તામા અર્થ અને અનર્થ અર્થાત્ યોગ્ય સમયે ખેતી આદિ કરવાથી ઉત્તમ ફળ રૂપ અર્થ, તથા તેમ ન કરવાથી ફકલરૂપ અનર્થનુ વર્ણન કર્યું છે. અને દણ્ડ-

નીતિમા ન્યાય અને અન્યાયનુ નિ પ ા ર્યુ છે ર્થાત્ સન્ધિ વિગ્રહ ચોગાદિ ી નિ
માટે ઉચિત પ્રયોગોનુ પ્રતિપા ન ર્યુ છે તે ઉપરાત ગા વિદ્યાઓમા સર્વ પ્ર ારના
ધર્મ અને આત્મધર્મનુ પગ વર્ણન રવામા આ યુ છે

कुसीदकृषिवाणिज्य गोरक्षा वार्तयोच्यते ।
सपन्नो वार्तया साधुर्न वृत्ते भयमृच्छति ॥ „ ॥ १५७

અર્થ —વ્યાજ લેવ તથા ખેતી તથા વ્યાપાર અને ગોરક્ષા એ સર્વને વાર્તા કહે
વાર્તાવૃત્તિથી યુક્ત ધર્માત્મા મનુષ્ય દાપિ પણ પોતાની જીવિકા (वृत्त) સબધી
પ્રાપ્ત થતો નથી

दमो दण्ड इति ख्यातस्तस्माद्दण्डो महीपति ।
तस्य नीतिर्दण्डनीतिर्नयनान्नीतिरुच्यते ॥ „ ॥ १५६

અર્થ —દમને દણ્ડ કહે છે તેથી રાજા દણ્ડ રૂપ છે રાજાની નીતિને દણ્ડનીતિ
છે સપૂર્ણ મનુષ્યને ન્યાયમાર્ગમા ચલાવનાર હોવાથી નીતિ કહે છે

માટે તત્તત્ વિદ્યામા કુશલ વિદ્વાનો પાસેથી આન્વીક્ષિકી આદિક વિદ્યા શી
વિનય સપાદન કરવાને માટે જેવી રીતે રામચન્દ્રજી વસિષ્ઠ ગુરૂની સેવામા રહેતા હતા,
રીતે અનુભવી વિદ્યાવૃદ્ધોની સેવામા રહેવુ યોગ્ય છે કોઇ એ દુર્લભ મનુષ્યને જ સ્
વથી વિનય હોય છે બીજાઓએ તો વિદ્યાથી તથા વૃદ્ધસેવાથી જ વિનય શીખવો જોઇ

तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्माऽपि नित्यश ।
विनीतात्मा हि नृपतिर्न नश्यति कर्हिचित् ॥ म स्मृ. अ ७ श्लो. ३९ ॥

અર્થ —સ્વભાવથી અથવા વિદ્યાનુ અધ્યયન કરવાથી વિનય વાળા હોય તો
વિશેષ વિનય સપાદન કરવાને માટે તે વૃદ્ધોની પાસેથી ફરીથી પણ વિનય શીખવો જોઇ
કેમકે વિનયવાળો રાજા કદાપિ નાશને પ્રાપ્ત થતો નથી

वहवोऽविनयान्नष्टा राजान सपरिच्छदाः ।
वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे । ॥ ४० ॥

અર્થ —હાથી, ઘોડા, રથ, કોશ, સેના આદિ સામગ્રીથી યુક્ત પણ કેટલાએ ર
લોક વિનય નહી હોવાથી નાશ પામ્યા છે, અને કેટલાક કઇ પણ સામગ્રી વિના જગલ
રહેનારે પણ વિનયથી રાજ્ય પ્રાપ્ત કરી લીધુ છે, કેમકે વિનય વાળાને સર્વ પ્રકા
સહાય કરનારા આવી મળે છે

વેન, નહુષ, દુર્યોધન, આદિ અનેક રાજા વિનય નહી હોવાથી નાશ પામ્યા છે :
પૃથુ, મનુ, યુધિષ્ઠિર, આદિએ વિનયથી રાજ્ય પ્રાપ્ત કર્યા છે કુબેરે વિનયથી મોટુ ધ
ધિપત્ય પ્રાપ્ત કર્યુ છે વિશ્વામિત્રજી ક્ષત્રિય હોવા છતા વિનયથી તે જ શરીરમા બ્રાહ્મણ
પ્રાપ્ત થયા હતા

વળી વિદ્યા અને વિનયને માટે ઇન્દ્રિયજયની આવશ્યકતા છે

विद्याविनयहेतुरिन्द्रियजयः कामक्रोधलोभमानमदहर्षत्यागात्कार्यः ॥
कौ. अ. अधिक. १, अ. ६, सू. १ ॥

અર્થ —કામ, ક્રોધ, લોભ, માન, મદ, અને હર્ષનો ત્યાગ કરીને ઇન્દ્રિયોનો જય કરે; કેમકે ઇન્દ્રિયજય એ જ વિદ્યા અને વિનયનો હેતુ છે. જે જિતેન્દ્રિય નથી તે, યોગ્ય રીતે વિદ્યાનું ગ્રહણ કરી શકતો નથી. તપ વિના વિદ્યા પ્રાપ્ત થવાની નથી, અને ઇન્દ્રિય-જય કરવો એ જ તપનો ઉદ્દેશ છે. જીતેન્દ્રિય પોતાના સુખનો ત્યાગ કરી વૃદ્ધસેવા કરી શકે છે. વિનય આદિ ગુણ પણ તેને જ પ્રાપ્ત થાય છે.

इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ।
जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ म. स्मृ. अ. ७–४४ ॥

અર્થ :—નેત્રાદિ ઇન્દ્રિયોને વિષયાસક્તિમાંથી નિવારણ કરવાને માટે દિન રાત યત્ન (योगं) કરવો જોઇએ, કેમકે જીતેન્દ્રિય રાજા જ પ્રજાને પોતાને વશ રાખી શકે છે.

ઇન્દ્રિયજય સર્વને માટે છે, તથાપિ રાજાને માટે તે વિશેષ જરૂરનો છે, કારણકે જીતેન્દ્રિય નહીં હોય તો યુદ્ધાદિક પ્રબલ કર્મ તેનાથી બની શકશે નહીં, અને જીતેન્દ્રિય હોય તો બુદ્ધિબલ પણ આવે છે. વળી—

दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।
व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ म. स्मृ. अ. ७–४५ ॥

અર્થ :—કામમાંથી દશ અને ક્રોધમાંથી આઠ વ્યસન ઉત્પન્ન થાય છે. તેનો યત્નથી પરિત્યાગ કરવો જોઇએ. તેમાં ફસેલો પ્રાણી તેમાંથી કદાપિ નિકળી શકતો નથી, માટે તેમને દુરન્ત કહ્યા છે. અથવા આદિમાં તેઓ સુખરૂપ છે અને અન્તમાં મહાન્ દુઃખરૂપ છે, તેથી દુરન્ત કહ્યા છે.

कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।
वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ „ ॥ ४६ ॥

અર્થ :—કામથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં આસક્ત રાજા ધર્મ તથા અર્થ બંનેથી હીન થઇ જાય છે. અને ક્રોધમાંથી થતાં વ્યસનોવાળાનો પોતાનો દેહ જ નષ્ટ થઇ જાય છે.

मृगयाक्षो दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ „ ॥ ४७ ॥

અર્થ :—શિકાર (મૃગયા), જુગાર રમવો (અક્ષ), દિવસમાં સૂવું, પારકાના દોષનું કથન, અનિયમિત સ્ત્રીસમાગમ, મદનું કારણ મદ્યપાન, તથા ગાયનનો તથા નાચ જોવાનો તથા વાજા સાંભળવાનો એ ત્રણ પ્રકારનો શોખ (तौर्यत्रिकं), અને નિષ્પ્રયોજન ફરવું (વૃથાટ્યા)-એ દશ કામજ અર્થાત્ સુખની અધિક ઇચ્છાથી ઉત્પન્ન થતાં વ્યસન છે.

पैशुन्यं साहसं द्रोह ईर्ष्याऽसूयाऽर्थदूषणम् ।
वाग्दण्ड च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ „ ॥ ४८ ॥

અર્થ —ચાડી ચુગલી, સાહસ અર્થાત્ નિરપરાધી મનુષ્યને કેદ કરવો વગેરે, કોઈનો વધ કરવો (દ્રોહ), બીજાના ગુણોને સહન ન કરવા રૂપ ઈર્ષ્યા, તથા બીજાના દોષારોપણ કરવા રૂપ અસૂયા, તથા લેવા યોગ્ય ધનને ન લેવું અને આપવા યોગ્ય ન આપવું, કઠોર વાણી (ગાળો દેવી વગેરે), તથા પારુષ્ય એટલે વાતકીપણું અનીતિથી તાડન આદિ કરવું–એ આઠ પ્રકારના વ્યસન ક્રોધથી થાય છે

## લોભના દોષ.

ધન તથા ધર્મનો તેમજ આપણા દેહનો પણ નાશ કરનાર આ ૧૮ વ્યસનો પણ થાય છે તેથી લોભનો પણ ત્યાગ કરવો જોઈએ —

द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ।
तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ,, ॥ ४९ ॥

અર્થ —કામ અને ક્રોધથી ઉત્પન્ન થનાર આ બન્ને પ્રકારના વ્યસનોનું કારણ છે એવું વિદ્વાન્ લોક જાણે છે તેથી લોભનો મહા યત્ન કરીને જય કરવો જોઈએ

सुखितो दुःखितो वापि नरो लोभं परित्यजेत् ।
अवेक्ष्य मनसा शास्त्रं बुद्ध्या च नृपसत्तम ॥
म० भा० शा० प० अ० २९५ सू०

અર્થ —મન વડે શાસ્ત્રનું મનન કરીને બુદ્ધિ વડે સાર અને અસારનો નિશ્ચ મનુષ્ય સુખી હોય કે દુઃખી હોય તોપણ લોભનો પરિત્યાગ કરવો યોગ્ય છે

यशो यशस्विनां शुद्धं श्लाघ्या ये गुणिनां गुणाः ।
लोभः स्वल्पोऽपि तान्हन्ति श्वित्रो रूपमिवेप्सितम् ॥
भा० पु० स्क० ११, अ० २३-

અર્થ —કીર્તિમાન્ લોકોની પવિત્ર કીર્તિ તથા ગુણી મનુષ્યોના પ્રશંસા કર ગુણ એ સર્વને, જેમ શ્વેત કોઢ રૂપનો નાશ કરે છે તેમ, થોડો લોભ પણ નષ્ટ કર

एको लोभो महाग्राहो लोभात्पापं प्रवर्तते ।
लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रवर्तते ॥
स्का० पु० ख० १ कौ० ख० २, अ० ५-

અર્થ —સંસાર રૂપી સમુદ્રને તરવાની ઈચ્છાવાળા મનુષ્યને એક લોભ રૂપી મગર વચમાં ડુબાડનાર છે લોભથી પાપ ઉત્પન્ન થાય છે, અને લોભથી ક્રોધ પણ થાય છે અને લોભથી કામની પણ પ્રવૃત્તિ થાય છે

लोभान्मोहश्च माया च मानः स्तंभः परेप्सुता ।
अविद्याऽप्रज्ञता चैव सर्वं लोभात्प्रवर्तते ॥ ,, ॥ १००

અર્થઃ—લોભથી મોહ( અવિવેક )ની ઉત્પત્તિ થાય છે. લોભથી માયા તથા માનની ઉત્પત્તિ થાય છે. તેમજ યોગ્યનો સત્કાર ન કરવા રૂપ સ્તબ્ધભાવ ( જડ વ્યવહાર ), તથા અન્યના ધનાદિને ગ્રહણ કરવાની ઇચ્છા, અજ્ઞાન, બુદ્ધિમન્દતા-એ સર્વ લોભથી થાય છે.

हरणं परवित्तानां परदाराभिमर्शनम् ।
साहसानां च सर्वेषामकार्याणां क्रियास्तथा ॥ ,, ॥ १०१ ॥

અર્થઃ—પારકા દ્રવ્યનું હરણ તથા પરસ્ત્રીનો સમાગમ તથા સર્વ પ્રકારનાં સાહસ, તથા અયોગ્ય કર્મનુ કરવું આદિ સર્વ ક્રિયા લોભથી થાય છે.

स लोभः सह मोहेन विजेतव्यो जितात्मना ।
दंभो द्रोहश्च निन्दा च पैशुन्यं मत्सरस्तथा ॥ ,, ॥ १०२ ॥
भवन्त्येतानि सर्वाणि लुब्धानामकृतात्मनाम् । ,, ॥ १०३ ॥

અર્થઃ—ઉદાર બુદ્ધિવાળા મનુષ્યે મોહ તથા લોભને જીતવા જોઇએ. દંભ, દ્રોહ, નિન્દા, ચાડીચુગલી તથા મત્સર એ સર્વ દોષ શાસ્ત્રસંસ્કાર રહિત લોભી મનુષ્યને થાય છે.

सुमहान्त्यपि शास्त्राणि धारयन्तो बहुश्रुताः ॥ ,, ॥ १०३ ॥
छेत्तारः संशयानां च लोभग्रस्ता व्रजन्त्यधः । ,, ॥ १०४ ॥

અર્થઃ—અને અન્ય મનુષ્યોને ઉપદેશ આપીને તેમના સંશયોને પણ દૂર કરનારા અનેક પ્રકારનાં શાસ્ત્રોને જાણનાર બહુશ્રુત લોક પણ લોભને વશ થઇને અધોગતિને પ્રાપ્ત થાય છે.

लोभक्रोधप्रसक्ताश्च शिष्टाचारबहिष्कृताः ॥ ,, ॥ १०४ ॥
अन्तःक्षुरा वाङ्मधुराः कूपाश्छन्नास्तृणैरिव ।
कुर्वते ये बहून्मार्गांस्ताँस्तान्हेतुबलान्विताः ॥ ,, ॥ १०५ ॥
सर्वमार्गं विलुम्पन्ति लोभाज्ज्ञातिषु निष्ठुराः ।
धर्मावतंसकाः क्षुद्रा मुष्णन्ति ध्वजिनो जगत् ॥ ,, ॥ १०६ ॥
एतेऽपि पापिनो ज्ञेया नित्यं लोभसमन्विताः । ,, ॥ १०७ ॥

અર્થઃ—લોભ તથા ક્રોધને વશ થયેલા, તથા શિષ્ટાચાર રહિત, અન્તરમાં છરીની માફક તીક્ષ્ણ અને બહાર બહુ મીઠી વાણી બોલતા, ઘાસ વડે ઢંકાયલા કુવાની માફક દગો દેનાર, એવા, યુક્તિ તથા કલ્પિત શાસ્ત્રોના બળથી જે લોક નાના પ્રકારના પાખંડ માર્ગને ચલાવે છે, અને સર્વ પ્રકારના યથાર્થ ધર્મમાર્ગનો નાશ કરે છે, તથા લોભથી પોતાની જ્ઞાતિવાળાની સાથે નિર્દયતાથી વ્યવહાર કરે છે, એવા ક્ષુદ્ર ધર્મધ્વજી લોક ધર્મના બહાનાથી જગતને ઠગે છે. તેથી આવા નિત્ય લોભયુક્ત મનુષ્યો અત્યન્ત પાપી છે એમ જાણવું.

जनको युवनाश्वश्च वृषादर्भिः प्रसेनजित् ॥ ,, ॥ १०७ ॥
लोभक्षयाद्दिवं प्राप्तास्तथैवान्ये जनाधिपाः । ,, ॥ १०८ ॥

અર્થઃ—જનક તથા યુવનાશ્વ તથા વૃષાદર્ભિ તથા પ્રસેનજિત્ તથા અન્ય પણ કેટલાક રાજલોક લોભક્ષય થવાથી સ્વર્ગને પ્રાપ્ત થયા છે.

तस्मात्त्यजन्ति ये लोभ तेऽतिक्रामन्ति सागरम् ॥ , ॥ १०८ ॥
ससाराख्यमतोऽन्ये ये ग्राहग्रस्ता न सशय । ,, ॥ १०९ ॥

અર્થ —માટે જે લો. લોભનો પરિત્યાગ કરે છે તેઓ સસાર રૂપી સમુદ્રને તરી જાય છે બાકી નર્ક લોક લોભ રૂપી મકરની ગ્રસેના કૂએ છે

તેથી અન્યાયથી ધન ઉપાર્જિત કરવુ, ફરી ભૂતની માફક તેની રક્ષા કરતા રહેવુ, અને યોગ્ય માર્ગમા ખર્ચ ન કરવુ તેનાથી મોટુ પાપ શુ હોય ? વળી—

न देय नोपभोग्य च लुब्धैर्यद्दु खसचितम् ।
भुक्ते तदपि तच्चान्यो मधुहेवार्थविन्मधु ॥ भा पु स्क ११, अ. ८ श्लो. १५॥

અર્થ —લોભી લોકોએ દુ ખ વેઠીને સંગ્રહ કરેલુ ધન ન તો કોઇને આપવામા આવે છે, ન તો તેમના પોતાના ભોગમા કામ લાગે છે પરન્તુ જેમ મધમાખી મધ લાવીને તેનો સગ્રહ કરી રાખે છે, અને મધુને લેવાના ઉપાયને જાણનાર (अर्थविन्) ભીલ આદિ લોક મધમાખીને મારીને મધને લઇને ભોગવે છે તેમ લોભી લોકોનુ ધન તેમને મારીને બીજા લોક લઈ જઇને ભોગવે છે, પોતે નહી

प्रायेणार्थकदर्याणा न सुखाय कदाचन ।
इह चात्मोपतापाय मृतस्य नरकाय च ॥ भा०पु०स्क०११ अ० २३–१५ ॥

અર્થ —કૃપણનુ ધન પ્રાય કરીને કદાપિ સુખનુ કારણ થતુ નથી જીવિત અવસ્થામા જ સતાપનુ કારણ થાય છે, અને મરી ગયા પછી નરકનુ પણ કારણ થાય છે

यथैवैधसमुत्थेन वह्निना नाशमृच्छति ।
तथा कृतात्मलोभेन स्वोत्पन्नेन विनश्यति ॥
स्का० पु० ख० १ कौ० ख० २ अ० ४६–४३ ॥

અર્થ —જેવી રીતે જગલના વાસ વગેરેનુ પરસ્પર ઘર્ષણ થવાથી તેમાથી જે અગ્નિ નિકળે છે તેનાથી તે વાસ વગેરે પોતેજ બળીને ભસ્મ થઇ જાય છે, તેવી રીતે પોતાના લોભથી પોતે જ નષ્ટ થઈ જાય છે

समुद्रमटविं युद्धं विशन्ते लोभमोहिताः ।
इह तन्नास्ति लोभेन यन्न कुर्वन्ति मानवाः ॥ स्का. पु. ख. ६, अ.५१–२३॥

અર્થ —લોભથી મોહિત થયેલા મનુષ્ય સમુદ્રમા કુદે છે, તથા મહાન્ વનમા પ્રવેશ કરે છે, તથા યુદ્ધમા જાય છે લોભી મનુષ્ય આ જગતમા જે કાર્ય ન કરે એવુ કોઇ નથી

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः
सत्य चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ।
सौजन्य यदि किं निजैः सुमहिमा यद्यस्ति किं मण्डनैः
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥ नीति. श. श्लो. ५५ ॥

અર્થ —કોઈ મનુષ્યમા લોભ હોય તો ફરી તે મનુષ્ય ગુણરહિત હોય તોપણ કોઈ હાનિ નથી, કારણ લોભ સપૂર્ણ ગુણોનો નાશ કરનારો છે તેથી ગુણ હોવા છતા પણ લોભથી સર્વ નષ્ટ થનારા જ હતા તેથી લોભી મનુષ્ય ગુણરહિત હોય તો તેને બાધ રૂપ નથી ચુગલી કરનાર દુર્જનમા બીજુ કોઈ પાતક ન હોય તોપણ કોઇ હાનિ નથી, કારણ કે ચુગલીની અદર સર્વ પાતકનો સમાવેશ થાય છે મતલબ કે જેમ કીચડમા ગોથુ મારનારની ઉપર પવનથી ઉડીને આવી પડતી ધૂળનો તેને કોઇ વિચાર કરવાની જરૂર નથી, તેવી રીતે ચુગલી કરનારને બીજા પાતકનો બાધ નથી અને જો કોઈ મનુષ્ય સત્યવાદી હોય તો તેને બીજુ કોઈ તપ કરવાની આવશ્યકતા નથી, કેમકે સત્યમા સર્વ તપનો અન્તર્ભાવ થઈ જાય છે. સત્ય ભાષણ કરતા મોટુ કોઇ તપ નથી. વળી કોઇ મનુષ્યનુ અન્ત કરણ (મન) શુદ્ધ હોય તો તેને બીજા કોઈ તીર્થસ્નાનની આવશ્યકતા નથી, કારણ કે તીર્થસ્નાનના ફળરૂપ અન્ત કરણની શુદ્ધિ તેને પહેલેથી જ પ્રાપ્ત છે. અને જો કોઇ મનુષ્યમા સજ્જનતા હોય તો તેને કોઈ કુટુમ્બાદિની જરૂર નથી, કારણ કે પોતાની સજ્જનતાથી જ સર્વને પોતાનુ કુટુબ બનાવી લે છે વળી જે મનુષ્યમા પૂજવાને યોગ્ય ગુણ હોય તેને બીજા ભૂષણની શી જરૂર છે? કેમકે મનુષ્યને ગુણ જ તેનુ ભૂષણ છે. અને જો કોઈ મનુષ્યમા નિર્દોષ વિદ્યા હોય તો તેને બીજા ધનનુ શુ પ્રયોજન છે? વિદ્યા જ સર્વથી મોટુ ધન હોવાથી તેને બીજા ધનની જરૂર નથી, વિદ્યા જ સર્વ ધનને પ્રાપ્ત કરાવને અને કોઈ મનુષ્યમા અપકીર્તિ હોય તો તેને મરણની શી જરૂર છે? અર્થાત્ અપકીર્તિ મરણ કરતા અધિક છે તેથી અપકીર્તિ કરતાં મરણ સારૂ છે. વળી—

असतामुपभोगाय दुर्जनानां विभूतयः ।
पिचुमन्दः फलाढ्योऽपि काकैरेवोपभुज्यते ॥

वृ० ना० पु० पू० ख० अ० २६–१२ ॥

અર્થ —દુર્જનોની સપત્તિ દુર્જનોના જ ઉપયોગમા આવે છે. પિચુમન્દ (નિંબ) વૃક્ષ ફળથી ભરપૂર હોય છે, તથાપિ તે ફળને કાગડા સિવાય બીજુ કોઈ ખાતુ નથી.

આ પ્રમાણે લોભના દોષ તથા લોભી મનુષ્યની અધોગતિ પણ શાસ્ત્રોમા બહુ પ્રકારે બતાવી છે તથી મનુષ્ય માત્રને લોભ આ લોક સબધી તથા પરલોક સબધી સુખનો હાનિકારક હોવાથી ત્યજવા યોગ્ય છે અને રાજા લોક પણ જો લોભયુક્ત હોય તો તો કહેવાનુ જ શુ!

મનુ મહારાજ આદિ ધર્મશાસ્ત્રકારોએ રાજાને દેવાશ કહ્યો છે —

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वती ॥ म. स्मृ. अ. ७–४ ॥

અર્થ —ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચન્દ્ર, અને કુબેર—આ આઠ દેવતાના સાર રૂપ, અધિક કાળ સુધી રહેનારા શક્તિયુક્ત, અશો લઈને તેમાથી રાજાની સૃષ્ટિ કરી છે. અર્થાત્ એ આઠ દેવતાઓના ગુણ અને શક્તિ રાજામા છે. એવા દેવાશ રાજામા પણ લોભ હોય તો બીજાની તો ગણતરી જ શી

લોભને વશીભૂત થઈને દશાના પુત્ર સુદર્શન નામના રાજાએ ચાર વર્ણો ઉપર અત્યાચાર કરી તમના ધનનુ અપહરણ કર્યુ તેથી તેમના શાપથી તે નાશ પામ્યો

कामः क्रोधस्तथा मोहो लोभो मानो मदस्तथा ।
षड्वर्गमुत्सृजेदेनमस्मिँस्त्यक्ते सुखी नृपः ॥ शु. नी. अ. १—१४२ ॥

અર્થઃ—કામ, ક્રોધ, મોહ, લોભ, માન તથા મદ આ ૭ નો રાજા ત્યાગ કરે તો તે સુખી થાય છે.

માટે તે લોકોએ અનર્થની ખાણ રૂપ લોભનો પરિત્યાગ કરવો યોગ્ય છે, કેમકે લોભનો જય કરવાથી કામથી ઉત્પન્ન થતા શિકાર આદિ, તથા ક્રોધથી ઉત્પન્ન થતા ચુગલી આદિ દોષનો પણ જય કરી શકે છે. શિકાર આદિ એકેક વ્યસનવાળાને મહાન્ અનર્થ પ્રાપ્ત થાય છે તો સર્વ વ્યસનવાળાનું તો કહેવું જ શુ !

### કામજદોષનુ વ્યાખ્યાન.

પ્રથમ આ કામજ ૧૦ દોષોનું વ્યાખ્યાન કરીએ છીએ. તેમાં પ્રથમ મૃગયા છે.

मृगयापरस्य धर्मार्थौ विनश्यतः ॥ कौ. अ. शा. चा. सू. ७२ ॥

અર્થઃ—શિકારમાં જ તત્પર રહેનાર રાજાના ધર્મ અને અર્થ નષ્ટ થઈ જાય છે, કેમકે વિના પ્રયોજન પ્રાણીની હિંસા કરનારને પાપની પણ વૃદ્ધિ થાય છે. હિંસા કોઇને પણ સુખનું કારણ નથી. સ્વાર્થી સેવક લોક "શિકાર રાજાનો ધર્મ છે" એમ કહીને તેને તેમાં લગાવી રાજકાર્યમાંથી ભુલાવી દે છે. તે સ્વાર્થી લોકોની વાણી ઉપર રાજાએ અવશ્ય દૃષ્ટિ દેવી જોઇએ.

नखिनां दंष्ट्रिणां चैव शृङ्गिनामाततायिनाम् ।
हस्त्यश्वानां तथान्येषां वधे हन्ता न दोषभाक् ॥ विष्णु. स्मृ. अ. १—२१५ ॥

અર્થઃ—નખ વડે તથા દાઢથી તથા શૃંગ વડે મનુષ્યને મારનાર વાઘ, રીંછ, આદિ, તથા અત્યન્ત તોફાની તથા ગાંડા થયેલા હાથી, ઘોડા, તથા મનુષ્ય તથા ગામ આદિનો નાશ કરનાર પ્રાણીનો, તથા આતતાયી મનુષ્યનો પણ વધ કરવાથી વધ કરનાર રાજા આદિક દોષના ભાગી થતા નથી. બાકી કોઇ પ્રાણીને વ્યર્થ અથવા સ્વાદને માટે મારવું તે યોગ્ય નથી.

नाच्छित्वा परमर्माणि नाकृत्वा कर्म दारुणम् ।
नाहत्वा मत्स्यघातीव प्राप्नोति महतीं श्रियम् ॥म. भा. शा. प. अ. १४०—५०॥

અર્થ :—બીજાનાં મર્મસ્થાનોને છેદન ન કરીને, તથા મહાન્ કઠોર કર્મ ન કરીને, તથા મચ્છીમારની માફક પ્રાણીઓની હત્યા ન કરીને, મહાન્ ધનસંપત્તિ તથા કીર્તિ આદિ પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે ધર્મશાસ્ત્રમાં પ્રાણિહિંસાનો નિષેધ કર્યો છે, છતાં પૂર્વમાં કહેલાં દુષ્ટ પ્રાણી તથા આતતાયી તથા યુદ્ધમાં ઉતરેલા શત્રુને છોડી અન્ય પ્રાણિઓને મારવામાં આવે તો અધર્મ તથા અર્થનાશ આદિ પણ થાય છે, અને તેની અપકીર્તિ અવશ્ય થાય છે.

### આતતાયી.

अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापहारी च ( हरश्चैव ) षडेत आततायिनः ॥
म. गी. मधु. टी. अ. १—३६॥ लघु आश्व० स्मृ० अ० ३—१९ ॥

અર્થ —કોઇના ઘરને અથવા જંગલમા પશુ આદિને ખાવાને ઉપયોગી ઘાસ અથવા ખેતરમાનુ અથવા ઘરમા સંગ્રહ કરીને રાખેલુ ઘાસ, અન્ન, વગેરેને અગ્નિ લગાડનાર, તથા કોઈને મારવાને માટે ઝેર દેનાર, તથા કોઈને મારવાને માટે હાથમા શસ્ત્ર લીધેલો, તથા અન્યાયથી ધનનુ હરણ કરનાર, તથા અન્યાયથી કોઈના ક્ષેત્રનુ હરણ કરનાર, તથા સ્ત્રીનુ હરણ કરનાર—એ ૭ આતતાયી કહેવાય છે—

પદ્મપુરાણ પણ તે જ વાત કહે છે —

**अग्निदो गरदश्चैव धनहारी च सुप्तघः ।**
**क्षेत्रदारापहारी च षडेतेऽप्याततायिन** ॥ पद्म. पु. ख. १ अ. ४८–५८ ॥
याज्ञ. स्मृ. अ. २–२१ ॥

અર્થ —ઘર વગેરેને અગ્નિ લગાડનાર, તથા ઝેર દેનાર, તથા ધનનુ, જમીનનુ અને સ્ત્રીનુ હરણ કરનાર, તથા સૂતેલા મનુષ્યને મારનાર—એ ૭ આતતાયી કહેવાય છે

આ શ્લોકમા સુતેલા મનુષ્યને મારનારને પણ આતતાયી કહ્યો છે

મત્સ્ય પુરાણ નીચે પ્રમાણે કહે છે —

**अग्निदो गरदश्चैव तथा चाभ्युद्यतायुध ।**
**अभिचारन्तु कुर्वाणो राजगामि च पैशुनम्** ॥ मत्स्य पु. अ. २२७–११९ ॥
**एते हि कथिता लोके धर्मज्ञैराततायिनः ।** ,, ॥ १२० ॥

અર્થ —ઘર વગેરેને અગ્નિ લગાડનાર, તથા ઝેર દેનાર, તથા આપણને મારવાને માટે શસ્ત્ર ઉગામીને આવેલો, તથા કોઇને અભિચાર ક્રિયા વડે મારનાર, તથા રાજા સબંધી ચુગલી કરનાર—એ સર્વને ધર્મવેત્તા લોકોએ આતતાયી કહ્યા છે

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની ટીકામા નીચે પ્રમાણે કહે છે —

**उद्यतासिर्विषाग्निश्च शापोद्यतकरस्तथा ।**
**आथर्वणेन हन्ता च पिशुनश्चापि राजनि ॥**
**भार्यातिक्रमकारी च रन्ध्रान्वेषणतत्पर ।**
**एवमाद्यान्विजानीयात्सर्वानेवाततायिनः ॥**

याज्ञ. स्मृ. अ. २–२२ मिता० टीका ।

અર્થ —તલવાર ઉગામીને મારવા આવનાર, વિષ દેનાર અને અગ્નિ લગાડનાર, કોઇને મારવાને શાપ દેવા માટે જેણે હાથ ઉંચો કરેલો હોય તે, તથા અભિચારક્રિયા (आथर्वण) વડે મારનાર તથા રાજા સમ્બન્ધી ચુગલી કરનાર, તથા સ્ત્રી ઉપર બલાત્કાર કરનાર, તથા હમેશા બીજાના છિદ્ર જોવામા તત્પર મનુષ્ય, એ સર્વ અને એમના જેવા બીજાઓને આતતાયી જાણવા

આ પ્રમાણે ઉપર લઘુ૦આશ્વ૦સ્મૃ૦ના શ્લોકમા ૭ પ્રકારના આતતાયીનુ કથન કરીને બાકીના બીજા ૫ ૧ સુતેલાને મારનાર, ૨ અભિચાર ક્રિયાથી કોઇને મારનાર, ૩ રાજ સબંધી ચુગલી કરનાર, ૪ શાપ દઇને કોઇને મારનાર, તથા ૫ બીજાના છિદ્રનુ

અન્વેષણ કરનાર—એ સર્વને સામાન્ય રૂપે આતતાયી જાણ્યા છે, તથાપિ વિશેષ કરીને પ્રથમ શ્લોકમાં કહેલા છ આતતાયી મુખ્ય છે

વ્યાઘ્રાદિની માફક આતતાયીને પણ મારવામાં દોષ નથી —

**गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।**
**आततायिनमायान्तं हन्यादेवाविचारयन ॥** म. स्मृ. अ. ८–३५० ॥
**नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।**
**प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तं मृत्युमिच्छति ॥** ,, ॥ ३५१ ॥

અર્થ —આતતાયી મનુષ્ય ગુરૂ હોય કે બાલક હોય કે વૃદ્ધ હોય, અથવા વેદશાસ્ત્રાદિનું અધ્યયન કરેલો બ્રાહ્મણ હોય—એ સર્વને આવતો દેખીને જ વિના વિચાર્યે મારવા કેમકે તેમની સામા જઈને કે છુપી રીતે પણ મારવાથી મારનારને કોઈ પાપ લાગતું નથી તેનું કારણ એ છે કે ક્રોધાભિમાની દેવતા (मन्यु) પોતે જ તેમના મૃત્યુની ઈચ્છા કરે છે તે જ તેને મારે છે અને તેજ કારણે વાલી આતતાયી હોવાથી રામચંદ્રજીએ તેને છુપી રીતે માર્યો હતો.

વળી પદ્મ પુરાણ કહે છે કે —

**आततायिनमायान्तमपि वेदान्तगं रणे ।**
**जिघांसन्तं जिघांसेच्च न तेन ब्रह्महा भवेत् ॥** पद्म. पु. ख. १ अ. ४८–५७ ॥

અર્થ —આતતાયી કદાપિ વેદાન્તનો વેત્તા હોય તોપણ જો તે રણમાં આપણને મારવાની ઈચ્છાથી આવતો હોય તો તેને આવતા જ મારવો યોગ્ય છે, કેમકે આપણને મારવાની ઈચ્છા કરનારને મારવાથી બ્રહ્મહત્યા લાગતી નથી

આ પ્રમાણે આતતાયી બ્રાહ્મણનો પણ વધ કરવામાં ધર્મશાસ્ત્રે દોષ બતાવ્યો નથી.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની મિતાક્ષરી ટીકાકારોએ "**ब्राह्मण न हन्यात्**"—બ્રાહ્મણને મારવો નહીં—આ શાસ્ત્રનું આ લોક સંબંધી પ્રયોજન નહીં હોવાથી અર્થાત્ પરલોક સંબંધી પ્રયોજન હોવાથી તેને ધર્મશાસ્ત્ર માન્યું છે અને **जिघांसन्त जिघांसीयान् न तेन ब्रह्महा भवेत्**—આપણને મારવાની ઈચ્છા કરનારને મારવાથી બ્રહ્મહત્યા લાગતી નથી—એ શાસ્ત્ર આપણા જીવનને માટે છે. તેથી તે અર્થશાસ્ત્ર છે, કેમકે જીવવું તે દૃષ્ટ પ્રયોજન છે અને—

**स्मृत्योर्विरोधे न्यायस्तु बलवान्व्यवहारत ।**
**अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थिति ॥** या० स्मृ. अ० २ श्लो. २१ ॥

અર્થ —બે સ્મૃતિઓમાં પરસ્પર વિરોધ હોય તો વ્યવહાર કરતાં ન્યાયને બલવાન્ ગણવો પરન્તુ અર્થશાસ્ત્ર કરતા ધર્મશાસ્ત્ર અધિક બલવાન્ છે એવી મર્યાદા છે.

આ પ્રમાણથી અર્થશાસ્ત્ર કરતા ધર્મશાસ્ત્રનું અધિક બલ હોવાથી "**ब्राह्मणं न हिंस्यात्**" એ ધર્મશાસ્ત્રને અનુસાર આતતાયી બ્રાહ્મણને પણ ન મારવો યોગ્ય છે, તેના હાથથી મરી જવું જ ઠીક છે—એવો મિતાક્ષરાકારનો અભિપ્રાય છે. પરન્તુ તે શાસ્ત્રતાત્પર્યથી

વિરુદ્ધ છે, કારણકે " ब्रह्मणे ब्राह्मणमालभेत॥ शत०ब्रा०अ०६ प्रपा०३॥—બ્રાહ્મણાભિમાની દેવને માટે બ્રાહ્મણનો જ વધ કરવો—આ પુરુષમેધ પ્રકરણમાં બ્રાહ્મણવધ ધર્મશાસ્ત્ર છે. તેવી રીતે યુદ્ધનું વિધાન કરનાર શાસ્ત્ર પણ ધર્મશાસ્ત્ર છે. કેમકે—

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥** भ० गी० अ० २–३८ ॥

અર્થ :—સુખમાં તથા સુખના કારણ લાભમાં તથા લાભના કારણ જયમાં, તથા દુઃખમાં તથા દુઃખના કારણ અલાભમાં તથા અલાભના કારણ અજયમાં પણ, દ્વેષ નહીં કરતો સતો તું યુદ્ધને માટે તૈયાર થઈ જા—એ પ્રકારે સુખની ઇચ્છા અથવા દુઃખની નિવૃત્તિની કામનાને પણ છોડીને સ્વધર્મબુદ્ધિથી યુદ્ધ કરતા સતા ગુરૂ, બ્રાહ્મણ, આદિના વધ નિમિત્ત પાપ પ્રાપ્ત થતું નથી. યાજ્ઞવલ્ક્યનું વચન તો દષ્ટ પ્રયોજનની અપેક્ષાથી કૂટયુદ્ધ આદિ વિષયક છે. ભગવદ્ગીતાના બીજા અધ્યાયના " **यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्** " આ ૩૨ મા શ્લોકની ટીકામાં મધુસૂદન સ્વામીએ આનો પૂર્ણ ખુલાસો કર્યો છે. આતતાયીને છોડી બીજા બ્રહ્મબન્ધુ આદિનો વધદણ્ડ કહ્યો નથીઃ

**मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते ।**
**इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत् ॥** म. स्मृ. अ. ८–३७९ ॥

અર્થ :—જ્યાં ક્ષત્રિયાદિને વધદણ્ડ કરવામાં આવે છે ત્યાં બ્રાહ્મણને શિરમુણ્ડન કરાવવું એ દણ્ડ છે. આ શ્લોક આતતાયી બ્રાહ્મણથી ભિન્ન બ્રહ્મબન્ધુ વિષયક છે.

આનો ખુલાસો ભાગવતમાં કરવામાં આવ્યો છે :—

**ब्रह्मबन्धुर्न हन्तव्य आततायी वधार्हणः ।**
**ममैवोभयमाम्नातं परिपाह्यनुशासनम् ॥** भा० पु० स्कं० १ अ० ७–५३ ॥

અર્થ :—" બ્રહ્મબન્ધુ બ્રાહ્મણ મારવા યોગ્ય નથી," અને " આતતાયી બ્રાહ્મણ મારવા યોગ્ય છે"—આ બંને શાસ્ત્ર મારાં જ કહેલાં છે, શાસ્ત્રના શાસનની રક્ષા કરો—એ પ્રમાણે જ્યારે યુદ્ધ સમયે દ્રોણપુત્ર અશ્વત્થામાએ દ્રૌપદીના પુત્રોને વ્યર્થ સૂતેલા સતા મારી નાંખવાથી તેમને બાંધીને અર્જુન દ્રૌપદી પાસે લઇ આવી રજુ કર્યા તે વખતે " તે ગુરૂપુત્ર હોવાથી તેમને ન મારવા" એમ દયાથી દ્રૌપદીએ કહ્યું, અને " તેમણે સૂતેલા પુત્રોને વ્યર્થ મારેલા છે માટે તેમનો વધ કરવો જોઇએ " એમ ભીમસેને કહ્યું, તે વખતે ભગવાને અર્જુન પ્રતિ કહ્યું હતું. એ વચનનું તાત્પર્ય સમજતા અર્જુને અશ્વત્થામાના મસ્તકમાંનો મણિ કાઢી લઇને તેમને નિસ્તેજ બનાવી મુણ્ડન કરાવી દેશમાંથી કાઢી મૂક્યા. એ પ્રમાણે તેમને આતતાયીનો દણ્ડ ન દેતાં બ્રહ્મબન્ધુનો દણ્ડ દીધો.

( અધ્યયનાદિ બ્રાહ્મણધર્મ રહિત જાતિમાત્ર બ્રાહ્મણને બ્રહ્મબંધુ કહે છે. )

અર્જુને કરેલા બ્રહ્મબંધુના દણ્ડનો ખુલાસો કરતાં ભાગવતમાં સૂતજી કહે છે કેઃ—

**वपनं द्रविणादानं स्थानान्निर्यापणं तथा ।**
**एष हि ब्रह्मबन्धूनां वधो नान्योऽस्ति दैहिकः ॥** भा० पु० स्कं० १–५७ ॥

અર્થ:—બ્રહ્મબન્ધુના શિરનું મુંડન કરાવવું, તથા તેનું ધન લઇ લેવું, તથા દેશમાંથી કાઢી મૂકવો—એ જ તેનો વધ છે. બીજો દેહના દણ્ડ રૂપી વધ તેને માટે નથી.

અહીં અશ્વત્થામાએ સૂતેલાને મારવાથી તે આતતાયી હતા, છતાં અર્જુને ગુરૂપુત્ર જાણી તથા દ્રોપદીની દયાની ખાતર તેમને બ્રહ્મબન્ધુનો દંડ આપી જતા કર્યા.

**નીતિમયૂખ**માં પણ આતતાયી બ્રાહ્મણનો વધ કરવાનુ કહ્યું છે, અને ગાલવ ઋષિએ આતતાયીને ન મારે તો પાપ કહ્યું છે.

**उद्यम्य शस्त्रमायान्तं भ्रूणमप्याततायिनम् ।**
**निहत्य ..णहा न स्यादहत्वा भ्रूणहा भवेत् ॥** नीतिमयूख, कूटयुद्ध० ॥

અર્થ:—શસ્ત્ર લઇને મારવાને આવતા બાલક આતતાયીને અવશ્ય મારવો જોઇએ. આતતાયી કદાપિ બાલક (भ्रूण; પણ હોય તોપણ તેને મારવાથી પાપ લાગતું નથી. ઉલટું તેને ન મારે તો બાલઘાતી (भ्रूणहा) થાય છે.

અને બૃહસ્પતિએ પણ આતતાયીને નહી મારનારને પાપનો ભાગી કહ્યો છે:—

**स्वाध्यायिनं कुले जातं यो हन्यादाततायिनम् ।**
**निहत्य भ्रूणहा न स्यादह वा भ्रूणहा भवेत् ॥** नीतिमयूख, कूटयुद्ध ॥

અર્થ:—વેદપાઠી તથા બ્રાહ્મણોના ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા એવા પણ આતતાયીને મારવાથી બાલહત્યાના ભાગી થતા નથી. પરન્તુ તેને નહીં મારવાથી ઉલટું બાલહત્યાનું પાપ લાગે છે.

આ પ્રમાણે આતતાયી આદિને છોડી તથા ઉપર કહેલાં દુષ્ટ પ્રાણીઓને મારવાના નિમિત્ત વિના બીજી પ્રકારે પ્રાણીનો શિકાર કરવો તે અધર્મનું કારણ છે.

શિકારનો દોષ નીતિસારમાં પણ કહ્યો છે:—

**यानक्षोभो यानपातो यानाभिहरणं तथा ।**
**क्षुत्पिपासाश्रमायासशीतवातोष्णपीडनम् ॥**
**अभियानस्य संपत्त्या यानव्यसनजं महत् ।**
**दुःखं प्रतप्तसिकताः कुशकण्टकभूमयः ॥**
**ऋक्षाजगरमातङ्गसिंहव्याघ्रभयानि च ।**
**इत्यादि पृथिवीन्द्राणां मृगयाव्यसनं महत् ॥** नीतिसारः ।

(આ નીતિસારના શ્લોક નીતિમયૂખમાં આપેલા છે.)

અર્થ:—રાજા લોકને શિકાર કરવામાં મહાન્ આપત્તિ આવી પડે છે—જેવી કે જંગલમાં વાઘ આદિ સામા મળતાં ( **अभियानस्य संपत्त्या** ) ઘોડા વગેરે ભડકી જાય છે, તે સમય તે અકસ્માત્ પડી જાય છે, તથા ઘોડા આદિ નાસી જતાં પોતે સંઘથી છૂટા પડી જાય છે, તથા ક્ષુધા, પિપાસા, શ્રમ, આયાસ, ઠંડો પવન, ગરમી, આદિની પીડા થાય છે. વળી જંગલમાં કોઈ પ્રકારનું વાહન પણ કામ લાગતું નથી તેથી વાહન સંબન્ધી મહાન્

દુખ પણ શિકારમા આવે છે ખેવી રેતી હોય છે, ખાડા કાંટા વગેરે વાળી જમીન પણ હોય છે અને રીંછ, અજગર, હાથી, સિંહ, વાઘ, આદિનો ભય ઇત્યાદિ આપત્તિ આવે છે

વળી શુક્રનીતિમા કહ્યુ છે કે—

मृगयाक्षास्तथा पानं गर्हितानि महीभुजाम् ।
दृष्टास्तेभ्यस्तु विपदो पाण्डुनैषधवृष्णिषु ॥ शुक्र. नी. अ. १–१४२ ॥

અર્થ —શિકાર, જુગાર (અક્ષ), મદ્યપાન, એ ત્રણ રાજાઓને માટે બહુ નિન્દિત છે. તેનાથી પાણ્ડુ, નૈષધ, વૃષ્ણિ આદિને મહાન્ વિપત્તિ આવેલી જોવામા આવે છે.

પાણ્ડવોના પિતા પાણ્ડુ રાજા શિકારને માટે વનમા ગયા ત્યારે ઋષિ તથા ઋષિપત્ની બન્ને હરિણનુ રૂપ લઇને ક્રીડા કરતા હતા રાજાએ તેમના ઉપર બાણ માર્યુ. તેથી મૃગ મરી ગયો મરતી સમય તેણે "તુ પણ જે સમયે તારી પત્નીને સ્પર્શ કરીશ તે સમયે મરી જશે" એવો શાપ આપ્યો. અન્તે તેનુ મૃત્યુ પણ તે જ પ્રકારે થયુ રાજા દશરથ રાત્રિમા શિકાર કરવા જતા હતા નદીમા પાણી પીવાને આવતા પ્રાણીઓને મારવાને ગયા ત્યા એક ઋષિપુત્ર પાણી ભરવાને માટે આવ્યો હતો તે પાણી ભરતો હતો તે વખતે ઘડામા પાણીનો પ્રવેશ થવાથી થતો શબ્દ સાભળી "હાથી પાણી પીએ છે" એમ સમજી શબ્દવેધી બાણ માર્યુ બાણથી ઋષિપુત્ર મરી ગયો તેથી તેના વૃદ્ધ પિતાએ પુત્રશોકથી મરવાનો તેમને શાપ આપ્યો અને રામચન્દ્રજીના વિયોગદુખથી તેમનુ મૃત્યુ થયુ એ પ્રકારે અનેક સમર્થ રાજા લોકોને પણ શિકારથી અનર્થ થયો છે આ હેતુથી રાજાએ વ્યર્થ શિકાર કરીને પ્રાણીને મારવુ તે દયાભાવથી છોડી દેવુ જોઇએ

શિકારની પેઠે જુગાર પણ મહાન્ અનર્થનુ કારણ છે —

द्यूतमेतत्पुराकल्पे दृष्टं वैरकरं महत् ।
तस्माद्द्यूतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥ म. स्मृ. अ. ९–२२७ ॥

અર્થ —જુગાર પહેલેથી જ વેર ઉત્પન્ન કરનાર તરીકે જોવામા આવ્યુ છે. તેથી દુર્ભાગ્ય જેનુ ફળ છે એવો જુગાર હાસીની ખાતર પણ અર્થાત્ ધન આદિ મૂક્યા વિના પણ બુદ્ધિમાન્ મનુષ્યે રમવો ન જોઇએ.

જુગારમા હારવાથી નૈષધ( નલરાજા )ને વનમા જવુ પડ્યુ રાજા યુધિષ્ઠિરને પણ જુગારમા સર્વ હારીને વનમા જવુ પડ્યુ હતુ આમ મહાન્ અનર્થનુ કારણ હોવાથી વિનોદ માત્રની ખાતર પણ તે રમવો નહી.

प्रच्छन्नं वा प्रकाशं वा तन्निषेवेत यो नरः ।
तस्य दण्डविकल्पः स्याद्यथेष्टं नृपतेस्तथा ॥ ,, ॥ २२८ ॥

અર્થ —જે મનુષ્ય આ જુગારને પ્રત્યક્ષ અથવા છુપી રીતે પણ ખેલે છે તેને રાજાની ઇચ્છાનુસાર શિક્ષા અર્થાત્ ફરીથી ખેલે નહી એવી શિક્ષા કરવી જોઇએ.

क्षत्रविट्शूद्रयोनिस्तु दण्डं दातुमशक्नुवन् ।
आनृण्यं कर्मणा गच्छेद्विप्रो दद्याच्छनैः शनैः ॥ ,, ॥ २२९ ॥

અર્થ —ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર જાતિ નિર્ધન હોય અને તેથી રાજાએ કરેલો દણ્ડ આપવાને શક્તિમાન્ ન હોય તો રાજાનુ કામ કરીને તેણે દડના દેવામાથી છૂટવુ જોઇએ. અને બ્રાહ્મણે ધન કમાઇને ધીમે ધીમે દડ ભરવો પરન્તુ તેની પાસે કામ કરાવીને દડ વસુલ ન કરવો

द्यूतं समाह्वयं चैव राजा राष्ट्रान्निवारयेत् ।
राज्यान्तकरणावेतौ द्वौ दोषौ पृथिवीक्षिताम् ॥ ,, ॥ २२१ ॥

અર્થ —જુગારના બે પ્રકાર છે-૧. દ્યૂત (જુગાર) અને ૨ સમાહ્વય એ બે પ્રકારના જુગારને રાષ્ટ્રમાથી દૂર કરવા જોઇએ, કેમકે આ બન્ને દોષ રાજાના રાજ્યનો વિનાશ કરનાર છે.

प्रकाशमेतत्तास्कर्यं यद्देवनसमाह्वयौ ।
तयोर्नित्य प्रतिघाते नृपतिर्यत्नवान्भवेत् ॥ ,, ॥ २२२ ॥

અર્થ —આ જુગાર (देवन) અને સમાહ્વય બને પ્રત્યક્ષ ચોરી છે તેથી તે બનેનુ નિવારણ કરવાને રાજાએ યત્નવાળા થવુ જોઇએ

अप्राणिभिर्यत्क्रियते तल्लोके द्यूतमुच्यते ।
प्राणिभि क्रियते यस्तु स विज्ञेयः समाह्वयः ॥ ,, ॥ २२३ ॥

અર્થ —લાકડાના અથવા ધાતુના પાસા વડે અથવા પત્તા વડે અર્થાત્ નિર્જીવ સાધન વડે જે ખેલ કરવામા આવે છે તેને **દ્યૂત** કહે છે અને બકરા, કુકડા, કબુતર, તિતર, આદિ પ્રાણીરૂપ સાધન વડે અર્થાત્ તેમને લડાવીને જે ખેલવામા આવે છે તેને **સમાહ્વય** કહે છે.

द्यूतं समाह्वयं चैव य कुर्यात्कारयेत वा ।
तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिंगिन ॥ ,, ॥ २२४ ॥

અર્થ —દ્યૂત તથા સમાહ્વય એ બને રમનાર તથા રમાડનારને અર્થાત ઉત્તેજન આપીને રમાડનારને, તથા બ્રાહ્મણવેષથી ફરનાર શૂદ્રને પણ રાજા સખત દણ્ડ દે.

कितवान्कुशीलवान्क्रूरान्पाषण्डस्थाँश्च मानवान् ।
विकर्मस्थाञ्छौण्डिकांश्च क्षिप्रं निर्वासयेत्पुरात् ,, ॥ २२० ॥

અર્થ —જુગાર આદિ ખેલનાર, તથા નાચનાર તથા ગાનાર, ધર્મદ્વેષી, ક્રૂર, તથા નાના પ્રકારના પાખણ્ડ કરનાર, હિંસા વ્યભિચાર આદિ નિન્દિત કર્મ કરનાર, તથા છુપી રીતે દારૂ ગાળનાર તથા વેચનાર (શૌણ્ડિક)—એ સર્વને રાજા શીઘ્ર રાજ્યમાથી કાઢી મૂકે.

एते राष्ट्रे वर्तमाना राज्ञ प्रच्छन्नतस्करा ।
विकर्मक्रियया नित्यं बाधन्ते भद्रिकाः प्रजा· ॥ ,, ॥ २२६ ॥

અર્થ —રાજ્યમા રહેનાર આ જુગારી આદિ છુપા ચોર હમેશા વર્ચન રૂપ ક્રિયા વડે સજ્જન લોકોને પીડા કરે છે

કામન્દકે પણ જુગારના દોષોનું નિરૂપણ કર્યું છે :—

लोभो धर्मक्रियालोपः कर्मणामप्रवर्तनम् ।
सत्समागमविच्छित्तिरसद्भिः सह वर्तनम् ॥ कामन्दकः ॥
स्वल्पेऽप्यर्थे निराशित्वमसत्यपि च साशता ।
प्रतिक्षणं क्रोधहर्षौ विवादश्च प्रतिक्षणम् ॥ ,,
प्रतिक्षणं च संश्लेषः साक्षिप्रश्नः प्रतिक्षणम् ॥ ,,
अन्या वाचोऽङ्गदौर्बल्यं शास्त्रार्थाप्रत्यवेक्षणम् ॥ ,,
गूहनं मूत्रशकृतोः क्षुत्पिपासोपपीडनम् ।
इत्यादीन् शास्त्रनिपुणा द्यूते दोषान्प्रचक्षते ॥ ,,

( આ કામન્દકના શ્લોકો નીતિમયૂખમાં લખેલા છે.

અર્થ :—શાસ્ત્રજ્ઞાનમાં નિપુણ લોક જુગારમાં નાના પ્રકારના દોષ બતાવે છે–જેવા કે લોભની વૃદ્ધિ, ધર્મક્રિયાનો લોપ, અવશ્ય કરવા યોગ્ય જે રાજકાર્ય તેમાં અપ્રવૃત્તિ, સત્સમાગમનો નાશ, દુરાચારી મનુષ્યો સાથે સહવાસ, થોડી વાતમાં નિરાશા, અસત્કાર્યમાં પણ આશા, ક્ષણમાં ક્રોધ અને ક્ષણમાં હર્ષ, ક્ષણ ક્ષણમાં વિવાદ, ક્ષણ ક્ષણમાં પ્રેમ, ક્ષણ ક્ષણમાં સાક્ષિપ્રશ્ન અર્થાત્ એકે કહ્યું કે આમ વાત હતી, બીજે કહ્યું કે 'નહીં' તેમ નહોતી, તો ત્રીજાને પૂછે છે કે કહો કેવી વાત હતી–એવો સાક્ષિપ્રશ્ન, તથા મિથ્યા ભાષણ, શરીરની દુર્બલતા, પુણ્યપાપાદિ વિષયક શાસ્ત્રનાં કથન સંબંધી અવિચાર–વિચારનો અભાવ અર્થાત્ જુગાર રમતી વખતે બીજાને હરાવવાને માટે પુણ્યપાપનો વિચાર કર્યા વિના જૂઠ કપટ વગેરે સર્વ પ્રયોગ કરવામાં આવે છે તે, તથા મૂત્ર અને મળ ( शकृत् ) નો નિરોધ, ક્ષુધા અને પિપાસાનું સહન કરવું ઇત્યાદિ.

द्यूतादनर्थसंरंभो द्यूतात्स्नेहक्षयो महान् ।
पक्षाणां संहतानां च द्यूताद्भेदः प्रवर्तते ॥ ॥ ,,

અર્થ :—વળી જુગારથી અનર્થક કલહ થાય છે. દ્યૂતથી સ્નેહનો પણ મહાન્ ક્ષય થાય છે. પ્રેમથી મળીને રહેનાર (संहतपक्ष) માં પણ પરસ્પર ફુટ (भेदः) પડે છે.

કેટલાક જુગાર રમવો તે રાજાનો ધર્મ છે એમ સમજે છે. તે મોટી ભૂલ છે. કેમકે જે જુગાર રમવાને માટે જૂદું સ્થાન બનાવવાનું નીતિશાસ્ત્રમાં કહ્યું છે તે જનતાને ધોકો દઇને જીવિકા ચલાવનારનો પત્તો મેળવવા માટે છે. જુગાર રમવાની સંમતિ માટે નથી. કેમકે જુગાર રમવાની મનાઇ ન હોત તો જુગારમાં હારનાર તથા જીતનાર બંનેને માટે દણ્ડનું વિધાન કરત નહી. જેમ—

द्यूतादियोगे जेतुः पूर्वसाहसदण्डः ॥ कौ० अ० अधि० ३, अ० २० सू० ३ ॥
पराजितस्य मध्यमः ॥ ,, ॥ ४ ॥

આ સૂત્રમાં, જીતનારને પ્રથમ સાહસ (મોટો) દણ્ડ, તથા હારનારને મધ્યમ સાહસ દણ્ડ દેવાનો કહ્યો છે. તેથી જુગાર રમવાની હમેશને માટે મનાઇ છે.

યુધિષ્ઠિરાદિ ધર્માત્મા હોવા છતાં જુગાર રમ્યા, તેથી તે પાપરૂપ નથી એમ કેટલાક લોક કહે છે. પરન્તુ તે અવશ્ય પાપ જ છે. યુધિષ્ઠિરાદિ વિના વિચાર્યે ભૂલથી જુગાર રમવામાં પ્રવૃત્ત થયા હતા. માટે તેમનું અનુકરણ કરવાનુ નથી. ધર્માત્મા હોવા છતાં પણ ભૂલ થાય છે.

જેવી રીતે શિકાર તથા જુગાર અનર્થનુ કારણ છે, તેવી રીતે **મદિરાપાન** મનુષ્યને અનર્થના કારણરૂપ વ્યસન છે. દારૂ પીને બેભાન થઇ યદુવંશી સર્વ ભાઇ પરસ્પર લડીને મરી ગયા.

વરાહમિહિરે પણ મદ્યના દોષ બતાવ્યા છે :—

**पत्नीयत्यपि मातरं मदवशात्पत्नीं च मात्रीयति**
**श्वभ्रीयत्यपि मन्दिरं दृढशिलं कूपं च गेहीयति ।**
**स्वल्पं वार्युदधीयतीश्वरमपां मोहात्स्थलीयत्यपि**
**मित्रीयत्यपि विद्विषं किमपरं कुर्यान्न यन्मद्यपः ॥** नीतिमयूख ॥

અર્થ :—દારૂના મદવશાત્ મનુષ્ય માતાનો પત્ની સમાન ઉપયોગ કરે છે, તથા પત્નીની સાથે માતા સમાન વ્યવહાર કરે છે. દૃઢ પત્થરના ઘરને ખાડો (**श्वभ्र**) માની લે છે, અને કુવાને ઘર માની લે છે. અર્થાત્ દારૂના મદમા ઘરની અંદર જવા ચહાતો નથી, તેનાથી ડરે છે, આ કોઇ ખાડો છે તેમાં પડી જઇશ એવો ખ્યાલ કરે છે, અને કુવાને ઘર સમાન માનીને તેમાં પ્રવેશ કરવા માગે છે. થોડા જલ(**वारि**)ને સમુદ્ર રૂપ માને છે, અને જલોના (**अपाम्**) ઈશ્વરને અર્થાત્ સમુદ્રને સ્થલ માની લે છે. શત્રુને મિત્ર માની લે છે અને મિત્રને શત્રુ માને છે. વિશેષ શું કહે ? દારૂ પીનાર કરે નહીં એવુ કાર્ય કોઇ પણ નથી.

**कवयः किं न पश्यन्ति किं न कुर्वन्ति योषितः ।**
**मद्यपाः किं न जल्पन्ति किं न खादन्ति वायसाः ॥ चा. नी. अ. १०–४ ॥**

અર્થ :—કવિઓ કઇ વસ્તુને દેખે નહીં અર્થાત્ એવી કોઇ નથી કે જેને તેઓ જાણે નહીં. મતલબ કે તેમની બુદ્ધિ સર્વ સ્થાનમાં પહોચે છે. સ્ત્રીઓ કયુ કાર્ય નહીં કરે ? અર્થાત્ સર્વ કાર્ય કરે છે. દારૂ પીનાર કઇ વાણી નથી બોલતા ? સર્વ વાણી બોલે છે– અર્થાત્ એવી કોઈ વાણી નથી કે જે તેઓ ન બોલે, અને કાગડા કઈ વસ્તુ ખાતા નથી ? અર્થાત્ સર્વ પદાર્થને ખાય છે. **નીતિસારમાં** પણ દારૂના દોષ લખ્યા છે :—

**वमनं निर्गुणत्वं च संज्ञानाशो विवस्त्रता ।**
**असंबद्धमलापित्वमकस्माद्व्यसनं मुहुः ॥**
**सद्भिर्वियोगोऽसद्भिश्च संयोगोऽनर्थसंगमः ।**
**स्खलनं वेपथुस्तन्द्रा चिन्ताऽन्तःस्त्रीनिषेवणम् ॥** नीतिमयूखः ॥

અર્થ:—દારૂ પીધાથી નિશા ચઢવાથી કોઇવાર ઉલટી થાય છે, તથા સંપૂર્ણ ગુણોની હાનિ, બેહોશપણું ( **संज्ञानाश** ), પહેરેલાં વસ્ત્ર નિકળી જવાં, વ્યર્થ બકવાદ, અકસ્માત્ ગાંડાની માફક વારંવાર તોફાન કરવું, સજ્જનો સાથે વિયોગ, દુર્જનો સાથે સંબન્ધ, અનર્થની પ્રાપ્તિ, ચાલતી વખત પગ સ્થિર ન રહેવાથી પડી જવું, શરીરનું કાંપવુ, તન્દ્રા,

મનમાં અનેક પ્રકારની ચિન્તા, તથા સંકલ્પમાં સ્ત્રીનું સેવન, આદિ દોષ થાય છે.

વૈદ્યશાસ્ત્રમાં દારૂ પીવાનું લખ્યું છે. દારૂ પીવા માત્રથી જ હઠનાર કોઇ રોગ હોય તો તેને હઠાવવાને માટે જ કહ્યું છે. તે પણ રોગની શાન્તિ સુધી જ અને વૈદ્યે બતાવેલી માત્રાનુસાર જ પીવાનો છે, ફરી પીવાની મનાઈ છે.

અહીં જે અનર્થ બતાવ્યા છે તે પ્રત્યક્ષ દોષ છે. તથાપિ નિશાથી અનુચિત વ્યવહાર કરવાથી પાપનું પણ કારણ થાય છે. વળી દારૂ તામસી પદાર્થ હોવાથી અન્તઃકરણમાં ખરાબ અસર ઉત્પન્ન કરીને દુરાચારમાં જ પ્રવૃત્તિ કરાવનાર હોવાથી દુઃખના કારણ રૂપ આસુરી સંપત્તિ વધે છે. તેથી પણ દારૂનું વ્યસન મહાન્ અનર્થનું કારણ છે.

**सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ।**
**तस्माद्ब्राह्मणराजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૧૧-૯૩ ॥

અર્થઃ—દારૂ અન્નનો મલ છે, કેમકે દારૂ ચોખાનો લોટ તથા ઘઉં આદિક અન્નને સડાવીને બનાવવામાં આવે છે. તેમ સુરા નામના દારૂને અન્નનો મલ કહ્યો છે, અને પાપને પણ મલ કહે છે. તેથી દારૂ પાપ રૂપ હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય (તેમજ શૂદ્રાદિ લોક પણ) કદાપિ પીએ નહીં. દારૂ પીવાથી અન્તઃકરણ તામસી થઈ જાય છે. તેમ મનુષ્ય પાપકર્મમાં પ્રવૃત થાય છે. આ પ્રમાણે દારૂ પાપનું પરંપરાથી કારણ હોવાથી તેને પાપરૂપ કહ્યું છે. વળી શૂદ્ર પણ દારૂ પીએ નહીં એ ચકારથી સૂચિત થાય છે.

ઉપરના શ્લોકમાં અસત્ શૂદ્રને દારૂ પીવાની મનાઈ લખી નથી તેથી તે દારૂ પી શકે છે એવો ભાવ નથી. જેણે સત્ય, શૌચ, આદિ, તથા ભક્ષ્યાભક્ષ્યનો વિચાર આદિ, સદાચારનો પરિત્યાગ કર્યો છે તેને અસત્ શૂદ્ર કહે છે. તેને દારૂ પીવાથી કોઈ વિશેષ દોષ લાગવાનો નથી. સર્વ દોષ તેનામાં પહેલેથી જ છે. જે મનુષ્ય ખાટલા ઉપર સુતેલો છે તેને જ નીચે પડવાનો ભય છે. પહેલેથી જ જે નીચે સુઇ ગયો છે તેને પડવાનો ભય નથી. તેવી રીતે ઉપર કહેલો અસત્ શૂદ્ર પહેલેથી જ પાપમાં ડુબેલો છે. ફરી તેને દારૂનું પાપ લાગવાનું જ શું છે ? એ ભાવ છે. પરન્તુ બુદ્ધિનાશ દ્વારા વિપરીત આચરણ કરાવનાર દારૂને કોઈ પણ પ્રાણીએ પીવો યોગ્ય નથી એ ભાવ છે.

**गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ।**
**यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ॥** ,, ॥ ૯૪ ॥

અર્થઃ—ગોળમાંથી બનાવેલી સુરાને ગૌડી કહે છે. લોટ વગેરેને સડાવીને બનાવેલી સુરાને પૈષ્ટી કહે છે. અને મહુડાના પુષ્પમાંથી બનાવેલી સુરાને માધ્વી કહે છે. આ પ્રમાણે ત્રણ પ્રકારનો દારૂ થાય છે. તેમાં જેવો એકમાં દોષ છે તેવો ત્રણેમાં પણ દોષ છે. માટે બ્રાહ્મણાદિ પ્રજાએ દારૂ કદાપિ પીવો નહીં જોઇએ. આ ત્રણ ઉપરાંત તાડ, ખજુરી, નારીએલી, વગેરેની તાડીમાંથી પણ દારૂ બને છે. અને પનસ, ખજુરીનું ફલ, આદિમાંથી પણ દારૂ બને છે. આ તાડીમાંથી ગોળ પણ બની શકે છે. માટે એ સર્વનો ગૌડીમાં અન્તર્ભાવ ગણવો, અથવા તેને જૂદો પણ ગણી શકાય છે.

આ દારૂના ૧-મેદક, ૨-પ્રસન્ના, ૩-આસવ, ૪-અરિષ્ટ, ૫-મૈરેય, ૬-મધુ, એવા ૭ ભેદ છે. જલમાં અથવા જલ વિના સાફી પીસેલી ચીજોનું નામ કલ્ક છે. અડદનો

કલ્ક તથા ચોખા, મરીરફલી, હાક, મેંઢાસિંગી, કરંજુવા, આદિ વસ્તુને મેળવીને એક યોગ તૈયાર કરવામાં આવે છે, તેને કિણ્વ અથવા સુરાબીજ પણ કહે છે. જલ તથા ચોખા તથા સુરાબીજ એમને ભેગાં કરી જે દારૂ બનાવવામાં આવે છે તેનું નામ **મેદક** છે. અને ચોખાની પીઠી તથા સુરાબીજ અથવા પુત્રક વૃક્ષની છાલ, બીજાં ફળો તથા ઉત્તમ સંભારયોગ એ ત્રણ વસ્તુઓમાંથી **પ્રસન્ના** નામનો દારૂ બને છે. પાઠા, લોધ, ગજપિપલી, ઇલાયચી, વાલુક, મુલહટી, દૂબ, કેસર, દારૂહળદર, મરી, અને પીપર એ સર્વ ચીજોને પાંચ પાંચ તોલા (કર્ષ) લઇને મેળવી, જે મશાલો મેદક અને પ્રસન્ના નામનો દારૂ બનાવવામાં નાંખવાને માટે તૈયાર કરવામાં આવે છે, તેને **સંભારયોગ** કહે છે. અને કૈથાનાં ફળ, સારા ગોળની રાબ, તથા મધને મેળવી **આસવયોગ** તૈયાર કરે છે. તેવી રીતે દરેક અરિષ્ટને પણ બનાવવામાં આવે છે. અરિષ્ટ તથા આસવનો પ્રયોગ વિશેષ કરીને રોગશાન્તિને માટે ઉપયોગ કરવાનું વૈદ્યશાસ્ત્રમાં કહેલુ છે. તેની પણ ગણતરી મદ્યમાં છે. પરન્તુ તેમાં નિશા નહીં હોવાથી તેનો ઉપયોગ રોગશાન્તિને માટે કરવામાં દોષ નથી.

મેઢાસિંગીની છાલનો કવાથ બનાવી તેમાં ગોળનો યોગ દઈને પીપર અને મરીનું ચૂર્ણ મેળવવામાં આવે, અથવા પીપર મરીને બદલે હરડે, બહેડાં અને આંબળાંનું ચૂર્ણ મેળવવામાં આવે તો તેમાંથી જે દારૂ બને છે તેનું નામ **મૈરેય** છે. અને કેટલાંક સ્થાનમાં, ધાઇનાં પુષ્પ તથા ગોળ આદિ મેળવીને બનાવેધા મદ્યવિશેષને પણ મૈરેય કહે છે. અને મનેક્કા (દ્રાક્ષ) આદિના રસમાંથી જે ધરૂ બનાવવામાં આવે છે, તેનું નામ **મધુ** (અંગુરી દારૂ) છે. તેને આ દેશમાં બનાવવાના કારણથી તેનાં **કાપિશાયન** અને **હારહૂરક** એવાં બે નામ છે. કપિશા નામની નદીને કિનારે વસેલા નગરમાં બનાવવામાં આવે છે માટે કાપિશાયન, અને હરહૂર નામના નગરમાં બનાવવામાં આવે માટે હારહૂરક નામ પડયું છે. શ્વેતસુરા, સહકારસુરા, રસોત્તરા, બીજોત્તરા, મહાસુરા, સંભારિકી, આદિ પણ સુરાભેદ છે. પ્રસન્ના નામની સુરા જે બતાવી છે તેજ યોગ શ્વેતસુરાનો પણ જાણવો. પરન્તુ પ્રસન્નાને માટે જે પાઠા, લોધ, આદિનો મશાલો બતાવવામાં આવ્યો છે તે તેમાં નાંખવામાં આવતો નથી. સાધારણ મદ્યમાં કેરીનો રસ વગેરે મેળવી જે તૈયાર કરવામાં આવે છે તેને **સહકારસુરા** કહે છે. સાધારણ મદ્યમાં ગોળની રાબ નાંખી બનાવવામાં આવે તો તે **રસોત્તરા** કહેવાય. જેમાં બીજબન્ધ દ્રવ્યોની માત્રા અધિક હોય તેને **બીજોત્તરા** અથવા **મહાસુરા** કહે છે. જે મદ્યમાં મશાલાની માત્રા અધિક નાંખી હોય તેને **સંભારિકી** કહે છે.

ઉપર કહ્યા પ્રમાણે નિશાદ્વારા બુદ્ધિને ભ્રષ્ટ કરીને કુમાર્ગમાં પ્રવૃત કરાવનાર હોવાથી સર્વ પ્રકારનાં મદ્ય પણ દોષકારક છે. વળી—

**यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।**
**तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नताहविः** ॥ म० स्मृ० अ० ११–९५ ॥

અર્થઃ—દેવતાને યોગ્ય હવિષ્યાન્ન ખાનાર બ્રાહ્મણાદિએ યક્ષ, રાક્ષસ, પિશાચ આદિના અન્ન રૂપ માંસ, તથા મદ્ય, સુરા, અને આસવ ખાવું કે પીવું યોગ્ય નથી.

**अमेध्ये वा पतेन्मत्तो वैदिकं वाप्युदाहरेत् ।**
**अकार्यमन्यत्कुर्याद्वाब्राह्मणो मदमोहितः ॥** ,, ॥ ९६ ॥

અર્થઃ—મદ પીને મત્ત થયેલો મૂઢબુદ્ધિ બ્રાહ્મણાદિ અપવિત્ર નાળું આદિમાં પડે છે, અથવા વેદવાક્યોનું ઉચ્ચારણ કરશે, અથવા બ્રહ્મહત્યાદિ અકાર્ય પણ કરશે. માટે કદાપિ મદ્યપાન કરવું નહી જોઇએ. વળી—

**यस्य कायगतं ब्रह्म मद्येनाप्लाव्यते सकृत् ।**
**तस्य व्यपैति ब्राह्मण्यं शूद्रत्वं च स गच्छति ॥ ,, ॥ ९७ ॥**

અર્થઃ—જે દ્વિજાતિની અંદર સંસ્કાર રૂપે રહેલા વેદ (બ્રહ્મ) એકવાર પણ પીધેલા મદ્યથી ભીંજાય છે અર્થાત્ એકવાર પણ દ્વિજાતિ જો મદ્ય પીએ તો તેનું દ્વિજત્વ તે જ સમયે નષ્ટ થાય છે અને શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે. તેથી કોઈ પણ મનુષ્યે મદ્ય પીવા યોગ્ય નથી.

**ये विषस्य गुणाः प्रोक्तास्तेऽपि मद्ये प्रतिष्ठिताः ।**
**तेन मिथ्योपयुक्तेन भवत्युग्रो मदात्ययः ॥** માધ.નિ.મદાત્યયનિદાન.શ્લો. १ ॥

અર્થઃ—વિષના જે ગુણ કહ્યા છે તે જ ગુણ મદ્યમાં છે. અયુક્ત રીતે તેનું સેવન કરવાથી ભયંકર **મદાત્યય** રોગ પ્રગટ થાય છે. બીજા પણ અનેક રોગનું કારણ છે. નિયમિત પ્રમાણથી પીવાથી દષ્ટ ગુણ કહ્યો છે, તથાપિ અન્તઃકરણની મલિનતા દ્વારા અધર્મમાં પ્રવૃત્તિ અનિવાર્ય છે. આપણા પુરૂષાર્થથી નીચે ઉતારનાર હોવાથી નિશાબાજી આદિને વ્યસન કહ્યાં છે. દારૂની માફક ગાંજો, ચરસ, ભાંગ, વગેરે સર્વ નિશા અનર્થનું કારણ છે. વળી—

**पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।**
**एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ म. स्मृ. अ. ७-५० ॥**

અર્થઃ—મદ્યપાન, જુગાર, સ્ત્રીસેવન, અને શિકાર એ ચાર કામથી ઉત્પન્ન થતા દોષસમૂહમાં ક્રમે અત્યન્ત કષ્ટતમ છે. અર્થાત્ દુઃખનાં હેતુ છે. જેવી રીતે શિકાર આદિ વ્યસન મહાન્ દુઃખનું કારણ છે, તેવી રીતે પરસ્ત્રીસેવન આદિ પણ અત્યન્ત કષ્ટનું કારણ છે.

**स्त्रीद्यूतपानासक्तान्न सेवयेत् ॥ बार्ह० स्मृ० अ० १ सू० ५८ ॥**

અર્થઃ—સ્ત્રી, જુગાર, તથા દારૂમાં આસક્ત મનુષ્યનો સંસર્ગ કરવો નહીં. આ પ્રકારે જુગારી આદિકોનો સંસર્ગ પણ પરિત્યાગ કરવાનું કહ્યું છે.

**एवं वश्येन्द्रियः परस्त्रीद्रव्यहिंसा च वर्जयेत् ॥ कौ. अ. अधि. १,अ.७ सू.३॥**

અર્થઃ—આ પ્રમાણે ઇન્દ્રિયોને વશમાં રાખતો સતો રાજા પરસ્ત્રી, પરદ્રવ્ય તથા પરહિંસાનો સર્વથા પરિત્યાગ કરે.' અહીંઆં હિંસા એટલે નિરપરાધી મનુષ્યની હિંસા છે.

**विमुखः परदारेषु कुलकन्या प्रदूषणे ॥ शु० नी० अ० २ श्लो० १८४ ॥**

અર્થઃ—પરસ્ત્રીથી તથા કન્યાને દૂષિત કરવાથી વિમુખ રહે.

પરસ્ત્રી ગમનનો નિષેધ તથા દોષ આદિક સદાચારપ્રકરણમાં વિશેષ કરીને કહેવામાં આવ્યા છે. હવે **દિવાસ્વપ્ન** નામના પાંચમા દોષનો વિચાર કરવામાં આવે છે, કેમકે દિવસમાં સુવાથી આલસ્યની વૃદ્ધિ થાય છે.

**आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान् रिपुः ।**
**नास्त्युद्यमसमो बन्धुः कुर्वाणो नावसीदति ॥ नी० श० श्लो० ८६ ॥**

અર્થ —આલસ્ય મનુષ્યના શરીરમા રહેનો એક મોટો શત્રુ છે ઉદ્યમની બરાબર કોઇ બન્ધુ નથી, ઉદ્યમ કરનાર મનુષ્યને દારિદ્ર્યાદિ દુ ખ પ્રાપ્ત થતુ નથી

**यतते नैव कालेऽपि क्रिया कर्तुं च सालस ।**
**न सिद्धिस्तस्य कुत्रापि स च नश्यति सान्वयः ॥** શુ૰ ની૰ અ૰ ૩—૭૦ ॥

અર્થ —કામ કરવામા આળસુ મનુષ્ય કાર્યના સમયમા પણ કાર્ય કરવામા યત્ન કરતો નથી તેથી તેની સિદ્ધિ થતી નથી, ઉલટો વશ સહિત નષ્ટ થઇ જાય છે માટે એવા આલસ્યને ઉત્પન્ન કરી ઉદ્યમનો નાશ કરનાર હોવાથી દિવસે સુવુ અનર્થકારક છે દિવસમા સુઇ રહેનાથી પાણ્ડુ આદિ કેટલાક રોગ ઉત્પન્ન થાય છે

**यामद्वय शयानो हि स्वत्यन्त सुखमश्नुते ॥** શુક્ર ની૰ અ૰ ૨—૧૭૧ ॥

અર્થ —જે બે પહોર અર્થાત્ રાત્રિના ૭ કલાક શયન કરે છે તે અત્યન્ત સુખ ભોગવે છે આ પ્રમાણે ૭ કલાકથી વધારે સુનારને પ્રમાદ થાય છે

**स्वप्न लौल्यमनृतमुद्धतवेपत्वमनर्थसयोग च ॥** कौ. अ. अधि. १, अ. ७—४॥

અર્થ —અનુચિત નિદ્રા, ચપલતા, મિથ્યા ભાષણ ઉદ્ધત વેશ અને અનર્થના હેતુ રૂપ કાર્ય કરનાર મનુષ્યોનો સહવાસ—એ સર્વનો રાજાએ પરિત્યાગ કરવો જોઇએ આ પ્રમાણે કૌટિલ્ય અર્થશાસ્ત્રમા પણ દિવસે સુવુ આદિ અનુચિત નિદ્રાનો પરિત્યાગ કહ્યો છે વળી પરિવાદ એટલે બીજાના દોષનુ કથન કરનારને પોતાના કોઇ પણ દોષ દૃષ્ટિમા આવતા નથી બીજાના થોડા પણ દોષને ખોળીને બહાર કાઢવો અને પોતાના મહાન્ દોષને પણ ન જોવો એ ખલ પુરુષનું લક્ષણ છે શ્રેષ્ઠ મનુષ્યે બીજાની નિન્દા કરીને તેના પાપને પોતાના શિર પર લેવુ યોગ્ય નથી શાસ્ત્રમા બીજાની નિન્દા કરનાર મનુષ્યને આપણા માતા પિતા તુલ્ય બન્ધુ કહ્યો છે, કેમકે તે લોક નિન્દા કરીને બીજાના પાપ રૂપી મલને જીભથી ચાટી લે છે અને નિન્દા કરનાર મનુષ્યને લોકો હલકી બુદ્ધિનો ગણે છે તેથી કોઇની પણ નિન્દા કરવા યોગ્ય નથી

**बुद्धिमन्त सदा द्वेष्टि मोदते वञ्चकैः सह ।**
**स्वदुर्गुण न वै वेत्ति स्वात्मनाशाय सो नृपः ॥** શુ૰ ની૰ અ૰ ૧—૧૨૮ ॥

અર્થ —બુદ્ધિમાનના ઉપર જે સદા દોષારોપણ કરીને દ્વેષ કરે છે અને વચ્ચક લોકોની સાથે આનન્દ કરે છે એવો રાજા પોતાના નાશને માટે પોતાના દુર્ગુણને જાણતો નથી વળી નાચ જોવો તથા ગાયન અને વાજ્ઞ સાભળવાનો શોખ તે પણ વ્યસન જ છે આ નાચાદિમા આસક્ત થવાથી રાજા રાજકાર્યને સભાળી શકતો નથી અને તેથી બુદ્ધિ પણ ચચળ થાય છે અને ધનાદિનો દુરૂપયોગ થવાથી કોશબલ પણ ઘટી જાય છે નટ તથા ગવૈયા દ્વારા શત્રુ લોક શીઘ્ર આપણા છિદ્ર જાણી લે છે

નાચાદિ જોવાની આસક્તિ તમોગુણનુ કાર્ય હોવાથી બુદ્ધિની ગભીરતા નષ્ટ થઇ જાય છે અને હલકી બુદ્ધિવાળા મનુષ્યની સાથે સબન્ધ બની જાય છે તેથી ગૌરવ ઘટી જાય છે અને પ્રજામા માન પણ ઘટી જાય છે અને ધનનો દુરૂપયોગ થવાથી દુકાલ આદિ સમયમા પ્રજાની રક્ષા કરી શકાતી નથી અને નાચ આદિ વિશેષ કરીને રાત્રિમા જ

થાય છે તેથી ઉજાગરો પણ અવશ્ય થવાનો સંભવ છે નિદ્રા કમી લેવાથી શરીરની બેચેની તથા રોગાદિકોનું કારણ બને છે અને વારંવાર નાચ જોવાથી તથા ગાયન સાંભળવાથી શૃંગારરસ વધી જાય છે તેથી વિષયાસક્ત પણ થઈ જાય છે તે કારણથી નૃત્યાદિક દેખવા વગેરેનો પણ પરિત્યાગ કરવો જોઇએ

नटगायकगणिकामल्लषण्ढाल्पजातिषु ।
योऽतिसक्तो नृपो निन्द्य स हि शत्रुमुखे स्थित ॥ शु. नी. अ. १-१२७ ॥

અર્થ —નટ, ગવૈયા, વેશ્યા, મલ્લ, નપુંસક અને નીચ જાતિમાં જે રાજા અત્યન્ત આસક્ત રહે છે તે નિન્દ્ય છે, કેમકે તે શત્રુના મુખમાં જ સ્થિત છે. અને વ્યર્થ કાર્યવિના આમ તેમ ફરવા(वृथाट्या)થી મનુષ્યની હિમ્મત રહેતી નથી તો પછી રાજા લોકોનું તો કહેવું જ શું ?

न संत्यजेच्च स्वस्थानं नीत्या शत्रुगणं जयेत् ।
स्थानभ्रष्टा नो विभान्ति दन्ताः केशा नखा नृपा ॥" अ.२श्लो.१७९-८० ॥

અર્થ —રાજાએ યોગ્ય કારણ વિના પોતાના સ્થાનનો કદાપિ પરિત્યાગ કરવો ન જોઇએ. પરન્તુ નીતિ વડે પોતાના શત્રુઓને જીતવા જોઇએ દાંત જ્યાંસુધી મુખમાં રહે છે ત્યાંસુધી જોવામાં સુંદર લાગે છે તેવી રીતે શિરના વાળમાં જે શોભા છે તે પણ જ્યાંસુધી કેશ શિર ઉપર રહે ત્યાંસુધી છે મુખમાંથી પડી ગયેલા દાંતની કોઈ શોભા નથી, તેમ મુખની શોભા પણ ઘટી જાય છે શિરના વાળ પણ શિરથી ખરી પડ્યા શોભા આપતા નથી, અને શિરની શોભા પણ ઘટી જાય છે અને તે દાંત આદિમાં અપવિત્રતાબુદ્ધિ પણ થાય છે તેવી જ રીતે નખનું પણ સમજવું એ પ્રકારે રાજાની શોભા પણ પોતાના સ્થાનમાં જ હોય છે રાજધાનીમાં રાજા નહીં રહેવાથી રાજધાનીની શોભા ઘટી જાય છે બહાર ફરનાર રાજા ઉપર લોકોનો પ્રેમ પણ ઓછો થઇ જાય છે અને કષ્ટ નિરન્તરબુદ્ધિ પણ થાય છે તેથી પોતાના સ્થાનમાં જ રહેવું યોગ્ય છે તેથી સ્વભાવ ચંચલ થતો નથી, ગંભીર સ્વભાવ બન્યો રહે છે

### ક્રોધજ દોષનું વ્યાખ્યાન

કામજ દોષોનું વ્યાખ્યાન કરીને હવે ક્રોધજ આઠ દોષોનું વ્યાખ્યાન કરવામાં આવે છે. પ્રથમ દોષ પિશુનતા છે

**પિશુનતા** અર્થાત્ અજ્ઞાત દોષો કહેવા તે આ બહુ પાપનું કારણ છે આ ચુગલી કરનારને પહેલા કર્મચણ્ડાલ કહેવામાં આવ્યો છે ચુગલી કરતા કરતા અન્તઃકરણ બહુ મલિન થાય છે તેથી જ્ઞાનતત્ત્વનું તેજ ઢંકાઈ જાય છે ચુગલી કરનારનો પ્રભાવ કોઇના ઉપર પડતો નથી તેનો કોઇ વિશ્વાસ પણ કરતો નથી ચુગલી કરનારને તેના જેવા ચુગલીખોર જ મિત્ર બને છે ફરી સત્પુરુષ યથાર્થ વાતમાં પણ તેનો વિશ્વાસ કરતા નથી. રાજા વિશ્વાસપાત્ર ન રહેતાં લોકોમાં પાખંડી મનુષ્યની વૃદ્ધિ થતી જાય છે રાજાનું કાર્ય કરનાર મનુષ્યોમાં પણ પાખંડ વધી જાય છે ધીરે ધીરે સત્યનો લોપ થતો જાય છે. અને સત્યનો લોપ થવાથી ધર્મહાનિ તથા મહાન્ અનર્થ પણ થાય છે. તેથી ચુગલીનો સ્વભાવ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે.

વળી નિરપરાધી મનુષ્યને કેદ કરવો તથા મારવો તથા કોઇના ધનનુ હરણ કરવુ આદિ સાહસ મહાન્ અનર્થનુ કારણ છે

**सहसा क्रियते कर्म यत्किंचिद्बलदर्पितैः ।**

**तत्साहसमिति प्रोक्त सहो बलमिहोच्यते ॥** या स्मृ. अ. २–२३० मिताक्षरा ॥

અર્થ —આ શ્લોકમા **सह** નો અર્થ બલ છે પોતાના બલથી દર્પિત થયેલા મનુષ્ય સહસા અર્થાત્ વિના વિચાર્યે જે કાંઈ કરે છે તેનુ નામ અહી **સાહસ** છે તે રાજ્યનો પણ નાશ કર્તા છે, કેમકે સત્પુરૂષોનુ અપમાન કરવાથી રાજા ઉપર દૈવકોપ આવે છે અને દૈવકોપથી ઇશ્વરદણ્ડ પણ રાજ્યમા અવશ્ય આવવાનો

**हुताशनो जलं व्याधिर्दुर्भिक्षं मरणं तथा ।**

**इति पंचविध दैव मानुष व्यसनं ततः ॥** अग्नि० पु० अ० २४१–१४ ॥

અર્થ —ઘરોમા અગ્નિ લાગવો, તથા અતિવૃષ્ટિ થવી, મહારોગ જેમકે પ્લેગ, આદિ, દુષ્કાલ, તથા અકાલ મૃત્યુ એ પાચ પ્રકારના દૈવી દણ્ડ કહેવાય છે તેથી અતિરિક્ત પાચ પ્રકારના માનુષ વ્યસન (કષ્ટ) છે તેમા રાજા તથા પ્રજાનુ પાપ જ પ્રધાન કારણ છે ભગવાનના અવતાર પણ દુષ્ટોને દણ્ડ દેવા તથા શિષ્ટોની રક્ષા કરવાના પ્રયોજનથી છે રાજાનો પણ એ જ ધર્મ છે સાહસિક મનુષ્યથી દુષ્ટનો સત્કાર તથા શિષ્ટનો દણ્ડ થઇ જાય છે ત્યારે દૈવી દણ્ડના ભાગી થાય છે તેથી પરમાર્થ જાણ્યા વિના કોઇ પણ પ્રકારનુ સાહસ કરવુ યોગ્ય નથી

દ્રોહ નામનો દોષ, અન્યાયથી કોઇનો વધ કરવો અથવા કોઇનુ અનિષ્ટચિન્તન કરવુ તે છે

**आनृशंस्य परोधर्मः सर्वप्राणभृता यतः ।**

**तस्माद्राजानृशंस्येन पालयेत्कृपणं जनम् ॥** शु नी. अ. १–१५८ ॥

અર્થ —હિસા અથવા ક્રૂરતાનો અભાવ (**आनृशंस्य**) સર્વ પ્રાણીઓને માટે પરમ ધર્મ છે તેથી હિસાવૃત્તિ તથા ક્રૂર સ્વભાવને છોડીને રાજાએ દીન (**कृपण**) પ્રજાનુ પાલન કરવુ જોઇએ ક્રૂરતાથી પ્રજાનો દ્રોહ કરવાથી પ્રજાને ઉદ્વેગ થાય છે અને પ્રજામા ઉદ્વેગ થવાથી રાજા કદાપિ સુખી થતો નથી તેથી દ્રોહબુદ્ધિનો પરિત્યાગ કરવો જોઇએ

બીજાના ગુણો સહન ન થવા તેનુ નામ **ઈર્ષ્યા** છે જે ક્રોધજ દોષોમા ચતુર્થ છે બીજાના ગુણો સહન નહી કરનાર રાજાના દેશમા ગુણી મનુષ્ય હોવો સભવ નથી બીજાને ગુણી બનાવવાનો પ્રયત્ન કરનાર તથા ગુણીનો સત્કાર કરનાર રાજાના દેશમા જ ગુણી મનુષ્ય ઉત્પન્ન થાય છે ઈર્ષ્યાવાળા રાજાના દેશમા ગુણી મનુષ્ય નહી થાય એટલુ જ નહી, પરન્તુ બીજા દેશના ગુણી લોક પણ તેના દેશમા જવાથી ડરે છે રાજા ભોજ તેના દેશમા કોઈ પણ દેશનો કોઈ પણ પ્રકારનો વિદ્વાન્ જતો તો તેનો પૂર્ણ સત્કાર કરતો હતો અને પોતાની પ્રજાને યોગ્ય બનાવવાને માટે પ્રયત્ન પણ કરતો હતો મૂર્ખ બ્રાહ્મણ પણ મારા દેશમા રહે નહી અને વિદ્વાન્ કુભાર પણ મારા રાજ્યમા રહે—એવી તેની પ્રતિજ્ઞા હતી તેવી રીતે ગુણી મનુષ્યો ઉપર પ્રેમ તથા તેમનો સત્કાર કરવાથી ભોજની કીર્તિ સપૂર્ણ જગતમા પ્રસરી હતી ગુણી મનુષ્ય નહી હોવાથી રાજ્યની રક્ષા કરવામા રાજાને મહાન્

કષ્ટ પડે છે, તેથી પોતાના દેશમા ગુણી મનુષ્યને તૈયાર કરવાને માટે ઈર્ષ્યાનો પરિત્યાગ કરીને ગુણીમા પ્રેમ કરવો, તથા ગુણીને વધારવાનો પ્રયત્ન પણ કરવો તે કર્તવ્ય છે

**અસૂયા** રૂપી ક્રોધજ દોષ પાચમો છે બીજાના ગુણોમા દોષારોપણ કરવાના સ્વભાવ વાળાને પણ ધર્મચણ્ડાલ કહ્યો છે અર્થાત્ ચણ્ડાલના જેવો તેને પણ નીચ મનુષ્યમા ગણ્યો છે અસૂયા કરનાર મનુષ્યના હૃદયમા, વિદ્યા તથા ધનાદિમા કોઈ પણ મારી તુલ્ય થાય નહી એવો વિચાર થાય છે આ વિચારથી તે બીજાના દોષોનુ કથન કરે છે તે પોતાના ગુણ સિવાય બીજાના ગુણને દેખી શકતો નથી તે કારણથી પોતાના ગુણોની સામે બીજાના ગુણોને પ્રકાશ થવા દેતો નથી આવા તુચ્છ વિચારથી મનુષ્યની બુદ્ધિ બહુ મલિન થઈ જાય છે પહેલા કહેલા ગુણી મનુષ્યના સબન્ધનો અભાવ પણ અસૂયા વાળાને હોય છે તેથી તે અસૂયાનો પણ પરિત્યાગ કરવો જોઇએ વળી અર્થનુ અપહરણ તથા આપવા યોગ્ય ધન ન આપવુ અને વ્યસનમા તથા ક્રીડાઆદિમા ધનનો વ્યય કરવો, એ સર્વ કોશક્ષયનુ તથા અપકીર્તિનુ તથા અધર્મનુ કારણ હોવાથી તે દોષથી રાજાએ હમેશા બચવુ જોઇએ.

હવે વાક્પારુષ્યનું વિવેચન કરીએ છીએ

**देशजातिकुलादीनामाक्रोशं न्यङ्गसंयुतम् ।**
**यद्वचः प्रतिकूलार्थं वाक्पारुष्यं तदुच्यते ॥नारद.स्मृ अ. १५-१ मिताक्षरा टीका॥**

અર્થ—ઉચે અવાજે બોલવુ તેનુ નામ **આક્રોશ** છે, **ન્યઙ્ગ** અર્થાત્ ખરાબ શબ્દ બીજાને ઉદ્વેગ કરાવવાને માટે ઉચા શબ્દની દેશ, જાતિ, કુલ, આદિનુ નામ દઇને જે ખરાબ શબ્દ (ગાળ) બોલવા તેનુ નામ **વાક્પારુષ્ય** છે જેમ "ગૌડલોક કલહપ્રિય હોય છે"—અર્થાત્ ગૌડ દેશના લોક લડાયક હોય છે, આ દેશાક્રોશ છે "બ્રાહ્મણ લોભી હોય છે"—આ **જાત્યાક્રોશ** કહેવાય છે અને 'વિશ્વામિત્રના વંશ વાળા ક્રૂર હોય છે"—આ કુલનો આક્ષેપ છે આ પ્રકારનુ વાક્પારુષ્ય કોઈ પણ યોગ્ય મનુષ્યને માટે બોલવુ ઠીક નથી, કેમકે તેવી મનુષ્યની પ્રતિષ્ઠા ઘટી જાય છે, અને તેના શત્રુઓ પણ વધી જાય છે સદાચાર પ્રકરણના વાણીના પાપના વિષયમા આનો ઉલ્લેખ છે

હવે દણ્ડપારુષ્યનું વિવેચન કરીએ છીએ

**परगात्रेष्वभिद्रोहो हस्तपादायुधादिभिः ।**
**भस्मादिभिश्चोपघातो दण्डपारुष्यमुच्यते ॥ " " "**

અર્થ—બીજાના શરીરમા હાથ, પગ, અથવા કોઈ શસ્ત્ર વડે અથવા પથ્થર આદિ વડે મારવુ, અથવા ધૂળ, કીચડ, આદિ ફેંકવુ તે સર્વ દણ્ડપારુષ્ય કહેવાય છે આ કદાપિ રાજામા ન હોવુ જોઇએ

શિક્ષાને યોગ્ય મનુષ્યને પણ આપણા હાથથી મારવાથી નાના પ્રકારની હાનિ થવાનો સભવ છે તેથી તે પણ ત્યાજ્ય છે આ પ્રકારના દોષોનો પરિત્યાગ કરેલા જીતેન્દ્રિય રાજા યોગ્ય રીતે પ્રજાનુ પાલન કરવા સમર્થ થાય છે વળી—

**व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ।**
**व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥ म. स्मृ. अ. ७-५३ ॥**

અર્થઃ—વ્યસન અને મૃત્યુ એ બેમાં વ્યસન મહાન્ કષ્ટ દેનાર છે. વ્યસની વારંવાર અધોગતિમાં જાય છે, અને વ્યસન રહિત મનુષ્ય મરીને સ્વર્ગને પ્રાપ્ત કરે છે. **(स्वर्याति).**

દોષથી રાજાને વિશેષે કરીને જે અનર્થની પ્રાપ્તિ થાય છે એવા અનર્થ મહાભારતમાં કહ્યા છે. તેને પણ અહીં બતાવીએ છીએઃ—

**नास्तिक्यमनृतं क्रोधं प्रमादं दीर्घसूत्रताम् ।**

**अदर्शनं ज्ञानवतामालस्यं पञ्चवृत्तिताम्** ॥ म. भा. स. प. अ. ५–११० ॥

અર્થઃ—નાસ્તિકતા, મિથ્યા ભાષણ, ક્રોધ, પ્રમાદ (કર્તવ્ય કર્મમાં સાવધાન નહીં રહેવું તે), દીર્ઘસૂત્રતા (થોડા સમયમાં કરવા યોગ્ય કર્મમાં બહુ સમય લગાડવો તે), જ્ઞાનીઓને ન મળવું તે, આલસ્ય, ચિત્તની ચંચલતા,

**एकचिन्तनमर्थानामनर्थज्ञैश्च चिन्तनम् ।**

**निश्चितानामनारंभं मन्त्रस्यापरिरक्षणम् ॥** „ ॥ १११ ॥

અર્થઃ—એકલા અથવા એકની સાથે કાર્યનો વિચાર કરવો તે, તથા કાર્યમાં કુશલ નહીં એવાઓની સાથે ચિન્તન કરવું તે, કરવાનો નિશ્ચય કરેલો હોય તેવું કાર્ય ન કરવું તે, મન્ત્રની રક્ષા ન કરવી તે, અર્થાત્ મન્ત્રી આદિની સાથે વિચાર કરેલા કર્તવ્યને ગુપ્ત રાખવું તેનું નામ મન્ત્રરક્ષા છે, તેનો અભાવ તે મન્ત્રનું અરક્ષણ,

**मङ्गलाद्यप्रयोगं च प्रत्युत्थानं च सर्वतः ।**

**कच्चित्त्वं वर्जयस्येतान् राजदोषाँश्चतुर्दश ॥**

**प्रायशो यैर्विनश्यन्ति कृतमूलाऽपि पार्थिवाः** „ ॥ ११२ ॥

અર્થઃ—માંગલિક ધર્મકાર્યમાં પ્રવૃત્તિ ન હોવી, સમજ્યા વિના દરેક કાર્યમાં ઉઠી ઉભા થવું, એ ૧૪ દોષોનો હે રાજન્! તું ત્યાગ કરે છે? કારણ કે જેની જડ દૃઢ હોય તેવા રાજા પણ આ દોષોથી નષ્ટ થાય છે એમ નારદજી યુધિષ્ઠિરને પૂછે છે. વળી—

**माता पिता गुरुर्गोप्ता वह्निर्वैश्रवणो यमः ।**

**सप्त राज्ञो गुणानेतान्मनुराह प्रजापतिः** ॥म. भा. शा. प. अ. १२९–१०३॥

અર્થઃ—રાજામાં માતા, પિતા, ગુરૂ, રક્ષિતા, અગ્નિ, કુબેર, અને યમ એ સાતેના ગુણ રહે છે એમ પ્રજાપતિ મનુમહારાજ કહે છે.

**पिता हि राजा राष्ट्रस्य प्रजानां योऽनुकंपनः ।**

**तस्मिन्मिथ्याविनीतो हि तिर्यग्गच्छति मानवः ॥** „ ॥ १०४ ॥

અર્થઃ—રાજા પ્રજા ઉપર કૃપા કરતો હોવાથી તે પ્રજાના પિતા સ્વરૂપ છે. તેની આગળ જે મિથ્યા વિનય કરે છે તે તિર્યગ્ અર્થાત્ પશુ આદિ યોનિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેની આગળ કપટ વ્યવહાર કરવાથી મનુષ્યની અધોગતિ થાય છે.

**संभावयति मातेव दीनमप्युपपद्यते ।**

**दहत्यग्निरिवानिष्टान्यमयन्नसतो यमः ॥** „ ॥ १०५ ॥

અર્થઃ—રાજા હમેશાં માતાની પેઠે પ્રજાના ઈષ્ટની ચિન્તા કરે છે, અને ગરીબનું પણ તે પાલન કરે છે, તેથી રાજા માતાના સ્થાને છે. અને પોતાના શત્રુઓને અગ્નિની માફક

જલાવી દે છે, તેથી રાજામાં અગ્નિનો પણ ગુણ છે. દુષ્ટોને (असतः) યમ રાજાની માફક દંડ દે છે, માટે તેનામાં યમરાજનો પણ ગુણ છે.

इष्टेषु विसृजन्नर्थान् कुबेर इव कामदः ।
गुरुर्धर्मोपदेशेन गोप्ता च परिपालयन् ॥ ,, ॥ १०६ ॥

અર્થઃ—સાધુ પુરુષોને અર્થનું દાન કરનાર હોવાથી કામનાની તૃપ્તિ કરનાર કુબેરના ધર્મ પણ રાજામાં છે. યોગ્ય ધર્મનો ઉપદેશકર્તા હોવાથી રાજા ગુરૂ પણ છે, અને સર્વનું પાલન કરતા હોવાથી રક્ષકના ગુણ પણ તેનામાં છે.

स्वभागोद्धारकाद्भ्राता यथाशास्त्रं पितुर्धनात् ॥ शुक्र. नी. अ. १–७९ ॥

અર્થઃ—જેવી રીતે પિતાનું ધન ભાઇઓ વહેંચી લે છે, તેવી રીતે રાજા પ્રજા પાસેથી પોતાનો ભાગ લે છે, તેથી રાજા પ્રજાનો ભાઇ પણ છે.

प्रबुद्धिमति संराज्ञि निवसन्ति गुणा अमी ॥ शु. नी. अ. १–८१ ॥

અર્થઃ—બુદ્ધિમાન્ રાજામાં આ સર્વ ગુણો હોય છે.

यस्तु रञ्जयते राजा पौरजानपदान्गुणैः ।
न तस्य भ्रमते राज्यं स्वयं धर्मानुपालनात् ॥म.भा.शा.प अ.१३९–१०७॥

અર્થઃ—જે રાજા પૂર્વે કહેલા પિતા આદિના ગુણોથી યુક્ત થઇને પુરમાં રહેનાર તથા રાજ્યના લોકોના ચિત્તને રંજન પમાડે છે તથા પોતે પોતાના ધર્મનું પાલન કરે છે, તે રાજા રાજ્યથી કદાપિ ચ્યુત થતો નથી.

માટે રાજાએ ત્યાગવા યોગ્ય દોષોનો ત્યાગ કરીને અને યોગ્ય ગુણોને સંપાદન કરીને પ્રજા-રક્ષણમાં તત્પર રહેવું જોઇએ.

वकवच्चिन्तयेदर्थान्सिंहवच्च पराक्रमेत् ।
वृकवच्चावलुंपेत शरवच्च विनिष्पतेत् ॥ म भा. शा. प. अ. १४०–२५ ॥

અર્થઃ—રાજાએ બગલાની પેઠે ધ્યાન લગાવીને કાર્યનું ચિન્તન કરવું જોઇએ. અને સિંહની પેઠે પરાક્રમ બતાવવું જોઇએ. તથા વરૂની પેઠે હુમલો કરવો જોઇએ. તથા બાણની પેઠે શત્રુને મારે.

યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ રાજાએ અવશ્ય સંપાદન કરવા યોગ્ય ગુણો બતાવવામાં આવ્યા છે.

महोत्साहः स्थूललक्ष्यः कृतज्ञो वृद्धसेवकः ।
विनीतः सत्त्वसंपन्नः कुलीनः सत्यवाक्शुचिः ॥ याज्ञ स्मृ. अ. १–३०९ ॥

અર્થઃ—રાજાએ ધર્મ તથા અર્થાદિક પુરુષાર્થ સંપાદન કરવાને માટે મહાન્ ઉત્સાહવાળા, તથા દીર્ઘદર્શી, તથા બીજાએ કરેલા ઉપકાર તથા અપકારને નહીં ભૂલનાર, તથા તપોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ આદિના સેવક, તથા વિનયયુક્ત, તથા સંપત્તિ તથા આપત્તિના સમયમાં હર્ષ વિષાદથી રહિત, તથા કુલીન, તથા સત્યવાદી, તથા શુચિ અર્થાત્ બાહ્ય તથા આન્તર શૌચયુક્ત (થવું જોઇએ), તથા

अदीर्घसूत्रः स्मृतिमानक्षुद्रोऽपरुषस्तथा ।
धार्मिकोऽव्यसनश्चैव प्राज्ञः शूरो रहस्यवित् ॥ ,, ॥ ३१० ॥

અર્થ.—દીર્ઘસૂત્રતા રહિત અર્થાત્ અવશ્ય કરવાના કાર્યનો આરંભ કરવામાં વાર કરવી અને થોડા સમયમાં કરી શકાય એવા કામમાં બહુ સમય લગાડવો તેનું નામ દીર્ઘસૂત્રતા—તેના અભાવવાળા થવું, તથા કાર્યને ન ભૂલવું, ક્ષુદ્રતા રહિત અર્થાત્ સર્વના ગુણમાં પ્રેમ કરનાર, તથા કઠોરવાણી રહિત, તથા ધર્માત્મા, તથા જુગાર આદિ વ્યસન રહિત, બુદ્ધિવાળો, તથા નિર્ભય, તથા દરેક કાર્યના રહસ્યને જાણનાર થવું જોઇએ. તથા

**स्वरन्ध्रगोप्ताऽऽन्वीक्षिक्यां दण्डनीत्यां तथैव च ।**

**विनीतस्त्वथ वार्तायां त्रय्यां चैव नराधिपः ॥ ,, ॥ ३११ ॥**

અર્થ—રાજા પોતાના છિદ્રની રક્ષા કરનાર, તથા આન્વીક્ષિકી, દણ્ડનીતિ, વાર્તા, તથા ત્રયી આદિ વિદ્યામાં પણ શિક્ષિત (विनीत) હોવો જોઇએ.

આ પ્રકારનો રાજા—

**अधर्मसंयुक्तं चानर्थसंयुक्तं च व्यवहारम् ॥** कौ. अ. अधि. १, अ. ७ सू. ५ ॥

અર્થ—અધર્મ અને અનર્થ યુક્ત વ્યવહારને છોડી દે

**धर्मार्थाविरोधेन काम सेवेत ॥ ,, ॥ ६ ॥**

અર્થ—ધર્મ અને અર્થની સાથે વિરોધ ન આવે એવી રીતે કામનું સેવન કરે.

**ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ।**

**सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम् ॥** म० स्मृ० अ० ७-२ ॥

અર્થ.—વેદાધ્યયનને ઉપયોગી અથવા વેદોક્ત સંસ્કારને પ્રાપ્ત થયેલા ક્ષત્રિયે યથાવિધિ અને યથાન્યાય સર્વ પ્રજાનું રક્ષણ કરવું જોઇએ.

---

ઇતિ ક્ષત્રિયધર્માન્તર્ગત વિદ્યા આદિ ધર્મનિરૂપણ અ. ૬. સ. ૫ સમાપ્ત.



## અધ્યાય ૬. સર્ગ ૬.

### દણ્ડનીતિ.

ज्ञात्वापराधं मनुजस्य यस्तु देशं च कालं च वयो वपुश्च ।
यो दण्डमेवं विदधाति भूभृत्साम्यं स बध्नाति पुरंदरस्य ॥
બૃ૦ પા૦ સ્મૃ૦ અ૦ ૧૦-૮૪ ॥

અર્થ:—દેશ, કાલ, વય (અવસ્થા), શરીર (શરીરનુ બલ), તથા મનુષ્યનો અપરાધ જાણીને તેને દણ્ડ દેનાર રાજા ઇન્દ્રની સમાનતાને પ્રાપ્ત થાય છે.

આ પ્રકારના ગુણયુક્ત રાજા પ્રજાનું પાલન કરવામાં તત્પર રહે, કેમકે—

यत्प्रजापालने पुण्यं प्राप्नुवन्तीह पार्थिवाः ।
न तु क्रतुसहस्रेण प्राप्नुवन्ति द्विजोत्तमा ॥ અત્રિ૦ સં૦ શ્લો૦ ૨૧ ॥

અર્થ:—પ્રજાનુ પાલન કરવાથી રાજાને જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય હજાર યજ્ઞ કરવાથી પણ બ્રાહ્મણોને મળતુ નથી.

અને પ્રજાનુ યથાર્થ રીતે પાલન પણ દુષ્ટોના દણ્ડ આદિથી થાય છે:—

दुष्टस्य दण्डः सुजनस्य पूजा न्यायेन कोशस्य च संप्रवृद्धिः ।
अपक्षपातोऽर्थिषु राष्ट्ररक्षा पञ्चैव यज्ञा कथिता नृपाणाम् ॥ અત્રિ.સં. શ્લો. ૨૮॥

અર્થ:—દુષ્ટોને દણ્ડ દેવો, તથા સજ્જનોનો સત્કાર કરવો, તથા નીતિથી ધન ઉપાર્જન કરીને કોશની વૃદ્ધિ કરવી, અર્થી લોકોમાં પક્ષપાત ન કરવો, તથા રાષ્ટ્રની રક્ષા—એ પાંચ યજ્ઞ પંચયજ્ઞની તુલ્ય રાજાએ નિત્ય કરવા. અર્થીનો અર્થ યાચક છે. આપણા સુખને માટે રાજાની આગળ સર્વ કોઇ યાચક થાય છે. તેમના ઉપર પક્ષપાત કરવો યોગ્ય નથી.

राज्ञः प्रमाददोषेण दस्युभिः परिमुष्यताम् ।
अशरण्यः प्रजानां य स राजा कलिरुच्यते ॥મ. ભા. શા. પ. અ.૧૨-૨૧॥

અર્થ:—દુષ્ટોનો દણ્ડ અને સજ્જનોનો, સત્કાર વગેરે કરવામાં જો રાજા પ્રમાદ કરે તો તે દોષથી લૂટારા વગેરે પ્રજાના ધનાદિને હરી લે છે. જે રાજા પ્રજાનુ શરણ્ય નથી અર્થાત્ જે રાજા પ્રજાની રક્ષા કરતો નથી તે કલિ કહેવાય છે.

चत्वारि भारते वर्षे युगान्यासन्महामुने ।
कृतादीनि न चान्येषु द्वीपेषु प्रभवन्ति हि ॥ શિ.પુ.ઉમા.સં.અ.૧૮શ્લો.૧૫. ॥

અર્થ:—હે મહામુનિ! ભારત વર્ષમાં જ કૃતાદિ ચાર યુગ છે, અન્ય શાકાદિ દ્વીપોમાં તે સમર્થ થતા નથી અર્થાત્ ત્યાંના રાજા હમેશાં ધર્માત્મા હોવાથી યુગના ભેદથી ધર્મનો ભેદ થતોનથી.

अदातारोऽशरण्याश्च राजकिल्बिषभागिनः ।
दोषाणामेव भोक्तारो न सुखानां कदाचन ॥ મ. ભા. શા. પ. અ. ૧૨-૨૨ ॥

અર્થ:—જેઓ સુપાત્ર દુ:ખીને દાન દેતા નથી, અને પ્રજાની રક્ષા કરતા નથી એવા રાજદોષવાળા રાજાઓ પરલોકમાં હમેશાં દુ:ખ જ ભોગવે છે, કદાપિ સુખ પામતા નથી.

असतां प्रतिषेधश्च सतां च परिपालनम् ।
एष राज्ञां परो धर्मः समरे चापलायनम् ॥ ,, १४–१६ ॥

અર્થ:—દુષ્ટોનો નાશ કરવો, અને સાધુ પુરૂષોનુ પાલન કરવુ, તથા યુદ્ધમાથી પાછા ન હઠવુ–તેજ રાજાનો પરમ ધર્મ છે.

દણ્ડથી દુષ્ટોની નિવૃત્તિ નહીં કરે તો જગત્માં ધર્મ તો શું, પરન્તુ કોઇ પ્રકારની મર્યાદા અને વ્યવહાર પણ યોગ્ય રીતે કોઇ કરશે નહીં. કેમકે—

दण्डः शास्ति प्रजा सर्वा दण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ ,, अ. १५–२ ॥

અર્થ:—હે મહારાજ! દંડ જ સંપૂર્ણ પ્રજાને શાસન કરે છે, તથા પાલન કરે છે. સર્વ સુતેલા હોય તે વખતે પણ દણ્ડ જાગે છે અર્થાત્ આલસ્યરૂપી નિદ્રામાંથી સર્વને દણ્ડ જ જગાડે છે. તે કારણથી વિદ્વાન્ લોક દણ્ડને જ ધર્મ કહે છે.

दण्डः संरक्षते धर्मं तथैवार्थं जनाधिप ।
कामं संरक्षते दण्डस्त्रिवर्गो दण्ड उच्यते ॥ ,, ॥ ३ ॥

અર્થ:—દણ્ડ જ ધર્મ, અર્થ અને કામની રક્ષા કરે છે. માટે જ દણ્ડને ત્રિવર્ગ કહ્યો છે.

राजदण्डभयादेके पापाः पापं न कुर्वते ।
यमदण्डभयादेके परलोकभयादपि ॥ ,, ॥ ५ ॥

અર્થ:—આ પૃથિવી ઉપર કેટલાક પાપી લોક કેવલ રાજદણ્ડના ભયથી જ પાપ કર્મમાં પ્રવૃત્ત થતા નથી; બીજા કેટલાક યમદણ્ડના ભયથી અને કેટલાક પરલોકના ભયથી પાપાચરણ કરતા નથી.

परस्परभयादेके पापाः पापं न कुर्वते ।
एवं सांसिद्धिके लोके सर्वं दण्डे प्रतिष्ठितम् ॥ ,, ॥ ६ ॥

અર્થ:—અને કોઇ પુત્ર, પિતા, ભાઇ તથા જ્ઞાતિવાળાના પરસ્પર ભયથી પાપ કરતા નથી. આ પ્રમાણે લૌકિક વ્યવહારની સિદ્ધિ થાય છે. સર્વ પ્રાણીઓ કેવલ દણ્ડના ભયથી જ પોતપોતાના કાર્યમાં યોગ્ય રીતે તત્પર રહે છે.

दण्डस्यैव भयादेके न खादन्ति परस्परम् ।
अन्धे तमसि मज्जेयुर्यदि दण्डो न पालयेत् ॥ ,, ॥ ७ ॥

અર્થ:—આ લોકમાં એવા પણ કેટલાક મનુષ્ય છે કે જે બીજાને ખાઇજવાને માટે તૈયાર છે. પરંતુ તેઓ દણ્ડના ભયથી એક બીજાને ખાતા નથી. બહુ શુ કહેવું? જો યથાર્થ રીતે દણ્ડ વડે પ્રજાનું પાલન નહી કરો તો સર્વ લોક મહાન્ ઘોર અન્ધકારમાં પડશે.

असंमोहाय मर्त्यानामर्थसंरक्षणाय च ।
मर्यादा स्थापिता लोके दण्डसंज्ञा विशां पते ॥ ,, ॥ १० ॥

અર્થ:—હે મહારાજ! મનુષ્યોમાં પ્રમાદ ન થાય તેને માટે, અને પ્રજાના પ્રાણ અને ધનની રક્ષા કરવાને માટે, જગત્માં દણ્ડની મર્યાદા સ્થાપવામાં આવી છે.

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थश्च भिक्षुकः ।
दण्डस्यैव भयादेते मनुष्या वर्त्मनि स्थिताः ॥ „ ॥ १२ ॥

અર્થ:—બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને ભિક્ષુક(સંન્યાસી) એ સર્વ આશ્રમવાળા કેવલ દણ્ડના ભયથી નિયમિત માર્ગમાં સ્થિત છે.

नाभीतो यजते राजन्नाभीतो दातुमिच्छति ।
नाभीतः पुरुषः कश्चित्समये स्थातुमिच्छति ॥ „ ॥ १३ ॥

અર્થ:—જો દણ્ડનો ભય ન હોત તો કોઇ પણ યજ્ઞનું અનુષ્ઠાન કરવાની અથવા દાન કરવાની ઇચ્છા કરત નહીં. તેમજ દણ્ડના ભય વિના કોઇ પણ પુરૂષ નિયમમાં રહેવાની ઇચ્છા કરત નહીં.

य एव देवा हन्तारस्ताँल्लोकोऽर्चयते भृशम् „ ॥ १६ ॥

અર્થ:—દેવતાઓની મધ્યે પણ જે દેવતાઓ શત્રુનો નાશ કરનારા છે તેમની સર્વ કોઇ ભક્તિપૂર્વક પૂજા કરે છે.

हन्ता रुद्रस्तथा स्कन्दः शक्रोऽग्निर्वरुणो यमः ॥ „ ॥ १६ ॥
हन्ता कालस्तथा वायुर्मृत्युर्वैश्रवणो रविः ।
वसवो मरुतः साध्या विश्वेदेवाश्च भारत ॥ „ ॥ १७ ॥
एतान्देवान्नमस्यन्ति प्रतापप्रणता जनाः ।
न ब्रह्माणं न धातारं न पूषाणं कथंचन ॥ „ ॥ १८ ॥

અર્થ:—રૂદ્ર, સ્કન્દ(કાર્તિકસ્વામી), ઇન્દ્ર, અગ્નિ, વરૂણ, યમ, કાલ, વાયુ, મૃત્યુ, કુબેર(વૈશ્રવણ), સૂર્ય, વસુ, મરૂત્, સાધ્ય, અને વિશ્વદેવ આદિ દેવતા શત્રુઓના નાશ કરનારા છે. તેથી તેમનો પ્રતાપ જાણીને વિનીત થઇ મનુષ્ય લોક તેમને પ્રણામ કર્યા કરે છે. પરન્તુ બ્રહ્મા, ધાતા કે પૂષા(પૃથિવી)ને કદાપિ કોઇ પ્રણામ કરતું નથી.

यजन्ते मानवाः केचित्प्रशान्ताः सर्वकर्मसु । „ ॥ १९ ॥

અર્થ:—કેવલ કોઇ શાન્ત ચિત્તવાળા મનુષ્ય સર્વ કર્મોમાં સમદષ્ટિથી સાધુ દેવતાઓની પૂજા કરે છે.

येऽपि संभिन्नमर्यादा नास्तिका वेदनिन्दकाः ।
तेऽपि भोगाय कल्पन्ते दण्डेनाशु निपीडिताः ॥म.भा.शा.प.अ.१५–२३॥

અર્થ:—વળી જે લોક મર્યાદાનું ઉલ્લંઘન કરનારા, તથા નાસ્તિક છે, તેઓ પણ દણ્ડથી પીડિત થઇને શીઘ્ર નિયમને અધીન થાય છે.

सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्जनः ।
दण्डस्य हि भयाद्भीतो भोगायैव प्रवर्तते ॥ „ ॥ ३४ ॥

અર્થ:—આ જગતમાં સદાચારી પવિત્ર મનુષ્ય બહુ દુર્લભ છે. સર્વને વશ કરનાર દણ્ડ જ છે. દણ્ડ ભોગવવાના ભયથી ડરતા સના નિયમને અધીન થઇ જાય છે.

यदि दण्डान्न विभ्येयुर्वयांसि श्वापदानि च ।
अ : पशून्मनुष्यांश्च यज्ञार्थानि हवींपि च ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—જો દણ્ડનો ભય ન હોત તો દુષ્ટ પક્ષી, પશુ, આદિ, ગાય, મનુષ્ય, આદિને ખાઇ જાત. અને યજ્ઞની હવિ આદિને પણ કાગડા અને શ્વાન આદિ સર્વ ખાઇ જાત.

न चोष्ट्रा न बलिवर्दा नाश्वाश्वतरगर्दभाः ।
युक्ता वहेयुर्यानानि यदि दण्डो न पालयेत् ॥ ,, ॥ ४१ ॥

અર્થઃ—દણ્ડનો ભય ન રહે તો ઉંટ, બલવાન્ બળદ, ઘોડા, ખચ્ચર, અને ગધેડાં આદિ પશુ સવારીઓમાં જોડેલાં કદાપિ તેને ખેંચે નહી. વિશેષ શું કહે ? જો દણ્ડનો ભય ન હોય તો મનુષ્યને રસ્તા ઉપર ચાલતાં ચાલતાં કાગડા આદિ શુદ્ર પક્ષી આવીને ચાંચ મારીને શરીરનું માંસ ખાધા વિના રહે નહીં.

તેથી દુષ્ટોને દણ્ડ દેવામાં તત્પર રહેવું એ રાજાનો પ્રથમ ધર્મ છે. પક્ષપાત રહિત થઇને દણ્ડનું પાલન કરનાર રાજા આ લોક અને પરલોકમાં પૂજ્ય થાય છે. પક્ષપાત વિના દણ્ડ દેવો તે સત્યવાદી રાજાથી જ બની શકે છે. તેથી ધર્મથી રાજ્યપાલન કરવાની ઇચ્છાવાળાએ સત્યમાં નિષ્ઠા રાખવી જોઇએ.

### રાજાનાં કર્તવ્યાકર્તવ્ય.

न हि सत्यादृते किंचिद्राज्ञां वै सिद्धिकारकम् ।
सत्ये हि राजा निरतः प्रेत्य चेह च नन्दति ॥म.भा.शा. प. अ. ५६-१७॥

અર્થઃ—સત્ય જેવી રીતે રાજાના કાર્યને સિદ્ધિ કરનાર છે એવું બીજા કોઇ યત્નથી પણ રાજાનું કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. સત્યમાં તત્પર રહેનાર રાજા આ લોકમાં તથા પરલોકમાં પણ આનન્દને પ્રાપ્ત થાય છે (સત્ય સંબધી વિશેષ વાત સદાચાર પ્રકરણમાં કહેવામાં આવી છે ત્યાં જોઇ લેવુ.) સત્યમાં નિષ્ઠા નહીં રહેવાથી યથાર્થ દણ્ડ નહીં આપી શકે. મોહમાં ફસેલો કદાપિ પ્રેમી અપરાધીને છોડી દેશે, અને નિરપરાધી ગરીબને દણ્ડ પણ દેશે. તેથી રાજાએ સત્યને જ પોતાનો ઇષ્ટ દેવ માનવો જોઇએ. સત્યની રક્ષા થવાથી સર્વની રક્ષા થાય છે. ત્યાં લક્ષ્મી પણ હમેશાં નિવાસ કરે છે. સત્યની હાનિ થતાં સર્વની હાનિ થાય છે, અને લક્ષ્મીની પણ હાનિ થાય છે.

### પક્ષપાતનાં કારણ.

पक्षपाताधिरोपस्य कारणानि च पंच वै ।
रागलोभभयद्वेषा वादिनोश्च रहःश्रुतिः ॥ शु. नी. अ. ४, श्लो. ५३०, १॥

અર્થઃ—રાગ (પ્રીતિ), લોભ, ભય, વૈર અને વાદી પ્રતિવાદીની વાત એકાન્તમાં સાંભળવી—એ પાંચ પક્ષપાતી થવામાં કારણ છે. તેથી સભાસદ તથા રાજાએ એકાન્તમાં વાદી પ્રતિવાદીનું વચન સાંભળવું નહીં.

चाटतस्करदुर्वृत्तमहासाहसिकादिभिः ।
पीड्यमानाः प्रजा रक्षेत्कायस्थैश्च विशेषतः ॥ याज्ञ. स्मृ. अ. १-३३४ ॥

અર્થઃ—લોકોને જૂઠી વાતો કરીને વિશ્વાસ ઉત્પન્ન કરી ધનહરણ કરનાર ( ચાટ ), ચોર, દુર્વૃત્ત અર્થાત્ જાલવિદ્યા આદિ બતાવનાર તથા જુગારી વગેરે, તથા બળાત્કારથી ધનહરણ કરનાર, વગેરેથી પ્રજા પીડિત ન થાય, અને વિશેષ કરીને રાજાનું કાર્ય કરનાર મુસદ્દી વર્ગ(कायस्थ)થી પ્રજા પીડિત ન થાય તેવી રીતે પ્રજાની રક્ષા કરવી ઉચિત છે.

**ये राष्ट्राधिकृतास्तेषां चारैर्ज्ञात्वा विचेष्टितम् ।**

**साधून्समानयेद्राजा विपरीतांस्तु घातयेत् ॥** याज्ञ. स्मृ. अ. १–३३६ ॥

અર્થઃ—રાજ્યનો કર લેવાને અથવા અન્ય કાર્યભાર કરવાને નિયુક્ત કરેલા અધિકારી લોકોનું વર્તન દૂતો દ્વારા જાણીને તેમા જે સત્ય રીતે ચાલનાર છે તેમનું ઇનામાદિ વડે સન્માન કરવુ, અને વિપરીત વર્તનારને દણ્ડ દેવો જોઇએ.

**अरक्ष्यमाणाः कुर्वन्ति यत्किंचित्किल्बिषं प्रजाः**

**तस्मात्तु नृपतेरर्धं यस्माद्गृह्णात्यसौ करान् ॥** ,, ॥ ३३५ ॥

અર્થઃ—જો રાજા દુરાચારી આદિથી પ્રજાની રક્ષા ન કરે તો પ્રજા પાપ કરે છે. અને તે પાપના અર્ધ ભાગનો રાજા ભાગી થાય છે, કેમકે રાજા પ્રજાની પાસેથી કર લે છે. અને કર પ્રજાનું રક્ષણ કરવાને માટે લે છે, છતાં રક્ષા ન કરે તો પાપનો ભાગી થાય છે.

**पौरकार्याणि यो राजा न करोति सुखे स्थितः ।**

**व्यक्तं स नरके घोरे पच्यते नात्र संशयः ॥** शु. नी. अ. ४ श्लो. ५२१, २॥

અર્થઃ—જે રાજા સુખમાં સ્થિત થઇને પ્રજાની રક્ષાનું કાર્ય કરતો નથી તે રાજા નિશ્ચય પૂર્વક ઘોર નરકમાં પડે છે તેમાં કોઇ શંકા નથી.

જે રાજા મોહથી અર્થાત્ વિના સમજ્યે અધર્મથી કાર્ય કરે છે તે દુરાત્માને શત્રુ લોક થોડા સમયમાં વશ કરી લે છે.

**यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः ।**

**अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः ॥** ,, ५२२,२ ॥

અર્થ.—જો રાજા કોમળ સ્વભાવ વાળો હોય તો સંપૂર્ણ પ્રજા તેના નિયમોનું અતિક્રમણ કરે છે, અને જો તે કઠોર(तीक्ष्ण) ભાવ રાખે તો પ્રજા તેના ડરથી ઉદ્વેગ પામે છે. માટે રાજાએ યથાયોગ્ય બનેનો આશ્રય કરવો જોઇએ. સમયને અનુસરી કોમળ તેમજ કઠોર ભાવનું અવલંબન કરવુ જોઇએ.

**मृदुर्हि राजा सततं लङ्घ्यो भवति सर्वशः ।**

**तीक्ष्णाच्चोद्विजते लोकस्तस्मादुभयमाश्रय ॥** म. भा. शां. प. अ. ५६–२१॥

અર્થઃ—હાથીનો મહાવત (यन्ता) ક્ષમાશીલ હાથીનાં મસ્તક ઉપર ચઢે છે, તેવી રીતે રાજા ક્ષમાશીલ હોય તો નીચ પુરૂષ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને મનમાન્યું કાર્ય કરી તેનો તિરસ્કાર કરે છે. તેથી જેવી રીતે વસન્ત ઋતુનો સૂર્ય અત્યન્ત શીતલ પણ નથી, તથા બહુ તેજસ્વી પણ હોતો નથી; તેવી રીતે રાજાએ સદા અત્યન્ત કઠોર ભાવ રાખવો કે અત્યન્ત ક્ષમાશીલ થવું તે ઉચિત નથી. યોગ્ય સ્થાનમાં બનેનો ઉપયોગ કરવો જોઇએ. મનુષ્ય માત્રને આ પ્રકારે રહેવાથી, સુખ પ્રાપ્ત થાય છે.

यथा हि गर्भिणी हित्वा स्वमियं मनसोऽनुगम् ।
गर्भस्य हितमाधत्ते तथा राजाऽप्यसंशयम् ॥ „ ॥ ४५ ॥

અર્થઃ—જેવી રીતે ગર્ભવતી સ્ત્રી પોતાના હિતનો ત્યાગ કરીને ગર્ભસ્થ સન્તાનના હિતને ચહાતી ખાનાપાનાદિ વ્યવહારમાં વિચારપૂર્વક રહે છે, તેવી રીતે પ્રજાના સુખની ઈચ્છાથી રાજાએ પોતાના મનમાન્યા વ્યવહારને છોડીને વિચારપૂર્વક રાજ્યકાર્ય કરવુ ઉચિત છે.

परिहासश्च भृत्यैस्ते नात्यर्थं वदतां वर ।
कर्तव्यो राजशार्दूल दोषमत्र हि मे शृणु ॥ „ ॥ ४८ ॥

અર્થઃ—હે રાજશ્રેષ્ઠ! તમારે સેવકોની સાથે હમેશાં હાંસી કરવી ઉચિત નથી. તેથી જે દોષ ઉત્પન્ન થાય છે તે હું તમને કહુ છુ તે સાંભળો.

अवमन्यन्ति भर्तारं सङ्घर्षादुपजीविनः ।
स्वस्थाने न च तिष्ठन्ति लङ्घयन्ति च तद्वचः ॥ „ ॥ ४९ ॥

અર્થઃ—સેવકોની સાથે હમેશાં સહવાસ કરવાથી તે લોક સ્વામીનું પૂર્ણ રીતે સન્માન કરતા નથી. મર્યાદાનું અતિક્રમણ કરીને સ્વામીની આજ્ઞાનુ ઉલ્લંઘન કરે છે.

प्रेष्यमाणा विकल्पन्ते गुह्यं चाप्यनुयुञ्जते ।
अयाच्यं चैव याचन्ते भोज्यान्याहारयन्ति च ॥ „ ॥ ५० ॥

અર્થઃ—કાર્યો કરવામાં નિયુક્ત કરવામાં આવેલા પુરૂષો સંશય ઉત્પન્ન કરે છે. અર્થાત્ તુ કાલે અમુક કાર્ય કરજે એવો રાજા હુકમ કરે તો કાલે ન કરૂ તો શી હરકત છે, ચાર દિવસ પછી થશે, અથવા બીજી રીતે કરૂં તો શી હરકત છે–એવા વિકલ્પ ઉત્પન્ન કરે છે. અને ગુપ્ત રાખવા યોગ્ય છિદ્રને પ્રકાશિત કરી દે છે. અને જે માગવા યોગ્ય નથી તે માગે છે. અને રાજાની સામે જ રાજાને ખાવાની વસ્તુ ખાય છે.

क्रुश्यन्ति परिदीप्यन्ति भूमिपानधितिष्ठते ।
उत्कोचैर्वञ्चनाभिश्च कार्याण्यनुविहन्ति च ॥ „ ॥ ५१ ॥

અર્થઃ—વળી રાજાની ઉપર ક્રોધ કરીને રાજાની બુદ્ધિ કરતાં પણ પોતાની બુદ્ધિની શ્રેષ્ઠતા પ્રકાશિત કરે છે. અધિક શુ કહે? તે લોક રાજશાસનનુ અતિક્રમણ કરીને લોકોની પાસેથી લાંચ(उत्कोच) લઈને તથા કપટથી રાજાની આગળ કોઈના મિથ્યા ગુણ દોષોનું વર્ણન કરીને સંપૂર્ણ કાર્યને નષ્ટ કરી દે છે.

जर्जरं चास्य विषयं कुर्वन्ति प्रतिरूपकैः ।
स्त्रीरक्षिभिश्च सज्जन्ते तुल्यवेषा भवन्ति च ॥ „ ॥ ५२ ॥

અર્થઃ—અને કૃત્રિમ આજ્ઞાપત્ર બનાવીને તેના રાજ્ય(વિષય)ને નિ.સાર(जर्जर) બનાવી દે છે. અને અન્તઃપુરની સ્ત્રીઓ ઉપર આસક્ત થઈને અન્ત.પુરના પહેરેદારોની સાથે મળીને તેમાં પ્રવેશ કરવાની ઈચ્છા કરે છે. તથા રાજાની સમાન વસ્ત્રાદિ પહેરીને તેની સાથે સમાનતા કરે છે.

वान्तं निष्ठीवनं चैव कुर्वते चास्य संनिधौ ।
निर्लज्जा राजशार्दूल व्याहरन्ति च तद्वचः ॥ „ ॥ ५२ ॥

અર્થ:—અને સેવક લોક એવા નિર્લજ્જ થાય છે કે રાજાની સન્મુખમાં જ વમન કરે છે તથા થૂંકે છે, અને રાજાની વાણીનું અનુકરણ કરે છે.

हयं वा दन्तिनं वापि रथं वा नृपसत्तम ।
अभिरोहन्त्यनादृत्य हर्षुले पार्थिवे मृदौ ॥ „ ॥ ५४ ॥

અર્થ:—રાજા મૃદુ તથા હાસ્ય કરવાનો સ્વભાવવાળો હોય તો ઉપજીવી સેવક લોક રાજાનો અનાદર કરીને તેની સમાન ઘોડા, હાથી, કે રથ ઉપર ચઢે છે.

इदं ते दुष्करं राजन्निदं ते दुष्टचेष्टितम् ।
इत्येवं सुहृदा वाचं वदन्ते परिषद्गताः ॥ „ ॥ ५९ ॥

અર્થ.—તે લોક સભામાં જઇને "આપ આ કાર્ય કરવાને સમર્થ નથી, આ આપની ખોટી હઠ છે" એ પ્રકારે રાજાને સુહૃદની માફક કહ્યા કરે છે.

क्रीडीतु तेन चेच्छन्ति ससूत्रेणेव पक्षिणा ।
अस्मत्प्रणेयो राजेति लोकाँश्चैव वदन्त्युत ॥ „ ॥ ६० ॥

અર્થ:—જેવી રીતે સૂત્રધાર સૂત્ર વડે પક્ષી આદિના ખેલ કરે છે, તેવી રીતે તેઓ રાજાને નચાવે છે. અને "રાજા અમારી આજ્ઞામાં છે" એમ લોકોને પણ કહે છે. રાજાને સેવકોના બહુ સહવાસમાં રહેવાથી બીજા પણ દોષ લાગે છે. તેથી સેવકોના સહવાસમાં હમેશાં રહેવું યોગ્ય નથી.

स्थानेष्वेव नियोक्तव्या भृत्याश्चाभरणानि च ।
न हि चूडामणिः पादे शोभते वै कदाचन ॥

म. भ. पु. आ. का. अ. १९० श्लो. ११ ॥

અર્થ:—સેવક તથા આભૂષણાદિ સર્વને પોતપોતાના સ્થાનમાં જ યોજવાં જોઇએ. શિરનું ભૂષણ જે ચૂડામણિ છે તેને પગમાં બાંધી શકાતો નથી. અને જે પગનું ભૂષણ હોય તેને શિર ઉપર ધારણ કરાતુ નથી. તેથી સર્વ વસ્તુને યોગ્ય સ્થાનમાં જ રાખવા જોઇએ.

अक्रोधनो ह्यव्यसनी मृदुदण्डो जितेन्द्रियः ।
राजा भवति भूतानां विश्वास्यो हिमवानिव ॥ म. भा.शा.प. अ.५७–२९ ॥

અર્થ:—જે રાજા ક્રોધરહિત છે, તથા શિકાર આદિ વ્યસનથી રહિત છે, તથા મૃદુ દણ્ડ દેનાર અર્થાત્ થોડી કસર બદલ કઠોર દણ્ડ દેતો નથી, અને જીતેન્દ્રિય છે–એવો હિમાલયની માફક સ્થિર બુદ્ધિવાળો રાજા પ્રજાનો વિશ્વાસપાત્ર થાય છે.

तपस्विनो दानशीलाः श्रुतिस्मृतिविशारदाः ।
पौराणिकाः शास्त्रविदो दैवज्ञा मान्त्रिकाश्च ये ॥ शु. नी. अ. २–१२२ ॥
आयुर्वेदविदः कर्मकाण्डज्ञा तान्त्रिकाश्च ये ।
ये चान्ये गुणिनः श्रेष्ठा बुद्धिमन्तो जितेन्द्रियाः ॥ „ १२३ ॥
तान्सर्वान्पोषयेद्भृत्या दानमानैः सुपूजितान् ।
हीयते चान्यथा राजा ह्यकीर्त्तिं चापि विन्दति ॥ „ १२४ ॥

અર્થઃ—રાજા જે લોક તપસ્વી, જ્ઞાની, વેદ તથા ધર્મશાસ્ત્રોમાં નિપુણ, પુરાણોના જ્ઞાતા, શાસ્ત્રોના જ્ઞાતા, જ્યોતિષ્ તથા મન્ત્રશાસ્ત્રના જ્ઞાતા (૧૨૨), તથા વૈદ્યશાસ્ત્ર અને કર્મકાણ્ડના જ્ઞાતા, તથા તાન્ત્રિકો, તથા અન્ય જે ગુણી તથા શ્રેષ્ઠ હોય, બુદ્ધિમાન્ અને જિતેન્દ્રિય હોય (૧૨૩)–તે સર્વનુ નોકરી (ભૃતિ), દાન તથા સત્કાર વડે પુજિત કરીને પોષણ કરે. નહિંતો રાજાની હાનિ થાય છે અને વળી અપકીર્તિ પ્રાપ્ત કરે છે.

दुर्बलानामनाथानां बालवृद्धतपस्विनाम् ।
अन्यायैः परिभूतानां सर्वेषां पार्थिवो गतिः ॥ शंखलि. स्मृ. श्लो. २५ ॥

અર્થ —જે મનુષ્ય દુર્બલ અર્થાત્ કાર્ય કરવામા સમર્થ ન હોય, તથા અનાથ હોય, તથા બાલક, વૃદ્ધ, તપસ્વી તથા અન્યાયથી દબાયલા હોય, તે સર્વની રાજા જ ગતિ છે. તેથી રાજાનું કર્તવ્ય છે કે તે સર્વનુ યથાયોગ્ય પાલન કરવુ.

अबलस्य बलं राजा बालस्य रुदितं बलम् ।
बलं मूर्खस्य मौनं हि तस्करस्यानृतं बलम् ॥ म.ग.पु.आ.का.अ.११५–४१॥

અર્થઃ—નિર્બલનું બલ રાજા છે, બાલકનું બલ રૂદન છે, મૂર્ખનુ બલ મૌન છે, અને ચોરનું બલ મિથ્યા ભાષણ (જૂઠ) છે. તેથી રાજાનો ધર્મ છે કે બાલક તથા વૃદ્ધ તથા ગરીબ આદિ દુર્બલોની રક્ષા કરવી.

अनाथं कृपणं वृद्धं स्त्रियं बालं निरागसम् ।
परिरक्ष धनैः प्राणैर्बुद्ध्या शक्त्या बलेन च ॥
स्का. पु. ख. ३, धर्मा. ख. ३, अ. ११–२६ ॥

અર્થઃ—માટે ધનથી, પ્રાણથી, બુદ્ધિથી, શક્તિથી તથા સેના આદિ બલ વડે પણ અનાથ, દીન, વૃદ્ધ, સ્ત્રી, બાલક, તથા નિરપરાધી (निरागस्–आगस्=અપરાધ) ગરીબ–એ સર્વની રક્ષા કરો.

कृपणानाथवृद्धानां विधवानां च योषिताम् ।
योगक्षेमं च वृत्तिं च तथैव परिकल्पयेत् ॥ अग्नि. पु. अ. २२५–२५ ॥

અર્થઃ—દીન, તથા અનાથ, તથા વૃદ્ધ, તથા વિધવા સ્ત્રી–એ સર્વનું યોગક્ષેમ તથા જીવિકાનો પણ બંદોબસ્ત રાજાએ કરવો જોઇએ.

कारुण्यं संविभागश्च यस्य भृत्येषु सर्वदा ।
संभवेत्स महीपालस्त्रैलोक्यस्यापि रक्षणे ॥ पंच. तंत. त. १–२४ ॥

અર્થ.—જે રાજા પોતાના સેવકો ઉપર દયાળુ છે, તથા સમયાનુસાર તેમને ધન આપે છે, તે રાજા ત્રણ લોકનું પણ રક્ષણ કરવા સમર્થ થાય છે.

अयुक्तकारिणि क्रोधः प्रसादो युक्तकारिणि ।
कर्तव्य इति रूढेयं संसारे भगवन्गतिः ॥ योग. वा. प्र. ४ स. ४२–१४ ॥

અર્થઃ—હે ભગવન્! સંસારમાં અયુક્ત કરનાર ઉપર ક્રોધ થવો અને યુક્ત કાર્ય કરનાર ઉપર પ્રસન્ન થવું એ માર્ગ પ્રસિદ્ધ છે.

शाम्यति ह्यस्त्रमस्त्रेण मलेन क्षाल्यते मलः ।

शमं विषं विषेणैति रिपुणा हन्यते रिपुः ॥ यो. वा. म. ४ स. ४२–१४ ॥

અર્થ:—અસ્ત્રની શાન્તિ અસ્ત્ર વડે થાય છે, વસ્ત્રાદિનો મલ દૂર કરવાને ક્ષારાદિ મલ જ ઉપયોગમાં આવે છે, વિષની શાન્તિ વિષથી થાય છે, અને શત્રુથી જ શત્રુ માર્યો જાય છે.

वनानि दहतो वह्नेः सखा भवति मारुतः ।

स एव दीपनाशाय कृशे कस्यास्ति गौरवम् ॥ पं. तं. त. ३–५७ ॥

અર્થ—અગ્નિ જે વખતે જંગલને ખૂબ બાળતો હોય તે વખતે પવન તેને મદદ કરે છે. તેજ પવન દીવાને અર્થાત્ નાના અગ્નિને બુઝાવી દે છે. તેથી દુર્બલ(કૃશ)નું ગૌરવ નથી. બલવાનનું જ સંસારમાં ગૌરવ છે.

आसन्नमेव नृपतिर्भजते मनुष्यं विद्याविहीनमकुलीनमसंस्कृतं वा ।

प्रायेण भूमिपतयः प्रमदा लताश्च यत्पार्श्वतो भवति तत्परिवेष्टयन्ति ॥

पं० तं० त० १–३५ ॥

અર્થ:—રાજા વિશેષે કરીને જે હમેશાં પોતાની પાસે આવનાર હોય અર્થાત્ જેની સાથે વિશેષ સહવાસ હોય છે તેનો વિશ્વાસ કરી લે છે, અને તેની સાથે જ પ્રીતિ પણ કરે છે. તેવી રીતે સ્ત્રી પણ પોતાની સાથે અધિક પરિચયમાં આવેલા મનુષ્યની સાથે પ્રેમ કરે છે, પછી તે મનુષ્ય ચહાય વિદ્યા રહિત હોય, અથવા અકુલીન હોય, અથવા સંસ્કાર શૂન્ય હોય, અથવા અપવિત્ર હોય–તે વાતનો રાજા કે સ્ત્રી વિચાર કરતાં નથી, અને વિશ્વાસ કરે છે. લતા પણ પોતાની પાસે સ્થિત વસ્તુને જ લપેટાય છે ચહાય તે ઝેરી હોય. માટે તે બનેઓ બહુ પરીક્ષા કરીને જ સોબત કરવી જોઇએ.

---

ઇતિ દણ્ડનીતિ નિરૂપણ અ. ૬. સર્ગ. ૬. સમાપ્ત.



## અધ્યાય ૬. સ. ૭.

### દૈવી આપત્તિ તથા માનુષી આપત્તિ.

વળી રાજા પોતાના દેશમાં આવેલી દૈવી આપત્તિનો તથા માનુષી આપત્તિનો પણ પ્રતિકાર કરે એ ઈષ્ટ છે. કેટલાક આચાર્યના મતમાં દૈવી આપત્તિ પાંચ છે. કૌટિલ્ય આચાર્યના મતમાં-

दैवान्यष्टौ महाभयानि ॥ कौ० अ० अधि० ४, अ० ३ सू० १ ॥

अग्निरुदकं व्याधिर्दुर्भिक्षं मूषिका व्यालाः सर्पा रक्षांसीति ,, ॥ २ ॥

અર્થ:—અગ્નિ, જલ, બિમારી, દુકાળ, ઉંદર, વ્યાઘ્ર (વ્યાલ), સર્પ અને રાક્ષસ—એ દૈવયોગથી થતા આઠ મહાભય છે.

तेभ्यो जनपदं रक्षेत् ॥ ,, ॥ ३ ॥

અર્થ:—તેમનાથી લોકોની રક્ષા કરવી.

અગ્નિ પુરાણમાં દૈવી આપત્તિ પાંચ બતાવી છે:—

हुताशनो जलं व्याधिर्दुर्भिक्षं मरकं तथा ।

इति पञ्चविधं दैवं व्यसनं मानुषं परम् ॥ अग्नि. पु. अ २४१ श्लो. १४,५ ॥

અર્થ:—અગ્નિ, જલ, મહારોગ, દુકાળ અને અકાલ મરણ(मरक)—એ પાંચને જ અગ્નિપુરાણમાં દૈવી આપત્તિ કહી છે. અને કૌટિલ્યે અકાલ મરણને છોડી બીજી ચાર દૈવી આપત્તિ અધિક કહી છે. તે સર્વ મળી નવ પ્રકારની દૈવી આપત્તિ છે. તેથી અતિરિક્ત પાંચ માનુષ આપત્તિ છે. તેમાંથી રાજાએ પ્રજાની રક્ષા કરવી જોઇએ.

આ આપત્તિઓ પ્રાણીઓના અદૃષ્ટવશાત્ દુઃખ ભોગવાવવાને માટે આવે છે. રાજાએ ઘરને શાસ્ત્રોક્ત ઉપાયથી એવી રીતે બનાવરાવવું કે તેને અગ્નિ લાગે નહીં. જલથી બચવાને માટે ચાતુર્માસમાં નદીના કિનારાના ગ્રામવાળાને દૂર વસાવવા, તથા તરવાને માટે અનેક પ્રકારનાં સાધન તથા મનુષ્યનો પ્રબંધ કરી રાખવો. અતિવૃષ્ટિથી બચવાને માટે અથર્વ વેદાદિમાં કહેલી રીતિથી તેની શાન્તિના ઉપાય કરવા જોઇએ.

दैवं पुरुषकारेण शान्त्या च प्रशमं नयेत् ॥ अग्नि० पु० अ० २४१—१५ ॥

અર્થ:—દૈવી આપત્તિને અથર્વવેદ આદિ ગ્રન્થોમાં કહેલા શાન્તિ આદિક ઉપાય વડે, તથા પૂર્વોક્ત ઉપાય વડે, તથા ઔષધાદિકના ઉપયોગ વડે નિવૃત્ત કરવી જોઇએ.

दुर्भिक्षे राजा बीजभक्तोपग्रहं कृत्वानुग्रहं कुर्यात् ॥कौ.अ.अधि.४,अ.३सू.२२॥

અર્થ:—દુર્ભિક્ષ પડતાં રાજાએ બીજ તથા ખાવાનું અન્ન આદિ આપીને પ્રજા ઉપર અનુગ્રહ કરવો.

दुर्गसेतुकर्म वा भक्तानुग्रहेण भक्तसंविभागं वा देशनिक्षेपं वा ॥

कौ० अ० अधि० ४, अ० ३ सू. २३ ॥

અર્થ:—અથવા ક્ષુધાથી પીડિત મનુષ્યોને ઉચિત મજુરી આપીને તેમની પાસે દુર્ગ અથવા સેતુ આદિ નિર્માણ કરાવે. અને જેઓ કાર્ય કરવામાં અસમર્થ હોય તેમને કેવલ અન્ન આપે. અથવા કષ્ટ સમયે તે લોકોને સમીપના બીજા દેશમાં મોકલવાનો પ્રબન્ધ કરે.

मित्राणि वाप्याश्रयेत् ॥ ,, ॥ २४ ॥

उद्यानेषु विहारेषु प्रपास्वावसथेषु च ।
पानागारे प्रवेशेषु तीर्थेषु च सभासु च ॥म.भा.शा. प० अ १४० श्लो. ४१॥
धर्माभिचारिणः पापाश्चौरा लोकस्य कण्टकाः ।
समागच्छन्ति तान्बुद्ध्वा नियच्छेच्छमयीत च ॥ ,, ॥ ४२ ॥

અર્થ —કપટધર્મનુ આચરણ કરનાર, લોકોના કંટકરૂપ દુરાચારી લોક બગીચાઓમા, તથા વિહારના સ્થાનોમા, તથા પરબોમા અથવા જળ પીને વિશ્રાન્તિ કરવાના સ્થાનોમા, ધર્મશાળામા, દારૂના પીઠામા, લોકોને પ્રવેશ કરવાના મંદિરાદિ સ્થાનોમા, તીર્થોમા તથા લોકોને એકઠા મળવાના સભાઆદિ સ્થાનોમા, કપટવેષ ધારણ કરીને ભ્રમણ કરે છે માટે તે લોકોને શોધી કાઢીને દંડ દઇ તેમના ઉપદ્રવને શાન્ત કરવો જોઇએ

न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत् ।
विश्वासाद्भयमभ्येति नापरीक्ष्य च विश्वसेत् ॥ ,, ॥ ४३ ॥

અર્થ —જે મનુષ્ય વિશ્વાસ યોગ્ય નથી તેનો કદાપિ વિશ્વાસ ન કરવો અને વિશ્વાસુ મનુષ્યનો પણ અત્યન્ત વિશ્વાસ ન કરવો અને પરીક્ષા કર્યા વિના પણ કોઇનો વિશ્વાસ ન કરવો, કેમકે એકદમ વિશ્વાસથી કદાપિ નાના પ્રકારના ભય ઉત્પન્ન થાય છે

आचारप्रेरको राजा ह्येतत्कालस्य कारणम् ।
यदि कालः प्रमाणं हि कस्माद्धर्मोऽस्ति कर्तृषु ॥ शु० नी० अ० १–२२ ॥

અર્થ —લોકોને સદાચારમા રાખનાર રાજા છે, કેમકે રાજાજ કાળનુ કારણ છે જો કલિયુગાદિ કાળજ સર્વ ધર્મનુ કારણ (પ્રમાણ) હોય અર્થાત્ તેને અનુસાર ધર્મ થાય છે એમ જો કહેતા હો તો ધર્માચારી લોકે કોઇ પણ ધર્મ કરવો જોઇતો નથી કલિયુગના નિયમને અનુસાર સર્વે એ અધર્મ જ કરવો જોઇતો હતો પરન્તુ તેવુ તો જોવામા આવતુ નથી માટે રાજાજ કાળ છે કાળના બહાનાથી ધર્મનુ દુર્લક્ષ્ય ન કરવુ કાળધર્મ તો તેનેજ કહેવાય કે જે સર્વને બાધા કરતો હોય, જેમ પોષ મહિનાની ટાઢી અને જ્યેષ્ઠ માસની ગરમી

यथा मधु समादत्ते रक्षन्पुष्पाणि षट्पदः ।
तद्वदर्थान्मनुष्येभ्य आदद्यादविहिंसया ॥ म भा उ प. अ. ३४–१७ ॥

અર્થ —જેવી રીતે ભ્રમર પુષ્પની રક્ષા કરતા સતા મધુને ગ્રહણ કરે છે, તેવી રીતે મનુષ્યોને દુઃખ પહોચાડ્યા વિના તેમનુ ધન લેવુ જોઇએ

पुष्पं पुष्पं विचिन्वन्ति मूलच्छेदं न कारयेत् ।
मालाकार इवारामे न यथाङ्गारकारकः ॥ ,, ॥ १८ ॥

અર્થ —જેવી રીતે માળી બાગમાથી પુષ્પ પુષ્પ લે છે, છોડના મૂળને કાપતો નથી, તેવી રીતે રાજા કે અન્ય કોઇ પણ બીજા મનુષ્ય પાસેથી કાર્ય કરાવી લેવુ પરન્તુ જેવી રીતે લાકડાના કોલસા પાડનાર મનુષ્ય વૃક્ષને જડમાથી કાપીને બાળી મૂકે છે, તેવી રીતે મનુષ્યનો નાશ થાય તેવુ કાર્ય કરાવવુ નહી, કેમકે રાજાને પ્રજાના માતપિતા રૂપ કહ્યો છે તેથી માતા પિતાની માફક રાજાએ પણ પ્રજાના હિતનુ ચિન્તન કરવુ જોઇએ, તથા તેના ઉપર દયા કરવી જોઇએ.

तस्मान्नित्य दया कार्या चातुर्वर्ण्ये विपश्चिता ।
धर्मात्मा सत्यवाक्चैव राजा रञ्जयति प्रजाः ॥म.भा. शा.प. अ.५६–३६ ॥

અર્થ—બુદ્ધિમાન્ રાજાએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણોની પ્રજા ઉપર દયા કરવી જોઈએ ધર્માત્મા તથા સદાચારી રાજાએ પ્રજાને અવશ્ય રંજન કરવી જોઈએ.

न चाददीत वित्तानि सतां हस्तात्कदाचन ।
असद्भ्यश्च समादद्यात्सद्भ्यस्तु प्रतिपादयेत् ॥ म भा शा.प. अ. ५७–२१॥

અર્થ—રાજાએ સત્પુરૂષોની પાસેથી કદાપિ પણ કર વગેરે રૂપે ધન લેવું નહી જોઈએ, અને દુર્જનોની પાસેથી લેવું ઠીક છે સત્પુરૂષોને તો આપવું સારૂં છે.

स्वयं प्रहर्ता दाता च वश्यात्मा रम्यसाधनः ।
काले दाता च भोक्ता च शुद्धाचारस्तथैव च ॥ „ ॥ २२ ॥

અર્થ—રાજાએ યુદ્ધ કરવામાં નિપુણ થવું જોઈએ, તથા ક્ષુદ્રતાથી રહિત ઉદારચિત્ત, જીતેન્દ્રિય, તથા નાના પ્રકારના ઉત્તમ સાધન વાળો, સમયાનુસાર દાન કરનાર, તથા ભોગી પણ થવું જોઈએ, તેમજ શુદ્ધ આચરણ વાળા થવું જોઈએ

शूरान्भक्तानसंहार्यान्कुले जातानरोगिणः ।
शिष्टाञ्शिष्टाभिसंबन्धान्मानिनोऽनवमानिनः ॥ „ ॥ २३ ॥
विद्याविदो लोकविदः परलोकान्ववेक्षकान् ।
धर्मे च निरतान्साधूनचलानचलानिव ॥ „ ॥ २४ ॥
सहायान्सततं कुर्याद्राजा भूतिपरिष्कृतः ।
तैश्च तुल्यो भवेद्भोगैश्छत्रमात्राज्ञयाधिकः ॥ „ ॥ २५ ॥

અર્થ—વિભૂતિ વાળા રાજાએ, શૂરવીરને સ્વામીભક્તને, તથા જે રાજ્યધનનું હરણ ન કરતા હોય, કુલીન હોય, અરાગી હોય, શિષ્ટાચાર યુક્ત હોય, તથા જેના બન્ધુપરિવારમાં પણ શિષ્ટ લોક હોય, જે સર્વને માન દેનાર હોય અને કોઇનું અપમાન ન કરતા હોય, (૨૩), તથા જે વિદ્વાન્ હોય, લોકવ્યવહાર જાણતા હોય, પરલોકનું નિરીક્ષણ કરનાર હોય, તથા ધર્મમાં તત્પર હોય તથા સાધુ હોય, અને પર્વતોની માફક જે સ્થિર સ્વભાવવાળા હોય અર્થાત્ બીકથી ગભરાય એવા ન હોય-તેવા પુરૂષોને પોતાના સહાયક બનાવવા, અને તેમની સાથે સમાનભાવથી વિષયાદિને ભોગવ માન છત્ર ધારણ કરવામાં, વૈભવમાં, અને આજ્ઞા કરવામાં રાજા તેમનાથી અધિક રહે

प्रत्यक्षा च परोक्षा च वृत्तिश्चास्य भवेत्समा ।
एवं कृत्वा नरेन्द्रोऽपि न खेदमिह विन्दति ॥ „ ॥ २६ ॥

અર્થ—પ્રત્યક્ષ અને પરાક્ષમાં પણ તેમના ઉપર સમાન વૃત્તિ રાખવી એ પ્રમાણે કરવાથી રાજાને દુઃખના ભાગી થવું પડતું નથી

पुत्रा इव पितुर्गेहे विषये यस्य मानवाः ।
निर्भया विचरिष्यन्ति स राजा राजसत्तमः ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—જેવા રીતે પુત્રો પિતાના ઘરમાં નિર્ભય થઇને રહે છે, તેવી રીતે જેના રાજ્યમાં મનુષ્યો નિર્ભય થઇને વિચરે છે તે રાજા સર્વ રાજામાં શ્રેષ્ઠ છે.

**न यस्य कूटं कपटं न माया न च मत्सरः ।**

**विषये भूमिपालस्य तस्य धर्मः सनातनः ॥ ,, ॥ ३७ ॥**

અર્થ.—જે રાજાના રાજ્યમા જૂઠ, કપટ, માયા, મત્સર, આદિ અધર્મ નથી હોતા, તેનો ધર્મ સનાતન છે.

**चातुराश्रमधर्माश्च यतिधर्माश्च पाण्डव ।**

**लोकवेदोत्तराश्चैव क्षात्रधर्मे समाहिताः ॥ म० भा० शा० प० अ० ६४—१॥**

અર્થ —હે પાણ્ડવ(યુધિષ્ઠિર)! આ રાજધર્મમાં ચારે આશ્રમના ધર્મ તથા વૈદિક ધર્મ તથા અતિવર્ણાશ્રમના ધર્મ, તથા લૌકિક તથા વૈદિક ધર્મથી અન્ય બાકીના અવૈદિક ધર્મ અન્તર્ભૂત છે.

---

ઇતિ દૈવી તથા માનુષી આપત્તિવર્ણન અ૦ ૬. સ. ૭ સમાપ્ત



## અધ્યાય ૬. સર્ગ. ૮.

### રાજભેદ.

રાજધર્મ જાણવાને અંગે રાજા કેટલા પ્રકારના છે તે પણ જાણવું જોઇએ, તે માટે તે કહીએ છીએઃ—

लक्षकर्षमितो भागो राजतो यस्य जायते ।
वत्सरे वत्सरे नित्यं प्रजानां त्वविपीडनैः ॥शु० नी० अ० १ श्लो० १८२॥
सामन्तः स नृपः प्रोक्तो यावल्लक्षत्रयावधि ॥ ॥ १८३ ॥

અર્થઃ—જે રાજાને રાજ્યમાંથી હમેશાં દર વર્ષે પ્રજાને પીડા થયા વિના એક લાખ કર્ષથી ત્રણ લાખ કર્ષ પર્યન્તનો ભાગ મળે છે તે રાજા **સામન્ત** કહેવાય છે. ( અહીં સોળ માષાના વજનના સોનાના શિક્કાને એક કર્ષ સમજવો. )

तदूर्ध्वं दशलक्षान्तो नृपो माण्डलिकः स्मृतः॥ ॥ १८३ ॥

અર્થઃ—ત્રણ લાખ કર્ષથી અધિક દશ લાખ કર્ષ પર્યન્તનો ભાગ જે રાજાને મળે છે તે માણ્ડલિક કહેવાય છે.

तदूर्ध्वं तु भवेद्राजा यावद्विंशतिलक्षकः ।
पञ्चाशल्लक्षपर्यन्तो महाराजः प्रकीर्तितः ॥ ॥ १८४ ॥

અર્થઃ—અને દશ લાખથી વીસ લાખ પર્યન્તનો ભાગ પ્રાપ્ત કરનાર **રાજા** કહેવાય છે, અને વીસ લાખથી પચાસ લાખ પર્યન્તનો ભાગીદાર રાજા **મહારાજા** કહેવાય છે,

ततस्तु कोटिपर्यन्तः स्वराट् सम्राट् ततः परम् ।
दशकोटिमितो यावद्विराट् तु तदनन्तरम् ॥ ॥ १८५ ॥
पंचाशत्कोटिपर्यन्तः सार्वभौमस्ततः परम् ।
सप्तद्वीपा च पृथिवी यस्य वश्या भवेत्सदा ॥ ॥ १८६ ॥

અર્થઃ—પચાસ લાખથી એક કરોડ પર્યન્તનો ભાગીદાર રાજા **સ્વરાટ્** કહેવાય છે, અને એક કરોડથી દશ કરોડ પર્યન્તના રાજા **સમ્રાટ** કહેવાય છે. અને દશ કરોડથી પચાસ કરોડ પર્યન્તનો રાજા **વિરાટ્** અને તે ઉપરાંત જેના વંશમાં સાત દ્વીપ વાળી પૃથિવી હોય તે રાજા **સાર્વભોમ** કહેવાય છે. કૌટિલ્યે ચક્રવર્તી રાજાનું લક્ષણ નીચે પ્રમાણે કર્યું છેઃ—

तस्यां हिमवत्समुद्रान्तरमुदीचीनं योजनसहस्रपरिमाणं तिर्यक्चक्रवर्तिक्षेत्रम् ॥
कौ० अ० अधि० अ० १ सू० १७ ॥

અર્થઃ—પૃથિવી ઉપર હિમાલયથી દક્ષિણ સમુદ્ર પર્યન્ત અર્થાત્ ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં સમુદ્ર એ અને બંનેની વચમાંનો એક હજાર યોજન પરિમાણવાળા અને ત્રાંસા એટલે પૂર્વપશ્ચિમ અર્થાત્ પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર પર્યન્તના દેશને ચક્રવર્તિ ક્ષેત્ર કહે છે. અર્થાત્ આટલા પ્રદેશમાં શાસન કરનાર રાજા ચક્રવર્તી કહેવાય છે, અને આગળ જે ચક્રવર્તી રાજાઓ થઈ ગયા તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ—

मान्धाता धुन्धुमारश्च हरिश्चन्द्रः पुरूरवाः ।
भरतः कार्तवीर्यश्च षडेते चक्रवर्तिनः ॥ स्का०पु०ख०६०अ०२६८श्लो०४ ॥

---

ઇતિ રાજભેદનિરૂપણ અ० ૬ સ० ૮. સમાપ્ત,

## અ૦ ૬. સર્ગ ૯.

### રાજપ્રકૃતિનું વર્ણન.

પૂર્વે કહેલી રીતે સર્વ પ્રકારની પ્રજાની રક્ષા કરવાને ઉપર કહેલા સામન્તાદિ રાજાઓએ પુરોહિતાદિ પ્રકૃત્તિને નિયુક્ત કરવી ઇષ્ટ છે. શુક્રનીતિમાં રાજાની ૧૦ પ્રકારની પ્રકૃતિ કહી છે તે નીચે પ્રમાણે:—

पुरोधाश्च प्रतिनिधिः प्रधानः सचिवस्तथा ।
मन्त्री च प्राड्विवाकश्च पण्डितश्च सुमन्त्रकः ॥ શુ૦ ની૦ અ૦ ૨ શ્લો૦૬૯॥
अमात्यो दूत इत्येता राज्ञः प्रकृतयो दश ॥ ॥ ૭૦ ॥

અર્થ:—૧. પુરોહિત, ૨. પ્રતિનિધિ (જેનો મુકામ કાયમ હોય છે), ૩. પ્રધાન, ૪. સચિવ, ૫. મન્ત્રી, ૬. ન્યાયાધીશ (પ્રાડ્વિવાક–प्राट्+विवाक)–કોઈ તેને પ્રાડ્વિવેક પણ કહે છે, ૭. પંડિત, ૮. સુમન્ત્ર, ૯. અમાત્ય અને ૧૦. દૂત એ રાજાની દશ પ્રકૃતિ હોય છે.

पुरोधाः प्रथमं श्रेष्ठः सर्वेभ्यो राजराष्ट्रभृत् ।
तदनु स्यात्प्रतिनिधिः प्रधानस्तदनन्तरम् ॥ શુ૦ ની૦ અ૦ ૨–૭૪ ॥
सचिवस्तु ततः प्रोक्तो मन्त्री तदनु चोच्यते ।
प्राड्विवाकस्ततः प्रोक्तः पण्डितस्तदनन्तरम् ॥ ,, ॥ ૭૫ ॥
सुमन्त्रस्तु ततः ख्यातो ह्यमात्यस्तु ततः परम् ।
इतस्ततः क्रमादेते पूर्वश्रेष्ठा यथा गुणाः ॥ ,, ॥ ૭૬ ॥

અર્થ:—સર્વમાં શ્રેષ્ઠ અને પ્રથમ અને સંપૂર્ણ રાજ્યનું પાલન કરનાર પુરોહિત છે. પુરોહિત પછી પ્રતિનિધિ, અને પ્રતિનિધિ પછી પ્રધાન હોય છે. (૭૪) તેના પછી સચિવ, સચિવ પછી મન્ત્રી, મન્ત્રી પછી ન્યાયાધીશ (પ્રાડ્વિવાક), અને તેના પછી પણ્ડિત હોય છે (૭૫). પંડિત પછી સુમન્ત્ર, તેના પછી અમાત્ય, અને તે પછી દૂત. તે સર્વ અનુક્રમે પૂર્વ પૂર્વ ગુણોને અનુસાર શ્રેષ્ઠ છે.

કેટલાક ઋષિ લોકોના મતમાં પ્રકૃતિ (king's ministers) આઠ છે.
પુરોહિતનાં લક્ષણ નીચે મુજબ છે.

मन्त्रानुष्ठानसंपन्नस्त्रैविद्यः कर्मतत्परः ।
जितेन्द्रियो जितक्रोधो लोभमोहविवर्जितः ॥ ॥ શુ૦ ની૦ અ૦ ૨ ૭૭ ॥
षडंगवित्सांगधनुर्वेदविच्चार्थधर्मवित् ।
यत्कोपभीत्या राजाऽपि धर्मनीतिरतो भवेत् ॥ ,, ૭૮ ॥
नीतिशास्त्रास्त्रव्यूहादिकुशलस्तु पुरोहितः ।
सैवाचार्यः पुरोधा यः शापानुग्रहयोः क्षमः ॥ ॥ ૭૯ ॥

અર્થ:—મન્ત્રોના અનુષ્ઠાન યુક્ત, વેદોનો જ્ઞાતા, કર્મમાં તત્પર, જીતેન્દ્રિય, ક્રોધને જેણે જીત્યો હોય, તથા લોભ અને મોહથી રહિત હોય, (૭૭), વેદનાં વ્યાકરણાદિ ૭ અંગોનો જ્ઞાતા, અંગસહિત ધનુર્વેદનો જ્ઞાતા, અર્થ અને ધર્મનો જ્ઞાતા, જેના કોપના ભયથી રાજા

પણ ધર્મ અને નીતિમા તત્પર રહે એવો (૭૮), નીતિશાસ્ત્ર તથા અસ્ત્રવિદ્યા તથા યુદ્ધની નાના પ્રકારની વ્યૂહરચના આદિમા કુશળ હોય, તે પુરોહિત હોય છે અને તેજ આચાર્ય પણ છે અને પુરોહિત એવો હોવા જોઈએ કે જે શાપ દેવામા તેમ અનુગ્રહ કરવામા સમર્થ હોય (૭૯)

कार्याकार्यप्रविज्ञाता स्मृत प्रतिनिधिस्तु स ।
सर्वदर्शी प्रधानस्तु सेनावित्सचिवस्तथा ॥ „ ॥ ८३ ॥

અર્થ —કાર્ય અને અકાર્યને જે વિશેષ કરીને જાણે છે તેને **પ્રતિનિધિ** કહે છે. રાજાના સપૂર્ણ કાર્યોનો જે દ્રષ્ટા હોય તેને **પ્રધાન** કહે છે. અને જે સેનાનો જ્ઞાતા હોય તેને **સચિવ** કહે છે

मन्त्री तु नीतिकुशल पण्डितो धर्मतत्त्ववित् ।
लोकशास्त्रनयज्ञस्तु प्राड्विवाकः स्मृत सदा ॥ „ ॥ ८४ ॥

અર્થ —જે નીતિમા કુશળ હોય તેને **મન્ત્રી**, અને ધર્મતત્ત્વનો જે જ્ઞાતા હોય તેને **પણ્ડિત**, અને લોક તથા શાસ્ત્રની નીતિનો જે જ્ઞાતા તેને **પ્રાડ્વિવાક**(ન્યાયાધીશ) કહે છે.

देशकालप्रविज्ञाता ह्यमात्य इति कथ्यते ।
आयव्ययप्रविज्ञाता सुमन्त्रः स च कीर्तित ॥ „ ॥ ८५ ॥

અર્થ —દેશ કાળના જ્ઞાતાને **અમાત્ય** કહે છે ઉપજ ખર્ચનો જે જ્ઞાતા તેને **સુમન્ત્ર** કહે છે.

इङ्गिताकार चेष्टाज्ञ स्मृतिमान्देशकालवित् ।
षाड्गुण्यमन्त्रविद्वाग्मी वीतभीर्दूत इष्यते ॥ „ ॥ ८६ ॥

અર્થ —બીજાના નેત્ર, મુખ, આદિની ચેષ્ટાથી અન્તઃકરણના ભાવને જાણનાર, સ્મૃતિશક્તિવાળો, અને દેશકાળનો જ્ઞાતા, મન્ત્રવેત્તા, યથાર્થ અને ધીરતાથી બોલનાર, તથા ભયથી રહિત એ પ્રકારના ૭ ગુણવાળો **દૂત** કહેવાય છે

આ પ્રમાણે દશે પ્રકૃતિના લક્ષણ કરીને હવે તે દરેકના કર્તવ્ય કહેવામા આવે છે
પુરોહિતનુ કર્તવ્ય તેના લક્ષણ સાથે કહેવામા આવ્યુ છે પ્રતિનિધિ આદિનુ કર્તવ્ય નીચે કહેવામા આવે છે —

अहितं चापि यत्कार्यं सद्यः कर्तु यथोचितम् ।
अकर्तुं यद्धितमपि राज्ञः प्रतिनिधिः सदा ॥ „ ॥ ८७ ॥
बोधयेत्कारयेत्कुर्यान्न कुर्यान्न प्रबोधयेत् ।
सत्यं वा यदि वाऽसत्यं कार्यजातं च यत् किल ॥ „ ॥ ८८ ॥

અર્થ —રાજાનુ અહિત કાર્ય, તથા તત્કાળ કરવા યોગ્ય કાર્ય, તથા હિત હોવા છતા જે તત્કાળ કરવા યોગ્ય ન હોય તે સર્વ રાજાનો પ્રતિનિધિ જાણે. (૮૭). અને જે સત્ય કાર્ય હોય તેને જણાવે તથા કરાવે તથા પોતે કરે, અને જે અસત્ય કાર્ય હોય તે ન તો પોતે કરે, ન તો બીજાને જણાવે (૮૮)

सर्वेषां राजकृत्येषु प्रधानस्तद्विचिन्तयेत् ।
गजानां च तथाऽश्वानां रथानां पदगामिनाम् ॥ „ ॥ ८९ ॥
सुदृढानां तथोष्ट्राणा वृषाणां सद्य एव हि ।
वाद्यभाषासुसंकेतव्यूहाभ्यसनशालिनाम् ॥ „ ॥ ९० ॥

અર્થ —મપૂર્ણ પ્રકૃતિઓના ગજાર્યોમા પ્રધાન સત્યાસત્યનુ ચિન્તન કરે તથા હાથી, ઘોડા, રથ, પદાતિ, દઢ ઉંટ અને બળદની પ્રધાન પરીક્ષા કરે તથા વાજાના મકેત તથા વ્યૂહરચનાના અભ્યાસીઓના આચરણને પણ તપાસે (૯૦) વળી સર્વ દિશામા જનાર, મધ્યમ ઉત્તમ કર્મ કરનાર, રાજકીય મુદ્રાધારી તથા અસ્ત્રધારી સેનિકોના આચરણ, તથા અસ્ત્ર અને શસ્ત્રધારી લોકોની નવીનતા તથા યોઉમ્વાગેનુ કાર્ય કરવાનુ સામર્થ્ય, તથા કેટલા પ્રાચીન છે તથા કેટલા નવીન છે તે-સર્વનીચિન્તા પણ પ્રધાન રાખે અને કોણ કયુ કાર્ય કરવામા અસમર્થ છે, તથા દારૂગોળા સહિત શસ્ત્ર કેટલા છે, તથા યુદ્ધને યોગ્ય સમાન કેટલો છે તે સર્વની ચિન્તા પણ પ્રધાન રાખે (૯૧-૯૩)

**सचिवश्चापि तत्कार्यं राज्ञे सम्यग्निवेदयेत् ।**

**साम दानञ्च भेदश्च दण्डः केषु कदा कथम् ॥ ॥ ९४ ॥**

અર્થ —સચિવ પણ પર્વોક્ત કાર્યને રાજાની આગળ નિવદન કરે અને સામ, દાન ભેદ અને દણ્ડ કોને કરવો તથા ક્યા સમયે કરવો, તથા કેવી રીતે કરવો તે રાજાને મન્ત્રી નિવેદન કરે વળી પૂર્વોક્ત દણ્ડોનુ ઉત્તમ, મધ્યમ કે અ પ શુ ફળ થશે તેનુ મપૂર્ણ ચિન્તન તથા નિશ્ચય કરીને મન્ત્રી રાજાને નિવેદન કરે વળી વ્યવહારમા સાક્ષી લોકે તથા કપટી મનુષ્યોએ જે કહ્યુ છે તથા લખ્યુ છે તેના ઉપર વિચાર કરીને અનર્થ તથા અર્થને રાજાની પ્રતિ નિવેદન કરે તથા શાસ્ત્રમા અનેક કાર્યોને માટે અનેક પ્રકારના સાધન બતાવ્યા હોય તેમાથી ક્યા કાર્યને માટે કયુ સાધન યોગ્ય છે તેનો પ્રત્યક્ષ તથા અનુમાન તથા ઉપમાન પ્રમાણથી નિર્ણય કરીને મન્ત્રી રાજાને નિવેદન કરે એ પ્રમાણે મન્ત્રીનુ કર્તવ્ય છે (૯૪-૯૭) અને—

**बहु संमतसंसिद्धान्विनिश्चित्यसभास्थित ।**

**स सभ्य प्राड्विवाकस्तु नृपं संबोधयेत्सदा ॥ „ ॥ ९८ ॥**

અર્થ —સભ્યો સહિત સભામા બેસીને બહુમતથી સિદ્ધ થયેલી વાતનો નિશ્ચય કરીને પ્રાડ્વિવાક (ન્યાયાધીશ) રાજાને નિવેદન કરે

**वर्तमानाश्च प्राचीना धर्मा के लोकसंश्रिता ।**

**शास्त्रेषु के समुद्दिष्टा विरुध्यन्ते च केऽधुना ॥ „ ॥ ९९ ॥**

**लोकशास्त्रविरुद्धा के पण्डितस्तान्विचिन्त्य च ।**

**नृपं संबोधयेत्तैश्च परत्रेह सुखप्रदैः ॥ „ ॥ १०० ॥**

અર્થ —ક્યા ક્યા વર્તમાન તથા પ્રાચીન ધર્મ લોકમા પ્રચલિત છે, અને શાસ્ત્રમા ક્યા ધર્મ કહેલા છે, અને હાલમા ક્યા ધર્મ શાસ્ત્રની વિરુદ્ધ છે, વળી ક્યા ધર્મ લોક અને શાસ્ત્ર બન્નેની વિરૂદ્ધ છે તેનો વિચાર કરીને ક્યા ધર્મ આ લોકમા અને પરલોકમા સુખદાયક છે તેને રાજા પ્રતિ નિવેદન કરવુ તે પણ્ડિતનુ કામ છે

**इयच्च सचित द्रव्यं वत्सरेऽस्मिंस्तृणादिकम् ।**

**व्ययीभूतमियच्चैव शेषं स्थावरजंगमम् ॥ „ ॥ १०१ ॥**

**इयदस्तीति वै राज्ञे सुमन्त्रो विनिवेदयेत् । , ॥ १०२ ॥**

અર્થ —આ વર્ષમા આટલુ તૃણાદિ દ્રવ્ય સચય થયુ છે અને તેમાથી આટલુ ખર્ચ થયુ છે, અને આટલુ વૃક્ષાદિ સ્થાવર, તથા આટલુ પશુઆદિ જગમ, શેષ રહ્યુ છે એ સર્વ વાત સુમન્ત્ર રાજા પ્રતિ નિવેદન કરે

અર્થ—માટે કાર્ય કરવાની યોગ્યતા જોઈને તેને બી ન ાર્યમા નિયુક્ત ગો, અને તેની જગ્યાએ તેના કોઈ અનુયાયીને નિયુક્ત કરે

આ પ્રમાણે પ્રકૃતિઓને નિયુક્ત કરીને જૂદા જૂદા નાર્યમા જૂદા જૂદા અધ્યક્ષોને નિયુક્ત કરવા

મન્ત્રી આદિના મનની પવિત્રતા ગુપ્ત રીતે ગજાએ જાણી જોઈએ એવા પુરૂષોને અધિકારીઓ નિમવા જોઈએ કે જેથી તેને દણ્ડ દેવામા આવે તો પાછળથી રાજાને પશ્ચાત્તાપ ન થાય કૌટિલ્ય કહે છે કે —

**सामुदायिकेष्ववक्लृप्तिकं यमुपहत्य न राजाऽनुतप्येत ॥**

कौ० अ० अधि० २, अ० ७ सू० ५ ॥

અર્થ—એક જ કર્મ કરનાર બહુ કર્મચારીઓમાથી તેને જ અધ્યક્ષ બનાવવો કે જે કાર્ય કરવામા સર્વથી નિપુણ હોય જો કર્મચારી સર્વ સમાન જ નિપુણ હોય તથા સમાન ગુણવાળા હોય તોપણ તેમા શુદ્ધ વ્યવહારને કારણે જેની સારી કીર્તિ હોય તેને અધ્યક્ષ બનાવવો જોઈએ તેમા પણ તેને અધ્યક્ષ બનાવવો જોઈએ કે જેને અપરાધ થતા દણ્ડ દેવાથી પશ્ચાત્ ગજાને પશ્ચાત્તાપ ન થાય, અર્થાત્ પોતાના નિકગના સબન્ધી તથા બ્રાહ્મણાદિને અધ્યક્ષપદ ઉપર નિયુક્ત ન કરે.

સનિધાતા( કોશાધ્યક્ષ ), સમાહર્તા અર્થાત્ રાજાનો કર વસુલ કરનાર ( જેને હાલ કલેકટર કહે છે તે ), અક્ષપટલાધ્યક્ષ—ગજા સબન્ધી ધનના આવ-વ્યયનુ લખાણ જે સ્થાનમા બેસીને કરવામા આવે છે તેને અક્ષપટલ કહે છે, અને તેના અધ્યક્ષને અક્ષપટલાધ્યક્ષ કહે છે, આકરાધ્યક્ષ અર્થાત્ ખાણોના અધ્યક્ષ, સુવર્ણાધ્યક્ષ અર્થાત્ ખાણમાથી કાઢેલા સોના ચાદી આદિ ધાતુઓનુ જે સ્થાનમા શોધન કરીને તૈયાર કરવામા આવે છે તેને અક્ષશાલા કહે છે તેનુ નિરીક્ષણ કરનાર અધ્યક્ષને સુવર્ણાધ્યક્ષ કહે છે, અને કોષ્ઠાગારાધ્યક્ષ—અર્થાત્ અન્ન તેલ આદિ ખાવાના પદાર્થ જે સ્થાનમા જમે રહે છે તે સ્થાનનુ નામ કોષ્ઠાગાર છે, અને તેના અધ્યક્ષને કોષ્ઠાગારાધ્યક્ષ કહે છે

તેવી રીતે કુપ્યાધ્યક્ષ, આયુધાગારાધ્યક્ષ પૌતવાધ્યક્ષ અથવા માનાધ્યક્ષ, શુલ્કાધ્યક્ષ, સૂત્રાધ્યક્ષ, સીતાધ્યક્ષ, નૌકાધ્યક્ષ, ગો અધ્યક્ષ, અશ્વાધ્યક્ષ, હસ્ત્યધ્યક્ષ, રથાધ્યક્ષ, પત્યધ્યક્ષ, મુદ્રાધ્યક્ષ, લક્ષણાધ્યક્ષ, વિવીતાધ્યક્ષ, નાગરિકાધ્યક્ષ, ઈત્યાદિ અનેક અધ્યક્ષોને નિયુક્ત કરવાની આવશ્યકતા હોય છે

ચદન આદિ ઉત્તમ લાકડુ, વાસ, છાલ, આદિ સર્વ કુપ્ય કહેવાય છે, તેના ઉપર નિયુક્ત કરેલા અધિકારી પુરૂષને કુપ્યાધ્યક્ષ કહે છે યુદ્ધમા કામ આવનાર તથા કિલ્લાની રક્ષામા કામ આવનાર તથા શત્રુના નગરનો નાશ કરનાર હથિયારોને રાખવાના સ્થાનનુ નામ આયુધાગાર છે, તેની દેખરેખ રાખનાર તથા શસ્ત્રાદિનુ નિર્માણ આદિ કરનાર અધિકારીને આયુધાગારાધ્યક્ષ કહે છે તોલ તથા માપનુ શોધન કરનાર અધિકારીને પૌતવાધ્યક્ષ કહે છે, માનાધ્યક્ષ પણ તેનેજ કહે છે અને રાજાને આપવાના અશનુ નામ શુલ્ક (જકાત—ચુગીટેક્ષ) છે, તે કાર્યમા નિયુક્ત કરેલા અધિકારીને શુલ્કાધ્યક્ષ કહે છે કપાસ આદિમાથી સૂત્ર તથા વસ્ત્રાદિક તૈયાર કરાવનાર અધ્યક્ષને સૂત્રાધ્યક્ષ કહે છે તથા કૃષિ અર્થાત્ ખેતીના દરેક જાતના કામને સીતા કહે છે, તેના નિરીક્ષક અધિકારીને સીતાધ્યક્ષ કહે છે નૌકાનો કર વસુલ કરનાર અધિકારીને નૌકાધ્યક્ષ કહે છે ગાય, ભેસ, આદિની રક્ષાને માટે નિયુક્ત કરેલા અધિકારીને ગો અધ્યક્ષ કહે છે, પાયદલ( મનુષ્ય ) સેનાનુ નિરીક્ષણ કરનાર અધિકારીને

પત્યધ્યક્ષ કહે છે. વ્યાવહારિક લેખ આદિમાં રાજકીય ચિહ્ન( શિક્કો ) કરવામાં આવે છે તેનું નામ મુદ્રા છે, તેના પ્રધાન અધિકારીને મુદ્રાધ્યક્ષ કહે છે. ટંકશાલના અધ્યક્ષને લક્ષણાધ્યક્ષ કહે છે. ચરો અર્થાત્ ઢોરને ચરવાની જમીનનું નામ વિવીત છે, તેના પ્રધાન વ્યવસ્થાપકને વિવીતાધ્યક્ષ કહે છે. નગરનો પ્રબન્ધ કરવાને નિયુક્ત કરેલા અધિકારીનું નામ નાગરિકાધ્યક્ષ ( મુખી તલાટી ) છે.

**अमात्यसंपदोपेताः सर्वाध्यक्षाः शक्तितः कर्मसु नियोज्याः ॥**

कौ० अ० अधि० २, अ० ९ सू० १ ॥

અર્થ:—સર્વ અધ્યક્ષોના સ્થાન ઉપર અમાત્યના ગુણોથી યુક્ત અને દેશ કાલાદિના જ્ઞાતા મનુષ્યોને નિયુક્ત કરવા યોગ્ય છે.

**अश्वसधर्माणो हि मनुष्या नियुक्ताः कर्मसु विकुर्वते ॥**

कौ० अ० अधि० २ अ० ९-४ ॥

અર્થ:—મનુષ્યોનો સ્વભાવ ઘોડાના જેવો જોવામાં આવે છે. જ્યાં સુધી ઘોડો પોતાના સ્થાન ઉપર બાંધ્યો રહે છે ત્યાં સુધી બહુ શાન્ત રહે છે. પરન્તુ જ્યારે રથાદિમાં જોડવામાં આવે છે ત્યારે બગડી જાય છે. અર્થાત્ ઉછળે છે અને કૂદમકૂદા કરે છે. તેવી રીતે પ્રથમ શાન્ત દેખાતો પુરૂષ પણ કાર્ય ઉપર નિયુક્ત થાય છે ત્યારે કોઈ વાર વિકારને પ્રાપ્ત થાય છે.

**तस्मात्कर्तारं कारणं देशं कालं कार्यं प्रक्षेपमुदयं चैषु विद्यात् ॥**

कौ० अ० अधि० २ अ० ९-५ ॥

અર્થ:—માટે રાજાને ઈષ્ટ છે કે કર્તા( અધ્યક્ષ ),કારણ (અધ્યક્ષના હાથ નીચે કાર્ય કરનાર કર્મચારી ) દેશ, કાલ, કાર્ય નોકરોનો પગાર, અને ઉદય અર્થાત્ લાભ-એ સર્વને રાજાએ જાણતા રહેવુ.

ઘોડાની માફક યોગ્ય મનુષ્યમાં પણ કદાપિ વિકાર થાય છે તો અયોગ્ય મનુષ્યમાં વિકાર થાય તેમાં આશ્ચર્ય શું. માટે નીતિશાસ્ત્રમાં અમાત્યના ગુણવાળાને જ અધ્યક્ષ બનાવવું કહ્યું છે.

અમાત્યના ગુણ નીચે પ્રમાણેના કહ્યા છે:—

**जानपदोऽभिजातः स्ववग्रहः कृतशिल्पश्चक्षुष्मान्प्राज्ञो धारयिष्णुर्दक्षो वाग्मी-प्रगल्भः प्रतिपत्तिमानुत्साहप्रभावयुक्तः क्लेशसहः शुचिर्मैत्रो दृढभक्तिः शील-बलारोग्यसत्त्वसंयुक्तः स्तम्भचापल्यवर्जितः संप्रियो वैराणामकर्तेत्यमात्यसंपत् ॥**

कौ० अ० शा० अधि० १ अ० ९ सू० १ ॥

અર્થ:—જે પોતાના દેશમાં જન્મેલો અને કુલીન અર્થાત્ જેને બુરાઈથી હઠાવી શકાય તેવો હોય; જેના બન્ધુ (**अवग्रह**) પણ શ્રેષ્ઠ હોય; તથા હાથી, ઘોડા, આદિની સવારી, રથ ચલાવવો, યુદ્ધ કરવું, આદિમાં નિપુણ, અર્થ શાસ્ત્રને જાણનાર હોય; બુદ્ધિશાળી હોય, તથા સ્મરણ શક્તિવાળો હોય, તથા ચતુર, મધુર અને યુક્ત બોલવામાં કુશળ, પ્રતિપત્તિ અર્થાત્ પ્રતિભા જ્ઞાનવાળો હોય, પ્રતીકાર અને પ્રતિવાદ કરવામાં સમર્થ, ઉત્સાહી તથા પ્રભાવશાળી, ક્લેશોને સહન કરનાર, પવિત્ર હૃદયવાળો, સર્વ સાથે નિષ્કપટ વ્યવહારવાળો, સ્વામી ઉપર દૃઢ પ્રેમ રાખનાર, સારૂં શીલ, બલ, તથા આરોગ્યથી યુક્ત, ધૈર્યશાલી, નિરભિમાની, તથા સ્થિર સ્વભાવવાળો, સૌમ્ય આકૃતિવાળો, ધનાદિ માટે શત્રુતા નહીં કરનાર-એવો પુરૂષ પ્રધાન મન્ત્રી હોવો જોઈએ.

कर्मशीलगुणाः पूज्यास्तथा जातिकुले न हि ।
न जात्या न कुलेनैव श्रेष्ठत्वं प्रतिपद्यते ॥ शु० नी० अ० २–५५ ॥

અર્થ:—જેવી રીતે કર્મ, શીલ અને ગુણ પૂજ્ય છે, તેવી રીતે જાતિ અને કુલ પૂજ્ય નથી. કેવલ જાતિ અને કુલથી શ્રેષ્ઠતા પ્રાપ્ત થતી નથી.

ઉપર કહેલા ગુણો મધ્યેથી જેનામાં ચોથા ભાગના ગુણ ઓછા હોય તેને મધ્યમ (સચિવ) કહે છે, અને જેનામાં અડધા ગુણ ઓછા હોય તેને કનિષ્ઠ અમાત્ય(મન્ત્રી) સમજે છે. રાજા પ્રધાન આદિના ગુણો, તેનુ નિવાસસ્થાન, તથા બન્ધુ આદિનો પત્તો યથાર્થ વક્તા સત્પુરૂષો દ્વારા કાઢે.

समानविद्येभ्य· शिल्पं शास्त्रचक्षुष्मत्तां च ॥ कौ० अ० अधि० १ अ०९–४॥

અર્થ:—હાથી આદિની સ્વારીનુ જ્ઞાન તથા શાસ્ત્રની કુશલતા આદિ તેના સહપાઠી દ્વારા જાણે.

कर्मारंभेषु प्रज्ञां धारयिष्णुतां दाक्ष्यं च ॥ ,, ॥ ५ ॥

અર્થ:—બુદ્ધિ, સ્મરણશક્તિ અને ચતુરાઇની પરીક્ષા કાર્ય કરતાં જાણી શકાય છે.

कथायोगेषु वाग्मित्वं प्रागल्भ्यं प्रतिभानत्वं च ॥ ,, ॥ ६ ॥

અર્થ:—તેની વાક્ પટુતા, પ્રગલ્ભતા, તથા પ્રતિભાનું જ્ઞાન વ્યાખ્યાનોમાં તથા સભામાંથી મળે છે.

आपद्युत्साहप्रभावौ क्लेशसहत्वं च ॥ ,, ॥ ७ ॥

અર્થ:—ઉત્સાહ, પ્રભાવ અને સહનશક્તિની પરીક્ષા આપત્તિના સમયમાં થાય છે.

संव्यवहाराच्छौचं मैत्रतां दृढभक्तित्वं च ॥ ,, ॥ ८ ॥

અર્થ:—હૃદયની પવિત્રતાની, સર્વમાં મૈત્રીભાવની તથા દૃઢ ભક્તિની પરીક્ષા વ્યવહારથી થાય છે.

संवासिभ्यः शीलबलारोग्यसत्त्वयोगमस्तंभमचापल्यं च ॥ ,, ॥ ९ ॥

અર્થ:—શીલ, બલ, આરોગ્ય, ધૈર્યનો યોગ તથા નિરભિમાનિતા અને સ્થિર સ્વભાવનું જ્ઞાન તેના સહવાસી પુરૂષો પાસેથી જાણવુ જોઇએ.

આ પ્રમાણે નાના પ્રકારના ગુણ દોષોની પરીક્ષા કરીને અધ્યક્ષોને નિયુક્ત કરવા જોઇએ.

---

ઇતિ અમાત્ય આદિ પ્રકૃતિલક્ષણ અ. ૬. સર્ગ. ૯ સમાપ્ત.



## અધ્યાય ૬. સર્ગ. ૧૦.

### ગુપ્તચરસ્થાપના.

સર્વ દેશોમાં છુપી રીતે ફરીને દેશના તથા પ્રત્યેક મનુષ્યના વ્યવહારને જાણી રાજાને ખબર આપનાર ગુપ્તચર કહેવાય છે. ગુપ્તચરોના કાપટિક, ઉદાસ્થિત, ગૃહપતિક, વૈદેહક, તાપસ, સત્રી, તીક્ષ્ણ, રસદ, તથા ભિક્ષુકી, આદિ અનેક ભેદ છે.

**परमर्मज्ञः प्रगल्भश्छात्रः कापटिकः ॥ कौ०अ०अधि०१, अ०११ सू. १३॥**

અર્થ:—બીજાનાં ગુપ્ત રહસ્યોને જાણનાર, ઘણા પ્રગલ્ભ અને વિદ્યાર્થીના વેષમાં રહેનાર ગુપ્તચરને કાપટિક કહે છે. તે દેશમાં ફરીને સર્વ વાતોની ખબર લઇ રાજાને કહે છે.

**प्रव्रज्याप्रत्यवसितः प्रज्ञाशौचयुक्त उदास्थितः ॥ ,, ॥ ६ ॥**

અર્થ:—બુદ્ધિમાન્ પવિત્ર સંન્યાસીના વેષમાં રહેનાર ગુપ્તચરનું નામ ઉદાસ્થિત છે. તે પોતાની સાથે વિદ્યાર્થી તથા ધન લઇને કૃષિ, પશુરક્ષણ, તથા વ્યાપારને માટે જ્યાં સ્થાન નિયત કર્યું હોય ત્યાં જઇને વિદ્યાર્થી દ્વારા રાજાનું કાર્ય કરે છે.

**कर्षको वृत्तिक्षीणः प्रज्ञाशौचयुक्तो गृहपतिकव्यञ्जनः ॥ ,, ॥ १२ ॥**

અર્થ:—બુદ્ધિમાન્ પવિત્ર હૃદયવાળા ગરીબ ખેડુતના વેષમાં રહેનાર ગુપ્તચરને ગૃહપતિક કહે છે. તે કૃષિને માટે નિશ્ચય કરેલા સ્થાનમાં જઇને ગુપ્તચરનું કાર્ય કરે છે.

**वणिजको वृत्तिक्षीणः प्रज्ञाशौचयुक्तो विदेहकव्यञ्जनः ॥ ,, ॥ १४ ॥**

અર્થ:—બુદ્ધિમાન્ પવિત્ર હૃદયવાળા ગરીબ વ્યાપારીના વેષમાં રહેનાર ગુપ્તચરનું નામ વૈદેહક છે. તે વ્યાપારને માટે નિશ્ચિત કરેલા સ્થાનમાં જઇને ગુપ્તચરનું કાર્ય કરે છે.

**मुण्डो जटिलो वा वृत्तिकामस्तापसव्यञ्जनः ॥ ,, ॥ १६ ॥**

અર્થ:—મુંડ અથવા જટાધારીના વેષમાં રહેનાર આજીવિકાને માટે રાજાનું કામ કરનાર ગુપ્તચર તાપસ કહેવાય છે. આવા ગુપ્તચર મુણ્ડ અથવા જટાધારી વિદ્યાર્થીઓની મણ્ડલી લઇને કોઈ નગરની પાસે જઇને રહે છે. ત્યાં તે એક માસ કે બે માસ સુધી લીલું શાક કે મુઠીભર અન્ન સર્વેના દેખતાં ખાતો રહે છે અને છુપી રીતે પોતાની રૂચિ અનુસાર ભોજન કરે છે. ત્યાં તેને અંદરથી જાણનાર વ્યાપારીના વેષમાં ફરતો બીજો ગુપ્તચર ધનાદિ આપીને તેની પૂજા કરે છે, અને શિષ્ય લોક તેની વાતની ચારે તરફ પ્રસિદ્ધિ કરે છે કે મોટા મહાત્મા યોગી છે, અને ભવિષ્ય બતાવે છે. લોક જ્યારે તેની પાસે આવે ત્યારે તેમના શરીરનાં ચિહ્ન જોઇ તથા પોતાના શિષ્યોના ઇસારા મુજબ તેના કુટુંબમાં બનેલી વાતો બતાવી દે છે, તથા તેમને અમુક કાર્યમાં થોડો લાભ થશે એમ કહે છે. અને અગ્નિ અને ચોરનો પણ ભય બતાવે છે. દૂર દેશના સમાચાર પણ બતાવે છે. કાલે આ કાર્ય થવાનું છે, રાજા આ કાર્ય કરશે, એમ પણ કહે છે. અને તે કથનને સાધારણ ગુપ્ત પુરૂષ અને સત્રી નામનો ગુપ્તચર લોકોની આગળ સત્ય પડેલું જાહેર કરે છે. તે પછી તે દેશમાં વિશ્વાસ પાત્ર બનીને ભેદ જાણી લે છે.

જેનું પાલન પોષણ કરવું રાજાને માટે અવશ્યંભાવિ હોય એવો પુરૂષ જો સામુદ્રિક આદિ લક્ષણશાસ્ત્ર અથવા વ્યાકરણાદિ વેદનાં અંગ અથવા શરીરનાં અંગો જોઇ શુભાશુભ બતાવવાની વિદ્યા, તથા વશીકરણ, અન્તર્ધાન આદિની વિદ્યા, ઇન્દ્રજાલ વિદ્યા, અથવા આશ્રમધર્મ, શકુનશાસ્ત્ર (યાત્રાને સમયે સામે મળનાર વસ્તુને જોઇ શુભાશુભ કહેવાની વિદ્યા), તથા કામશાસ્ત્ર,

તેની સાથે સબન્ધ રાખનારી ગતિ(ચાલ), ગીત, નૃત્ય, આદિ સારી રીતે જાણનાર હોય અને ગુપ્તચરનુ કાર્ય કરતો હોય તેને **સત્રી** કહે છે

પહેલા કહેલા કાપટિક આદિ પાચ પ્રકારના ગુપ્તચર એક જ સ્થાનમા રહીને કાર્ય કરવાના કારણથી **સંસ્થા** કહેવાય છે, અને સત્રી આદિ ફરતા રહીને કાર્ય કરે છે તેથી તે **સંચાર** કહેવાય છે.

**ये जनपदे शूरास्त्यक्तात्मानो हस्तिनं व्यालं वा द्रव्यहेतोः प्रतिवोधयेयुस्ते तीक्ष्णाः ॥** कौ० अ० अधि० १, अ० १२–३ ॥

અર્થ —જે પોતાના દેશમા રહેતા શૂરવીર પુરૂષ દેહની કાઇ પણ પરવા ન રાખતા ધનને માટે હાથી અથવા વ્યાઘ્ર આદિ હિંસક પ્રાણીઓની સાથે લઢે તેને **તીક્ષ્ણ** કહે છે

**ये वन्धुषु निःस्नेहा क्रूराश्चालसाश्च ते रसदाः ॥** ,, ॥ ४ ॥

અર્થ —જે પોતાના ભાઇબન્ધુમા સ્નેહ ન રાખતા હોય તથા બહુ ક્રૂર તથા ઉત્સાહ રહિત(**अलस**) હોય તે **રસદ** કહેવાય છે તેઓ કોઇને વિષ દેવાને પણ તૈયાર હોય છે. તેથી તેમનુ નામ રસદ છે.

**परिव्राजिका वृत्तिकामा दरिद्रा विधवा प्रगल्भा ब्राह्मण्यन्तःपुरे कृतसत्कारा महामात्रकुलान्यधिगच्छेत् ॥** ,, ॥ ५ ॥

અર્થ.—વૃત્તિની કામના રાખનારી, દરિદ્ર, પ્રૌઢ, વિધવા બ્રાહ્મણી અન્ત પુરમા સત્કાર પામેલી જે પ્રધાન અમાત્યોને ઘેર અધિક જાય તે **પરિવ્રાજિકા** કહેવાય છે

તેવી રીતે મુણ્ડા(બૌદ્ધ ભિક્ષુકી) તથા શૂદ્રાને પણ સમજી લેવી. આ પ્રમાણે સત્રી આદિ ગુપ્તચર સચાર શબ્દથી કહેવાય છે

આ ગુપ્તચરો દ્વારા સર્વ નોકર વર્ગો તથા સર્વ દેશ તથા રાજુરાજ્યના સમાચાર જાણી લેવા જોઇએ અને સર્વની પરીક્ષા પણ આ ગુપ્તચરો દ્વારા કરવી જોઇએ.

---

ઇતિ ગુપ્તચરવર્ણન પ્રર્ગ. અ ૬ ૧૦ સમાપ્ત.



## અધ્યાય ૬. સર્ગ ૧૧.

### મન્ત્રનિરૂપણ.

આ સર્ગમા મન્ત્રનુ નિરૂપણ કરવામા આવે છે મન્ત્ર નામ વિચારનુ છે.

સપૂર્ણ કાર્યોનો પ્રારભ મન્ત્રપૂર્વક કરવામા આવે છે અર્થાત્ કાર્ય કરતા પહેલા તેનો વિચાર કરવો અત્યન્ત આવશ્યક છે જે સ્થાનમા બેસીને મન્ત્રણા કરવામા આવે તે ચારે બાજુથી ઢાકેલુ હોવુ જોઈએ, જેથી પરસ્પર કરેલી વાતનો શબ્દ બહાર ન સભળાય તથા પક્ષી પણ જેને ન દેખી શકે, કેમકે—

" श्रूयते हि शुकसारिकाभिर्मन्त्रो भिन्नः श्वभिरन्यैश्च तिर्यग्योनिभिः ॥

कौ० अ० अधि० १, अ० १५ सू० ४ ॥

અર્થ —એમ સાભળવામા આવે છે કે પહેલા કોઈ વાર કોઈ પોપટ અને મેનાએ કોઈ રાજાની ગુપ્ત મન્ત્રણા પ્રકાશિત કરી દીધી હતી. તેની રીતે કૂતરા તથા અન્ય પણ પક્ષીઓએ પણ તે પ્રમાણે કર્યુ છે માટે તેમને પણ ન રહેવા દેવા જોઈએ

तस्मान्मन्त्रोद्देशमनायुक्तो नोपगच्छेत् ॥ ,, ॥ ५ ॥

અર્થ —જે પુરૂષ રાજાની આજ્ઞાને અનુસાર વિચાર કરવાને માટે નિયુક્ત છે તે સિવાય બીજો ત્યા જાય નહી.

गिरिपृष्ठं समारुह्य प्रासादे वा रहोगत ।

अरण्ये निःशलाके वा मन्त्रयेदविभागतः ॥ म० स्मृ० अ० ७–१४७ ॥

અર્થ —પર્વતના શિખર ઉપર ચઢીને, અથવા મહેલના કોઈ ગુપ્ત ભાગમા, અથવા કાટા, શૂલ, આદિ રહિત જગલમા જ્યા મન્ત્રનો ભેદ લેનાર કોઈ દેખે નહી ત્યા મન્ત્ર કરવો અર્થાત્ કાર્યનો વિચાર કરવો

મન્ત્રપરિષદ્ની સખ્યા સબન્ધમા ભારદ્વાજ આદિ ઋષિઓના જૂદા જૂદા મત છે મનુ મહારાજના અનુયાયી કહે છે કે મન્ત્રપરિષદ્મા ૧૨ અમાત્યોને નિયુક્ત કરે બૃહસ્પતિના મતના અનુયાયી ૧૬ કહે છે શુક્રાચાર્યના અનુયાયી ૨૦ ની પરિષદ્નો નિયમ કરે છે

यथासामर्थ्यमिति कौटिल्य ॥ कौ० अ० अधि० १ अ० १५–५६॥

અર્થ —અને કૌટિલ્ય આચાર્યનો મત એવો છે કે કાર્ય કરનાર પુરૂષોના સામર્થ્યને અનુસાર જ તેની સખ્યા નિયત કરવી જોઈએ પરન્તુ પરિષદ્ વર્ગમા સર્વ સુયોગ્ય મનુષ્ય જ હોવા જોઈએ કેમકે—

इन्द्रस्य हि मन्त्रिपरिषदृषीणा सहस्रम् ॥कौ० अ० अधि० १ अ०१५–६०॥

અર્થ — ઈન્દ્રની મન્ત્રિપરિષદ્મા એક હજાર ઋષિ હતા

स तच्चक्षु ॥ ॥ ६१ ॥ તે જ કાર્યોને બતાવનાર હોવાથી ઈન્દ્રની ચક્ષુ સમાન હતા

तस्मादिम द्व्यक्षं सहस्राक्षमाहु ॥ ,, ॥ ६२ ॥

અર્થ — તે કારણથી બે ચક્ષુવાળા ઈન્દ્રને સહસ્રાક્ષ (હજાર આખવાળા) કહે છે

તે પ્રમાણે દરેક રાજાએ પોતાની મન્ત્રપરિષદ્મા સામર્થ્યાનુસાર અનેક મન્ત્રીઓને નિયુક્ત કરવા જોઈએ

नास्य गुह्यं परे विद्युश्छिद्र विद्यात्परस्य च ।

गूहेत्कूर्म इवाङ्गानि यत्स्याद्विवृतमात्मनः ॥ कौ. अ. अधि. १ अ. १५–६५॥

અર્થ:—આ પ્રમાણે પોતાના કાર્યને કરનાર રાજાના ગુહ્ય મન્ત્રોને કોઇ બીજો પુરૂષ જાણી શકે નહીં, ઉલટું બીજાનાં છિદ્રોને તેણે જાણી લેવાં. જેવી રીતે કાચબો પોતાનાં અંગોને સંકુચિત કરીને રહે છે, તેને ફેલાયલાં રાખતો નથી, તેવી રીતે રાજાએ પોતાના આન્તરિક ભાવોને ફેલાવા ન દેવા પરન્તુ યત્ન પૂર્વક સંતાડી રાખવા.

**अतीतलाभस्य च रक्षणार्थं भविष्यलाभस्य च संगमार्थम् ।**
**आपत्प्रपन्नस्य च मोक्षणार्थं यन्मन्त्र्यतेऽसौ परमो हि मन्त्रः ॥**

॥ पं० तं० त० ४, श्लो० ८८ ॥

અર્થ:—પ્રાપ્ત થયેલા લાભના રક્ષણને માટે, તથા ભવિષ્યમાં થનાર લાભને પ્રાપ્ત કરવાને માટે, તથા આપત્તિની નિવૃત્તિને માટે, જે મન્ત્ર કરવામાં આવે છે. તે મન્ત્ર શ્રેષ્ઠ મન્ત્ર કહેવાય છે.

મન્ત્રનાં પાંચ અંગ હોય છે, (૧) કાર્યનો પ્રારંભ કરવાનો ઉપાય અર્થાત્ પોતાના દેશમાં ખાઈ, કોટ આદિ દ્વારા દુર્ગ બનાવવા તથા બીજાના દેશમાં સન્ધિ, વિગ્રહ, આદિ માટે દૂત વગેરે મોકલવા તે કાર્ય કહેવાય છે, અને તેનો પ્રારંભ કરવાનું જે સાધન અથવા પ્રકાર તેનું જે ચિન્તન તે મન્ત્રનું પહેલું અંગ છે.

તેવી રીતે (૨) પુરૂષ અને દ્રવ્યસંપત્તિ. પુરૂષ અર્થાત્ આપણા દેશમાં દુર્ગાદિ બનાવવાને માટે અન્તર્ગત ચતુર સુતાર, લુહાર, આદિ, અને દ્રવ્ય અર્થાત્ લાકડું પથ્થર, આદિ; અને બીજાના દેશમાં પુરૂષ એટલે સન્ધિ આદિ, કરવામાં કુશલ દૂત તથા સેનાપતિ આદિ, અને દ્રવ્ય એટલે રત્ન, સુવર્ણ, આદિ—એ બીજું અંગ છે.

(૩) દેશ અને કાલનો વિભાગ. આપણા દેશમાં, દેશ એટલે દુર્ગ આદિ બનાવવાને માટે જનપદની વચમાં, અથવા જલના કિનારાનો કોઇ ઉપયોગી પ્રદેશ, કાલ એટલે સુભિક્ષ, દુર્ભિક્ષ, તથા વર્ષા આદિ, અને બીજાના દેશોમાં; દેશ એટલે સન્ધિ થતાં આવક આવે એવો પ્રદેશ, અને કાલ એટલે આક્રમણ કરવું કે ન કરવુ તેની અવસ્થાને કાલ કહે છે. તે સર્વનો વિભાગ અર્થાત્ વિવેચન કરવું તે મન્ત્રનું ત્રીજું અંગ છે.

(૪) વિનિપાતનો પ્રતીકાર. આપણા દુર્ગ આદિ ઉપર આવનાર અથવા આવેલાં વિઘ્નોનો પ્રતીકાર કરવો એ ચોથું અંગ. અને

(૫) કાર્યસિદ્ધિ. સિદ્ધિ ત્રણ પ્રકારની હોય છે- ઉન્નતિ, અવનતિ અને સમ અવસ્થા. અર્થાત્ કોઇ કાર્યનું કંઇક ફલ આવી શકશે એટલે કે ઉપર્યુક્ત પ્રકારનું કાર્ય કરવાથી આપણી ઉન્નતિ, શત્રુની અવનતિ, અથવા બન્નેની સમાન અવસ્થા થવી તેને કાર્યસિદ્ધિ કહે છે. આ પ્રમાણે મન્ત્રનાં પાંચ અંગ હોય છે, તેથી—

**मन्त्रभेदो ह्ययोगक्षेमकरो राज्ञस्तथा युक्तपुरुषाणां च ॥**

कौ० अ० अधि० १ अ० १५–१४ ॥

અર્થ:—મન્ત્રોનું પ્રકાશિત થઇ જવું તે રાજાના તથા મન્ત્રાધિકાર ઉપર નિયુક્ત કરેલા પુરૂષોના યોગક્ષેમનો નાશ કરનાર થઇ પડે છે. માટે મન્ત્રને ગુપ્ત રાખવો જોઇએ.

---

ઇતિ મન્ત્રનિરૂપણ અ. ૬. સર્ગ. ૧૧ સમાપ્ત.

# અધ્યાય ૬ સર્ગ ૧૧

મન્ત્રાનરૂપણુ

આ સર્ગમા મન્ત્રનુ નિરૂપણુ કરવામા આવે છે મન્ત્ર નામ વિચારનુ છે

સપૂર્ણ કાર્યોનો પ્રારભ મન્ત્રપૂર્વક કરવામા આવે છે અર્થાત્ કાર્ય કરતા પહેલા તેનો વિચાર કરવો અત્યન્ત આવશ્યક છે જે સ્થાનમા બેસીને મન્ત્રણા કરવામા આવે તે ચારે બાજુથી ઢાંકેલુ હોવુ જોઇએ, જેથી પરસ્પર કરેલી વાતનો શબ્દ બહાર ન સભળાય તથા પક્ષી પણુ જેને ન દેખી શકે કેમકે—

"श्रूयते हि शुकसारिकाभिर्मन्त्रो भिन्न श्वभिरन्यैश्च तिर्यग्योनिभि ॥

कौ० अ० अधि० १, अ० १५ सू० ४ ॥

અર્થ —એમ સાભળવામા આવે છે કે પહેલા કોઈ વાર કોઈ પોપટ અને મેનાએ કોઈ રાજાની ગુપ્ત મન્ત્રણા પ્રગટિત કરી દીધી તી તેવી રીતે કૂતરા તથા અન્ય પશુ પક્ષીઓએ પણુ તે પ્રમાણે કર્યું છે માટે તેમને પણુ ન રહેવા દેવા જોઇએ

तस्मान्मन्त्रोद्देशमनायुक्तो नोपगच्छेत् ॥ „ ॥ ५ ॥

અર્થ —જે પુરૂષ રાજાની આજ્ઞાને અનુસાર વિચાર કરવાને માટે નિયુક્ત છે તે સિવાય બીજો ત્યા જાય નહી

गिरिपृष्ठ समारुह्य प्रासादे वा रहोगत ।

अरण्ये निःशलाके वा मन्त्रयेदविभागतः ॥ म० स्मृ० अ० ७–१४७ ॥

અર્થ —પર્વતના શિખર ઉપર ચઢીને અથવા મહેલના કોઈ ગુપ્ત ભાગમા અથવા કાટા શૂન, આદિ રહિત જગલમા જ્યા મન્ત્રનો ભેદ લેનાર કોઈ હોય નહી ત્યા મન્ત્ર કરવો અર્થાત્ કાર્યનો વિચાર કરવો

મન્ત્રપરિષદ્ની સખ્યા સબન્ધમા ભારદ્વાજ આદિ ઋષિઓના જૂદા જૂદા મત છે મનુ મહારાજના અનુયાયી કહે છે કે મન્ત્રપરિષદ્મા ૧૨ અમાત્યોને નિયુક્ત કરે બૃહસ્પતિના મતના અનુયાયી ૧૬ કહે છે શુક્રાચાર્યના અનુયાયી ૨૦ ની પરિષદ્નો નિયમ કરે છે

यथासामर्थ्यमिति कौटिल्य ॥ कौ० अ० अधि० १ अ० १५–५६॥

અર્થ —અને કૌટિલ્ય આચાર્યનો મત એવો છે કે કાર્ય કરનાર પુરૂષોના સામર્થ્યને અનુસાર જ તેની સખ્યા નિયત કરવી જોઇએ પરન્તુ પરિષદ્ વર્ગમા સર્વ સુયોગ્ય મનુષ્ય જ હોવા જોઇએ કેમકે—

इन्द्रस्य हि मन्त्रिपरिषदृषीणा सहस्रम् ॥ कौ० अ० अधि० १ अ० १५–६०॥

અર્થ — ઈન્દ્રની મન્ત્રિપરિષદ્મા એક હજાર ઋષિ હતા

स तच्चक्षु ॥ ॥ ६१ ॥ તે જ નીતિને બતાવનાર હોવાથી ઈન્દ્રની ચક્ષુ સમાન હતા

तस्मादिम द्व्यक्ष सहस्राक्षमाहु ॥ „ ॥ ६२ ॥

અર્થ — તે કારણથી બે ચક્ષુવાળા છે અને સહસ્રાક્ષ (હજાર આખવાળા) કહે છે

તે પ્રમાણે દરેક રાજાએ પોતાની મન્ત્રપરિષદ્મા સામર્થ્યાનુસાર અને મન્ત્રીઓને નિયુક્ત કરવા જોઇએ

नास्य गुह्य परे विद्युश्छिद्र विद्यात्परस्य च ।

गूहेत्कूर्म इवाङ्गानि यत्स्याद्विवृतमात्मनः ॥ कौ. अ. अधि. १ अ. १५–६५॥

અર્થઃ—આ પ્રમાણે પોતાના કાર્યને કરનાર રાજાના ગુહ્ય મન્ત્રોને કોઇ બીજો પુરૂષ જાણી શકે નહીં, ઉલટું બીજાનાં છિદ્રોને તેણે જાણી લેવાં. જેવી રીતે કાચબો પોતાનાં અંગોને સંકુચિત કરીને રહે છે, તેને ફેલાયલાં રાખતો નથી, તેવી રીતે રાજાએ પોતાના આન્તરિક ભાવોને ફેલાવા ન દેવા પરન્તુ યત્ન પૂર્વક સંતાડી રાખવા.

**अतीतलाभस्य च रक्षणार्थं भविष्यलाभस्य च संगमार्थम् ।**
**आपत्प्रपन्नस्य च मोक्षणार्थं यन्मन्त्र्यतेऽसौ परमो हि मन्त्रः ॥**

॥ पं० तं० त० ४. श्लो० ८८ ॥

અર્થઃ—પ્રાપ્ત થયેલા લાભના રક્ષણને માટે, તથા ભવિષ્યમાં થનાર લાભને પ્રાપ્ત કરવાને માટે, તથા આપત્તિની નિવૃત્તિને માટે, જે મન્ત્ર કરવામાં આવે છે. તે મન્ત્ર શ્રેષ્ઠ મન્ત્ર કહેવાય છે.

મન્ત્રનાં પાંચ અંગ હોય છે, (૧) કાર્યનો પ્રારંભ કરવાનો ઉપાય અર્થાત્ પોતાના દેશમાં ખાઇ, કોટ આદિ દ્વારા દુર્ગ બનાવવા તથા બીજાના દેશમાં સન્ધિ, વિગ્રહ, આદિ માટે દૂત વગેરે મોકલવા તે કાર્ય કહેવાય છે, અને તેનો પ્રારંભ કરવાનું જે સાધન અથવા પ્રકાર તેનું જે ચિન્તન તે મન્ત્રનું પહેલું અંગ છે.

તેવી રીતે (૨) પુરૂષ અને દ્રવ્યસંપત્તિ. પુરૂષ અર્થાત્ આપણા દેશમાં દુર્ગાદિ બનાવવાને માટે અન્તર્ગત ચતુર સુતાર, લુહાર, આદિ, અને દ્રવ્ય અર્થાત્ લાકડુ પથ્થર, આદિ; અને બીજાના દેશમાં પુરૂષ એટલે સન્ધિ આદિ, કરવામાં કુશલ દૂત તથા સેનાપતિ આદિ, અને દ્રવ્ય એટલે રત્ન, સુવર્ણ, આદિ—એ બીજું અંગ છે.

(૩) દેશ અને કાલનો વિભાગ. આપણા દેશમાં, દેશ એટલે દુર્ગ આદિ બનાવવાને માટે જનપદની વચમાં, અથવા જલના કિનારાનો કોઇ ઉપયોગી પ્રદેશ, કાલ એટલે સુભિક્ષ, દુર્ભિક્ષ, તથા વર્ષા આદિ, અને બીજાના દેશોમાં, દેશ એટલે સન્ધિ થતાં આવક આવે એવો પ્રદેશ, અને કાલ એટલે આક્રમણ કરવું કે ન કરવુ તેની અવસ્થાને કાલ કહે છે. તે સર્વનો વિભાગ અર્થાત્ વિવેચન કરવું તે મન્ત્રનું ત્રીજું અંગ છે.

(૪) વિનિપાતનો પ્રતીકાર. આપણા દુર્ગ આદિ ઉપર આવનાર અથવા આવેલાં વિઘ્નોનો પ્રતીકાર કરવો એ ચોથું અંગ. અને

(૫) કાર્યસિદ્ધિ. સિદ્ધિ ત્રણ પ્રકારની હોય છે— ઉન્નતિ, અવનતિ અને સમ અવસ્થા. અર્થાત્ કોઇ કાર્યનું કંઇક ફલ આવી શકશે એટલે કે ઉપર્યુક્ત પ્રકારનું કાર્ય કરવાથી આપણી ઉન્નતિ, શત્રુની અવનતિ, અથવા બન્નેની સમાન અવસ્થા થવી તેને કાર્યસિદ્ધિ કહે છે. આ પ્રમાણે મન્ત્રનાં પાંચ અંગ હોય છે, તેથી—

**मन्त्रभेदो ह्ययोगक्षेमकरो राज्ञस्तथा युक्तपुरुषाणां च ॥**

कौ० अ० अधि० १ अ० १५–१४ ॥

અર્થઃ—મન્ત્રોનું પ્રકાશિત થઇ જવુ તે રાજાના તથા મન્ત્રાધિકાર ઉપર નિયુક્ત કરેલા પુરૂષોના યોગક્ષેમનો નાશ કરનાર થઇ પડે છે. માટે મન્ત્રને ગુપ્ત રાખવો જોઇએ.

---

ઇતિ મન્ત્રનિરૂપણ અ. ૬. સર્ગ. ૧૧ સમાપ્ત.

## અધ્યાય ૬. સર્ગ. ૧૨

### દૂતપ્રણિધિ.

હવે દૂતપ્રણિધિનુ વિધાન કહીએ છીએ દૂતને મોકલવો તેનુ નામ દૂતપ્રણિધિ છે.

**उद्धृतमन्त्रो दूतप्रणिधिः ॥** कौ० अ० अधि० १ अ० १६ सू० १ ॥

અર્થ—મન્ત્રનો નિશ્ચય થતા દૂતને મોકલવો જોઇએ

દૂત ત્રણ પ્રકારના હોય છે—૧. નિસૃષ્ટાર્થ, ૨ પરિમિતાર્થ, અને ૩. શાસનહર.

**उभयोर्भावमुन्नीय स्वयं वदति चोत्तरम् ।**

**संदिष्ट कुरुते कर्म निसृष्टार्थस्तु स स्मृत ॥** ॥ शब्दस्तोम महानिधि. ॥

અર્થ—બન્ને પક્ષનો ભાવ સમજીને ઉત્તર આપે એવી સપૂર્ણ સત્તાથી બતાવેલુ કાર્ય જે કરે છે તે નિસૃષ્ટાર્થ દૂત કહેવાય છે જેને સપૂર્ણ સત્તા આપવામા આવી નથી, પરન્તુ અમુક હદ સુધીની સત્તા મળી હોય, તે પરિમિતાર્થ દૂત કહેવાય છે. અને જેને ફક્ત રાજાનો સંદેશો કહેવા માત્રનુ કામ કરવાને મોકલ્યો હોય તે શાસનહર દૂત કહેવાય છે. તે મધ્યે—

**अमात्यसंपदोपेतो निसृष्टार्थः ॥** कौ० अ० अधि० १ अ० १६ सू० २ ॥

અર્થ—નિસૃષ્ટાર્થ દૂતમા અમાત્યના જે ગુણ પહેલા બતાવવામા આવ્યા છે તે સપૂર્ણ ગુણ હોવા જોઇએ

**पादगुणहीन परिमितार्थः ॥** ,, ३ ॥ પરિમિતાર્થ દૂતમા અમાત્યના ગુણો મધ્યેથી ચોથા હિસ્સાના ગુણ ઓછા હોય, મતલબ ત્રણ ચતુર્થાંશ ગુણ હોવા જોઇએ

**अर्धगुणहीन शासनहर ॥** ,, ४ ॥ અને શાસનહર દૂતમા અડધા ગુણ હોવા જોઇએ

પાલખી આદિ સ્વારી, ઘોડા આદિ વાહન, નોકર ચાકર, અને બિછાનુ આદિ સામાનનો સારી રીતે પ્રબન્ધ કરીનેજ દૂતે શત્રુના દેશમા જવુ જોઇએ મારા સ્વામીનો સદેશો શત્રુને મારે આવી રીતે કહેવો જોઇએ, તે આવી રીતનો ઉત્તર આપશે તેનો મારે આવી રીતે પ્રત્યુત્તર આપવો જોઇએ, ઇત્યાદિ વાતોનો વિચાર કરતા દૂતે શત્રુના દેશ તરફ જવુ જોઇએ અને શત્રુના સ્થાનમા તેની અનુમતિ લઇને જવુ જોઇએ.

**शासनं च यथोक्त ब्रूयात् ॥** ,, ११॥ **प्राणबाधेऽपि दृष्टे ॥१२॥** ,, અને પ્રાણનો ભય ઉપસ્થિત થાય તોપણ સ્વામીનો સદેશો બરાબર કહે

**परेषु बलित्व न मन्येत ॥** ,, २१ ॥ શત્રુની મધ્યમા રહેતા સતા દૂતે પોતાને બહુ બલવાન્ ન સમજવો

**वाक्यमनिष्ट सहेत ॥** ,, २२ ॥ ત્યા જો કોઇ ખરાબ વચન કહે તો તે સહન કરવુ

**स्त्रिय पान च वर्जयेत् ॥** ,, २३ ॥ ત્યા સ્ત્રી અને મદ્યપાન આદિનો ત્યાગ કરે

**एक शयीत ॥** ,, २८ ॥ ત્યા પોતાના સ્થાનમા એકલોજ સુઇ રહે અને જ્યાસુધી રાજા તેને જવાની આજ્ઞા ન આપે ત્યાસુધી ત્યા નિવાસ કરે

ઇતિ દૂતપ્રણિધિ અ ૬. સર્ગ. ૧૨ સંપૂર્ણ

## અધ્યાય ૬ સર્ગ. ૧૩

### રાજરક્ષા

આ પ્રમાણે દૂતપ્રણિધિ કહીને હવે રાજપુત્રો વગેરેથી રાજાની રક્ષા કરવાનો ઉપાય કહેવામા આવે છે, કેમકે પોતાની સમીપ રહેનાર પુત્ર બન્ધુ આદિથી તથા શત્રુ આદિથી રક્ષાયેલો રાજા રાજ્યનુ રક્ષણ કરી શકે છે

**पूर्व दारेभ्य पुत्रेभ्यश्च** ॥ कौ० अ० अधि० १ अ १७ सू २॥ રાજાને માટે પ્રથમ વિપત્તિ સ્થાન તેની સ્ત્રી અને પુત્ર જ છે,

**जन्मप्रभृति राजपुत्रान् रक्षेत्** ॥ ,, ૪ ॥ રાજાને ઉચિત છે, કે જન્મથી લઇ રાજપુત્રો ઉપર નજર રાખે અર્થાત્ તેમને સ્વતન્ત્ર થવા ન દે કોઇ પ્રકારના બન્ધન આદિમા જ તેને રાખે

**कर्कटकसधर्माणो हि जनकभक्षा राजपुत्रा** ॥ ,, ૬ ॥ કેમકે રાજપુત્રો કેકડો-વીંછીના આગના કપ જેવા કપવાળા નાના પ્રાયમા જેવા પ્રાણીની માફક પોતાના પિતાને જ ખાનાર હોય છે એવા પુત્રોથી પોતાની રક્ષા કરવાને માટે બહુ ઉપાય મહાન્ ઋષિઓએ કહ્યા છે તે સર્વ ઉપાય દોષવાળા હોવાથી પરિત્યાજ્ય છે કૌટિલ્યનો મત જ શ્રેષ્ઠ હોવાથી અહી તેને જ લખીએ છીએ

રાણી જ્યારે ગર્ભવતી હોય ત્યારે યોગ્ય પુત્ર થવાને માટે સત્કર્મદ્વારા પ્રયત્ન કરવો જોઇએ

**तस्मादृतुमत्या महिष्यामृत्विजश्चरुमैन्द्र बार्हस्पत्य निर्वपेयु** ॥ कौ०अ अधि०१ अ०१७ सू २५ ॥ રાજકુમાર ઉનટા માર્ગે ચાલવાથી રાજકુલ નષ્ટ થઇ જાય છે, તેથી રાજાને તે આવશ્યક છે કે જ્યારે મહારાણી ઋતુમતી હોય ત્યારે ઋત્વિક્ દ્વારા ઇન્દ્ર અને બૃહસ્પતિ દેવતાના ઉદ્દેશથી ચરૂને સિદ્ધ કરાવે ઇન્દ્રને ઐશ્વર્યને માટે, અને બૃહસ્પતિને વિદ્યા અને બુદ્ધિને માટે તે હવિ આપવાનુ કહ્યુ છે અને—

**आपन्नसत्त्वाया कौमारभृत्यो गर्भभर्मणि प्रजनने च वियतेत** ॥ २६ ॥
**प्रजाताया पुत्रसंस्कार पुरोहितः कुर्यात्** ॥ ,, ॥ २७ ॥

અર્થ —જ્યારે રાણી ગર્ભવતી થાય ત્યારે બાળકોની ચિકિત્સા જાણનાર (**कौमारभृत्य**) પાસે ગર્ભની રક્ષા (**भर्म**) કરવાને માટે, તથા ગર્ભસ્થ બાળક સુયોગ્ય થવાને માટે તથા તેનો સુખપૂર્વક પ્રસવ થવાને માટે, નાના પ્રકારના ઉપાય કરાવવા (તેનુ કઇક વિધાન ગર્ભાધાનસસ્કારમા કહેવામા આવશે ) અને પ્રસવ થયા બાદ પુરોહિત નિયમ પૂર્વક તેના સસ્કાર કરે તે પછી—

**समर्थ तद्विदो विनयेयु** ॥ ॥२८॥ કુમાર સમર્થ થતા તત્તદ્ વિષયોમા નિપુણ વિદ્વાન્ તેને ભિન્ન ભિન્ન પ્રકારની શિક્ષા આપે કોઈ પ્રકારનુ અપલક્ષણ શીખે નહી એવી તેની સભાળ રાખવી જોઇએ, કેમકે શિક્ષકોની અયોગ્યતાથી ચાલચલગતમા બિગાડ તથા કાર્ય કરવામા અયોગ્યતા થાય છે

**यौवनोत्सेकात्परस्त्रीषु मनः कुर्वाणमार्याव्यञ्जनाभि स्त्रीभिरमेध्याभि शून्यागारेषु रात्रावुद्वेजयेयुः** ॥ ,, ॥ ३७ ॥

અર્થ —જો રાજકુમાર યૌવનમદથી પરસ્ત્રીઓમા મન કરે તો તેના રક્ષક લોક સદા અપવિત્ર રહેનારી તથા શ્રેષ્ઠ સ્ત્રીના જેવો વેશ (**व्यञ्जन**) ધારણ કરનારી સ્ત્રીઓ દ્વારા રાત્રિના સમયમા એકાન્ત સ્થાનમા તેને ઉદ્વેગ કરાવે, જેથી ખિન્ન થઇને ફરી કદાપિ પોતાના મનને પરસ્ત્રીઓ ઉપર ન લગાડે

**मद्यकामं योगपानेनोद्वेजयेयुः ॥३८॥** જો રાજકુમાર મદ્ય આદિ પીવાની કામના કરે તો મદ્યમાં કોઇ ખરાબ વસ્તુ કે જે ચિત્તને ઉદ્વેગ કરાવે તેવી હોય તેને મેળવી પાય, જેથી ખિન્ન થઇને ફરી મદ્ય ન પીએ.

**द्यूतकामं कापटिकैः पुरुषैरुद्वेजयेयुः ॥ ३८ ॥** જો તે જુગાર ખેલવાની ઇચ્છા કરતો હોય તો તેને કાપટિક અર્થાત્ છળપૂર્વક જુગાર ખેલવામાં અત્યન્ત કુશળ પુરૂષો સાથે જુગાર રમાડી બહુ ઉદ્વેગ કરાવે, જેથી ફરી જુગાર રમવાનું મન ન કરે.

**मृगयाकामं प्रतिरोधक व्यञ्जनैस्त्रासयेयुः ॥ ४० ॥** જો તે શિકાર ખેલવાની ઇચ્છા રાખતો હોય તો ચોરોનો વેષ ધારણ કરેલા પુરૂષો દ્વારા ખિન્ન કરે.

આ ચાર દોષ ઘણા ભારે છે તેના દોષ પહેલેથી જ શાસ્ત્રદ્વારા તથા ઇતિહાસદ્વારા શિખવવાથી તથા કોઇ સ્વાર્થી મનુષ્યની સોબત થવા ન દેવાથી, તથા પિતૃભક્તિનો મહિમા સંભળાવવાથી તથા પાપનો ભય બતાવવાથી પણ કુમાર્ગમાં કદાપિ પ્રવૃત્ત નહીં થાય, અને પિતાનો આજ્ઞાકારી પણ થશે. આ ઉપાય જ સર્વથી શ્રેષ્ઠ છે. માટે—

**स्वात्यन्तसंनिकर्षेण राजपुत्रांस्तु रक्षयेत् ।**
**सद्भृत्यैश्चापि तत्स्वान्तं छलैर्ज्ञात्वा सदा स्वयम् ॥** શુ. ની.અ૦૨–૨૧ ॥
**सुवस्त्राद्यैर्भूषयित्वा लालयित्वा सुक्रीडनैः ।**
**अर्हयित्वासनाद्यैश्च पालयित्वा सुभोजनैः ॥** ,, ॥ २४ ॥

અર્થઃ—પોતાના સુપાત્ર ભૃત્યો દ્વારા તેમના મનને જાણીને પોતાની સમીપ રાખીને સારાં સારાં વસ્ત્રાદિ પહેરાવીને, તથા સારી ક્રીડાઓ વડે લાલન કરીને, તથા સારાં આસનાદિ વડે સત્કાર કરીને રાજપુત્રોની રક્ષા કરે.

**कृत्वा यौवराज्यार्हान्यौवराज्येऽभिषेचयेत् ।**
**अविनीतकुमारं हि कुलमाशु विनश्यति ॥** ,, ॥ २५ ॥

અર્થઃ—અને યૌવરાજ્યને યોગ્ય બનાવી યૌવરાજ્ય માટે અભિષેક કરે, કેમકે જે કુલમાં રાજકુમાર અવનીત(અશિક્ષિત–આડે માર્ગે ગયેલો) હોય છે તે કુલ શીઘ્ર નષ્ટ થઇ જાય છે.

**राजपुत्रः सुदुर्वृत्तः परित्यागं हि नार्हति।**
**क्लिश्यमानः स पितरं परानाश्रित्य हन्ति हि ॥** ,, ॥ २६ ॥

અર્થઃ—રાજપુત્ર દુષ્ટ હોય તો પણ ત્યાગ કરવા યોગ્ય નથી, કેમકે તે ક્લેશ પામતો બીજા (દુશ્મન) રાજાઓને આશરે જઇને પોતાના પિતાનો જ નાશ કરશે.

રાજપુત્ર ત્રણ પ્રકારના હોય છે–૧. બુદ્ધિમાન્, ૨. આહાર્યબુદ્ધિ, અને ૩. દુર્બુદ્ધિ. બતાવવાથી ધર્મ અને અર્થને જે સારી રીતે સમજી લે અને ફરી તેને અનુસાર આચરણ પણ કરે તે રાજપુત્ર બુદ્ધિમાન્ કહેવાય છે. જે ધર્મ અને અર્થને સમજે છે પરંતુ તેને અનુસાર આચરણ કરતો નથી તેને આહાર્યબુદ્ધિ કહે છે. અને સદા બુરાઇ કરવામાં લાગ્યો રહેનાર તથા ધર્મ અને અર્થ ઉપર દ્વેષ કરનાર પુત્રને દુર્બુદ્ધિ કહે છે. આ નિયમ સર્વના પુત્રને માટે પણ બરાબર છે. રાજાને એક જ પુત્ર હોય અને તે જો શિક્ષિત ન હોય, પરન્તુ દુર્બુદ્ધિ હોય તો તેને રાજા કદાપિ રાજ્ય પર સ્થાપન ન કરે. તેનો ખાવા પીવા માત્રનો પ્રબન્ધ કરીને તેને દૂર રાખે. અને તે જગા પણ એવી હોવી જોઇએ કે જ્યાં તે પોતાના બલને કોઇપણ પ્રકારે વધારી ન શકે.

मनसापि न मन्तव्या दत्ताद्याः स्वसुता इति ।
तद्दत्तकत्वमिच्छन्ति दृष्ट्वाढ्यं धनिकं नरम् ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—દત્તક, ક્રીત, વગેરે પુત્ર આપણા પુત્ર છે એમ મનથી પણ ન માનવું. ધનિક મનુષ્યને જોઇને તેનો દત્તક થવાની જે ઇચ્છા કરે છે તે ધનનો પુત્ર છે, બાપનો પુત્ર નથી, એવો ભાવ છે. માટે પહેલાં રાજાલોક વૃદ્ધાવસ્થા અથવા રોગાદિ નિમિત્તથી, પુત્ર ન હોય તો, નિયોગ દ્વારા પુત્ર ઉત્પન્ન કરાવતા હતા પરન્તુ દત્તક પુત્ર લેતા નહોતા.

वृद्धस्तु व्याधितो वा राजा मातृबन्धुकुल्यगुणवत् सामन्तानामन्यतमेन क्षेत्रे बीजमुत्पादयेत् ॥ कौ० अ० अधि० ९ अ० १७. सू० ५२ ॥

पुत्रिकापुत्रानुत्पादयेद्वा ॥ ,, ॥ ५३ ॥

અર્થ:—રાજા વૃદ્ધ થયો હોય અથવા સખત બીમાર રહેતો હોય તો પોતાના માતૃકુલ અથવા પોતાના બન્ધુકુલના કોઇ પુરૂષથી અથવા કોઈ ગુણવાન્ સામન્તથી નિયોગ દ્વારા પોતાની સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરાવે. તેને ક્ષેત્રજ પુત્ર કહે છે. જેમ યુધિષ્ઠિર આદિ પાંચે પાણ્ડવ પાણ્ડુના ક્ષેત્રજ પુત્ર હતા. અને પાણ્ડુ અને ધૃતરાષ્ટ્ર પણ ક્ષેત્રજ પુત્ર હતા. અને તેવો સંભવ ન હોય તો પુત્રીના પુત્રને આ કાર્ય માટે તૈયાર કરે. અને આ સર્વમાં જો કોઇ વિપત્તિ હોવાનો સંભવ હોય તો સમગ્ર કુલનું રાજ્ય હોવું સર્વથી ઉત્તમ છે.

कुलस्य वा भवेद्राज्यं कुलसंघो हि दुर्जयः ।
अराजव्यसनाबाधः शश्वदावसति क्षितिम् ॥ कौ. अ. अधि. १ अ. १७–५५॥

અર્થ:—અથવા સંપૂર્ણ કુલનો રાજ્ય ઉપર અધિકાર રહે અર્થાત્ તે સર્વ મળીને રાજકાર્ય ચલાવે, કેમકે રાજ્યના નેતા થયેલા કુલસમુદાયને શત્રુ સહેલાઇથી જીતી શકશે નહી. અને જો એક જ રાજા હોય અને તે મરી જાય અને કોઇ રાજા ન રહે, તો અરાજકતા થતાં પૃથિવી ઉપર હંમેશાં અનેક પ્રકારની આપત્તિ અને દુશ્મન તરફથી બાધા આવ્યા કરે છે.

ઇતિ રાજરક્ષા અ. ૬ સર્ગ ૧૩ સમાપ્ત.

## અધ્યાય ૬. સર્ગ ૧૪.

### રાજપુત્રના ધર્મ.

હવે રાજપુત્રના ધર્મ કહીએ છીએ

पुत्रस्य पितुराज्ञा हि परमं भूषणं स्मृतम् ।
भार्गवेण हता माता राघवस्तु वनं गतः ॥ शु० नी० अ० २–३८ ॥

અર્થ:— પિતાની આજ્ઞાનું પાલન કરવું તેનેજ પુત્રનું પરમ ભૂષણ કહ્યું છે. પરશુરામજી (ભાર્ગવ) એ પિતાની આજ્ઞાથી માતાની હત્યા કરી. અને રામચન્દ્રજી પિતાની આજ્ઞાથી વનમાં ગયા.

पितुः तपोबलात्तौ तु मातरं राज्यमापतुः ।
शापानुग्रहयोः शक्तो यस्तस्याज्ञा गरीयसी ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ— પરન્તુ પિતાના તપોબલથી પરશુરામજીની માતા જીવતી થઈ, અને રામચન્દ્રજીને રાજ્ય પ્રાપ્ત થયું. જે શાપ અને અનુગ્રહ કરવાને સમર્થ છે તેની આજ્ઞા સર્વોપરી છે.

सोदरेषु च सर्वेषु स्वस्याधिक्यं न दर्शयेत् ।
भागार्हभ्रातृणां नष्टो ह्यवमानात्सुयोधनः ॥ „ ॥ ४० ॥

અર્થઃ— સંપૂર્ણ ભ્રાતાઓમાં આપની અધિકતા બતાવવી નહીં, કેમકે ભાગને યોગ્ય ભ્રાતાઓનું અપમાન કરવાથી દુર્યોધન નષ્ટ થઈ ગયો.

पितुराज्ञोल्लंघनेन प्राप्यापि पदमुत्तमम् ।
तस्माद्भ्रष्टा भवन्तीह दासवद्राजपुत्रकाः ॥ „ ॥ ४१ ॥

અર્થઃ—આ સંસારમાં ઉત્તમ પદને પ્રાપ્ત થયેલા હોવા છતાં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી તે પદથી ભ્રષ્ટ થઈને રાજપુત્રો દાસની સમાન થઈ જાય છે,

ययातेश्च यथा पुत्रा विश्वामित्रसुता यथा ।
पितृसेवापरास्तिष्ठेत्कायवाङ्मनसैः सदा ॥ „ ॥ ४२ ॥

અર્થઃ— જેમ યયાતિ રાજાના પુત્રો તથા વિશ્વામિત્ર ઋષિના પુત્રો પિતાની આજ્ઞાને ઉલ્લંઘન કરવાથી નષ્ટ થયા. માટે પુત્રોએ શરીર, વાણી અને મન વડે પિતાની સેવા કરવામાં તત્પર રહેવું.

तत्कर्म नियतं कुर्याद्येन तुष्टो भवेत् पिता ।
तन्न कुर्याद्येन पिता मनागपि विषीदति ॥ „ ॥ ४३ ॥

અર્થઃ— જેથી પિતા પ્રસન્ન થાય તેવું કાર્ય નિયમથી કરે. જેથી પિતા થોડા પણ દુઃખી થાય તે કાર્ય ન કરવુ.

यस्मिन्पितुर्भवेत्प्रीतिः स्वयं तस्मिन्प्रियं चरेत् ।
यस्मिन्द्वेषं पिता कुर्यात्स्वस्यापि द्वेष्य एव सः ॥ „ ॥ ४४ ॥

અર્થઃ—જે મનુષ્યમાં અથવા કાર્યમાં પિતાની પ્રીતિ હોય તેમાં પોતે પણ પ્રીતિ કરે, અને જેમાં પિતાને દ્વેષ હોય તેને પોતે પણ પોતાનો દ્વેષ્ય જાણે.

असंमतं विरुद्धं वा पितुर्नैव समाचरेत् ।
चारसूचकदोषेण यदि स्यादन्यथा पिता ॥ „ ॥ ४५ ॥
प्रकृत्यनुमतं कृत्वा तमेकान्ते प्रबोधयेत् ।
अन्यथासूचकान्नित्यं महद्दण्डेन दण्डयेत् ॥ „ ॥ ४६ ॥

અર્થઃ—જે વાત પિતાને અસંમત હોય અથવા વિરૂદ્ધ હોય તેવું આચરણ ન કરે. અને જો દૂત અથવા સૂચક(ચાડી કરનાર)ના દોષથી પિતાની વિપરીત બુદ્ધિ થઈ જાય, તો-પુરોહિતાદિ પ્રકૃતિની અનુમતિ લઈને રાજપુત્ર પિતાને એકાન્તમાં યથાર્થ વાત વિદિત કરે. અને રાજા જૂઠી હકીકત કહેનારાઓને ભારે દંડ દે.

प्रकृतीनां च कपटैः स्वान्तं विद्यात्सदैव हि ।
प्रातर्नत्वा प्रतिदिनं पितरं मातरं गुरुम् ॥ „ ॥ ४७ ॥

અર્થઃ—કપટથી પ્રકૃતિઓના સ્વભાવને રાજપુત્ર સદા જાણે. અને પિતા, માતા અને ગુરૂને પ્રતિદિન પ્રાતઃકાલમાં નમસ્કાર કરે.

**राजानं स्वकृतं यद्यन्निवेद्यानुदिनं ततः ।**
**एवं गृहाविरोधेन राजपुत्रो वसेद्गृहे ॥ ,, ॥ ४८ ॥**

અર્થઃ—તે પછી પોતાનું સર્વ કૃત્ય પ્રતિદિન રાજાને નિવેદન કરે. અને ઘરની સાથે વિરોધ ન કરીને રાજપુત્ર ઘરમાં વસે.

**विद्यया कर्मणा शीलैः प्रजाः संरञ्जयन्मुदा ।**
**त्यागी च सत्त्वसंपन्नः सर्वान्कुर्याद्वशे स्वके ॥ ,, ॥ ४९ ॥**

અર્થઃ— વિદ્યા, કર્મ અને શીલ વડે પ્રજાને પ્રસન્ન કરતો સતો ત્યાગી તથા સત્ત્વગુણી થઇ સર્વને પોતાને વશ કરે.

**शनैः शनैः प्रवर्धेत शुक्लपक्षमृगाङ्कवत् ।**
**एवं वृत्तो राजपुत्रो राज्यं प्राप्याप्यकंटकम् ॥ ,, ॥ ५० ॥**
**सहायवान्सहामात्यश्चिरं भुंक्ते वसुंधराम् ।**
**समासतः कार्यमुक्तं युवराजस्य यद्धितम् ॥ ,, ॥ ५१ ॥**

અર્થઃ—ધીમે ધીમે શુક્લ પક્ષના ચન્દ્રમાની પેઠે વૃદ્ધિને પ્રાપ્ત કરે. આ પ્રકારના ચારિત્ર્યવાળો યુવરાજ નિષ્કંટક રાજ્યને પ્રાપ્ત કરી સહાય અને મન્ત્રીઓ સહિત લાંબા કાળ સુધી પૃથિવીને ભોગવે છે. આ પ્રમાણે સંક્ષેપથી યુવરાજને હિતકારી કાર્યનું વર્ણન કર્યું.

આ કર્તવ્ય યુવરાજ પુત્રોને માટેજ નથી. સર્વેએ પિતાની સાથે આવું વર્તન કરવું જોઇએ.

ઇતિ રાજપુત્રધર્મ અ. ૬ સર્ગ. ૧૪ સમાપ્ત.

---

## અધ્યાય. ૬. સર્ગ ૧૫.

---

### રાજાની દિનચર્યા.

સર્વ મનુષ્યોએ સમય વખતેજ પોતાનું કાર્ય કરવું જોઇએ. રાજા લોકોએ તેના ઉપર વિશેષે કરીને ધ્યાન આપવું જોઇએ.

**उत्थाय पश्चिमे यामे गृहकृत्यं विचिन्त्य च ।**
**कृत्वोत्सर्गन्तु देवं हि स्मृत्वा स्नायादनन्तरम् ॥ शु. नी. अ० २ श्लो० २०७॥**

અર્થઃ—રાત્રિના છેલ્લા પહોરમાં ઉઠીને તથા ગૃહની ચિન્તા કરીને તથા શૌચાદિ કરીને, ઇષ્ટ દેવનું સ્મરણ કરી પછી રાજા સ્નાન કરે. અર્થાત્ વાજાં આદિના શબ્દ વડે ઉઠાડેલો રાજા થોડીવાર સુધી ઇષ્ટ દેવનું ચિન્તન કરે. પછી જે કઇ કાર્ય દિવસમાં કરવાનું હોય તેનું ચિન્તન કરે. ત્યાર બાદ શૌચ આદિ ક્રિયાથી નિવૃત્ત થઇ વૈદ્ય તથા રસોઇના નિરક્ષક તથા શુભાશુભ આદિ બતાવનાર જ્યોતિષીને મળે. મતલબ કે રાજાના શરીરની સ્થિતિને જાણવાને માટે વૈદ્ય, અભીષ્ટ ભોજનાદિ બનાવવાને માટે રસોઇના નિરીક્ષક, અને તે દિવસનું

શુભાશુભ બતાવવાને માટે જ્યોતિષીએ, રાજાને મળવું અત્યન્ત આવશ્યક છે.

ત્યારબાદ સ્નાન, સન્ધ્યાવન્દન, આદિ કરીને ઋત્વિક્, આચાર્ય, અને પુરોહિતની પાસેથી સ્વસ્તિવાચન તથા માંગલિક મન્ત્રપાઠ સહિત આશીર્વાદ ગ્રહણ કરે. પછી—

**स वत्सां धेनुं वृषभं च प्रदक्षिणीकृत्योपस्थानं गच्छेत् ॥**

**कौ० अ० अधि० १ अ० १९ श्लो० २८ ॥**

અર્થ:—વાછડા સહિત ગાય અને આખલાની પ્રદક્ષિણા કરીને પછી દરબારમાં જાય.

**उपस्थानगत. कार्यार्थिनामद्वारासंगं कारयेत् ॥ ,, ॥ ३० ॥**

અર્થ:—રાજા જ્યારે દરબારમાં ઉપસ્થિત થાય ત્યારે જે કોઇ કાર્યને માટે આવનાર પુરૂષો હોય તેમને ખુલ્લી રીતે આવવા દે અર્થાત્ એવા પ્રસંગે દરબારમાં આવનારને કોઈ તરફની પણ રોકાવટ નહીં થવી જોઈએ. (अद्वारासंगम् कारयेत्).

**दुर्दर्शो हि राजा कार्याकार्यविपर्यासमासन्नैः कार्यते ॥ ,, ॥ ३१ ॥**

અર્થ:—જે રાજા દર્શન ન આપે, અથવા કઠિનતાથી દર્શન આપે, તો તેની સમીપ રહેનારા સેવકો દ્વારા અર્થીનું કાર્ય ઉલટ પુલટ કરી નાંખવામાં આવે છે. અર્થાત્ સ્વયં દર્શન ન આપવાને કારણે તેનું કાર્ય તેની સમીપ રહેનાર સેવકો દ્વારા જ કરાવવામાં આવે છે, અને તેઓ કાર્યને ઉલટું કરી દે છે.

**तस्माद्देवताश्रमपाषण्डश्रोत्रियपशुपुण्यस्थानानां बालवृद्ध व्याधित व्यसन्यनाथानां स्त्रीणां च क्रमेण कार्याणि पश्येत् ॥ ,, ॥ ३२ ॥**

અર્થ:—તેથી રાજાને ઉચિત છે કે તે દેવસ્થાન, આશ્રમસ્થાન, અર્થાત્ ઋષિ આદિને રહેવાનું સ્થાન, પાખંડસ્થાન (ધૂર્તો અથવા વઞ્ચકોનું નિવાસસ્થાન), શ્રોત્રિયસ્થાન (વેદ પઢનારનું સ્થાન), પશુસ્થાન (ગાય, ઘોડા, હાથી, આદિનું સ્થાન), તથા પુણ્યસ્થાન (તીર્થાદિ)ના કાર્યને તથા બાલક, વૃદ્ધ, રોગી, દુ:ખી, અનાથ તથા સ્ત્રીઓના પણ સર્વ કાર્યોને ક્રમપૂર્વક સ્વયં જાઇને નિરીક્ષણ કરે.

કૌટિલ્ય આચાર્ય દિનચર્યા વિષયમા નીચે મુજબ નિયમ કરે છે:—

કાર્યવિભાગની વ્યવસ્થાને માટે દિનરાતના આઠ આઠ વિભાગ કરે.

**तत्र पूर्वे दिवसस्याष्टमभागे रक्षाविधानमायव्ययौ च शृणुयात्॥ ,, ॥ १० ॥**

અર્થ:—તે મધ્યેથી દિવસના પહેલા આઠમા ભાગમાં રાજા રક્ષાવિધાન(રાત્રિમાં રક્ષાને માટે નિયુક્ત કરેલા રક્ષાપુરૂષનાં કાર્ય)ને તપાસે. કદાચિત્ રાત્રિમાં કોઇ વિશેષ ઘટના તો નથી થઈ, માટે સર્વથી પહેલા તે જાણવું આવશ્યક છે. તથા ગયા દિવસનાં આયવ્યય સાંભળે અર્થાત્ તેનું નિરીક્ષણ કરે.

**द्वितीये पौरजानपदानां कार्याणि पश्येत् ॥ ,, ॥ ११ ॥**

અર્થ:— દિવસના બીજા અષ્ટમ ભાગમાં નગર તથા જનપદ નિવાસીઓના કાર્યને તપાસે.

**तृतीये स्नानभोजनं सेवेत ॥ ,, ॥१२॥ स्वाध्यायं च कुर्वीत ॥ ,, ॥ १३ ॥**

ત્રીજા ભાગમાં સ્નાન તથા ભોજનાદિ તથા કંઇ સ્વાધ્યાય પણ કરે.

**चतुर्थे हिरण्यप्रतिग्रहमध्यक्षांश्च कुर्वीत ॥ ,, ॥ १४ ॥**

અર્થઃ—દિવસના ચોથા ભાગમાં ગયા દિવસના શેષ ધનને સંભાળે, અને ભિન્ન ભિન્ન કાર્યો ઉપર અધ્યક્ષ આદિને નિયુક્ત કરવાના હોય તો તે કરે.

**पञ्चमे मन्त्रीपरिषदा पत्रसंप्रेषणेन मन्त्रयेत् ॥ ,, ॥ १५ ॥**

અર્થઃ—પાંચમા ભાગમાં મન્ત્રિપરિષદ્‌ની સાથે પત્ર દ્વારા આવશ્યક વિષયો ઉપર વિચાર કરે.

**चार गुह्यबोधनीयानि च बुध्येत ॥ ,, ॥ १६ ॥**

ગુપ્ત ચરોનું કાર્ય તથા અન્ય જાણવા યોગ્ય ગુહ્ય વાતોને પણ તે સમયમાં સાંભળે.

**षष्ठे स्वैरविहारं मन्त्रं वा सेवेत ॥ ,, ॥ १७ ॥**

છઠ્ઠા ભાગમાં ઇચ્છાનુસાર વિહાર અથવા મન્ત્રણા કરે.

**सप्तमे हस्त्यश्वरथायुधीयान्पश्येत् ॥ ,, ॥ १८ ॥**

અર્થઃ—સાતમા ભાગમાં હાથી, ઘોડા, રથ, તથા હથિયારોનું નિરીક્ષણ કરે.

**अष्टमे सेनापतिसखो विक्रमं चिन्तयेत् ॥ ,, ॥ १९ ॥**

અર્થઃ—આઠમા હિસ્સામાં સેનાપતિને સાથે લઇને યુદ્ધ આદિ સંબધમાં વિચાર કરે.

**प्रतिष्ठितेऽहनि सन्ध्यामुपासीत ॥ ,, ॥ २० ॥**

અર્થઃ—આ પ્રમાણે દિવસ સમાપ્ત થતાં સાયંકાળ સમયે સન્ધ્યોપાસના કરે.

**प्रथमे रात्रिभागे पुरुषान्पश्येत् ॥ ,, ॥ २१ ॥**

અર્થઃ—રાત્રિના પ્રથમના આઠમા ભાગમાં ગૂઢ પુરૂષોને મળે.

**द्वितीये स्नानभोजनं कुर्वीत स्वाध्यायं च ॥ ,, ॥ २२ ॥**

રાત્રિના બીજા ભાગમાં સ્નાન, ભોજન તથા સ્વાધ્યાય કરે.

**तृतीये तूर्यघोषेण संविष्टश्चतुर्थपञ्चमौ शयीत ॥ ,, ॥ २३ ॥**

ત્રીજા ભાગમાં ગાવું બજાવવું આદિ સાંભળતા સાંભળતા સુઇ રહે (**संविष्टः**), અને ચોથા અને પાંચમા ભાગમાં પૂર્ણ શયન કરે.

**षष्ठे तूर्यघोषेण प्रतिबुद्धः शास्त्रमितिकर्तव्यतां च चिन्तयेत् ॥ ॥ २४ ॥**

રાત્રિના છઠ્ઠા ભાગમાં વાજાં આદિના શબ્દથી ઉઠાડેલો રાજા અર્થશાસ્ત્ર તથા દિવસમાં કંઇ કાર્ય કરવાનું હોય તેનું ચિન્તન કરે.

**सप्तमे मन्त्रमध्यासीत ॥ ,, ॥ २५ ॥**

સાતમા ભાગમાં મન્ત્ર અર્થાત્ ગૂઢ વાતો ઉપર વિચાર કરે અને ગૂઢ પુરૂષોને જ્યાં મોકલવા હોય ત્યાં મોકલે.

**अष्टमे ऋत्विगाचार्यपुरोहितसखः स्वस्त्ययनानि प्रतिगृह्णीयात् ॥ २६ ॥**

આઠમા ભાગમાં ઋત્વિક્, આચાર્ય તથા પુરોહિતની પાસેથી સ્વસ્તિવાચન તથા માંગલિક મંત્રપાઠ સહિત આશીર્વાદ ગ્રહણ કરે.

આ પ્રમાણે દિનચર્યા તથા રાત્રિચર્યાનો ક્રમ કહ્યો છે. આ સર્વ કાર્ય તો કરવાનું છે, સમય રાજાની અનુકૂલતાને અનુસાર રાખવો જોઇએ.

ઇતિ રાજદિનચર્યા અ૦ ૬ સર્ગ. ૧૫ સમાપ્ત.

## અધ્યાય ૬. સર્ગ. ૧૬.

### નિશાન્તપ્રણિધિ.

આ સર્ગમાં નિશાન્તપ્રણિધિનું નિરૂપણ કરીએ છીએ. રાજભવનનું નામ **નિશાન્ત** છે.

**वास्तुकप्रशस्ते देशे सप्राकारपरिखाद्वारमनेककक्ष्यापरिगतमन्तःपुरं कारयेत् ॥**

**कौ० अ० अधि० १, अ. २७ सू० १ ॥**

અર્થ—ગૃહનિર્માણાદિના નિયમને બતાવનાર શાસ્ત્રનું નામ **વાસ્તુવિદ્યા** છે. તેને જાણનાર વિશ્વકર્મા (એન્જીનીઅર) પુરૂષ (વાસ્તુક) જે સ્થાનની પ્રશંસા કરે તે સ્થાનમાં પ્રાકાર( કોટ ), પરિખા( ખાઇ ), દ્વાર તથા અનેક કક્ષાઓ( દેઢી ) યુક્ત અન્તઃપુરનું નિર્માણ કરવામાં આવે. અથવા એવું મકાન બનાવે કે જેની ભીત તથા રસ્તાનો ઠીક ઠીક પત્તો ના લાગે. તેને **મોહનગૃહ** (ભૂલભૂલામણી) કહે છે. તેની અંદર પોતાના નિવાસનું મકાન બનાવે, અથવા ભૂમિ ખોદાવી તેની અંદર અથવા મોહનગૃહની અંદર પોતાનું નિવાસગૃહ બનાવરાવે. એ ભૂમિગૃહના દરવાજા સમીપમાં જ કોઇ દિશામાં દેવાલય બનાવી તેમાં કોઇ દુર્ગા આદિ દેવતાની મૂર્તિની સ્થાપના અવસ્ય કરાવે. અથવા એવો મહેલ બનાવે કે જેની દિવાલોની અંદર જવા આવવાના છૂપા રસ્તા હોય, અથવા પોલા થાંભલાની અંદર અંદરથી ચઢવા ઉતરવાના અથવા બહારથી આવવા જવાના માર્ગ હોય, અથવા એવું વાસગૃહ બનાવે કે જેની નીચેના ભાગ યન્ત્રોના આધાર ઉપર જ આશ્રિત હોય અર્થાત્ યન્ત્રો પોતાના હાથમાં હોવાથી તેને ઇચ્છાનુસાર ઉભું રાખે અથવા નીચે પાડી શકાય. આ પ્રકારનું નિવાસગૃહ આપત્તિનું નિવારણ કરવાને બનાવવામાં આવે છે. અથવા પોતાના જ્ઞાનને અનુસાર ભિન્ન પ્રકારનું વાસગૃહ બનાવે. અને અથર્વવેદના મન્ત્ર અને નાના પ્રકારના ઔષધથી મકાનને અગ્નિ અથવા વિષથી બચાવવું જોઇએ. અર્થાત્ મકાનમાં અગ્નિ અથવા વિષની અસર ન થઇ શકે એવો ઉપાય કરી દેવો જોઇએ મોર આદિ પક્ષિઓને રાખવાં તે પણ વિષથી રક્ષા કરવાનો ઉપાય છે. મેના પોપટ એ વિષની આશંકા થતાં ચીસો પાડવા માંડે છે. અને મોર, નકુલ, આદિ સર્પને ખાઇ જાય છે. ક્રૌઞ્ચ પક્ષી વિષની સમીપ હોય તો ચીસ પાડવા લાગે છે. કોયલ વિષને જોઇ મરી જાય છે. વિષ દેખવાથી ચકોરનાં નેત્ર લાલ થઇ જાય છે. આ સર્વ ઉપાય વડે રક્ષા કરવી જોઇએ.

રાજાના વાસગૃહના પાછલી તરફના ભાગમાં રાજસ્ત્રીઓને રહેવાનું સ્થાન બનાવવું જોઇએ. તેની સમીપમાંજ પ્રસૂતા સ્ત્રી, બીમાર, તથા અસાધ્ય રોગવાળી સ્ત્રીઓને માટે પૃથક્ પૃથક્ સ્થાન બનાવવાં. અને તેની સાથે સાથે નાની નાની ફુલવાડી તથા જલાશય બનાવે. તેની બહારની બાજુએ રાજકન્યા તથા યૌવન અવસ્થાએ પ્રાપ્ત નહીં થયેલા રાજકુમારોને માટે સ્થાન બનાવે રાજાના નિવાસ સ્થાનની આગળની બાજુએ પ્રથમ સુન્દર ઘાસ તથા ફુલો યુક્ત ઉપવનની સુન્દર શોભા હોવી જોઇએ. તેની આગળ મન્ત્રસભાનું સ્થાન, પછી ઉપસ્થાન અર્થાત્ દરબારનુ સ્થાન, તથા તેની આગળ યુવરાજ કુમાર તથા સમાહર્તા, સન્નિધાતા, આદિ અધ્યક્ષોનાં પ્રધાન કાર્યાલય હોવાં જોઇએ. વિભાગોની વચમાં વચમાં અન્તઃપુરના રક્ષક લોક તથા સિપાઇઓનો સમૂહ રહેવો જોઇએ.

અન્ત પુરમા જઇને રાજા પોતાના નિવાસસ્થાનમા કોઇ વિશ્વસ્ત વૃદ્ધ પરિચારિકા દ્વારા મહારાણીને બોલાવે, સ્વય તેના નિવાસસ્થાનમા ન જાય, કેમકે તેમા પણ કદાપિ મોટી હાનિ થઇ જવાનો સભવ છે

**देवीगृहे लीनो हि भ्राता भद्रसेन जघान** ॥ कौ अ अधि १ अ २०. सू २३॥

અર્થ —પહેલા એક સમય ભદ્રસેન નામના રાજાને તેના વીરસેન નામના ભાઇએ રાજાની રાણીની સાથે મળીને તેણીના ઘરમા છૂપો રહીને મારી નખ્યો હતો

**मातु शय्यान्तर्गतश्च पुत्र कारूशम्** ॥ ,, ॥ २४ ॥

અર્થ —એવી રીતે માતાની શય્યાની નીચે છૂપા રહેલા રાજપુત્રે પોતાના પિતા કારૂશને મારી નાખ્યો હતો

**लाजान्मधुनेति विषेण पर्यस्य देवी काशीराजम्** ॥ ,, ॥ २५ ॥

અર્થ —તેવી રીતે કાશીરાજની રાણીએ કાશીરાજાને ધાણીમા મધુને બહાને વિષ મેળવી તે ખવરાવી મારી નાખ્યો હતો

**विषदिग्धेन नूपुरेण वैरन्त्य मेखलामणिना सौवीर जालूथमादर्शेन वेण्या गूढ शस्त्रं कृत्वा देवी विदूरथ जघान** ॥ ,, ॥ २६ ॥

અર્થ —તથા વિષનુ પાણી પાયેલા નૂપુર દ્વારા વૈરન્ત્ય રાજાને તેની રાણીએ, અને મેખલાની મણિદ્વારા સૌવીરને, તથા આદર્શ દ્વારા જાલૂથને, અને પોતાની વેણી(વાળ)મા છુપાવેલા શસ્ત્ર વડે વિદૂરથ નામના રાજાને પોત પોતાની રાણીઓએ જ મારી નાખ્યા હતા, તેથી રાજાએ વિશ્વસ્ત પરિચારિકા દ્વારા તેને પોતાની પાસે બોલાવે રાત્રિને સમયે તેની પાસે ન જાય આ સર્વ ઉપાય ઠીક છે પરન્તુ આ સર્વ વિપત્તિઓ અનેક સ્ત્રીઓ રાખનાર તથા વેસ્યા, દાસી, આદિનુ સેવન કરનાર રાજાઓને સ્ત્રી અથવા રાજપુત્રો તરફથી મૃત્યુનો ભય રહે છે તેથી એક પત્નીવ્રત થઇ રહેવુ જોઇએ તથા પોતાનુ ચારિત્ર્ય પવિત્ર રાખવુ જોઇએ અને રાણી સુશિક્ષિત હોવી જોઇએ અને તેમને કોઇની સોબત થવા દેવી નહી આ ઉપાય ઉત્તમ છે બાકી સર્વ સામાન્ય છે

હવે આત્મરક્ષા વિષયમા કહીએ છીએ

પાકશાળામા સર્વ કરનાર અધ્યક્ષ કોઇ સુરક્ષિત સ્થાનમા ખાવાની દરેક વસ્તુ સ્વાદિષ્ટ બનાવે

**तद्रामा तथैव मतिभुञ्जीत पूर्वमग्नये वयोभ्यश्च बलिं कृत्वा** ॥

कौ अ अधि १ अ २१ सू ९ ॥

અર્થ —આ પ્રમાણે તૈયાર કરેલુ ભોજન પ્રથમ બલિ વૈશ્વદેવ કરીને અર્થાત્ અગ્નિ અને પક્ષીઓ આદિને બલિ આપીને પછી પોતે ખાય

વિષમિશ્રિત અન્નને અગ્નિમા નાખે તો અગ્નિની જ્વાળા તથા ધુમાડો બને નીલ રગોના નિકળે છે અને તેમા ચર ચર શબ્દ પણ થાય છે તથા વિષમિશ્રિત અન ખાવાથી પક્ષીઓને વિપત્તિ અર્થાત્ મૃત્યુ આવે છે વિષયુક્ત અનની વરાળ મોરની ગરદન સમાન રગવાળી હોય છે તથા તે અન બહુ જલદી ઠડુ પડી જાય છે હાથનો સ્પર્શ કરવાથી અથવા તેને ચાવવાથી અથવા તોડવાથી પણ તેનો રગ બદલાઇ જાય છે, તેમા ગાઠ પડી જાય છે, અને કાચા અનમા ઝેર મેળવ્યુ હોય તો તે બરાબર પાકતુ પણ નથી

અન્તઃપુરમાં જઇને રાજા પોતાના નિવાસસ્થાનમાં કોઇ વિશ્વસ્ત વૃદ્ધ પરિચારિકા દ્વારા મહારાણીને બોલાવે, સ્વયં તેના નિવાસસ્થાનમાં ન જાય, કેમકે તેમાં પણ કદાપિ મોટી હાનિ થઇ જવાનો સંભવ છે.

**देवीगृहे लीनो हि भ्राता भद्रसेनं जघान ॥** कौ अ. अधि. १ अ. २०. सू २३॥

અર્થ:—પહેલાં એક સમય ભદ્રસેન નામના રાજાને તેના વીરસેન નામના ભાઇએ રાજાની રાણીની સાથે મળીને તેણીના ઘરમાં છૂપો રહીને મારી નાંખ્યો હતો.

**मातुः शय्यान्तर्गतश्च पुत्रः कारूशम् ॥** ,, ॥ २४ ॥

અર્થ:—એવી રીતે માતાની શય્યાની નીચે છૂપા રહેલા રાજપુત્રે પોતાના પિતા કારૂશને મારી નાંખ્યો હતો.

**लाजान्मधुनेति विषेण पर्यस्य देवी काशीराजम् ॥** ,, ॥ २५ ॥

અર્થ:—તેવી રીતે કાશીરાજાની રાણીએ કાશીરાજાને ધાણીમાં મધુને બહાને વિષ મેળવી તે ખવરાવી મારી નાંખ્યો હતો.

**विषदिग्धेन नूपुरेण वैरन्त्यं मेखलामणिना सौवीरं जालूथमादर्शेन वेण्यां गूढं शस्त्रं कृत्वा देवी विदूरथं जघान ॥** ,, ॥ २६ ॥

અર્થ:—તથા વિષનું પાણી પાયેલા નૂપુર દ્વારા વૈરન્ત્ય રાજાને તેની રાણીએ, અને મેખલાની મણિદ્વારા સૌવીરને, તથા આદર્શ દ્વારા જાલૂથને, અને પોતાની વેણી(વાળ)માં છુપાવેલા શસ્ત્ર વડે વિદૂરથ નામના રાજાને પોત પોતાની રાણીઓએ જ મારી નાંખ્યા હતા, તેથી રાજાએ વિશ્વસ્ત પરિચારિકા દ્વારા તેને પોતાની પાસે બોલાવે. રાત્રિને સમયે તેની પાસે ન જાય. આ સર્વ ઉપાય ઠીક છે. પરન્તુ આ સર્વ વિપત્તિઓ અનેક સ્ત્રીઓ રાખનાર તથા વેશ્યા, દાસી, આદિનું સેવન કરનાર રાજાઓને સ્ત્રી અથવા રાજપુત્રો તરફથી મૃત્યુનો ભય રહે છે. તેથી એક પત્નીવ્રત થઇ રહેવું જોઇએ. તથા પોતાનું ચારિત્ર્ય પવિત્ર રાખવું જોઇએ અને રાણી સુશિક્ષિત હોવી જોઇએ. અને તેમને કોઇની સોબત થવા દેવી નહીં. આ ઉપાય ઉત્તમ છે. બાકી સર્વ સામાન્ય છે.

હવે આત્મરક્ષા વિષયમાં કહીએ છીએ.

પાકશાલામાં કાર્ય કરનાર અધ્યક્ષ કોઇ સુરક્ષિત સ્થાનમાં ખાવાની દરેક વસ્તુ સ્વાદિષ્ટ બનાવે.

**तद्राजा तथैव प्रतिभुञ्जीत पूर्वमग्नये वयोभ्यश्च बलिं कृत्वा ॥**

कौ. अ. अधि. १ अ. २१ सू. ९ ॥

અર્થ:—આ પ્રમાણે તૈયાર કરેલું ભોજન પ્રથમ બલિ વૈશ્વદેવ કરીને અર્થાત્ અગ્નિ અને પક્ષીઓ આદિને બલિ આપીને પછી પોતે ખાય.

વિષમિશ્રિત અન્નને અગ્નિમાં નાંખે તો અગ્નિની જ્વાલા તથા ધુમાડો નીલ રંગોનાં નિકળે છે, અને તેમાં ચર ચર શબ્દ પણ થાય છે. તથા વિષમિશ્રિત અન્ન ખાવાથી પક્ષીઓને વિપત્તિ અર્થાત્ મૃત્યુ આવે છે. વિષયુક્ત અન્નની વરાળ મોરની ગરદન સમાન રંગવાળી હોય છે. તથા તે અન્ન બહુ જલદી ઠંડુ પડી જાય છે. હાથનો સ્પર્શ કરવાથી અથવા તેને ચાવવાથી અથવા તોડવાથી પણ તેનો રંગ બદલાઇ જાય છે, તેમાં ગાંઠ પડી જાય છે, અને કાચા અન્નમા ઝેર મેળવ્યું હોય તો તે બરાબર પાકતું પણ નથી.

# અધ્યાય ૬. સર્ગ ૧૯

## શાસનલેખવિધિ

આ સર્ગમા શાસનવિધિનુ નિરૂપણ કરીએ છીએ

લિખિત આજ્ઞા તથા સન્દેશ આદિને શાસન કહે છે તેનુ નિરૂપણ કરીએ છીએ પત્ર ઉપર લખેલા અર્થને વિદ્વાન્ લોક શાસન કહે છે અર્થાત્ વાચનિક અર્થને કદાપિ શાસન કહી શકાય નહી

**शासनप्रधाना हि राजानः ॥** कौ अ. अधि. २ अ. १० सू ३ ॥

અર્થ —રાજાનો શાસનનો જ વિશેષ આદર કરે છે, વાચનિકનો નહી, કેમકે સન્ધિ અને વિગ્રહ આદિ સબન્ધી કાર્ય શાસનમૂલ જ હોય છે તેથી અમાત્યના ગુણોથી યુક્ત, દરેક પ્રકારના આચાર વિચારોને જાણનાર શીઘ્રતાથી સુન્દર વાકયયોજના કરનાર, સુન્દર અક્ષર લખનાર, સર્વ પ્રકારના લેખ લખવામા તથા વાચવામા સમર્થ લેખક હોવો જોઈએ અર્થાત્ લખવા વાચવાને માટે આવી પ્રકારના લેખકને રાજા નિયુક્ત કરે

**देशैश्वर्यवंशनामधेयोपचारमीश्वरस्य देशनामधेयोपचारमनीश्वरस्य॥ ,, ॥ ६ ॥**

અર્થ —જો લેખપત્ર કોઈ રાજા ઉપર લખવામા આવતો હોય તો તેમા તેનો દેશ, ઐશ્વર્ય, વંશ અને નામનુ પૂર્ણ કથન કરવુ જોઈએ જો કોઇ અમાત્યાદિ ઉપર લખવામા આવે તો તેમા કેવલ તેના દેશ અને નામનો જ પૂર્ણ નિર્દેશ કરવો જોઈએ

**जातिं कुलं स्थानवयःश्रुतानि कर्मर्द्धिशीलान्यथ देशकालौ।**
**यौनानुबन्धं च समीक्ष्य कार्ये लेखं विदध्यात्पुरुषानुरूपम् ॥ , श्लो. ॥ ७ ॥**

અર્થ —તેના અન્ય રાજકાર્ય સબન્ધી લેખપત્રમા જાતિ (બ્રાહ્મણાદિ), કુલ, સ્થાન (અધિકાર સ્થાન), આયુ, વિદ્વત્તા (શાસ્ત્રજ્ઞાન), કાર્ય, ધનસપત્તિ સદાચાર, દેશ, નિવાસસ્થાન, કાલ, વિવાહાદિ સબન્ધ કોની સાથે થાય છે તે એટલે "યૌનાનુબન્ધ", ઈત્યાદિ સર્વ વાતોનો વિચાર કરીને ઉત્તમ, મધ્યમ અને અધમ પુરૂષોની યોગ્યતાનુસાર લખે

**अर्थक्रमः सबन्धः परिपूर्णता माधुर्यमौदार्यं स्पष्टत्वमिति लेखसपत् ॥सू.८॥**

અર્થ —લેખમા અર્થક્રમ, સબન્ધ, પરિપૂર્ણતા, માધુર્ય, ઔદાર્ય, અને સ્પષ્ટતા-એ ૭ ગુણ હોવા જોઈએ

**तत्र यथावदनुपूर्वक्रियाप्रधानस्यार्थस्य पूर्वमभिनिवेश इत्यर्थस्य क्रमः ॥ ९ ॥**

અર્થ —અર્થને અનુસાર ઠીક ઠીક આનુપૂર્વી રાખવી અર્થાત્ સર્વથી પ્રધાન અર્થને જ પહેલો રાખવો પછી તેને અનુસાર સર્વ વાતોનુ નિરૂપણ કરતા જવુ તેને અર્થક્રમ કહે છે

**प्रस्तुतस्यार्थस्यानुरोधादुत्तरस्य विधानमासमाप्तेरिति संबधः ॥ ,, ॥ १० ॥**

અર્થ —પ્રસ્તુત અર્થને બાધ ન આવે એવી રીતે આગલા અર્થનુ નિરૂપણ કરવુ એ પ્રમાણે સમાપ્તિ પર્યન્ત કરતા જવુ તેને સંબન્ધ કહે છે તાત્પર્ય એ છે કે આગલો અર્થ પહેલા કહેલા અર્થનો બાધક ન હોવો જોઈએ એમ હોય ત્યારે જ અર્થસબન્ધ કહેવાય છે

વહીને આવેલું જલ એકઠું કર્યું હોય તે), તથા મોટા મોટા જલાશયોના બાંધ બંધાવે. અને પ્રજામાંથી કોઇ એવુ કાર્ય કરવા માગે તો તેને જલાશય આદિને માટે જમીન, નહેર આદિને માટે માર્ગ, તથા યથાવશ્યક લાકડાં આદિ સામાન આપીને તેનો ઉપકાર કરે.

**परचक्राटवीग्रस्तं व्याधिदुर्भिक्षपीडितम् ।**
**देशं परिहरेद्राजा व्ययक्रीडाश्च वारयेत् ॥** कौ. अ. अधि. १ अ. १ श्लो. ४४॥

અર્થ:—શત્રુસમૂહથી તથા જંગલી(આટવિક) પુરૂષોથી તથા વ્યાધિ અને દુર્ભિક્ષથી પીડિત દેશને રાજા આ આપત્તિઓથી બચાવે, અને જેમાં ધનનો વ્યય થાય તેવી ક્રીડા અથવા વિલાસથી તેમને છોડાવે.

**दण्डविष्टिकराबाधैः रक्षेदुपहतां कृषिम् ।**
**स्तेनव्यालविषग्राहैः व्याधिभिश्च पशुव्रजान् ॥** ,, ॥ ४५ ॥

અર્થ:—દણ્ડ, વિષ્ટિ (વેઠ) અને કર આદિ દ્વારા ઉત્પન્ન થયેલી બાધાઓને કારણે નષ્ટ થતી ખેતીને બચાવે, અર્થાત્ ખેડુતોને મોટા દણ્ડ ન દે, તેમની પાસેથી અધિક વેઠ ન કરાવે, જેથી તે ખેતી સારી રીતે કરી શકે. તેવી રીતે ચોર, હિંસક પ્રાણી, વિષપ્રયોગ, તથા અન્ય વ્યાધિઓથી પશુઓની રક્ષા કરે. પશુઓના રહેવાનાં સ્થાનની રક્ષા કરે.

**वल्लभैः कार्मिकैः स्तेनैरन्तपालैश्च पीडितम् ।**
**शोधयेत्पशुसंघैश्च क्षीयमाणवणिक्पथम् ॥** ,, ॥ ४६ ॥

અર્થ:—વલ્લભ (રાજાના પ્રિય મનુષ્ય), તથા રાજકર સંગ્રહ કરનાર અધિકારી પુરૂષ તથા જકાત આદિ કર વસુલ કરનાર, તથા ચોર, સીમારક્ષક, તથા વ્યાઘ્ર આદિ હિંસક પશુઓથી પીડીત થવાથી ક્ષીણતાને પ્રાપ્ત થતા વ્યાપારી માર્ગોનું રાજા પરિશોધન કરે.

ઇતિ કૃષિવિષયક અ. ૬ સ. ૧૭ સમાપ્ત.

---

## અધ્યાય. ૬. સર્ગ. ૧૮.

---

### ભૂમિછિદ્રવિધાન

જે ભૂમિમાં અન્નાદિ ઉત્પન્ન થઇ ન શકે તેનું નામ **ભૂમિછિદ્ર** છે. તે સંબન્ધી અહીં કથન કરીએ છીએ.

**अकृष्यायां भूमौ पशुभ्यो विवीतानि प्रयच्छेत् ॥** कौ. अ. अधि. २ अ. २ सू. १॥

અર્થ:—જે ભૂમિમાં કૃષિ ન થઇ શકે તે જગામાં પશુઓને ચરવાને ચરા(વિવિત) આદિ બનાવરાવે વૃક્ષ, લતા, આદિ યુક્ત તથા જ્યાં મૃગ આદિને અભયદાન આપ્યું હોય અર્થાત્ શિકારની મનાઇ હોય એવું એક ગવ્યૂતિ માત્ર એટલે ચાર કોશ સુધી ફેલાયલું, વેદાધ્યયન અને સોમયાગ આદિને માટે અત્યન્ત ઉચિત, જંગલ વેદાધ્યાયી બ્રાહ્મણોને માટે આપે. તેવી રીત તપસ્વીઓને તપોવન આપે. બાકી જંગલોમાં સારાં સારાં વૃક્ષ લગાવી તૈયાર કરાવે.

ઇતિ ભૂમિછિદ્રવિધાન અ. ૬ સર્ગ. ૧૮. સમાપ્ત.

---

## અધ્યાય. ૬. સર્ગ ૧૯.

### શાસનલેખવિધિ.

આ સર્ગમાં શાસનવિધિનું નિરૂપણ કરીએ છીએ.

લિખિત આજ્ઞા તથા સન્દેશ આદિને **શાસન** કહે છે. તેનું નિરૂપણ કરીએ છીએ. પત્ર ઉપર લખેલા અર્થને વિદ્વાન્ લોક **શાસન** કહે છે, અર્થાત્ વાચનિક અર્થને કદાપિ શાસન કહી શકાય નહીં.

**शासनप्रधाना हि राजानः ॥** कौ. अ. अधि. २ अ. १० सू. २ ॥

અર્થઃ—રાજા લોક શાસનનો જ વિશેષ આદર કરે છે, વાચનિકનો નહી, કેમકે સંન્ધિ અને વિગ્રહ આદિ સંબન્ધી કાર્ય શાસનમૂલક જ હોય છે. તેથી અમાત્યના ગુણોથી યુક્ત, દરેક પ્રકારના આચાર વિચારોને જાણનાર, શીઘ્રતાથી સુન્દર વાકયયોજના કરનાર, સુન્દર અક્ષર લખનાર, સર્વ પ્રકારના લેખ લખવામાં તથા વાંચવામાં સમર્થ લેખક હોવો જોઈએ અર્થાત્ લખવા વાંચવાને માટે આવી પ્રકારના લેખકને રાજા નિયુક્ત કરે.

**देशैश्वर्यवंशनामधेयोपचारमीश्वरस्य देशनामधेयोपचारमनीश्वरस्य॥ ,, ॥ ६ ॥**

અર્થઃ—જો લેખપત્ર કોઈ રાજા ઉપર લખવામાં આવતો હોય તો તેમાં તેનો દેશ, ઐશ્વર્ય, વંશ અને નામનું પૂર્ણ કથન કરવું જોઈએ. જો કોઇ અમાત્યાદિ ઉપર લખવામાં આવે તો તેમાં કેવલ તેના દેશ અને નામનો જ પૂર્ણ નિર્દેશ કરવો જોઈએ.

**जातिं कुलं स्थानवयःश्रुतानि कर्मर्द्धिशीलान्यथ देशकालौ।**
**यौनानुबन्धं च समीक्ष्य कार्ये लेखं विदध्यात्पुरुषानुरूपम् ॥ ,, श्लो. ॥ ७ ॥**

અર્થઃ—તેના અન્ય રાજકાર્ય સંબન્ધી લેખપત્રમાં જાતિ (બ્રાહ્મણાદિ), કુલ, સ્થાન (અધિકાર સ્થાન), આયુ, વિદ્વત્તા (શાસ્ત્રજ્ઞાન), કાર્ય, ધનસંપત્તિ, સદાચાર, દેશ, નિવાસસ્થાન, કાલ, વિવાહાદિ સંબન્ધ કોની સાથે થાય છે તે એટલે "યૌનાનુબન્ધ", ઈત્યાદિ સર્વ વાતોનો વિચાર કરીને ઉત્તમ, મધ્યમ અને અધમ પુરૂષોની યોગ્યતાનુસાર લખે.

**अर्थक्रमः संबन्धः परिपूर्णता माधुर्यमादौर्यं स्पष्टत्वमिति लेखसंपत् ॥सू.८॥**

અર્થઃ—લેખમાં અર્થક્રમ, સંબન્ધ, પરિપૂર્ણતા, માધુર્ય, ઔદાર્ય, અને સ્પષ્ટતા–એ ૭ ગુણ હોવા જોઈએ.

**तत्र यथावदनुपूर्वक्रियाप्रधानस्यार्थस्य पूर्वमभिनिवेश इत्यर्थस्य क्रमः ॥ ९ ॥**

અર્થઃ—અર્થને અનુસાર ઠીક ઠીક આનુપૂર્વી રાખવી અર્થાત્ સર્વથી પ્રધાન અર્થને જ પહેલો રાખવો. પછી તેને અનુસાર સર્વ વાતોનું નિરૂપણ કરતા જવું તેને **અર્થક્રમ** કહે છે.

**प्रस्तुतस्यार्थस्यानुरोधादुत्तरस्य विधानमासमाप्तेरिति संबंधः ॥ ,, ॥ १० ॥**

અર્થઃ—પ્રસ્તુત અર્થને બાધ ન આવે એવી રીતે આગલા અર્થનું નિરૂપણ કરવું. એ પ્રમાણે સમાપ્તિ પર્યન્ત કરતા જવું તેને **સંબન્ધ** કહે છે. તાત્પર્ય એ છે કે આગલો "અર્થ પહેલાં કહેલા અર્થનો બાધક ન હોવો જોઈએ. એમ હોય ત્યારે જ **અર્થસંબન્ધ** કહેવાય છે.

अर्थपदाक्षराणामन्यूनातिरिक्तता हेतूदाहरणदृष्टान्तैरर्थोपवर्णनाश्रान्तपदतेति परिपूर्णता ॥ „ ॥ ११ ॥

અર્થ:—અર્થ, પદ, તથા અક્ષરોનું ન્યૂનાધિક નહીં હોવું, તથા હેતુ[કારણ], ઉદાહરણ (શાસ્ત્રીય સંવાદ આદિનું કથન), તથા દૃષ્ટાન્ત(લૌકિક અર્થાત્ લોક પ્રસિદ્ધ અર્થનું નિદર્શન) પૂર્વક અર્થનું નિરૂપણ કરવું; અને શબ્દકાર્પણ્ય એટલે ઢીલા શબ્દોનો પ્રયોગ ન કરવો તેને "પરિપૂર્ણતા" કહે છે.

सुखोपनीतचार्वर्थशब्दाभिधानं माधुर्यम् ॥ „ ॥ १२ ॥

અર્થ:—સુખપૂર્વક અર્થાત્ સરલતાથી અર્થને બોધન કરાવનાર સુન્દર સુન્દર શબ્દોનો પ્રયોગ કરવો તેને **માધુર્ય** કહે છે.

अग्राम्यशब्दाभिधानमौदार्यम् ॥ „ ॥ १३ ॥

અર્થ:—અસભ્ય શબ્દ ન કહેવો અર્થાત્ સભ્યતા ભરેલા શબ્દોનો પ્રયોગ કરવો તેને **ઔદાર્ય** કહે છે.

प्रतीतशब्दप्रयोगः स्पष्टत्वमिति ॥ „ ॥ १४ ॥

અર્થ:—પ્રસિદ્ધ શબ્દોનો પ્રયોગ કરવો તેનું નામ **સ્પષ્ટતા** છે.

અકારાદિ વર્ણ ત્રેસઠ [૬૩] છે. વર્ણોના સમૂહને **પદ** કહે છે. તે પદ ચાર પ્રકારનાં હોય છે:—૧ નામ, ૨ આખ્યાત, ૩ ઉપસર્ગ, અને ૪ નિપાત. તે મધ્યે જાતિ, ગુણ અને દ્રવ્યનું વાચક પદ **નામ** કહેવાય છે. સ્ત્રી, પુરૂષ, આદિ વિશેષ લિંગો રહિત ક્રિયાવાચક પદને **આખ્યાત** કહે છે. ક્રિયાના વિશેષ અર્થોને દ્યોતન કરનાર અને ક્રિયાની સાથે લાગેલા **प्र** આદિ પદ **ઉપસર્ગ** કહેવાય છે. અને **च** આદિ અવ્યયોને **નિપાત** કહે છે.

પૂર્ણ અર્થને અર્થાત્ નિરાકાંક્ષ અર્થને એટલે જે પદસમૂહનું ઉચ્ચારણ કરતાં તેના અર્થની આકાંક્ષા ન રહે એવા અર્થને કહેનાર પદસમૂહને **વાકય** કહે છે. લેખમાં ઓછામાં ઓછું એક પદ અને અધિકમાં અધિક ત્રણ પદનો વર્ગ (સમૂહ) બનાવવો અર્થાત્ દરેક પદને છૂટું છૂટું લખવું અથવા અધિકમાં અધિક ત્રણ પદના સમૂહને છૂટા પાડવા. લેખની પરિસમાપ્તિ થતાં તેનું દ્યોતન કરવાને માટે 'इति' શબ્દનો પ્રયોગ કરવો જોઇએ. અને જો પૂરી વાત લખી ન હોય અથવા તે લખવી ઉચિત ન લાગે તો અન્તમાં **वाचिकमस्य लेखहरमुखात् श्रोतव्यम्** અર્થાત્ "આ લેખનો શેષ અંશ આ પત્ર લાવનાર પુરૂષના મુખથી સાંભળી લેશો"—એવું લખવું જોઇએ.

निन्दा प्रशंसा पृच्छा च तथाख्यानमथार्थना ।
प्रत्याख्यानमुपालंभः प्रतिषेधोऽथ चोदना ॥

कौ. अ. अधि. २. अ. १० श्लो. ॥ २५ ॥

सान्त्वमभ्युपपत्तिश्च भर्त्सनानुनयौ तथा ।
एतेष्वर्थाः प्रवर्तन्ते त्रयोदश सु लेखजाः ॥ „ ॥ २६ ॥

અર્થ:—નિન્દા, પ્રશંસા, પૃચ્છા, આખ્યાન, અર્થના, પ્રત્યાખ્યાન, ઉપાલંભ, પ્રતિષેધ, ચોદના, સાન્ત્વ(સાન્ત્વના), અભ્યુપપત્તિ, ભર્ત્સના અને અનુનય—એ તેર વાતોમાંજ પત્રમાં

પ્રકટ થતો અર્થ પ્રવૃત્ત થાય છે અર્થાત્ પત્રમા આ તેર વાતોમાની કોઈ સબન્ધમા લખવામા આવે છે

**तत्राभिजनशरीरकर्मणां दोपवचनं निन्दा ॥ ,, ॥ २७ ॥**

અર્થ —તેમા કોઈનો અભિજન(વંશ), શરીર તથા કાર્યમા દોપારોપણ કરવુ અર્થાત્ તે સબધી ખૂરૂ કહેવુ તેને **નિન્દા** કહે છે.

**गुणवचनमेतेपामेव प्रशंसा ॥ ,, ॥ २८ ॥**

અર્થ —અને તેના જ (વંશ આદિના) સબંધમા ગુણોનુ કથન કરવુ એ **પ્રશંસા** કહેવાય છે

**कथमेतदिति पृच्छा ॥ ,, ॥ २९ ॥**

અર્થ —આ વાત કેમ બની ? એ પ્રકારના પ્રશ્નને **પૃચ્છા** કહે છે

**एवमित्याख्यानम् ॥ ,, ॥ ३० ॥**

અર્થ —આ એવી રીતે કરવુ જોઈએ એવુ કહેવુ તેને **આખ્યાન** કહે છે

**देहीत्यर्थना ॥ ,, ३१ ॥** "આપો" એ પ્રકાર કહીને માગવુ તેનુ નામ **અર્થના** છે

**न प्रयच्छामीति प्रत्याख्यानम् ॥ ,, ॥ ३२ ॥**

અર્થ —"નથી આપતો " એ પ્રકારે નિષેધ કરવો તેને **પ્રત્યાખ્યાન** કહે છે.

**अननुरूपम् भवत इत्युपालंभः ॥ ,, ॥ ३३ ॥**

અર્થ —આ આપને અનુરૂપ (યોગ્ય) ન કર્યું એ પ્રકારના અભિપ્રાય યુક્ત વચનને **ઉપાલભ** કહે છે

**मा कार्पीरिति प्रतिपेध ॥ ,, ॥ ३४ ॥**

અર્થ —"એમ ન કરો' એ પ્રકારે આજ્ઞાપૂર્વક રોકવુ તેનુ નામ **પ્રતિષેધ** છે

**इदं क्रियतामिति चोदना ॥ ,, ॥ ३५ ॥**

અર્થ —"આ કરવુ જોઈએ" એ પ્રકારની આજ્ઞાને **ચોદના** કહે છે

**योऽहं स भवान् यन्मम द्रव्यं तद्भवत इत्युपग्रहः सान्त्वनम् ॥ ,, ॥ ३६ ॥**

અર્થ —જે હુ છુ તેજ આપ છો, જે મારૂ દ્રવ્ય છે તે આપનુ જ છે એ પ્રકારે કહીને કોઈને વિશ્વાસ દેવો અથવા આપણે અનુકૂળ બનાવવો તેનુ નામ સાન્ત્વ અથવા **શાન્ત્વના** છે (उपग्रह =ઉત્તેજન)

**व्यसनसाहाय्यमभ्यवपत्ति ॥ ,, ॥ ३७ ॥**

અર્થ —વ્યસન(આપત્તિ)ના સમયમા સહાયતા આપવી તેનુ નામ **અભ્યવપત્તિ** કહેવાય છે

**सदोपमायतिप्रदर्शनमभिभर्त्सनम् ॥ ,, ॥ ३८ ॥**

અર્થ —દોપ સહિત ભવિષ્ય(**आयति**) બતાવવુ અર્થાત્ જો તુ જલદી જ આ પ્રમાણે નહી કરે તો તને મારી નખાવીશ અથવા કેદ કરીશ એ પ્રમાણે કહેવુ તેને **ભર્ત્સના** (ધમકી) કહે છે

**अनुनयस्त्रिविधोऽर्थकृतावतिक्रमे पुरुपादिव्यसने च ॥ ,, ॥ ३९ ॥**

અર્થ —અનુનય ત્રણ પ્રકારનો છે ૧ અર્થકરણ નિમિત્તક, ૨ અતિક્રમ નિમિત્તક, અને

૩ પુરૂષાદિવ્યસન નિમિત્તક. કોઈ આવશ્યક કરવા યોગ્ય કાર્ય કરવાને માટે મિત્ર તરફથી અનુનય(અનુગ્રહ) કરવામાં આવે તે પહેલો છે. કોઈ રીતે કૂપિત થયેલા પુરૂષને શાન્ત કરવાને માટે જે અનુનય કરવામાં આવે છે તે બીજો છે. અને પિતા, ભાઈ, પુત્ર, મિત્ર આદિના મરવાથી આવેલી આપત્તિમાં જે અનુનય કરવામાં આવે છે તે ત્રીજો અનુનય છે.

**प्रज्ञापनाज्ञापरिदानलेखास्तथा परीहारनिसृष्टिलेखौ ।**

**प्रावृत्तिकश्च प्रतिलेख एव सर्वत्रगश्चेति हि शासनानि ॥ श्लो. ॥ ,, ४० ॥**

અર્થઃ—લેખ(શાસન)ના નીચે લખેલા આઠ ભેદ છેઃ— ૧ પ્રજ્ઞાપના, ૨ આજ્ઞા, ૩ પરિદાન ૪. પરિહાર, ૫. નિસૃષ્ટિ, ૬. પ્રાવૃત્તિક, ૭, પ્રતિલેખ અને સર્વત્રગ. આ આઠેનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

**अनेन विज्ञापितमेवमाह तद्दीयतां चेद्यदि तत्त्वमस्ति ।**

**राज्ञः समीपे वरकारमाह प्रज्ञापनैषा विविधोपदिष्टा ॥ ,, ॥ ४१ ॥**

અર્થઃ—ગુપ્ત રાજપુરૂષ દ્વારા રાજાને ખબર મળતાં અર્થાત્ કોઈ મહામાત્ર(પ્રધાન અમાત્ય) આદિને કંઈક ધન જડયું હોય અને તે તેણે પોતાની પાસે રાખી લીધું હોય તે વાત કોઈ ગુપ્તચર આવીને રાજાને કહે, ત્યારે રાજા મહામાત્ર આદિને કહે છે કે જો એ વાત ખરી (**तत्त्वम्**) હોય તો તે ધન આપી દો. તે ઉપરથી તે રાજાની આગળ ધન આપી દેવાને સ્વીકાર(વરકાર) કરે છે તે બાબતના લેખને **પ્રજ્ઞાપના** કહે છે. આ પ્રજ્ઞાપના નામનો લેખપત્ર અનેક પ્રકારનો હોય છે.

**भर्तुराज्ञा भवेद्यत्र निग्रहानुग्रहैः प्रति ।**

**विशेषेण तु भृत्येषु तदाज्ञालेखलक्षणम् ॥ ,, ॥ ४२ ॥**

અર્થઃ—જે લેખપત્રમાં રાજાની નિગ્રહ કે અનુગ્રહરૂપ આજ્ઞા હોય–વિશેષ કરીને જે લેખપત્ર ભૃત્યો સંબંધી લખવામાં આવે, તે **આજ્ઞા** કહેવાય છે.

**यथार्हगुणसंयुक्ता पूजा यत्रोपलक्ष्यते ।**

**अप्याधौ परिधाने वा भवतस्तावुपग्रहौ ॥ ,, ॥ ४३ ॥**

અર્થઃ—જે લેખપત્રમાં ઉચિત ગુણોથી યુક્ત સત્કારનો ભાવ પ્રકટ કર્યો હોય તેને **પરિદાન** કહે છે. તે બે અવસ્થામાં લખવામાં આવે છે—એક તો જે વખતે પોતાના ભૃત્યોના કોઇ બન્ધુ, બાન્ધવ, આદિ મરી ગયા હોય અને તે કારણે તેને કલેશ (**आधि**) થતો હોય ત્યારે; અને બીજો તેમની રક્ષા(પરિધાન)ને માટે જ્યારે રાજા કોઈવાર વિશેષ દયાભાવ પ્રકટ કરે એવી અવસ્થામાં રાજા તરફથી ભૃત્યોને લખેલો–આવી પ્રકારના લેખ તેમને રાજાને અનુકૂલ (**उपग्रह**) બનાવે છે.

**जातेर्विशेषेषु पुरेषु चैव ग्रामेषु देशेषु च तेषु तेषु ।**

**अनुग्रहो यो नृपतेर्निदेशात्तज्ज्ञः परीहार इति व्यवस्येत् ॥ ,, ॥ ४४ ॥**

અર્થઃ—વિશેષ વિશેષ જાતિઓ, તે તે નગરો, ગ્રામો, તથા દેશો ઉપર રાજાની આજ્ઞાનુસાર જે અનુગ્રહ કરવામાં આવે તેને જાણકાર પુરૂષો પરીહાર ( પરિહાર–grant ) કહે છે.

निसृष्टिस्थापना कार्या करणे वचने तथा ।
एषा वाचिकलेख. स्याद्भवेन्नैसृष्टिकोऽपि वा ॥ „ ॥ ४५ ॥

અર્થ —કોઈ કાર્ય કરવામા કે કહેવામા કોઈ આપ્ત પુરૂષનુ પ્રમાણ આપવુ તેને **નિસૃષ્ટિ** કહે છે અર્થાત્ અમુકનુ જે કાર્ય છે તે મારૂ કામ છે, અમુકનુ જે વચન છે તે મારૂ વચન છે એ પ્રમાણે કાર્ય તથા વચનમા કોઈ આપ્ત પ્રામાણિક પુરૂષનુ પ્રમાણ આપવુ તે નિસૃષ્ટિ છે તે બે પ્રકારની છે—એક વાચિક જેમા વચનના પ્રામાણ્યનુ કથન હોય, અને બીજી નૈસૃષ્ટિક એટલે જેમા કાર્યના પ્રામાણ્યનુ વચન હોય

विविधां दैवसंयुक्तां तत्त्वजां चैव मानुषीम् ।
द्विविधां तां व्यवस्यन्ति प्रवृत्तिं शासनं प्रति ॥ „ ॥ ४६ ॥

અર્થ —અનેક પ્રકારની દૈવી અર્થાત્ સુભિક્ષ, દુર્ભિક્ષ, અતિવૃષ્ટિ, સુવૃષ્ટિ, અવૃષ્ટિ, અગ્નિનો ઉત્પાત, આદિ અનેક પ્રકારની દૈવ સબધી અને પરમાર્થ ભૂત ખરાબર હાલત બતાવનારી પ્રવૃત્તિ, તથા માનુષી અર્થાત્ ચોર આદિ દ્વારા થતા ઉપદ્રવના લેખવિષયક પ્રવૃત્તિ—એ બે પ્રકારની પ્રવૃત્તિ હોય છે તાત્પર્ય એવુ છે કે પ્રાવૃત્તિક(પ્રવૃત્તિસમાચાર) અર્થાત્ જેની દ્વારા બીજાને કેવલ પરિસ્થિતિની સૂચના આપવામા આવે એવા લેખમા અનુકૂલ પ્રતિકૂલ આપત્તિ, ગમે તો તે દૈવથી હોય કે મનુષ્યો દ્વારા હોય તથા આપાત શૂન્ય અર્થાત્ વાસ્તવિક અવસ્થાનો જ ઉલ્લેખ કર્યો હોય—એ સર્વ પ્રકારની પ્રવૃત્તિ બે ભાગમા વિભક્ત છે—એક શુભ અને બીજી અશુભ તેથી **પ્રાવૃત્તિક** લેખ પણ શુભ અશુભ રૂપે બે પ્રકારના જ સમજવા જોઈએ

दृष्ट्वा लेखं यथातत्त्व तत प्रत्यनुभाष्य च ।
प्रतिलेखो भवेत्कार्यो यथा राजवचस्तथा ॥ „ ॥ ४७ ॥

અર્થ —બીજાએ મોકલેલા લેખને એકાગ્ર જોઈને પછી ફરી તેને સ્વય વાચીને રાજાની આજ્ઞાની અનુસાર તેનો જે ઉત્તર લખવામા આવે તેને **પ્રતિલેખ** કહે છે

यत्रेश्वरॉश्चाधिकृतॉश्च राजा रक्षोपकारौ पथिकार्थमाह ।
सर्वत्रगो नाम भवेत्स मार्गे देशे च सर्वत्र च वेदितव्य. ॥ „ ॥ ४८ ॥

અર્થ —જે લેખમા રાજા, પથિક(વટેમાર્ગુ)ની રક્ષા તથા ઉપકાર કરવાને માટે દુર્ગપાલ, રાષ્ટ્રપાલ, અન્તપાલ, આદિને તથા અન્ય સમાહર્તા, પ્રશાસ્તા, આદિ અધિકારીઓને લખવામા આવે છે તે લેખનુ નામ **સર્વત્રગ** છે, કેમકે તે માર્ગ દેશ, રાષ્ટ્ર, આદિ સર્વ સ્થાન ઉપર લખવામા આવે છે

હવે—**उपाया सामोपप्रदानभेददण्डा** ॥ સૂ૦ ૭૧ ॥ સામ દાન ભેદ અને દડ એ ચાર પ્રકારના જે ઉપાય છે તેનુ પણ જ્ઞાન લેખકને હોવુ જોઈએ તે બતાવવામા આવે છે

તેમા સામ પાચ પ્રકારનો હોય છે—૧ ગુણસકીર્તન, ૨ સબન્ધોપાખ્યાન, ૩ પરસ્પરોપકાર પ્રદર્શન, ૪. આયતિપ્રદર્શન, અને ૫ આત્મોપનિધાન તેના ક્રમે પૃથક્ લક્ષણ કહીએ છીએ

અભિજન(વશ), શરીર, કાર્ય, સ્વભાવ, વિદ્વત્તા, તથા હાથી, ઘોડા રથ આદિ દ્રવ્યોના ગુણ તથા અગુણો(અવગુણ) ગણીને તેની પ્રશસા અથવા સ્તુતિ કરવી તે **ગુણસકીર્તન** કહેવાય છે

જ્ઞાતિ (સમાન કુલમા ઉત્પન્ન થવુ), યોનિકૃત સબંધ(વિવાહાદિ, મુખકૃત સબન્ધ (ગુરૂ શિષ્યાદિનો મુખ દ્વારા અધ્યયન અધ્યાપનથી ઉત્પન્ન થયેલો સબન્ધ), સ્રુવાકૃત સબન્ધ(સ્રુવા દ્વારા યાજ્યયાજક આદિ સબંધ–સ્રુવો એ યજ્ઞના એક પાત્રવિશેષનુ નામ છે), કુલકૃત સબન્ધ (કુલ પરપરાથી ચાલ્યો આવેલો સબન્ધ), હાર્દિક સબન્ધ (સ્નેહ આપણા હૃદય દ્વારા થયેલો સબન્ધ), તથા મિત્ર સબન્ધ (ઉપકારાદિ દ્વારા થયેલો સબન્ધ)–એ સાત પ્રકારના સબન્ધોમાથી કોઇ એકનુ કથન કરવુ તેનુ નામ **સમ્બન્ધોપાખ્યાન** છે

પોતાના અથવા પારકા પક્ષમા એક બીજાએ પરસ્પર કરેલા ઉપકારનુ કથન કરવુ તે **પરસ્પરોપકાર સદર્શન** કહેવાય છે

આ કાર્ય આવી રીતે કરવાથી આપણે બનેને આવુ ફળ થશે એ પ્રકારે આશા ઉત્પન્ન કરવી તે **આયતિપ્રદર્શન** કહેવાય છે

જે હુ છુ તેજ આપ છો, મારૂ ધન આપનુજ ધન છે, આપ તેને ઇચ્છાનુસાર આપના કાર્યમા લઇ શકો છો–એ પ્રકારે પોતે પોતાને સમર્પણ કરવો તેનુ નામ **આત્મોપનિધાન** છે

ધન આદિ દ્વારા ઉપકાર કરવો તે **ઉપપ્રદાન** અથવા **દાન** કહેવાય છે

**शङ्काजननं निर्भर्त्सनं च भेदः ॥** कौ अ अधि २ अ, १० सू ५७ ॥

અર્થ —શત્રુના હૃદયમા શકા ઉત્પન્ન કરવી અથવા તેને ધમકી આપવી તેનુ નામ **ભેદ** છે

શત્રુને મારી નાખવો અથવા અન્ય પ્રકારે તેને પીડા કરવી, અથવા તેના ધન આદિનું અપહરણ કરવુ તે **દણ્ડ** કહેવાય છે

આ પ્રમાણે લેખક, લેખ, લેખસપત્, વાક્યરચના, સુલેખનો વિષય, લેખકને સામાદિ ઉપાયના જ્ઞાનની આવશ્યકતા, તથા ઉપાયોનુ વર્ણન કહીને હવે લેખના દોષ કહીએ છીએ

**अकान्तिर्व्याघातः पुनरुक्तमपशब्दः संप्लव इति लेखदोषाः ॥** सू. ५९ ॥

અર્થ —અકાન્તિ, વ્યાઘાત, પુનરૂક્ત, અપશબ્દ, અને સપ્લવ એ લેખના પાચ દોષ છે

**तत्र कालपत्रकमचारुविषमविरागाक्षरत्वमकान्तिः ॥** ,, ॥ ६० ॥

અર્થ —તે મધ્યે શાહી પડેલા કાગળ ઉપર અથવા સ્વભાવથી મલિન કાગળ ઉપર લખવુ તે, અસુન્દર અર્થાત્ ખરાબ અક્ષર લખવો તે, અક્ષરની વિષમતા થવી અર્થાત્ નાના મોટા લખવા તે, તથા ફીકી(વિરાગ) શાહીથી લખવુ તે લેખમા **અકાન્તિ** નામનો દોષ છે

**पूर्वेण पश्चिमस्यानुपपत्तिर्व्याघातः ॥** ,, ॥ ६१ ॥

અર્થ —પહેલા લેખની સાથે પછી આવતા લેખનો વિરોધ થઇ જવો, અથવા પહેલા લેખથી આગળ આવતા લેખનો બાધ થવો તે **વ્યાઘાત** દોષ કહેવાય છે

જે વાત પહેલા કહેવામા આવી છે તેની સમાન જ વાત ફરી બીજીવાર કહેવી તે **પુનરૂક્ત** નામનો દોષ છે

**लिङ्गवचनकालकारकाणामन्यथा प्रयोगोऽपशब्दः ॥** ,, ॥ ६२ ॥

અર્થ —લિંગ(સ્ત્રીલિંગ, પુલ્લિંગ, આદિ), વચન(એકવચન, દ્વિવચન, આદિ) કાલ ભૂત આદિ), તથા કારક(કર્તા, કર્મ, આદિ)–તેમનો અન્યથા પ્રયોગ કરવો–અર્થાત્ સ્ત્રીલિંગની જગાએ પુલ્લિંગ એકવચનની જગાએ બહુવચન આદિ વિપરીત પ્રયોગ કરવો તે **અપશબ્દ** કહેવાય છે

अवर्गे वर्गकरणं वर्गे चावर्गक्रिया गुणविपर्यासः संप्लव इति ॥ ,, ॥ ६४ ॥

અર્થઃ—જ્યાં લેખમા વિરામ કરવો જોઇએ ત્યાં વિરામ નહીં કરવો તે તથા ન કરવો જોઇએ ત્યાં કરવો તે, તથા ગુણોનો વિપર્યાસ અર્થાત્ અર્થક્રમ આદિને અનુસાર લેખ ન લખવો, તે **સંપ્લવ** નામનો પાંચમો દોષ છે. લેખ આ દોષોથી રહિત હોવો જોઇએ.

ઇતિ શાસન(લેખ)વિધિ અ. ૬ સર્ગ. ૧૯ સમાપ્ત.

## અધ્યાય ૬. સ. ૨૦.

### રત્નપરીક્ષા.

આ સર્ગમાં રત્નોની પરીક્ષા કહીએ છીએ. રાજા ઝવેરી પાસે અથવા સ્વયં પોતે રત્નોની પરીક્ષા કરીને રત્નાદિની રક્ષા કરે.

**वज्रं मुक्ता प्रवालं च गोमेदश्चेन्द्रनीलकः ।** ॥ शु०नी०अ०४ श्लो० १५५ ॥
**वैदूर्यः पुष्परागश्च पाचिर्माणिक्यमेव च ।**
**महारत्नानि चैतानि नव प्रोक्तानि सूरिभिः ॥** ,, ॥ १५६ ॥

અર્થઃ—વજ્ર, મોતી, પ્રવાલ, ગોમેદ, ઇન્દ્રનીલ, વૈદૂર્ય, પોખરાજ, પાચિ અને માણિક્ય એ નવને વિદ્વાન્ લોક મહારત્ન કહે છે.

પહેલાં મોતીની પરીક્ષા બતાવીએ છીએ. મોતીનાં ઉત્પત્તિસ્થાન દશ છે. એ સ્થાનોના નામથી મોતી દશ પ્રકારનાં હોય છે. ૧. પાણ્ડ્ય દેશમાં તામ્રપર્ણી નદી છે. તેના અને સમુદ્રના સંગમમાં થતાં મોતી **તામ્રપર્ણિક** કહેવાય છે. ૨. મલયકોટિ નામના પહાડ ઉપર થતાં મોતી **પાણ્ડયકવાટક** કહેવાય છે. ૩. પાટલિપુત્રની સમીપમાં પાશિક નામની નદીમાં ઉત્પન્ન થતાં મોતી **પાશિક્ય** કહેવાય છે. ૪. સિંહલદ્વીપની કુલા નામની નદીમાં થતાં મોતી **કૌલેય** કહેવાય છે. ૫. કેરલ (મલબાર) દેશના સુરચિ નામના નગરની સમીપ ચૂર્ણી નદીમાં થતાં મોતી **ચૌર્ણેય** કહેવાય છે. ૬. મહેન્દ્ર પહાડની પાસેના સમુદ્રમાં થતાં મોતી **માહેન્દ્ર** કહેવાય છે. ૭. ફાર્સ દેશની કર્દમા નામની નદીમાં ઉત્પન્ન થતાં મોતી **કાર્દમિક** કહેવાય છે. ૮. બર્બરની પાસેની સ્રૌતસી નામની નદીમાં થતાં મોતી **સ્રોતસીય** કહેવાય છે. ૯. બર્બરની પાસેના સમુદ્રની પાસે લાગેલી શ્રીઘંટ નામની ઝીલમાં ઉત્પન્ન થતાં મોતી **હ્રાદિય** કહેવાય છે. ૧૦. હિમાલય પહાડની ઉપર થતાં મોતી **હૈમવત** કહેવાય છે.

મોતીની ઉત્પત્તિનાં ત્રણ કારણ હોય છે—શુક્તિ, શંખ, તથા હાથી, સર્પ, આદિનાં મસ્તકમાં થતાં, તથા અન્ય સાધનોથી ઉત્પન્ન થયેલાં જેને પ્રકીર્ણક કહે છે. એ રીતે મોતીનાં ત્રણ કારણ છે.

મસૂરક(મસૂરના જેવા આકારનાં), ત્રિપુટક(ત્રણ ખુણાવાળાં), અથવા નાની ઇલાયચીના જેવા આકારવાળાં, કૂર્મક(કાચબાના જેવા આકારવાળા), અર્ધચન્દ્રક (અડધા ચન્દ્રમાના જેવા આકારવાળાં),કઞ્ચુકિત (ઉપર મોટા છોડાવાળાં), યમક(જોડાયેલાં), કર્તક(કપાયલાં), ખરક (ખાડબચડાં), સિકથક (ડાઘવાળા), કામણ્ડલુક (કમણ્ડલુના જેવા આકારવાળાં, શ્યાવ (વાદળાં જેવા રંગવાળાં), નીલ(નીલા રંગનાં), તથા દુર્વિદ્ધ—જેનો છેદ અયોગ્ય

સ્થાનમાં હોય છે તે અર્થાત્ જે જગાએ છેદ જોઇએ તેના કરતાં અન્ય જગાએ છેદ પાડયો હોય-એ તેર પ્રકારનાં મોતી દૂષિત સમઝાય છે.

સ્થૂલ(મોટાં), ગોલાકાર, નિસ્તલ(ચિકણી જગા ઉપર નહીં ટકેનારાં અર્થાત્ ઝટ ગબડી જનારાં), દીપ્તિયુક્ત, સફેદ, ભારે, ચીકણાં, તથા યોગ્ય સ્થાને વિંધાયલાં મોતી ઉત્તમ માનવામાં આવે છે. મત્સ્ય, શંખ, સર્પ, વરાહ, વાંસ, મેઘ, શુક્તિ(છીપ), એ મોતીની ઉત્પત્તિનાં સ્થાન છે એમ શુક્રાચાર્ય કહે છે. પરન્તુ શુક્તિમાં અધિક પેદા થાય છે. છીપમાં પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ભેદ હોવાથી મોતીના પણ ઉત્તમ આદિ ભેદ છે.

કેટલેક ઠેકાણે બનાવટી મોતી પણ બનાવે છે. માટે—

**तत्संदेहविनाशार्थं मौक्तिकं सुपरीक्षयेत् ।**

**उष्णे सलवणस्नेहे जले निश्युषितं हि तत् ॥** शु, नी. अ. ४ श्लो. १७६ ॥

**व्रीहिभिर्मर्दितं नेयाद्वैवर्ण्यं तदकृत्रिमम् ।** ,, ॥ १७७ ॥

અર્થ.—બનાવટી મોતીના સંદેહની નિવૃત્તિ કરવાને માટે મોતીની પરીક્ષા કરવી જોઇએ. તેને મીઠું અને તેલથી યુક્ત ગરમ પાણીમાં આખી રાત્રિ(**निशि**) રાખીને પછી ચોખા વડે મર્દન કરવાથી જેનો રંગ બદલાય નહીં અર્થાત્ જે મલિન ન થાય તે મોતી અસલ છે એમ સમજવું.

જે મોતી શુક્તિમાં પેદા થાય છે તેની કાન્તિ શ્રેષ્ઠ અને બીજાની મધ્યમ હોય છે.

અહીં સુધી મોતી સમ્બન્ધી વિચાર કર્યો, હવે મણિ સંબન્ધમાં વિચાર કરીએ છીએ.

મણિનાં ઉત્પત્તિ સ્થાન ત્રણ છે, તેથી તે કૌટ, મૌલેયક તથા પારસમુદ્રક એમ ત્રણ પ્રકારના હોય છે. મલય દેશની સમીપ કોટિ નામનુ સ્થાન છે. ત્યાં ઉત્પન્ન થતો મણિ કૌટ કહેવાય છે. અને મલય દેશના એક ભાગમાં કર્ણીવન નામની પર્વતમાલા છે ત્યાં ઉત્પન્ન થતો મણિ મૌલેયક કહેવાય છે. અને સમુદ્રની પાર સિંહલદ્વીપ(સિલોન)માં ઉત્પન્ન થતો **પારસમુદ્રક** કહેવાય છે.

મણિઓમાં પાંચ પ્રકારના માણિક્ય સમઝવામાં આવે છે. ૧. સૌગન્ધિક, ૨. પદ્મરાગ, ૩. અનવદ્યરાગ, ૪. પારિજાતપુષ્પક, અને ૫. બાલસૂર્યક એ પાંચ તેનાં નામ છે. સૌગન્ધિક નામનું માણિક્ય કમલના જેવા રંગવાળું હોય છે. કમલ સાધારણ રીતે સાયંકાળને સમયે ખીલે છે. તેનો રંગ નીલો રંગ મળેલો લાલ હોય છે. પદ્મરાગ (પદ્મની સમાન રંગવાળું) અનવદ્યરાગ–કેસરને અનવદ્ય કહે છે માટે કેસરના રંગવાળું. પારિજાતપુષ્પક એટલે પારિજાત પુષ્પના જેવા રંગવાળું. બાલસૂર્યક ઉદય પામેલા સૂર્યના જેવા અરુણ રંગવાળું. એ પાંચ ભેદ માણિક્યના છે. વૈદૂર્ય જાતિનો મણિ આઠ પ્રકારનો હોય છે. ઉત્પલવર્ણ(લાલ કમલના રંગવાળો. શિરીષપુષ્પક શિરીશના ફુલના રંગવાળો. ઉદકવર્ણ–જલના સમાન સ્વચ્છ રંગવાળો.વંશરાગ વાંસના પત્તાના જેવા રંગવાળો, શુકપત્રવર્ણ–પોપટની પાંખના જેવા રંગવાળો. પુષ્પરાગ–હળદરના જેવા પીળા રંગવાળો રંગને ગોમૂત્રક ગોમૂત્રના જેવા રંગનો ગોમેદક–ગોરોચનાના સમાન રંગનો એ આઠ ભેદ વૈદૂર્ય જાતિના મણિના છે.

અને ઇન્દ્રનીલ મણિ પણ આઠ પ્રકારનો હોય છે. ૧. નીલાવલીયરંગ સફેદ હોવા છતાં પણ જે મણિમાં નીલ રંગની ધારાઓ હોય. ૨. ઇન્દ્રનીલ–મોરના પીંછાની માફક નીલા રંગવાળો.

૩. કલાયપુષ્પકમટર–વટાણાના છોડના ફુલના જેવા રંગવાળો મહાનીલ–ભોગના જેવા રંગ કાળા રંગનો ૫. જામ્બવાલ–જાબુના સમાન રંગનો ૬ જીમૂતપ્રભ–મેઘ સમાન વર્ણનો ૭. નન્દક–અંદરથી સફેદ અને બહારથી નીલ અને ૮ સ્રવન્મધ્ય–જેમાથી જલપ્રવાહની સમાન કિરણો નિકળે છે તે આ આઠ ભેદ નીલમણિના છે

સ્ફટિક(બિલ્લોર) જાતિના મણિ ચાર પ્રકારના હોય છે ૧ શુદ્ધ સ્ફટિક–અત્યન્ત શુકલ વર્ણનો. ૨ મૂલાટવર્ણ–જેમાથી માખણ કાઢી લેવામા આવ્યુ છે તેવુ દહી અર્થાત્ છાશના રંગ જેવો ૩ શીતવૃષ્ટિ–ચન્દ્રકાન્ત–ચન્દ્રમાના કિરણોના સ્પર્શથી પીગળી જતો અને ૪ સૂર્યકાન્ત–સૂર્યના કિરણોનો સ્પર્શ થતા અગ્નિ લાગનાર મણિ એ ચાર ભેદ સ્ફટિક મણિના છે

અહી સુધી મણિના ભેદોનુ નિરૂપણ કર્યું હવે મણિના ગુણોનુ કથન કરીએ છીએ ૭ ખુણાવાળો, ચાર ખુણાવાળો, ગોળાકાર, તેજ રંગવાળો અથવા મેરુ સમ સાર જેની બનાવટ ભૂષણ આદિમા લાવવાને યોગ્ય હોય, નિર્મલ ચીકણો, ભારે દીપ્તિવાળો વચમા જ વચમા પ્રભાવાળો, તથા જે પોતાની પ્રભાથી પાસે રાખેલી વસ્તુને પ્રભાયુક્ત અથવા પ્રકાશિત કરે એ ૧૧ પ્રકારના ગુણ મણિઓમા માનવામા આવે છે

નીચે લખેલા સાત પ્રકારના દોષ પણ મણિમા હોય છે હલકા રંગવાળો, હલકી કાન્તિવાળો ખરખરી (જેના ઉપર નાના નાના દાણા દાણા ઉઠેલા હોય), જેમા નાના છેદ હોય, જે કાપેલો હોય, અયોગ્ય સ્થાનમા જેને છેદ હોય, તથા જેમા ભિન્ન પ્રકારની રેખાઓ હોય–એ સાત પ્રકારના દોષ મણિઓમા હોય છે

આ મણિઓમા બીજી ૧૮ અવાન્તર જાતિઓ છે, ૧. વિમલક (સફેદ અને લીલા રંગથી મિશ્રિત), ૨. સસ્યક (નીલ), ૩ અંજન મૂલક(નીલો અને કાળો મિશ્રિત), ૪. પિત્તક (ગાયના પિત્તાની સમાન રંગવાળો), ૫ સુલભક(સફેદ), ૬ લોહિતાક્ષ(બાજુ ઉપર લાલ રંગવાળો અને વચમા કાળો), ૭ મૃગાસ્મક(સફેદ અને કાળો મળેલો), કોઈ કોઈ જગાએ લોહિતાક્ષને લોહિતક, અને મૃગાસ્મકને અમૃતાશુક પણ કહ્યો છે લોહિતકનો અર્થ લાલ, અને અમૃતાશુકનો અર્થ જરદી અને સફેદ, ૮. જ્યોતિરસક (સફેદ લાલ મળેલો), ૯. મૈલેયક (હિંગલોકની સમાન રંગવાળો), ૧૦ અહિચ્છત્રક(ફીકા રંગવાળો), ૧૧, કૂર્પ (ખુરદરા જેના ઉપર નાની બુંદ ઉઠેલી હોય છે), ૧૨. પ્રતિકૂર્પ (જેના ઉપર ધામા લાગેલા હોય છે), ૧૩ સુગન્ધિકૂર્પ(મુગાની સમાન રંગવાળો), ૧૪ ક્ષીરપક(દૂધના સમાન વર્ણવાળો), ૧૫ શુક્તિચૂર્ણક (ચિત્રિત–જેમા અનેક રંગ મળેલા હોય છે), ૧૬. શિલા પ્રવાલક (મુગાના જેવા રંગવાળો) ૧૭ પુલક (જે વચમા કાળો હોય છે), ૧૮. શુક્રપુલક(જે વચમા સફેદ હોય છે) આ મણિના ૧૮ અવાન્તર ભેદ છે. શિલા પ્રવાલક અને સુગન્ધિકૂર્પ બનેનો રંગ એક જેવો હોય છે, છતા સુગન્ધિકૂર્પની ઉપર કોઈક બુંદ હોવાનો સભવ છે. અને આનાથી અતિરિક્ત જે બીજા મણિ છે તેને કાચમણિ કહે છે અર્થાત્ કાચની સમાન અધમ જાણવા

## વજ્રમણિનિરૂપણ

હવે વજ્રમણિ અર્થાત્ હીરાનુ નિરૂપણ કરીએ છીએ ૧. સભારાષ્ટ્રક(વિદર્ભ–વરાડ દેશમા ઉત્પન્ન થતો), ૨ મધ્ય રાષ્ટ્રક (કોશલ દેશમા ઉત્પન્ન થતો), ૩. કાસ્તીર રાષ્ટ્રમા પેદા થતો), (કોઈ જગાએ કાસ્તીર રાષ્ટ્રકને બદલે કાસ્મીર રાષ્ટ્રક પાઠ છે પરતુ અર્થ તો એક જ છે), ૪ શ્રીકટનક(શ્રીકટન નામના પર્વતમા થતો), ૫ મણિમન્તક(ઉત્તર બાજુએ આવેલા મણિમન્તક નામના પર્વત ઉપર ઉત્પન્ન થતો), ૬ ઇન્દ્ર વાનક(કલિંગ દેશમા ઉત્પન્ન થતો)

આ ૭ સ્થાનોમાં ઉત્પન્ન થવાને કારણે હીરો ૭ પ્રકારનો જાણવો. ખાણ અથવા કોઇ વિશેષ જલપ્રવાહ અને હાથીદાંતની જડ–એ હીરાની ઉત્પત્તિ સ્થાન સમજવું જોઇએ. ખાણ અને જલ પ્રવાહથી અતિરિક્ત કોઇ ઠેકાણે હીરો પેદા થતો હોય તો તેનું નામ પ્રકીર્ણક છે.

હવે હીરાના રંગ બતાવીએ છીએ. ૧. માર્જારાક્ષક(બિલાડીના નેત્ર સમાન), ૨. શિરીષ પુષ્પક (શિરીશના પુષ્પ સમાન). ૩. ગોમૂત્રક (ગોમુત્ર સમાન), ૪. ગોમેદક(ગોરોચનાની સમાન), ૫. શુદ્ધ સ્ફટિક (અત્યન્ત શ્વેત વર્ણ સ્ફટિકની સમાન), ૬. મુલાટિ પુષ્પક વર્ણ (મુલાટિના પુષ્પની સમાન) વળી મણિઓના બતાવેલા રંગોમાંથી કોઇ રંગની સમાન રંગવાળા પણ હીરા હોય છે. આ હીરાના રંગ કહ્યા.

મોટા તથા ચીકણા, ભારે, ચોટને સહન કરનાર, બરાબર ખુણાવાળા, તથા પાણીથી ભરેલા પીતળના વાસણમાં હીરાને નાંખીને તે વાસણને હલાવવામાં આવે તો વાસણમાં રેખા ઉત્પન્ન કરનાર–એ પ્રકારના હીરા સર્વથી ઉત્તમ છે.

જે રત્નની શાસ્ત્રોક્ત કાન્તિ અને વર્ણ હોય તથા દોષથી રહિત હોય તે રત્ન લક્ષ્મી, પુષ્ટિ, કીર્તિ, શૂરતા, આદિ ઉત્પન્ન કરે છે. વળી –

**न धारयेत्पुत्रकामा नारी वज्रं कदाचन ॥** શુ૦ નીં૦ અ૦ ૪ શ્લો૦ ૧૬૭ ॥

અર્થઃ– જેને પુત્રની કામના હોય તે સ્ત્રી વજ્ર(હીરા)ને કદાપિ ધારણ ન કરે.

બહુ દિવસ સુખ ધારણ કરેલું મોતી તથા મુંગા (પ્રવાલ) હીન થઇ જાય છે અર્થાત્ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે. તેથી તે હલકું થઇ જાય છે. મુગા અને મોતીથી અન્ય સર્વ રત્ન વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થતાં નથી.

રેંટીઆની ત્રાક જેના ઉપર સુતર લપેટાય છે અને જે ફરતી રહે છે તેની પેંઠે ફરતો રહેતો અને ચમકદાર હીરો પ્રશસ્ત ઉત્તમ સમજવામાં આવે છે. નષ્ટકોણ અર્થાત્ શિખરરહિત (ખુણા રહિત) તથા તીક્ષ્ણ ખુણા રહિત તથા એક બાજુ વધારે વળેલો ખુણાવાળો હીરો અપ્રશસ્ત અર્થાત્ દૂષિત સમજાય છે.

## પ્રવાલનિરૂપણ.

હવે પ્રવાલનું નિરૂપણ કરીએ છીએ. પ્રવાલનાં ઉત્પત્તિ સ્થાન બે છે. તેથી પ્રવાલ (મુંગા) બે પ્રકારનાં સમજવાં જોઇએ. ૧. આલકન્દક–આલક નામના મ્લેચ્છ દેશોમાં સમુદ્રના કિનારે એક સ્થાન છે ત્યાં ઉત્પન્ન થતાં, અને ૨. વૈપર્ણિક–યુનાન દેશની સમીપ વિવર્ણ નામના સમુદ્રનો એક ભાગ છે, ત્યાં ઉત્પન્ન થતાં, લાલ તથા પદ્મની સમાન–એ બે પ્રકારના પ્રવાલના રંગ હોય છે. તે કીડાએ ખાધેલાં ન હોવાં જોઇએ, તથા વચમાં મોટા અથવા ઉંડેલાં ન હોવા જોઇએ. અર્થાત્ એ બે પ્રકારના દોષોથી રહિત હોવાં જોઇએ.

હવે રત્નના કેટલાક ગુણ કહીએ છીએ.

**रवेः प्रियं रक्तवर्णं माणिक्यं त्विन्द्रगोपरुक् ।**
**रक्तपीतसितश्यामच्छविर्मुक्ता प्रिया विधोः ॥** શુ૦ નીં૦ અ૦ ૪ શ્લો. ૫૭ ॥

અર્થઃ—લાલ વર્ણનું અને ઇન્દ્રગોપ સમાન જેની કાન્તિ (रुच्)હોય એવું માણિક્ય સૂર્યને પ્રિય છે. લાલ, પીળુ, સફેદ, શ્યામ, કાન્તિ (छवि)વાળું મોતી ચન્દ્રમા (विधु)ને પ્રિય છે.

**सपीतरक्तरुग्भौमप्रियं विद्रुममुत्तमम् ।**
**मयूरचासपत्राभा पाचिर्बुधहिता हरित् ॥** ,, ॥ ૫૮ ॥

અર્થ:—પીળા રંગ સહિત લાલ વર્ણનું ઉત્તમ પ્રવાલ (विद्रुम) મંગલને પ્રિય છે. અને મોર અથવા ચાસની પાંખોની સમાન લીલા (हरित्) રંગની પાચિ બુધને પ્રિય છે.

स्वर्णच्छविः पुष्परागः पीतवर्णो गुरुप्रियः ।
अत्यन्तविशदं तारकाभं कवेः प्रियम् ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—સુવર્ણની સમાન જેના કાન્તિ હોય એવો પોખરાજ (હીરો) ગુરુને પ્રિય છે. અને તારાની સમાન જેની અત્યન્ત સ્વચ્છ કાન્તિ હોય એવો વજ્ર (હીરો) શુક્રને પ્રિય છે.

हितः शनेरिन्द्रनीलो ह्यसितो घनमेघरुक् ।
गोमेदः प्रियकृद्राहोरीषत्पीतारुणप्रभः ॥ ,, ॥ ६० ॥

અર્થ:—સજલ મેઘની સમાન જેની કાન્તિ હોય એવો કૃષ્ણ-ઇન્દ્રનીલ મણિ શનિને પ્રિય છે. અને કિંચિત્ પીળો લાલ કાન્તિવાળો ગોમેદ રાહુને પ્રિય છે.

ओत्वक्षभाश्चलत्तन्तु वैदूर्यं केतुप्रीतिकृत् ।
रत्नश्रेष्ठतरं वज्रं नीचं गोमेदविद्रुमम् ॥ ,, ॥ ६१ ॥

અર્થ:—બિલાડી (ओतु)ના નેત્ર સમાન કાન્તિવાળુ અને જેમાં ઝલકતી લકીર (લીટી) હોય તેવું વૈદૂર્ય કેતુને પ્રિય છે. અને રત્નોમાં શ્રેષ્ઠ વજ્ર(હીરો) છે, અને ગોમેદ અને પ્રવાલ (विद्रुम) એ બન્ને નીચ છે. સર્પનો મણિ રત્નોમાં શ્રેષ્ઠ છે. તેવો કાન્તિવાળો મણિ મળવો દુર્લભ છે.

ઇતિ રત્નપરીક્ષા અ. ૬ સર્ગ ૨૦ સમાપ્ત.

---

## અધ્યાય ૬. સર્ગ ૨૧.

---

### ચન્દનાદિપરીક્ષા.

---

રત્નપરીક્ષાનું નિરૂપણ કરીને હવે ચન્દનાદિ સાર પદાર્થોનું નિરૂપણ કરવામાં આવે છે.

ચન્દનનાં સાતન આદિ ૧૬ ઉત્પત્તિસ્થાન છે. તેના લાલ આદિ નવ રંગ અને ભૂમિગન્ધ આદિ ૬ પ્રકારની તેની ગન્ધ હોય છે. અને તેના ગુણ અગિયાર છે. તે સર્વ વાતોનું યથાક્રમ નિરૂપણ કરીએ છીએ.

સાતન દેશમાં ઉત્પન્ન થતું ચન્દન લાલ રંગનુ તથા ભૂમિના જેવી ગંધવાળું હોય છે. કોરી ભુમિ ઉપર પ્રથમ જલ છાંટતાં જેવી ગંધ આવે છે તેની સમાન તેની ગંધ હોય છે. ગોશીર્ષ દેશમાં ઉત્પન્ન થતું ચન્દન કંઇક કાળું તથા લાલ મળેલા રંગનું હોય છે, અને તેનો ગન્ધ માછલીની ગંધ જેવો હોય છે. ભટ્ટસ્વામીએ મત્સ્યગંધનો અર્થ લાલ કરમદાના ગન્ધના જેવો ગંધ લખ્યો છે.

હરિ નામના દેશમાં ઉત્પન્ન થતું હરિચન્દન પોપટની પાંખ સમાન લીલા રંગનુ, કેરીના ગન્ધ સમાન ગન્ધવાળું હોય છે. અને તૃણસા નામની નદીને કિનારે થતું ચન્દન પણ હરિચન્દનની સમાન જ હોય છે.

આમેર પ્રદેશમા થતુ ચન્દન લાલ રગનુ અથવા લાલ અને કાળો મળેલા રગનુ હોય છે તેનો ગન્ધ બકરાના પેસાબ જેવો હોય છે

દેવસભા નામના સ્થાનમા ઉત્પન્ન થતુ ચન્દન લાલ રગનુ, અને પદ્મ જેવી ગન્ધવાળુ હોય છે જાવા દેશમા ઉત્પન્ન થતુ (જ્ઞાવક) ચન્દન પણ લાલ રગનુ અને પદ્મના સમાન ગન્ધવાળુ હોય છે જોગ દેશમાનુ ચન્દન લાલ રગનુ અથવા લાલ અને કાળો મળેલા રગવાળુ અને તેનો ગન્ધ પદ્મની સમાન જ હોય છે તુરૂપ દેશનુ ચન્દન પણ જોગ દેશના ચન્દનની સમાન ચીકણુ હોય છે અને સર્વ રીતે સમાન હોય છે મલયા નામના દેશનુ ચન્દન (मालेयकम्) કંઈક પીળા અને લાલ મળેલા રગનુ હોય છે તેનો ગન્ધ પણ પદ્મની સમાન સમજવો

કુચન્દન કાળા રગનુ તથા ગોમૂત્રના સમાન ગન્ધવાળુ હોય છે કાલપર્વત દેશમા ઉત્પન્ન થતુ ચન્દન રૂક્ષ અર્થાત્ કંઈક રૂખુ (ખરખરુ) તથા અગરની સમાન કાળુ અથવા લાલ અને કાળો મળેલુ હોય છે તેનો પણ ગન્ધ ગોમૂત્રની સમાન હોય છે કોશાગાર પર્વતના દેશમાં થતુ ચન્દન કાળુ અથવા કાબરચીતરૂ હોય છે શીતોદક દેશમા થતુ ચન્દન પદ્મની સમાન રગનુ અથવા કાળુ અને સ્નિગ્ધ હોય છે નાગપર્વતના પ્રદેશમા થતુ ચન્દન રૂખુ અને જલમા પથરાતી સેવાલ અથવા રાઈના પુષ્પ સમાન રગવાળુ હોય છે શાકલ દેશમા ઉત્પન્ન થતા ચન્દનથી લઈને અહીં સુધી કહેલા ચન્દન સર્વ ગોમૂત્રની સમાન ગન્ધવાળા હોય છે એમ સમજવુ

ચન્દન હલકુ, ચીકણુ, બહુ દિવસે સૂકાય તેવુ, ઘૃતની પેઠે દેહને ચોટે તેવુ, મનોહર ગન્ધવાળુ, ત્વચાની અદર પ્રવેશ કરીને સુખ દેનાર, ફાટેલા જેવુ ન દેખાય તેવુ, શરીરને લગાડતા જેના વર્ણ અથવા ગન્ધમા કોઈપણ જાતનો વિકાર ન થાય તેવુ, ગરમીને સહન કરનારૂ અર્થાત્ દેહ ઉપર લેપ કરવાથી દેહની ગરમીને શાન્ત કરનાર, સતાપને હરનાર, તથા સ્પર્શ કરતા અત્યન્ત સુખકર પ્રતીત થતુ હોય તેવુ—એ અગીઆર ચન્દનના ગુણ છે

હવે અગરનુ નિરૂપણ કરીએ છીએ

જોગક નામનુ અગર ત્રણ જાતનુ હોય છે ૧ કાળુ, ૨ કાબરચીતરૂ (જેમા સફેદ અને કાળા રગની રેખાઓ હોય), તથા જેમા કાળી તથા સફેદ બુદ પડી હોય અર્થાત્ સફેદ અને કાળા ડાઘ યુક્ત હોય તેવી રીતે દોગાક નામનુ અગર કાળુ હોય છે આ બન્ને જોગક અને દોગ—આશામ દેશમા ઉત્પન્ન થાય છે. સમુદ્રપારના સિહલદ્વીપ આદિમા ઉત્પન્ન થતુ અગર ચિત્ર રૂપનુ હોય છે તેનો ગન્ધ ખસ અને નવી ચમેલી સમાન હોય છે ભારે, ચીકણુ, મનોહર ગન્ધવાળુ, દૂર સુધી ફેલનારી ગન્ધયુક્ત, અગ્નિને સહન કરનાર, જેના ધુમાડાથી વ્યાકુલતા ઉત્પન્ન થતી નથી એવુ, અને જેને બાળતા પહેલા તેમ પછી એક સરખી ગન્ધ નિકળતી, તથા વસ્ત્રાદિ સાથે સ્પર્શ થતા પણ જેનો ગન્ધ તેવોજ બન્યો રહેવો—એ અગરના ગુણ છે

અશોગ્રામ (આશામ)મા થતુ તલપર્ણિક નામનુ અગર માસની સમાન વર્ણવાળુ તથા પદ્મની સમાન ગન્ધવાળુ હોય છે જોગ નામના આશામના એક અનાન્તર પ્રદેશમા ઉત્પન્ન થતુ તૈલપર્ણિક લાલ તથા પીળો મળેલા રગવાળુ હોય છે, અને તેનો ગન્ધ નમલ સમાન અથવા ગોમૂત્ર સમાન હોય છે

આમેર પ્રદેશમા થતુ તલપર્ણિક ચીકણુ તથા ગોમૂત્રની સમાન ગન્ધવાળુ હોય છે આશામના સુવર્ણકુણ્ડ્ય નામના સ્થાનમા થતુ તૈલપર્ણિક કંઈક લાલ તથા પીળા મળેલા

રંગનું હોય છે, અને તેનો ગન્ધ માતુલંગ અર્થાત્ એક જાતના લીંબુ(બીજોરૂ) સમાન હોય છે, પૂર્ણ દ્વિપમાં થતું તૈલપર્ણિક પત્રની સમાન અથવા માખણની સમાન ગન્ધવાળું હોય છે ભદ્રશ્રય નામનું એક પ્રકારનું ચન્દન બે પ્રકારનું હોય છે ૧ પારલૌહિત્યક, અને ૨ આન્તરવત્ય આશામ પ્રાંતના લૌહિત્ય નામના નદની પાસે થતું પારલૌહિત્યક કહેવાય છે તેનો રંગ ચમેલીના પુષ્પની સમાન હોય છે બીજું આન્તરવત્ય પણ આશામના અન્તર દેશની નદીના તટ ઉપર ઉત્પન્ન થાય છે તથા તેનો રંગ ખસના રંગ જેવો હોય છે આ બન્નેનોએ ગન્ધ કૂટ( ઉપલેટની સમાન હોય છે

પીળા ચન્દનને અને દારૂ હલદીને કાલેયક કહે છે તે સ્વર્ણભૂમિ નામના સ્થાનમાં ઉત્પન્ન થાય છે, અને પીળું અને ચીકણું હોય છે હિમાલય ઉપર થતું કાલેયક લાલ અને પીળો મલેલા રંગનું હોય છે તૈલપર્ણિક, ભદ્રશ્રીય, અને કાલેયક—એ ત્રણનો ગુણ નીચે લખ્યા મુજબ છે તેમને ઘસતા તથા પાણીમાં ઉકાળતા તથા અગ્નિમાં બાળતા ગન્ધમાં કોઈ પ્રકારનો વિકાર થતો નથી, તથા બીજી કોઈ વસ્તુમાં મેળવતા તથા બહુ વાર સુધી રાખી મૂક્યા છતા પણ તેની ગન્ધ આદિમાં કોઈ તરેહનો ભેદ પડતો નથી વળી તેવી બીજા ચન્દનોના તથા અગરના જે ગુણ બતાવ્યા છે તે પણ તેમના સમજવા

## કસ્તૂરીનિરૂપણ

હવે કસ્તૂરી સબન્ધી વિચાર કરવામાં આવે છે

**कपिला पिङ्गला कृष्णा कस्तूरी त्रिविधा क्रमात् ।**

**नेपालेऽपि च काश्मीरे कामरूपे च जायते ॥** राज नि चन्द. व. ३ श्लो. ४८॥

અર્થ —કપિલા (brown) અર્થાત્ ભુરા રંગની, તથા પિંગલ ( reddish brown, tawny ) અને કૃષ્ણ—કાળા રંગની—એમ ત્રણ પ્રકારની કસ્તૂરી હોય છે તે ત્રણે ક્રમે નેપાલમાં કપિલા, કાશ્મીરમાં પિંગલા, અને કામરૂપ દેશમાં કાળી કસ્તૂરી થાય છે.

**कामरूपोद्भवा श्रेष्ठा नैपाली मध्यमा भवेत् ।**

**काश्मीरदेशसंभूता कस्तूरी ह्यधमा भवेत् ॥** आ. प्र. कर्पू. व. श्लो. ६७ ॥

અર્થ —કામરૂપ(કામરૂ) દેશમાં ઉત્પન્ન થતી કસ્તૂરી શ્રેષ્ઠ છે, નેપાલ દેશમાં થતી મધ્યમ છે, અને કાશ્મીરમાં થતી અધમ છે

કસ્તૂરી પાંચ પ્રકારની થાય છે—૧ કણિકા, ૨ તિલક, ૩ કુલિત્થા, ૪ પિણ્ડકા, અને ૫ નાયિકા

**चूर्णाकृतिस्तु कणिका तिलका तिलाभा**

**कोलित्थबीजसदृशा च कुलत्थिका च ।**

**स्थूला ततः किमपि किञ्च पिण्डकाख्या**

**तस्याश्च किंचिदधिका यदि नायिकाख्या ॥** रा० नि०

અર્થ —ચૂર્ણ સમાન કસ્તૂરી કણિકા, તથા તલ સદૃશ તિલક તથા કુલત્થીના બીજ સમાન કુલિત્થા અને તેના કરતા કઈક સ્થૂલ પિણ્ડિકા નામની કસ્તૂરી થાય છે અને પિણ્ડિકાથી કઈક અધિક સ્થૂલ નાયિકા નામની કસ્તૂરી હોય છે

કસ્તૂરીપરીક્ષા નીચે પ્રમાણે —

स्वादे तिक्ता पिञ्जरा केतकीनां गंधं धत्ते लाघवं तोलनेन ।

याऽप्सु न्यस्ता नैव वैवर्ण्यमीयात् कस्तूरी सा राजभोग्या प्रशस्ता॥राज०नि०

અર્થ —સ્વાદમાં કડવી, તથા પીતવર્ણ, તથા કેતકીના ફુલની સમાન સુગન્ધવાળી, અને તોલમાં હલકી, અને પાણીમાં નાખતાં જેનો રંગ બદલાય નહીં તે કસ્તૂરી રાજાઓને સેવન કરવા યોગ્ય છે. વળી—

या गन्धं केतकीना हरति परिमलैर्वर्णत पिञ्जराभा

स्वादे तिक्ता कटुर्वा लघुरथ तुलिता मर्दिता चिक्कणा स्यात् ।

दाहं या नैति वह्नौ चिमिचिमि कुरुते चर्मगन्धा हुताशे

सा कस्तूरी प्रशस्ता वरमृगतनुजा राजते राजभोग्या ॥ राज० नि०

અર્થ —જે કસ્તૂરી કેતકીના પુલ સદૃશ ગન્ધવાળી હોય, તથા, પિન્જર વર્ણ( પીળા અને લાલ રંગ મળીને થએલા રંગ)ની હોય, સ્વાદમાં કડવી તથા તિખી હોય, તોલમાં હલકી હોય, મસલતાં ચીકણી લાગે, તથા અગ્નિમાં નાખતાં બળે નહીં, પરન્તુ બહુ કાળ સુધી ચિમ ચિમ અવાજ કરતી હોય, અને બળતા ચામડાના જેવો જેનો ગન્ધ આવતો હોય તેવી ઉત્તમ મૃગના શરીરમાંથી ઉત્પન્ન થનારી કસ્તૂરી રાજાઓને ભોગવવા યોગ્ય છે.

बाले जरति च हरिणे क्षीणे रोगिणि च मन्दगन्धयुता ।

कामातुरे च तरुणे कस्तूरी बहलपरिमला भवति ॥ राज० नि०

અર્થ —બાલક, વૃદ્ધ, ક્ષીણ અને રોગી મૃગની કસ્તૂરી મન્દ ગન્ધવાળી હોય છે, કામાતુર અને તરુણ મૃગની કસ્તૂરી અત્યન્ત સુગન્ધવાળી હોય છે

या स्निग्धा धूमगन्धा वहति निहिता पीततां या वसोन्त-

र्निःशेषं या निविष्टा भवति हुतवहे भस्मसादेव सद्य ।

या च न्यस्ता तुलायां कलयति गुरुतां मर्दिता रूक्षणं च

ज्ञेया कस्तूरिकेयं खलकृतमतिभि कृत्रिमा नैव सेव्या ॥ राज० नि०

અર્થ —જે કસ્તૂરી સ્પર્શ કરતાં ચીકણી લાગે, અને ધુમાડા જેવો જેનો ગન્ધ હોય, તથા વસ્ત્રમાં રાખનાથી (વસોન્ત) વસ્ત્રનો રંગ પીળો થઈ જતો હોય, અને અગ્નિમાં નાખતાંજ ભસ્મ થઈ જતી હોય, અને તોલના વજનમાં ભારે હોય અર્થાત્ થોડી આવે, અને તેને મસળતાં રૂખી (લુખી) થઈ જતી હોય તે કસ્તૂરી ખલ પુરુષોએ બનાવેલી કુદ્દ બનાવટી જાણવી અને તેનું સેવન કરવું નહીં

કુદ્દ કસ્તૂરીના લક્ષણ નીચે પ્રમાણે —

करतलजलमध्ये स्थापनीया महद्भिः

पुनरपि तदवस्थ चिन्तनीयं मुहूर्तम् ।

यदि भवति न रक्तं तज्जलं पीतवर्णं

न भवति मृगनाभिः कृत्रिमोऽयं विकारः ॥

અર્થ —હથેલીમા જલ રાખીને તેમા એક મુહૂર્ત સુધી કસ્તૂરીને રાખની જો તે જલ લાલ કે પીળુ પડી જાય તો તે કસ્તૂરી અસત અર્થાત્ મૃગની નાભિમાથી ઉત્પન્ન થયેલી નથી એમ જાણવુ, અર્થાત્ તે કોઇ કૃત્રિમ વિકાર એટલે બનાવટી છે એમ સમજવુ
(આ શ્લોક શાલિગ્રામ નિઘંટુમાથી અહી લીધો છે)
ઇતિ ચન્દનાદિ પરીક્ષા અ૦ ૬ સર્ગ ૨૧ સમાપ્ત



## અધ્યાય ૬. સર્ગ. ૨૨.

### ચર્માદિનિરૂપણ.

હવે ચન્દનાદિથી ઉતરતા(હલકા) પદાર્થોનુ નિરૂપણ કરવામા આવે છે

તેમા પ્રથમ ચામડુ છે ચામડુ ૫દર જાતનુ હોય છે તેમાના બે ભેદ નીચે મુજબ છે કાન્તનાવ દેશમા ઉત્પન્ન થતુ ચામડુ કાન્તનાવક નામથી કહેવાય છે પ્રેય દેશમા ઉત્પન્ન થતા ચામડાને પ્રયક કહે છે એ બને પ્રકારનુ ચામડ હિમાલયમા બને છે તેનો અભિપ્રાય એવો છે કે આ બને દેશ હિમાલયમા છે કાન્તનાવક ચામડુ મોરની ગરદન સમાન કાન્તિવાળુ હોય છે અને બીજુ પ્રૈયક નીલો અને પીળો રગ મળેલો તથા સફેદ રગની રેખાવાળુ અથવા બુદો વડે ચિત્ર હોય છે આ બને પ્રકારનુ ચામડુ આઠ આગળના વિસ્તારવાળુ હોય છે હિમાલયમા મ્લેચ્છોના બાર ગ્રામ પ્રસિદ્ધ છે તેમા ઉત્પન્ન થતુ ચામડુ બિસી અને મહાબિસી નામથી કહેવાય છે એ બનેમાથી જેનુ રૂપ બહુ રગો મળેલા હોવાથી સ્પષ્ટ પ્રતીત થતુ ન હોય તથા રોમવાળુ તથા કાબરચીતરુ હોય તે **બિસી** કહેવાય છે કઠોર તથા પ્રાય સફેદ રગનુ ચામડુ **મહાબિસી** કહેવાય છે એ બનેનો વિસ્તાર ૧૨ આગળ માન્યો છે હિમાલયના આરોહ નામના સ્થાનમા બનતુ ચામડુ પાચ પ્રકારનુ હોય છે શ્યામિકા, કાલિકા, કદલી, ચન્દ્રોત્તરા તથા શાકુલા સન્ધ્યા સમયે પશ્ચિમ દિશામા જે કપિલ રગ દેખાય છે તેવા તથા બુદો વડે કાબરચીતરા દેખાતા રગવાળુ ચામડુ શ્યામિકા કહેવાય છે કાલિકા નામનુ ચામડુ પણ કપિલ રગનુ અથવા કબુતરના રગ જેવુ હોય છે આ બને પ્રકારનુ ચામડુ આઠ આગળ વિસ્તારનુ મનાય છે કદલી નામનુ ચામડુ કઠોર ખુરદરા હોય છે તેની લબાઇ એક હાથ માનવામા આવે છે તે કદલી નામનુ ચામડુ જો ચન્દ્રની સામાન બુદોવાળુ હોય તો તેને ચન્દ્રોત્તરા કહે છે આ બનેનો રગ કાલિકાની સમાન જ સમજવો, કદલીથી ત્રણ ગણુ મોટુ અર્થાત્ ત્રણ હાથનુ શાકુલા નામનુ ચામડુ છે તે લાલ ધાબાયુક્ત હોય છે, અને તેમા સ્વભાવથી કઇક ગાઠ જેવુ હોય છે હિમાલયના બાહ્લવ નામના પ્રદેશમા ત્રણ પ્રકારનુ ચામડુ થાય છે સામૂર, ચીનસી અને સામૂલી છત્રીસ આગળ પરિમાણવાળુ તથા અજન સમાન કાળુ ચામડુ સામૂર કહેવાય છે લાલ, કાળો અથવા પીળો મળેલા રગનુ ચામડુ ચીનસી કહેવાય છે ઘઉના રગનુ ચામડુ સામૂલી કહેવાય છે આ બનેનુ પરિમાણ સામૂરની સમાન ૩૬ આગળ જ સમજવુ જોઇએ ઉદ્ર નામના પ્રાણીની ખાલ ત્રણ પ્રકારની હોય છે સાતિના, નલતૂલા, અને વૃત્તપુચ્છા એમાથી સાતિનાની ખાલ કાળા રગની હોય છે નલતૂલાની ખાલ નરસલના વાળની સમાન સફેદ રગની હોય છે તથા વૃત્તપુચ્છા નામની ખાલ કપિલ(લાલ અને પીળો મળીને થયેલી–brown) રગની હોય છે ચામડામા જે નરમ, ચીકણુ, તથા અધિક વાળવાળુ ચામડુ હોય તે ઉત્તમ માનવામા આવે છે

ઇતિ ચર્મનિરૂપણ અ ૬ સર્ગ ૨૨ સમાપ્ત

## અધ્યાય ૬. સર્ગ. ૨૩.

### વસ્ત્રનિરૂપણ.

ચર્મનિરૂપણ કરીને હવે વસ્ત્રનું વર્ણન કરવામાં આવે છે. વસ્ત્ર મુખ્યત્વે ઉનનાં તથા રેશમનાં તથા રૂનાં બને છે. તેમાં ઘેટાના ઉનથી બનેલાં કપડાં મુખ્યત્વે કરીને સફેદ, લાલ, અને ઉનની સાથે અન્ય કોઇ રંગ મેળવેલાં હોય છે. તે કપડાં બનાવટના ભેદથી ચાર પ્રકારનાં હોય છે. ખચિત(જેના ઉપર જરીનું કામ કર્યું હોય તે), વાનચિત્ર (બનાવતી વખતે જેમાં તરેહ તરેહનાં ફુલ વગેરે મૂક્યાં હોય તે), ખણ્ડસંઘાત્ય (જુદી જુદી બનાવટના નાના નાના કકડાને જોડીને જે કપડું બનાવવામાં આવ્યું હોય તે), અને તન્તુવિચ્છિન્ન (વણવાની સમયે જેમાં કંઇક તંતુઓને છોડીને જાળી જેવું રાખ્યું હોય તે).

બનીને તૈયાર થયેલાં ઉનનાં કપડાંના સાધારણ રીતે દશ ભેદ છે. કમ્બલ, કૌચપક અથવા કેચલક(જંગલમાં કામ આવે તેવું શિરસ્ત્રાણ), કુલમિતિકા અથવા કલમિતિકા (હાથીની ઉપર નાંખવાથી ઝૂલ અથવા હાથની ઉપર અંબાડી રાખતી વખતે તેની નીચે પીઠ ઉપર ઓઢાડવાનું કપડું), સૌમિતિકા (અંબાડી ઉપર નાખવાનું કાળા રંગનું કપડું), તુરગાસ્તરણ (ઘોડાની પીઠ ઉપર નાંખવાનું કપડુ), વર્ણક(રંગેલો કંબલ), તલિચ્છક (આ પણ એક જાતનો કાંબળો છે જે પથારીની નીચે પાથરવાના કામમાં આવે છે), વારવાણ(કોટ, પહેરણ, અથવા ચોળા આદિ બનાવવામાં ઉપયોગી), પરિસ્તોમ(જે કિનારીવાળો ધારીદાર અને બનાવટની વિશેષતાથી મોટો માલમ પડે), અને સમન્તભદ્રક(ચાર ફડદનો કંબલ). આ સર્વ કપડાં ઘેટાંના ઉનમાંથી તૈયાર કરેલાં હોય છે. તેમાં ચીકણા, ચમકદાર, બારીક દોરાવાળા અને નરમ કમ્બલ ઉત્તમ મનાય છે.

આઠ કકડાને જોડીને બનાવેલી કાળા રંગની ભિંગિસી હોય છે. તે વર્ષાથી બચાવ કરવામાં કામ લાગે છે. તેવી રીતે એક સીધા અર્થાત્ કકડાથી નહીં બનેલા કપડાનું નામ અપતારક છે. તે નેપાલ દેશમાં બને છે.

૭ પ્રકારનાં કપડાં મૃગોના વાળમાંથી બનાવવામાં આવે છે. સંપુટિકા(જાંઘિયો અર્થાત્ સુંથણું), ચતુરશ્રિકા(કિનારી રહિત તથા ખુણામાં નવ આંગળ પરિમાણમાં વેલ, અને બુટ્ટાથી યુક્ત), લંબરા(ઉપર ઓઢવાનું કપડું), કટવાનક(જાડું સતર અર્થાત્ દોરાનું બનાવેલું કપડું), પ્રાવરક(ઓઢવાનું કપડું જેની બંને બાજુ કિનારી હોય), અને સત્તલિક(નીચે બિછાવવાનું કપડું જે મૃગ અર્થાત્ ભિન્ન ભિન્ન જંગલી જાનવરોના ઉનથી બને છે).

### રેશમીવસ્ત્રનિરૂપણ.

દુશાલા( દુકૂલ ) દેશભેદથી ત્રણ પ્રકારના હોય છે. ૧. વાઙ્ગક. ૨. પૌણ્ડ્રક, અને ૩, સૌવર્ણકુણ્ડયક. તેમાં વાઙ્ગક અર્થાત્ બંગાલામાં બનેલા દુશાલા સફેદ તથા ચીકણા હોય છે. પૌંડ્રક એટલે પુણ્ડ્ર દેશમાં બનાવેલો દુશાલો કાળો, તથા મણિ સમાન સ્નિગ્ધ હોય છે. અને સૌવર્ણકુણ્ડયક આશામમાં સૌવર્ણકુણ્ડય નામના સ્થાનમાં બને છે, અને તે સૂર્ય સમાન ચમકતા રંગનો હોય છે. મગધ, પુણ્ડ્રક તથા સુવર્ણકુણ્ડયક એ ત્રણ દેશમાં ઉત્પન્ન થતી પત્રોર્ણા છે(પત્રોર્ણા એ ઉનના જેવા તંતુઓનું નામ છે, જે ભિન્ન ભિન્ન વૃક્ષોનાં પાંદડા ઉપર કીડા દ્વારા તેમની લાળથી બને છે), પત્રોર્ણા નાગવૃક્ષ(નાગકેશર અથવા પાનવેલ આદિ), લિકુચ અર્થાત્ બડહર, બકુલ, મૌલસરી તથા વડમાં બને છે. તથા નાગવૃક્ષ ઉપર

થતી પત્રોર્ણા પીળા રંગની હોય છે. લિકુચ અર્થાત્ બડહર ઉપર થતી પત્રોર્ણા ઘઉં જેવા રંગની હોય છે. બકુલ ઉપર થતી સફેદ હોય છે અને શેષવડ આદિ વૃક્ષો ઉપર થતી પત્રોર્ણા માંખણ સમાન રંગવાળી હોય છે. એ સર્વમા સૌવર્ણકુડ્ય નામના દેશમા ઉત્પન્ન થતી પત્રોર્ણા સર્વથી ઉત્તમ છે. તેના જેવુ અન્ય રેશમ તથા ચીન દેશમાં બનતુ ચીનપટ્ટ(ચીન દેશમા બનેલુ રેશમી વસ્ત્ર) પણ સમજી લેવુ જોઇએ તેની ઉત્પત્તિ પણ વૃક્ષાદિ ઉપર થાય છે, અને તેના રંગ પણ પીળા આદિ હોય છે.

### કપાસનાં વસ્ત્ર.

મધુરા, અપરાન્ત(કોકણ દેશ), કલિંગ, કાશી, બંગ, વત્સ અને મહિષક( મૈસુર ) એ દેશમા બનતા કપાસના કપડા સર્વથી ઉત્તમ હોય છે

અહી સુધી હલકી જાતના પદાર્થોનુ વર્ણન કર્યું.

ઇતિ વસ્ત્રનિરૂપણ અ. ૬. સર્ગ ૨૩ સમાપ્ત.

---

## અધ્યાય ૬. સર્ગ. ૨૪.

### સુવર્ણાદિનિરૂપણ.

સુવર્ણ ત્રણ જાતનુ ઉત્પન્ન થાય છે, અને તેના પાંચ પ્રકારના ભેદ છે. ૧. જાબૂનદ–મેરૂ પર્વતમાથી નિકળતી જમ્બૂનદીથી ઉત્પન્ન થતુ સુવર્ણ. ૨. શાતકુંભ–શાતકુંભ નામના પર્વતમા ઉત્પન્ન થતુ સુવર્ણ કમળની રજની સમાન વર્ણ યુક્ત હોય છે. ૩. હાટક–સોનાની ખાણમાથી ઉત્પન્ન થતુ સોનુ કાટાવાળા સેવતીના પુષ્પના રંગની સમાન રંગવાળુ હોય છે. ૪. વૈણવ–વેણુ પર્વત ઉપર ઉત્પન્ન થતુ સુવર્ણ કર્ણિકાર વૃક્ષના ફુલના જેવા રંગનુ હોય છે. અને ૫. શૃંગિશુક્તિજ–અર્થાત્ સ્વર્ણભૂમિમા ઉત્પન્ન થતુ મનસિલના સમાન રંગવાળુ હોય છે. આ વર્ણ ભેદથી સોનું પાચ પ્રકારનુ હોય છે. તેના ત્રણ ઉત્પત્તિપ્રકાર છે. ૧. જાતરૂપ(સ્વય શુદ્ધ સુવર્ણ રૂપે ઉત્પન્ન થયેલુ), ૨. રસવિદ્ધ–રસાયન ક્રિયાથી બનાવેલુ સોનુ, તથા ૩. આકરોદ્‌ગત–અશુદ્ધ રૂપે ખાણોમાથી કાઢવામા આવેલુ. કમલની રજના સમાન રંગવાળુ, મૃદુ, સ્નિગ્ધ, શબ્દરહિત અને ચમકદાર સોનુ સર્વમા શ્રેષ્ઠ મનાય છે. લાલ અને પીળો રંગ મળેલુ સોનુ મધ્યમ છે, અને કંઇક લાલાશ યુક્ત સોનુ નિકૃષ્ટ ગણાય છે.

### ચાંદીનિરૂપણ

ચાંદી ચાર પ્રકારની હોય છે, ૧. તુત્થોદ્‌ગત–તુત્થ નામના પર્વત ઉપર ઉત્પન્ન થતી, જેનો રંગ ચમેલીના ફુલના સમાન હોય છે. ૨. ગૌડિક–આશામ દેશમા ઉત્પન્ન થતી, જેનો રંગ તગરના પુષ્પ જેવો હોય છે. ૩. કામ્બૂક–કામ્બૂ નામના પર્વત ઉપર થતી ચાદી. તથા ૪. ચાક્રવાલિક–ચક્રવાલ ખાણમા પેદા થતી ચાદી આ છેલ્લી બે ચાદીનો રંગ કુન્દના પુષ્પ સમાન સફેદ હોય છે. આ કુન્દનુ પુષ્પ માઘ માસમાં ખીલે છે. સફેદ, મૃદુ, સ્નિગ્ધ, ચાદી સર્વથી ઉત્તમ ગણાય છે.

ઇતિ સુવર્ણાદિનિરૂપણ અ. ૬. સર્ગ. ૨૪ સમાપ્ત.

## અધ્યાય ૬ સર્ગ. ૨૫

### અશ્વ, હાથી, આદિ નિરૂપણ.

હવે અશ્વનું વર્ણન કરવામા આવે છે

વિરોધ ચાન આદિ શીખેના યુદ્ધને માટે યોગ્ય ઘોડામા તાજીન દેશમા ઉત્પન્ન થયેલા તથા સિન્ધ દેશમા ઉત્પન્ન થયેલા તથા આરટ્ટજ એટલે આરટ્ટ દેશમા ઉત્પન્ન થયેલા, તથા વનાયુજ એટલે અરબસ્તાન દેશમા ઉત્પન્ન થયેલા આ ચાર દેશના ઘોડા સર્વથી ઉત્તમ હોય છે આરટ્ટ દેશ પંજાબનો એક અવાન્તર દેશ છે કોઇ પક્ષમા કાઠીઆવાડને આરટ્ટ દેશ કહે છે

તેવી રીતે બાલ્હિક(સતલજ, બ્યાસ રાવી, ઝેલમ, ચિનાબ એ પાચ અને છઠ્ઠી સિન્ધુ, એ છ નદીઓની વચમા જે દેશ છે તેનુ નામ બાલ્હિક છે), અને પાપેય નામના દેશમા ઉત્પન્ન થયેલા તથા સાવીર અર્થાત્ રાજપુતાનામા ઉત્પન્ન થયેલા, તથા તિતલ દેશમા ઉત્પન્ન થયેલા એ ચાર પ્રકારના ઘોડા મધ્યમ ગણાય છે તેથી અન્ય સ્થાનોમા ઉત્પન્ન થયેલા ઘોડા અધમ ગણાય છે

ઉત્તમ ઘોડાનુ મુખ ૪૦ આગળનુ હોવુ જોઇએ, અને પાચ મુખની બરાબર અર્થાત્ ૧૬૦ આગળની ઘોડાની લબાઇ હોવી જોઇએ વીસ આગળની જાંગ અને ૮૦ આગળની તેની ઉચાઈ હોવી જોઇએ ઉત્તમ ઘોડાનુ જે પરિમાણ બતાવવામા આવ્યુ છે તેથી ત્રણ આગળ ઓછા પરિમાણવાળો ઘોડો મધ્યમ કહેવાય છે તેના કરતા પણ ત્રણ આગળ ઓછા પરિમાણવાળો ઘોડો અધમ કહેવાય છે એવો કૌટિલ્ય આચાર્યનો મત છે

અને શુક્રાચાર્યના મત પ્રમાણે—

> पञ्चयवाङ्गुलेनैव वाजिमानं पृथक्स्मृतम् ।
> चत्वारिंशाङ्गुलमुखो वाजी यश्चोत्तमोत्तमः ॥ शु. नी. अ. ४ श्लो. १०५ ॥

અર્થ —પાચ જવનો એક આગળ એ પ્રમાણના માપથી ઘોડાનુ પ્રમાણ પણ પૃથક્ પૃથક્ કહ્યુ છે ૪૦ આગળનુ જેનુ મુખ હોય એવો જે ઘોડો તે ઉત્તમમા પણ ઉત્તમ કહેવાય છે અને—

> षट्त्रिंशदङ्गुलमुखो ह्युत्तमः परिकीर्तितः ।
> द्वात्रिंशदङ्गुलमुखो मध्यमः स उदाहृतः ॥ ,, ॥ १०६ ॥

અર્થ —છત્રીસ આગળના મુખવાળો ઘોડો ઉત્તમ કહેવાય છે, અને બત્રીસ આગળના મુખવાળો ઘોડો મધ્યમ કહેવાય છે

> अष्टाविंशत्यङ्गुलो यो मुखे नीचः प्रकीर्तितः ।
> वाजिनां मुखमानेन सर्वावयवकल्पना ॥ ,, ॥ १०७ ॥

અર્થ —જે ઘોડાનુ મુખ ૨૮ આગળનુ હોય તે કનિષ્ઠ કહેવાય છે અને ઘોડાના મુખના માનને અનુસાર બીજા સઘળા અવયવોની કલ્પના થાય છે

મુખના પ્રમાણ જેટલા ત્રણ ગણી ઉચાઇ કહી છે શિરના મણિથી લઇને પુચ્છના મૂળ

પર્યન્ત મુખ કરતા ચોગુણી લબાઇ હોય છે અને ઉદરનો વિસ્તાર ત્રણ ગણો અને તે ઉપર નણ આગળ વધારે હોય છે. જેના મુખ ઉપર વળી ન હોય, સુદર અને જ્ઞાનશક્તિવાળો હોય, અને જેની નાસિકા ઉચી હોય, ગ્રીવા(ગર્દન) અને મુખ ઉપરથી ઉચે રહેતુ હોય, અને જેની કુખ નાની હોય, જેની ખરીઓનો શબ્દ સાભળવામા આવતો હોય, શીઘ્ર પ્રચણ્ડ વેગવાળો હોય, હસ અને મેઘની સમાન જેનો શબ્દ હોય, ન તો અસન્ત ક્રોધી કે ન તો અસન્ત કોમલ હોય, અત્યન્ત બલવાન્ હોય, અને જેની કાન્તિ, ગન્ધ, વર્ણ સર્વ સુન્દર હોય, ઉત્તમ ગુણવાળો હોય, અને જેને ભમરી(આવર્ત) હોય, વામ અને દક્ષિણની તરફ ભમણની સમય જેને બે આવર્ત પડે, અને પૂર્ણ, અપૂર્ણ અને ત્રાસી દીર્ઘ અને હ્રસ્વ ભમરી હોય અને તે ઘોડી તથા ઘોડાના દેહની ક્રમે ડાબી અને જમણી તરફ ફલદાયક હોય છે અને તેથી વિપરીત શુભ અને અશુભ ફલદાયક હોતી નથી

ભમરીના નીચે, ઉપર, અને તિરછા મુખથી તેના(ભમરીના) ફલનો ભેદ હોય છે. શખ, ચક્ર, ગદા, પદ્મ, વેદી, સ્વસ્તિક(સાથિયો)–તેમની સમાન, અથવા મન્દિર, તોરણ, ધનુષ્, પૂર્ણકલશ, એના જેવો જેનો આકાર હોય, અને સ્વસ્તિક, માલા, મીન, ખડ્ગ, શ્રીવત્સ–એની સમાન જે ભમરી હોય તે શુભ છે.

નાસિકાના અગ્ર ભાગમા, લલાટમા, શખ(ગળાની ઉપરના ભાગમા) કઠ(ગળા)માં, અને મસ્તકમા જે ઘોડાને ભમરી હોય તે ઘોડામા ઉત્તમ અને ધન્ય છે.

અને હૃદયમા, સ્કન્ધ ઉપર, ગળામા, અને કમરમા, અને નાભિ, કુક્ષિ અને પડખાના અગ્રભાગમા જેને ભમરી હોય તે ઘોડો મધ્યમ છે

જેના લલાટમા બે ભમરી હોય, અને મસ્તકમા ત્રીજી ભમરી હોય અને આનન્દથી પૂર્ણ હોય તે ઘોડો ઉત્તમ છે.

જેની પીઠના વાસમા એક ભમરી હોય તે સૂર્ય નામનો ઘોડો પોતાના સ્વામીને સારા ઘોડાના સમૂહને એકઠા કરે છે.

જેના લલાટમા ત્રણ ભમરી હોય અને તેમાની ડાબી બાજુની ભમરી તિરછી હોય તે ઘોડાને ત્રિકૂટ કહે છે. અને તે પણ હમેશા ઘોડાની વૃદ્ધિ કરનાર છે

તેવી રીતે ગ્રીવામા ત્રણ ઉત્તમ ભમરી હોય તો તે ઘોડાઓનો સ્વામી હોય છે, અને તે રાજમન્દિરમા હોય છે

જે ઘોડાના ગાલ ઉપર બે ભમરી હોય તે બને ભમરી યશ અને રાજ્યની વૃદ્ધિ કરનારી કહેવાય છે. અને જે ઘોડાના ગાલ ઉપર એક જ ભમરી હોય તે ઘોડાનુ નામ શર્વા છે અને તે પોતાના સ્વામીનો નાશ કરતા છે

આ પ્રમાણે ઘોડાની ભમરીના લક્ષણ બહુ પ્રકારના છે

જેનુ મુખ અને પગ સફેદ હોય તે ઘોડો સદૈવ પચકલ્યાણી કહેવાય છે અને જો તે હૃદય, સ્કન્ધ અને પુચ્છમા પણ સફેદ હોય તો તે અષ્ટમગલ હોય છે

જેના કર્ણ શ્યામ હોય છે અને સર્વ એક જ રગના હોય તે શ્યામકર્ણ કહેવાય છે અને તે ઉત્તમ ગણાય છે. અને જે સપૂર્ણ શ્વેત હોય તે મધ્યમ અને સદૈવ પૂજવા યોગ્ય હોય છે

જેનુ નેત્ર વૈદૂર્ય મણિ તુલ્ય હોય તે જયમગલ કહેવાય છે. અને જે ઘોડો અનેક વર્ણનો હોય અથવા એકજ વર્ણનો હોય, અને સુન્દર પણ હોય તો તે પૂજવા યોગ્ય હોય છે.

જે ઘોડાના પગ કાળા હોય અથવા એક જ પગ સફેદ હોય તો તે પણ નિન્દિત કહેવાય છે અને જે રૂખા ગધેડાની સમાન ધૂસર વર્ણનો હોય તે પણ નિન્દિત કહેવાય છે

## હસ્તિનિરૂપણ.

હવે હસ્તિનુ નિરૂપણ કરીએ છીએ

જેનુ તાલુ તથા જિહ્વા નીલી હોય અને દાત વાંકા હોય, અથવા જેને દાત ન હોય અને જેનામા મહાન્ ખુનસ હોય, જેમા બહુ મદ હોય, જેની પીઠ કાપતી હોય, જેના નખ સખ્યામા ૧૮ થી ઓછા હોય, જે મન્દ હોય, જેની પુચ્છ ભૂમિ ઉપર લટકતી હોય, એવો જે હાથી તે અનિષ્ટ હોય છે તેનાથી વિપરીત હાથી શુભકારક હોય છે

**भद्रो मद्रोः मृगो मिश्रो गजो जात्या चतुर्विध** ॥ શુ. ની. અ. ૪ શ્લો. ૮૧૬ ॥

અર્થ —ભદ્ર, મદ્ર, મૃગ અને મિશ્ર એ ચાર જાતિઓથી હસ્તી ચાર પ્રકારના હોય છે

જેના દાત મધુ સમાન હોય અને જે બળવાન્ હોય અને જેના અગ સમ હોય, જેનો આકાર ગોળ અને સુન્દર મુખ હોય, અગ સાર હોય—એવો હાથી ભદ્રગજ કહેવાય છે

અને જેની ત્વચા સ્થૂલ હોય, સિંહસમાન દૃષ્ટિ હોય, ગરદન અને સૂઢ મોટી હોય, અગ મધ્યમ હોય, લાબી કાયા હોય તેવો હાથી મદ્ર કહેવાય છે.

જેનો કણ્ઠ, દાત, કાન, સૂઢ, એ સર્વ પાતળા હોય અને નેત્ર મોટા હોય, અને હૃદય, ઓષ્ઠ, અને લિંગ એ સર્વ સુન્દર હોય, અને નાનો હોય તે હાથીને મૃગ કહે છે

આ સર્વના ચિહ્ન જેમા મળે તે મિશ્ર કહેવાય છે

તેમના પ્રમાણ પણ ભિન્ન ભિન્ન હોય છે હાથીનુ પ્રમાણ લેવામા આઠ જવનો એક આગળ અને તેવા ચોવીસ આગળનો એક હાથ ગણવાનો કહ્યો છે ભદ્ર હાથીની ઉચાઇ સાત હાથની, લબાઇ આઠ હાથની અને ઉદરનો વિસ્તાર દશ હાથનો હોય છે

મદ્ર અને મૃગ નામના હાથીનુ પ્રમાણ તેનાથી એક હાથ કમી હોય છે અને મુનિઓએ પહોળાઇમા ભદ્ર અને મદ્રની સામ્યતા કહી છે

જેની કટુ(?)ડી, ગણ્ડસ્થલ અને મસ્તક એ ત્રણે મોટા હોય અને હમેશા શિરને ઉચુ રાખીને ચાલવાની જેની ગતિ હોય અને ઉત્તમ લક્ષણ યુક્ત હોય એવો હાથી સર્વ હાથીઓમા શ્રેષ્ઠ કહ્યો છે

## વૃષવિચાર

હવે બળદ(વૃષ)નો વિચાર કરવામા આવે છે

બળદના મુખના વિસ્તાર કરતા તેના ઉદરનો વિસ્તાર ચાર ગણો હોય, તથા કકુદ(પીઠ ઉપરનો માસનો પિંડ) સહિત ત્રણ ગણી ઉચાઇ અને સાડા ત્રણ ગણી લબાઇ હોય, એવા ગુણોથી યુક્ત હોય તેવા સાત તાલ(વેંત) ઉચો બળદ પૂજનીય થાય છે અને જે ચાલતા વચમા ઉભો ન રહે અને મદ ન હોય, અને જેના સર્વ અગ સુદર હોય, અને ભારને ખેચી ચાલતો હોય, જે અત્યત ક્રૂર ન હોય તથા જેની પીઠ સુન્દર હોય તે બળદ શ્રેષ્ઠ કહેવાય છે

અને દરરોજ વીસ યોજન ભાર ખેચી જઇ શકે, તથા ઉચાઇમા નવ તાલ જેનુ પ્રમાણ હોય, મુખ સુન્દર હોય, એવુ ઉટ શ્રેષ્ઠ કહેવાય છે

## પ્રાણીઓની ઉમર.

મનુષ્ય અને હાથીઓની ઉમર અધિકમા અધિક સો વર્ષની કહી છે મનુષ્ય અને હાથીની બાલ્ય અવસ્થા વીસ વર્ષ સુધી હોય છે અને મનુષ્યોની મધ્યમ અવસ્થા સાઠ વર્ષ સુધીની

કહી છે, અને હાથીની એંશી વર્ષ સુધીની હોય છે ઘોડાની બત્રીસ વર્ષની પરમ આયુ કહી છે બળદ અને ઉટની પૂર્ણ અવસ્થા પચીસ વર્ષની હોય છે અને ઘોડા બળદ, ઉટની બાલ્યાવસ્થા પાચ વર્ષની કહી છે સોળ વર્ષ સુધી મધ્યમ અવસ્થા, અને તે પછી વૃદ્ધાવસ્થા થાય છે અને દાત ઉગવાથી તથા દાતોના આકારથી બળદ અને ઘોડાની ઉમર જાણવી ઘોડાના ૭ સફેદ દાત પહેલા વર્ષમા, બીજા વર્ષમા કાળા અને લાલ વર્ણના અને નીચેની બાજુના જ હોય છે ત્રીજા વર્ષમા ક્રમે બને બાજુ સમાન થઇ જાય છે અને છઠ્ઠા વર્ષમા કાળા થઇ જાય છે નવમા વર્ષમા પીળા, અને બારમા વર્ષમા સફેદ થઇ જાય છે અને પદરમા વર્ષમા બને તરફના દાત કાચની સમાન, અને અઢારમા વર્ષમા મધની સમાન ક્રમથી થઈ જાય છે એકવીસ વર્ષે શખના સમાન થાય છે, અને ચોવીસમા વર્ષ પછી દર ત્રીજે વર્ષે દાતમા છેદ પડે છે અને તે હાલવા તથા પડવા લાગે છે. જે ઘોડાના નાકની આગળ ત્રિવલી( ત્રણ રેખા ) હોય તેની પૂર્ણ ઉમર થયેલી હોય છે અને જેમ જેમ ત્રિવલી ઓછી હોય, તેટલી ઉમર ઓછી હોય છે

બળદના દાત ચોથા વર્ષમા આઠ અને સફેદ હોય છે અને પાચમા વર્ષમા પાછળના બે પડીને ફરીથી ઉગે છે અને તેમની પાસેના બે દાત છઠ્ઠા વર્ષમા અને તેની પાસેના બે દાત સાતમા વર્ષમા અને વચના બને દાત આઠમા વર્ષમા પડી જઈ ફરીથી ઉગે છે અને બબે વર્ષને અન્તરે દાતની કાન્તિ ક્રમે કાળી, પીળી, સફેદ, લાલ, અને શખની સમાન થઇ જાય છે ત્યાર બાદ દાત હાલવા તથા પડવા લાગે છે ઉટની અવસ્થાનુ પણ જ્ઞાન પૂર્વોક્ત પ્રકારે થાય છે

### રથવર્ણન.

રથોના નીચે કહેલા ભેદ હોય છે ૧ દેવરથ, ૨ પુષ્પરથ, ૩ સાગ્રામિક ૪ પારિયાણિક, ૫ પરપુરાભિયાનિક, અને ૬ વૈનયિક તેમા યાત્રા તથા ઉત્સવાદિમા દેવપ્રતિમાની સ્વારીને માટે કામમા આવતો રથ દેવરથ કહેવાય છે અને વિવાહાદિ માગલિક કાર્યોમા ઉપયુક્ત થતા રથને પુષ્પરથ કહે છે યુદ્ધમા કામ આવતા રથને સાગ્રામિક કહે છે સાધારણ યાત્રા કરવામા કામ આવતા રથને પારિયાણિક કહે છે શત્રુના દુર્ગ આદિ તોડવાને સમયે ઉપયોગી રથને પરપુરાભિયાનિક કહે છે ઘોડા આદિને ચાલવાનુ શિખવવામા ઉપયોગી વગેરે રથોને વૈનયિક કહે છે

ઇતિ અશ્વાદિનિરૂપણ અ ૬ સર્ગ ૨૫ સમાપ્ત

---

## અધ્યાય ૬ સર્ગ. ૨૬.

---

### દુર્ગ તથા અસ્ત્રાદિ નિરૂપણ.

હવે દુર્ગનુ નિરૂપણ કરીએ છીએ —

**धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ।**
**नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥** म० स्मृ० अ० ७ श्लो ७० ॥

અર્થ —પાચ યોજન સુધી કઇ પણ જળ ન હોય અને ચારે બાજુ મરૂભૂમિ(રણ) હોય ત્યા જે કિલ્લો હોય તેને ધનુર્દુર્ગ કહે છે પથ્થર અથવા ઇંટોનો બનાવેલો હોય, અને પહોળાઈ કરતા જેની ઉચાઇ બમણી હોય તેવો, તથા યુદ્ધ કરવાને માટે જેની ઉપર બરાબર

યુક્ત હોવો જોઇએ, તેમજ બ્રાહ્મણ શિલ્પીલોક, નાના પ્રકારના યન્ત્ર, ઘાસ (यवस) તથા જલથી સંપન્ન હોય એવો બનાવવો જોઇએ

**तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ।**

**गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ,, ॥ ७६ ॥**

અર્થ—તે દુર્ગની વચમા પોતાના પરિવાર સહિત રહેવાને પૂર્ણ સ્થાનવાળુ તથા કોટ, ખાઇ, આદિથી રક્ષાવાળુ, અને સર્વ ઋતુઓમા પણ ફલ ફુલ આદિ યુક્ત તથા ધોળાવેલુ તથા વાવડી આદિ જલાશયથી યુક્ત પોતાનુ ગૃહ કરાવે

**तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ॥**

**कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥ ,, ॥ ७७ ॥**

અર્થ—તે ઘરમા નિવાસ કરીને પોતાની સમાન જાતિની, તથા શુભસૂચક લક્ષણોથી યુક્ત ઉત્તમ કુલમા ઉત્પન્ન થયેલી મનોહર, રૂપવાળી અને ગુણવાન્ ભાર્યા સાથે વિવાહ કરે

**અસ્ત્રાદિવર્ણન.**

યુદ્ધમા નાના પ્રકારના અસ્ત્ર શસ્ત્ર, તથા યન્ત્રોનો ઉપયોગ થાય છે પ્રધાન યન્ત્ર **સર્વતોભદ્ર** છે આ યન્ત્ર એક સ્થાનમા રાખેલુ હોઇ ચારે તરફ ગોળીનો માર મારે આ મશીનગનનુ નામ છે બીજુ **બહુમુખ**—કિલ્લાની ઉચી દીવાલો ઉપર બનાવેલુ સ્થાનવિશેષ, જેમા બેસીને અનેક યોધા ચારે બાજુ બાણવૃષ્ટિ કરી શકે **જામદગ્ન્ય**—જેમા એક છેદમાથી જ બહુ મોટા મોટા ગોળા નિકળે **વિશ્વાસઘાતી**—નગરની બહાર તિરછુ બનાવેલુ યન્ત્રવિશેષ, જે સ્પર્શ કરતા જ મારી નાખે **સંઘાટી**—એ અગ્નિયન્ત્રવિશેષ છે તે અગ્નિ લગાવવામા ઉપયોગી થાય છે **યાનક**—જેને પાયા (પૈડા) ઉપર રાખવામા આવે છે અને તે લાબુ અને વચમા એક ખાડુ હોય છે, અથવા જેને રથ આદિ ઉપર રાખીને લઇ જવામા આવે છે **પર્જન્યક**—આ અગ્નિને શાન્ત કરવામા કામ લાગે છે **બાહુયન્ત્ર**—પર્જન્યની સમાન જ પરન્તુ તેના કરતા અડધુ નાનુ યન્ત્ર **ઊર્ધ્વબાહુ**—ઉચો અને મોટો ભારે સ્તંભ જે સમીપ આવનારને મારી નાખે **અર્ધબાહુ** તે ઊર્ધ્વબાહુથી અડધા પરિમાણવાળુ હોય છે આ દશ પ્રકારના યન્ત્ર **સ્થિતયન્ત્ર** કહેવાય છે

**પાંચાલિકા**—તીક્ષ્ણ મુખવાળુ ઉત્તમ લાકડાનુ બનેલુ યન્ત્ર જેને કિલ્લાની બહાર જલની વચમા શત્રુને રોકવાને માટે કામમા લેવામા આવે છે **દેવદણ્ડ**—ખીલા રહિત બહુ ભારે સ્તંભ, જેને કિલ્લાની ઉપર રાખવામા આવે છે **સૂકરિકા**—સૂતર અને ચામડાની બનેલી એક મશક જેવુ, જે બહારથી આવતા બાણ આદિને રોકવાને માટે દરવાજા આદિ ઉપર લટકાવવામા આવે છે **મુસલયષ્ટિ**—ખેરના લાકડાનો બનેલો મુસલ સમાન મજબૂત દડો, જેની આગલી બાજુએ એક શૂલ હોય છે. **હસ્તિવારક**—બે મુખ અથવા ત્રણ મુખવાળો દડો બે અથવા ત્રણ શૂલવાળો **તાલવૃન્ત**—ચારે તરફ ફરતુ રહેતુ યન્ત્રવિશેષ **મુદ્ગર દુઘણ**—મુદ્ગરની સમાન હોય છે **ગદા સ્પૃક્તલા**—કાટાવાળી ગદા **કુદ્દાલ**—કોદાળી **આસ્ફોટિમ**—ચામડાથી ઢાકેલુ ચાર ખુણાવાળુ, માટીના ઢેપા અથવા પથ્થર આદિ ફેકવાનુ યન્ત્ર (ગોફણ) **ઉદ્ઘાટિમ**—મુદ્ગરની સમાન આકૃતિવાળુ યન્ત્રવિશેષ **ઉત્પાટિમ**—સ્તંભ આદિને ઉખાડનાર શ્યેનયન્ત્ર **શતઘ્ની**—મોટા મોટા અને લાબા લાબા ખીલાવાળા બહુ મોટા સ્તંભ જેવુ, જેને કિલ્લાની દિવાલ ઉપર રાખવામા આવે છે **ત્રિશૂલ** અને **ચક્ર**. આ સર્વ **ચલ યન્ત્ર** કહેવાય છે

**શક્તિ**–સંપૂર્ણ લોઢાની બનાવેલી કનેરના પાદડાના સમાન મુખવાળી **પ્રાસ**–ચોવીસ આગળ લાંબુ બે બાજુ ધારવાળુ સંપૂર્ણ લોઢાનુ બનાવેલુ, તથા જેની વચમા લાકડી લાગી હોય છે **કુન્ત** (ભાલો)–સાત હાથનો ઉત્તમ, ૬ હાથનો મધ્યમ, પાચ હાથનો નિકૃષ્ટ હોય છે **હાટક**–કુન્તની સમાન ત્રણ કાટાવાળુ હથિયાર છે **ભિણ્ડિપાલ**–મોટા ફળવાળુ કુન્તનુ જ એ નામ છે **શૂલ**–તીક્ષ્ણ એક મુખવાળુ હોય છે, તેનુ પ્રમાણ નિયત નથી **તોમર**–ચાર હાથનુ અધમ, સાડાચાર હાથનુ મધ્યમ, અને પાચ હાથનુ ઉત્તમ હોય છે, અને તેનો આગલો ભાગ બાણની પેઠે તીક્ષ્ણ હોય છે **વરાહકર્ણ**–એ સુઅરના કાનની સમાન આકૃતિવાળુ પ્રાસનુ જ નામ છે **કણપ**–સંપૂર્ણ લોઢાનુ બનાવેલુ બને બાજુએ ત્રણત્રણ કાટાથી યુક્ત વચમા મૂઠવાળુ હોય છે, અને તે વીસ આગળનું અધમ, બાવીસ આગળનુ મધ્યમ, અને ચોવીસ આગળનુ ઉત્તમ ગણાય છે **કર્પણ**–એ તોમરની સમાન હાથ વડે ફેકવાનુ એક બાણવિશેષ છે **ત્રાસિકા**–એ સંપૂર્ણ લોહથી બનેલુ પ્રાસની બરાબર હોય છે આ સર્વ હથિયારોને **હલમુખ** કહે છે

**તાલ**–એ તાડનુ બનાવેલુ, **ચાપ**–વિશેષ પ્રકારના વાસનુ બનાવેલુ, **દારવ**–કોઈ પ્રકારના લાકડાનુ બનાવેલુ, અને **શાર્ઙ્ગ**–શીગડાનુ બનાવેલુ, એ ચાર પ્રકારના ધનુષ્ બનાવવામા આવે છે તેની આકૃતિ તથા ક્રિયાભેદથી તેમના પૃથક્ પૃથક્ નામ–કાર્મુક, કોદણ્ડ અને દ્રૂણ છે

ધનુષ્‌ની પણછ (દોરી)–એ મૂર્વા, આખ, સણ, ગવેધુકા, વેણુ–વાસ(જે કેતકીની સમાન હોય છે, (જેને કૂટવાથી રેસા નિકળે છે અને તેની દોરી બહુ મજબૂત બને છે), અને સ્નાયુ (જેની તાત બને છે)–એ વસ્તુઓમાથી બને છે

વેણુ(વાસ ઇત્યાદિ), શર(નરસલ આદિ), શલાકા(કોઇ એક મજબૂત લાકડાનુ બનેલુ), દણ્ડાસન(અડધુ લોઢુ અને અડધો વાસ આદિનુ બનાવેલુ), નારાચ(સંપૂર્ણ લોઢાનુ બનાવેલુ), એ સર્વ ભિન્ન ભિન્ન પ્રકારના બાણ હોય છે એ બાણોનો અગ્ર ભાગ (મુખ) કાપવાને માટે, તથા રક્ત સહિત આઘાત પહોચાડવાને માટે, તથા રક્ત રહિત ચોટ પહોચાડવાને માટે હોય છે તે બાણો લોઢુ, હાડકા તથા મજબૂત લાકડાના બનાવેલા હોય છે

તલવાર ત્રણ પ્રકારની હોય છે ૧ **નિસ્ત્રિંશ** જેનો આગલો ભાગ જોઇએ તેટલો વાકો હોય ૨ **મણ્ડલાગ્ર** જેનો આગનો ભાગ કંઇક ગોળાકાર હોય, તથા ૩ **અસિયષ્ટિ** જેનો આકાર પાતળો અને લાબો હોય તે ગેડા, ભેસ, અથવા હાથીદાત, અથવા મજબૂત લાકડાની તલવારની મૂઠ બને છે

પરશુ(ફરસી), કુઠાર(કોવાડો), પટ્ટસ (જેને બને કિનારે ત્રિશૂલ હોય), ખનિત્ર(પાવડો) કુદાલ(કોદાળી), ક્રકચ (આરી), કાણ્ડછેદન(કઠણ ઘાસના ટુકડા કરવાનુ હથિયાર), એ સર્વ **ક્ષુરવર્ગ** કહેવાય છે

યન્ત્રપાષાણ–યન્ત્રવિશેષ વડે ફેકવાના પથ્થર, ગોષ્પણપાષાણ–ગોપીઓએ ફેકવાના પાષાણ, મુષ્ટિપાષાણ–મુઠી વડે ફેકવાના પાષાણ આદિ, રોચની–દળવાનુ યન્ત્ર, શિલા–ચક્કીનું પડ આદિ, અને દૃષદ્–મહાન્ પથ્થર આદિ, એ સર્વ આયુધ કહેવાય છે

લોહજાલ–શિર સહિત સંપૂર્ણ શરીરને ઢાકવાનુ આવરણ, લોહજાલિકા–શિર સિવાયના બાકીના શરીરને ઢાકનાર, લોહપટ્ટ–હાથને છોડી બાકીના શરીર ઉપર આવી જતુ આવરણ, લોહકવચ–કેવળ પીઠ અને છાતીને ઢાકનાર આવરણ, સૂત્રકણ–કપાસના સૂતર આદિનું બનાવેલુ કવચ, અને શિંશુમારક જે મકરની જાતિનું એક જલજન્તુ છે તેના તથા ગેડા, ધેનુક એટલે ગવય અથવા નીલગાય, હાથી, તથા બળદ એ પાચનુ ચામડુ, ખરી, અને શીગડા બહુ ચતુરાઇથી

પરસ્પર મેળવીને પણ કવચ તૈયાર કરવામાં આવે છે. આ ૭ તરેહનાં કવચ બનાવવામાં આવે છે.

શિરસ્ત્રાણ–કેવલ શિરનું રક્ષણ કરનાર, કણ્ઠત્રાણ–કણ્ઠની રક્ષા કરનાર, કુર્પાસ–અડધા હાથનું આવરણ કરનાર, કઞ્ચુક–ઢીંચણ સુધી શરીરને ઢાંકનાર, વારવાણ–પગના ઘુંટણ સુધી સકલ દેહને ઢાંકનાર, પટ્ટ–જેમાં બાંહ્યો બિલકુલ ન હોય તથા જે લોઢાનું બનાવેલું ન હોય, નાગોદરિકા-હાથીઓની આંગળીઓની રક્ષા કરનાર–એ સર્વ દેહ ઉપર ધારણ કરવામાં આવતાં બીજાં આવરણ છે.

પેટી, ચર્મ–ચર્મની બનેલી પેટી, હસ્તિકર્ણ(મોં ઢાંકવાનું આવરણ), તાલમુલ–લાકડાની બનાવેલ પેટી, ધમનિકા–સૂતરની બનાવેલી પેટી, કબાટ–લાકડાની બનાવેલી એક પેટીવિશેષ, કિટિયા–ચામડું અને વાંસની બનાવેલી પેટી, અપ્રતિહત–સંપૂર્ણ હાથને ઢાંકનાર આવરણ, બલાહકાન્ત–કિનારી ઉપર લોઢાનાં પતરાં વડે બાંધેલું અપ્રતિહત જ બલાહકાન્ત કહેવાય છે. આ પ્રમાણેનાં અન્ય પણ શરીરને ઢાંકનારાં આવરણ હોય છે.

હાથી, રથ તથા ઘોડાઓની શિક્ષા આદિનાં સાધન અંકુશ, કોરડો, આદિ તથા તેમને સજાવવાને માટે પતાકા આદિ સાધન, તથા કવચ, તથા શરીરની રક્ષા કરનાર અન્ય આવરણ એ સર્વ ઉપકરણ કહેવાય છે. ઐન્દ્રજાલિક કર્મ તથા ઔપનિષદક કર્મને પણ ઉપકરણ કહે છે.

ઐન્દ્રજાલિક–થોડી સેના હોવા છતાં બહુ દેખાડવી તે, અગ્નિ ન હોવા છતાં અગ્નિ બતાવવો તે, ઇત્યાદિ ઔષધ અને મન્ત્રોના રહસ્યને અહિંયાં ઉપનિષદ્ કહે છે. ઉપનિષદ્ અધિકરણમાં કહેલું હોવાથી ઔપનિષદક કર્મ કહેવાય છે.

કાલકૂટ આદિ મહાવિષના સ્પર્શ વડે દૂષિત કરેલા જલાદિનો પ્રયોગ કરીને તથા ઝેરી ધૂમાદિ વડે શત્રુને મારવાનો ઉપાય, આદિ કૌટિલ્ય અર્થશાસ્ત્રના ઔપનિષદક અધિકરણમાં કહ્યો છે. તેનું નામ અહીં ઔપનિષદક છે. અધર્મી બલી રાજાની સામે એનો પ્રયોગ કરવામાં આવે છે. ધર્મયુદ્ધમાં તેનો પ્રયોગ થતો નથી.

ઇતિ અસ્ત્રાદિનિરૂપણ અ. ૬ સર્ગ ૨૬ સમાપ્ત.

## અધ્યાય. ૬. સર્ગ ૨૭.

### યુદ્ધનિરૂપણ.

હવે યુદ્ધનું નિરૂપણ કરીએ છીએ. યુદ્ધના ભેદ નીચે મુજબ છેઃ—

૧. નિમ્નયુદ્ધ–જંગલ તથા નીચા સ્થાનમાં યુદ્ધ કરવું તે.

૨. સ્થલયુદ્ધ–મેદાનમાં કરવામાં આવતું યુદ્ધ.

૩. પ્રકાશયુદ્ધ–પરસ્પર ભીડીને કરવામાં આવતી લડાઇ.

૪. કૂટયુદ્ધ–કપટ પૂર્વક કરવામાં આવતી લડાઇ.

૫. ખનયુદ્ધ–ખાઇ ખોદીને કરવામાં આવતી લડાઇ.

૬. આકાશયુદ્ધ–વિમાનોથી થતી લડાઇ.

૭. દિવાયુદ્ધ–દિનમાં કરવામાં આવતી લડાઈ.

૮. રાત્રિયુદ્ધ–રાત્રિમાં કરવામાં આવતું યુદ્ધ.

આ આઠ પ્રકારનું યુદ્ધ છે. આ યુદ્ધના વિશેષભેદ પણ છે. સાધારણ રીતે વ્યાયામ યુદ્ધ અને મન્ત્રયુદ્ધ એ બેજ યુદ્ધના ભેદ છે. પ્રકાશ યુદ્ધનું નામ જ વ્યાયામયુદ્ધ છે. અને

કૂટયુદ્ધનું નામ જ મન્ત્રયુદ્ધ છે.

રાજાની સાત પ્રકૃતિવિશેષ હોય છેઃ—૧. સ્વામી, ૨. અમાત્ય, ૩. મળતીઆ રાજા (મિત્રવર્ગ), ૪. દેશ, ૫. કોશ, ૬. દુર્ગ અને ૭. સેના—એ સાત પ્રકૃતિ કહેવાય છે. (કોઈ પ્રજાને પણ આઠમી પ્રકૃતિ કહે છે.)

બીજા ઉપર જય મેળવવાની ઇચ્છાવાળા(વિજિગીષુ) રાજામાં સ્વામીના પૂર્ણ ગુણ હોવા જોઈએ. શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલો, ભાગ્યશાલી, મેધાવી, ધૈર્યશાલી, દૂરદર્શી અથવા મહાજ્ઞાની, ધાર્મિક, સત્યવાદી, સત્યપ્રતિજ્ઞ, કૃતજ્ઞ, મહાદાની, મહાઉત્સાહી, ક્ષિપ્રકારી(કોઈ પણ કાર્યને તત્ક્ષણ વિચારીને કરનાર), સમીપનાં બીજાં રાષ્ટ્રોને વશ કરનાર, દૃઢનિશ્ચય અથવા દૃઢ ભક્તિવાળો, ગુણી, પરિવારવાળો, શાસ્ત્રમર્યાદાને ચલાવનાર—એ વિજિગીષુ રાજાના સોળ ગુણ **આભિગામિક** ગુણ કહેવાય છે. પ્રધાન પૂર્વોક્ત સોળ ગુણ આભિગામિક છે. શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા(શાસ્ત્ર જ્ઞાન), પ્રત્યેક વાત સમઝવી, અને સમઝેલી વાતને યાદ રાખવી, કોઇના સંબંધમાં વિશેષજ્ઞાન રાખવું, કોઇ વાતને વાસ્તવિક રીતે જાણવાને તર્ક કરવો, દુષ્ટ પક્ષનો ત્યાગ કરવો, ગુણીઓનો પક્ષ કરવો—એ આઠ રાજાના **પ્રજ્ઞાગુણ** કહેવાય છે.

શૌર્ય તથા નિર્ભીકતા, અમર્ષ (પાપાચરણને ક્ષમા ન કરવી તે), શીઘ્રકારી થવું, તથા પ્રત્યેક કાર્ય(અર્થાત્ લંઘન, પ્લવન, આરોહણ, આદિ; કોઇને ઉલ્લંઘન કરીને જવું તેનું નામ લંઘન છે, કૂદવું તેનું નામ પ્લવન છે, ચઢવું તેનું નામ આરોહણ છે)—આ ચાર ગુણ રાજાના **ઉત્સાહ ગુણ** કહેવાય છે.

અને રાજા પૂર્ણ રીતે ભાષણ કરવામાં સમર્થ, સભા આદિમાં બોલતી સમયે કંપરહિત હોવો, સ્મૃતિ, બુદ્ધિ અને બળથી યુક્ત હોવો, ઉન્નત ચિત્તવાળો, સંયમી, હાથી ઘોડા આદિને ચલાવવામાં નિપુણ, શત્રુની વિપત્તિમાં ચઢાઈ કરનાર તથા પોતાની વિપત્તિમાં સેનાની રક્ષા કરનાર, કોઇ તરફથી અપકાર અથવા ઉપકાર કરવામાં આવતાં શાસ્ત્રને અનુસાર તેનો પ્રતીકાર કરનાર, લજ્જાશીલ, દુર્ભિક્ષ અને સુભિક્ષમાં ધાન્યાદિનો ઠીક ઠીક ઉપયોગ કરનાર, બહુ દૂરની વાતને શોચનાર, મુખ્યત્વે કરીને પોતાની સેનાને યોગ્ય દેશ, કાલ, ઉત્સાહ, શક્તિ તથા કાર્યને દેખનાર, સંધિના પ્રયોગને સમઝનાર, પ્રકાશયુદ્ધ આદિ કરવામાં ચતુર, સુપાત્રને દાન દેનાર, પ્રજાને કષ્ટ ન પહોંચાડતાં ગુપ્ત રીતે કોશને વધારનાર, શત્રુની અંદર મૃગયા, દ્યૂત, આદિ વ્યસનોને જોઇ તેમાં તીક્ષ્ણ રસ આદિનો પ્રયોગ કરવામાં સમર્થ, પોતાના મંત્રને ગુપ્ત રાખનાર, દીન મનુષ્યની હાંસી નહીં કરનાર, ભ્રમર(ભવાં) ત્રાંસી કરીને નહીં જોનાર અર્થાત્ ટેડી દૃષ્ટિવાળો ન હોય, કામ, ક્રોધ, લોભ, મોહ, ચપલતા, ઉપતાપ, અને પૈશુન્ય(ચુગલી)થી સદા અલગ રહેનાર, પ્રિય બોલનાર, હસમુખો, તથા ઉદાર ભાષણ કરનાર, તથા વૃદ્ધોના ઉપદેશ તથા આચારને માનનાર હોવો જોઇએ. આ રાજાની **આત્મસંપત્** છે.

યોગ્ય અમાત્ય હોવા એ **અમાત્યસંપત્** છે જે પહેલાં કહેવામાં આવી છે. સારા કિલ્લા હોવા તે **દુર્ગસંપત્** છે.

પહેલાંના રાજાઓએ ધર્મપૂર્વક સંપાદન કરેલા બહુમૂલ્ય રત્નાદિથી ભરેલા તથા બહુ કાલ સુધી રહેનાર, દુર્ભિક્ષ આદિ આપત્તિને સહન કરનાર જે ખજાનો છે તેને **કોશસંપત્** કહે છે.

સ્થિરતાથી સેવા કરનારી, વશમાં રહેનારી, જેઓના પુત્ર, સ્ત્રી, પશુ રાજા તરફથી

ભરણુ પોષણુ થવાના કારણથી સંતુષ્ટ રહે છે, જે કષ્ટ પણુ હાર ખાય નહી, દુ ખને સહન કરનારી, યુદ્ધની ચતુરતાથી પરિચિત, દરેક પ્રકારના યુદ્ધના હથિયારો ચલાવવામા ચતુર, રાજાને અનુકૂલ, હાનિ કે લાભ થવાને કારણે ભેદ રહિત, જેમા પ્રાય ક્ષત્રિય જ વધારે હોય, એવી સેના હોવી જોઇએ આવા ગુણવાળી સેનાનુ નામ દણ્ડસંપત્ કહેવાય છે

તથા પિતા પિતામહના ક્રમથી આવેલા, જે બનાવટી ન હોય, પોતાના વશમા રહેનાર, જેની સાથે કદાપિ ભેદ ન હોય, જે પ્રભુશક્તિ તથા મન્ત્ર અને ઉત્સાહ આદિ શક્તિઓથી યુક્ત હોય, અવસર આવતા સહાયતા કરવાને માટે તૈયાર થાય—આ પ્રકારના મિત્ર હોવા તેનુ નામ **મિત્રસંપત્** છે જ્ઞાનબલજ **મન્ત્રશક્તિ** છે કોશ અને સેનાનુ બલ **પ્રભુશક્તિ** છે, અને વિક્રમબલ **ઉત્સાહશક્તિ** છે

દેશની મધ્યમા અથવા સીમાપ્રાન્તમા કિલ્લા હોવા જોઇએ; જેમા સ્વદેશનિવાસી તથા પરદેશથી આવનાર માણસોને માટે પર્યાપ્ત ધાન્યાદિ પેદા થઇ શકે, આપત્તિના સમયમા પહાડ, વન, આદિ હોવાથી દેશવાસીઓની રક્ષા કરી શકાય અથવા પર્વત આદિને કારણે સરળતાથી જેની રક્ષા કરી શકાય, જ્યા થોડા પરિશ્રમથી ધાન્ય આદિ પેદા થઇ શકે, રાજાના શત્રુઓ સાથે દુશ્મનાવટ રાખનાર મનુષ્યોથી યુક્ત હોય, જેની આસપાસના રાજા દુર્બલ હોય, કીચડ, કંકર, ઉસર, વિષમ, ચોર, નાના નાના જંતુ હિંસક જાનવર અને ઘન જગલથી રહિત હોય, નદી, સરોવર, આદિને કારણે રમણીય હોય, ખેતી ખાણુ, લાકડા, હાથીઓના જગલથી યુક્ત હોય, ગાયોને હિતકારી હોય, મનુષ્યને માટે જલ તથા ઘણા સારા હોય, લુબ્ધક આદિથી સુરક્ષિત હોય, ગાય, ભેસ આદિ પશુ જ્યા બહુ હોય, નદી અને નહેરોથી યુક્ત, જલ સ્થલ બન્ને સ્થાનમા ઉત્પન્ન થતી તરેહ તરેહની ખરીદના યોગ્ય વસ્તુ યુક્ત હોય, જ્યાના ખેડુત મજબૂત હોય તથા દણ્ડ અને કરને સહન કરી શકે એવા હોય, જ્યાના માલિક સમઝદાર હોય જ્યા નીચ જાતિની વર્ણ અધિક હોય, જ્યા અનુરક્ત અને શુદ્ધ હૃદયના પુરુષ હોય—એવો જનપદ અર્થાત્ દેશ હોવો જોઇએ આ સર્વ વાત **જનપદ સંપત્**ના નામથી કહેવાય છે વિજિગીષુ રાજાને આ પ્રકારની સર્વ સંપત્તિની આવશ્યકતા છે.

**યુદ્ધયાત્રા** વળી યુદ્ધને સમયે—

**षड्विधं तु बलं व्यूह्य देवान्प्रार्च्य रिपुं व्रजेत्** ॥अग्नि. पु. अ० २४२—१ ॥

અર્થ.—યુદ્ધમા જનાર રાજાએ છ પ્રકારના બલની વ્યૂહરચના તૈયાર કરીને દેવતા લોકોનુ પૂજન કરીને શત્રુની સામે જવુ

૧ મૌલબલ—મૂલસ્થાન અર્થાત્ રાજધાનીની રક્ષા કરનાર સેના ૨ ભૂતકબલ—પગાર આપીને બનાવેલી સેના ૩ શ્રેણીબલ—જનપદમા પોતપોતાનુ કામ કરનાર શસ્ત્રાસ્ત્રવિદ્યામા. નિપુણ પુરુષોની સેના ૪ મિત્રબલ—મિત્રની સેના ૫ અમિત્રબલ—શત્રુની સેના ૬ આટવીબલ —આટવી પુરુષોની સેના એ છ પ્રકારના બલ છે

વળી દેશ કાલનો વિચાર કરીનેજ જવુ જોઇએ

**नद्यद्रिवनदुर्गेषु यत्र यत्र भयं भवेत् ।**
**सेनापतिस्तत्र तत्र गच्छेद्व्यूहीकृतैर्बलैः** ॥ अग्नि० पु० अ० २४२ श्लो० २ ॥

અર્થ —જ્યા જ્યા નદી, પહાડ (अद्रि), વન, તથા દુર્ગ અર્થાત્ મુશ્કેલીથી જવા યોગ્ય સ્થાન, આદિ કઠિન સ્થાન હોય ત્યા ત્યા સેનાપતિ સેનાનો વ્યૂહ બનાવીને ચાલે

અર્થ:—જો પાછળના ભાગમાં ભય હોય તો શકટવ્યૂહ કરીને, અને બને બાજુમાં ભય હોય તો વજ્રવ્યૂહ કરીને, અને ચારે તરફ ભય હોય તો સર્વતોભદ્રવ્યૂહ રચીને ચાલવું જોઈએ.

મકરવ્યૂહ, શ્યેન, સૂચી, શકટ, વજ્ર, ચક્ર, સર્વતોભદ્ર, મણ્ડલ, સમ, વિષમ, દણ્ડ, ભોગ, અસંહત, સઞ્જય, વિજય, સ્થૂલકર્ણ, વિશાલવિજય, ઝાસ્ય, આદિ વ્યૂહના અનેક ભેદ છે. સેનાની આગલી બને બાજુના હિસ્સાનુ નામ **પક્ષ** પાછલી બને બાજુના હિસ્સાનું નામ **કક્ષ**, અને મધ્યના હિસ્સાને **ઉરસ્ય** કહે છે. આ પાંચ વિશેષસમૂહના આધાર ઉપર જ વ્યૂહરચના કરવાની છે. દેવતાઓના આચાર્ય બૃહસ્પતિ તથા અસુરોના આચાર્ય શુક્રાચાર્ય છે. એ બનેના મતમાં વ્યૂહરચનામાં થોડો મતભેદ છે. શુક્રાચાર્યે આગલી બને બાજુના હિસ્સા એટલે પક્ષ, ઉરસ્ય(મધ્યમ ભાગ), અને પાછલો હિસ્સો—એવા ચાર અવયવ વ્યૂહમાં હોય છે એવો વ્યૂહવિભાગ કર્યો છે. બે પક્ષ, બે કક્ષ, ઉરસ્ય અને પ્રતિગ્રહ (પાછલો ભાગ)—એ ૭ અવયવ વ્યૂહમાં હોવા જોઈએ એવો બૃહસ્પતિનો મત છે.

જેવી રીતે અસ્ત્રોને રોકવાને માટે બીજા અસ્ત્રો હોય છે, તેવી રીતે શત્રુ તરફના વ્યૂહને જીતવાને પ્રતિવ્યૂહ પણ હોય છે શ્યેનવ્યૂહને ચાપવ્યૂહ દ્વારા જય કરી શકે છે. અને પ્રતિષ્ઠવ્યૂહનો સુપ્રતિષ્ઠવ્યૂહ દ્વારા નાશ થઈ શકે છે. સઞ્જયવ્યૂહને વિજયવ્યૂહ વડે નાશ કરી શકે છે. અને સ્થૂલકર્ણવ્યૂહને વિશાલવિજયવ્યૂહ દ્વારા જય કરી શકાય છે. પરિપતન્તક વ્યૂહને સર્વતોભદ્રવ્યૂહ વડે નાશ કરી શકાય છે. અને દુર્જયવ્યૂહ દ્વારા સર્વ વ્યૂહને નષ્ટ કરી શકાય છે.

## યાત્રાકાલનિરૂપણ.

**धान्येक्षुतृणतोयैश्च संपन्नं परमण्डलम् ।**
**हीनवाहनपुंस्कं तु मत्वा तत्प्रविशेन्नृपः ॥** बृ. पारा. स्मृ. अ. १० श्लो. २५ ॥

અર્થ:—શત્રુનો દેશ જ્યારે પંચવિધ ધાન્ય, ઈક્ષુ, તૃણ, જલ એ સર્વથી સમૃદ્ધ હોય, અને જે સમયે તે શત્રુનાં વાહન, સહાય, આદિ હીન થઈ જાય તે કાલમાં રાજાએ ચઢાઈ કરવી જોઇએ.

**मासे सहसि या धात्री कृतपुष्टिहितप्रजा ।**
**प्रयाणं विधिना कुर्यात्सहायै रक्षयेद्बलम् ॥** ,, ॥ २६ ॥

અર્થ:—માર્ગશીર્ષ (**सहस्**–અગહન) માસમાં જે વખતે પૃથિવી પ્રજાને માટે ધાન્યાદિ પુષ્ટિ યુક્ત હોય તે વખતે યોગ્ય મુહૂર્તનો વિચાર કરીને વિધિપૂર્વક સહાય દ્વારા સેનાની રક્ષા કરતા સતા રાજાએ શત્રુરાજ્ય ઉપર ચઢાઈ લઈ જવી જોઇએ. મન્વાદિ કેટલાક ઋષિલોકના મતમાં માર્ગશીર્ષ, ફાલ્ગુન અને ચૈત્ર માસમાં ચઢાઈ કરવી યોગ્ય છે. પોતાના જયની વકી જોઇને અન્ય કાલમાં પણ ચઢાઈ લઈ જવી તે સારૂં જ છે એવો તે લોકોનો મત છે.

**यत्र चाम्भःसरिद्रक्षा वृक्षरक्षास्तु यत्र च ।**
**तत्रावासं विधायैव रात्रौ रक्षेद्बलं स्वकम् ॥** ,, ॥ २७ ॥

અર્થ:—જે દેશ શોભન, જલયુક્ત, નદી, તળાવ તથા સઘન વૃક્ષોથી શોભિત હોય તેવા દેશમાં પડાવ નાંખવો જોઇએ તથા રાત્રિમાં સેનાની રક્ષા કરવી નૃપને માટે ઉચિત છે. **બલ** એ સેનાનું નામ છે.

પડાવની જગાના બલાબલનો વિચાર કરીને—

અર્થ —જો પાછળના ભાગમા ભય હોય તો શકટ-વ્યૂહ કરીને, અને બને બાજુમા ભય હોય તો વજ્ર-વ્યૂહ કરીને અને ચારે તરફ ભય હોય તો સર્વતોભદ્ર-વ્યૂહ રચીને ચાલવુ જોઈએ મકર-વ્યૂહ, શ્યેન સૂચી શકટ, વજ્ર ચક્ર, સર્વતોભદ્ર મણ્ડલ, સમ, વિષમ, દણ્ડ, ભોગ, અસહત, સઞ્જય વિજય સ્થૂલકર્ણ, વિશાલવિજય ઝાસ્ય આદિ વ્યૂહના અનેક ભેદ છે સેનાની આગલી અને બાજુના હિસ્સાનુ નામ પક્ષ પાછલી બને બાજુના હિસ્સાનુ નામ કક્ષ, અને મધ્યના હિસ્સાને ઉરસ્ય કહે છે આ પાચ વિશેષસમૂહના આધાર ઉપર જ વ્યૂહરચના કરવાની છે દેવતાઓના આચાર્ય બૃહસ્પતિ તથા અસુરોના આચાર્ય શુક્રાચાર્ય છે એ બનેના મતમા વ્યૂહરચનામા થોડો મતભેદ છે શુક્રાચાર્યે આગલી બને બાજુના હિસ્સા એટલે પક્ષ, ઉરસ્ય(મધ્યમ ભાગ) અને પાછળો હિસ્સો-એવા ચાર અવયવ વ્યૂહમા હોય છે એવો વ્યૂહવિભાગ કર્યો છે બે પક્ષ બે કક્ષ, ઉરસ્ય અને પ્રતિગ્રહ (પાછળો ભાગ)-એ છ અવયવ વ્યૂહમા હોવા જોઈએ એવો બૃહસ્પતિનો મત છે

જેવી રીતે અસ્ત્રોને રોકવાને માટે બીજા અસ્ત્રો હોય છે, તેવી રીતે શત્રુ તરફના વ્યૂહને જીતવાને પ્રતિ-વ્યૂહ પણ હોય છે શ્યેન વ્યૂહને ચાપ વ્યૂહ દ્વારા જય કરી શકે છે અને પ્રતિષ્ઠ-વ્યૂહનો સુપ્રતિષ્ઠ-વ્યૂહ દ્વારા નાશ થઈ શકે છે સઞ્જય વ્યૂહને વિજય-વ્યૂહ વડે નાશ કરી શકે છે અને સ્થૂલકર્ણ વ્યૂહને વિશાલવિજય વ્યૂહ દ્વારા જય કરી શકાય છે પરિપતન્તક વ્યૂહને સર્વતોભદ્ર-વ્યૂહ વડે નાશ કરી શકાય છે અને દુર્જય-વ્યૂહ દ્વારા સર્વ વ્યૂહને નષ્ટ કરી શકાય છે

## યાત્રાકાલનિરૂપણ.

**धान्येक्षुतृणतोयैश्च संपन्नं परमण्डलम् ।**

**हीनवाहनपुष्कं तु मत्वा तत्प्रविशेन्नृपः ॥** शु पारा. स्मृ अ. १० श्लो. २५ ॥

અર્થ —શત્રુનો દેશ જ્યારે પચવિધ ધાન્ય ઇક્ષુ, તૃણ, જલ એ સર્વથી સમૃદ્ધ હોય, અને જે સમયે તે શત્રુના વાહન, સહાય, આદિ હીન થઈ જાય તે કાલમા રાજાએ ચઢાઈ કરવી જોઇએ

**मासे सहसि या धात्री कृतपुष्टिहितप्रजा ।**

**प्रयाणं विधिना कुर्यात्सहायै रक्षयेद्बलम् ॥** „ ॥ २६ ॥

અર્થ —માર્ગશીર્ષ (**सहस्**-અગહન) માસમા જે વખતે પૃથિવી પ્રજાને માટે ધાન્યાદિ પુષ્ટિ યુક્ત હોય તે વખતે યોગ્ય મુહૂર્તનો વિચાર કરીને વિધિપૂર્વક સહાય દ્વારા સેનાની રક્ષા કરતા સતા રાજાએ શત્રુરાજ્ય ઉપર ચઢાઈ લઈ જવી જોઇએ મન્વાદિ કેટલાક ઋષિલોકના મતમા માર્ગશીર્ષ, ફાલ્ગુન અને ચૈત્ર માસમા ચઢાઈ કરવી યોગ્ય છે પોતાના જયની વૃદ્ધિ જોઇને અન્ય કાલમા પણ ચઢાઈ લઈ જવી તે સારૂ જ છે એવો તે લોકોનો મત છે

**यत्र चाम्भःसरिद्वृक्षा वृक्षरक्षास्तु यत्र च ।**

**तत्रावासं विधायैव रात्रौ रक्षेद्बलं स्वकम् ॥** „ ॥ २७ ॥

અર્થ —જે દેશ શોભન, જલયુક્ત, નદી તળાવ તથા સઘન વૃક્ષોથી શોભિત હોય તેવા દેશમા પડાવ નાખવો જોઇએ તથા રાત્રિમા સેનાની રક્ષા કરવી નૃપને માટે ઉચિત છે **બલ** એ સેનાનુ નામ છે

પડાવની જગાના બલાબલનો વિચાર કરીને—

चतुर्दिक्षु च सैन्यस्य शूरान्धनुर्धरान्निशि ।
स्वयं राजा नियुञ्जीत समीक्ष्य भूबलाबलम् ॥ „ ॥ २८ ॥

અર્થ —જગાનુ બનાબલ જોઇને ગત્રિને સમયે સેનાની રક્ષા કરવાને માટે ચારે બાજુએ શૂરવીર ધનુર્ધારી પુરુષોને સ્વય રાજા નિયુક્ત કરે

वैरिणः षड्गुणान्मत्वा सन्धिविग्रहयानकान् ।
आसनं संश्रयं द्वैधं सम्यग्ज्ञात्वा समाचरेत् ॥ „ ॥ २९ ॥

અર્થ —શત્રુજનોના ષડ્ગુણોનો વિચાર કરીને અનન્તર પોતે પણ સન્ધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ, આશ્રય–એ છ ગુણોનો આશ્રય કરવો જોઇએ

બે રાજાઓ વચ્ચે જે શરતોથી મેળ થઇ જાય તેને **સન્ધિ** કહે છે શત્રુનો કોઇ અપકાર કરવો તેને **વિગ્રહ** કહે છે સન્ધિ આદિનો પ્રયોગ ન કરતા ઉપેક્ષા કરવી તે **આસન** કહેવાય છે શક્તિ આદિ અધિક થઇ જાય તે યાનનો હેતુ હોવાથી **યાન** કહેવાય છે બીજા બલવાન્ રાજાને પોતાના પુત્ર, સ્ત્રી આત્મા તથા સર્વસ્વ અર્પણ કરી દેવુ તેનુ નામ **સંશ્રય** કહેવાયછે સન્ધિ તથા વિગ્રહ બન્નેનો ઉપયોગ કરવો તે **દ્વૈધીભાવ** કહેવાય છે આ પ્રમાણના ગુણ કહ્યા જો શત્રુ પોતાને નિર્બળ સ્વીકારે તો સન્ધિ કરી લેવી, બળવાન્ સમજે તો વિગ્રહ કરવો હુ શત્રુને દબાવી શકતો નથી, તેમ શત્રુ મને દબાવી શકતો નથી–એવી અવસ્થામા આસન ગુણનો પ્રયોગ કરે ઉત્સાહાદિ શક્તિ સમ વિષમ, આદિ દેશ શીત કાલાદિ ગુણો અધિક અથવા ઠીક હોય ત્યારે યાનનો પ્રયોગ કરે શક્તિરહિત થયેલો રાજા સંશ્રયથી કામ કાઢી લે કોઇ કામમા સહાયતાની અપેક્ષા થતા દ્વૈધીભાવનો પ્રયોગ કરે આ પ્રમાણે છ ગુણોનો પ્રયોગ કરવો યોગ્ય છે

निर्भेदं स्वबलं कुर्याद्भिन्द्याच्च भिन्नचेतसम् ।
दासीः कर्मकरीर्दासान्भिद्यतो रक्षयेद्बलम् ॥

बृ० पारा० स्मृ० अ० १०. श्लो० ३० ॥

અર્થ —અને પોતાની સેનામા ભેદ પડવા ન દેવો જો કોઈ ભેદવાળો માલમ પડે તો તેને છન્ન કરવો જોઇએ અને જે કોઈ ભેદ કરનાર હોય તે સર્વથી (भिद्यत) કર્મશીલ દાસી, દાસ, અને સેનાની રક્ષા કરવી જોઇએ

निकटस्थायिनो नित्यं जानन्ते चेष्टितं प्रभोः ।
तस्मात्ते यत्नतो रक्ष्या भेदमूलं यतस्त्वमी ॥ „ ॥ ३१ ॥

અર્થ —સદા પાસે રહનાર માણસો રાજાનુ ચરિત્ર સારી રીતે જાણે છે તેથી તેમની રક્ષા યત્ન પૂર્વક કરવા યોગ્ય છે કેમકે ભેદનુ મૂળ કારણ તે લોક છે

एते परस्वजनने भेदनीयास्ततः परे ।
यथा परो न जानाति तथा भेदं समाचरेत् ॥ „ ॥ ३२ ॥

અર્થ —દુશ્મનના નિકટવાસી લોકોને પોતાના બનાવવા માટે(जनने) તેના નિકટ રથાથી લોકોમા ભેદ પાડવો, અને તે ભેદ શત્રુ જાણે નહી તેવી રીતે પાડવો

न युद्धमाश्रयेद्राजा न कुर्यात्स्वबलक्षयम् ।

साम्ना भेदेन दानेन त्रिभिरेव वशं नयेत् ॥ ,, ॥ ४० ॥

અર્થઃ—રાજાએ યુદ્ધને માટે ઉદ્યોગ ન કરવો જોઇએ, કેમકે યુદ્ધમાં સેનાનો નાશ થાય છે, સેનાનો નાશ ન કરવો જોઇએ. સામ, દાન, ભેદ—એ ત્રણ ઉપાય વડે જ શત્રુનો જય કરવો જોઇએ.

द्विविधं कथितं साम तथ्यं चातथ्यमेव च ॥ मत्स्य० पु० अ० २२२–३ ॥

तत्राप्यतथ्यं साधूनामाक्रोशायैव जायते । ,, ॥ ४ ॥

અર્થઃ—સામ બે પ્રકારના છે—યથાર્થ અને અયથાર્થ. એ બેમાંનો અયથાર્થ સામ સજ્જનોની માત્ર નિન્દા કરાવનાર છે, માટે તે ન કરવો.

तत्र साधुः प्रयत्नेन सामसाध्यो नरोत्तम ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—તેમાં, હે નરોત્તમ! ઉત્તમ શત્રુની સાથે ઉત્તમ પ્રયત્નથી સમાધાન કરી શકાય છે.

महाकुलीना ऋजवो धर्मनित्या जितेन्द्रियाः ।

सामसाध्या न चातथ्यं तेषु साम प्रयोजयेत् ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—મહા કુલીન તથા સરલ સ્વભાવના તથા ધર્મમાં તત્પર, જિતેન્દ્રિય—એવા જે ઉત્તમ છે તેમની સાથે ખોટા સામનો પ્રયોગ ન કરવો જોઇએ, યથાર્થ સામનો પ્રયોગ કરી તેમને વશ કરવા જોઇએ.

तथ्यं साम च कर्तव्यं कुलशीलादिवर्णनम् ।

तथा तदुपचाराणां कृतानां चैव वर्णनम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—તેવા લોકોની સાથે કુલ, શીલ, વિદ્યા, શૌર્ય, આદિ ગુણોના વર્ણનરૂપ યથાર્થ સામનો, તથા મિત્રતા, કુલીનતા, આદિનું આરોપણ કરવા રૂપ, તથા કરેલા ઉપકાર આદિનું વર્ણન કરવા રૂપ યથાર્થ સામનો પ્રયોગ કરવો.

આવી પ્રકારના સામથી તથા યુક્તિથી ધર્માત્મા ઉત્તમ પુરૂષ વશ થાય છે.

अतिशङ्कितमित्येवं पुरुषं सामवादिनम् ।

असाधवो विजानन्ति तस्मात्तत्तेषु वर्जयेत् ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—સામનો પ્રયોગ કરનાર મનુષ્યને "આપણાથી એ ડરી ગયો."—એમ અસત્પુરૂષો કહે છે. માટે તેવા દુર્જનોની સામે સામનો ત્યાગ કરવો.

શત્રુના સેનાપતિ, પ્રધાન, આદિને પરસ્પર ફોડવા તેનું નામ ભેદ છે.

परस्परं तु ये दुष्टाः क्रुद्धा भीतावमानिताः ।

तेषां भेदं प्रयुञ्जीत भेदसाध्या हि ते मताः ॥ मत्स्य० पु० अ० २२३–१ ॥

અર્થઃ—જે લોક પરસ્પર પ્રેમ રહિત છે, તથા ક્રોધી, બીકણ, પરસ્પર અપમાન પામેલા હોય તેમની સામે ભેદનો પ્રયોગ કરવો જોઇએ. તેમને ભેદથી જ વશ કરવા યોગ્ય છે.

संहता हि विना भेदं शक्रेणापि सुदुःसहाः ।

भेदमेव प्रशंसन्ति तस्मान्नयविशारदाः ॥ ,, ॥ ४ ॥

અર્થ—એમ બધ કરીને શત્રુનાર કુટ્યા વિના ઇદ્રથી પણ જીતાવા કઠિન છે તેથી નીતિશાસ્ત્રમા કુ ાલ ન ો જયને માટે ભે ની જ પ્રશ ંસા કરે છે

શત્રુ આણીને પ્રીતિ ગી લેવી તેનુ નામ દાન છે

सर्वेषामप्युपायाना दान श्रेष्ठतम मतम् । „ ॥ ५ ॥
सुदत्तेनेह भवति दानेनोभयलोकजित् ॥ मत्स्य. पु० अ. २२४–१ ॥

અર્થ—સવ પ્ર ારના ઉપાયોમા ાન સર્વથી શ્રેષ્ઠ ઉપાય છે દાન દેવાથી આ લોક અને પરલો બનેનો જય થાય છે

दानवानचिरेणैव तथा राजा पराञ्जयेत् ।
दानवानेव शक्नोति सहतान्भेदितु परान् ॥ „ ॥ ४ ॥

અર્થ—બીજાને દાન દેનાર દાની રા ન શીઘ્ર શત્રુને જય કરી શકે છે એક સપથી રહેનાર મનુષ્યોમા દાન વડે ભેદ પાડી શ ાય છે, કેમકે ધન દેવાથી મનુષ્ય તાબુમા આવે છે

यत्राप्यलुब्धगभीरा पुरुषा सागरोपमा ।
न गृह्णन्ति तथाप्येते जायन्ते पक्षपातिन ॥ „ ॥ ५ ॥

અર્થ—નિર્લોભી તથા સમુદ્ર સમાન ગભીર મનુષ્યો જે લોક ધન આપતા પણ સ્વીકારતા નથી છતા પણ દાનના પ્રભાવથી તે લોક પણ આપણા પક્ષપાતી થઈ જાય છે

न शक्या ये वशे कर्तुमुपायत्रितयेन तु ।
दण्डेन तान्वशीकुर्याद्दण्डो हि वशकृन्नृणाम् ॥ मत्स्य० पु० अ० २२५–१ ॥

અર્થ—સામ દા ભ—એ ત્રણ ઉપાયથી જેને વશ ન કરી શકાય તેને દડથી જ વ ા ર્વો જોઈએ કેમ દડ મનને વ ા રનાર છે

वदन्ति सर्वे नीतिज्ञा दण्डस्त्वगतिका गति ।
तद्दर्ज वशमायाति यथा शत्रुस्तथाश्रयेत् ॥ वृ. पारा. स्मृ. अ १०–४१ ॥

અર્થ—અપૂર્ણ નીતિશાસ્ત્ર જાણના લા દડને અગત્યાગતિ કહે છે તેથી દડ વિના જેની રીતે શત્રુ વશમા આવે તેવો ઉપાય રવો જોઈએ

आक्रान्त्या दर्भमूर्न्योऽपि भिन्द्युर्मृदुन्याऽपि पादतलम् ।
नातो यतेत युद्धाय युद्धसिद्धेरसिद्धित ॥ „ ॥ ४२ ॥

અથ—ડાભની ટ્ર ઉપર પગ મૂકીને તેને આક્રમણ કરવાથી તે પણ પગના તળિયાને ભેદે છે તે ારી મનુષ્ય ઉપર આક્રમ ણ થવાથી તે મારવાને માટે કેમ તૈયાર ન થાય? અન્યને વશ માટે યુદ્ધને માટે બનતા સુધી તૈયાર નહીં થવુ જોઈએ યુદ્ધમા અન્યને જય થશે જ તે વાતનો કાઈ ભરોસો નથી

मणयिन्यापि पत्न्या च शय्यास्थोऽपि हि मानवः ।
पुष्पैरपि न युध्येत युद्ध भवेद्विपत्तये ॥ „ ॥ ४७ ॥

અથ—આપણી અત્યન્ત પ્રેમવાળા પત્નીની સાથે શય્યા ઉપર બેસી પુષ્પોથી પણ યુદ્ધ ન કરવુ જોઈએ કેમ કાઈ પણ ન ાનુ યુદ્ધ વિપત્તિ નારણ જ થાય છે

न कूटैरायुधैर्हन्याद्युद्ध्यमानो रणे रिपून् ।
न कर्णिभिर्नापि दिग्धैर्नाग्निज्वलिततेजनैः ॥ म. स्मृ अ. ७–९० ॥

અર્થ—કોઈ પણ રીતે યુદ્ધ કર્યો વિના છૂટકો ન હોય ત્યારે જ યુદ્ધ કરવું ત્યારે પણ કૂટયુદ્ધ ન કરવું જોઈએ ધર્મયુદ્ધજ કરવું જોઈએ શત્રુની સામે યુદ્ધ કરતા બહારથી જોતા લાકડાનું માલમ પડે પરન્તુ અંદર તો બહુ તીક્ષ્ણ શસ્ત્ર હોય—એવા કૂટશસ્ત્રાદિથી યુદ્ધ કરવું ન જોઈએ વળી કાનના આકારવાળા ભાલા યુક્તબાણ કે જે દેહમા પ્રવિષ્ટ થતા બહાર નિકળવું મુશ્કેલ હોય એવા બાણ વડે પણ યુદ્ધ કરવું નહી વળી વિષ પાયેલા(दिग्ध) બાણ વડે તેમજ અગ્નિમા તપાવેલા બાણથી પણ યુદ્ધ નહી કરવું જોઈએ

न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीतिवादिनम् ॥ ,, ॥ ९१ ॥

અર્થ—પોતે રથમા બેઠેલો હોય તેણે બીજો જે નીચે ઉભેલો હોય તેને મારવો નહી તેમજ નપુંસકને, પોતાની આગળ હાથ જોડી ઉભેલાને, શિર ખુલ્લુ હોય અથવા બેઠેલો હોય, તથા "હું તમારો છું" એ પ્રમાણે કહેનાર—એમાના કોઈને પણ મારવો નહી જોઈએ

न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ,, ॥ ९२ ॥

અર્થ—સૂતેલાને, યુદ્ધ (सन्नाह)નો પરિત્યાગ કરેલાને, દેહ ઉપર વસ્ત્ર વિનાના(દિગંબર)ને, હાથમા શસ્ત્ર રહિતને, યુદ્ધ ન કરનારને, યુદ્ધ દેખનારને તથા બીજાની સાથે યુદ્ધ કરતા પુરૂષને પણ મારવો નહી.

नायुधव्यसनं प्राप्तं नार्तं नातिपरिक्षतम् ।
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥ ,, ॥ ९३ ॥

અર્થ.—જેનું ખડ્ગ આદિ તૂટેલુ હોય અથવા પુત્રશોકાદિથી દુઃખી હોય, અથવા જેના શરીરમા બહુ ઘા થયેલા હોવાથી વ્યાકુલ થયેલો હોય તેને તથા ભયભીતને, તથા યુદ્ધમાંથી પાછા હઠેલાને—એમાના કોઈને પણ શિષ્ટ ક્ષત્રિયોના ધર્મનું સ્મરણ કરનાર મારે નહી

તે પ્રમાણે, ઔપનિષદક અધિકરણમા બતાવેલા કેટલાક વિષ, ધૂપ, અગ્નિ, આદિના જે પ્રયોગ બતાવ્યા છે તેમાનો કોઇ પણ ધર્મયુદ્ધમા ઉપયોગમા લેવો નહી જોઇએ. તેથી અતિરિક્ત યથાર્થ અસ્ત્રાદિ વડે યુદ્ધ કરનારને યુદ્ધમા મરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, અને જય મળવાથી ધનની પ્રાપ્તિ થાય છે.

आहवेषु मिथोऽन्योन्यं जिघांसन्तो महीक्षितः ।
युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ म० स्मृ० अ० ७–८९॥

અર્થ—જે રાજા લોક એક બીજાને મારતા સતા ઇચ્છાથી પાછા નહીં હઠતા મહાન્ બળથી યુદ્ધ કરતા મરણ પામે છે તેઓ સ્વર્ગે જાય છે.

द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हतः ॥ पारा० स्मृ० अ० ३–३२ ॥

અર્થ:—આ સંસારમાં બે જ મનુષ્ય સૂર્યમણ્ડલને ભેદન કરીને બ્રહ્મલોકમાં જાય છે—એક તો યોગયુક્ત સંન્યાસી, અને બીજો યુદ્ધમાં સન્મુખ રહીને મરનાર.

जितेन लभ्यते लक्ष्मीर्मृतेनापि वराङ्गनाः ।
क्षणध्वंसिनि कायेऽस्मिन्का चिन्ता मरणे रणे ॥ ,, ॥ ३९ ॥

અર્થ:—યુદ્ધમાં જીત થવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, અને મૃત્યુ થવાથી દેવાઙ્ગનાની પ્રાપ્તિ થાય છે. આ શરીર ક્ષણમાં નાશ પામનાર છે, તો પછી યુદ્ધમાં મરવાથી શી ચિન્તા છે?

ललाटदेशे रुधिरं स्रवच्च यस्याहवे तु प्रविवेश वक्त्रम् ।
तत्सोमपानेन किलास्य तुल्यं संग्रामयज्ञे विधिवच्च दृष्टम् ॥ ,, ॥ ४० ॥

અર્થ:—યુદ્ધમાં બાણોથી વેધન થયેલા લલાટમાંથી રુધિર આવીને મુખમાં પ્રવેશ કરે તો તે યુદ્ધયજ્ઞમાં મુખમાં પ્રવિષ્ટ થયેલા રક્તનું જે પાન તે સોમયાગમાં વિધિવત્ કરેલા સોમપાનની તુલ્ય શાસ્ત્રમાં જોવામાં આવ્યું (दृष्टम्) છે. અર્થાત્ તેથી અવસ્ય સ્વર્ગની પ્રાપ્તિ થશે એવો ભાવ છે.

यत्र यत्र हतः शूरः शत्रुभिः परिवेष्टितः ।
अक्षयान्लभते लोकान्यदि क्लीबं न भाषते ॥ पारा० स्मृ० अ० ३–३३ ॥

અર્થ:—જ્યાં જ્યાં શત્રુથી ઘેરાઇને જે શૂરવીર કાયરની વાણી ન બોલતો સતો મૃત્યુ પામે છે તે નિશ્ચય અક્ષય લોકને પ્રાપ્ત થાય છે.

य आहवेषु वध्यन्ते भूम्यर्थमपराङ्मुखाः ।
अकूटैरायुधैर्यान्ति ते स्वर्गं योगिनो यथा ॥ या. स्मृ. अ. १–३२२ ॥

અર્થ:—ભૂમિ આદિને માટે જેઓ યુદ્ધમાં પ્રવૃત્ત થઇને સામે થઇને માર્યા જાય છે તેઓ જો અકૂટ આયુધથી યુદ્ધ કરનારા હોય તો યોગીલોકની પેઠે સ્વર્ગમાં જાય છે.

पदानि क्रतुतुल्यानि भग्नेष्वप्यनिवर्तिनाम् ।
राजा सुकृतमाधत्ते हतानां विपलायिनाम् ॥ ,, ॥ ३२३ ॥

અર્થ:—પોતાના હાથી ઘોડા પાયદલ આદિ નષ્ટ થવા છતાં પણ તેની પરવા ન કરીને જેઓ શત્રુસૈન્યની સામે જ જાય છે તેમને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે. અને જેઓ યુદ્ધમાંથી નાસતા નાસતા માર્યા જાય છે તેના સર્વ પુણ્યનો રાજા ભાગી થાય છે.

गृहे यत्क्षत्रियस्यापि निधनं तद्धि गर्हितम् ।
अधर्मः सुमहानेष यच्छय्यामरणं गृहे ॥ म. भा. शा. प. अ. ५–३२ ॥

અર્થ:—ક્ષત્રિયોએ ઘરમાં મરવું તે બહુ નિન્દિત છે. ઘરમાં શય્યામાં પડયા પડયા જે મરવું તે મહાન્ અધર્મ છે.

अरण्ये यो विमुच्येत्त संग्रामे वा तनुं नरः ।
क्रतूनाहृत्य महतो महिमानं स गच्छति ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—તપ કરતાં જે વનમાં શરીરનો ત્યાગ કરે છે અથવા જે યુદ્ધમાં શરીરનો ત્યાગ કરે છે, તે મહાયજ્ઞનું ફલ પ્રાપ્ત કરીને મોટા મહિમાને પ્રાપ્ત થાય છે.

कृपणो विलपन्नार्तो जरयाभिपरिप्लुतः ।
क्रियते रुदतां मध्ये ज्ञातीनां न स पूरुष. ॥ ,, ॥ २४ ॥

અર્થ:—જે કોઇ દીન તથા દુઃખી તથા વૃદ્ધ અવસ્થાને પ્રાપ્ત થઇ રૂદન કરતા જ્ઞાતિજનો તથા બન્ધુઓની વચમાં પોતે પણ વિલાપ કરતો મરે છે તે મનુષ્ય મરદ (પુરૂષ) નથી

हतोऽपि लभते स्वर्गं हत्वा च लभते यशः ।
उभयं नो वहुगुणं नास्ति निष्फलता रणे ॥ म. भा. स्त्री. प. अ. २–१४ ॥

અર્થ:—યુદ્ધમાં મરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, અને શત્રુને મારવાથી યશની પ્રાપ્તિ થાય છે. આપણે ક્ષત્રિયોને માટે તે બંને વાત બહુગુણવાળી છે. યુદ્ધ કરવામાં નિષ્ફલતા છે જ નહીં.

આ પ્રમાણે ધર્માનુસાર યુદ્ધ કરવાથી કલ્યાણની પ્રાપ્તિ થતી હોવાથી યુદ્ધની શ્રેષ્ઠતા છે. વળી ધર્મયુદ્ધ ન કરનારને પાપની પ્રાપ્તિ પણ શાસ્ત્રમાં કહી છે.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
तत' स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ भ. गी. अ० २–३३ ॥

અર્થ:—જો તુ આ ધર્મયુક્ત યુદ્ધ નહીં કરે તો યુદ્ધના ત્યાગથી સ્વધર્મ અને કીર્તિનો પણ ત્યાગ થવાથી તું પાપને પ્રાપ્ત થઇશ.

रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशूँस्त्रियः ।
सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य तत् ॥ म. स्मृ. अ. ७–९६ ॥

અર્થ:—રથ, ઘોડા, હાથી, છત્ર, વસ્ત્ર આદિ ધન, ધાન્ય, ગવાદિ, તથા દાસી આદિ સ્ત્રી, દ્રવ્યાદિ પદાર્થ, તથા સોનું ચાંદી આદિથી અતિરિક્ત ત્રાંબુ આદિ ધાતુનું ધન–એ સર્વને જે જીતે છે તે સર્વ તેનું થાય છે.

राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुति' ।
राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥ ॥ ९७ ॥

અર્થ:—જીતેલા ધનમાંનું ઉત્તમ ધન (उद्धार)સુવર્ણ, ચાંદી, આદિ–રાજાને આપવું જોઇએ એવું વેદનું વચન છે. તેમજ હાથી, ઘોડા, રથ આદિ પણ રાજાને આપવું યોગ્ય છે. અને બધાએ મળીને જે ધન જીત્યુ હોય તે રાજાએ સર્વ યોધાઓને વહેંચી આપવું જોઇએ.

આ પ્રકારે યુદ્ધાદિથી શત્રુનો નાશ કરીને રાજ્યનું પાલન કરનાર રાજા કલ્યાણનો ભાગી થાય છે.

ઇતિ રાજનીતિ અન્તર્ગત યુદ્ધનીતિ અ. ૬ સર્ગ. ૨૭ સમાપ્ત.

---

ઇતિ ક્ષત્રિયધર્મનિરૂપણ અધ્યાય ૬ સમાપ્ત.



## અધ્યાય ૭.

### વૈશ્યધર્મ

### સર્ગ. ૧. ગોરક્ષા.

ક્ષત્રિયધર્મનું નિરૂપણ કરીને હવે વૈશ્યધર્મનું નિરૂપણ કરીએ છીએ. મનુસ્મૃતિમાં વૈશ્યધર્મ નીચે મુજબ કહ્યા છે—

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥ ।

वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिरेव च ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૧ શ્લો૦ ૯૦ ॥

અર્થ—૧ પશુની રક્ષા કરવી, તથા ૨ દાન દેવું, તથા ૩ યજ્ઞ કરવો, તથા ૪. વેદનું અધ્યયન કરવું, ૫. વ્યાપાર કરવા, ૬ વ્યાજ લેવું તથા ૭ ખેતી કરવી—એ વૈશ્યના ધર્મ છે. સર્વ પશુમાં ગાય સર્વથી અધિક ઉપયોગી વસ્તુ છે ગાયની બરાબર ઉપકારી બીજું કોઈ પશુ નથી જે બાળકની માતા જન્મથી મરી ગઈ હોય તેની રક્ષા ગાયના દૂધથી થઈ શકે છે દરેક રોગી, દુર્બલ વ્રતી, તપસ્વી અગ્નિહોત્રી, દેવપૂજા કરનાર, ઇત્યાદિ સર્વ મનુષ્યોને માટે પણ ગાયનું દૂધ દહીં છાસ, ગોબર, ઘી, મૂત્ર, આદિનું કામ પડે છે ગાય મરી જતાં પણ તેનું ચામડું, હાડકાં, ચરબી આદિને મનુષ્ય કામમાં લે છે. અને ખેતી તથા ગાડીને માટે પણ બળદનુંજ મુખ્ય પ્રયોજન છે તેથી ગાયનો ઉપકાર પ્રત્યક્ષ છે અને ધર્મશાસ્ત્રાદિમાં પણ ગાયની પ્રધાનતા અને પવિત્રતાનું વર્ણન કર્યું છે

यस्याः शिरसि ब्रह्मास्ते स्कन्धदेशे शिवः स्मृतः ।

पृष्ठे विष्णुस्तथा तस्थौ श्रुतयश्चरणेषु च ॥ ૩ પાગ. સ્મૃ. અ. ૩–૧૦ ॥

અર્થ—જેના શિરમાં બ્રહ્મા નિવાસ કરે છે જેના ખભામાં મહાદેવનો નિવાસ કહ્યો છે, જેની પીઠ ઉપર (પાછલા ભાગમાં) વિષ્ણુ ભગવાન્ સ્થિત છે, અને ચરણોમાં ચાર શ્રુતિ અભિમાની દેવતા નિવાસ કરે છે—એવી ગાય છે

या अन्यदेवता' काश्चित्तस्या लोमसु ताः स्थिता ।

सर्वदेवमया गौस्तु तुष्येत्तद्भक्तितो हरिः ॥ ,, ॥ ११ ॥

અર્થ—પૂર્વોક્ત બ્રહ્મા આદિ દેવતાઓથી અતિરિક્ત જે કોઈ દેવતાઓ છે તે સર્વે ગાયના રોમમાં સ્થિત છે. ગાય સમ્પૂર્ણ દેવતામયી છે. તેની ભક્તિ કરવાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે

सर्वदेवमया गावः सर्वे देवास्तदात्मकाः ।

शृङ्गाग्रेषु महीपाल शक्रो वसति नित्यशः ॥

સ્કા૦ પુ૦ ખ૦ ૫ રેવા૦ ખ૦ ૩. અ૦ ૮૩–૧૦૪ ॥

અર્થ.—ગાય સમ્પૂર્ણ દેવતારૂપ છે, અને સમ્પૂર્ણ દેવતાઓ પણ ગૌરૂપજ છે હે રાજન્! ગાયના શિંગડાના અગ્રભાગમાં હમેશાં ઇન્દ્ર રહે છે.

यमः पृष्ठे स्थितो नित्य शुभाशुभपरीक्षकः ।

चत्वारः सागरा पूज्या क्षीरधारा. स्तनेषु च ॥ ,, ॥ १०७ ॥

અર્થ —ગાયના પૃષ્ઠમા પ્રાણીઓના પુણ્યપાપની પરીક્ષા કરનાર યમરાજા સ્થિત છે અને પૂજનીય ચારે સમુદ્રો દૂધની ધારારૂપે સ્તનમા સ્થિત છ

लक्ष्मी च गोमये नित्य पवित्रा सर्वमङ्गला ।

गोमयालेपन तस्मात्कर्तव्य पाण्डुनन्दन ॥ ,, ॥ १०९ ॥

અર્થ —હે પાણ્ડુનન્દન ! સર્વ પ્રકારે પવિત્ર તથા મગલરૂપ લક્ષ્મી ગોમયમા સ્થિત છે તે માટે હમેશા છાણથી લેપન કરવુ જોઇએ

गवामङ्गेषु तिष्ठन्ति सर्व देवगणा अपि ।

तथा सर्वाणि तीर्थानि तासु तिष्ठन्ति सर्वदा ॥

स्का० पु० ख० २, मागु० मा० ९, अ० २०-५२ ॥

અર્થ —ગાયોના અગમા સપૂર્ણ દેવતા લોકોનો સમૂહ નિવાસ કરે છે અને સપૂર્ણ તીર્થ પણ હમેશા ગાયોના શરીરમા રહે છે

शृङ्गाग्रे सर्वतीर्थानि खुराग्रे सर्वपर्वता ।

शृङ्गयोरन्तरे यस्याः साक्षाद्गौरी महेश्वरी ॥ स्कापु.ख.४, पू स मअ. २-७८॥

અર્થ —ગાયના શિગના અગ્રભાગમા સપૂર્ણ તીર્થોની સ્થિતિ છે ખરીઓના અગ્રભાગમા સર્વ પર્વતાભિમાની દેવતા રહે છ અને બને શૃગોની વચમા સાક્ષાત્ મહેશ્વરી ગૌરી સ્થિત છે

गाव पवित्रमतुल गावो मङ्गलमुत्तमम् ।

यासा खुरोत्थिता रेणुर्गङ्गावारिसमा भवेत् ॥ ,, ॥ ७७ ॥

અર્થ —ગાય અત્યન્ત પવિત્ર છ અને તેઓ પશુમા ઉત્તમ છ અને તેઓની ખરીઓમાથી ઉડલી ધૂળ ગગાજલની સમાન છે તેથી તે ધૂળથી થતુ સ્નાન દિવ્ય સ્નાન કહેવાય છે

શુક્લ યજુર્વેદ પણ કહે છ કે —

सा विश्वायु सा विश्वकर्मा सा विश्वधायाः ॥ शु०य०वा०स०अ०१ म०४ ॥

અર્થ —તે ગા સપૂર્ણ જગતને આયુ દેનારી છ, તે સર્વ જગતની સૃષ્ટિ કરનારી છે અને સર્વ જગતનુ ક્ષીરાદિ વડે પોષણ કરનારી છે

गोभिर्विप्रैश्च वेदैश्च सतीभि सत्यवादिभि ।

अलुब्धैर्दानशीलैश्च सप्तभिर्धार्यते मही ॥स्का०पु०ख०४,पू०सप्त०अ०२-९०॥

અર્થ —ગાય વિદ્વાન્ તપસ્વી બ્રાહ્મણો વેદ પતિવ્રતા સ્ત્રીઓ સત્યવક્તા લોભરહિત મનુષ્યો તથા દાનશીલ-એ સાત વડે આ પૃથિવી ધારણ કરાયલી છ અર્થાત્ એ સાતમા એવી શક્તિ છે કે જે આ ધૂળની મૂઠીરૂપ પૃથિવીને પણ તેઓ ધારણ કરી શકે છે તેઓમા ધારણાશક્તિ રૂપ (રક્ષા કરવાનો) ધર્મ સર્વ પ્રાણી કરતા અધિક છ

हरन्ति स्पर्शनात्पाप पयसा पोषयन्ति याः ।

प्रापयन्ति दिव दत्ताः पूज्या गावः कथ न ताः ॥ वृ०पा०स्मृ०अ ३-१२ ॥

અર્થઃ—ગાય સંપૂર્ણ દેવતારૂપ હોવાથી તેના સ્પર્શથી પાપ દૂર થાય છે, તથા દૂધથી તે સર્વનું પોષણ કરે છે, અને જો યોગ્ય બ્રાહ્મણને તેનું દાન કરવામાં આવે તો સ્વર્ગની પ્રાપ્તિ થાય છે–એવી ઉત્તમ ગાય પૂજ્ય કેમ ન હોય? અર્થાત્ અવશ્ય પૂજ્ય છે.

**गव्यर्पितायामेकस्यां सर्वे देवाः समर्चिताः ।**
**कृतानि स्युश्च सर्वाणि तीर्थान्यपि च नारद ॥**

स्का० पु० ख० २, वासु० मा० ९. अ० २०–५३ ॥

અર્થ.—એક ગાયની પૂજા કરવાથી સંપૂર્ણ દેવતાનું પૂજન કર્યું ગણાય છે, અને તેથી સંપૂર્ણ તીર્થનું સ્નાન પણ થાય છે.

એક મન્દિરમાં એક દેવની પ્રતિષ્ઠા હોય છે. તેમાં મનુષ્ય કેટલો પ્રભાવ માને છે? તો પછી સંપૂર્ણ વિષ્ણુ આદિ દેવોના મન્દિર રૂપ ગાયનો પ્રભાવ ભૂલી જવો તે અજ્ઞાન છે. અજ્ઞાની આ પુણ્યનો ભાગી થતો નથી.

**एकस्यामपि गोद्रोहे कृते क्वापि प्रमादतः ।**
**द्रुग्धाः स्युर्देवताः सर्वास्तीर्थान्यपि च कृत्स्नशः ॥** ,, ॥ ५४ ॥

અર્થઃ—જો એક પણ ગાયનો પ્રમાદથી પણ કોઈ દ્રોહ કરે તો તેણે સર્વ દેવતાનો અને સર્વ તીર્થોનો પણ દ્રોહ કર્યો એમ સમજવું. માટે કદાપિ પણ ગાયને ઉપદ્રવ કરવો ન જોઈએ.

**संस्पृशन्गां नमस्कृत्य कुर्यात्तान्तु प्रदक्षिणाम् ।**
**प्रदक्षिणीकृता तेन सप्तद्वीपा वसुन्धरा ॥** बृ० पा० स्म० अ० ३–२४ ॥

અર્થઃ—ગાયને સ્પર્શ કરીને નમસ્કાર કરી જે તેની પ્રદક્ષિણા કરે છે તેને તેથી સાતે દ્વીપ સહિત પૃથિવીની પ્રદક્ષિણા થઈ જાય છે.

**तृणोदकादिसंयुक्तं यः प्रदद्याद्गवाह्निकम् ।**
**सोऽश्वमेधसमं पुण्यं लभते नात्र संशयः ॥** ,, ॥ २६ ॥

અર્થઃ—અને જે મનુષ્ય ગાયને દરરોજ તૃણ જલાદિ સહિત ખાવાનું (**गवाह्निक**) આપે છે તેને અશ્વમેધ યજ્ઞનું પુણ્ય પ્રાપ્ત થાય છે તેમાં કોઈ સન્દેહ નથી.

**गवां कण्डूयनं धर्म्यं गोप्रदानसमं भवेत् ।**
**तुल्यं गोशतदानस्य भयतो गां प्रपाति यः** ,, ॥ २६ ॥

અર્થઃ—ગાયને ખંજવાળવી તે પુણ્યનું કારણ છે. અને તે ગોદાન સમાન છે. અને વાઘ વગેરેના ભયથી જે તેને છોડાવે છે તેને સો ગોદાન જેટલું ફલ પ્રાપ્ત થાય છે.

**पृथिव्यां यानि तीर्थानि आसमुद्रसरांसि च ।**
**गवां शृङ्गोदकस्नाने कलां नार्हन्ति षोडशीम् ॥** ,, ॥ २७ ॥

અર્થઃ—ગાયના શૃંગોદકનું સ્નાન કરવાથી જે ફલ પ્રાપ્ત થાય છે તેના સોળમા હિસ્સાનું ફળ સમુદ્રથી લઇ પુષ્પ સરોવરાદિ પર્યન્ત પૃથિવીમાં જેટલાં તીર્થ છે તે સર્વના સ્નાનથી થતું નથી.

कुतस्तेषां तु पापानि येषां गृहमलङ्कृतम् ।

सततं वालवत्साभिः गोभिः श्रीभिरिव स्वयम् ॥ ,, ॥ २८ ॥

અર્થ:—જેઓનું ઘર હમેશાં લક્ષ્મી સમાન વાછડાયુક્ત ગાયો વડે અલંકૃત છે તેમને કેવી રીતે પાપ લાગી શકે છે? અર્થાત્ તેમને પાપનો ભય રહેતો નથી.

सुरभ्यो यस्य यस्याग्रे पृष्ठतो यस्य ताः स्थिताः ।

वसन्ति हृदये नित्यं तासां मध्ये वसन्ति ये ॥

ते पुण्यपुरुषाः क्षोण्यां नाकेऽपि दुर्लभाश्च ते ,, ॥ ३१ ॥

અર્થ:—જે મનુષ્યના અગ્રભાગમાં તથા પૃષ્ઠ ભાગમાં તથા અન્તઃકરણમાં નિત્ય ગાય (सुरभी)ની સ્થિતિ રહે છે અને જેઓ ગાયોની મધ્યમાં નિવાસ કરે છે તેઓ પૃથિવીમાં પુણ્યવાન્ ગણાય છે અને તેમની સદશ મનુષ્ય સ્વર્ગમાં પણ મળવા દુર્લભ છે.

गोग्रासं ये प्रयच्छन्ति ये शुश्रूषन्ति गाः सदा ।

ये न रोहन्ति गोपृष्ठे ते स्वर्गलोकनिवासिनः॥पद्म०पु०ख०६,अ०२१–४८॥

અર્થ:—જે હમેશાં ગાયને થોડું ઘાસ ખવરાવવુ અથવા પાણી પણ પાવુ તેને ગોગ્રાસ કહે છે. જેઓ આ પ્રમાણે દરરોજ ગાયને ગોગ્રાસ આપે છે, જે હમેશા ગાયની સેવા કરે છે, અને જે ગાયની પીઠ ઉપર ચઢતા નથી અર્થાત્ તેના ઉપર બેસીને સ્વારી કરતા નથી અથવા તેના ઉપર ભાર લાદતા નથી તેઓ સ્વર્ગમાં નિવાસ કરનારા છે.

गौरवत्सा न दोग्धव्या न चैवं गर्भसंधिनी ।

प्रसूता च दशाहावाग्दोग्धा चेन्नरकं व्रजेत् ॥ व० पा० स्मृ० अ० २–१५ ॥

અર્થ:—જે ગાયનો વાછડી કે વાછડો મરી ગયો હોય અને જે ગર્ભવાળી હોય તેનું દોહન ન કરવું જોઇએ. અને વાયેલી ગાયને પ્રથમના દશ દિવસ સુધી જે મનુષ્ય દુહે છે તે નરકગામી થાય છે.

दुर्वला व्याधिसंयुक्ता पुष्पिता वा द्विवत्सभूः ।

साधुभिर्न च दोग्धव्या धर्मिभिर्धर्ममीप्सुभिः ॥ ,, ॥ १६ ॥

અર્થ—દુર્બલ, રોગી, પુષ્પિતા તથા જે ગાયે બે વાછરડાંને જન્મ આપ્યો હોય તેવી ગાયને દોહવી તે ધર્મની ઇચ્છા રાખનાર ધર્મી અને સાધુ પુરૂષોને યોગ્ય નથી. (જે ગાયનો પ્રસવકાલ નજીક આવ્યો હોય તેવી ગાયનું જનનસ્થાન દુર્બલતાને કારણે ફુલીને નીચે લટકે તેને ફુલ-પુષ્પ-કહે છે. તેથી તે ગાયને "પુષ્પિતા" કહે છે.)

कुलान्ते पुष्पिता गावः कुलान्ते बहवस्तिलाः ।

कुलान्ते चलचित्ता स्त्री कुलान्ते वन्धुविग्रहः ॥ ,, ॥ १७ ॥

અર્થ: કુલનો નાશ પામવાનો સમય આવે ત્યારે પુષ્પિત ગાયો પેદા થાય છે, તથા ખેતીમાં બહુ તલ પેદા થાય છે, તથા સ્ત્રી દુરાચારિણી થાય છે, અને બન્ધુજનોમાં વિગ્રહ થાય છે.

यश्छिनत्ति द्रुम पुण्य गोप्रचारं छिनत्त्यपि ।
तस्यैकविंश पुरुषा पच्यन्ते रौरवेषु च ॥ पद्म.पु.ख.१,अ.५९ श्लो.३९-४०॥

અર્થ —જે માણસ પવિત્ર વૃક્ષોને કાપે છે, તથા ગોચરના સ્થાનને કાપીને ખેતી તથા બાગ વગેરે બનાવે છે, તેની ૨૧ પેઢીના પુરુષો રૌરવ નામના નરકોમા દુ ખ ભોગવે છે

गावो देयाः सदा रक्ष्याः पोष्याः पाल्याश्च सर्वदा ।
ताडयन्ति च ये पापा ये चाकर्षन्ति ते नराः ॥
नरकाग्नौ प्रपच्यन्ते गोनिश्वासप्रपीडिताः । व्र पा. स्मृ. अ. ३ श्लो. २२ ॥

અર્થ — ગાય દાન કરવાને યોગ્ય છે,તથા હમેશા તેની રક્ષા, તથા પોષણ તથા પાલન પણ કરવુ જોઇએ જે પાપી પુરૂષ ગાયને ખોટી વાણી બોલે છે તથા તેને મોટી મારે છે, તથા તેના ગળામા દોરી બાધીને તેને ખેચે છે, તેઓ અહી શ્વાસ, દમ, આદિ રોગોથી પીડિત થઇને મરે છે, અને ફરી નરકમા જઇને દુ ખ ભોગવે છે

सपलाशेन दण्डेन मृदुना तां निवर्तयेत् ॥ ,, ॥ २३ ॥
गच्छ गच्छेति ता ब्रूयान्मा मा भैरिति वाचयेत ॥ ,, ॥ २४ ॥

અર્થ —ગાયને કોઈ જગાએથી હઠાવવી હોય તો ત્વચાવાળા કોમળ દંડ વડે તેને હકાલવી. અને તેને "જા, જા, ડરતી નહી" એમ કહેવુ

अगुष्ठमात्रस्थूलस्तु बाहुमात्रप्रमाणतः ।
आर्द्रस्तु सपलाशश्च दण्ड इत्यभिधीयते ॥ पा. स्मृ. अ. ९-१० ॥

અર્થ —માત્ર એક અગુઠા જેટલો જાડો હોય તથા એ હાથ લાબો હોય, તથા લીલો હોય (સૂકો નહી), તથા ઉપર ત્વચાવાળો હોય, તેને દણ્ડ કહે છે (અર્થાત્ તે સૂકો પણ ન હોય તથા ત્વચા રહિત પણ ન હોય, કેમકે તેવા દણ્ડની ચોટ અધિક લાગે છે) ગાય કોઈ તોફાન વગેરે કરે તો પણ તેને દણ્ડ બતાવીને ધીમે ધીમે પાછી વાળવી

હળમા જોડવાના તથા તથા ગાડી આદિમા જોડવાના બળદ વગેરેને પણ બહુ જરૂર પડે તો આ પ્રમાણનો દણ્ડ બતાવી તેને હાકે પરતુ તીક્ષ્ણ આરવાળો દડો વગેરેનો ઉપયોગ કરવો તે મહાન્ પાપ છે

बन्धन पालन रक्षा द्विजः कुर्याद्गृही गवाम् ।
वत्साश्च यत्नतो रक्ष्या वर्धन्ते ये यथाक्रमम् ॥

અર્થ —ગાયનુ બન્ધન, પાલન, રક્ષા, આદિ સેવા બ્રાહ્મણાદિ ત્રણે વર્ણના ગૃહસ્થોએ હમેશા કરવી જોઈએ અને તેના વાછડા વગેરેની જેવી રીતે ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તેવી રીતે તેમની પણ યત્નપૂર્વક રક્ષા કરે

પૂર્વશ્લોકમા "દ્વિજ" કહેવાથી શૂદ્રને ગાયની સેવા આવશ્યક નથી એવો ભાવ નથી, ગૌસેવા મનુષ્ય માત્રને ઉપયોગી છે તાત્પર્ય એ છે કે ઘી, દૂધ, વગેરે કોઈપણ પદાર્થનો ઉપયોગ કરનારે સર્વેએ ગાયની રક્ષા કરવી જોઈએ શાસ્ત્રમા ગોરક્ષા વૈશ્યનો ધર્મ કહ્યો છે તેથી બ્રાહ્મણ ક્ષત્રિય, આદિને ગોરક્ષા આવશ્યક નથી એવો ભાવ નથી ખેતી કરનાર

હોવાથી વૈસ્યની પાસે ગાયની રક્ષાને માટે ઉપયોગી ઘાસ આદિ અવસ્ય હોય છે અને કૃષિ કરનારને ગાય બળદનો ઉપયોગ પણ અધિક હોય છે અને જેને જે વસ્તુનો અધિક ઉપયોગ હોય તે જ તેની અધિક સેવા પણ કરી શકે છે તેથી જ વૈસ્યધર્મમા ખાસ ગોરક્ષા બતાવી છે. પરન્તુ તેથી બીજા લોકોને તેની આવસ્યકતા નથી એમ નહી સમઝવુ

विमोहाद्ब्राह्मणो यो गा विक्रीणाति धनेच्छया ।
विक्रीणाति न सन्देहः स निजां जननीमिह ॥ स्का.पु.ख. १ अ ६६–४४॥

અર્થ —જે બ્રાહ્મણ અવિવેકથી ધનની ઇચ્છાથી ગાયને વેચે છે, તેણે આ લોકમા પોતાની માતાને વેચી છે એમા કાંઈ સન્દેહ નથી

त्रैलोक्यधारणायालमन्नाना च प्रसूतये ।
अनादेयानि घासानि विचरन्ति सत्तमनः ॥वृ०पा०स्मृ०अ०२ श्लो०६, ७ ॥

અર્થ —ત્રણે લોકોની રક્ષા કરવાનુ તથા અન્ન ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય ગાયમા છે, કેમકે સપૂર્ણ પ્રાણી માત્રના જીવનને ઉપયોગી અન્નને આ ગાયના સન્તાન ઉત્પન્ન કરે છે અને કોઈના ઉપયોગમા ન આવે એવુ ઘાસ બળદ અને પશુ ખુશીથી ખાય છે (विचरन्ति) આવા બળદ અને ગાયને મારવાને માટે કસાઈને ત્યા વેચનારને માતૃહત્યાનુ પાપ કેમ નહી લાગે? અર્થાત્ તે લોક જરૂર માતૃહત્યા તથા પિતૃહત્યાના પાપના ભાગી થાય છે

उत्पाद्य सस्यानि तृणं चरन्ति तदेव भूयः सकल वहन्ति ।
न भारखिन्ना प्रवदन्ति किंचिदहो वृषैर्धार्यते जीवलोकः ॥ ,, ॥५२॥

ડાંગર વગેરે ધાન્યને ઉત્પન્ન કરીને પોતે (બળદ) ઘાસને જ ખાય છે અને ધાન્ય કાપવાને સમયે તેનાથી ભરેલા ગાડાને ખેચીને માલિકને ઘેર પહોચાડે છે તેમા ગમે તેટલો વધારે ભાર ભર્યો હોય તોપણ તેનાથી ખિન્ન થઇને તે કાંઈ કહી શકતો નથી ગમે તો તેની ગરદન તૂટતી હોય તોપણ તે ભારને ખેચે છે આશ્ચર્યની વાત એ છે કે આ સપૂર્ણ જીવોને બળદ જ ધારણ કરે છે અર્થાત્ સર્વના હેતુરૂપ અન્નને ઉત્પન્ન કરનાર બળદ છે તેથી સર્વનુ ધારણ અર્થાત્ પોષણ તેનાથી જ થાય છે મતલબ કે ઉચેથી પડતા મનુષ્યને કોઈ અદ્ધરથી હાથના ટેકાથી રક્ષા કરે છે, તેવી રીતે બળદ ક્ષુધારૂપી મહાન્ રોગથી મરતા પ્રાણીઓને અન્નરૂપી દિવ્ય ઔષધ વડે અદ્ધર ગબ્યાની માફક રક્ષા કરે છે

अन्नाद्भवन्ति भूतानि–ગીતાના આ શ્લોકમા ભગવાને પણ અન્નમાથી પ્રાણીઓની ઉત્પત્તિ કહી છે તેથી ધર્મશાસ્ત્રમા પણ અન્નની ઉત્પત્તિને માટે બળદની સૃષ્ટિ બનાવી છે

अन्नार्थमेव नूक्षाण: ससर्ज परमेश्वर ।
अन्नेनाप्यायते सर्वं त्रैलोक्य सचराचरम् ॥

અર્થ —ખરેખર અન્ન ઉત્પન્ન કરવાને માટેજ પરમેશ્વરે બળદ (उक्षन्)ની સૃષ્ટિ કરી છે, કેમકે અન્નથી જ ત્રણે લોકના ચરાચર પ્રાણીઓની રક્ષા થઈ રહી છે

उक्षाणो वेधसा सृष्टाः सस्यस्योत्पादनाय च ।
तैरुत्पादितेन सस्येन सर्वमेतद्धिधीयते ॥ वृ. पा स्मृ. अ. ३–४२ ॥

અર્થ:—ધાન્યની ઉત્પત્તિને માટે બ્રહ્માએ બળદની સૃષ્ટિ કરી છે. અને તેમણે ઉત્પન્ન કરેલા ધાન્ય વડે સર્વ વ્યવહાર ચાલે છે.

**यज्ञार्थं पशवः सृष्टाः स्वयमेव स्वयम्भुवा ॥** म, स्मृ. अ. ५ श्लो. ३९ ॥

અર્થ:—યજ્ઞોપયોગી અન્ન, દૂધ, આદિની ઉત્પત્તિને માટે જ પરમાત્માએ પશુની સૃષ્ટિ કરી છે. માટે પશુને મારીને યજ્ઞ કરવો એવો જેઓ આ શ્લોકનો અર્થ કરે છે તે અસંબદ્ધ છે. તેનો ખુલાસો **મિશ્ર પ્રકરણ**માં કરવામાં આવશે.

આ જગત્‌માં બે વસ્તુને અમૂલ્ય કહેવામાં આવી છે—૧. વિદ્વાન્ તપસ્વી તત્ત્વવેત્તા બ્રાહ્મણ, અને ૨. ગાય.

ભાર્ગવપુત્ર ચ્યવન ઋષિએ બાર વર્ષ સુધી જલવાસ કરવાનું વ્રત ધારણ કર્યું. ગંગાયમુનાની મધ્યમાં જલની અંદર નિવાસ કર્યો. સંયમ (ધારણા, ધ્યાન, સમાધિ)ના બલથી પાંચ ભૂતોને વશ કર્યા હોવાથી જલથી ઋષિને કોઇ પ્રકારની પીડા થતી નહોતી. એક વખત મચ્છીમાર માછલી પકડવાને આવ્યા. તેમણે માછલીઓની સાથે ઋષિને પણ પકડી લીધા હતા. ઋષિને જોઇને તે લોક ગભરાઇ ગયા, અને રાજા નહુષની પાસે જઇને કહ્યું. રાજાએ આવીને જોયું. એટલે ઋષિએ રાજાને કહ્યું કે તું આ મચ્છીમાર લોકો પાસેથી માછલી સહિત મને ખરીદી લે. રાજાએ ઋષિની કિંમત હજારથી લઇને સંપૂર્ણ રાજ્ય પર્યન્ત આપવાને કહ્યું. ઋષિએ કહ્યું કે અમારી કિંમત રાજ્યથી અધિક છે, તું ફરીથી વિચાર કરી જો, કારણ કે માલની સમાન મૂલ્ય આપવામાં આવે તો ખરીદી કહેવાય છે. ત્યારે જંગલમાં ફલાહારી **ગવિજાત** ઋષિને જઇને રાજાએ સમાચાર કહ્યા. તે ઋષિ કહે છે:—

**अनर्घेया महाराज द्विजा वर्णेषु चोत्तमाः ।**
**गावश्च पुरुषव्याघ्र गोर्मूल्यं परिकल्प्यताम् ॥** म०भा०अनु० प अ० ५१—२२॥

અર્થ:—હે પુરૂષશ્રેષ્ઠ મહારાજ! વર્ણોમાં શ્રેષ્ઠ જે બ્રાહ્મણ ને અને ગાય એ બંને અમૂલ્ય **(अनर्घेय)** છે, તેમની કિંમતનો નિયમ નથી. માટે અમૂલ્ય ઋષિને અમૂલ્ય ગાય વડે ખરીદવાનું કહ્યું છે. રાજાએ જઇને ચ્યવન ઋષિને ગાય વડે ખરીદવાનું કહ્યું એટલે ઋષિ પ્રસન્ન થયા. પછી ગાય આપીને મચ્છીમાર પાસેથી ઋષિને ખરીદી લઇને છોડાવ્યા. માટે ગાય એક અમૂલ્ય વસ્તુ છે, અને તેથી તેના પાલનથી પ્રાપ્ત થતું પુણ્ય પણ અધિક છે. માટે મનુષ્ય માત્રે તેનું પાલન કરવામાં તત્પર રહેવું જોઇએ.

ગાય જેવી રીતે દૂધ આદિ આપે છે તેવી રીતે ભેંસ પણ આપે છે. અને હિન્દુસ્થાનના કેટલાક ભાગોમાં બળદની પેઠે પાડાને પણ ખેતીના કામમાં લગાડે છે. પરન્તુ તેની રક્ષા શાસ્ત્રમાં કહી નથી. તેનું કારણ શું? એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તે વાત ઠીક છે. દૂધ ગાય કરતાં ભેંસ અધિક દે છે. ઘી પણ ભેંસના દૂધમાંથી અધિક નિકળે છે. ખેતી આદિ સર્વ કામ પણ તેનાથી થાય છે, તેથી તેની પણ ગાયની પેઠે રક્ષા અવશ્ય કરવી જોઇએ. તેની હત્યા કરવી અથવા તેની રક્ષા ન કરવી એવો શાસ્ત્રનો સિન્દ્ધાત નથી. પરન્તુ ભેંસ કરતાં ગાયમાં કંઇક અધિકતા છે. તે પ્રત્યક્ષ આપણા જોવામાં આવે છે. જલથી ભરેલા તલાવમાં ગાય અને ભેંસ બંનેને છોડી દો, અને ગાયનું પૂછડું પકડી લ્યો, તો ગાય તરત પોતાનું શિર ઉંચું કરશે, અને મનુષ્યને પાર લઇ જશે. તેથી પોતાનો આશ્રય લેનાર મનુષ્યની

રક્ષા કરવાનો સ્વભાવ કામધેનુથી ઉત્પન્ન થયેલી ગાયમા અધિક છે. અને જો પાણીથી પાર જવાને માટે ભેસનુ પૂછડુ પકડવામા આવે તો ભેસ પોતાનુ શિર પાણીમાં ડુબાડશે. અને આપણને પણ પાણીમા ડુબાડવાનો પ્રયત્ન કરશે જે પોતાનો આશ્રય કરે તેને ડુબાડવો એ મહિષાસુર વશની ભેસમા છે. આશ્રિતોની રક્ષા અને તેના અભાવ માત્રમા ગાય અને ભેસનો ભેદ છે. આશ્રિતના રક્ષણરૂપ ધર્મ અધિક હોવાથી શાસ્ત્રમા ગાયની પ્રશંસા અધિક કરી છે, અને ગાયને પૂજ્ય કહી છે. પરન્તુ રક્ષા તો બન્નેની સમાન જ કરવી જોઇએ. વધ કોઇનો પણ નહી કરવો જોઇએ. ગાયોની રક્ષા કરવાનો પ્રકાર શાસ્ત્રમા બતાવ્યો છે.

એક ગ્રામની સર્વ ગાયોને કોઈ એક ખાસ નિયત કરેલા સ્થાનમાં રાખવામાં આવે છે —

**पशव्ये व्यालनिर्मुक्ते देशे भूरितृणोदके ।**
***अभूतदुष्टे वारण्ये सदा कुर्वीत गोकुलम् ॥*** *भवि. पु. ब्रा प. १ अ. १२–४४ ॥*

અર્થ.—પશુઓને હિતકારી, વાઘ આદિથી રહિત, જલ તથા ઘાસ જ્યાં સપૂર્ણ હોય એવા સ્થાનમા, અથવા દુષ્ટ પ્રાણી રહિત જગલમાં ગાયોનુ નિવાસ સ્થાન (ગોકુલ) કરવુ જોઈએ. તેમા રાજાના પશુને માટે જુદુ સ્થાન રાખવુ જોઈએ. ગાય તથા ભેસની રક્ષા કરવામા ઉપયોગી મનુષ્યના ગોપાલક, પિણ્ડારક, દોહક, મન્થક, લુબ્ધક, એવા નામ હોય છે. ગોપાલક નામ ગાયોનુ પાલન કરનારનુ હોય છે. પિણ્ડારક નામ ભેસનું પાલન કરનારનુ હોય છે. ગાય અને ભેસને દહોનારનુ નામ દોહક હોય છે મન્થક નામ દહિનુ મન્થન કરનારનું નામ છે. જગલમાં હિસક પ્રાણીઓથી ગાય આદિની રક્ષા કરનારનું નામ લુબ્ધક છે. ગોપાલક, દોહક, મન્થક, અને લુબ્ધક એ ચારે મળીને સો ગાયની રક્ષા કરવી જોઇએ. પિણ્ડારક, દોહક, મન્થક અને લુબ્ધક—એ ચારે મળીને ભેસનુ પાલન કરવુ જોઇએ.વૃદ્ધ, દૂધ દેનારી, ગર્ભવતી, પહેલી-વાર ગર્ભ ધારણ કરેલી, અને વત્સતરી (જેણે હમણા જ દૂધ પીવાનુ છોડયુ હોય તે)—આ પાચ પ્રકારની ગાયો એકઠી કરીને પૂરી સો અર્થાત્ દરેક પ્રકારની વીસ વીસ ગાયોને એકઠી કરીને તેવી સો ગાયોનુ એક માણસ પાલન કરે. અને માદી, અગવિકલ (કાણી, લગડી, આદિ), અનન્યદોહી અર્થાત્ જેને અમુક એક જ માણસ દોહી શકે તેની, તથા દુર્દોહા અર્થાત્ જેને પગ વગેરે બાધી મુશ્કેલીથી દોહી શકાય તેની, અને જેનો વાછડો આદિ મરી ગયા હોય—એ પાચ પ્રકારની ગાયોને પણ દરેકમાથી ઉપર લખ્યા મુજબ વીસ વીસ ગાયો લઈને સો કરવી. આ સોને પણ એક વ્યક્તિ દ્વારા પાલન કરાવવુ. ભેસોને રાખવાને પણ આ જ વ્યવસ્થા છે.

**क्षीरभृता हि वत्सानुपहन्युरिति वेतनोपग्राहित्वम् ॥**

कौ० अ० अधि० २, अ० २९ सु० ३ ॥

અર્થ:—દૂધ, ઘી, આદિમાં ગોવાળનો હીસ્સો હોય તેવા લોક (**क्षीरभृता**) વાછડાં આદિને દૂધ ન પીવા દેતાં મારી નાખે છે. તેથી તે સર્વને પગાર બાધી રાખવા જોઇએ.

**वृत्तिं धान्यहिरण्येन गोपादीनां प्रकल्पयेत् ।**

**ते हि क्षीरवृता लोभादुपहन्युस्तदन्वयान् ॥** भवि. पु. अ. १२ श्लो. ३७,८॥

અર્થ—ગોવાળ આદિની છવિકાને માટે ધાન્ય અથવા પૈસાનો નિયમ કરવો જોઈએ જો તેમનો દૂધનો હક હોય તો લોભથી વાછરડાને દૂધ ન પાઈને મારી નાખે

भक्तवेतनलाभ च कर्मकालानुरूप ॥ भवि. पु. ब्रा. प. अ० १२-४७ ॥

અર્થ—અન્ન તથા પગારનો નિયમ કર્મ અને કાલને અનુસાર હોવા જોઈએ દોહવાને માટે તથા મન્થન કરવાને માટે જરૂરને અનુસાર મનુષ્યને રાખવામા આવે છે

વળી ગૌહત્યા આદિ કરનારને દણ્ડ પણ શાસ્ત્રમા કહ્યો છે

स्वय हन्ता घातयिता हर्ताहारयिता वध्यः । कौ.अ.अधि.२अ.१२ सू १४ ॥

અર્થ—ગોવાલ આદિ જો પોતે ગાયને મારે અથવા મરાવી નાખે, અથવા પોતે હરણ કરે અથવા બીજા પાસે તેનુ હરણ કરાવે તેમને શારીરિક દણ્ડ દેવો જોઈએ હિસક પ્રાણી તથા શત્રુ તરફથી થનારી બાધાઓના ભયને સર્વથા દૂર કરીને ઋતુને અનુસાર સુરક્ષિત જગલમા સર્વ ગોવાલ પોતપોતાની ગાયોને ચરાવે

गोचरस्थानयनार्थं व्यालाना त्रासनाय च ।

घटा कर्णेषु वन्नीयु शोभारक्षार्थमेव च ॥भवि.पु ब्रा.प १ अ.१२-४३॥

અર્થ—ઘટાના શબ્દથી ગાયને ચરવાની જગા જાણીને તેને લઈ આવવા માટે તથા વાઘ વગેરે જાનવરોને ભય પમાડવાને માટે, તથા શોભાને માટે તથા ગાયોની રક્ષાને માટે પણ ગળામા ઘટ બાધવા જોઇએ વળી–

दोहकाल गवा दोग्धा नातिवर्तेत वै द्विजा ।

प्रसरोदकयोर्गोपा मन्थनस्य च मन्थका. ॥ „ ॥ ३८९ ॥

અર્થ—હે દ્વિજો! દોહનારે ગાયને સમય વખતે જ દોહવી જોઇએ તથા ગોવાળ વખત સર ગાયોની સેવામા હાજર રહે અને તેમને ચરવા લઈ જવી તથા પાણી પાવુ આદિ કાર્ય પણ વખતસર જ કરે તેવી જ રીતે દધિમન્થન આદિ કરનાર પણ પોતે પોતાનુ કાર્ય સમયાનુસાર જ કરે

दोहकालमतिक्रामतस्तत्फलहानं दण्ड ॥ कौ. अ अधि. २ अ. २९ सू ३२॥

અર્થ—ગાયોને દહોવાના સમયનુ જે અતિક્રમણ કરે તેને તે દિવસનો પગાર ન આપવો તે તેનો દણ્ડ છે તેવી રીતે ગાયની સેવા કરનારા સમય પર પોતપોતાનુ કામ ન કરે તો તે દિવસનો પગાર ન આપવો તે તેનો દણ્ડ છે

वर्षाशरद्वसन्तेषु द्वौ कालावन्यदा सकृत् ॥ भवि पु ब्रा अ. १२-३६ ॥

અર્થ—વર્ષા, શરદ અને વસન્ત ઋતુમા ગાય ભેસને બે વખત દહોવી, બીજી ઋતુમા એક જ વાર.

वर्षाशरद्धेमन्तानुभयत काल दुह्युः ॥ कौ. अ. अधि. २ अ २९ सू २९ ॥

અર્થ—વર્ષા, શરદ અને હેમન્ત અર્થાત્ શ્રાવણ ભાદરવો, આસો કાર્તિક, અને માગસર પોષ—એ છ મહિનામા ગાય ભેસોને સાયપ્રાત બને સમય દહોવે

शिशिरवसन्तग्रीष्मानेककालम् ॥ „ ॥ ३० ॥

અર્થ —તથા શિશિર, વસન્ત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુમા અર્થાત્ માઘ ફાલ્ગુન, ચૈત્ર વૈશાખ, અને જ્યેષ્ઠ આષાઢ એ છ મહિના એક વાર દહોવે

**द्वितीयकालदोग्धुरङ्गुष्ठच्छेदो दण्डः**

અર્થ—આ ઋતુઓમા જે ગાય વગેરેને બને સમય દહોવે તેનો અગુઠો કાપી નાખવો એ તેનો દણ્ડ છે

આ, ગાયો અને ભેસો દહોવા સબન્ધી સાધારણ નિયમ છે જે દેશમા અથવા જે મનુષ્યની ગાયને ઠડી અને ગરમીની બાધા સહન કરવી ન પડતી હોય, અને પુષ્કળ ખોરાક મળવાથી જેના બચ્ચાને પીવાને દૂધ કમી ન હોય તેવી ગાયને મરજી પડે ત્યારે દોહી શકે છે

**मासमेकं यथा स्तन्य मासमेकं स्तनद्वयम् ।**

**सतत पाययेद् त्रं स्तनमेकं स्तनद्वयम् ॥ ,, ॥ ३९, ४० ॥**

અર્થ —ગાય વિયાતા બા ગાયના દૂધનુ માપ જોઇને તેને અનુસાર તેના બચ્ચાને એક મહિના સુધી એક સ્તનનુ પાન કરાવવુ, પછી એક માસ સુધી બે સ્તનનુ પાન કરાવવુ જોઇએ, ત્યાર પછી બચ્ચુ ઘાસાદિ ખાવા લાગે ત્યારે હમેશા એક અથવા બે સ્તનનુ પાન કરાવવુ તે પ્રમાણે બચ્ચુ પૂર્ણ રીતે ઘાસાદિ ખાવા લાગે નહી ત્યા સુધી કરવુ

કીચડ આદિમા ફસવાથી, અથવા પડી જવાથી, અથવા કોઈ મોટા રોગને કારણે ખાનપાનની અઘવડથી અથવા દુષ્ટ પ્રાણી ઇત્યાદિથી ગાયની હાનિ થાય છે, તે ગોવાળોની બેદરકારીથી થઈ હોય તો તે હાનિ ગોવાળોને માથે નાખવી જોઇએ

દરેક ગ્રામમા ગાયઆદિની રક્ષાને માટે રાજા તરફથી એક ગોઅધ્યક્ષ નિયમિત કરવો જોઇએ તે અધ્યક્ષ દ્વારા ચોરાયલી ગાયનો, તથા બીજા ઝુડમા ગયેલી ગાયનો, અથવા માલિકને ઘેરથી નાસી ગયેલી ગાયનો પત્તો લગાડવો જોઇએ ભેસોના પાલનની વિધિ પણ આ પ્રકારની જ હોય છે

બળદ છ પ્રકારના હોય છે–૧ વત્સ, ૨ વત્સતર, ૩ દમ્ય, ૪ વહિન, ૫ વૃષ, અને ૬ ઉક્ષન્ ૧ વત્સ એટલે હજુ દૂધ પીનાર, ૨ વત્સતર એટલે જે વાછડાએ દૂધ પીવાનુ છોડી દીધુ હોય તે, ૩ દમ્ય એટલે કૃષિ આદિનુ કામ શિખવવા યોગ્ય, ૪ વહિન એટલે ભાર ખેચનાર, ૫ વૃષ એટલે હળ ચલાવવુ વગેરે કામમા પાકો થયેલો બળદ, અને ૬ ઉક્ષન્ એટલે સાઢ કે જેને ગાયોને ગર્ભવતી કરાવવાને છોડવામા આવેલો–એ છએ પ્રકારના બળદોની રક્ષાને માટે તેવો જ પ્રબન્ધ કરવો જોઇએ

***पञ्चर्षभ खराश्वानामजावीना दशर्षभम् ॥***

**शत्य गोमहिषष्ट्राणा यूथ कुर्याच्चतुर्वृषम् ॥** कौ अ. अधि २, अ.२९–४९ ॥

અર્થ —સો ગધેડા અને ઘોડાના ટોળામા પાચ સાઢ છોડવા જોઇએ ઘેટા બકરાના સોના ટોળામા દશ સાઢને છોડવા જોઈએ ગાય, ભેસ, અને ઉટના ટોળામા ચાર ચાર સાઢ છોડવા જોઈએ

અને હળ તથા ગાડી આદિમા જોડવાના તથા ગર્ભ ધારણ કરાવવાને છોડેલા પાડા, તથા પોતાની પીઠ ઉપર બોજો વહનાર તથા સૂનાભદ્રિ–એ ચાર પ્રકારના પાડા હોય છે

૧ નાની વાછડી, ૨ મોટી વાછડી, ૩. પડોરી (જે જણવા થવાની તૈયારીમા હોય), ૪ જણણી, ૫ દૂધ દેનારી, ૬ અપ્રજાતા અર્થાત્ અધિક ઉમરની થવા છતા હજુ સુધી

જેને પ્રજા થઈ નથી, છતાં પ્રજનનશક્તિ નષ્ટ થઈ નથી તે, અને ૭. વામા (વાંઝણી) એ સાત પ્રકારની ગાયો તેમજ ભેંસો હોય છે. એ સર્વને ઓળખવા માટે તેમના ગળામાં મુદ્રા બાંધવી જોઈએ. કોઈ કોઈ ડામ પણ લગાવે છે. ગૌશાલાની સમીપમાં તેમની ચિકિત્સાનો પણ બંદોબસ્ત થવો જોઇએ. અને મરેલાં પશુ આદિનું ચામડું, હાડકુ, પિત્તા, ગોરોચના, આદિનો સગ્રહ ગૌઅધ્યક્ષ દ્વારા થવો જોઈએ. ગાય ભેંસને અનુસાર ઘોડા, ગધેડાં, ઉંટ, બકરી, ઘેટાં, આદિને માટે પણ ઉચિત સ્થાનોની વ્યવસ્થા કરવી જોઈએ. આ પ્રકારની વ્યવસ્થા થવાથી દરેક મનુષ્ય પશુ રાખી શકશે, અને તેની રક્ષા પણ થઈ શકશે.

उत्पादयन्ति सस्यानि मर्दयन्ति वहन्ति च ।

आनयन्ति दवीयस्थं तदुस्णा कोऽधिको भुवि ॥ व. पा. स्मृ. अ. ३–४८॥

અર્થ:—બળદ અન્નને ઉત્પન્ન કરે છે, અને તેને મર્દન કરીને (મસળીને) ધાન્યને જૂદું કરે છે, અને તેને વહન કરે છે, અને દૂર દેશથી ઘેર લઈ આવે છે. તેથી એ બળદ કરતાં અધિક પૃથિવી ઉપર કોણ છે? કોઇ નહી.

स्त्रीयेन जीवेन परस्य जीवं रक्षन्ति पुष्यन्ति विवर्धयन्ति ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—બળદ પોતાના જીવ વડે અન્ય જીવોની રક્ષા, પુષ્ટિ, અને વૃદ્ધિ કરે છે.

पृथिवीपालको राजा इतरे क्षत्रिया मताः ।

धान्यादिक्रयवान्वैश्य इतरो वणिगुच्यते ॥ शि. पु. वि. सं. अ. १३–५ ॥

અર્થ:—જે ક્ષત્રિય પૃથિવીનો પાલક હોય છે તે રાજા કહેવાય છે, બાકીના ક્ષત્રિયો ક્ષત્રિય માત્ર કહેવાય છે, રાજા નહીં. ધાન્યાદિને બીજી વસ્તુ સાથે અદલ બદલ રૂપ વિક્રય કરનાર વૈશ્ય કહેવાય છે. બાકીના વૈશ્યને વણિક્ કહે છે.

ઈતિ વૈશ્યધર્મગત ગોરક્ષાધર્મનિરૂપણ અ. ૭ સર્ગ. ૧ સમાપ્ત.

## અધ્યાય ૭ સર્ગ ૨.

### કૃષિનિરૂપણ.

પશુપાલન રૂપ વૈશ્યધર્મનું નિરૂપણ કરીને હવે તેના કૃષિરૂપ ધર્મનું વિવેચન કરીએ છીએ.

कृषेरन्यत्र नो धर्मो न लाभः कृषितोऽन्यथा ।

न सुखं कृषितोऽन्यत्र यदि धर्मेण कर्षति ॥ वृ. पा. स्मृ. अ. ३–१७९ ॥

અર્થ:—જો ધર્મ પૂર્વક ખેતી કરવામાં આવે તો ખેતી જેવો ધર્મ, લાભ અને સુખ બીજા કોઈ ધંધામાં નથી.

संवत्सरेण यत्पापं मत्स्यघाती समाप्नुयात् ।

अयोमुखेन काष्ठेन तदेकाहेन लाङ्गली ॥ पा. स्मृ. अ. २ श्लो. ११,२ ॥

અર્થ:—માછલી મારનારને એક વર્ષમાં જેટલું પાપ થાય છે, તેટલું પાપ, લોઢાની કોશ જેના મુખમાં છે એવા હળ વડે જમીન ખેડનારને એક દિવસમાં પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે ખેતી કરનારને પુણ્ય તથા પાપ બંને શાસ્ત્રમાં કહ્યાં છે. તેનું તાત્પર્ય એવું છે કે જે શાસ્ત્રાનુસાર નિયમ પૂર્વક ખેતી કરે છે તે પુણ્યનો ભાગી થાય છે, બીજો પાપનો ભાગી થાય છે.

**पाशको मत्स्यघाती च व्याधः शाकुनिकस्तथा ।**
**अदाता कर्षकश्चैव पञ्चैते समभागिनः ॥ ,, ॥ १२,३ ॥**

અર્થ:—જે અપરાધ વિના ફાંસી દે છે તે, તથા મચ્છીમાર તથા મૃગાદિને મારનાર વ્યાધ, તથા પક્ષીઓને મારનાર, તથા દાન નહીં કરનાર ખેડુત—એ પાંચ સમાન પાપી છે. માટે યોગ્ય રીતે યજ્ઞાદિ કરીને ખેતી કરનાર પાપનો ભાગી થતો નથી, અને પુણ્યનો ભાગી થાય છે. નહિંતો તે અવશ્ય પાપનો ભાગી થાય છે.

**वृक्षं छित्त्वा महीं भित्त्वा हत्वा च कृमिकीटकान् ।**
**कर्षकः खलयज्ञेन सर्वपापैः प्रमुच्यते ॥ पा. स्मृ. अ. २ श्लो. १५,६ ॥**

અર્થ:—ખેતીને માટે જે વૃક્ષને કાપે છે, તથા પૃથિવીને ભેદન કરે છે, તથા હળથી અસંખ્ય જીવોને મારે છે, તે ખલયજ્ઞ કરવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે. (ખળામાં કરેલા અન્નના ઢગલામાંથી અન્નનું દાન કરવું તેનું નામ ખલયજ્ઞ—ખળામાં અન્નના દાન રૂપી યજ્ઞ—છે. તે વિશે આગળ કહીશું.) અને પોતાને મળેલા નફાના અમુક ભાગનું દાન કરવું તે પાપથી મુક્ત થવાનો સર્વને માટે ઉપાય છે:—

**प्रतिग्रहचतुर्थांशं वणिग्लाभतृतीयकम् ।**
**कृशितो विंशकं चैव ददतो नास्ति पातकम् ॥ बृ. पा. स्मृ. अ. ३–१८२ ॥**

અર્થ:—દાન લેનાર મનુષ્ય લીધેલા દાનનો ચોથો ભાગ દાન કરે તો, અને વ્યાપારી લોક પોતાનો ત્રીજો હિસ્સો દાન કરે તો, અને ખેતી કરનાર પોતાના લાભનો વીસમો હિસ્સો દાન કરે તો તે પાતકી થતો નથી.

**राज्ञो दत्त्वा च षड्भागं देवतानां च विंशकम् ।**
**त्रयस्त्रिंशं च विप्राणां कृषिकर्ता न लिप्यते ॥ ,, ॥ १८३ ॥**

અર્થ:—ખેતીનું ખર્ચ વિગેરે કાઢતાં જે અન્ન બચે તેનો છઠ્ઠો હિસ્સો રાજાને આપવાથી, તથા દેવ નિમિત્ત વીસમો હિસ્સો આપવાથી, અને તેત્રીસમો હિસ્સો બ્રાહ્મણોને આપવાથી ખેડુત (ખેતી કરનાર) પાપનો ભાગી થતો નથી.

કલિયુગમાં ખુદ બ્રાહ્મણોને પણ ખેતી કરવાનો અધિકાર છે. કાલના નિયમને અનુસાર ખેતી કરવાનું કહેવામાં આવ્યું છે.

**षट्कर्मसहितो विप्रः कृषिवृत्तिं समाश्रयेत् ।**
**हीनाङ्गव्याधिसंयुक्तं प्राणहीनं च दुर्बलम् ॥ बृ. पा. स्मृ. अ. ३–२ ॥**

**क्षुद्युक्तं तृषितं श्रान्तमनड्वाहं न वाहयेत् ॥ ,, ॥ ३ ॥**

અર્થ:—ષટ્કર્મ કરનાર બ્રાહ્મણ પોતાની વૃત્તિને માટે ખેતીનો આશ્રય લે. પરન્તુ તેણે અંગરહિત, રોગી, બલરહિત, દુર્બલ, ભૂખ્યો, તરસ્યો, અને થાકેલો હોય એવા બળદને જોડવો નહીં.

स्थिराङ्गं नीरुजं तृप्तं साण्डं पण्डविवर्जितम् ॥ „ ॥ ३ ॥
अधृष्यं सबलमाणपनडुवाहं तु वाहयेत् ।
वाहयेद्दिवसस्यार्द्धं ततः स्नानं समाचरेत् ॥ „ ॥ ४ ॥

અર્થ:—અને જેનું શરીર મજબૂત હોય, નીરોગ હોય, તૃપ્ત અર્થાત્ ઘાસ ખાઈને ધરાયો હોય, તથા અણ્ડયુક્ત હોય, તથા નપુંસક ન હોય, તથા જેને અન્ય બળદ હરાવી ન શકે તેવો હોય, તથા બળ અને પ્રાણયુક્ત હોય એવા બળદને તે બ્રાહ્મણે સવારના બે પહોર સુધી જોડવો, અને પછી બળદને છોડીને સ્નાન કરવું.

न सीरं क्षीरवृक्षस्य न बिल्वपिचमन्दयोः ।
इत्यादीनां तु कुर्वाणो न नन्दति चिरं गृही ॥ वृ. पा. स्मृ. अ. ३–६६ ॥

અર્થ:—જે વૃક્ષમાંથી દૂધ નિકળતું હોય તેવાં વૃક્ષ એટલે વડ વગેરેના તથા બિલ્વ અને લિંબડાના લાકડાનું હળ (सीर) બનાવવું નહીં. તે વૃક્ષોના લાકડાનું હળ બનાવનાર ખેડુત બહુ કાળ સુખી થતો નથી.

प्लक्षाक्षयोर्न तत्कुर्याद्राक्षसौ कीर्तितौ हि तौ ।
तयोः काष्ठस्य तत्कुर्वन्ससस्यो नश्यते गृही ॥ „ ॥ ६७ ॥

અર્થ:—પ્લક્ષ, અને અક્ષ (બહેડાનું વૃક્ષ) તે બે વૃક્ષ વૃક્ષોમાં રાક્ષસરૂપ છે. માટે તેમના લાકડાનું હળ ન બનાવવું. તેનું હળ બનાવનાર ધાન્ય સહિત નષ્ટ થાય છે.

વળી બળદને કોઈ પણ પ્રકારનું કષ્ટ ન થાય તેવું હળ બનાવવું જોઈએ.

ज्येष्ठानक्षत्रसंयुक्ते पुण्येऽह्नि तद्विधीयते ॥ वृ. पा. स्मृ. अ. ३–७५ ॥

અર્થ:—જ્યેષ્ઠા નક્ષત્રયુક્ત સોમ, બુધ, ગુરુ, શુક્ર એ શુભ દિવસોમાં હળની યોજના કરવી જોઈએ.

अन्यत्र वा शुभे भे च दिने यत्र तु शुध्यते ।
यत्र कृत्यं हितं वापि तत्र कार्यं विपश्चिता ॥ „ ॥ ७६ ॥

અર્થ:—અને બુદ્ધિમાન્ ખેડુતે અત્યન્ત શુભ દિવસ અને શુભ નક્ષત્ર કે જે સમયમાં કરવાથી પોતાના હિતની સિદ્ધિ થાય તે સમયમાં હળ બનાવવું જોઈએ.

मातृश्राद्धं द्विजः कुर्याद्यथोक्तविधिना गृही ।
द्रव्यकालानुसारेण कुर्वीत धर्मतः कृषिम् ॥ „ ॥ ७८ ॥

અર્થ:—કૃષિ કરનાર દ્વિજાતિ ગૃહસ્થે યથોક્ત વિધિપૂર્વક અને દ્રવ્ય તથા કાલને અનુસાર, નાન્દીશ્રાદ્ધ કરીને પછી ધર્મને અનુસરીને ખેતી કરવી જોઈએ.

मोहित्य मण्डलं पुष्पधूपदीपैः समर्चयेत् ।
इन्द्राय च तथाऽश्विभ्यां मरुद्भ्यश्च तथा द्विजाः „ ॥ ७९ ॥

અર્થ:—હે દ્વિજો! ગોબર વડે લીપીને પછી મણ્ડલ બનાવીને ઈન્દ્ર, અશ્વિનીકુમાર તથા વાયુદેવતાનું પુષ્પ, ધૂપ, દીપ તથા નૈવેદ્ય સહિત પૂજન કરવું, અને પછી બલિ તથા આહુતિ આપવી.

कुर्याद्बलिं हुतिं विद्वानुज्ज्वलां कश्यपाय च ।
तथा कुमार्यै सीतायै चानुमत्यै तथा बलिम् ॥ ,, ॥ ८० ॥
नमः स्वाहेति मन्त्रेण स वाञ्छन्नात्मनः शुभम् ।
दधिगन्धाक्षतै पुष्पै शमीपत्रैस्तिलैस्तथा ॥ ,, ॥ ८१ ॥

અર્થ—તથા પોતાના શુભની ઇચ્છા કરનાર ખેડુતે "नम स्वाहा" એ મન્ત્ર વડે દધિ, ચન્દન, અક્ષત, પુષ્પ, શમીપત્ર, અને તલ એ સપૂર્ણ વસ્તુઓ વડે કશ્યપનુ તથા કુમારી, સીતા અને અનુમતિનુ પૂજન કરીને તેમને બલિ આપવો.

दद्याद्बलिं वृषाणां च मध्वाज्यमाशनं तथा ।
संघृष्य सीरफालाग्रं हेम्ना वा रजतेन वा ॥ ,, ॥ ८२ ॥

અર્થ—તેવી જ રીતે બળદોને પણ બલિ આપવા. અને પોતે મધુ અને ઘૃતનુ આશન કરે અર્થાત્ ખાય અને હળના ફલના અગ્રભાગમા સુવર્ણ અથવા ચાદી વડે ઘર્ષણ કરે.

प्रलिप्य मधुसर्पिर्भ्यां कुर्याच्चैव प्रदक्षिणम् ।
अग्र्योक्ष्णोर्मण्डलं कृत्वा कुर्यात्सीरप्रवाहणम् ॥ ,, ॥ ८३ ॥

અર્થ—અને હલને મધુ અને ઘૃતનુ લેપન કરવુ, અને પછી તેની પ્રદક્ષિણા કરવી. બાદ હલને જોડવાના બળદની સામે મડલ કરીને તેમનુ પૂજન કરી પછી હલ ચલાવવુ.

पुण्य लांगूल कल्याण कल्याणाय नमोऽस्त्विति ।
सीतायाः स्थापन कृत्वा पराशरमृषिं स्मरन् ॥ ,, ॥ ८४ ॥
सीरा युञ्जन्ति इत्याद्यैर्मन्त्रैः सीरं प्रवाहयेत् ॥ ,, ॥ ९५ ॥

અર્થ—હે પુણ્ય લાગૂલ! હે કલ્યાણરૂપ! આપને નમસ્કાર છે—એ પ્રમાણે પ્રાર્થના કરીને પરાશર ઋષિને નમસ્કાર કરતા સતા સીતાદેવી(ચાસની અધિષ્ઠાત્રી)નુ સ્થાપન કરવુ, અને પછી "सीरा युञ्जन्ति" ઇત્યાદિ વદિક મન્ત્ર વડે શરૂઆતમા હલ ચલાવવુ જોઇએ.

दधिदूर्वाक्षतैः पुष्पैः शमीपत्रैश्च पुण्यदैः ॥ ,, ॥ ८५ ॥
सीतां पूज्य वृषौ भक्त्या रक्तवस्त्रविषाणकौ ॥ ,, ॥ ८६ ॥

અર્થ—પવિત્ર દધિ, દૂર્વા, અક્ષત અને પુષ્પ તથા શમીપત્ર વડે ભક્તિપૂર્વક સીતાની પૂજા કરીને બળદોના શીગડાને લાલ વસ્ત્ર લપેટવુ.

हलमष्टगवं धर्म्यं षड्गवं जीवितार्थिनाम् ॥ ,, ॥ ८६ ॥
चतुर्गवं नृशंसानां द्विगवं गोऽजिनाशिनाम् । ,, ॥ ८७ ॥

અર્થ—આઠ બળદ વડે સાજ સુધી હલ ચલાવવુ તે ધર્મયુક્ત છે. અને ૭ બળદ વડે સાજ સુધી હલ જોડવુ તે જીવનની ઇચ્છાવાળા મધ્યમ પુરુષનુ કામ છે. અને ચાર બળદથી સાજ સુધી ખેડવુ તે દયાહીન છે. અને બે બળદ વડે સાજ સુધી ખેડવુ તે ગોમાસ ખાવા બરાબર છે. (કોઇ ઠેકાણે गोजिघासुवत् (ગોમાસ ખાવા બરોબર) એવો પાઠ પણ છે)

तानि प्रदत्वोक्ष्णोः क्षेत्रे किरन्भूमिं कृषेद्द्विजः ,, ॥८७॥

અર્થ—ખેતરમા બળદને દધિ આદિ ખવરાવીને પછી દધિ આદિનુ સિંચન કરતા ભૂમિને ખેડવી જોઇએ.

न तिलैर्न यवैर्हीन द्विज कुर्वीत कर्षणम् ।
तद्विहीन तु कुर्वाणं न प्रशंसन्ति देवता ॥ ,, ॥ ८८ ॥

અર્થ—તલ અને જવ વિનાની ખેતી કરવી નહી અર્થાત્ અનેક વસ્તુની ખેતી કરવા છતા પણ તલ અને જવની થોડી પણ ખેતી કરવી જોઇએ. તેમ ન કરનાર પુરુષ દેવતાઓની પ્રશસાને પાત્ર થતો નથી.

दैवपर्जन्यभूसीरयोगात्कृषिः प्रजायते ।
व्यापारात्पुरुषस्यापि तस्मात्तत्रोद्यतो भवेत् ॥ ,, ॥ ९२ ॥

અર્થ—ભાગ્ય, વર્ષા, ભૂમિ અને હળનો યોગ, તેમજ પુરૂષનો વ્યાપાર—એ સર્વના સયોગથી ખેતી ઉત્પન્ન થાય છે માટે ખેતીને માટે પૂર્ણ યત્ન કરવો જોઇએ

चन्द्रक्षये तिथौ विप्रो यो युनक्ति वृषान्क्वचित् ।
त पंचदश वर्षाणि त्यजन्ति पितरो हतम् ॥ ,, ॥ ९४ ॥

અર્થ—અમાવાસ્યાને દિવસે બળદને જોડનાર ખેડુતનો પિતૃઓ પદર વર્ષ સુધી ત્યાગ કરે છે

तत्राभ्यज्य विषाणानि गावश्चैव तथा वृषाः ।
चारणाय विसृज्यन्ते आगतान्निशि भोजयेत् ॥ ,, ॥ १०३ ॥

અર્થ—અમાવાસ્યાને દિવસે ગાય બળદના શીગડાને ઘૃત આદિનો લેપ કરીને પછી ચરવાને માટે છોડે, અને રાત્રિને સમયે પાછી આવેલી ગાય તથા બળદને ખાવાનુ આપે.

देवतायतनोद्याननिपानस्थानगोव्रजान् ।
सीमां श्मशानभूमिं च वृक्षच्छायाक्षितिं तथा ॥ ,, ॥ १२२ ॥
भूमिं निखातयुपां च वपनस्थानमेव च ।
अन्यामपि हि चावाद्यां न कृषेत्कृषिकृद्धराम् ॥ ,, ॥ १२३ ॥

અર્થ—દેવસ્થાન, બગીચા, જળાશય અને પાણીની ભૂમિ, ગાયોને રહેવાનુ સ્થાન(गोव्रज), સીમાભૂમિ, શ્મશાનભૂમિ, વૃક્ષની નીચેની ભૂમિ, તથા જે ભૂમિમા યાગની સમાધિસૂચક સ્તભ અથવા જયસ્તભ રોપેલો હોય તે ભૂમિ, તથા જે જગાએ ક્ષૌર કરાવવામા આવતુ હોય, અને એવી ખેડવાને અયોગ્ય બીજી કોઇ પણ ભૂમિમા કૃષિકારે ખેતી ન કરવી

नोषरां वाहयेद्भूमिं न चाश्मशर्करावृताम् ।
न गोचरां न प्रदत्तां न नदीपुलीन तथा ॥ ,, ॥ १२४ ॥

અર્થ—ઉખરભૂમિ, તથા જે ભૂમિમા પત્થર અને કાકરા હોય તે, તથા ગોચરની જમીન, દાનમા આપેલી જમીન, અને નદીનો કિનારો—એ સર્વ જમીનોમા ખેતી કરવી નહી.

ઇત્યાદિ જગાના ખેતી કરનાર પાપથી પુત્ર, પશુ, આદિ સહિત નાશ પામે છે.

न दूरे वाहयेत्क्षेत्रं न चैवात्यन्तिके तथा ।
वाहयेन्न पथि क्षेत्रे वाहयन्दुःखभाग्भवेत् ॥ ,, ॥ १२८,९ ॥

અર્થઃ—દૂર હોય તેવું તથા અત્યન્ત નજીક હોય તેવું ખેતર તથા રસ્તાનું ખેતર ખેડવું નહીં. તેમ કરનાર ખેડુત દુઃખી થાય છે.

नरकं घोरतामिस्रं पापीयान्याति चैनसा ।
योऽपहृत्य परकीयां कृषिकृद्वाहयेद्धराम् ॥ ,, ॥ १२६ ॥

અર્થઃ—બીજાની જમીનનુ અપહરણ કરીને તેમાં ખેતી કરનાર ખેડુત તે પાપથી ઘોરતામિસ્ર નામના નરકમાં પડે છે.

चतुर्दिक्षु खले कुर्यात्प्रोच्चामपि घनावृतिम् ।
सैकद्वारापिधानां च विदध्याच्चैव सर्वतः ।
खरोष्ट्राजोरणाँस्तत्र विशतस्तु निवारयेत् ॥ ,, ॥ १६४ ॥

અર્થઃ—પશુને રોકવાને માટે ખળાની ચારે તરફ સજ્જડ ઉંચી (प्रोच्चा) વાડ બનાવવી જોઇએ. અને તેમાથી જવા આવવાને માટે ફક્ત એકજ દ્વાર રાખવું અને તેને પણ બંધ કરવાને માટે એક ટટ્ટુ (अपिधान)લગાવવુ, અને તેમાં પ્રવેશ કરતાં ગધેડાં, ઉંટ, બકરાં, ઘેટાં આદિ પશુઓને રોકવાં. (ખલ એટલે ખેતરમાં જે જગાએ ધાન્યને કાપીને એકઠું કરી મસળીને અનાજ જૂદું કરવામાં આવે છે તેને ખળું કહે છે.)

श्वशूकरशृगालादीन्काकोलूककपोतकान् । ,, ॥ १६५ ॥

અર્થઃ—તેમજ કુતરાં, સુઅર, શીઆળીઆં, કાગડા, ઘુવડ, કબુતર એ સર્વનું પણ નિવારણ કરવુ.

त्रिसंध्यं प्रोक्षणं कुर्यादानीताभ्युक्षणादिभिः ॥ ,, ॥ १६५ ॥

અર્થઃ—ત્રણે સન્ધ્યામાં ખળાનું પાણીથી પ્રોક્ષણ કરવુ જોઈએ.

रक्षां च भस्मना कुर्याज्जलधाराभिरक्षणम् ।
त्रिसन्ध्यमर्चयेत्सीतां पराशरमृषिं स्मरन् ॥ ,, ॥ १६६ ॥

અર્થઃ—ચોતરફ ભસ્મ તથા જલની ધારા કરીને ખલાની રક્ષા કરવી, અને ત્રણે સંધ્યા સમયે પરાશર ઋષિનું સ્મરણ કરીને સીતા(દેવી)ની પૂજા કરવી જોઈએ.

प्रेतभूतानि नामानि न वदेत्खलमध्यतः ।
सूतिकागृहवत्तत्र कर्तव्यं परिरक्षणम् ॥ ,, ॥ १६७ ॥
हरन्त्यरक्षितं यस्माद्रक्षांसि सर्वमेव हि ॥ ,, ॥ १६८ ॥

અર્થઃ—મરી ગયેલા મનુષ્યોનાં નામ ખળાની અંદર ન લેવાં, અને સુતિકાઘરની પેઠે તેની રક્ષા કરવી, નહિંતો સંપૂર્ણ ફલને રાક્ષસો હરણ કરે છે.

प्रशस्तदिनपूर्वाह्ने नापराह्ने न सन्ध्ययोः ॥ ,, ॥ १६८ ॥

धान्योन्मानं यदा कुर्यात्सीतापूजनपूर्वकम् ।
यजेत खलभिक्षाभिः काले रौहिण एव हि । ,, ॥ १६९ ॥

ર્થઃ—સારો દિવસ અને નક્ષત્ર જોઈને તેના પહેલા ભાગ (पूर्वाह्न-દિવસના ત્રણ ભાગ

કરતાં જે પહેલો ભાગ તે)માં સીતા દેવીની પૂજા કરીને ધાન્યને તોળવું જોઈએ, અપરાહ્ન કે બન્ને સંધ્યા સમયે તોલ ન કરવો જોઈએ. વળી કેવલ રૌહિણ કાલમાં જ ભિક્ષાદાન પૂર્વક યજ્ઞ કરવો જોઈએ. (દિવસના પંદર ભાગ કરતાં તે મધ્યેનો જે નવમો ભાગ એટલે મધ્યાહ્ન પછી સૂર્ય મન્દ ગતિનો થાય છે તે સમય રૌહિણકાલ કહેવાય છે.)

भक्त्या सर्वं प्रदत्तं हि तत्सर्वं चाक्षयं भवेत् ।
खलयज्ञे दक्षिणैषा ब्रह्मणा निर्मिता पुरा ॥ „ ॥ १७० ॥

અર્થ:—ભક્તિથી સંપૂર્ણ દાન અક્ષય ફલ આપનાર થાય છે. ખલયજ્ઞમાં ભિક્ષા આપવા રૂપી દક્ષિણાનો નિયમ પૂર્વે બ્રહ્માજીએ કર્યો છે.

भागधेयमयां कृत्वा तां गृह्णन्त्विह मामिकाम् ।
शतक्रत्वादयो देवाः पितरः सोमपादयः ॥ „ ॥ १७१ ॥
सनकादिमनुष्याश्च ये चान्ये दक्षिणाशिनः ।
एतदुद्दिश्य विप्रेभ्यो दद्याच्च प्रथमं हली ॥ „ ॥ १७२ ॥

અર્થ:—"ઇન્દ્રાદિ દેવતાઓ, તથા સોમપાદિ પિતૃઓ, તથા સનકાદિ ઋષિઓ અને મનુષ્યો તથા જે કોઈ દક્ષિણાના અધિકારી લોક હોય તે સર્વ પોતપોતાના ભાગ કરીને મારી આપેલી દક્ષિણા ગ્રહણ કરો" એ પ્રકારનો સંકલ્પ કરીને તે દેવાદિને ઉદ્દેશ કરીને ખેડુત ખળામાં પ્રથમ બ્રાહ્મણોને અન્નની ભિક્ષા આપે.

अन्येषामर्थिनां पश्चात्कारुकाणां ततः पुनः ।
दीनानामप्यनाथानां कुष्ठिनां कुशरीरिणाम् ।
क्लीवान्धबधिरादीनां सर्वेषामपि दीयते ॥ „ ॥ १७३ ॥

અર્થ:—ત્યારપછી યાચકને તથા સુતાર, લુહાર, આદિ કારિગરો, તથા દીન, અનાથ, કુષ્ઠરોગ વાલા, રોગી, નપુંસક, અન્ધ, બહેરા, એ સર્વ લોકને પણ આપવું જોઈએ.

वर्णानां पतितानां च ददन्भूतानि तर्पयेत् ॥ „ ॥ १७४ ॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તેમજ પતિતોને પણ અન્ન આપીને સર્વ પ્રાણીને તૃપ્ત કરવાં.

चण्डालांश्च श्वपाकांश्च प्रीणात्युच्चावचान्ददन् ।
ये केचिदागतास्तत्र पूज्यास्तेऽतिथिवद्द्विजाः ॥ „ ॥ १७५ ॥

ચણ્ડાલ (ડૂમ), શ્વપાક (સર્વ કાંઈ ખાનાર), તથા ઉંચ નીચ લોક જે પ્રાપ્ત હોય તેમને પણ કંઈક આપીને પ્રસન્ન કરવા. વળી જે કોઈ દ્વિજ જાતિ લોક ત્યાં (ખળામાં) આવ્યા હોય તે સર્વનો અતિથિની માફક સત્કાર કરવો.

स्तोकशः सीरिभिः सर्वैर्वर्णिभिर्गृहमेधिभिः ।
दत्वाथ प्रियवाचाथ विसृज्याश्च क्रमेण हि ॥ „ ॥ १७६ ॥

અર્થ:—એ પ્રમાણે સર્વે વર્ણના ગૃહસ્થ ખેડુતો(સીરિ)એ થોડું પણ આપીને પ્રિય વચન બોલી તેમને વિદાય કરવા.

तत्कृत्वा स्वगृहं गच्छेच्छ्राद्धमभ्युदयं चरेत् ।
शरद्धेमन्तवासन्तनवान्नैः श्राद्धमाहरेत् ॥ ,, ॥ १७७ ॥

અર્થ —ત્યાર બાદ પોતાને ઘેર જઈને નાન્દીશ્રાદ્ધ (અભ્યુદય શ્રાદ્ધ) કરવુ જોઈએ શરત્કાળમા તે વખતે પાકેના નવીન અન્ન વડે, હેમન્ત કાળમા તે વખતે પાકેના અન્ન વડે, અને વસન્તકાલમા તે સમયના નવીન અન્ન વડે શ્રાદ્ધ કરવુ જોઈએ

नाकृत्वान्नं तदश्नायादश्नंस्तदघमश्नुते ।
कृषाद्युत्पाद्य धान्यानि खलयज्ञं समाप्य च ।
सर्वसत्त्वहिते युक्त इहामुत्र सुखी भवेत् ॥ ,, ॥ १७८ ॥

અર્થ —શ્રાદ્ધ કર્યા વિના નવીન અન્ન ન ખાવુ જોઇએ ખાનાર પાપનો ભાગી થાય છે. ખેતી દ્વારા અન્ન ઉત્પન્ન કરીને ખળયજ્ઞ સમાપ્ત કરીને સપૂર્ણ પ્રાણીના હિતમા રહેનાર ખેડુત બને લોકમા સુખી થાય છે

देवा मनुष्याः पितरश्च सर्वे सा याश्च यक्षाश्च सकिन्नराश्च ।
गावो नरेन्द्राः सह सर्वसत्त्वैः कृष्यन्नतृप्ताः सुखिनो भवन्ति ॥,,॥ १८५ ॥

અર્થ —દેવતા, મનુષ્ય, સર્વ પિતરો તથા સાધ્યગણ, યક્ષ, કિન્નર, ગાય, રાજા, અને અન્ય સર્વ પ્રાણી કૃષિના અન્નથી તૃપ્ત થઈને સુખી થાય છે

कृष्या यथोत्पाद्य यवादिकानि धान्यानि भूयांसि मखान्विधाय ।
मुक्तो गृहस्थोऽपि पराशर प्राक् तस्मान्न प्रागुक्तदवादिदोषः ॥ ,,॥ १८४ ॥

અર્થ —ખેતી વડે જવ આદિ નાના પ્રકારનુ ધાન્ય ઉત્પન્ન કરીને, તે વડે અનેક પ્રકારના યજ્ઞ કરીને, ગૃહસ્થ પરાશરજી પણ પૂર્વકાળમા મુક્ત થઈ ગયા છે માટે આ પ્રકારે નિયમ પૂર્વક ખેતી કરવાથી ઉપર કહેલા પૃથિવીદહનાદિથી થતા હિંસાદોષ લાગતા નથી.

गृहीत क्षेत्रिणो धान्यं निवेदयति चाण्वपि ।
अनिवेदिते त्वर्धं स्यात्पातकं कर्षकस्य च ॥ ,, ॥ १५९ ॥

અર્થ—ખેડુતનુ થોડુ પણ અન્ન વગેરે ગ્રહણ કરવામા આવે તો તેને જણાવી દેવુ જોઈએ જો તેને જણાવવામા ન આવે તો તેનુ (ખેડુતનુ) અડધુ પાપ લેનારને લાગે છે.

વિશેષ પ્રત્યેક જિલ્લામા ખેતી કરાવવાને માટે રાજા તરફથી નિયમિત કરેલા કૃષિશાસ્ત્રના વેત્તા, તથા શુલ્બશાસ્ત્ર(જેમા ભૂમિ આદિને ઓળખવાની તથા માપવાની તથા કમજોર ભૂમિને યોગ્ય બનાવવાની રીતિ હોય તે શાસ્ત્ર)ના વેત્તા, વૃક્ષાયુર્વેદ તથા વૃક્ષાદિ સબન્ધી દરેક પ્રકારનુ જ્ઞાનવાળા તથા બ્રહસ્પતિ આદિ ગ્રહોના સ્થાન, ગમન, આદિનુ નિરીક્ષણ કરીને વર્ષાના ભેદ બતાવનાર જ્યોતિષી, તથા અતિવૃષ્ટિ આદિને રોકવાને માટે તથા ખેતીને બાધા કરનાર તીડ આદિ પ્રાણીઓનુ નિવારણ કરવાને માટે શાન્તિ તથા આભિચાર કર્મને જાણનાર અથર્વ વેદના જાણનાર, આદિની સહાયતા લઈને કૃષિ કરવી જોઇએ

क्षत्रियोऽपि कृषिं कृत्वा देवान्विप्रांश्च पूजयेत् ।
वैश्यः शूद्रस्तथा कुर्यात्कृषिवाणिज्यशिल्पकम् ॥पारा स्मृ अ २-२१८,९॥

અર્થઃ—ક્ષત્રિયો પણ આ પ્રમાણે ખેતી કરીને દેવતા તથા બ્રાહ્મણોને ભાગ આપે. વળી તેવી રીતના નિયમ પૂર્વક વૈસ્ય અને શૂદ્ર પણ ખેતી, વાણિજ્ય, અને શિલ્પ કરે. આ પ્રમાણે જે કોઈ ધર્માનુસાર ખેતી કરે તે કલ્યાણનો ભાગી થાય છે.

ઇતિ વૈસ્યધર્મ કૃષિનિરૂપણ અ૰ ૬. સર્ગ૰ ૨ સમાપ્ત.

## અધ્યાય. ૭. સર્ગ ૩.

### વૈસ્યધર્મ–વ્યાપારનિરૂપણ.

કૃષિનું નિરૂપણ કરીને હવે વ્યાપારનું નિરૂપણ કરવામાં આવે છે.

**વ્યાપાર** નામ વણિગ્વૃત્તિનું છે. તે નાના પ્રકારની વસ્તુઓને વેચવા અને ખરીદવા રૂપ છે. વ્યાપારમાં કપટ કરવાનો ઘણો સંભવ છે. તેથી વૈસ્યને ઘણું પાપ લાગે છે. તે વાત કહે છે.

**वञ्चनं च तुलामाने महापापं विशो भवेत् ॥ सू. सं. ख. ४ अ. ४१ श्लो. ३४॥**

અર્થઃ—તોળવામાં તથા માપવામાં વંચન કરવું તે વૈસ્યને માટે મહાન્ પાપ છે એમ કહ્યું છે. તેથી તોલ અને માપમાં કમી આપનાર અહીં રાજદણ્ડનો અને પરલોકમાં યમદણ્ડનો ભાગી થાય છે.

સર્વ ધર્મના ફલની પ્રાપ્તિ સત્યથી થાય છે. સત્ય ન હોય તો કોઇ પણ પુણ્ય કર્મ કરવા છતાં ફલની પ્રાપ્તિ થતી નથી. તુલાધાર નામના વૈસ્યનો ઇતિહાસ પદ્મપુરાણ આદિ ગ્રન્થોમાં પ્રસિદ્ધ છે. તે ન તો સ્નાનાદિક કર્મ સમયાનુસાર કરતો હતો, અને ન તો કોઈ વિશેષ પવિત્રતા આદિનો વિચાર કરતો હતો. તથાપિ સત્ય ભાષણ કરતો હતો, અને દરેક મનુષ્ય સાથે સમાન રીતે વ્યવહાર કરતો હતો. તોલ માપમાં કદાપિ કપટ કરતો નહેતો. તેથી તેને ત્રણે કાલનું જ્ઞાન હતું. તત્તત્ આશ્રમમાં રહેનાર મનુષ્યો છે, જેઓ પોતાના વર્ણ અને આશ્રમને અનુસાર નિષ્કપટતાથી પોતાના ધર્મનું પાલન કરે તો તેમનું કલ્યાણ થાય એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. શાસ્ત્રદૃષ્ટિથી વ્યાજ લેવું તે ઉત્તમ ધર્મ નથી. જેના ઘરમાં પાણી પીવાનો પ્યાલો પણ ન હોય તેને પણ તંગ કરીને વ્યાજ લેનાર હોય છે. અને નીચ ચણ્ડાલ આદિ પાસેથી પણ લેનાર હોય છે. તેથી તે ઉત્તમ નથી, એમ આગળ કુસીદ શબ્દના અર્થની વ્યાખ્યામાં કહીશું. તથાપિ વૈસ્યને માટે તેની અનુમતિ આપી છે. તે પણ ધર્મને અનુસાર મનુષ્યોની શક્તિને અનુસાર જ લેવું યોગ્ય છે. નહિતો તે પણ મહાન્ નરકનો ભાગી થાય છે. કૃષિ, વ્યાપાર, કે કુસીદ વૃત્તિ આદિ વડે જીવન ચલાવનાર વૈશ્યે પણ યજ્ઞ, દાન, અધ્યયન, ઇત્યાદિક કર્મમાં રહેવું જોઇએ. નહિતો વૈસ્ય ધર્મથી પતિત થઇને તે પણ પાપનો જ ભાગી થાય છે. તેથી દ્વિજાતિને માટે કે મનુષ્ય માત્રને માટે યજ્ઞ, અધ્યયન, આદિ સર્વ જ મુખ્ય છે, બાકીના બધા ધર્મ ગૌણ છે.

ઇતિ વ્યાપારનિરૂપણ અ૰ ૭ સર્ગ.૩ સમાપ્ત.

## અધ્યાય ૭. સર્ગ ૪.

### કુસીદં (વ્યાજ) સબંધી વિચાર.

અહીંઆ વશ્યના ધંધામાં જે કુસીદવૃત્તિ કહી તેમાં ઋણદાન સંબંધી વ્યાજ આદિનો વિચાર કરવામાં આવે છે

વ્યાજ લેવાના પ્રકાર કોઈ મતમાં ચાર કહ્યા છે, અને કોઈ મતમાં પાંચ કહ્યા છે, અને કોઈ મતમાં ચાર કહ્યા છે આ પ્રમાણેનું બૃહસ્પતિનું વચન છે

**कायिका कालिका चेव चक्रवृद्धिरतोऽपरा ।**
**कारिता वा शिखावृद्धिर्भोगलाभस्तथैव च ॥** याज्ञ स्'. अ.२ श्लो.३७ जप.टी.

અર્થ —કાયિકા, કાલિકા, ચક્રવૃદ્ધિ, કારિતા, શિખાવૃદ્ધિ, અને ભોગલાભ—એ છ પ્રકારની વૃદ્ધિ (વ્યાજ) હોય છે

**कायिका कर्मसंयुक्ता मासादग्राह्या च कालिका ।**
**वृद्धेर्वृद्धिश्चक्रवृद्धिः कारिता ऋणिना कृता ॥** ,, ॥

અર્થ —ઋણીએ પોતાને આપેલા પૈસાના વ્યાજ બદલ ઋણદાતાના ઘરનું કામ કરવું તેને કાયિકા વૃદ્ધિ કહે છે મહિને મહિને જે વૃદ્ધિ લેવામાં આવે તેને કાલિકા વૃદ્ધિ કહે છે વ્યાજનું વ્યાજ લેવું તેનું નામ ચક્રવૃદ્ધિ છે અને ઋણ લેનારે પોતે આપવાને નિયત કરેલા વ્યાજનું નામ કારિતા છે

**प्रत्यह ग्राह्यते या तु शिखावृद्धिस्तु सा मता ।**
**शिखेव वर्धते नित्यं शिरच्छेदान्निवर्तते ॥** ,, ॥

અર્થ —જે વ્યાજ રોજ રોજ લેવામાં આવે તેને શિખાવૃદ્ધિ કહે છે શિરના વાળ રોજ મુડાવે તોપણ તે ઉગતા જ રહે છે. વાળ ઉગવા તે શિરચ્છેદ થાય ત્યારે બંધ થાય છે. નહિતો જ્યાંસુધી શિર છે ત્યાં સુધી વાળ ઉગવા તે પણ નિશ્ચિત છે તેવી રીતે શિખાવૃદ્ધિ વ્યાજ રોજ રોજ આપવા છતાં પણ જ્યાંસુધી ઋણીના ધનનો મૂળચ્છેદ થાય નહીં ત્યાંસુધી તે ચઢયા વિના અને આપ્યા વિના ચાલવાનું નથી

**गृहात्स्तोमः शदः क्षेत्राद्भोगलाभः प्रकीर्तितः ॥** ,, ॥

અર્થ —કોઇએ ઘર, ક્ષેત્ર, આદિને ગીરો મૂક્યા હોય અને વ્યાજના બદલામાં તે ઘરને ઋણદાતા રહેવા વગેરે માટે વાપરતો હોય અને જમીનમાથી આવક લેતો હોય તે વ્યાજને ભોગલાભ કહે છે ઘર આદિને વાપરવા વગેરે લાભનું નામ **સ્તોમ** છે, અને જમીનમાથી લાભ લેવો તેનું નામ શદ છે

**न वृद्धिः प्रीतिदत्तानां स्यादनाकारितं क्वचित् ।**
**अनाकारितमप्यूर्ध्वं वत्सरार्धाद्विवर्धते ॥** ,, ॥

અર્થ —પ્રીતિના કારણથી કોઇએ ઉધાર ( ઉછીના ) પૈસા લીધા હોય અને તેણે વ્યાજ આપવાનું ઠરાવ્યુ ન હોય તો તેની વૃદ્ધિ હોતી નથી પરંતુ ન ઠરાવ્યા છતાં પણ છ માસની અંદર જો પૈસા પાછા ન આપ્યા હોય તો તે પછી તેનું વ્યાજ ચઢે છે એમ નારદજીએ કહ્યું છે

વ્યાજ પણ મરજી અનુસાર લેવુ યોગ્ય નથી આધુનિક કાલમા કેટલાક લોક નાના પ્રકારે વ્યાજ લે છે, તે ધર્માનુસાર નહી હોવાથી પતિત થવાય છે.

**वसिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ।**

**अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥** म. स्मृ. अ. ८–१४० ॥

અર્થ —વ્યાજ લેવાનો રોજગાર ધનને વધારનાર છે વ્યાજ લેનાર મનુષ્ય વસિષ્ઠજીના કથનાનુસાર દર સેકડે દર માસે સવા ટકો વ્યાજ લે

આ વ્યાજ ઘર, જમીન, દાગીના, આદિ ગીરો રાખી ધીરેલા પૈસા સબધી છે જ્યા કાંઈ પણ ગીરો ન આપ્યુ હોય તો તે વખતે બે ટકા વ્યાજ લઇ શકે છે

**द्विकं शतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ।**

**द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थकिल्बिषी ॥** ,, ॥ १४१ ॥

અર્થ —સત્પુરૂષોના ધર્મનો વિચાર રાખનાર ગીરો વિના ધીરેલા પૈસાનુ વ્યાજ સેકડે (**शतं प्रति**) દર માસે બે ટકા લઇ શકે છે. સેકડે બે ટકા વ્યાજ લેનાર મનુષ્યને વ્યાજના ધધાથી કમાણી કરવાનો દોષ લાગતો નથી.

**अशीतिभागो वृद्धिः स्यान्मासि मासि सबन्धके ॥** याज्ञ स्मृ. अ. २–३७ ॥

અર્થ —દરમાસે દર સેકડે મોનુ સવા ટકો વ્યાજ લેવુ તે જ્યા કઇપણ ગીરો લીધુ હોય તેને (**सबन्धके**) માટે છે એમ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા લખ્યુ છે. તેથી પૂર્વ શ્લોકના અર્થમા સવા ટકો વ્યાજ લખ્યુ છે વ્યાજનો આ દર સુભિક્ષની અપેક્ષાથી છે પરન્તુ તે સ્થિર રહી શકતો નથી જ્યારે ધનની વૃદ્ધિ કમી થાય છે, અને દુકાળ આદિની બાધા થાય છે, ત્યારે વ્યાજનો દર બહુ કમી લેવાનો નિયમ છે.

**न भोक्तव्यो बलादाधिर्भुञ्जानो वृद्धिमुत्सृजेत् ।**

**मूल्येन तोषयेच्चैनमाधिस्तेनोऽन्यथा भवेत् ॥** म. स्मृ. अ. ८ श्लो. १४४ ॥

અર્થ — ગીરો રાખેલા વસ્ત્ર ભૂષણ આદિ પદાર્થ(**आधि**)ને બલાત્કારથી પહેરવુ નહી જોઇએ જો ઉપયોગ કરે તો વ્યાજ છોડી દેવુ જોઇએ અને કદાપિ બહુ દિવસ સુધી ઉપયોગમા લેવાથી ગીરો મૂકેલી વસ્તુ બગડી ગઈ હોય તો માલિકને, ગીરો મૂકતી વખતે તેની જે કિંમત હતી તે આપીને તેને સન્તુષ્ટ કરવો જોઈએ, નહિંતો તે વસ્તુનો તે ચોર ગણાશે–તે ગુનેગાર થશે

**दीयमानं न गृह्णाति प्रयुक्तं यः स्वकं धनम् ।**

**मध्यस्थस्थापितं तत्स्याद्वर्धते न ततः परम् ॥** याज्ञ. स्मृ अ. २–४४ ॥

અર્થ —લેણદારે ધીરેલા પૈસા દેવાદાર પાછો આપતો હોય છતા વ્યાજાદિના લોભથી તે ન લે તો તે પૈસા દેવાદાર કોઇ મધ્યસ્થ પુરૂષના હાથમા આપે એટલે તે પછીથી તે રકમનુ વ્યાજ ચઢતુ બધ થશે

**अविभक्तैः कुटुम्बार्थे यदृणं तु कृतं भवेत् ।**

**दद्युस्तद्रिक्थिनः प्रेते प्रोषिते वा कुटुंबिनि ॥** ,, ॥ ४५ ॥

અર્થ —કુટુબની મીનકત વહેચાઈ ન હોય તે દરમ્યાન કુટુબમા રહેનાર ભાઇ આદિએ કુટુબની રક્ષાને માટે જે દેવુ કર્યું હોય તે, દેવુ કરનારના મરણ પછી અથવા તે

પરદેશમાં ગયેલો હોય તો મઝીઆરી મીલકતના હિસ્સેદારો(**रिक्थन.**)એ તે આપવુ જોઇએ.

**न योषित्पतिपुत्राभ्यां न पुत्रेण कृतं पिता ।**
**दद्याहते कुटुम्बार्थान्न पतिः स्त्रीकृतं तथा ॥ ,, ॥ ४६ ॥**

અર્થ:—કુટુંબના ખરચના કારણ સિવાય પતિ અથવા પુત્રે કરેલું દેવું તેની સ્ત્રી અથવા પિતા આપી શકતો નથી. તેમ જ સ્ત્રીએ કરેલા દેવા માટે તેનો પતિ પણ જવાબદાર નથી.

**सुराकामद्यूतकृतं दण्डशुल्कावशिष्टकम् ।**
**वृथा दानं तथैवेह पुत्रो दद्यान्न पैतृकम् ॥ ,, ॥ ४७ ॥**

અર્થ:—પિતાએ દારૂ તથા કામ (સ્ત્રી આદિ નિમિત્તે) તથા જુગારને માટે અર્થાત્ દારૂના પીઠાવાળા પાસે ઉધાર દારૂ લીધો હોય તેના પૈસા તથા જુગારમાં હારેલું ધન તથા સ્ત્રીવ્યસન નિમિત્તે કોઈ સ્ત્રીને આપવાનો વાયદો કર્યો હોય તે ધન તથા દણ્ડ અને શુલ્કનું બાકી રહેલુ ધન તથા બન્દી ધૂર્તાદિને વ્યર્થ (without consideration) દાન આપવાની પ્રતિજ્ઞા કરી હોય તેવું ધન તેનો પુત્ર આપવાને બંધાયલો નથી.

**गोपशौण्डिकशैलूषरजकव्याधयोषिताम् ।**
**ऋणं दद्यात्पतिस्तासां यस्माद्वृत्तिस्तदाश्रया ॥ याज्ञ. स्मृ. अ. २-४ ॥**

અર્થ:—ગોવાળ (અહીર), દારૂ બનાવનાર (શૌણ્ડિક), નટ (શૈલૂષ), ધોબી, ભીલ (વ્યાધ), આદિની સ્ત્રીઓએ કરેલુ દેવુ કુટુંબને અર્થે ન કરેલુ હોવા છતાં પણ તેમના પતિઓએ તે દેવું આપવું જોઇએ કારણકે તે ગોવાળ વગેરેની વૃત્તિ તેમની સ્ત્રીને અધીન છે.

આ પ્રમાણે સામાન્ય રીતે વ્યાજના વિષયમાં વિવેચન કરવામાં આવ્યું છે.

ઇતિ કુસીદવિચાર અ. ૭ સર્ગ ૪ સમાપ્ત.

---

**ઇતિ (૩) વૈશ્યધર્મનિરૂપણ અ૦ ૭ સમાપ્ત.**



## અધ્યાય. ૮.

### વર્ણધર્માન્તર્ગત–૪. શૂદ્રધર્મનિરૂપણ.

વૈશ્યધર્મનુ નિરૂપણુ કરીને હવે શૂદ્રધર્મનું નિરૂપણ કરીએ છીએ.

શૂદ્ર બે પ્રકારના છે–સત્ શૂદ્ર, અને અસત્ શૂદ્ર ઔશનસ સ્મૃતિમાં તેમની વ્યાખ્યા નીચે પ્રમાણે કરી છે —

शूद्रादेव तु शूद्रायां जात शूद्र इति स्मृतः ।
द्विजशुश्रूषणपरः पाकयज्ञपरान्वित ॥ औश० स्मृ० श्लो. ४९ ॥

અર્થ —શૂદ્રથી શૂદ્રીમા ઉત્પન્ન થયેલા પુત્રને શૂદ્ર કહે છે. તે દ્વિજાતિની સેવામાં અને પાકયજ્ઞમા તત્પર હોય છે. (રાધેલા અન્ન વડે કરવામા આવતા યજ્ઞને પાકયજ્ઞ કહે છે).

सच्छूद्रं तं विजानीयादसच्छूद्रस्ततोऽन्यथा ॥ ,, ॥ ५० ॥

અર્થ —આ પ્રમાણે દ્વિજશુશ્રૂષા આદિથી રહેનાર શૂદ્રથી શૂદ્રીમાં ઉત્પન્ન થયેલો જે શૂદ્ર તે સત્ શૂદ્ર કહેવાય છે. તેથી અતિરિક્ત સર્વ શૂદ્ર અસત્ શૂદ્ર કહેવાય છે.

સત્ શૂદ્ર સબધી સ્કાન્દ પુરાણમા નીચે પ્રમાણે કહ્યુ છે.

धर्मोढा यस्य पत्नी स्यात्स सच्छूद्र उदाहृतः ।
समानकुलरूपा च दशदोषविवर्जिता ॥ स्का. पु. ख. ६ अ. २४१–७ ॥
उद्वोढा वेदविधिना स सच्शूद्रः प्रकीर्तितः ॥ ,, ॥ ८ ॥

અર્થ —જે શૂદ્રની પત્ની ધર્માનુસાર (धर्मोढा) વિવાહ કરેલી હોય, અને પોતાના સમાન કુલની તથા સમાન રૂપવાળી તથા નીચે કહેલા દશ દોષ રહિત હોય તે સત્ શૂદ્ર કહેવાય છે. જેની પત્ની વેદવિહિત વિધિપૂર્વક વિવાહિત હોય તે સત્ શૂદ્ર કહેવાય છે.

ઉપર જે દોષ કહ્યા તે નીચે પ્રમાણે છે.—

अक्लीबाऽव्यंगिनी शस्ता महारोगाद्यदूषिता ॥ ,, ॥ ८ ॥
अनिन्दिता शुभकुला चक्षुरोगविवर्जिता ।
बाधिर्यहीना चपला कन्या मधुरभाषिणी ॥ ,, ॥ ९ ॥
दूषणैर्दशभिर्हीना वेदोक्तविधिना नरैः ।
विवाहिता च सा पत्नी गृहिणी यस्य सर्वथा ॥ ,, ॥ १० ॥

અર્થ —૧ સ્ત્રી નપુસક ન હોય, ૨. કોઈ અગનો ભગ થયો ન હોય, ૩. શ્રેષ્ઠ અર્થાત્ પ્રશસ્ત હોય, ૪ મહારોગ આદિથી દૂષિત ન હોય, ૫ નિન્દિત ન હોય, ૬. ઉત્તમ કુલમા ઉત્પન્ન હોય મતલબ કે અધમ કુલની ન હોય, ૭ નેત્રરોગ રહિત હોય, ૮. બહેરી ન હોય, ૯ ચપળ હોય અર્થાત્ હોશીયારીથી સર્વ કામ કરનારી હોય–મતલબ કે મન્દ ન હોય–આ દશ દૂષણોથી રહિત તથા પુરુષો સાથે વેદોક્ત વિધિથી વિવાહિત થયેલી હોય અને સર્વદા ગૃહકૃત્ય કરનારી હોય–આવી જે સ્ત્રી હોય તેનો જ પુણ્ય કર્મમાં સર્વથી પહેલો અધિકાર કહ્યો છે

ઉપર જે મહારોગ કહ્યા તે મહાત્મા શાતાતપ મુનિમા નીચે પ્રમાણે વર્ણવ્યા છે —

कुष्ठं च राजयक्ष्मा च प्रमेहो गृहणी तथा।
मूत्रकृच्छ्राश्मरी कासा अतिसारभगन्दरौ ॥ शाता. स्मृ. अ. १–६ ॥
दुष्टव्रणं गण्डमाला पक्षघातोऽक्षिनाशनम् ।
इत्येवमादयो रोगा महापापोद्भवाः स्मृताः ॥ ,, ॥ ७ ॥

અર્થ —કુષ્ઠ, રાજયક્ષ્મા, પ્રમેહ, ગૃહણી, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી(પથરીનો રોગ), કાસ અથવા કાસા (કફ), અતિસાર, ભગન્દર, દુષ્ટ વ્રણ, કંઠમાળ, પક્ષાઘાત, નેત્ર નષ્ટ થવું, ઇત્યાદિ રોગ મહાન્ પાપથી થાય છે, અને તેમને **મહારોગ** કહે છે જે કન્યામા આ મહારોગ ન હોય તેવી કન્યા હોવી જોઇએ તે '**महारोगाद्यदूषिता**'નો અર્થ છે અને જે સત્ શૂદ્રની આવી કન્યા અર્થાત્ ઉપર કહેલા દોષ રહિત અને વિધિપૂર્વક વિવાહિત હોય તેમા ઉત્પન્ન થયેલો પુત્ર સત્ શૂદ્ર કહેવાય છે, અને તેવી સ્ત્રીનો પુણ્ય કર્મમા અધિકાર છે

तया सुविहितो धर्म सपूर्णफलदायक ।
चातुर्मास्ये विशेषेण तया सह गुणाधिक. ॥ स्का० पु० अ० २४१–१२ ॥

અર્થ —આવી પત્નીની સાથે આચરણ કરેલો ધર્મ સપૂર્ણ ફલ આપનાર થાય છે અને વિશેષ કરીને ચાતુર્માસમા તેવી પત્નીની સાથે કરેલો ધર્મ અધિક ગુણવાળો થાય છે

भार्यारति. शुचिभृत्यादीनां पोषणतत्पर ।
श्राद्धादिकारको नित्यमिष्टापूर्तप्रसाधक ॥ ,, ॥ १३ ॥

અર્થ —સત્ શૂદ્ર પોતાની પત્નીમા રતિવાળો હોય, પોતાના જે ભૃત્ય હોય જેવા કે માતા, પિતા, પત્ની, પુત્ર આદિક, તેમનુ પોષણ કરવામા તત્પર રહેનાર હોય શ્રાદ્ધાદિ કર્મ કરનાર હોવો જોઇએ, તથા હમેશા ઇષ્ટ, પૂર્ત, આદિ કર્મ કરનાર હોય.

ઇષ્ટ કર્મ વૈદિક છે તેથી તેમા શૂદ્રનો અધિકાર નથી તથાપિ મન્ત્ર વિના અગ્નિમા હોમ રૂપ અગ્નિહોત્ર તથા સેવારૂપ તથા પોતાના આશ્રમના ધર્મના પાલનરૂપ તપ, સત્ય ભાષણ, નમસ્કારાન્ત મન્ત્રનો જપ, તથા નામનુ કીર્તન, અતિથિસત્કાર તથા વૈશ્વદેવરૂપ ઇષ્ટકર્મ કરવાનો અધિકાર છે તેથી આ શ્લોકમા "**इष्टापूर्तप्रसाधक**"કહ્યુ છે

नमस्कारान्तमन्त्रेण नामसकीर्तनेन च ।
देवास्तस्य च तुष्यन्ति पञ्चयज्ञादिकैः शुभै ॥ ,, ॥ १४ ॥

અર્થ —જે મન્ત્રની અન્તમા "**नम**" શબ્દ હોય તેવા મન્ત્રોનો જપ કરવાથી તથા નામોનુ કીર્તન કરવાથી તથા પવિત્ર પચયજ્ઞ કરવાથી દેવતા લોક તેના ઉપર પ્રસન્ન થાય છે

स्नान च तर्पणं चैव वह्निहोमोऽप्यमन्त्रक ।
ब्रह्मयज्ञोऽतिथिपूजा पञ्चयज्ञान्न हापयेत् ॥ ,, ॥ १५ ॥

અર્થ —સ્નાન, તર્પણ, મન્ત્ર વિનાનો અગ્નિમા હોમ, બ્રહ્મયજ્ઞ અને અતિથિની પૂજા ઇત્યાદિ પચયજ્ઞનો સત્ શૂદ્ર કદાપિ પરિત્યાગ ન કરે

कार्यं स्त्रीभिश्च शूद्रैश्च ह्यमन्त्रं पचयज्ञकम् ॥ ,, ॥ १६ ॥

અર્થ —મન્ત્ર વિના સ્ત્રી અને શૂદ્રે પંચયજ્ઞ કરવો જોઇએ.

વળી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા પણ કહ્યુ છે કે —

मायारति शुचिर्भृत्यभर्ता श्राद्धक्रियापरः

नमस्कारेण मन्त्रेण पञ्चयज्ञान्न हापयेत् ॥ याज० स्मृ० अ० १–१२१ ॥

અર્થ —સત્ શૂદ્ર પોતાની પત્નીમા રતિવાળો હોય, તથા શાસ્ત્રમા કહેલુ શૌચ પાળનાર હોય, તથા પુત્ર ઞ્નાદિનુ પોષણ કરવામા તત્પર હોય, તથા શ્રાદ્ધકર્મ કરવામા નિષ્ઠાવાળો હોય, તથા જેની અતમા "नम" શબ્દ જોડેલો હોય એવા મન્ત્ર વડે તેણે પચયજ્ઞ કરવા જોઇએ, તેમનો ત્યાગ ન કરે

(આ સત્ શૂદ્રોથી ભિન્ન, વિધિપૂર્વક વિવાહ તથા પચયજ્ઞ આદિ કર્મ રહિત સર્વ અસત્ શૂદ્ર કહેવાય છે અસત્ શૂદ્ર અન્ત્યજથી પણ ભિન્ન અને શ્રેષ્ઠ છે પ્રતિલોમ વર્ણસકર જાતિ સર્વ વિશેષે કરીને અસત્ શૂદ્રમા આવે છે)

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।

एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ म० स्मृ० अ० १–९१ ॥

અર્થ —શૂદ્રને માટે બ્રહ્માએ એક જ ધર્મ નિર્માણ કર્યો છે અને તે એ જ કે તેમણે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણોની અસૂયા રહિત થઇને સેવા કરવી.

પ્રથમ સર્વ મનુષ્યોની ઉન્નતિ માટે અધ્યયન જ સાધન છે શૂદ્રને તેમા અધિકાર નથી "शूद्रा विद्यायामनवक्लृप्तः" શૂદ્ર વિદ્યા ભણવામા અધિકારી નથી આ શ્રુતિ શૂદ્રને વિદ્યા ભણવામા અધિકારનો અભાવ બતાવે છે ધર્મશાસ્ત્ર પણ તે જ પ્રમાણે શૂદ્રને અનધિકાર બતાવે છે

अथ हास्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां श्रोत्रपरिपूरणमुदाहरणे जिह्वाच्छेदो धारणे शरीरभेदः ॥ गौ० ध० सू० अ० १२–४ ॥

અર્થ —વેદ પઢતા જો શૂદ્ર સાભળે તો તેના બને કાન સીસુ અથવા લાખ પીગળાવીને ભરી દેવા જોઇએ અને જો તે વેદનુ ઉચ્ચારણ કરે તો તેની જિહ્વાને છેદન કરવી જોઇએ અને જો તે સ્વર કોઈ મન્ત્રને ધારણ કરે–કઠ કરે, તો કુહાડા આદિ શસ્ત્ર વડે તેના શરીરનું ભેદન કરવુ

આ પ્રમાણે શૂદ્રને વેદ સાભળવાથી, તથા બોલવાથી, તથા કણ્ઠ આદિ કરવાથી શાસ્ત્રમા દણ્ડનુ વિધાન કર્યુ છે

साङ्गो वेदः स्त्रीशूद्रसकाशे नाध्येतव्यः ॥ (गृह्यस्मृति)

આ ગૌતમધર્મસૂત્રના ભાષ્યમા લખેલુ છે તેનો અર્થ એવો છે કે અગો સહિત વેદ સ્ત્રી અને શૂદ્રની સમીપ નહી ભણવા જોઇએ વળી—

श्मशानमेतत्प्रत्यक्षं ये शूद्रा पापचारिण ।

तस्माच्छूद्रसमीपे तु नाध्येतव्य कदाचन ॥ वासि. ध. शा.अ.१८ श्लो. १३॥

અર્થ —જે પાપ કર્મ કરનાર શૂદ્ર લોક છે તેઓ પ્રત્યક્ષ શ્મશાન જ છે તેથી શૂદ્રના સમીપમા અધ્યયન નહી કરવુ જોઇએ

श्मशानवच्छूद्रपतितौ ॥ आप० ध० सू०, खण्ड०९, प्र०१, पट० ३, ० ९॥

અર્થ —શૂદ્ર અને પતિત બને શ્મશાન તુલ્ય છે

पशु ह वा एतच्छ्मशान यच्छूद्र ॥ तस्माच्छूद्रसमीपे नाध्येतव्यम् ॥

वासि० ध० शा० सू० अ० १८ सू० ११-२ ॥

एके वा एतच्छ्मशान ये शूद्रा ॥ „ सू० ११ ॥

આવો પાઠાન્તર પણ છે

અર્થ —શ્મશાન નામ મડદા બાળવાની જગાનુ છે તે મહાન્ અપવિત્ર છે અને જે શૂદ્ર છે તે પણ શ્મશાનની તુલ્ય અપવિત્ર છે મડદા બાળવાનુ જે સ્થાન છે તે પૃથિવી રૂપ છે તે શ્મશાન પૃથ્વીની પેઠે હરતુ ફરતુ નથી પરતુ શૂદ્ર તો હરતુ ફરતુ (पद्य) શ્મશાન છે તેથી શૂદ્રની સમીપમા અધ્યયન કરવુ નહીં જોઈએ (एके वा-એ પાઠના પક્ષમા "આવો કોઈનો મત છે એવો અર્થ છે )આ સબધી વિશેષ લેખ સમાલોચન પ્રકરણમા લખવામા આવશે )

વળી શૂદ્રને ઉપદેશ કરવાની પણ શાસ્ત્રમા મનાઈ છે —

उपदेशो न कर्तव्यो जातिहीनाय कस्यचित् ।

उपदेशान्महान्दोप उपाध्यायस्य विद्यते ॥स्का.पु.ख.३ सेतु मा.१,अ१०-३९॥

અર્થ — હીન જાતિને અર્થાત્ શૂદ્રને કદાપિ ઉપદેશ કરવો નહી-અર્થાત્ તેને ભણાવવો નહી તેને ભણાવનારને તથા ઉપદેશ આદિ કરનારને મહાન્ દોષ થાય છે

नाध्यापयेद्बुध शूद्र तथा नैव च याजयेत् ।

न पाठयेत्तथा शूद्र शास्त्रं व्याकरणादिकम् ॥ „ ॥ ४० ॥

અર્થ —બુદ્ધિમાન્ મનુષ્ય શૂદ્રને વેદ ભણાવે નહી તથા યજ્ઞ પણ કરાવે નહી તેવી રીતે શૂદ્રને વ્યાકરણાદિ શાસ્ત્ર પણ ભણાવે નહી

काव्य वा नाटक वापि तथालकारमेव च ।

पुराणमितिहास च शूद्र नैव तु पाठयेत् ॥ „ ॥ ४१ ॥

અર્થ —કાવ્ય અથવા નાટક અથવા અલકારાદિ શાસ્ત્ર પણ શૂદ્રને ભણાવવા ન જોઈએ તેમજ પુરાણ ઇતિહાસ પણ ભણાવવા ન જોઈએ

शूद्राय चोपदेष्टार द्विज चण्डालवत्त्यजेत् ।

शूद्र चाक्षरसयुक्तं दूरत परिवर्जयेत् ॥ „ ॥ ४२ ॥

અર્થ —શૂદ્રને ઉપદેશ દેનાર બ્રાહ્મણનો ચણ્ડાલની પેઠે પરિત્યાગ કરવો જોઈએ અને ભણેલા શૂદ્રને ઘણે દૂર જ રાખવો જોઈએ

વળી જેવી રીતે શૂદ્રને વિદ્યાભ્યાસાદિનો અધિકાર નથી તેવી રીતે તેને યજ્ઞાદિ કરવાનો પણ અધિકાર નથી

तस्माच्छूद्रो यज्ञेऽनवक्लृप्तो न हि देवता अन्वसृज्यत ॥

कृ० य० वे० तै० स० का० ७ प्र०१, अनु० २ ।

અર્થ —પ્રજાપતિએ જ્યારે બ્રાહ્મણાદિદેવતાની સૃષ્ટિ કરી-અર્થાત્ જ્યારે બ્રાહ્મણની સૃષ્ટિ કરી, ત્યારે તેની સાથે અગ્નિની પણ સૃષ્ટિ કરી જ્યારે ક્ષત્રિયોની સૃષ્ટિ કરી ત્યારે ઇન્દ્રની પણ સૃષ્ટિ કરી જ્યારે વૈશ્યની સૃષ્ટિ કરી ત્યારે તેના દેવતા વિશ્વેદેવ નામના

દેવતાની પણ સૃષ્ટિ કરી પરન્તુ જ્યારે શૂદ્રની સૃષ્ટિ કરી ત્યારે તેની પછી કોઈ દેવતાની સૃષ્ટિ કરી નહી તેથી શૂદ્રે યજ્ઞ કરવામા પ્રવૃત્ત થવુ તે યોગ્ય નથી

આ પ્રમાણે યજ્ઞ કરવાની પણ શૂદ્રને મનાઈ છે. વળી પોતાના પાપની નિવૃત્તિને માટે તપ કરવાની પણ તેને માટે મનાઈ છે

**वध्यो राज्ञा स वै शूद्रो जपहोमपरश्च य ।**

**ततो राष्ट्रस्य हन्ताऽसौ यथा वह्नेश्च वै जलम् ॥** अत्रि० सं० श्लो० १९ ॥

અર્થ —જે શૂદ્ર જપ કરતો હોય, અથવા હોમ કરતો હોય, તેને રાજાએ અવશ્ય મારી નાખવો જોઇએ કેમકે જેવી રીતે જળ અગ્નિને શાન્ત કરી દે છે, તેવી રીતે જપાદિ કરનાર શૂદ્ર રાજ્યનો નાશ કરનાર થાય છે

પદ્મપુરાણના સૃષ્ટિખણ્ડના અ૦ ૩૭ મા એક શૂદ્ર તાપસનો ઇતિહાસ છે રાજા રામચન્દ્રજી રાજ્ય કરતા હતા તે સમયમા એક શૂદ્ર તપ કરતો હતો તે પાપથી એક બ્રાહ્મણનો પાચ વર્ષનો બાલક મરી ગયો તેણે રામચન્દ્રજીને ખબર આપી તે ઉપરથી રામચન્દ્રજીએ જઇને તે શૂદ્ર તાપસને માર્યો તે જ ક્ષણમા બાલક જીવતો થયો દેવતા લોકે રામચન્દ્રજી ઉપર પુષ્પની વૃષ્ટિ કરી એમ કહ્યુ છે તેથી કોઈ શૂદ્ર તપ કરતો હોય તો તેને મારવો જોઇએ એ પણ શાસ્ત્રની આજ્ઞા છે

**शूद्रन्तु कारयेद्दास्य क्रीतमक्रीतमेव वा ।**

**दास्यायैव हि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥** म. स्मृ. अ. ८–४१३ ॥

અર્થ —તેને ખરીદેલો હોય કે નહી તોપણ શૂદ્રની પાસે દાસવૃત્તિ કરાવવી જોઇએ, કેમકે પ્રજાપતિએ બ્રાહ્મણની સેવા કરવાને માટે તેની સૃષ્ટિ કરી છે આ શ્લોકથી સ્પષ્ટ માલમ પડે છે કે કોઈ પણ પ્રકારે શૂદ્ર દાસભાવનો પરિત્યાગ કરી શકે નહી એવી રીતે તેને રાખવો જોઇએ એવો આશય છે

**ध्वजाहृतो भक्तदासो गृहजः क्रीतदत्रिमौ ।**

**पैत्रिको दण्डदासश्च सप्तैते दासयोनयः ॥** ,, ॥ ४१५ ॥

અર્થ —યુદ્ધમા બીજા સ્વામી પાસેથી જીતાયલો દાસ (**ध्वजाहृत**), તથા ખાવા (**भक्त**)ને માટે થયેલો દાસ, તથા દાસીનો પુત્ર, વેચાતો લીધેલો દાસ, બીજાએ આપેલો (**दत्रिम**), પિતા આદિથી પરંપરા પ્રાપ્ત હોય, તથા કોઈ કારણથી રાજદણ્ડ મળ્યો હોય અને તે ભરવામા સમર્થ ન હોવાથી થયેલો દાસ—એ સાત દાસ થવામા કારણ છે

**विस्रब्धं ब्राह्मणः शूद्राद्द्रव्योपादानमाचरेत् ।**

**न हि तस्यास्ति किंचित्स्वं भर्तृहार्यधनो हि सः ॥** म. स्मृ. अ ९ ४१७ ॥

અર્થ —દાસશૂદ્ર પાસેથી બ્રાહ્મણ અવશ્ય ધન લઇ શકે છે તેમા કોઇ શંકા નથી, કેમકે દાસને કાઇ ધન છે જ નહી તેનો સ્વામી તેનુ ધન હરણ કરી શકે છે

**शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्तिनाम् ।**

**वैश्यवच्छौचकल्पश्च द्विजोच्छिष्टं च भोजनम्** ॥ म० स्मृ० अ० ५–१४० ॥

અર્થ —દ્વિજની શુશ્રૂષા કરનાર (**न्यायवर्ति**) શૂદ્રે મહિનામા એકવાર ક્ષૌર કરાવવુ જોઇએ, તે પહેલા નહી અને તેને માટે સૂતક વગેરે શૌચનુ અનુષ્ઠાન વૈશ્યની માફક કરવાનુ છે અને દ્વિજનુ ઉચ્છિષ્ટ તેને ખાવાનુ છે વળી—

तस्यापि सत्यमक्रोध शौचम् ॥ गो० ध० सू० अ० १० सू० ५१ ॥

અર્થ —ઉત્કૃષ્ટ તથા અનુલોમજ એ બને પ્રકારના શૂદ્રે પણ યથાર્થ ભાષણ તથા બીજાનો દ્રોહ કરવાની બુદ્ધિ નહી રાખવી જોઇએ, તથા શૌચ અર્થાત્ સ્નાન કરવુ, તથા માટીથી હાથ પગ ધોવા ઇત્યાદિ તેના ધર્મ છે તથા—

अहिंसा सत्यमस्तेय शौचमिन्द्रियनिग्रह ।
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ म. स्मृ. अ. १० श्लो. ६३ ॥

અર્થ —હિંસાનો પરિત્યાગ, તથા સત્યભાષણ, તથા અન્યાયથી બીજાનુ ધન હરણ ન કરવુ તે, તેમજ શૌચ તથા ઇન્દ્રિયોનો સયમ–એ સર્વ ધર્મ મનુજી ચારે વર્ણોને માટે અનુષ્ઠાન કરવા યોગ્ય કહે છે

તેમા અસત્ શૂદ્રોને માટે કઇક વિશેષ છે —

आचमनार्थे पाणिपादप्रक्षालनमेवैके ॥ गो. ध. सू. अ. १० सू. ५२ ॥

અર્થ —કોઇ શૂદ્રને માટે સ્નાન વિષયમા કહે છે કે તેણે હાથ પગ ધોવા તેજ તેને માટે સ્નાન છે. આ પ્રમાણે શૂદ્રના સ્નાન સબધી વિકલ્પ હોવાથી સત્ શૂદ્રે અવશ્ય સ્નાન કરવુ જોઇએ, અને અસત્ શૂદ્રને માટે હાથ પગ ધોવા તેજ સ્નાન તુલ્ય છે એવો ગૌતમ ધર્મસૂત્રના મસ્કરિભાષ્યમા નિર્ણય કર્યો છે

તેવો પ્રકાર શૂદ્રના ઉચ્છિષ્ટ ભોજન વિષયમા પણ છે —

उच्छिष्टमन्नं दातव्यं शूद्रायागृहमेधिने ।
गृहस्थाय तु दातव्यमनुच्छिष्टं दिने दिने ॥ ,, सू.५९ मस्करिभाष्यम् ॥

અર્થ —જે શૂદ્ર વિવાહિત નથી તેને ઉચ્છિષ્ટ આપવામા હાનિ નથી. પરન્તુ ગૃહસ્થાશ્રમી શૂદ્રને હમેશા ઉચ્છિષ્ટ ન હોય તેવુ (અનુચ્છિષ્ટ) અન્ન આપવુ જોઇએ આ પ્રમાણેનુ વ્યાસનુ વચન (ઉપરના ભાષ્યમા આપેલુ) છે તે ઉપરથી એ વાત સિદ્ધ થાય છે એ પ્રમાણે અનેક વિષયમા વિકલ્પ છે. તે સર્વ સબધી સમાલોચન પ્રકરણમા લખવામા આવશે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પણ કહે છે કે —

शूद्रस्य द्विजशुश्रूषा तयाऽजीवन्वणिग्भवेत् ।
शिल्पैर्वा विविधैर्जीवेद् द्विजातिहितमाचरेत् ॥ या० स्मृ० अ० १–१२० ॥

અર્થ —દ્વિજાતિની સેવા કરવી તે શૂદ્રનો ધર્મ છે અને જો તે વડે તેનુ જીવન ન ચાલે તો વ્યાપાર કરે, અથવા કોઇ કારીગરીથી અથવા બીજા કોઇ કર્મથી પોતાનો નિર્વાહ ચલાવે

વળી આવો દેવલ ઋષિનો લેખ છે, અને તે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની અપરાર્ક નામની વ્યાખ્યામા આપેલો છે —

शूद्रधर्मो द्विजातिशुश्रूषा पापवर्जनं कलत्रादिपोषणं कर्षणपशुपालनभारोद्वहनपण्यव्यवहारचित्रकर्मनृत्तगीतवेणुवीणामुरजमृदङ्गवादनानि ॥

અર્થ —દ્વિજાતિની સેવા કરવી, પાપનો ત્યાગ કરવો અર્થાત્ જેમા પાપ થાય એવુ હિસા આદિ કર્મ નહી કરવુ, પત્ની આદિ કુટુબનુ પોષણ કરવુ, તથા ખેતી, પશુપાલન, ભાર વહેવો, વ્યાપારનો ધધો, ચિત્ર કાઢવુ વગેરે, નૃત્ત, ગીત, તથા વાંસળી, વીણામુરજ (વાજાનો ભેદ), મૃદગ આદિ વાજા વગાડવા ઇત્યાદિ કર્મ શૂદ્રધર્મ છે.

**भार्यारतिः शुचिर्भृत्यभर्ता श्राद्धक्रियापरः ।**
**नमस्कारेण मन्त्रेण पञ्च यज्ञान्न हापयेत् ॥ ,, ॥ १२१ ॥**

અર્થઃ—શૂદ્રે પોતાની સ્ત્રી ઉપર પ્રેમ રાખવો, શાસ્ત્રમાં કહેલું શૌચ પાળવું, પુત્ર કલત્રાદિનું પોષણ કરવું, શ્રાદ્ધકર્મમાં નિષ્ઠાવાળા થવું, અને જેની અન્તમાં **નમઃ** જોડેલો હોય એવા મન્ત્ર વડે પંચયજ્ઞ કરવા–તેનો ત્યાગ ન કરવો.

આ પ્રમાણે નાના પ્રકારના ઉપાય ઋષિ લોકોએ લખ્યા છે. તથાપિ તેનો મુખ્ય ધર્મ દ્વિજાતિની શુશ્રૂષા કરીને તે લોકોનું બચેલું અન્ન તથા જૂનાં વસ્ત્ર આદિ વડે જીવનનિર્વાહ કરવો તે છેઃ—

**उच्छिष्टमन्नं दातव्यं जीर्णानि वसनानि च ।**
**पुलकाश्चैव धान्यानां जीर्णाश्चैव परिच्छदाः ॥ म. स्मृ. अ. १०–१२५ ॥**

અર્થઃ—પોતાને આશ્રિત શૂદ્રને બચેલું અન્ન આપવું યોગ્ય છે, તથા જૂનાં વસ્ત્ર, નિઃસાર ધાન્ય અર્થાત્ સારૂં સારૂં ધાન્ય કાઢી લેતાં બાકી જે સામાન્ય ધાન્ય રહે તે (**पुलक**), તથા ઓઢવાને માટે જૂની ગોદડી વગેરે પણ તેને આપવું. તે વડે જીવન ચલાવી મર્ણ પર્યન્ત સેવા કરવી તે શૂદ્રનો ધર્મ છે. તેને સ્વતન્ત્ર થઇને કાંઇ કાર્ય કરવાનો, સારૂં સારૂં ખાવા પીવાનો, સારાં કપડાં પહેરવાનો, ધન કમાવાનો અર્થાત્ આ લોક સંબન્ધી સુખને માટે દ્વિજાતિની સેવા સિવાય અન્ય કોઈ કાર્ય કરવાનો અધિકાર નથી.

---

ઇતિ શૂદ્રધર્મનિરૂપણ અધ્યાય. ૮ સમાપ્ત.



## અધ્યાય ૯.

### સંકરજાતિઓ અને તેના ધર્મ.

ે સંકરજાતિઓ અને તેમના ધર્મનું નિરૂપણ કરીએ છીએ.

ર્મશાસ્ત્રમાં ચારજ વર્ણ કહ્યા છે. પાંચમો વર્ણ (જાતિ) નથી. તથાપિ ચાર થી ભિન્ન બીજી ઘણી જાતિનાં મનુષ્ય જોવામાં આવે છે. તે સર્વ સંકરજાતિ કહેવાય છે.

**ह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।**
**,र्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ म० स्मृ० अ० १०–४ ॥**

ર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય એ ત્રણ વર્ણ દ્વિજાતિ કહેવાય છે. અને ચોથો શૂદ્ર તે એકજાતિ છે. પાંચમો કોઈ વર્ણ નથી.

**त्वारो वै वर्णा ब्राह्मणो राजन्यो वैश्यः शूद्रः ॥ ॥शत०ब्रा०का०५ प्रपा० ५, ब्रा० ६, क० ९ ॥**

ર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો છે.

ા શ્રુતિ પ્રમાણથી 'વર્ણ' શબ્દ બ્રાહ્મણાદિ જાતિ વાચક છે. કેવલ લાલ, પીળો, ગ માત્રનો વાચક નથી એવો નિશ્ચય થાય છે.

**र्वर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ।**
**नुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते ॥ „ ॥ ५ ॥**

ર્થ:—બ્રાહ્મણાદિ ચારે વર્ણ પોતપોતાની સમાન જાતિની અક્ષત યોનિવાળી સાથે શાસ્ત્રાનુસાર વિવાહ કરતાં બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં, તથા ક્ષત્રિયથી ક્ષત્રિયાણીમાં ૅથી વૈસ્યામાં, અને શૂદ્રથી શૂદ્રામાં–એ પ્રમાણેના ક્રમથી(**आनुलोम्येन**) જે સન્તાન ર તે સન્તાન તે તે જાતિનાં એટલે ક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર જાતિનાં સ્ત્રી અને પુરુષની જાતિ બદલીને જે વિવાહથી સન્તાન ઉત્પન્ન થાય છે તે સંકર થવા વર્ણસંકર કહેવાય છે. તેમાં ઉચ્ચ જાતિના પુરુષથી નીચી જાતિની સ્ત્રીમાં ન થાય તે **અનુલોમ** વર્ણસંકર કહેવાય છે. અને નીચી જાતિના પુરુષથી ઉચ્ચ સ્ત્રીમાં જે સન્તાન થાય તે **પ્રતિલોમ** વર્ણસંકર કહેવાય છે.

ાં અનુલોમ વર્ણસંકર જાતિ નીચે પ્રમાણે છેઃ—

**ासन्तस्तु विज्ञेयाः प्रतिलोमजाः ॥ याज्ञ० स्मृ० अ० १ श्लो० ९५ ॥**

ર્થ:—વર્ણસંકર જાતિઓ મધ્યે જે પ્રતિલોમ વર્ણસંકર જાતિ છે તે અસાધુ છે ાર્ણથી બહાર છે. અને જે અનુલોમ વર્ણસંકર જાતિ છે તે સર્વ સાધુ છે. અર્થાત્ ા તથા પિતાની તુલ્ય વર્ણનાં હોવાથી વર્ણની અંદર છે, વર્ણની બહાર નથી. લોક ક્ષત્રિયાદિ ધર્મના અધિકારી હોય છે.

**त्वनन्तरजातासु द्विजैरुत्पादितान्सुतान् ।**
**शानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥ „ ॥ ६ ॥**

અર્થ :—બ્રાહ્મણથી ક્ષત્રિયાણીમાં, ક્ષત્રિયથી વૈશ્યામાં, અને વૈશ્યથી શૂદ્રામાં ઉત્પન્ન થયેલાં માતાના દોષથી નિન્દિત સન્તાન માતાની હીન જાતિ હોવા રૂપ દોષને કારણે પિતાની જાતિવાળાં કહેવાતાં નથી, પરન્તુ પિતાની સદશ જાતિવાળાં કહેવાય છે અર્થાત્ માતાની જાતિથી ઉત્કૃષ્ટ અને પિતાની જાતિથી નિકૃષ્ટ એટલે બન્નેથી વિલક્ષણ જાતિવાળાં કહેવાય છે.

विप्रान्मूर्धावसिक्तो हि क्षत्रियायां विशः स्त्रियाम् ।
अम्बष्ठः शूद्र्यां निषादो जातः पारशवोऽपि वा ॥ याज्ञ० स्मृ० अ०१-९१ ॥

અર્થ :—બ્રાહ્મણે વિવાહ કરેલી ક્ષત્રિયાણી સ્ત્રીમાં મૂર્ધાવસિક્ત નામની જાતિ ઉત્પન્ન થાય છે. પરશુરામ મૂર્ધાવસિક્ત હતા. કાલિકા પુરાણના ૮૫ મા અધ્યાયમાં જમદગ્નિએ પોતે છતીને વિદર્ભ રાજાની પુત્રી રેણુકાની સાથે વિવાહ કર્યો એમ લખ્યું છે. અને બ્રાહ્મણથી વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા સન્તાનને **અમ્બષ્ટ** કહે છે. અને બ્રાહ્મણથી શૂદ્રીમાં **નિષાદ** અથવા **પારશવ** ઉત્પન્ન થાય છે.

वैश्याशूद्र्योस्तु राजन्यान्माहिष्योग्रौ सुतौ स्मृतौ ।
वैश्यात्तु करणः शूद्र्यां विन्नास्वेष विधिः स्मृतः ॥ „ ॥ ९२ ॥

અર્થ :—ક્ષત્રિયથી વૈશ્યમાં **માહિષ્ય** ઉત્પન્ન થાય છે. અને શૂદ્રીમાં **ઉગ્ર** ઉત્પન્ન થાય છે. અને વૈશ્યથી શૂદ્રીમાં કરણ નામની જાતિ ઉત્પન્ન થાય છે. આ શ્લોક અને શ્લો૦ ૯૧ માં કહેલો જે નિયમ છે તે પોતે વિવાહ કરેલી (**विन्न**) સ્ત્રી સંબન્ધી છે.

ब्राह्मण्यां क्षत्रियात्सूतो वैश्याद्वैदेहकस्तथा ।
शूद्राज्जातस्तु चण्डालः सर्वधर्मबहिष्कृतः ॥ „ ॥ ९३ ॥

અર્થ :—બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી **સૂત** નામની જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે, તથા બ્રાહ્મણીમાં વૈશ્યથી વૈદેહક નામનો પુત્ર થાય છે, અને શૂદ્રથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર ચણ્ડાલ જાતિનો થાય છે. અને તે સર્વ પ્રકારના ધર્મથી બહાર છે.

क्षत्रिया मागधं वैश्याच्छूद्रात्क्षत्तारमेव च ।
शूद्रादायोगवं वैश्या जनयामास वै सुतम् ॥ „ ॥ ९४ ॥

અર્થ :—ક્ષત્રિય જાતિની સ્ત્રીએ વૈશ્યથી **માગધ** નામનો પુત્ર ઉત્પન્ન કર્યો, અને શૂદ્રથી **ક્ષત્તા** નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. અને વૈશ્યની સ્ત્રીએ શૂદ્રથી **આયોગવ** નામનો પુત્ર ઉત્પન્ન કર્યો.

माहिष्येण करण्यां तु रथकारः प्रजायते ॥ „ ॥ ९५ ॥

અર્થ :—કરણી જાતિની સ્ત્રીમાં માહિષ્ય જાતિના પુરુષથી **રથકાર** નામનો પુત્ર ઉત્પન્ન થાય છે.

क्षत्तुर्जातस्तथोग्रायां श्वपाक इति कीर्त्यते ।
वैदेहिकेन त्वम्बष्ठ्यामुत्पन्नो वेण उच्यते ॥ म स्मृ० अ० १०-१९ ॥

અર્થ :—ક્ષત્તાથી ઉગ્રામાં ઉત્પન્ન થયેલો પુત્ર શ્વપાક કહેવાય છે. અને વૈદેહિકથી અમ્બષ્ટીમાં ઉત્પન્ન થયેલો પુત્ર વેણ કહેવાય છે.

नृपाद्ब्राह्मणकन्यायां विवाहेषु समन्वयात् ।
जातः सूतोऽत्र निर्दिष्टः प्रतिलोमविधिर्द्विजः ॥
वेदानर्हस्तथा चैषां धर्माणामनुबोधकः ॥ औश. स्मृ. श्लो. २–३ ॥

અર્થ:—ક્ષત્રિયથી વિવાહ સંબંધથી લીધેલી બ્રાહ્મણ કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર ધર્મશાસ્ત્રમાં સૂત કહેવાય છે. આ પ્રતિલોમ વિધિથી ઉત્પન્ન થયેલો દ્વિજ છે. તે વેદનો અનધિકારી છે, છતાં તે લોકોને ધર્મનો ઉપદેશ કરનાર થાય છે.

सूताद्विप्रसूतायां तु सुतो वेणुक उच्यते ।
नृपायामेव तस्यैव जातो यश्चर्मकारकः ॥ ,, ॥ ४ ॥

અર્થ:—સૂતથી બ્રાહ્મણીમાં વેણુક નામનો પુત્ર ઉત્પન્ન થાય છે, અને સૂતથી ક્ષત્રિયાણીમાં ચર્મકાર(ચમાર) ઉત્પન્ન થાય છે.

ब्राह्मण्यां क्षत्रियाच्चौर्याद्रथकारः प्रकीर्तितः ।
वृत्तं च शूद्रवत्तस्य द्विजत्वं प्रतिषिध्यते ॥ ,, ॥ ६ ॥

અર્થ.—બ્રાહ્મણીમા ક્ષત્રિયથી ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર રથકાર કહેવાય છે. તેની વૃત્તિ શૂદ્રના જેવી છે. શાસ્ત્રકાર તેને માટે દ્વિજત્વનો નિષેધ કરે છે, અર્થાત્ તેનું દ્વિજત્વ નથી.

यानानां ये च वोढारस्तेषां च परिचारकाः ।
शूद्रवृत्त्या तु जीवन्ति न क्षात्रं धर्ममाचरेत् ॥ ,, ॥ ६ ॥

અર્થ:—આ લોક (રથકાર) ક્ષત્રિય ધર્મનું આચરણ કરી શકે નહીં. પાલખી આદિ ઉઠાવવી તથા સેવા આદિ શૂદ્રવૃત્તિથી તેઓ જીવન ચલાવે. (માહિષ્ય જાતિના પુરૂષથી કરણીમાં ઉત્પન્ન થયેલા પુત્રને પહેલા રથકાર કહ્યો છે તે આનાથી ભિન્ન છે, અને તે દ્વિજાતિમાં છે. અને તેને વૈદિક કર્મનો અધિકાર છે).

ब्राह्मण्यां वैश्यसंसर्गाज्जातो मागध उच्यते ।
वन्दित्वं ब्राह्मणानां च क्षत्रियाणां विशेषतः ॥ ,, ॥ ७ ॥

અર્થ:—બ્રાહ્મણીમાં વૈશ્યના સંસર્ગથી ઉત્પન્ન થયેલો પુત્ર માગધ કહેવાય છે. તે લોક બ્રાહ્મણ અને વિશેષે કરીને ક્ષત્રિયોના બન્દિજન હોય છે. તેમની પ્રશંસાવૃત્તિ હોય છે. પરન્તુ હાલના સમયમાં બન્દિલોક ક્ષત્રિયોને જ જોવામાં આવે છે.

नृपायां वैश्यसंसर्गादायोगव इति स्मृतः ।
तन्तुवाया भवन्त्येते वसुकांस्योपजीविनः ॥ ,, ॥ १२,३ ॥

અર્થ:—ક્ષત્રિયાણીમાં વૈશ્યથી ઉત્પન્ન થયેલો પુત્ર આયોગવ કહેવાય છે. તેમાંના કેટલાક વણકરનું કામ કરે છે, અને કેટલાક કાંસુ તથા અન્ય દ્રવ્યોના ધંધાથી જીવન ચલાવે છે.

शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ।
वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसंकराः ॥ म. स्मृ. अ. १०–१२ ॥

અર્થ:—વૈશ્યા,ક્ષત્રિયાણી અને બ્રાહ્મણીમાં શૂદ્રથી ક્રમે આયોગવ, ક્ષત્તા, અને મનુષ્યોમાં અધમ ચણ્ડાલ—એ વર્ણસંકર જાત ઉત્પન્ન થાય છે. અર્થાત્ શૂદ્રથી વૈશ્યામાં આયોગવ,

ત્રિયાણીમાં ક્ષત્તા, અને બ્રાહ્મણીમાં ચણ્ડાલ ઉત્પન્ન થાય છે. મનુજી આયોગવને માટે લાકડાં ાલવાં આદિ કામ કરનાર સુતારનો ધંધો લખે છે.

आयोगवस्य विप्रायां जातास्ताम्रोपजीविनः । .

तस्यैव नृपकन्यायां जातः सूनिक उच्यते ॥ औश. स्मृ. श्लो. ॥ १४ ॥

અર્થઃ—આયોગવથી બ્રાહ્મણીમાં પુત્ર ઉત્પન્ન થાય તે તામ્રજીવી કહેવાય છે. અર્થાત્ તે ાક ત્રાંબાનાં વાસણ બનાવે છે. અને આયોગવથી ક્ષત્રિયાણીમાં પુત્ર થાય તો તેને સૂનક ામથી કહે છે.

सूनिकस्य नृपायां तु जात उद्बन्धकः स्मृतः ।

निर्णजयेयुर्वस्त्राणि अस्पृश्याश्च भवन्त्युत ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—સૂનિકથી ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર ઉદ્બન્ધક કહેવાય છે. વસ્ત્ર ધોવાં તે તેનું કામ છે, અને તે અસ્પૃશ્ય હોય છે.

नृपायां वैश्यतश्चौर्यात्पुलिन्दश्चेति कीर्तितः ।

पशुवृत्तिर्भवेत्तस्य हन्याद्वा दुष्टसत्त्वकान् ॥ ,, ॥ १६ ॥

અર્થ;—ક્ષત્રિયાણીમાં વૈશ્યથી ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર પુલિંદ કહેવાય છે. તેનું જીવન પશુવૃત્તિથી કહ્યું છે, અથવા દુષ્ટ પ્રાણીઓને મારવાનું કામ કરે.

नृपायां शूद्रसंसर्गाज्जातः पुल्कस उच्यते ।

सुरावृत्तिं समारुह्य मधुविक्रयकर्मणा ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—શૂદ્રથી ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર પુલ્કસ કહેવાય છે. અને તેની દારૂની વૃત્તિ છે. અર્થાત્ દારૂ (મધુ) બનાવવો અને વેચવો આદિ કર્મ છે.

पुल्कसाद्वैश्यकन्यायां जातो रजक उच्यते ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—પુલ્કસથી વૈશ્યની કન્યામાં ઉત્પન્ન થયેલા પુત્રને રજક (ધોબી) કહે છે, (તે ઉપર કહેલા વસ્ત્ર ધોનાર ઉદ્બન્ધક જાતિથી ભિન્ન છે), અને તે પણ વસ્ત્ર ધોવાનો ધંધો કરે છે.

नृपायां शूद्रतश्चौर्याज्जातो रञ्जक उच्यते ।

वैश्यायां रञ्जकाज्जातो नर्तको गायको भवेत् ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—શૂદ્રથી ક્ષત્રિયાણીમાં ચોરીથી ઉત્પન્ન થયેલો રંજક (રંગનાર) કહેવાય છે. અને રંજકથી વૈશ્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર નર્તક (નટ) કહેવાય છે અને તેને ગાયક પણ કહે છે. ગાવું અને નાચવુ તેનું કામ છે.

वैश्यायां शूद्रसंसर्गाज्जातो वैदेहकः स्मृतः ।

अजानां पालनं कुर्यान्महिषीणां गवामपि ॥ ,, ॥ २० ॥

અર્થ.—શૂદ્રના સંસર્ગથી વૈશ્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર વૈદેહક કહેવાય છે. બકરાં, ભેંસો અને ગાયોનું પાલન કરવુ તે તેનું કામ છે.

दधिक्षीराज्यतक्राणां विक्रयाज्जीवनं भवेत् ।

वैदेहकात्तु विप्रायां जाताश्चर्मोपजीविनः ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—તેમનું જીવન દહીં, દૂધ, ઘી અને છાશ વેચીને ચાલે છે. આ જાતિ મહિષપાલક,

ગોવાન, અન્નપાન, એ નનુ બેન્થી જોવામા આવે છે વૈદેહકથી બ્રાહ્મણીમા ઉત્પન્ન થયેલો પુત્ર ચર્મોપજીવી (ચમાર) કહેવાય છે, અર્થાત્ એ ચમારનો ભેદ છે

नृपायामेव तस्यैव सूचिक पाचक स्मृत ।
वैश्यायां शूद्रतश्चौर्याज्जातश्चक्री च उच्यते ॥ „ ॥ २२ ॥

અર્થ —અને વૈદેહથી ક્ષત્રિયાણીમા ઉત્પન્ન થયેલો પુત્ર સૂચિક અને પાચક કહેવાય છે અને શૂદ્રથી વૈશ્યામા ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર ચક્રી (તેલી-ઘાચી) કહેવાય છે

नृपायां विप्रतश्चौर्यात्सञ्जातो यो भिषक् स्मृतः ।
अभिषिक्तनृपस्याज्ञां प्रतिपाल्य तु वैदकः ॥ „ ॥ २६ ॥

અર્થ —બ્રાહ્મણથી ક્ષત્રિયાણીમા ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર ભિષક્ (વૈદ્યક) કહેવાય છે, અને તે પટ્ટાભિષેક કરેલા રાજાની આજ્ઞાથી વૈદ્યનુ કામ કરે અને જ્યોતિષ, ગણિત, આદિ કામ પણ તે કરે

नृपायां नृपसंसर्गात्प्रमादाद्गूढ जातक । „ ॥ २८ ॥
सोऽपि क्षत्रिय एव स्यादभिषेके तु वर्जित ।
अभिषेकं विना प्राप्य गोज इत्यभिधायकः ॥ „ ॥ २९ ॥

અર્થ —ક્ષત્રિયાણીમા ક્ષત્રિયથી પ્રમાદથી છુપી રીતે ઉત્પન્ન થયેલો પુત્ર પણ ક્ષત્રિય કહેવાય છે પરન્તુ તેનો રાજ્યાભિષેક થતો નથી તેને ગોજ કહે છે

सूतानामश्वसारथ्यमम्बष्ठानां चिकित्सनम् ।
वैदेहकानां स्त्रीकार्यं मागधानां वणिक्पथः ॥ म० स्मृ० अ० १०-४७ ॥

અર્થ —સૂતોનુ સારથિનુ કામ હોય છે અબષ્ટનુ ચિકિત્સા કરવાનુ કામ છે વૈદેહકનુ અન્ત પુરનુ કાર્ય છે. માગધનુ જમીન માર્ગે વ્યાપાર કરવાનુ કામ (वणिक्पथ) છે.

वैश्यायां विप्रतश्चौर्यात्कुम्भकारः प्रजायते ॥ औश० स्मृ० ३२ ॥

અર્થ —વૈશ્ય સ્ત્રીમા બ્રાહ્મણે ચોરીથી ઉત્પન્ન કરેલો પુત્ર કુંભકાર (કુભાર) કહેવાય છે

कुलालवृत्त्या जीवेत नापितो वा भवत्युत ।
सूतके प्रेतके वापि दीक्षाकालेऽथ वापनम् ॥ „ ॥ ३३ ॥

અર્થ —તે કુલાલના માટીના પાત્ર બનાવવાના ધધાથી અથવા હજામના ધધાથી જીવન ચલાવે મૃતક તથા સૂતક સબધી કાર્ય અથવા દિક્ષા સમયે વાળ લેવાનુ તેનુ કામ છે.

नाभेरूर्ध्वं तु वपनं तस्मान्नापित उच्यते ।
कायस्थ इति जीवेत्तु विचरेच्च इतस्तत ॥ „ ॥ ३४ ॥

અર્થ —નાભિથી ઉપરના ભાગના વાળ ઉતરાવે છે તેથી તેનુ નામ નાપિત છે કાયસ્થ નામથી તેઓ આમ તેમ ફરતા રહે છે

शूद्रायां विधिना विप्राज्जात. पारशवो मतः ।
भद्रकालीं समाश्रित्य जीवेयु पूजका स्मृताः ॥ ३६ ॥
शैवा ह्यागमविद्याद्यैस्तथा मर्दलवृत्तिभिः ॥ „ ॥ ३७ ॥

અર્થ :—બ્રાહ્મણથી શૂદ્ર સ્ત્રીમાં વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર **પારશવ** કહેવાય છે. ભદ્રકાળી(ભગવતી)નો આશ્રય કરીને તે લોક જીવન ચલાવે. (તેઓ દેવીના પૂજારી કહેવાય છે. જીવતા છતાં તેઓ મડદાની સમાન હોવાથી તેમને પારશવ કહે છે). અથવા તેઓ શૈવાદિ આગમવિદ્યા વગેરેથી તથા મર્દલ નામનું વાજું (ઢોલ) બજાવવાની વૃત્તિથી પોતાનું જીવન ચલાવે.

**तस्यां वै चौरसंवृत्त्या निषादो जात उच्यते ॥** ,, ॥ ३७ ॥
**वने दुष्टमृगान्हत्वा जीवनं मांसविक्रयम् ॥** ,, ॥ ३८ ॥

અર્થ :—તે જ શૂદ્રીમાં બ્રાહ્મણથી ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર **નિષાદ** કહેવાય છે. અને તે જંગલમાં દુષ્ટ પ્રાણીઓને મારીને તથા માંસનો વિક્રય કરીને જીવન ચલાવે છે. વળી—

**मत्स्यघातो निषादानाम् ।** म० स्मृ० अ० १०–४८ ॥

અર્થ :—નિષાદોનો ધંધો માછલી મારવાનો છે એમ મનુસ્મૃતિમાં પણ કહ્યું છે.

**नृपाज्जातोऽथ वैश्यायां वैश्यायां विधिना सुतः ॥** औ० स्मृ० ३८ ॥
**वैश्यवृत्त्या तु जीवेत न क्षात्रं धर्ममाचरेत् ॥** ,, ॥ ३९ ॥

અર્થ :—ક્ષત્રિયથી વિવાહિત વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રે વૈશ્યવૃત્તિથી જીવન ચલાવવું જોઇએ. તે ક્ષત્રિય ધર્મનું આચરણ કરે નહીં અર્થાત્ વૈશ્યધર્મ જ પાળે.

**तस्यां तस्यैव चौर्येण मणिकारः प्रजायते ।**
**मणीनां राजतां कुर्यान्मुक्तानां वेधनक्रियाम् ।**
**प्रवालानां च सूत्रत्वं शङ्खानां वलनक्रियाम् ॥** ,, ॥ ३९,४० ॥

અર્થ :—ક્ષત્રિયથી વૈશ્યામાં ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર **મણિકાર** કહેવાય છે. તેનો ધંધો મણિને ચક્ર ઉપર ચઢાવી ઉજ્જવલ કરવો, તથા મોતીને સાર પાડવો, તથા પ્રવાલમાં છેદ પાડીને સૂત્રમાં પરોવવાં, તથા શંખની બંગડી બનાવવી તે વગેરે છે.

**शूद्रायां क्षत्रसंसर्गाज्जात उग्र इति स्मृतः ।**
**नृपस्य दण्डधारः स्याद्दण्डं दण्ड्येषु संचरेत् ॥** ,, ॥ ४१ ॥

અર્થ:—શૂદ્રામાં ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલો ઉગ્ર કહેવાય છે, અને તે રાજાનો દણ્ડધારક હોય છે. અને જેને રાજા તરફથી દણ્ડ દેવામાં આવ્યો હોય તેને દણ્ડ દેવો તે આ લોકનું કામ છે.

**तस्यां वै क्षौरसंवृत्त्या जातः शूलिक उच्यते ।**
**जातदुष्टान्समारोप्य शूलकर्मणि योजयेत् ॥** ,, ॥ ४२ ॥

અર્થ:—ક્ષત્રિયથી શૂદ્રામાં ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર **શૂલિક** કહેવાય છે. અપરાધીઓને શૂળી ઉપર ચઢાવવા તે તેનું કામ છે.

**शूद्रायां वैश्यसंसर्गाद्विधिना सूचकः स्मृतः ।**
**सूचकाद्विप्रकन्यायां जातस्तक्षक उच्यते ॥** ,, ॥ ४३ ॥
**शिल्पिकर्माणि चान्यानि प्रासादलक्षणं तथा ॥** ,, ॥ ४४ ॥

અર્થ:—વિધિપૂર્વક વૈશ્યથી શૂદ્રામાં ઉત્પન્ન થયેલો પુત્ર સૂચક કહેવાય છે. અને સૂચકથી

બ્રાહ્મણની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર તક્ષક કહેવાય છે. (સુતારનું નામ તક્ષક છે.) અને શિલ્પીનું કામ તથા મકાન બનાવવું ઈત્યાદિ તેનો ધંધો છે.

**नृपायामेव तस्यैव जातो यो मत्स्यबन्धकः ॥ „ ॥ ४४ ॥**

અર્થઃ—અને તે સૂચકથી ક્ષત્રિય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર મત્સ્ય બન્ધક કહેવાય છે. માછલી મારવી તે તેમનો ધંધો છે.

**शूद्रायां वैश्यतश्चौर्यात्कटकार इति स्मृतः ॥ „ ॥ ४५ ॥**

અર્થઃ—શૂદ્ર સ્ત્રીમાં વૈશ્યથી ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર કટકાર કહેવાય છે, અને તેમનો ધંધો ચટાઇ આદિ બનાવવી તે છે.

**चौर्यात्काकवचो ज्ञेयो अश्वानां तृणवाहकः ॥ „ ॥ ५० ॥**

અર્થઃ—શૂદ્રીમાં શૂદ્રથી ચોરીથી ઉત્પન્ન થયેલો પુત્ર કાકવચ કહેવાય છે. અને તેમનું કામ ઘોડાને માટે ઘાસ ખોદી લાવવાનું છે.

**वैश्येन ब्राह्मण्यामुत्पन्नो रामको भवतीत्याहू राजन्यायां पुल्कसः ॥**

वसि० स्मृ. अ० १८ श्लो० २ ॥

અર્થઃ—વૈશ્યથી બ્રાહ્મણીમાં રામક નામનો પુત્ર ઉત્પન્ન થાય છે. અને ક્ષત્રાણીમાં વૈશ્યથી પુલ્કસ ઉત્પન્ન થાય છે. (ઉપર ઔશનસ સ્મૃતિના શ્લો. ૧૭ માં કહેલા પુલ્કસથી ભિન્ન છે.)

**ये च प्रव्रजितापत्या या चैषां बीजसन्ततिः ।**

**विदूरा नाम चाण्डाला जायन्ते नात्र संशयः ॥** अत्रि. स्मृ. अ. ८ श्लो. १८ ॥

અર્થઃ—જે ચતુર્થાશ્રમીનાં સન્તાન છે તે, તથા તે સન્તાનો(પુત્ર પુત્રી આદિ)નાં જે સન્તાન છે તે સર્વ વિદૂર નામના ચણ્ડાલ છે તેમાં કોઈ સન્દેહ નથી,

**शूद्रान्निषाद्यां कुक्कुटः ॥** बौधा स्मृ. प्र. १ अ. ९ सू. १५ ॥

અર્થઃ—શૂદ્રથી નિષાદીમાં ઉત્પન્ન થયેલો પુત્ર કુક્કુટ કહેવાય છે.

**द्विजातयः सवर्णासु जनयन्त्यव्रताँस्तु यान् ।**

**तान्सावित्रीपरिभ्रष्टान्व्रात्यानिति निर्दिशेत् ॥** म. स्मृ. अ. १० श्लो. २० ॥

અર્થઃ—દ્વિજાતિ લોક પોતાની સજાતિ (સવર્ણા) સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન કરે છે તે પુત્રો જો ઉપનયન નામના વ્રતથી રહિત (અવ્રત) હોય તો તે સાવિત્રીથી પરિભ્રષ્ટ સન્તાનોને વ્રાત્ય નામથી કહેવા.

**व्रात्यात्तु जायते विप्रात्पापात्मा भूर्जकण्टकः ।**

**आवन्त्यवाटधानौ च पुष्पधः शैख एव च ॥ „ ॥ २१ ॥**

અર્થઃ—વ્રાત્ય બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં પાપ સ્વભાવવાળો ભુર્જકણ્ટક નામનો પુત્ર ઉત્પન્ન થાય છે, તેને કોઈ દેશમાં આવન્ત્ય કહે છે, કોઈમાં વાટધાન, કોઈમાં પુષ્પધ અને કોઈમાં શૈખ ઈત્યાદિ કહે છે.

**झल्लो मल्लश्च राजन्याद्व्रात्यान्निच्छिविरेव च ।**

**नटश्च करणश्चैव खसो द्रविड एव च ॥ „ ॥ २२ ॥**

અર્થ :—વ્રાત્ય ક્ષત્રિયથી ક્ષત્રિયાણીમાં ઝલ્લ, મલ્લ, નિચ્છિવિ, નટ, કરણ, ખસ અને વિડ નામનો પુત્ર ઉત્પન્ન થાય છે. આ પણ દેશભેદથી એકનાંજ નામ છે.

वैश्यात्तु जायते व्रात्यात्सुधन्वाचार्य एव च ।
कारुषश्च विजन्मा च मैत्रः सात्वत एव च ॥ ,, ॥ २३ ॥

અર્થ :—વ્રાત્ય વૈશ્યથી વૈશ્ય સ્ત્રીમાં સુધન્વાચાર્ય, કારૂપ, વિજન્મ, મૈત્ર અને સાત્વત નામનો પુત્ર ઉત્પન્ન થાય છે. આ પણ દેશભેદથી એકનાંજ ભિન્ન ભિન્ન નામ છે.

વળી અન્ય પ્રકારે પણ વર્ણસંકર જાતિ ઉત્પન્ન થાય છે :—

व्यभिचारेण वर्णानामवेद्यावेदनेन च ।
स्वकर्मणां च त्यागेन जायन्ते वर्णसंकराः ॥ ,, ॥ २४ ॥

અર્થ :—બ્રાહ્મણાદિ ચારે વર્ણોના અન્યોન્ય વ્યભિચારથી (સ્ત્રીગમનથી), તથા ગોત્રાદિમાં વિવાહ (**आवेदन**)થી, તથા ઉપનયનાદિ સ્વકર્મના ત્યાગથી પણ વર્ણસંકર ઉત્પન્ન થાય છે.

मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः ।
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥ ,, ॥ ४५ ॥

અર્થ :—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોના ક્રિયાલોપથી જે બાહ્ય જાતિઓ ઉત્પન્ન થઇ છે તેમાંની કોઇ મ્લેચ્છ ભાષાથી યુક્ત, કોઇ આર્ય ભાષાથી યુક્ત છે. એ બન્ને ભાષા વાળા લોક દસ્યુ કહેવાય છે.

प्रसाधनोपचारज्ञमदासं दासजीवनम् ।
सैरिन्ध्रं वागुरावृत्तिं सूते दस्युरयोगवे ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—કેશ રચના (પ્રસાધન)ની રીતિના જ્ઞાનવાળા હોય તથા ઉચ્છિષ્ટ ભક્ષણાદિ દાસ કર્મથી રહિત હોય, છતાં શરીર મર્દનાદિ દાસકર્મથી જીવન ચલાવનાર તથા જાળ (**वागुरा**)થી પ્રાણીઓને પકડી મારીને જીવન ચલાવનાર સૈરિન્ધ્ર નામના પુત્રને દસ્યુ જાતિનો પુરૂષ અયોગવ સ્ત્રીમાં ઉત્પન્ન કરે છે. (**सूते**).

मैत्रेयकं तु वैदेहो माधूकं संप्रसूयते ।
नॄन्प्रशंसत्यजस्रं यो घण्टाताडोऽरुणोदये ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—વૈશ્યથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલા વૈદેહથી આયોગવીમાં મધુર વાણી બોલનાર મૈત્રેયક નામનો પુત્ર ઉત્પન્ન થાય છે, જે વૃત્તિ માટે પ્રાતઃકાલમાં ઘંટ વગાડી રાજા આદિ લોકોની હમેશાં સ્તુતિ કરે છે.

निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम् ।
कैवर्तमिति यं प्राहुरार्यावर्तनिवासिनः ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—નિષાદ જાતિનો પુરૂષ આયોગવીમાં માર્ગવ નામના પુત્રને ઉત્પન્ન કરે છે. તેનું દાસ એવું પણ નામ છે. તેઓ નૌકા ચલાવી જીવન ચલાવનારા છે. આર્યાવર્તમાં રહેનાર લોક તેમને કૈવર્ત કહે છે.

ब्राह्मणादुग्रकन्यायामावृतो नाम जायते ।
आभीरोऽम्बष्टकन्यायामायोगव्यां तु धिग्वणः ॥

અર્થ:—બ્રાહ્મણથી ઉગ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર **આવૃત** કહેવાય છે. અને અમ્બષ્ટની કન્યામાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો પુત્ર **આભીર** નામનો કહેવાય છે. અને આયોગવીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો પુત્ર ધિગ્વણુ નામનો છે.

एकान्तरे त्वानुलोम्यादम्बष्टोग्रौ यथास्मृतौ ।
क्षत्रवैदेहकौ तद्वत्प्रातिलोम्येऽपि जन्मनि ॥ म० स्मृ० अ० १०–१३ ॥

અર્થ:—વચમાં એક જાતિ છોડીને અર્થાત્ ક્ષત્રિય જાતિ છોડીને બ્રાહ્મણથી વૈસ્ય કન્યામાં **અંબષ્ટ**, અને ક્ષત્રિયથી શુદ્ર કન્યામાં ઉગ્ર નામનો પુત્ર ઉત્પન્ન થાય છે. તેઓ જેવી રીતે સ્પર્શનાદિને માટે યોગ્ય ગણાય છે, તેવી રીતે શુદ્રથી ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન થયેલો **ક્ષત્તા**, અને વૈસ્યથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો વૈદેહક—એ બંને પ્રતિલોમથી ઉત્પન્ન થયેલા હોવા છતાં સ્પર્શનાદિને યોગ્ય છે.

मेदान्ध्रचुञ्चुमद्गूनामारण्यपशुहिंसनम् ॥ ,, ॥ ४८ ॥

અર્થ:—મેદ, આન્ધ્ર,ચુઞ્ચુ તથા મદ્ગુ નામની જાતિનો ધંધો જંગલી પશુને મારવાનો છે. બ્રાહ્મણથી વૈદેહક સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો ચુઞ્ચુ કહેવાય છે. બ્રાહ્મણથી બન્દિ સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો મદ્ગુ કહેવાય છે. આ પ્રમાણે સંકર જાતિ અનેક છે અને તેમની જીવિકાને માટે કર્મ પણ અનેક જોવામાં આવે છે. વળી અનેક લોક ક્રિયાલોપથી પણ શુદ્રત્વને પ્રાપ્ત થયા છે.

शनैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ।
वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ ,, ॥ ४३ ॥

અર્થ:—નીચેના શ્લોકમાં કહેલી (**इमाः**)પૌંડ્રાદિ ક્ષત્રિય જાતિ ઉપનયનાદિ સંસ્કારના અભાવથી તેમને ભણવુ આદિ કાર્ય માટે બ્રાહ્મણ નહી મળવાથી શુદ્રતા(**वृषलत्व**)ને પ્રાપ્ત થઇ. તેઓ—

पौण्ड्रकाश्चौण्ड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः ।
पारदाः पल्हवाश्चीनाः किराता दरदाः खशाः ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—જેઓ પ્રથમ ક્ષત્રિય જાતિના હતા અને પછી ક્રિયાલોપથી શુદ્રત્વને પામ્યા છે તેઓ પૌણ્ડ્ર,ઔણ્ડ્ર, દ્રવિડ, કામ્બોજ, યવન, શક, પારદ, પલ્હવ, ચીન, કિરાત, દરદ અને ખશ ઇત્યાદિ લોક છે.

ઉપર પ્રમાણે જેમ ધર્મશાસ્ત્રમાં વર્ણસંકર જાતિનું વર્ણન છે, તેવી રીતે પુરાણોમાં પણ સંકરજાતિનુ વર્ણન છે. જેમકે—

तस्य वंशे तु राजन्यास्तेषां पत्न्यः पिशाचकैः।भवि.पु.प्र.प.ख.४अ.२श्लो.२६॥
म्लेच्छैश्च भुक्तवत्यस्ता बभूवुर्वर्णसंकराः ।
न वै आर्या न वै म्लेच्छा जट्टा जात्या च मेहनाः ॥ ,, ॥ २७ ॥
मेहना म्लेच्छजातीया जट्टा आर्यमयाः स्मृताः ॥ ,, ॥ २८ ॥

અર્થ —મહીરાજના વશમા જે ક્ષત્રિય લોક હતા તેમની સ્ત્રીઓ પિશાચક તથા મ્લેચ્છ લોકો સાથે સમાગમ થવાથી તેમનામા ઉત્પન્ન થયેલા સન્તાન ન તો આર્ય રહ્યા, ન તો મ્લેચ્છ રહ્યા તેમાથી જટ્ટ અને મેહન એવી બે જાતિ થઇ છે (૨૭) તેમા મેહન લોક મ્લેચ્છજાતિ જ રહ્યા, અને જટ્ટ લોક સરકારથી આર્યવંશી થયા (પિશાચક એ મ્લેચ્છ જાતિનો ભેદ છે મુગલ વશનો મ્લેચ્છ રાજા તિમિરલિંગ આ પિશાચક જાતિનો હતો. તેણે અનેક બ્રાહ્મણોને બળતા અગ્નિમા નાખ્યા હતા અને શાલગ્રામને પોતાની રાજધાનીમા લઇ જઇને આસનની નીચે રાખ્યો હતો એમ ભવિષ્ય પુરાણના પ્રતિસર્ગ પર્વના છઠ્ઠા અધ્યાયમા કહ્યુ છે)

આ પ્રમાણે જેમ મનુષ્યોથી સકરજાતિ ઉત્પન્ન થાય છે, તેમ દેવતાઓથી પણ સકરજાતિ ઉત્પન્ન થાય છે તે કહે છે —

विश्वकर्मा च शूद्रायां वीर्याधानं चकार स ।
ततो बभूवु पुत्राश्च नवैते शिल्पकारिण ॥ ब्र०वै०पु.ब्र.ख.अ०१०श्लो.१९॥

અર્થ —વિશ્વકર્મા નામના દેવતાએ શૂદ્રમા ગર્ભાધાન કર્યો, તેથી શિલ્પકર્મ કરનાર નીચેના શ્લોકમા કહેલા નવ પુત્ર ઉત્પન્ન થયા

मालाकार शङ्खकार कर्मकारः कुविन्दकः ।
कुंभकार कास्यकारः षडेते शिल्पिनां वरा ॥ " ॥२०॥

અર્થ —એ નવ પુત્રોમા માળી, શખમાથી બગડી આદિ બનાવનાર (શખકાર), કર્મકાર (લુહાર), વણકર, કુભાર, તથા કાસાના પાન બનાવનાર એ છ શ્રેષ્ઠ શિલ્પિ થયા અને—

सूत्रकारश्चित्रकारः स्वर्णकारस्तथैव च ।
पतितास्ते ब्रह्मशापादयाज्या वर्णसकराः॥ " ॥२१॥

અર્થ —સૂત્રકાર (સુતાર), ચિત્ર કાઢનાર, તથા સોની એ ત્રણ બ્રાહ્મણોના શાપથી પતિત થયેલા છે તેથી તે વર્ણસકરજાતિ અયાજ્ય થઇ અર્થાત્ તેમને યજ્ઞનો અધિકાર ન રહ્યો

એક વખત ઘૃતાચી નામની અપ્સરા મનોહર વેષ ધારણ કરીને કામદેવની પાસે જતી હતી તે સમયમા વિશ્વકર્માએ તેને દીઠી. વિશ્વકર્માએ ઘૃતાચીને પ્રાર્થના કરી પણ ઘૃતાચીએ સ્વીકાર ન કર્યો તેણીએ કહ્યુ કે હુ આજ કામદેવની પાસે જવાની છુ માટે તમારી પત્ની નહી થઈ શકુ, બીજે કોઇ દિવસે તમારી પાસે આવીશ તે ઉપરથી વિશ્વકર્માએ ક્રોધથી તેને શૂદ્ર જાતિમા જન્મ લેવાનો શાપ દીધો તે સાભળી ઘૃતાચીએ પણ "તુ પણ સ્વર્ગથી ભ્રષ્ટ થઇને સસારને પ્રાપ્ત થા" એવો વિશ્વકર્માને શાપ દીધો ઘૃતાચીએ વિશ્વકર્માના શાપથી પ્રયાગમા મદન નામના ગોપની પત્નીમા જન્મ લીધો ત્યા તે પોતાના પૂર્વ જન્મની હકીકત જાણતી હતી તેણીએ તપ કરવાનો નિશ્ચય કર્યો તેણે ગગાને કિનારે રહીને સો દિવ્ય વર્ષ સુધી તપ કર્યુ વિશ્વકર્માએ પણ બ્રહ્માજીની પાસે જઇને પોતાને થયેલા શાપની ખબર આપી બ્રહ્માજીની આજ્ઞાથી વિશ્વકર્માએ બ્રાહ્મણીમા જન્મ લીધો તે બ્રાહ્મણ થઇ પૃથ્વીમા નાના પ્રકારના શિલ્પકાર્ય કરતો રહ્યો એક વખતે પ્રયાગમા ગગાને ત્યા કામ કરીને તે ગગાજીમા સ્નાન કરવાને માટે ગયો ત્યારે તેણે તપ કરતી ગોવાળની પુત્રીને દીઠી તે પણ

પોતાની પૂર્વ જાતિને જાણતો હતો તેથી તેણે ગોવાલણીને જોઇને ઘૃતાચીને ઓળખી ત્યારે વિશ્વકર્માએ બનેનુ પૂર્વ વૃતાન્ત સભળાવ્યુ અને તેને પોતાની પત્ની થવાની યાચના કરી તે ઘૃતાચીએ સ્વીકાર કર્યો બને જણ મલય નામના પર્વતમા ચાલ્યા ગયા, અને બાર વર્ષ સુધી સાથે રહ્યા ત્યા વિશ્વકર્માએ ઘતાચીમા અથાત્ બ્રાહ્મણ રૂપ વિશ્વકર્માએ ગોવાલણી રૂપ ઘૃતાચીમા—

मालाकारान्कर्मकारान्छङ्खकारान्कुविन्दकान् ।

कुम्भकारान्सूत्रकारान्स्वर्णचित्रकरॉस्तथा ॥ ब्र.वै.पु.ब्र.ख.अ० १० श्लो.९० ॥

અર્થ —માલાકાર, કર્મકાર, શખકાર કુવિન્દક, કુભકારભેદ, સૂત્રકાર, સ્વર્ણકાર, ચિત્રકાર તથા ાસ્યકાર એ નવ પુત્રોને ઉત્પન્ન કર્યા પછી પોતાના પુત્રોને વરદાન આપીને તે બને પોતાના શરીરને છોડીને દેવલોકમા ગયા

स्वर्णकार स्वर्णचौर्याद्ब्राह्मणाना द्विजोत्तम ।

बभूव पतितः सद्यो ब्रह्मशापेन कर्मणा ॥ , ॥ ९२ ॥

અર્થ —તે મધ્યેના સોનીએ બ્રાહ્મણોના સુવર્ણની ચોરી કરવાથી બ્રાહ્મણ લોકોએ તેને શાપ દીધો અને બ્રાહ્મણના શાપથી સોનાની ચોરી રૂપ કર્મને કારણે તે તરત પતિત થયો

सूत्रकारो द्विजाना शापेन पतितो भुवि ।

शीघ्र च यज्ञकाष्ठानि न ददौ तेन हेतुना ॥ ,, ॥ ९३ ॥

અર્થ —સૂત્રકારે (સુતારે) બ્રાહ્મણોને યજ્ઞ કરવાના પાત્ર આદિ સમયાનુસાર શીઘ્ર બનાવી આપ્યા નહી તેથી તેમના શાપથી તે પણ પતિત થયો

व्यतिक्रमेण चित्राणा सद्यश्चित्रकरस्तथा ।

पतितो ब्रह्मशापेन ब्राह्मणाना च कोपतः ॥ ,, । ९४ ॥

અર્થ —અને ચિત્રકારે ચિત્રો બરાબર ન કાઢ્યા, પરન્તુ ઉલટા કાઢ્યા તે કારણથી તેને બ્રાહ્મણોએ ક્રોધથી શાપ દીધો તેથી તે પણ પતિત થયો

कश्चिद्वणिग्विशेषश्च ससर्गात्स्वर्णकारिण ।

स्वर्णचौर्यादिदोषेण पतितो ब्रह्मशापत ॥ ,, ॥ ९५ ॥

અર્થ —કોઈ ચોકસી(સ્વર્ણવણિક્)નુ કામ કરનારે સોનીના સસર્ગથી સોનાની ચોરી રી લીધી તે કારણથી બ્રાહ્મણોએ તેને પણ શાપ દીધો તેથી તે વૈશ્ય પણ સોનાની ચોરીના પાપથી પતિત થયો અને—

कुलटाया च शूद्राया चित्रकारस्य वीर्यत ।

बभूवाट्टालिकाकार पतितो जारदोषतः ॥ ,, ॥ ९६ ॥

અર્થ —વ્યભિચાર વૃત્તિ કરનારી શૂદ્રામા ચિત્રકારથી અટ્ટાલિકાકાર ઉત્પન્ન થયો તે અટ્ટાલિકાકાર પણ જારદોષથી પતિત છે

अट्टालिकाकारबीजात्कुभकारस्य योषिति ।

बभूव कोटक सद्य पतितो गृहकारक ॥ ,, ॥ ९७ ॥

અર્થ —મહીરાજના વખતમાં જે ક્ષત્રિય લોક હતા તેમની સ્ત્રીઓ પિશાચક તથા મ્લેચ્છ લોકો સાથે સમાગમ થવાથી તેમનામાં ઉત્પન્ન થયેલા સન્તાન ન તો આર્ય રહ્યા, ન તો મ્લેચ્છ રહ્યા તેમાથી જટ્ટ અને મેહન એવી બે જાતિ થઇ છે (૨૭) તેમા મેહન લોક મ્લેચ્છજાતિ જ રહ્યા, અને જટ્ટ લોક સસ્કારથી આર્યવંશી થયા (પિશાચક એ મ્લેચ્છ જાતિનો ભેદ છે મુગલ વશનો મ્લેચ્છ રાજા તિમિરલિંગ આ પિશાચક જાતિનો હતો. તેણે અનેક બ્રાહ્મણોને બળતા અગ્નિમા નાખ્યા હતા અને શાલગ્રામને પોતાની રાજધાનીમાં લઇ જઇને આસનની નીચે રાખ્યો હતો એમ ભવિષ્ય પુરાણના પ્રતિસર્ગ પર્વના છઠ્ઠા અધ્યાયમા કહ્યુ છે)

આ પ્રમાણે જેમ મનુષ્યોથી સકરજાતિ ઉત્પન્ન થાય છે, તેમ દેવતાઓથી પણ સકરજાતિ ઉત્પન્ન થાય છે તે કહે છે —

विश्वकर्मा च शूद्रायां वीर्याधानं चकार स ।
ततो बभूवु पुत्राश्च नवैते शिल्पकारिण ॥ ब्र०वै०पु.ब्र.ख.अ०१०श्लो.१९॥

અર્થ —વિશ્વકર્મા નામના દેવતાએ શૂદ્રમા ગર્ભાધાન કર્યો, તેથી શિલ્પકર્મ કરનાર નીચેના શ્લોકમા કહેલા નવ પુત્ર ઉત્પન્ન થયા.

मालाकारः शङ्खकार कर्मकारः कुविन्दकः ।
कुम्भकार कांस्यकारः षडेते शिल्पिनां वरा ॥ „ ॥ २० ॥

અર્થ —એ નવ પુત્રોમા માળી, શખમાથી બગડી આદિ બનાવનાર (શખકાર), કર્મકાર (લુહાર), વણકર, કુભાર, તથા કાસાના પાત્ર બનાવનાર એ ૬ શ્રેષ્ઠ શિલ્પિ થયા. અને—

सूत्रकारश्चित्रकारः स्वर्णकारस्तथैव च ।
पतितास्ते ब्रह्मशापादयाज्या वर्णसकराः॥ „ ॥ २१ ॥

અર્થ —સૂત્રકાર (સુતાર), ચિત્ર કાઢનાર, તથા સોની એ ત્રણ બ્રાહ્મણોના શાપથી પતિત થયેલા છે તેથી તે વર્ણસકરજાતિ અયાજ્ય થઇ અર્થાત્ તેમને યજ્ઞનો અધિકાર ન રહ્યો.

એક વખત ઘૃતાચી નામની અપ્સરા મનોહર વેષ ધારણ કરીને કામદેવની પાસે જતી હતી તે સમયના વિશ્વકર્માએ તેને દીઠી વિશ્વકર્માએ ઘૃતાચીને પ્રાર્થના કરી પણ ઘૃતાચીએ સ્વીકાર ન કર્યો તેણીએ કહ્યુ કે હુ આજ કામદેવની પાસે જનારી છુ માટે તમારી પત્ની નહી થઇ શકુ, બીજે કોઇ દિવસે તમારી પાસે આવીશ તે ઉપરથી વિશ્વકર્માએ ક્રોધથી તેને શૂદ્ર જાતિના જન્મ લેવાનો શાપ દીધો તે સાભળી ઘૃતાચીએ પણ “તુ પણ સ્વર્ગથી ભ્રષ્ટ થઇને સસારને પ્રાપ્ત થા” એવો વિશ્વકર્માને શાપ દીધો ઘૃતાચીએ વિશ્વકર્માના શાપથી પ્રયાગમા મદન નામના ગોપની પત્નીમા જન્મ લીધો ત્યા તે પોતાના પૂર્વ જન્મની હાલત ન ભૂલી હતી. તેણીએ તપ કરવાનો નિશ્ચય કર્યો તેણે ગગાને કિનારે રહીને સો દિવ્ય વર્ષ સુધી તપ કર્યુ વિશ્વકર્માએ પણ બ્રહ્માજીની પાસે જઇને પોતાને થયેલા શાપની ખબર આપી બ્રહ્માજીની આજ્ઞાથી વિશ્વકર્માએ બ્રાહ્મણીમા જન્મ લીધો તે બ્રાહ્મણ થઇ પૃથ્વીમા નાના પ્રકારના શિલ્પકાર્ય કરતા રહ્યો એક વખતે પ્રયાગમા રાજાને ત્યા કામ કરીને તે સગમમા સ્નાન કરવાને માટે ગયો ત્યારે તેણે તપ કરતી ગોવાળની પુત્રીને દીઠી તે પણ

પોતાની પૂર્વ જાતિને જાણતો હતો તેથી તેણે ગોવાલણીને જોઇને ઘૃતાચીને ઓળખી ત્યારે વિશ્વકર્માએ બનેનુ પૂર્વ વૃતાન્ત સભળાવ્યુ અને તેને પોતાની પત્ની થવાની યાચના કરી તે ઘૃતાચીએ સ્વીકાર કરી બને જણુ મલય નામના પર્વતમા ચાલ્યા ગયા, અને બાર વર્ષ સુધી સાથે રહ્યા. ત્યા વિશ્વકર્માએ ઘતાચીમા અથાત્ બ્રાહ્મણ રૂપ વિશ્વકર્માએ ગોવાલણી રૂપ ઘૃતાચીમા—

**मालाकारान्कर्मकाराञ्छह्वकारान्कुविन्दकान् ।**

**कुम्भकारान्सूत्रकारान्स्वर्णचित्रकराँस्तथा ॥** ब्र.वै.पु.ब्र.ख.अ० १० श्लो.९० ॥

અર્થ —માલાકાર, કર્મકાર, શખકાર, કુવિન્દક, કુભકારભેદ, સૂત્રકાર, સ્વર્ણકાર, ચિત્રકાર તથા કાસ્યકાર એ નવ પુત્રોને ઉત્પન્ન કર્યા પછી પોતાના પુત્રોને વરદાન આપીને તે બને પોતાના શરીરને છોડીને દેવલોકમા ગયા

**स्वर्णकार स्वर्णचौर्याद्ब्राह्मणानां द्विजोत्तम ।**

**बभूव पतितः सद्यो ब्रह्मशापेन कर्मणा ॥** „ ॥ ९२ ॥

અર્થ —તે મધ્યેના સોનીએ બ્રાહ્મણોના સુવર્ણની ચોરી કરવાથી બ્રાહ્મણ લોકોએ તેને શાપ દીધો અને બ્રાહ્મણના શાપથી સોનાની ચોરી રૂપ કર્મને કારણે તે તરત પતિત થયો

**सूत्रकारो द्विजानां शापेन पतितो भुवि ।**

**शीघ्रं च यज्ञकाष्ठानि न ददौ तेन हेतुना ॥** „ ॥ ९३ ॥

અર્થ —સૂત્રકારે (સુતારે) બ્રાહ્મણોને યજ્ઞ કરવાના પાત્ર આદિ સમયાનુસાર શીઘ્ર બનાવી આપ્યા નહી તેથી તેમના શાપથી તે પણ પતિત થયો

**व्यतिक्रमेण चित्राणां सद्यश्चित्रकरस्तथा ।**

**पतितो ब्रह्मशापेन ब्राह्मणानां च कोपतः ॥** „ ॥ ९४ ॥

અર્થ —અને ચિત્રકારે ચિત્રો બરાબર ન કાઢ્યા, પરન્તુ ઉલટા કાઢ્યા તે કારણથી તેને બ્રાહ્મણોએ ક્રોધથી શાપ દીધો તેથી તે પણ પતિત થયો

**कश्चिद्वणिग्विशेषश्च संसर्गात्स्वर्णकारिण ।**

**स्वर्णचौर्यादिदोषेण पतितो ब्रह्मशापत ॥** „ ॥ ९५ ॥

અર્થ —કોઈ ચોકસી(સ્વર્ણવણિક્)નુ કામ કરનારે સોનીના સસર્ગથી સોનાની ચોરી કરી લીધી તે કારણથી બ્રાહ્મણોએ તેને પણ શાપ દીધો તેથી તે વૈશ્ય પણ સોનાની ચોરીના પાપથી પતિત થયો અને—

**कुलटायां च शूद्राया चित्रकारस्य वीर्यत ।**

**बभूवाट्टालिकाकार पतितो जारदोषतः ॥** „ ॥ ९६ ॥

અર્થ —વ્યભિચાર વૃત્તિ કરનારી શૂદ્રામા ચિત્રકારથી અટ્ટાલિકાકાર ઉત્પન્ન થયો તે અટ્ટાલિકાકાર પણ જારદોષથી પતિત છે

**अट्टालिकाकारबीजात्कुंभकारस्य योषिति ।**

**बभूव कोटक सद्य. पतितो गृहकारक ॥** „ ॥ ९७ ॥

અર્થ:—અટ્ટાલિકાકારથી કુંભારની સ્ત્રીમાં કોટક નામનો પુત્ર ઉત્પન્ન થયો. આ ગૃહ કરનાર કડીઓ (કોટક) પણ પતિત છે.

कुंभकारस्य वीजेन सद्यः कोटकयोपिति ।
वभूव तैलकारश्च कुटिलः पतितो भुवि ॥ ,, ॥ ९८ ॥

અર્થ:—કુંભારથી કોટકની સ્ત્રીમાં કુટિલ તૈલકાર (તેલી) ઉત્પન્ન થયો. તે પણ પતિત છે.

सद्यः क्षत्रियवीजेन राजपुत्रस्य योपिति ।
वभूव तीवरश्चैव पतितो जारदोपतः ॥ ,, ॥ ९९ ॥

અર્થ:—ક્ષત્રિયથી ચોરીથી રાજપુત્રની પત્નીમાં તીવર જાતિનો પુત્ર ઉત્પન્ન થયો. તે પણ પિતાના જારદોષથી પતિત છે.

तीवरस्य तु वीजेन तैलकारस्य योपिति ।
वभूव पतितो दस्युर्लेटश्च परीकीर्तितः ॥ ,, ॥ १०० ॥

અર્થ:—તીવરથી તેલીની સ્ત્રીમાં દસ્યુ નામની જાતિ ઉત્પન્ન થઈ. તેને કોઈ દેશમાં લેટ (લાટ) પણ કહે છે. તે પણ પતિત જાતિ છે.

लेटस्तीवरकन्यायां जनयामास षट् सुतान् !
मल्लं मन्त्रं मातरं च भण्डं कोलं कलन्दरम् ॥ ,, ॥ १०१ ॥

અર્થ:—લેટે તીવરની કન્યામાં મલ્લ, મન્ત્ર, માતર, ભણ્ડ, કોલ અને કલન્દર એ ૬ પુત્રને ઉત્પન્ન કર્યા.

तीवरेण च चण्डाल्यां चर्मकारो वभूव ह ।
चर्मकार्यां च चण्डालान्मांसच्छेदो वभूव ह ॥ ,, ॥ १०३ ॥

અર્થ:—તીવરથી ચણ્ડાલીમાં ચર્મકાર (ચમાર) ઉત્પન્ન થયો. અને ચર્મકારની સ્ત્રીમાં ચણ્ડાલથી માંસછેદ નામનો પુત્ર ઉત્પન્ન થયો.

मांसच्छेद्यां तीवरेण क्रौञ्चश्च परकीर्तित. ।
क्रौञ्चस्त्रियां तु कैवर्तात्कर्तारिः परिकीर्तितः ॥ ,, ॥ १०४ ॥

અર્થ:—માંસછેદની સ્ત્રીમાં તીવરથી ક્રૌઞ્ચ નામનો પુત્ર ઉત્પન્ન થયો. ક્રૌઞ્ચની સ્ત્રીમાં કૈવર્તથી ઉત્પન્ન થયેલા પુત્રને કર્તારિ કહે છે. (અહીં કોઇ ઠેકાણે "કર્તારિ"ને બદલે "ક્રાર" તથા "કાપડાર" પાઠ પણ છે.)

सद्यश्चण्डालकन्यायां लेटवीर्येण शौनक ।
वभूवतुस्तौ द्वौ पुत्रौ दुष्टौ हड्डिडमौ तथा ॥ ,, ॥ १०५ ॥

અર્થ:—હે શૌનક! લેટથી ચણ્ડાલની કન્યામાં હડ્ડિ તથા ડમ નામના બે દુષ્ટ પુત્ર ઉત્પન્ન થયા છે.

क्रमेण हड्डिकन्यायां सद्यश्चण्डालवीर्यतः ।
वभूवुः पञ्च पुत्राश्च दुष्टा वनचराश्च ते ॥ ,, ॥ १०६ ॥

અર્થ:—ચણ્ડાલથી હડ્ડિની કન્યામાં પાંચ દુષ્ટ પુત્ર ઉત્પન્ન થયા છે જે સર્વ જંગલી (વનચર) છે.

लेटात्तीवरकन्यायां गङ्गातीरे च शौनक ।

बभूव सद्यो यो बालो गंगापुत्रः प्रकीर्तित ॥ „ ॥ १०७ ॥

અર્થઃ—હે શૌનક ! લેટથી તીવરની કન્યામા ગંગાના તીરમાં ઉત્પન્ન થયેલે પુત્ર ગંગાપુત્ર કહેવાય છે.

गंगापुत्रस्य कन्यायां वीर्याद्वै वेषधारिणः ।

बभूव वेषधारी च पुत्रो युङ्गी प्रकीर्तितः ॥ „ ॥ १०८ ॥

અર્થઃ—ગંગાપુત્રની કન્યામાં વેષધારી (બહુરૂપી)થી ઉત્પન્ન થયેલે પુત્ર યુઙ્ગી કહેવાય છે. તે પણ વેષધારી હોય છે.

वैश्यात्तीवरकन्यायां सद्यः शुण्डी बभूव ह ।

शुण्डीयोषिति वैश्यात्तु पौण्ड्रकश्च बभूव ह ॥ „ ॥ १०९ ॥

અર્થઃ—વૈશ્યથી તીવરની કન્યામાં શુણ્ડી નામને પુત્ર ઉત્પન્ન થયે છે. અને શુણ્ડીની સ્ત્રીમાં વૈશ્યથી પોણ્ડ્રક નામને પુત્ર ઉત્પન્ન થયે છે.

क्षत्रात्करणकन्यायां राजपुत्रो बभूव ह ।

राजपुत्र्यां तु करणादागरीति प्रकीर्तितः ॥ „ ॥ ११० ॥

અર્થઃ—ક્ષત્રિયથી કરણની કન્યામાં રાજપુત્ર ઉત્પન્ન થયે. અને કરણથી રાજપુત્રીમાં ઉત્પન્ન થયેલે આગરી કહેવાય છે.

क्षत्रवीर्येण वैश्यायां कैवर्तः परिकीर्तितः ।

कलौ तीवरसंसर्गाद्धीवरः पतितो भुवि ॥ „ ॥ १११ ॥

અર્થઃ—ક્ષત્રિયના વીર્યથી વૈશ્યામા ઉત્પન્ન થયેલે પુત્ર કૈવર્ત કહેવાય છે. કલિયુગમાં કૈવર્તકથી તીવર જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પતિત પુત્રને ધીવર કહે છે.

तीवर्यां धीवरात्पुत्रो बभूव रजकः स्मृतः ।

रजक्यां तीवराच्चैव कोयालीति बभूव ह ॥ „ ॥ ११२ ॥

અર્થઃ—ધીવરથી તીવરીમાં ઉત્પન્ન થયેલા પુત્રને રજક કહે છે. અને તીવરથી રજકીમાં ઉત્પન્ન થયેલે કોયાલી નામને પુત્ર થયે છે.

नापिताद्गोपकन्यायां सर्वस्वी तस्य योषिति ।

क्षत्राद्बभूव व्याधश्च बलवान्मृगहिंसकः ॥ „ ॥ ११३ ॥

અર્થઃ—નાપિતથી ગોવાળની કન્યામાં સર્વસ્વી નામને પુત્ર ઉત્પન્ન થયે. સર્વસ્વીની સ્ત્રીમાં ક્ષત્રિયથી બહુ બલવાન્ અને મૃગોને મારનાર વ્યાધ ( ભીલ ) ઉત્પન્ન થયે.

तीवराच्छुण्डिकन्यायां बभूवुः सप्तपुत्रकाः ।

ते कलौ हड्डिसंसर्गाद्बभूवुर्दस्यवः सदा ॥ „ ॥ ११४ ॥

અર્થઃ—તીવરથી શુણ્ડીની કન્યામાં સાત પુત્ર ઉત્પન્ન થયા. તેઓ કલિયુગમાં હડ્ડિ જાતિ સાથે સંસર્ગ કરવાથી હમેશાં દસ્યુ કહેવાયા.

ब्राह्मण्यामृषिवीर्येण ऋतोः प्रथमवासरे ।
कुत्सितश्चोदरे जातः कूदरस्तेन कीर्तितः ॥ ,, ॥ ११५ ॥

અર્થઃ—મન્ત્રદ્રષ્ટા ઋષિથી ઋતુમતી બ્રાહ્મણીમાં ઋતુને પહેલે દિવસે ઉત્પન્ન થયેલા પુત્રને કૂદર કહે છે, કારણ કે તે કુત્સિત ઉદરમાં ઉત્પન્ન થયો.

क्षत्रवीर्येण वैश्यायामृतोः प्रथम वासरे ।
जातः पुत्रो महादस्युर्बलवांश्च धनुर्धरः ॥ ,, ॥ ११७ ॥

અર્થઃ—ક્ષત્રિયથી ઋતુમતી વૈશ્યામાં ઋતુને પહેલે દિવસે ઉત્પન્ન થયેલો પુત્ર મહાદસ્યુ કહેવાય છે. અને તે બલવાન્ અને ધનુર્ધારી છે. તેને વાગતીત પણ કહે છે.

क्षत्रवीर्येण शूद्रायामृतुदोषेण पापतः ।
बलवन्तो दुरन्ताश्च बभूवुर्म्लेच्छजातयः ॥ ,, ॥ ११९ ॥

અર્થઃ—ક્ષત્રિયથી શૂદ્રામાં ઋતુદોષના પાપથી બહુ બલવાન્ અનેક મ્લેચ્છ જાતિ ઉત્પન્ન થઈ છે.

म्लेच्छात्कुविन्दकन्यायां जोलाजातिर्बभूव ह ।
जोलात्कुविन्दकन्यायां शराङ्कः परिकीर्तितः ॥ ,, ॥ १२१ ॥

અર્થઃ—મ્લેચ્છથી કુવિન્દની કન્યામાં જોલા જાતિ ઉત્પન્ન થઈ. અને જોલાથી કુવિન્દ કન્યામાં શરાઙ્ક નામનો પુત્ર ઉત્પન્ન થયો છે.

वैद्योऽश्विनीकुमारेण जातो विप्रस्य योषिति ।
वैद्यवीर्येण शूद्रायां बभूवुर्बहवो जनाः ॥ ,, ॥ १२३ ॥

અર્થઃ—અશ્વિનીકુમારથી બ્રાહ્મણની સ્ત્રીમાં વૈદ્ય જાતિ ઉત્પન્ન થઈ છે. અને વૈદ્યથી શૂદ્રીમાં બહુ લોકની ઉત્પત્તિ થઈ છે.

તીર્થયાત્રામાં જતી બ્રાહ્મણસ્ત્રીમાં અશ્વિનીકુમારે બલાત્કારથી પુત્ર ઉત્પન્ન કર્યો એવો ઇતિહાસ છે.

ते च ग्राम्यगुणज्ञाश्च मन्त्रौषधिपरायणाः ।
तेभ्यश्च जाताः शूद्रायां ये व्यालग्राहिणो भुवि ॥ ,, ॥ १२४ ॥

અર્થઃ—તેઓ ગ્રામના સર્વ લોકોના ગુણ જાણનાર તથા મન્ત્ર અને ઔષધિમાં તત્પર રહે છે. તે લોકથી શૂદ્રીમાં જે પુત્ર થયા તે પૃથ્વીમાં વ્યાલગ્રાહી અર્થાત્ સર્પને પકડનાર (વાદી) ઉત્પન્ન થયા છે.

कश्चित्पुमान्ब्रह्मयज्ञे यज्ञकुण्डात्समुत्थितः ।
स सूतो धर्मवक्ता च मत्पूर्वः पुरुषः स्मृतः ॥ ,, ॥ १३४ ॥

અર્થઃ—(સૂતજી શૌનક આદિ ઋષિઓને કહે છે કે) બ્રહ્માજીના યજ્ઞમાં યજ્ઞકુણ્ડમાંથી એક પુરુષ નિકળ્યો. તેમનું નામ સૂત હતું, અને તે ધર્મવક્તા હતા. તે મારા પૂર્વ પુરુષ-પૂર્વજ-કહેવાય છે.

पुराण पाठयामास तं च ब्रह्मा कृपानिधिः ।
पुराणवक्ता सूतश्च यज्ञकुण्डसमुद्भवः ॥ ,, ॥ १३५ ॥

અર્થ —દયાળુ બ્રહ્માજીએ તેમને પુરાણુ ભણાવ્યુ આ પ્રમાણે પુરાણવક્તા સૂત યજ્ઞકુણ્ડમાથી ઉત્પન્ન થયા છે

**वैश्यायां सूतवीर्येण पुमानेको बभूव ह ।**
**स भट्टो वावदूकश्च सर्वेषां स्तुतिपाठकः ॥ „ ॥ १३६ ॥**

અર્થ —સૂતથી વશ્યની સ્ત્રીમા એક પુરૂષ ઉત્પન્ન થયો તે ભટ્ટ (ભાટ) થયો તે બહુ બોલનાર તથા સર્વની સ્તુતિ કરનાર થયો

આ પ્રમાણે જાતિ અનેક છે કોઈ પણ વિજાતિના સ્ત્રીપુરૂષથી પુત્ર ઉત્પન્ન થાય તો એક ત્રીજી જાતિ ઉત્પન્ન થાય છે આ પ્રમાણે સકર જાતિ વધતી જાય છે

વિશેષ, મનુષ્ય જાતિમા બ્રાહ્મણાદિ નામ કેવલ ધર્મશાસ્ત્ર તથા પુરાણોમા જ કથન કર્યા છે એમ નથી, પરન્તુ વેદમા પણ જોવામા આવે છે તૈત્તિરીય બ્રાહ્મણના પુરૂષમેધ યજ્ઞના પ્રકરણમા ‘ **ब्रह्मणे ब्राह्मणमालभते । क्षत्राय राजन्यम् । मरुद्भ्यो वैश्यम् । तपसे शूद्रम् । तमसे तस्करम् । नारकाय वीरहणम् । पाप्मने क्लीबम् । गीताय सूतम् । प्रमुदे कुमारीपुत्रम् । तेजसे अजापालम् । यम्य यमसूम् । बीभत्सायै पौल्कसम् । अध्वने ब्रह्मचारिणम् । वायवे चाण्डालम् । प्रतीक्षाय कुमारीम्** ’ આ પ્રમાણે સમાપ્તિ પર્યંત સામાન્ય રીતે ૧૮૭ (એકસો સત્યાસી) પ્રકારના મનુષ્યની હિંસા પ્રતિપાદન કરવામા આવી છે અને તેના ભાષ્યમા સાયણાચાર્યે “**ब्राह्मणादय कुमारीन्ता प्रोक्ता मनुष्यविशेषरूपा पशवो अस्मिन्पुरुषमेधे पश्चाहे (सोमपानविशेषे) मध्यमे अहनि सवनीयपशुभि समुच्चित्याऽऽलब्धव्या**” એ રીતે બ્રાહ્મણથી લઈ કુમારી સુધીના મનુષ્યવિશેષ ૩૫ પશુ કહ્યા છે તેમને આ પચાહ પુરૂષમેધ નામના સોમયાગ વિશેષમા મધ્યમ દિનસમા હોમને યોગ્ય અન્ય પશુઓની સાથે મેળવી વધ કરવા યોગ્ય કહ્યા છે તેમા બ્રાહ્મણ જાતિ અભિમાની દેવતાને માટે કોઈ બ્રહ્મતેજ યુક્ત બ્રાહ્મણ જાતિના પુરૂષને મારવો જોઇએ, તથા ક્ષત્રિય જાતિ અભિમાની દેવતાને માટે કોઇ ક્ષત્રિય જાતિ પુરૂષને મારવો જોઇએ, તેવી રીતે વૈશ્ય જાતિના અભિમાની મરુદ્ગણોને માટે વૈશ્ય મનુષ્યને, અને કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ તપના અભિમાની દેવને માટે શૂદ્રને, તથા અન્ધકાર અભિમાની દેવને માટે અન્ધકાર પ્રિય ચોરને, તથા નરકના સ્વામિદેવને માટે અગ્નિને પરિત્યાગ કરનાર વીરહાને મારવો જોઇએ વળી પાપના સ્વામિદેવને માટે નપુસકને, ગીતના અભિમાની દેવને માટે સૂતને, હર્ષાભિમાની દેવને માટે પોતાની પુત્રીના પુત્રને તેજના અભિમાની દેવને માટે અજપાલ (અજાપાલન કરનાર)ને, યમરાજની પત્નીને માટે એકી વખતે બે પુત્રને જન્મ દેનારી સ્ત્રીને, તથા દસ્યમાન સસારની વસ્તુઓમા લાનત્વ અભિમાની દેવતાને માટે પુલ્કસને, માર્ગાભિમાની દેવને માટે બ્રહ્મચારીને, વાયુદેવતાને માટે ચણ્ડાલને તૃષ્ણા અભિમાની દેવીને માટે રજોધર્મથી નિવૃત્ત થયેલી સ્ત્રીને, તથા પ્રાપ્ત થવાને યોગ્ય વસ્તુના લાભને પ્રતીક્ષા કહે છે તે પ્રતીક્ષાના અભિમાની દેવને માટે કુમારી કન્યાને વધ કરવી જોઇએ આ પૂર્વોક્ત શ્રુતિવચનોથી જાતિભેદ કેવલ મનુષ્યમા જ છે એમ નથી, પરન્તુ દેવતાઓમા પણ જાતિભેદ છે, એવો પણ નિર્ણય થાય છે

ઇતિ સકરજાતિનિરૂપણ અધ્યાય ૯ સમાપ્ત

---

## અધ્યાય ૧૦.

### અન્ત્યજ અને અસ્પૃશ્યતા-નિરૂપણ.

चर्मकारो भटो भिल्लो रजकः पुष्करो नटः ।
वराटो मेदचण्डालौ दाशः श्वपचकोलिकाः ॥ व्या० स्मृ० अ १–१२ ॥
एतेऽन्त्यजाः समाख्याता ये चान्ये च गवाशनाः ।
एषां संभाषणात्स्नानं दर्शनादर्कवीक्षणम् ॥ ,, ॥ १३ ॥

અર્થ:—ચમાર, ભટ(ભીલભેદ), ભીલ, રજક, પુષ્કર, નટ, વરાટ, મેદ, ચણ્ડાલ, દાશ, શ્વપચ, કોળી–એ સર્વ અન્ત્યજ જાતિ કહેવાય છે. અને વળી બીજા જે કોઇ ગોમાંસ ભક્ષણ કરનારા હોય તે સર્વે પણ અન્ત્યજ કહેવાય છે. તે લોકોની સાથે સંભાષણ કરવાથી સ્નાન કરવુ, અને તેમનું દર્શન થાય તો શુદ્ધતાને માટે તરત સૂર્યનું દર્શન કરવું.

બીજી પણ અસ્પર્શ્ય જાતિ ધર્મશાસ્ત્રમાં કહી છે. તે નીચે પ્રમાણે:—

चण्डालात्पाण्डुसोपाकस्त्वक्सारव्यवहारवान् ।
आहिण्डिको निषादेन वैदेह्यामेव जायते ॥ म० स्मृ० अ० १०–३७ ॥

અર્થ:—વૈદેહીમાં ચણ્ડાલથી પાણ્ડુસોપાક નામની જાતિ જે વાંસના ધંધા વડે જીવન ચલાવે છે તે ઉત્પન્ન થાય છે. અને નિષાદથી વૈદેહીમાં આહિણ્ડિક નામની જાતિ ઉત્પન્ન થાય છે.

चण्डालेन तु सोपाको मूलव्यसनवृत्तिमान् ।
पुक्कस्यां जायते पापः सदा सज्जनगर्हितः ॥ ,, ॥ ३८ ॥

અર્થ:—શૂદ્રીમાં નિષાદથી ઉત્પન્ન થયેલી જે પુક્કસી છે તેમાં ચણ્ડાલથી ઉત્પન્ન થયેલી સોપાક નામની જાતિ છે. તે પાપાત્મા સત્પુરૂષોથી હમેશાં નિન્દિત છે. અને રાજાની આજ્ઞાથી મારવાને યોગ્ય અપરાધીને (ફાંસી આદિથી) મારવો (**मूलव्यसन**) તે તેનું કામ છે.

આજકાલ જે પ્રત્યક્ષ ભંગી છે તેને જ શાસ્ત્રમાં "ચણ્ડાલ" શબ્દથી કહ્યો છે એવું ઔશનસ સ્મૃતિથી માલમ પડે છે:—

ब्राह्मण्यां शूद्रसंसर्गाज्जातश्चाण्डाल उच्यते ॥ औश० स्मृ० श्लो० ८ ॥

અર્થ:—બ્રાહ્મણીમા શૂદ્રથી ઉત્પન્ન થયેલો ચણ્ડાલ કહેવાય છે.

सीसमाभरणं तेषां कार्ष्णायसमथापि वा ।
वध्रीं कण्ठे समाबध्य झल्लरीं कक्षतोऽपि वा ॥ ,, ॥ ९ ॥
मलापकर्षणं ग्रामे पूर्वार्धे परिशुद्धिकम् ॥ ,, ॥ १० ॥

અર્થ —તે લોકને માટે સીસાનું અથવા લોઢાનું ભૂષણ હોય છે. તેઓ કણ્ઠમાં એક પ્રકારનો ચામડાનો પટો (वध्री) બાંધીને અથવા બગલમાં ઝલ્લરી રાખીને મલાદિને સાફ કરવુ આદિ શુદ્ધિ કરવાને માટે દિવસના પૂર્વાહ્નને સમયે ગામમાં જાય. આ ઉપરથી ભંગી જ ચણ્ડાલ સિદ્ધ થાય છે.

चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ।
अपपात्राश्च कर्तव्या धनमेषां श्वगर्दभम् ॥ म० स्मृ० अ० १०-५१ ॥

અર્થ:—ચણ્ડાલ અને શ્વપચોનો નિવાસ ગ્રામની બહાર હોવો જોઇએ. તે લોકોએ ખાધેલાં પાત્ર વિધિપૂર્વક શુદ્ધ કરવાથી પણ શુદ્ધ થતાં નથી, માટે તેમને પાત્રરહિત કરવા જોઇએ. આપણાથી પાછાં લેવાય નહી એવાં વાસણમાં તેમને ખાવાનું આપવુ જોઇએ. તેમને માટે કૂતરાં અને ગધેડાં ધન છે—અર્થાત્ તેઓ પશુ આદિ રાખે નહીં.

वासांसि मृतचेलानि भिन्नभाजनेषु भोजनम् ।
कार्ष्णायसमलङ्कारः परिव्रज्या च नित्यशः ॥ „ ॥ ५२ ॥

અર્થ:—મડદાના ઉપરનું જે વસ્ત્ર આદિ તે તેમને પહેરવાને માટે છે. ફૂટેલાં માટીનાં પાત્રમાં તેમને ખાવાનું છે. તેમનું આભૂષણ લોઢાનુ બનાવેલુ હોય, અને ફરતા રહેવું તે તેમનું કામ છે. અન્ત્યાવસાયી નામની જાતિ પણ આ પ્રકારની જ છે.

न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ।
व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह ॥ „ ॥ ५३ ॥

અર્થ:—ધર્મના અનુષ્ઠાન સમયે દ્વિજાતિ તથા સત્ શૂદ્રાદિ કોઇએ પણ ચણ્ડાલ તથા શ્વપાકાદિ કોઇની સાથે દર્શનાદિ વ્યવહાર નહીં કરવો જોઇએ. અને તે લોકોનો લેણદેણ આદિ તથા વિવાહાદિ વ્યવહાર તેમની સમાન જાતિ સાથે જ હોય.

अन्नमेषां पराधीनं देयं स्याद्भिन्नभाजने ।
रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥ „ ॥ ५४ ॥

અર્થ:—તેમનું અન્ન હમેશાં પરાધીન હોય છે. તે લોકને દૂર ઉભા રાખીને ફુટેલા વાસણમાં ખાવાનું આપવું જોઇએ. તેઓ રાત્રિમાં ગ્રામ અને નગરમાં ફરે નહીં.

दिवा चरेयुः कार्यार्थं चिह्निता राजशासनैः ।
अबान्धवं शवं चैव निर्हरेयुरिति स्थितिः ॥ „ ॥ ५५ ॥

અર્થ:—તેઓ કામને માટે ગ્રામાદિમાં દિવસની વખતે જાય, અને રાજશાસનથી નિયત કરેલું ચિહ્ન રાખીને જાય. અનાથનાં મડદાં ગામમાંથી બહાર લઇ જવાં તે પણ તેમનું કામ છે એવી શાસ્ત્રમર્યાદા છે.

वध्यांश्च हन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ।
वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च ॥ „ ॥ ५६ ॥

અર્થ:—રાજાની આજ્ઞાથી મારવાને યોગ્ય મનુષ્યને મારવા, અને તેમનાં વસ્ત્ર ભૂષણ આદિ લેવાં એ તેમનુ કામ છે. ઉપર કહેલો સોપાક પણ વધ્યને મારવો આદિ કામ કરે છે. પાણ્ડુસોપાક નામનો વાંસનો ધંધો કરનાર વગેરે સર્વ **અસ્પૃશ્ય** જાતિ કહેવાય છે. તેમનાથી ભિન્ન, વર્ણાશ્રમના વિચારથી રહિત જે લોક છે તેઓ **મ્લેચ્છ** કહેવાય છે. તેમની ઉત્પત્તિ અનેક પ્રકારે કહેવામાં આવી છે. યયાતિના શાપથી તુર્વસુના સર્વ પુત્ર તથા તેમના વંશજ સર્વ મ્લેચ્છ થયા છે. અને શક, પહ્લવ, પારદ, ચીન, હૂણ, યવન, આદિ જાતિના

કેટલાએ લોક ક્ષત્રિય હતા તે પણ સગરના સમયથી વૈદિક ધર્મથી ભ્રષ્ટ થઇ ગયા છે એવું ઇતિહાસથી માલમ પડે છે

સગરના પિતા બાહુનું રાજ્ય પૂર્વોક્ત ક્ષત્રિય લોકોએ લઇ લીધું હતું તેથી સગરને પોતાની બે પત્ની સહિત વનમા જઇને રહેવું પડયું હતું ઔર્વ ઋષિએ તેને આશ્રય આપ્યો હતો ત્યા સગરનો જન્મ થયો હતો વનમા જતી વખતે સગરની માતા ગર્ભવતી હતી સગર મોટો થયો ત્યારે તેને વનવાસનું કારણ માલમ પડયું તેણે ઋષિ પાસેથી ધનુર્વિદ્યા ભણીને પિતાનો બદલો લેવાને માટે પહ્લવાદિકોને મારવા શરૂ કર્યા ત્યારે ડરના માર્યા તે લોક વસિષ્ઠજીને શરણે ગયા વસિષ્ઠજીએ સગરને કહ્યું કે શરણાગતને મારવા તે યોગ્ય નથી તેમને ધર્મભ્રષ્ટ કરવાથી તેઓ જીવન્મૃત કહેવાશે, એટલે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે, અને તેમના પ્રાણની રક્ષા પણ થશે, એમ કહીને રાજા સગરને તે લોકોને ભ્રષ્ટ કરવાની આજ્ઞા કરી ત્યારે સગરે તેમને વૈદિક ધર્મથી ભ્રષ્ટ કરીને અનેક પ્રકારના ચિહ્ન કરીને દેશમાથી કાઢી મૂકયા શક લોકોએ અડધું માથું મુડાવ્યું યવન તથા કામ્બોજ લોકોએ આખું શિર મુડાવી નાખ્યું પારદોને કેશથી રહિત કર્યા, તથા પહ્લવોને દાઢી મૂછ ધારણ કરવાની આજ્ઞા કરી અને ક્ષત્રિયોને વેદાધ્યયનાદિ ધર્મથી દૂર કર્યા આ સર્વ ક્ષત્રિય લોક પોતાના ધર્મથી છૂટી જવાથી મ્લેચ્છ થયા છે આ ઇતિહાસ વિષ્ણુ પુરાણ અંશ ૪, અધ્યાય ૩ મા છે

આ પ્રજાઓ દિન પ્રતિદિન વધતી જ જાય છે એ પ્રકારે અનેક લોક ભ્રષ્ટ થયા છે ખાનપાનાદિ વ્યવહાર શુદ્ધ નહી હોવાથી અધ્યયનાદિથી રહિત થઇ દુરાચારમા તત્પર થવાથી એ સર્વ અસ્પૃશ્યતાને પ્રાપ્ત થાય છે કોઇ પણ જાતિનો મનુષ્ય જો દુરાચારી હોય તથા ભક્ષ્યાભક્ષ્ય અને ગમ્યાગમ્યના વિચારથી રહિત હોય તે સર્વ બીજાઓને માટે અસ્પૃશ્ય જ છે હીન જાતિની સાથે સ્પર્શનાદિ વ્યવહાર કરવાથી બુદ્ધિમાન્ મનુષ્ય પતિત થવાનો સભવ છે.

संलापस्पर्शनिःश्वासमहयानासनाशनात् ।
याजनाध्यापनाद्यौनात्पाप संक्रमते नृणाम् ॥ देवल० स्मृ० श्लो० ३३ ॥
याजनं योनिसंबन्धं स्वाध्याय सहभोजनम् ॥
कृत्वा सद्य पतत्येव पतितेन न सशय ॥ ,, ॥ ३४ ॥

અર્થ —પતિતોની સાથે સભાષણ કરવાથી, તથા તેમનો સ્પર્શ કરવાથી, શ્વાસના સબધથી, એક વાહનમા બેસવાથી, એક આસન ઉપર બેસવાથી, સાથે બેસીને ભોજન કરવાથી, તેમને યજ્ઞ કરાવવાથી તથા ભણાવવાથી, તથા તેમની સાથે વિવાહાદિ સબન્ધ કરવાથી મનુષ્યને પાપનો લેપ થાય છે. (૩૩) તેમા પણ તેમને યજ્ઞ કરાવવાથી તથા તેમની સાથે વિવાહ કરવા, સાથે ભણવું, અને ભોજન કરવું—એ વ્યવહાર કરવાથી, તરત પતિત થાય છે તેમા કોઇ શકા નથી (૩૪)

रजकं चर्मकारं च नटं धीवरमेव च ।
बुरुड च तथा स्पृष्ट्वा शुद्ध्येदाचमनाद्द्विजः ॥ अत्रि० स्मृ० श्लो० १७ ॥

અર્થ —રજક (ધોબી), ચર્મકાર, નટ, ધીવર, બુરુડ—એ લોકોનો સ્પર્શ થતા આચમન કરવાથી પવિત્ર થવાય છે

चण्डालानां सहस्रैश्च सूरिभिस्तत्त्वदर्शिभि ।

एको हि यवनः प्रोक्तो न नीचो यवनात्पर ॥ चाण० नी० अ० ९–५ ॥

અર્થ —એક હજાર ચણ્ડાલ કરતા પણ અધિક નીચ એક યવન (તુર્ક આદિ) છે એમ તત્ત્વવેત્તા વિદ્વાનો કહે છે યવનથી નીચ બીજો કોઈ નથી

तूलिका चोपधानं च पुष्परक्ताम्बराणि च ॥

पतिताद्यैरूपस्पृष्टं शोषणैः प्रोक्षणैः शुचि ॥ , ॥ १६ ॥

અર્થ —રૂની બનાવેલી ગોદડી (તૂલિકા), તથા ઓઢવા તથા પહેરવાનુ વસ્ત્ર,પુષ્પ, તથા લાલ રગના વસ્ત્ર આદિને પતિતાદિનો સ્પર્શ થાય તો તાપમા સૂકી તેમને પાણી છાટવાથી તે શુદ્ધ થાય છે

चण्डालदर्शने सद्य आदित्यमवलोकयेत् ।

चण्डालस्पर्शने चैव सचैलं स्नानमाचरेत् ॥ पारा० स्मृ० अ० ६–२४ ॥

અર્થ —ચણ્ડાલનુ દર્શન થાય તો તરત સૂર્યનુ દર્શન કરવુ જોઇએ અને ચણ્ડાલનો સ્પર્શ થાય તો વસ્ત્ર સહિત સ્નાન કરવુ જોઇએ

श्वपाक पतितं व्यङ्गमुन्मत्तं शवदाहकम् ।

सूतिकं सूतिकानारीं रजसा च परिप्लुताम् ॥

श्वकुक्कुटवराहांश्च ग्राम्यान्संस्पृश्य मानवः ।

सचैलं सरिति स्नात्वा तदानीमेव शुध्यति ॥ (देवलवचनम् )

પરાશરમાધવ અ૦ ૬ મા આપેલુ છે.

અર્થ —શ્વપાક તથા પતિત તથા એકાદ અગ રહિત તથા ઉન્મત તથા મડદાને ઉઠાવનાર અને દહન કરનાર, સૂતકી, પ્રસૂતા સ્ત્રી, રજસ્વલા સ્ત્રી, ગામમા રખડતા કૂતરા તથા સુઅર–એ સર્વનો સ્પર્શ થતા મનુષ્ય વસ્ત્ર સહિત નદી અથવા તળાવ આદિમા ડુબકી મારીને સ્નાન કરવાથી તે જ સમયે શુદ્ધ થાય છે વળી—

चितिश्च चितिकाष्ठं च यूप चण्डालमेव च ।

स्पृष्ट्वा देवलकं चैव सवासा जलमाविशेत् ॥ चतुर्विंशतिमत॥

અર્થ —ચિતા (મડદાને બાળવાના લાકડાની બનાવેલી), તથા ચિતાનુ લાકડુ, તથા પશુને બાધીને મારવાનો સ્તભ, તથા ચણ્ડાલ, તથા દેવલક–એ સર્વનો સ્પર્શ થાય તો વસ્ત્ર સહિત જલમા પ્રવેશ કરવો જોઇએ (જીવિકાને માટે દેવપૂજા કરનાર તથા દેવસ્થી જીવન ચલાવનાર બ્રાહ્મણને દેવલ કહે છે)

परदेवार्चको विप्रस्तदधीनो भवेद्यदि ।

मासत्रयं तदन्नाशी जीवञ्छूद्रत्वमाप्नुयात् ॥ लघु०आश्व०स्मृ०प्रा० २२–२१॥

અર્થ —બીજાના દેવની પૂજા કરનાર જો તેનો નોકર થઇને પૂજા કરતો હોય અને તે પૂજાના નિમિત્તથી જો ત્રણ માસ સુધી તેનુ અન્ન ખાય તો તે જીવતા જ શુદ્રત્વને પ્રાપ્ત થાય છે

यस्तु छायां श्वपाकस्य ब्राह्मणस्त्वधिगच्छति ।

तत्र स्नानं प्रकुर्वीत घृतं प्राश्य विशुध्यति ॥ अत्रि० सं० श्लो० २८८–९ ॥

અર્થ—જે બ્રાહ્મણ ચણ્ડાલની છાયાને સ્પર્શ કરે તે પ્રસંગે સ્નાન કરી ઘીનું આચમન કરવાથી તે શુદ્ધ થાય છે.

उष्ट्रयानं समारुह्य खरयानं च कामतः ।
स्नात्वा विप्रो जितश्वासः प्राणायामेन शुध्यति ॥ ,, ॥ २९७ ॥

અર્થ:—ઉંટ અથવા ગધેડા ઉપર સ્વારી કરવાથી બ્રાહ્મણ સ્નાન કરી પ્રાણાયામ કરવાથી તથા ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે. માટે ઉંટ અથવા ગર્દભાદિનો સ્પર્શ કરવાથી પણ સ્નાન કરવું જોઇએ એવો ભાવ છે.

चण्डालप्रत्यवसितपरिव्राजकतापसाः ।
तेषां जातान्यपत्यानि चण्डालैः सह वासयेत् ॥ दक्ष० स्मृ० अ० ४–३० ॥

અર્થ:—ચણ્ડાલ તથા અન્ત્યાવસાયી, તથા ચતુર્થાશ્રમી, તથા વાનપ્રસ્થ (તાપસ-ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને તપ કરનાર જે ચતુર્થાશ્રમીની તુલ્ય જ ગણાય છે તે)–એ ચારે લોકોથી ઉત્પન્ન થયેલાં સન્તાનોને ચણ્ડાલની સાથે નિવાસ કરાવવો જોઇએ. આ પણ અસ્પૃશ્ય જાતિ છે.

रक्तवस्त्रस्य विक्रेता लाक्षारञ्जक एव च ।
वेणुजीवनकैवर्ततक्षचर्मोपजीविन ॥ वृ यम० स्मृ० अ० ३–५२ ॥
एतेषां स्पर्शनात्पापं तथा चैव तु मोहितः ।
प्रतिग्रहाच्च विप्रो वै नरकं प्रतिगच्छति ॥ ,, ॥ ५३ ॥

અર્થ:—લાલ રંગનાં વસ્ત્ર તથા લાક્ષા વડે રંગનું કામ કરનાર, તથા વાંસનું કામ કરી જીવન ચલાવનાર, તથા માછી, સુતાર (તક્ષ) તથા ચામડાના ધંધાથી જીવન ચલાવનાર–આ લોકોને સ્પર્શ કરવાથી પાપ લાગે છે. તથા અજ્ઞાનથી મોહિત થઇને જો તેમની પાસેથી પ્રતિગ્રહ લેવામાં આવે તો તેવો બ્રાહ્મણ નરકમાં જાય છે.

उदक्यां सूतिकां वापि संस्पृशेदन्त्यजो यदि ।
त्रिरात्रेण विशुद्धिः स्यादिति शातातपोऽब्रवीत् ॥ यम० स्मृ० श्लो० ११ ॥

અર્થ:—રજસ્વલા સ્ત્રી અથવા સૂતિકા (પ્રસૂતા) સ્ત્રીને જો અન્ત્યજનો સ્પર્શ થાય તો તે સ્ત્રીની ત્રણ રાત્રિમાં શુદ્ધિ થાય એમ શાતાતપ ઋષિએ કહ્યું છે.

चाण्डालभाण्डसंस्पृष्टं वापीकूपगतं जलम् ।
गोमूत्रयावकाहारस्त्रिरात्रेण विशुध्यति ॥ लघुशंख स्मृ. श्लो. ४२ ॥

અર્થ:—ચણ્ડાલના પાત્રનો જે કુવા તથા વાવના જલને સ્પર્શ થયો હોય તે જલ જો પીવામાં આવે તો ગોમૂત્ર તથા જવનો ખોરાક લેવાથી ત્રણ રાત્રિ પછી શુદ્ધ થવાય છે.

चण्डालघटमध्यस्थं यत्तोयं पिबति द्विजः ।
तत्क्षणात्क्षिपते यस्तुः प्राजापत्यं समाचरेत् ॥ ,, ॥ ४३ ॥

અર્થ:—ચણ્ડાલના ઘડાનું પાણી જો દ્વિજાતિ પીએ તો તેણે ઉલટી કરીને પ્રાજાપત્ય વ્રત કરવું જોઇએ.

यदि न क्षिपते तोयं शरीरे यस्य जीर्यति ।
प्राजापत्य न दातव्य कृच्छ्र सांतपनं स्मृतम् ॥ ,, ॥ ४४ ॥

અર્થ —જો તે જલને વમન ન કરે અને શરીરમા હજમ થવા દે, તો તેને માટે પ્રાજાપત્ય વ્રત ન કહેવુ પરન્તુ તેને માટે સાન્તપન નામનુ કૃચ્છ્ર કરવાનુ કહેલુ છે

चाण्डालोदकसंस्पृष्ट स्नात्वा विप्रो विशुध्यति ॥ ,, ॥ ४७ ॥

અર્થ —ચણ્ડાલના જલનો સ્પર્શ થાય તો સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે

महापातकसंस्पर्शे स्नानमेव विधीयते ।
संस्पृष्टस्तु यदा भुङ्क्ते कृच्छ्र सांतपनं चरेत् ॥ ,, ॥ ४१ ॥

અર્થ —મહાપાતકીનો સ્પર્શ થાય તો સ્નાનનુ જ વિધાન કરેલુ છે પરન્તુ તેનો સ્પર્શ કરીને સ્નાન કર્યા વિના ભોજન કરવામા આવે તો સાતપન કૃચ્છ્ર કરવુ જોઇએ

उच्छिष्टस्पर्शने स्नायाद्ब्राह्मणो विधिवर्जितम् ॥लघु०आश्व०स्मृ०प्र०१–१६४॥

અર્થ —ઉચ્છિષ્ટ વસ્તુનો સ્પર્શ થાય તો બ્રાહ્મણે સ્નાન કરવુ પરન્તુ તેમા કોઈ વિધિની જરૂર નથી.

उदक्या सूतिका चैव पतित शवमन्त्यजम् ।
श्वकाकरासभान्स्पृष्ट्वा सवासा जलमाविशेत् ॥ ,, प्र० २२–१३ ॥

અર્થ —રજસ્વલા તથા પ્રસૂતા સ્ત્રી, પતિત, શવ, અન્ત્યજ, શ્વાન, કાગડો, તથા ગધેડુ ઇત્યાદિનો સ્પર્શ થતા વસ્ત્ર સહિત જલમા પ્રવેશ કરવો જોઇએ વળી—

श्वचण्डालपतितोपस्पर्शने सचैलं स्नात सद्यः पूतो भवतीति विज्ञायते ॥ वसि० स्मृ० अ० २३ सू० २८ ॥

અર્થ —શ્વાન, ચણ્ડાલ, પતિત, એમનો સ્પર્શ થતા વસ્ત્ર સહિત સ્નાન કરવાથી તરત શુદ્ધ થવાય છે એમ જાણવામા આવે છે

चण्डाल पतितं स्पृष्ट्वा शवमन्त्यजमेव च ।
उदक्या सूतिका नारी सवासा स्नानमाचरेत् । सव० स्मृ० श्लो० १८१ ॥

અર્થ —ચણ્ડાલ, પતિત, શવ, અન્ત્યજ, રજસ્વલા સ્ત્રી, તથા પ્રસૂતા સ્ત્રીનો સ્પર્શ થતા વસ્ત્રસહિત સ્નાન કરવુ જોઇએ

વળી દુરાચારનો પણ ચેપ લાગવાના ભયથી તેઓને અવશ્ય દૂર રાખવા જોઇએ રોગોના ચેપથી પણ દુરાચારનો ચેપ મહુ જ ભયંકર છે, અને હાનિકારક છે ઉંદર સાપ, કાગડા આદિને ખાનાર મનુષ્ય જોવામા આવે છ આવા લોકના અન્તકરણની પવિત્રતા કેટલી હોઈ શકે ? તેમનામા કેટલી પવિત્રતા છ તે બુદ્ધિમાન્ લો સમજી શકે છે કેવળ આર્યધર્મનો નાશ કરવાની ઇચ્છાવાળાને માટે બીજો યો ઉપાય હોઇ શકે ? આર્યધર્મના વિરોધીઓએ, આજમાનના જે પ્રત્યક્ષ મત છે તેમાના કોઈમા દાખલ થઈ જવુ સારૂ છે પરન્તુ આર્યધર્મના નામથી અનાર્ય વર્તનને વધારવાનો પ્રયત્ન કરવા યોગ્ય નથી એમ કરનાર આર્યપ્રજાના પરમ શત્રુ છે ધનનુ હરણ કરનાર તેમજ પ્રાણનુ હરણ કરનાર કરતા પણ

તેઓ પરમ શત્રુ છે ભારતના ભોળા લોક આવી રીતે અનેકવાર અનાર્યોના ધોકામા આવી ગયા છે ઈશ્વરકૃપાથી આર્યધર્મનો કાંઈ ને કાંઇ બચાવ થાય છે આ સમયમા ધનના મોહથી તથા સત્તાના મોહથી, બુદ્ધિહીન અનાર્ય મનુષ્યોના બહેકાવવાથી હિન્દુલોક નિકૃષ્ટ ધર્મનો સ્વીકાર કરવાને તૈયાર થાય છે.

પડેલા મનુષ્યોને ઉચે ચઢાવવાને માટે અવસ્ય પ્રયત્ન કરવો જોઇએ. પરન્તુ તેનો ઉપાય, તે લોકોને ખાવાને ગોમાસ રાધવાની હાડીમા રાધેલી ખીચડી તથા શાક ખાવુ તે નથી પ્રથમ તેમને જગલ જઇ આવે તો હાથ ધોવાનુ તથા શૌચ કરવાનુ શિખવવુ જોઇએ. તે પછી તેમને મલિન વસ્તુઓ જેવી કે ગોમાસાદિક ખાવુ તથા દારૂ આદિ પીવો વગેરેનો પરિત્યાગ કરાવવો જોઇએ. બાદ વસ્ત્ર સાફ રાખવાને શિખવવુ જોઇએ. પછી તેમનું ઘર તથા પાત્ર સાફ રખાવવા જોઇએ. બાદ તેમને જગત્મા મનુષ્યોને ઉપયોગી સાધારણ ધર્મ છે તે શિખવવા જોઇએ. તેને માટે શાસ્ત્રનો અભ્યાસ કરાવવો જોઇએ. શાસ્ત્રનો અભ્યાસ પણ તેમને માટે તત્તદ્ દેશની ભાષામાં પ્રથમ ઉપયોગી ધર્મ શિખવવો તે છે. પુણ્ય પાપનો ખ્યાલ તેમના મનમા બરાબર ઉતારવો જોઇએ. પછી તેમને ઈશ્વરભક્તિ શિખવવાથી તથા ઉપદેશ કરવાથી તેમના મનમા પોતાની અયોગ્યતાનો કાંઈક ખ્યાલ આવશે. આ પ્રમાણે કરતા કરતા તે લોકનાં સન્તાનોનુ આચરણ પોતાના માતપિતાના આચરણથી કાંઇક સારૂ થવાનો સંભવ છે. આ પ્રમાણે સુધરતા કંઇક પેઢી ગયા બાદ તેમના શુદ્ધ આચરણો જોવામાં આવતા અસ્પૃસ્યતા સ્વય નિવૃત્ત થઈ જશે. બીજી રીતે નહી થઇ શકે. અને ત્યાસુધી તેમના જીવનની સગવડ તૈયાર કરવી અવસ્ય કર્તવ્ય છે.

ઉચી કોમોની નિર્દયતાનુ જ ફળ ભાવ મહાર પ્રકટ થયુ છે, કેમકે તેઓ પડેલા ઉપર પથ્થર રાખવામાં રાજી છે, તેમને ઉઠાવવા રાજી નથી, અને ઉઠાવશે પણ નહી. તેથી તેમને પણ શિક્ષા મળવી યોગ્ય છે તથાપિ સમષ્ટિ ધર્મમાં બાધા થાય એવુ કાર્ય કરવુ, યોગ્ય નથી. કોઈ પણ મર્યાદાને તોડીને પછી તને ફરી આચરણમા લાવતાં બહુ વાર લાગે છે. પરન્તુ તેને તોડવી બહુ સુગમ છે. તેથી ધર્મકાર્યમા પ્રવૃત્ત થવુ તે વિચારશૂન્યોનુ કામ નથી. ધર્મકાર્યમા પ્રવૃત્ત થનારે પ્રથમ પોતાના તરફ જોવાની જરૂર છે. પોતાનુ વિદ્યાબલ, દેશના આચારનો અનુભવ, પ્રાચીન ધર્મમર્યાદાનુ જ્ઞાન, મનુષ્યોના સ્વભાવભેદનુ જ્ઞાન, દેશકાલ આદિનો વિચાર, શત્રુપક્ષનુ ઇષ્ટ તથા અનિષ્ટ કાર્ય, કાર્યનુ પરિણામ, ધનસપતિ, જીવિકા, નામનુ વલણ, આદિ સર્વ વાતનો વિચાર કરવાની જરૂર છે. તેનો વિચાર કર્યા વિના પ્રવૃત્ત થવાથી તેઓ લોકોને અનસ્ય ખાડામા નાખી દેશે અહિની ભોળી પ્રજાએ હજારો પ્રકારે મહેરાનનારની પાછળ જઇ વૈદિક ધર્મને ધૂળમા મેળવી દીધો છે. તેથી જે પોતાની મર્યાદાનો ત્યાગ કરવાને તૈયાર થઇ જાય છે તેણે અવસ્ય પ્રથમ વિચાર કરવો યોગ્ય છે.

વળી જરૂર પડ્યા સર્વ નિયમોનું પાલન કરવુ અને અતિનુ વર્જન કરવુ એ બન્ને મનુષ્ય માત્રને ઇષ્ટનુ સાધન છે તેથી અસ્પૃસ્યતા આદિક જે છે તેનુ નિયમ પ્રમાણે પાલન કરવુ જ જોઇએ ગગાજળ સ્વય પવિત્ર છે, તથાપિ ગટરના પાણીની સાથે મેળવાથી તે ગગાજળની પવિત્રતા નષ્ટ પામે છે તેનુ જ નામ સબધદોષ છે. સબધદોષનુ નિવારણ કરવાને માટે જ આ મર્યાદા રાખવામા આવી છે.

અસ્પૃસ્યતા સબધી વિશેષ જ્ઞાન માટે પ્રાયશ્ચિત્તનિરૂપણમાં જોવુ.

ઇતિ અન્ત્યજ અને અસ્પૃશ્યતાનિરૂપણ અ. ૧૦ સમાપ્ત.

---

## અધ્યાય ૧૧. સર્ગ ૧.

આશ્રમધર્માન્તર્ગત—

### ૧. બ્રહ્મચર્યાશ્રમધર્મ.

આશ્રમ ચાર છે–૧. બ્રહ્મચર્ય, ૨. ગાર્હસ્થ્ય, ૩. વાનપ્રસ્થ અને ૪. સંન્યાસ. તે મધ્યે બ્રહ્મચર્યાશ્રમની પ્રધાનતા છે. તેના ધર્મ આ અધ્યાયમાં બતાવીએ છીએ.

**ब्रह्मचर्याद्ब्राह्मणस्य ब्राह्मणत्वं विधीयते ।**

**एवमाहुः परे लोके ब्रह्मचर्यविदो जनाः ॥**पद्म०पु०खं०२, अ.४१ श्लो. ८५॥

અર્થ:—બ્રહ્મચર્યથી બ્રાહ્મણના બ્રાહ્મણત્વનું વિધાન થાય છે. અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમનું પાલન કરવાથી જ બ્રાહ્મણત્વની પ્રાપ્તિ થાય છે એમ બ્રહ્મચર્યના તત્ત્વને જાણનાર લોક કહે છે.

**ब्रह्मचर्ये स्थितो धर्मो ब्रह्मचर्ये स्थितं तपः ।**

**ये स्थिता ब्रह्मचर्ये तु ब्राह्मणास्ते दिवि स्थिताः ॥** ,, ॥ ८६ ॥

અર્થ:—બ્રહ્મચર્યમાં ધર્મની સ્થિતિ છે, તેમજ બ્રહ્મચર્યમા તપની સ્થિતી છે. જે લોક બ્રહ્મચર્યમાં સ્થિત છે તે લોક પૃથિવીમાં સ્થિતિ હોવા છતાં સ્વર્ગ લોકમાં જ રહે છે એમ સમજવું જોઇએ. અર્થાત્ બ્રહ્મચર્યમાં રહેનાર નિશ્ચયપૂર્વક સ્વર્ગના ભાગી થાય છે.

**यो निगृह्येन्द्रियग्रामं भूतग्रामञ्च पञ्चकम् ।**

**ब्रह्मचर्यं समाधत्ते किमतः परमं तपः ॥** मत्स्य. पु. अ. १७५ श्लो. ४० ॥

અર્થ:—ઇન્દ્રિયો તથા શરીરનો નિગ્રહ કરીને બ્રહ્મચર્યનું સાધન કરવું તેના કરતાં મોટું કયું તપ છે? અર્થાત કોઈ પણ નથી.

**अयोगे केशधारणमसंकल्पव्रतक्रिया ।**

**अब्रह्मचर्ये चर्या च त्रयं स्याद्दम्भसंज्ञकम् ॥** ,, ॥ ४१ ॥

અર્થ.—યોગી નથી છતાં કેશ ધારણ કરવા, વ્રત ધારણ કરવા છતાં કોઇ નિયમનું પાલન ન કરવું, તથા બ્રહ્મચર્યનું પાલન કર્યા વિના વેદનું અધ્યયન કરવું (चर्या)–એ ત્રણનું નામ દંભ છે. અર્થાત્ આ કોઇપણ કર્મમાં શ્રદ્ધાનો લેશ નથી.

**धनं लभते दानेन मौनेनाज्ञां विशाम्पते ।**

**उपभोगाँश्च तपसा ब्रह्मचर्येण जीवितम् ॥** म. भा. अनु. प. अ. ७–१४ ॥

અર્થ:—હે મહારાજ! દાન કરવાથી ધનની પ્રાપ્તિ થાય છે. મૌનથી આજ્ઞાનું પાલન થાય છે. તપથી ભોગની પ્રાપ્તિ થાય છે. અને બ્રહ્મચર્યથી જીવન(આયુ)ની પ્રાપ્તિ થાય છે.

**शृणु व्रतस्य माहात्म्यं वक्ष्यामि प्रथमं तव ।**

**ब्रह्मचर्यव्रतं सारं व्रतानामुत्तमं व्रतम् ॥** स्का. पु. ख. ६ अ. २३७–१२ ॥

અર્થ:—હું પ્રથમ તમને વ્રતનું મહાત્મ્ય કહું છું તે સાંભળો. તેમાં બ્રહ્મચર્યનું વ્રત જે છે તે સાર રૂપ છે, અને સર્વ વ્રતો કરતાં ઉત્તમ વ્રત છે.

ब्रह्मचर्यं तपः सारं ब्रह्मचर्यं महत्फलम् ।

क्रियासु सकलास्वेव ब्रह्मचर्यं विवर्धयेत् ॥ „ ॥ १३ ॥

અર્થઃ—બ્રહ્મચર્ય એ તપના સાર રૂપ છે, અર્થાત્ સાર રૂપ તપ છે. બ્રહ્મચર્યનું મહાન્ ફલ છે. સર્વ કર્મોમાં બ્રહ્મચર્યની વૃદ્ધિ કરવી જોઇએ.

ब्रह्मचर्यप्रभावेन तप उग्रं प्रवर्तते ।

ब्रह्मचर्यात्परं नास्ति धर्मसाधनमुत्तमम् ॥ „ ॥ १४ ॥

અર્થઃ—બ્રહ્મચર્યના પ્રભાવથી મોટું ઉગ્ર તપ પ્રવૃત થાય છે. બ્રહ્મચર્ય કરતાં મોટું ધર્મનું કોઈ સાધન નથી.

ब्रह्मयोनौ प्रसूतस्य ब्राह्मणस्यात्मदर्शिनः ।

ब्रह्मचर्यं सुचरितं ब्रह्माणमपि चालयेत् ॥ मत्स्य० पु० अ० १७५–३३ ॥

અર્થઃ—બ્રાહ્મણ જાતિમાં ઉત્પન્ન થયેલા તત્ત્વવેત્તા બ્રાહ્મણનું સારી રીતે આચરણ કરેલું બ્રહ્મચર્ય બ્રહ્માને પણ ચલાયમાન કરે.

આયુ, તેજ, બલ, વીર્ય, બુદ્ધિ, કીર્તિ, પુણ્ય, અને પરમેશ્વરમાં પ્રીતિ–એ સર્વ બ્રહ્મચર્યથી જ પ્રાપ્ત થાય છે.

ब्रह्मचारिणं पितरो देवजनाः पृथक् देवा अनुसंयन्ति सर्वे गन्धर्वा एन मन्वायन् त्रयस्त्रिंशत् त्रिशताः षट् सहस्राः सर्वान् त्सदेवाँस्तपसा पिपर्ति ॥

अथ. वे. सं. का. ११ अ. ३ सू. ७ मं २ ॥

અર્થઃ—બ્રહ્મચર્યનું આચરણ કરનાર મનુષ્યની રક્ષા કરવાને માટે પિતરોના ગણ, તથા દેવજન નામના દેવગણ, તથા અન્ય સર્વ ઇન્દ્રાદિ દેવતા પણ પૃથક્ પૃથક્ તેની પાછળ પાછળ જાય છે. તેવી રીતે અન્તરિક્ષમાં વિચરનાર વિશ્વાવસુ આદિ ગન્ધર્વલોક તે બ્રહ્મચારીની રક્ષા કરવાને માટે તેની પાછળ પાછળ જાય છે, કેમકે આ બ્રહ્મચારી પોતાના નિયમ રૂપ તપ વડે, જે આઠ વસુ, એકાદશ રૂદ્ર, દ્વાદશ આદિત્ય, ઇન્દ્ર અને પ્રજાપતિ એ ૩૩ દેવતા છે, અને તેમની વિભૂતિ રૂપ જે ૩૦૦ દેવતા તથા ૬૦૦૦ સંખ્યાવાળા દેવતા છે તે સર્વેનું પાલન કરે છે. અર્થાત્ દેવ મનુષ્ય આદિ રૂપ સર્વ જગત્ બ્રહ્મચર્યથી ધારણ કરવામાં આવે છે એવો મન્ત્રનો ભાવ છે.

ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ।

अनड्वान् ब्रह्मचर्येणाश्वो घासं जिगीर्षति ॥ मंत्र १८ ॥

અર્થઃ—કન્યા બ્રહ્મચર્યનું પાલન કરે છે, અને તે બ્રહ્મચર્યના પ્રભાવથી તે યુવાન યોગ્ય પતિને પ્રાપ્ત કરે છે. બહુ શું કહેવું? પશુ પણ બ્રહ્મચર્યથી પોતાના ઇચ્છિત ફળને પ્રાપ્ત થાય છે એ વાત કહે છે—અનડ્વાન્ અર્થાત્ ગાડીને ખેંચનાર બળદ બ્રહ્મચર્યથી ગાડું ખેંચવું આદિ કામ કરે છે, અને ઉત્કૃષ્ટ સ્વામી(पति)ને પ્રાપ્ત થાય છે. અને ઘોડો પણ બ્રહ્મચર્યના બળથી ખાવાયોગ્ય ઘાસને ખાવાની ઇચ્છા કરે છે. (जिगीर्षति). મતલબ એ છે કે કન્યા યોગ્ય કાલ સુધી બ્રહ્મચર્યનું પાલન કરવાથી શરીરનું તથા બુદ્ધિનું બલ તથા રૂપ સૌન્દર્ય, આદિ પ્રાપ્ત કરે છે. તેથી તેને યોગ્ય પતિ મળે છે. બળદ પણ બ્રહ્મચર્યથી

બળવાન્ થાય છે, અને ઘણા વજનવાળા ગાડાને ખેંચવાને સમર્થ થાય છે. તેથી તેને પણ સારૂ ખવરાવનાર પીવરાવનાર સ્વામી મળે છે. તેવી રીતે અશ્વ પણ બ્રહ્મચર્યના બલથી મજબૂત થાય છે. તેથી તેને સર્વ પ્રકારનું બલ પ્રાપ્ત થાય છે. તેથી તેને સારો મનુષ્ય મળે છે જે તેને સારી રીતે ખવરાવે પીવરાવે છે. જેનામાં બ્રહ્મચર્યનું બલ નથી એવી કન્યા, બળદ, ઘોડો, આદિ સર્વ સારા સ્વામીને પ્રાપ્ત થતાં નથી. દુર્બલ કન્યા, બળદ, ઘોડો, ઈત્યાદિને કોઈ સારો મનુષ્ય સ્વીકાર કરતો નથી. તેથી તેને ખાવાનુ મળવાનો પણ સંભવ નથી.

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमपाघ्नत इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्वराभरत ॥**
„ मं० १९ ॥

અર્થ:—બ્રહ્મચર્ય રૂપ તપ વડે અગ્ન્યાદિ દેવતાઓએ મૃત્યુને દૂર કર્યું છે, અર્થાત્ તેઓ ચિરંજીવી થયા છે. અને ઇન્દ્ર પણ બ્રહ્મચર્ય રૂપ સાધન વડે દેવતાઓને માટે સ્વર્ગને ગ્રહણ કર્યું છે–સંપાદન કર્યું છે. (आभरत).

**ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति ॥** „ मं० १७ ॥

અર્થ:—વેદનું અધ્યયન, ભિક્ષાવૃત્તિ, ઊર્ધ્વરેતસ્ત્વ આદિક બ્રહ્મચારીએ અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મરૂપ તપ વડે રાજા પોતાના રાજ્યની રક્ષા કરે છે. અર્થાત્ યોગ્ય રીતે રાજ્યની રક્ષા કરવાની શક્તિ બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે.

**ब्रह्म ह वै प्रजा मृत्यवे संप्रयच्छत ब्रह्मचारिणमेव न सम्प्रददौ ॥** गोपथ०
„ ब्रा० प्र० २ ब्रा. ६ ॥

અર્થ:—પરમાત્માએ સર્વ પ્રાણીઓને મૃત્યુ પ્રતિ સોપ્યા, એકલા બ્રહ્મચારીને જ નહીં સોંપ્યો. અર્થાત્ બ્રહ્મચારી મૃત્યુનો જય કરી શકે છે, બીજો કોઈ મૃત્યુનો જય કરી શકતો નથી.

આ પ્રમાણે સર્વ પ્રકારનાં કાર્ય કરવાની શક્તિ બ્રહ્મચર્યથી જ પ્રાપ્ત થાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. અને સર્વ બુદ્ધિમાન્ મનુષ્ય તેનો બરાબર અનુભવ પણ કરી શકે છે.

**ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णास्त्वाद्यास्त्रयो द्विजाः ।**
**निषेकाद्याः श्मशानान्तास्तेषां वै मन्त्रतः क्रियाः** ॥याज०स्मृ०अ०१,१०॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે. તેમાંની પ્રથમની બ્રાહ્મણાદિ ત્રણ વર્ણને દ્વિજ કહે છે. આ દ્વિજાતિને ગર્ભાધાનથી લઈ શ્મશાન પર્યન્તનાં સર્વ કર્મ વૈદિક મન્ત્ર વડે થાય છે.

**मातुरग्रे विजननं द्वितीयं मौञ्जीबन्धने ।**
**अत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते॥** वसि०१ ०अ०२ श्लो० ३॥

અર્થ:—પ્રથમ જન્મ માતાથી થાય છે. અને મૌઞ્જીબન્ધન અર્થાત્ ઉપનયન સમયે તેનો બીજો જન્મ માનવામાં આવે છે. તેમાં તેની માતા સાવિત્રી છે અને પિતા આચાર્ય છે અર્થાત્ સાવિત્રી રૂપ માતાથી અને આચાર્ય રૂપ પિતાથી તેનો બીજો જન્મ થાય છે. આ ત્રણ વર્ણવાળાનો પહેલો જન્મ પોતાની માતાથી થાય છે તે વખતે તેનો એક જન્મ થયો. અને બીજીવાર જ્યારે સસ્કાર વડે ગર્ભવાસાદિની મલિનતાથી શુદ્ધ થાય છે ત્યારે તેનો ફરી જન્મ થાય છે. આ પ્રમાણે બે પ્રકારના જન્મ હોવાથી તેમને દ્વિજાતિ કહ્યા છે. જેઓના

વૈદિક સંસ્કાર થતા નથી તેમનો જન્મ ભલે ને કોઇ પણ વર્ણમાં હોય તોપણ તેમને દ્વિજાતિ નહીં કહી શકાય. તેથી—

वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् ।

कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥ मं० स्मृ० अ० २–२६ ॥

અર્થઃ–પુણ્યને ઉત્પન્ન કરનાર વૈદિક કર્મદ્વારા દ્વિજાતિના શરીરના સંસ્કાર કરવા જોઇએ, કેમકે તે શરીરને પવિત્ર કરનાર છે, અર્થાત્ પાપનો ક્ષય કરનાર છે. અને તે પરલોકમાં તથા આ લોકમાં પણ ઉપકારક છે. અર્થાત્ શરીરના સંસ્કારથી શુદ્ધ થયેલા મનુષ્યને વેદનું અધ્યયન આદિનો અધિકાર હોવાથી તથા યજ્ઞાદિક કર્મ કરવાની યોગ્યતા પ્રાપ્ત થતી હોવાથી આ લોક તથા પરલોક સંબંધી કાર્યમાં ઉપકારક થાય છે.

गार्भैर्होमैर्जातकर्मचौडमौञ्जीनिबन्धनैः ।

बैजिकं गार्भिकं चैनो द्विजानामपमृज्यते ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—ગાર્ભ કર્મ અર્થાત્ જે કર્મ ગર્ભની શુદ્ધિને માટે કરવામાં આવે છે. તે, તથા હોમ અર્થાત્ ગર્ભાધાનાદિ સંસ્કાર હોમ રૂપ હોવાથી તે સંસ્કારને હોમ રૂપ કહ્યા છે તે, તથા જાતકર્મ સંસ્કાર, તથા ચૂડાકરણ, તથા મૌઞ્જીબન્ધન, આદિ સંસ્કાર દ્વિજોના બીજ સંબંધી દોષોને(વૈજિક), તથા ગર્ભવાસથી પ્રાપ્ત થતા દોષોને દૂર કરે છે. તેથી સંસ્કાર જ સર્વ મનુષ્યોની શુદ્ધતાનું કારણ છે. તેથી—

गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।

गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણનું, ગર્ભથી અગિયારમે વર્ષે ક્ષત્રિયનું, અને ગર્ભથી બારમે વર્ષે વૈશ્યનું ઉપનયન કરાવવું જોઇએ. અને—

ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।

राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—બ્રહ્મવર્ચસ અર્થાત્ વેદના અર્થના જ્ઞાનાદિકની અધિકતાના નિમિત્તથી જે તેજ પ્રાપ્ત થાય છે તે બ્રહ્મવર્ચસ કહેવાય છે. તેની ઇચ્છાવાળા બ્રાહ્મણ બાલકનું ગર્ભથી પાંચમે વર્ષે ઉપનયન કરાવવું જોઇએ. અને રાજ્યપ્રાપ્તિ આદિ નિમિત્ત બળની ઇચ્છાવાળા ક્ષત્રિય પુત્રનું ઉપનયન ગર્ભથી છઠે વર્ષે કરાવવું જોઇએ. અને ખેતી તથા વ્યાપારમાં હોંશીઆરી મેળવવાની ઇચ્છાવાળા વૈશ્ય પુત્રનું ગર્ભથી આઠમે વર્ષે ઉપનયન કરાવવું જોઇએ. છતાં—

आ षोडशाद्ब्राह्मणस्य सावित्री नातिवर्तते ।

आ द्वाविंशात्क्षत्रबन्धोरा चतुर्विंशतेर्विशः ॥ ,, ॥३८॥

અર્થઃ—બ્રાહ્મણનું ઉપનયન ૧૬ વર્ષની ઉપર થવું ન જોઇએ, અર્થાત્ ૧૬ વર્ષની અંદર કરવું જોઇએ. ક્ષત્રિયનું ૨૨ વર્ષની અંદર, અને વૈશ્યનું ૨૪ વર્ષની અંદર કરવું જોઇએ.

સત્યાષાઢ વિરચિત શ્રૌતસૂત્રમાં બ્રાહ્મણનું ઉપનયન જન્મથી સાતમું વર્ષ બેસે ત્યારે કરાવવાનું બતાવ્યું છે. એટલે તે પણ ગર્ભથી આઠમા વર્ષનો જ નિયમ થયો. વળી ગર્ભથી તેમ જન્મથી આઠમા આદિ વર્ષમાં ઉપનયનનો પણ નિયમ કહ્યો છે.

अथ ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ।
सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ „ ॥ ३९ ॥

અર્થઃ—બ્રાહ્મણાદિ દ્વિજાતિ માટે આ ૧૬ વર્ષાદિ પર્યન્તનો જે ઉપનયનનો કાલ કહ્યો તેની અંદર જો દ્વિજાતિનો ઉપનયન સંસ્કાર ન કરાવે તો ત્યાર પછી તેવા ઉપનયન સંસ્કારથી રહિત અને તેથી શિષ્ટ પુરૂષોથી નિન્દિત થયેલા દ્વિજો **વ્રાત્ય** (અધમ) બને છે.

नैतैरपूतैर्विधिवदापद्यपि हि कर्हिचित् ।
ब्राह्मान्यौनांश्च संबन्धानाचरेद्ब्राह्मणः सह ॥ „ ॥ ४० ॥

અર્થઃ—તે લોકો જ્યાં સુધી વિધિપૂર્વક પવિત્ર થયા ન હોય ત્યાંસુધી તેમની સાથે બ્રાહ્મણે આપત્કાલમાં પણ ભણાવવાથી થતો તથા કન્યા દેવાથી થતો વગેરે સંબન્ધ કરવો નહીં.

આ પ્રમાણે સંસ્કાર રહિત દ્વિજાતિને શાસ્ત્રે અપવિત્ર કહ્યો છે. સંસ્કારરહિત દ્વિજાતિ મરણ પર્યન્ત અશુદ્ધ જ રહે છે. વ્રાત્યોને વૈદિક ધર્મનું આચરણ કરવાની ઇચ્છા હોય તો તે પ્રાયશ્ચિત્ત કર્યા બાદ જ થઇ શકે છે, બીજી રીતે નહીં, એવો શાસ્ત્રનો નિયમ છે. ૧૬ વર્ષની અંદર બ્રાહ્મણનો ૨૨ વર્ષની અંદર ક્ષત્રિયનો, અને ૨૪ વર્ષની અંદર વૈશ્યનો અવશ્ય ઉપનયન સસ્કાર કરાવી તેને વેદાધ્યયનને માટે ગુરૂની પાસે મોકલવો જોઇએ. ઉપનયનનો યોગ્ય કાલ તો ઉપર કહ્યા પ્રમાણે અષ્ટમાદિ વર્ષ છે. વળી કોઇને સમયને અનુસાર ઉપનયન તો થયું, પરંતુ વેદ ભણાવવાને નહીં મોકલતા નિશાળોમાં અન્ય શિક્ષણ લેવાને માટે મોકલવામાં આવે, તો તે વિવાહ ન કરવા છતાં પણ બ્રહ્મચારી નહીં કહી શકાય. પરન્તુ વિદ્યાર્થી માત્ર કહેવાશે. કેમકે "બ્રહ્મ" નામ વેદનું છે, તેનું અધ્યયન કરવાને માટે શાસ્ત્રમાં બતાવેલા નિયમોના પાલનપૂર્વક ગુરૂની પાસે રહેવાથી જ બ્રહ્મચારી કહેવાય છે. કોઇ તપસ્યાને નિમિત્તે, કોઇ વ્રતાદિના નિમિત્તે, નિયમપૂર્વક રહેનાર પણ બ્રહ્મચારી રહે છે. સ્ત્રીઓના સમાગમનો પરિત્યાગ કરવાથી તેમને બ્રહ્મચારી કહે છે, કેમકે તે પણ બ્રહ્મચારીનો એક મુખ્ય નિયમ છે. તેનું પાલન કરવાથી તેમને લોકમાં બ્રહ્મચારી કહે છે. તેમજ કોઈ પ્રકારના ધનાદિના અભાવથી અથવા રોગાદિના નિમિત્તથી; પણ કોઇનો વિવાહ ન થવાના કારણથી તેને સ્ત્રી સંસર્ગનો ત્યાગ થયો છે, પરંતુ તેથી તે સર્વ કોઇ રીતે બ્રહ્મચારી કહી શકાતા નથી.

તે કારણથી કાલને અનુસાર ઉપનયન સંસ્કાર કરાવી વેદાધ્યયન કરવાને માટે ગુરૂની પાસે ૧૨ વર્ષ અથવા ૨૪ અથવા ૪૮ વર્ષ સુધી રહીને નિયમની સાથે વેદનું અધ્યયન કરનારને જ **બ્રહ્મચર્યાશ્રમી** કહી શકાય છે. બુદ્ધિશાલી બાલક ચાર વર્ષમાં ચારે વેદોનું અધ્યયન કરીને બ્રહ્મચર્ય સમાપ્ત કરી શકે છે એવું પરાશરજીના વચનથી જાણવામાં આવે છે. પરન્તુ તાત્પર્ય તો વેદના અધ્યયનમાં છે. પોતાની શાખાનું પણ જેણે અધ્યયન કર્યું નથી તેને બ્રાહ્મણ્યની પ્રાપ્તિ થવાની નથી.

ઇતિ. બ્રહ્મચર્યાશ્રમનિરૂપણ અ૦ ૧૧ સ. ૧ સમાપ્ત.

## અધ્યાય ૧૧ સર્ગ ૨.

### બ્રહ્મચારીના નિયમો–
### વસ્ત્રનિરૂપણ.

પૂર્વ સર્ગમા બ્રહ્મચર્યાશ્રમનુ નિરૂપણ કરીને આ સર્ગમા બ્રહ્મચારીના નિયમોનુ નિરૂપણ કરીએ છીએ.

**कार्ष्णरौरवबास्तानि चर्माणि ब्रह्मचारिणः ।**
**वसीरन्नानुपूर्व्येण शाणक्षौमाविकानि च ॥** म० स्मृ० अ० २–४१ ॥

અર્થ —બ્રાહ્મણાદિ બ્રહ્મચારી ક્રમે કૃષ્ણ મૃગ, રૂરૂ(મૃગભેદ) તથા બકરાના ચર્મનુ ઉત્તરીય પહેરે અર્થાત્ બ્રાહ્મણ કૃષ્ણ મૃગનુ, ક્ષત્રિય રૂરૂમૃગનુ, અને વૈશ્ય બકરાના ચર્મનુ ઉત્તરીય પહેરે અને બ્રાહ્મણ શણના વસ્ત્રને અધોવસ્ત્ર કરે, ક્ષત્રિય અલસીની છાલનુ (क्षौम) બનાવેલુ વસ્ત્ર પહેરે તથા વૈશ્ય ઘેટાના ઉનનુ બનાવેલુ વસ્ત્ર પહેરે.

**कार्पास चाविकृतम् ॥** गौ. ध. सू अ. १ सू. २० ॥

અર્થ —કપાસનુ એટલે રગ્યા વિનાનુ (अविकृत) સફેદ વસ્ત્ર સર્વને માટે હોઈ શકે છે જો રગેલુ હોય તો '**वार्क्ष ब्राह्मणस्य** " गौ ध सू अ १–२२ ॥ વૃક્ષની છાલ આદિનુ બનાવેલુ કાષાય રગવાળુ વસ્ત્ર બ્રાહ્મણ પહેરે અને '**मञ्जिष्ठहरिद्रे इतरयो** ॥ " गौ ध सू अ १–२३ ॥ મજીઠથી રગેલુ ક્ષત્રિયે, અને હરિદ્રાથી રગેલુ વસ્ત્ર વૈશ્યે પહેરવુ જોઇએ હરિણ અને એણનુ ઉત્તરીય બ્રાહ્મણોને માટે કહ્યુ છે આ બને મૃગના જ ભેદ છે

### મેખલાનિરૂપણ

**मौञ्जी त्रिवृत्समा श्लक्ष्णा कार्या विप्रस्य मेखला ।**
**क्षत्रियस्य तु मौर्वीज्या वैश्यस्य शणतान्तवी ॥** म. स्मृ अ. २–४२

અર્થ —ખરબચડી ન હોય એવી મુન્જની ત્રણ સમાન સૂત્રની બનાવેલી મેખલા બ્રાહ્મણ બ્રહ્મચારીને માટે છે અને ધનુષની દોરી જેની બને છે તેનુ નામ મુર્વા છે, તે મુર્વાની દોરીથી બનાવેલી મેખલા ક્ષત્રિયને માટે છે. અને શણના સૂત્રથી બનાવેલી મેખલા વૈશ્ય બ્રહ્મચારીને માટે છે (મેખલા નામ કટિસૂત્રનુ છે)

**मुञ्जालाभे तु कर्तव्या कुशाश्मन्तकबल्वजैः ।**
**त्रिवृता ग्रन्थिनैकेन त्रिभिः पञ्चभिरेव वा ॥** ,, ॥ ४३ ॥

અર્થ — મુન્જ વગેરે ન મળે તો બ્રાહ્મણ બ્રહ્મચારીને માટે કુશાની મેખલા બનાવવી, ક્ષત્રિય બ્રહ્મચારી માટે અશ્મન્તકની મેખલા કરવી, અને વૈશ્ય બ્રહ્મચારીને માટે બલ્વની મેખલા બનાવવી આ ત્રણે તૃણવિશેષના નામ છે ત્રણ ગણી કરેલી તથા એક, ત્રણ, કે પાચ ગાઠવાળી મેખલા કરવી જોઇએ જેવી પોતાના કુલની પરપરા ચાલતી આવી હોય એટલી ગાઠ વાળવી તેમા બ્રાહ્મણને એક, ક્ષત્રિયને બે અને વૈશ્યને ત્રણ ગાઠ–એવો નિયમ નથી

### ઉપવીતનિરૂપણ

**कार्पासमुपवीत स्याद्विप्रस्योर्ध्ववृत त्रिवृत् ।**
**शणसूत्रमय राज्ञो वैश्यस्याविकसौत्रकम् ॥** ,, ॥ ४४ ॥

અર્થઃ—બ્રાહ્મણને માટે કપાસના સૂત્રનું યજ્ઞોપવીત બનાવવું જોઇએ. ક્ષત્રિયને માટે શણના સૂત્રનું, અને વૈશ્યને માટે ઘેટાના ઉનનું બનાવેલુ યજ્ઞોપવીત જોઇએ. અને તે ઉપવીત ત્રણ ત્રણ તંતુને ત્રિગુણા કરેલા નવ સૂત્રવાળું દક્ષિણાવર્ત (ऊर्ध्ववृत) ઉપવીત જોઇએ.

**यज्ञोपवीतं कुर्वीत सूत्रेण नवतान्तवम् ।**

**देवतास्तत्र वक्ष्यामि आनुपूर्व्येण याः स्मृताः ॥** *गृह्यसंग्रहः प्र. २ ॥ ४८ ॥*

અર્થઃ—નવ તન્તુ યુક્ત યજ્ઞોપવીત કરવું જોઈએ. એ નવ તન્તુઓના ક્રમે કરીને જે દેવતાઓ બતાવેલા છે તે તમને કહું છું.

**ओंकारः प्रथमस्तन्तुर्द्वितीयश्चाग्निदैवतः ।**

**तृतीयो नागदैवत्यश्चतुर्थः सोमदैवतः ॥** ,, प्र. २ ॥ ४९ ॥

**पञ्चमः पितृदैवत्यः पष्ठश्चैव प्रजापतिः ।**

**सप्तमो वासुदैवत्यो अष्टमो यमदैवतः ॥** ,, ॥ ५० ॥

**नवमः सर्वदैवत्य इत्येते नव तन्तवः ।** ,, ॥ ५१ ॥

અર્થઃ—પહેલા તન્તુની દેવતા ઑંકારવાચ્ય પરમાત્મા છે. બીજા તન્તુની દેવતા અગ્નિ છે. ત્રીજાની નાગ છે. ચોથાની ચન્દ્રમા છે. (૪૯). પાંચમા તન્તુની દેવતા પિતૃઓ છે. છઠ્ઠાની પ્રજાપતિ છે. સાતમાની વાસુદેવ છે. આઠમાની યમરાજ છે. અને નવમો સર્વ તન્તુ દેવતા રૂપ છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન દેવતાવાળા નવ તન્તુ છે.

**द्विगुणं त्रिगुणं वापि एकग्रन्थिकृतं विदुः ॥** ,, ॥ ५२ ॥

અર્થઃ—આ નવ તન્તુવાળા યજ્ઞોપવીતને આચાર્યલોક બે સેરવાળું તથા ત્રણ સેરવાળું તથા એક ગ્રન્થિયુક્ત જાણે છે. ત્રણ સેરના અભાવમાં બે સેરનું કથન છે એમ નારાયણ ઉપાધ્યાય લખે છે.

**ब्रह्मणोत्पादितं सूत्रं विष्णुना त्रिगुणीकृतम् ।**

**रुद्रेण तु कृतो ग्रन्थिः सावित्र्या चाभिमन्त्रितम् ॥** ,, ॥ ५३ ॥

અર્થઃ—યજ્ઞોપવીતને માટે બ્રહ્માજીએ સૂત્ર તૈયાર કર્યું, વિષ્ણુ ભગવાને તેને ત્રિગુણ કર્યું, અને રૂદ્ર દેવતાએ તેની ગાંઠ પાડી. તથા ગાયત્રી દેવીએ તેને મન્ત્રિત કર્યું. માટે "**ब्रह्म यज्ञानं**" એ મન્ત્ર ભણીને સૂત્રને કાંતવું, તથા "**इदं विष्णुः**" એ મન્ત્ર ભણીને તેને ત્રિગુણ કરવું, અને "**आवो राजानम्**" એ મન્ત્રથી ગ્રન્થિ કરવી. તથા "**तत्सवितुः**" એ ગાયત્રી મન્ત્ર વડે તેનું અભિમન્ત્રણ કરવું. ત્યાર બાદ યજ્ઞોપવીતને ધારણ કરવું જોઇએ.

વળી યજ્ઞોપવીતનું પરિમાણ પણ નિયમિત જ હોવું જોઇએ.

**स्तनादूर्ध्वमधोनाभेर्न कर्तव्यं कथंचन ।**

**स्तनादूर्ध्वं श्रियं हन्ति नाभ्यधस्तात्तपःक्षयः ॥** गृह्यसंग्रहः श्लो. ५४ ॥

અર્થઃ—યજ્ઞોપવીતને સ્તનથી ઉપર અને નાભિની નીચે ધારણ નહીં કરવું. સ્તનથી ઉપર ધારણ કરવાથી લક્ષ્મીની હાનિ થાય છે, અને નાભિની નીચે ધારણ કરવાથી તપનો ક્ષય થાય છે. કોઇ મતમાં કટિ સુધી પણ યજ્ઞોપવીત ધારણ કરવાનું કહ્યું છે. બને પ્રકાર જોવામાં આવે છે.

कार्पासक्षौमगोवालशरवल्कतृणोद्भवम् ।
सदा संभवतो धार्यमुपवीतं द्विजातिभिः ॥ देवलऋषिः ॥

અર્થઃ—કપાસનું, તથા અલસીના વલ્કલનું, ગાયના પૂછડાના વાળ તથા શર તથા વલ્કલ અર્થાત્ વૃક્ષોની છાલ, તથા કુશ આદિ ઘાસનું પણ યજ્ઞોપવીત બનાવવાનું કહ્યું છે. (આ શ્લોક ગોભિલીય ગૃહ્યસૂત્રની અન્તર્ગત ગૃહ્યસંગ્રહના ભાષ્યમાં લખેલો છે).

यज्ञोपवीतम् ॥ खादिरगृ. सू. पट. १ ख. १ सू. ४ ॥

અર્થઃ—યજ્ઞોપવીત વૈદિક કર્મનું અંગ છે. તેથી તે અવસ્ય ધારણ કરવું જોઇએ.

ग्रीवायां प्रतिमुच्य दक्षिणं बाहुमुद्धृत्य यज्ञोपवीती भवति ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—યજ્ઞોપવીતને ગળામાં ઘાલીને જમણો હાથ તેમાંથી બહાર કાઢીને નીચે લટકાવવાથી યજ્ઞોપવીતી(યજ્ઞોપવીતવાળો) થાય છે.

ઉપાકર્મનિરૂપણ.

વળી એકવાર ધારણ કરેલું યજ્ઞોપવીત હમેશને માટે નથી. તેને વર્ષમાં એકવાર બદલવાની આવસ્યકતા છે. યજ્ઞોપવીત બદલવાના કર્મને ઉપાકર્મ કહે છે. કોઇ શ્રાવણીકર્મ પણ કહે છે.

नभसः पञ्चदश्यां वा पञ्चम्यां च तथापरे ।
नभस्यस्य चातुर्दश्यामुपाकर्म यथोदितम् ॥ वृ. पा. स्मृ. अ. ४—३३४ ॥

અર્થઃ—કોઇ શ્રાવણ(**नभस**) માસની પૂર્ણિમાને દિવસે, અને કોઇ શુક્લ પક્ષની પંચમીને દિવસે ઉપાકર્મ કરવાનું કહે છે. અને કોઈના મતમાં ભાદ્રપદ (**नभस्य**) માસની ચતુર્દશીને દિવસે ઉપાકર્મ કરવાનું કહે છે.

तद्विदः केचिदिच्छन्ति नभसः श्रवणेन तु ।
हस्तेन वाथ पंचम्यामनुध्यानाद्वदन्ति तम् ॥ ,, ॥ ३३५ ॥

અર્થઃ—વળી ઉપાકર્મને જાણનાર કોઇ વિદ્વાન્ એમ કહે છે કે શ્રાવણ માસમાં જે દિવસે શ્રવણ નક્ષત્ર અથવા હસ્ત નક્ષત્ર હોય તે દિવસે, અથવા પંચમી તિથિને રોજ, ઉપાકર્મ કરવું જોઇએ. જે કુલમાં જેવી પરંપરા ચાલી આવી હોય તેવી રીતે કરવું ઠીક છે.

रोहिण्यां चाथ हस्तेऽपि ह्युपाकर्माणि कुर्वते ॥ ,, ॥ ३३९ ॥

અર્થઃ—કોઇ આચાર્ય રોહિણીમાં અને કોઈ હસ્તમાં પણ ઉપાકર્મ કરે છે.

यत्र शाखोपनीतः स्याद्ब्रह्मचारी द्विजोत्तमः ।
तच्छाखाविहितं तस्य उपाकर्मादि कीर्त्यते ॥ ,, ॥ ३३६ ॥

અર્થઃ—જે બ્રાહ્મણ બ્રહ્મચારીને જે શાખાથી વ્રતબદ્ધ કર્યો હોય તે જ શાખાના વિધાન મુજબ તેને માટે ઉપાકર્માદિ કર્મ કહેલું છે.

अतो वेदाधिकारित्वं वेदपाठस्य कीर्त्यते ।
अनुपाकृतविप्रादेर्वेदाध्ययनदुष्कृतम् ॥ ,, ॥ ३३७ ॥

અર્થઃ—વેદ ભણનારને ઉપાકર્મ કરવાથી(**अतः**) વેદ ભણવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. જે બ્રાહ્મણાદિનું ઉપાકર્મ કરવામાં ન આવ્યું હોય તેમને વેદાધ્યયન કરવાથી પાપ લાગે છે.

न भवेदनुपाकर्मा ब्राह्मणः स्नातको व्रती ।
कर्मच्युतो भवेद्व्रात्यो व्रात्यः निष्कृतिकृच्छुचिः ॥ ॥ ४० ॥

અર્થઃ—ઉપાકર્મ નહીં કરનારં બ્રાહ્મણ સ્નાતક બ્રહ્મચારી થઇ શકતા નથી, કેમકે કર્મહીન થવાથી વ્રાત્ય થઇ જાય છે, અને વ્રાત્યની શુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરવાથી થાય છે. તે વિના થતી નથી.

બાલકને વેદ ભણાવવાને માટે આચાર્યની સમીપ લઇ જવાના અંગ રૂપ ગાયત્રીના ઉપદેશપ્રધાન કર્મવિશેષનું નામ **ઉપનયન** છે. પુત્રનું ઉપનયન પ્રથમ પિતાએ જ કરાવવું જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે. પિતાને અભાવે તેના દાદા, કાકા, ભાઈ, આદિએ કરાવવું જોઇએ. અને તેમના અભાવે કોઈ શ્રોત્રિય કરાવે.

વિશેષ બ્રહ્મચારીનું ઉપવીત આદિ જીર્ણ થઇ જતાં તેનો જલમાં પરિત્યાગ કરીને નવીન ગ્રહણ કરવું જોઇએ

દણ્ડાદિનિરૂપણ.

હવે બ્રહ્મચારીઓના દણ્ડાદિનું નિરૂપણ કરીએ છીએ.

ब्राह्मणो वैल्वपालाशौ क्षत्रियो वाटखादिरौ ।
पैलवौदुम्बरौ वैश्यो दण्डानर्हन्ति धर्मतः ॥ म. स्मृ. अ. २–४५ ॥

અર્થઃ—બ્રાહ્મણ બ્રહ્મચારી ધર્માનુસાર બિલ્વનો અથવા પલાશનો, ક્ષત્રિય વડનો અથવા ખદિર(ખેર)નો, અને વૈશ્ય પીલુનો કે ગુલરનો દણ્ડ ધારણ કરે.

यज्ञियो वा सर्वेषाम् ॥ गौ. ध. सू. अ. १ सू. २६ ॥

પૂર્વે કહેલા વૃક્ષોના અભાવે યજ્ઞમાં ઉપયોગી વૃક્ષોનો દણ્ડ સર્વને માટે બનાવે.

केशान्तिको ब्राह्मणस्य दण्डः कार्यः प्रमाणतः ।
ललाटसंमितो राज्ञः स्यात्तु नासान्तिको विशः ,, ॥ ४६ ॥

અર્થઃ—બ્રાહ્મણનો દણ્ડ કેશ પર્યન્ત લાંબો, ક્ષત્રિયનો લલાટ પર્યન્તનો, અને વૈશ્યનો નાસિકા પર્યન્ત લાંબો રાખવો જોઇએ.

ऋजवस्ते तु सर्वे स्युरव्रणाः सौम्यदर्शनाः ।
अनुद्वेगकरा नृणां सत्वचोऽनग्निदूषिताः ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—સર્વના દણ્ડ સીધા, વ્રણ (ઘા) વિનાના, અને શોભાવાળા હોવા જોઈએ, તેમજ બહુ ભારે હોય તો મનુષ્યોને ઉદ્વેગ કરતા થાય, માટે તેવા ન હોવા જોઇએ. તેમજ ત્વચા યુક્ત હોય અને અગ્નિથી દાઝેલા ન હોય એવા જોઇએ.

બ્રહ્મચારીએ આ મેખલા, દણ્ડ, આદિ હમેશાં ધારણ કરવાં.

प्रतिगृह्येप्सितं दण्डमुपस्थाय च भास्करम् ।
प्रदक्षिणं परीत्याग्निं चरेद्भैक्षं यथाविधि ॥ ,, ॥ ४८ ॥

અર્થઃ—ઉપર કહેલા લક્ષણવાળા ઇચ્છિત દણ્ડને ધારણ કરીને સૂર્યને નમસ્કાર કરીને બ્રહ્મચારી અગ્નિની પ્રદક્ષિણા કરીને ભિક્ષા માગવા માટે જાય.

भवत्पूर्वं चरेद्भैक्षमुपनीतो द्विजोत्तमः ।
भवन्मध्यं तु राजन्यो वैश्यस्तु भवदुत्तरम् ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—ઉપનયન સંસ્કારવાળો બ્રાહ્મણ બ્રહ્મચારી " **भवति भिक्षां देहि** " એ પ્રમાણે **भवत** શબ્દને પહેલા બોલીને ભિક્ષા માગે. અને ક્ષત્રિય બ્રહ્મચારી " **भिक्षां भवति देहि** " એ પ્રમાણે **भवत्** શબ્દ વચમાં બોલીને ભિક્ષા માગે. અને વૈશ્ય બ્રહ્મચારી " **भिक्षां देहि भवति** " એ પ્રમાણે **भवत्** શબ્દને અંતમાં બોલીને ભિક્ષા માગે.

**मातरं वा स्वसारं वा मातुर्वा भगिनीं निजाम् ।**
**भिक्षेत भिक्षां प्रथमं या चैनं नावमानयेत् ॥ ॥ ५० ॥**

અર્થ:—ઉપનયન વખતની–ઉપનયનના અંગ રૂપ–ભિક્ષા પ્રથમ માતાની પાસે માગે, માતા ન હોય તો પોતાની બેન પાસે માગે, બેન ન હોય તો માતાની બેન પાસે માગે. અને આ ત્રણેમાંથી કોઈપણ ન હોય તો જે સ્ત્રીની પાસે ભિક્ષા માગતાં તે અપમાન ન કરે તેવી કોઈ સ્ત્રી પાસે ભિક્ષા માગે.

**समाहृत्य तु तद्भैक्षं यावदन्नममायया ।**
**निवेद्य गुरवेऽनीयादाचम्य प्राङ्मुखः शुचिः ॥ ,, ॥ ५१ ॥**

અર્થ:— આ પ્રમાણે ભિક્ષા લાવીને નિષ્કપટતાથી સર્વ અન્ન ગુરુની આગળ લાવીને મૂકે ગુરુના જમતાં બચેલું અન્ન ગુરુની આજ્ઞા લઈને આચમન કરીને પવિત્ર થઈ પૂર્વ દિશામાં મુખ કરીને પોતે ભક્ષણ કરે. ગુરુની પાસે અન્ન રાખતી વખતે સારૂં અન્ન પોતે ખાવાની ઈચ્છાથી તેને નીચે રાખવુ અને સાધારણ અન્ન ઉપર રાખવું તેનું નામ માયા છે. આવી માયા રહિત થઈને સર્વ ભિક્ષાન્ન ગુરુને નિવેદન કરવું.

**ब्राह्मणेषु चरेद्भैक्षमनिन्द्येष्वात्मवृत्तये ॥ याज्ञ० स्मृ० અ० १–२९ ॥**

અર્થ:—બ્રહ્મચારી પોતાની વૃત્તિને માટે પતિતાદિ બ્રાહ્મણને છોડી અન્ય બ્રાહ્મણોને ઘેર ભિક્ષા માગે, પરંતુ આ નિયમ નથી. બ્રાહ્મણોને ત્યાંથી મળે ત્યાં સુધી ત્યાંથી લેવું. ત્યાંથી ન મળે તો બીજા દ્વિજાતિ (ક્ષત્રિયાદિ)ને ત્યાંથી પણ લઈ શકે છે. પોતાના તેમજ ગુરુના નિર્વાહને માટે જ બ્રહ્મચારી ભિક્ષા માગી શકે છે. બીજા કોઈને માટે માગી શકતો નથી. તેથી શ્લોકમાં " **आ मवृत्तये** " કહ્યું છે.

**सार्ववर्णिकं भैक्षचरणमभिशस्तपतितवर्जम् ॥ गौ० ध० सू० અ० २–४२ ॥**

અર્થ:–લોકમાં જેના ઉપર વ્યભિચારનો દોષ આવેલો હોય તેને "અભિશસ્ત" કહે છે. તેવા અભિશસ્ત અને પતિતને છોડીને સર્વ વર્ણો પાસેથી ભિક્ષા માગવી યોગ્ય છે.

આ સૂત્ર વિશે કેટલાકનો મત એવો છે કે ચારે વર્ણો પાસેથી ભિક્ષા લેવાને આ સૂત્ર આજ્ઞા આપે છે અને બીજા કેટલાકનો એવો અભિપ્રાય છે કે ફક્ત દ્વિજાતિ ત્રણ વર્ણો પાસેથી ભિક્ષા લેવાને આ સૂત્ર કહે છે, કેમકે આપત્તિ કાળને છોડી અન્ય સમયમાં શૂદ્રનું અન્ન ખાવું તેને નિષિદ્ધ કર્યું છે. યથાર્થ રીતે વિચાર કરવામાં આવે તો બ્રાહ્મણોને માટે જે જે વર્ણોનું ભોજન કરવાની આજ્ઞા છે તે વર્ણો પાસેથી બ્રહ્મચારી પણ ભિક્ષા લઈ શકે. ભોજન માટે બ્રાહ્મણને માટે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, અને સત્ શૂદ્રનું પણ ભોજન કરવાની આજ્ઞા ધર્મશાસ્ત્ર આપે છે. તેવી રીતે બ્રહ્મચારી પણ દ્વિજાતિ તથા સત્ શૂદ્રની પણ ભિક્ષા લઈ શકે છે. પરંતુ પૂર્વ પૂર્વ વર્ણની ભિક્ષા ન મળે ત્યારે જ ઉત્તર ઉત્તર વર્ણની ભિક્ષાનું વિધાન છે. કેમકે–

शूद्रान्नरसपुष्टाङ्गो योऽधीयानोऽपि नित्यशः ।
जुह्वन्नपि जपन्वापि गतिमूर्ध्वां न विन्दति ॥

અર્થ:—શૂદ્રનું અન્ન ખાઈને તે અન્નના રસથી જેનું શરીર પુષ્ટ થયેલું છે એવો બ્રહ્મચારી વગેરે, કદાપિ હમેશાં વેદનું અધ્યયન કરતો હોય અથવા હોમ કરતો હોય, અથવા જપ કરતો હોય તોપણ ઉત્તમ ગતિને પ્રાપ્ત થતો નથી. (આ શ્લોક અસત્ શૂદ્રો સંબધી છે, તેનો વિશેષ ખુલાસો ભોજન વિવેચનના સ્થલમાં જોઈ લેવો.)

ઉત્તમ ભિક્ષા તો જેણે વેદાદિનો ત્યાગ કર્યો નથી તેના ઘરની છે.

वेदयज्ञैरहीनानां प्रशस्तानां स्वकर्मसु ।
ब्रह्मचार्याहरेद्भैक्षं गृहेभ्यः प्रयतोऽन्वहम् ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૨–૧૮૩ ॥

અર્થ:—જેણે વેદનું અધ્યયન તથા યજ્ઞાદિકનો પરિત્યાગ કર્યો નથી અને પોતાના કર્મમાં પ્રવૃત્ત છે, એવાં ઘરોમાંથી બ્રહ્મચારી વારંવાર સિદ્ધ અન્નની ભિક્ષા લાવે.

गुरोः कुले न भिक्षेत न ज्ञातिकुलबन्धुषु ।
अलाभे त्वन्यगेहानां पूर्वं पूर्वं विवर्जयेत् ॥ ,, ॥ १८४ ॥

અર્થ:—આચાર્યના સપિણ્ડીઓને ત્યાં, તથા તેમની જ્ઞાતિ, કુલ અને બન્ધુઓને ત્યાં અર્થાત્ આચાર્યના મામા આદિને ઘેર ભિક્ષા ન માગવી. તેમના ઘરને છોડી અન્ય યોગ્ય ઘર ન મળે તો પૂર્વ પૂર્વને છોડીને ભિક્ષા માગે અર્થાત્ પ્રથમ ગુરુના બન્ધુને ત્યાં માગે, ત્યાં ન મળે તો ગુરુનું કુલ, અને પછી જ્ઞાતિને ત્યાં ભિક્ષા માગે.

सर्वं वापि चरेद्ग्रामं पूर्वोक्तानामसंभवे ।
नियम्य प्रयतो वाचमभिशस्ताँस्तु वर्जयेत् ॥ ,, ॥ १८५ ॥

અર્થ:—પૂર્વે કહેલા વેદાધ્યયનાદિ યુક્ત ઘરોમાં જો ભિક્ષા ન મળે તો વેદાધ્યનાદિથી રહિત ગામનાં સર્વ ઘરમાં પણ ભિક્ષા માગે. અને તે વખતે **"भवति भिक्षां देहि"** એ સિવાય અન્ય કોઈ શબ્દો (**वचः**) ન બોલે. તેમાં પણ અભિશસ્તોનાં ઘરનો ત્યાગ કરીને બીજે ઘેર ભિક્ષા માગે. જેટલું જેટલું અધિક પવિત્ર કુલનું અન્ન ખાવામાં આવશે તેટલું તેટલું બ્રહ્મચારીનું તપ વૃદ્ધિને પ્રાપ્ત થશે એવો ભાવ છે.

सायं प्रातस्तु भिक्षेत ब्रह्मचारी सदा व्रती ॥ संवर्त સ્મૃ૦ શ્લો૦ ११ ॥

અર્થ:—હમેશાં વ્રતમાં રહેનાર બ્રહ્મચારી સાયંકાલ તથા પ્રાતઃકાલ બન્ને વખત ભિક્ષા કરે અથાત્ એકવાર ભોજનનો તેને માટે નિયમ નથી. પરન્તુ ભિક્ષા વારંવાર કરવી એવો નિયમ છે.

अकृत्वा भिक्षचरणमसमिध्य च पावकम् ।
अनातुरः सप्तरात्रमवकीर्णिव्रतं चरेत् ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૨–૧૮૭ ॥

અર્થ:—બ્રહ્મચારી નિરોગી હોવા છતાં પણ જો સાત દિવસ સુધી ભિક્ષાવૃત્તિ તથા પ્રાતઃકાલ અને સાયંકાલનો હોમ ન કરી પોતાના વ્રતનો લોપ કરે, તો તેણે અવકીર્ણિવ્રત કરવું. બ્રહ્મચારીના વ્રતના લોપનું પ્રાયશ્ચિત્ત **અવકીર્ણિવ્રત** છે.

भैक्षेण वर्तयेन्नित्यं नैकान्नादी भवेद्व्रती ।
भैक्षेण व्रतिनो वृत्तिरुपवाससमा स्मृता ॥ ,, ॥ १८८ ॥

અર્થ —બ્રહ્મચારી એક જગાનુ અન્ન ન ખાય, પરન્તુ રોજ રોજ અનેક ગૃહોમાથી ભિક્ષા લાવીને જ ખાય, કારણ કે ભિક્ષાથી જે જીવન છે તે ઉપવાસ તુલ્ય છે એવુ ઋષિઓએ કહ્યુ છે

व्रतवद्देवदैवत्ये पित्र्ये कर्मण्यथर्षिवत् ।

काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥ „ ॥ १८९ ॥

અર્થ —બ્રહ્મચારીને માટે એકાન્નનો નિષેધ કર્યો છે. તથાપિ દેવતાના ઉદ્દેશથી કરવાના કર્મ પ્રસગે કોઈએ ભોજન કરવાનુ નિમન્ત્રણ આપ્યુ હોય તો વ્રતમા જેવી રીતે મધુમાસાદિ રહિત ભોજન કરતો હોય તેની રીતે ત્યા પણ ભોજન કરે અને તેવી જ રીતે પિતૃકર્મમા પણ કોઈએ નિમન્ત્રિત કર્યો હોય તો ત્યા પણ ઋષિની પેઠે મધુમાસાદિ રહિત નીવારાદિનુ ભોજન કરે એ પ્રમાણે કરવાથી વ્રતનો લોપ થતો નથી.

ब्राह्मणस्यैव कर्मैतदुपदिष्टं मनीषिभि ।

राजन्यवैश्ययोस्त्वेवं नैतत्कर्म विधीयते ॥ „ ॥ १९० ॥

અર્થ —આ ઉપર કહેલા આમત્રણના એકાન્ન ભોજન રૂપ કર્મ બ્રાહ્મણ બ્રહ્મચારીને માટે જ વેદાર્થ જાણનાર વિદ્વાનોએ વિધાન કર્યુ છે ક્ષત્રિય અને વૈશ્ય બ્રહ્મચારીને આ આમન્ત્રણના એકાન્ન ભોજન રૂપ કર્મનુ વિધાન નથી.

यद्यस्य विहितं चर्म यत्सूत्रं या च मेखला ॥

यो दण्डो यच्च वसनं तत्तदस्य व्रतेष्वपि ॥ „ ॥ १७४ ॥

અર્થ —બ્રહ્મચારીને માટે ઉપનયન કાલમા જે ચર્મ, યજ્ઞોપવિત, મેખલા, દણ્ડ, વસ્ત્ર, ઇત્યાદિક નિયમિત કરવામા આવ્યુ હોય તે જ ચર્માદિનુ વિધાન તેના બ્રહ્મચર્યવ્રત સમયમા પણ કરવામા આવેલુ છે

नित्यं स्नात्वा शुचि' कुर्याद्देवर्षिपितृतर्पणम् ।

देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥ „ ॥ १७६ ॥

અર્થ —રોજ સ્નાન કરીને પવિત્ર થઈ દેવતા, ઋષિ અને પિતૃઓનુ તર્પણ કરવુ, તથા દેવતાનુ પૂજન કરવુ તથા પ્રાત કાલ અને સાય કાલમા સમિધ્ હોમ પણ કરવો બ્રહ્મચારીને માટે આદતાદ સ્નાનનો નિષેધ છે

वर्जयेन्मधुमांसं च गन्धं माल्यं रसान्स्त्रिय ।

शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ „ ॥ १७७ ॥

અર્થ —બ્રહ્મચારી મદ્ય તથા માસ ભક્ષણ ન કરે, તથા કપૂર, ચન્દન, કસ્તૂરી, આદિ સુગન્ધી પદાર્થનો ઉપયોગ ન કરે પુષ્પની માળા ન પહેરે તેમજ મધુ આદિમાથી બનેલો અધિક સ્વાદવાળો ગુડાદિ પદાર્થ પણ ન ખાય તથા સ્ત્રીઓની સાથે સમાગમ ન કરે તથા પ્રાણિહિંસા ન કરે (સ્વભાવથી જે પદાર્થ મધુર હોય તથા કેટલાક દિવસ સુધી રહે તો તે ખાટા થાય તો તેને શુક્ત કહે છે કિંવા કરીને ખાટા મીઠા મળેલા રસને શુક્ત કહે છે)

ताम्बूलाभ्यञ्जनं चैव कांस्यपात्रे च भोजनम् ।

यतिश्च ब्रह्मचारी च विधवा च विवर्जयेत् ॥

(આ પ્રચેતાનુ વચન નિર્ણયસિન્ધુના ત્રીજા પરિચ્છેદના યજ્ઞોપવીતવિચારના આરંભમા છે)

અર્થ—પાન ખાવું તલમર્દન કરવું, કાંસાના પાત્રમાં ભોજન કરવું—એ સર્વ યતિ તથા બ્રહ્મચારી તથા વિધવા સ્ત્રીએ વર્જન કરવું જોઈએ

अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् ।
काम क्रोध ज लोभ च नर्तन गीतवादनम् ॥ म० स्मृ० अ० २-१७८ ॥

અર્થ—બ્રહ્મચારીએ તેલમર્દન તથા નેત્રમાં કાજળ કે સુરમો વગેરે લગાડવું, જોડા પહેરવા, છત્રી ઓઢવી, વિષયભોગની કામના ક્રોધ લોભ નાચવું વાજાં વગાડવા તથા ગાયન કરવું આદિનો પરિત્યાગ કરવો

द्यूत च जनवाद च परिवादं तथानृतम् ।
स्त्रीणा च प्रेक्षणालभमुपघात परस्य च ॥ „ ॥ १७९ ॥

અર્થ—તેમજ દ્યૂત (પાસા આદિનો ખેલ), લોકો સાથે નિરર્થ વાણીનો કલહ, બીજાના દોષનું કથન, મિથ્યા ભાષણ તથા સંભોગની ઇચ્છાથી પ્રીતિપૂર્વ સ્ત્રીઓને જોવી તથા સ્પર્શ કરવો, તથા બીજાનો અપકાર કરવો—એ સર્વનો પણ બ્રહ્મચારીએ ત્યાગ કરવો કેમકે—

स्मरण कोर्तन केलि प्रेक्षणं गुह्यभाषणम् ।
सकल्पोऽध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च ॥
एतन्मैथुनमष्टाङ्ग प्रवदन्ति मनीषिण ।
अनुरागात्कृतश्चैव ब्रह्मचर्यविरोधकम् ॥
विपरीत ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥ गोभि गृ सू भाष्य.प्रपा १ ख ६ सू ७॥

અર્થ—૧ સ્ત્રીનું સ્મરણ કરવું ૨ સ્ત્રીના ગુણોનું કથન કરવું ૩ સ્ત્રી સાથે ખેલવું, ૪ રાગપૂર્વક સ્ત્રીઓને જોવી, ૫ એકાન્તમાં તેની સાથે ગુપ્ત ભાષણ કરવું, ૬ સમાગમનો સંકલ્પ કરવો, ૭ અમુક દિવસ અમુક સમયે સમાગમ કરવાનો નિશ્ચય કરવો, તથા ૮ સમાગમ કરવો—એ ગ્રામ્ય ધર્મના આઠ અંગ છે એમ વિદ્વાન્ લોક કહે છે. રાગ સહિત સ્મરણાદિ કરવું—એ બ્રહ્મચર્યનું વિરોધિ છે અર્થાત્ તેનો નાશ કરે છે અને રાગપૂર્વક જે સ્મરણાદિ તેનો જે અભાવ તે અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય છે વળી સ્કાન્દ પુરાણમાં પણ કહ્યું છે કે—

स्त्रीणा निरीक्षण स्पर्शं भाषण क्रीडनादि च ।
वर्जयेत्सर्वथा वर्णी स्त्रियाश्चाप्यालेखनम् ॥ स्का पु ख.२,वासु,मा अ.९-२१॥

અર્થ—સ્ત્રીઓને રાગપૂર્વક જોવી, તેમનો સ્પર્શ કરવો, તેમની સાથે ભાષણ, ક્રીડા, વગેરે કરવું, તથા તેમનું ચિત્ર કાઢવું, ઇત્યાદિ સર્વનો બ્રહ્મચારી(વર્ણી)એ પરિત્યાગ કરવો જોઇએ

આ પ્રમાણે બ્રહ્મચારીને માટે સ્ત્રીઓનું સ્મરણ વગેરેનો નિષેધ કર્યો છે

સ્ત્રીઓની સાથે અધિક બોલવાની પણ મનાઇ છે

यावदर्थसभाषो स्त्रीभि ॥ बौधा० स्म० प्रश्न० १ अ० २-२२ ॥

અર્થ—સ્ત્રીઓની સાથે જેટલું પ્રયોજન હોય એટલું જ બ્રહ્મચારીએ બોલવું જોઇએ, અધિક નહી

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित् ।

कामाद्धि स्कन्दयन्रेतो हिनस्ति व्रतमात्मनः ॥ म० स्मृ० अ० २-१८० ॥

અર્થઃ—બ્રહ્મચારીએ સર્વત્ર એક જ ઠેકાણે સૂઈ રહેવું જોઇએ. અને ઇચ્છાપૂર્વક કદાપિ પોતાના શુક્રને સ્ખલિત કરે નહી, કેમકે ઇચ્છાથી શુક્રનું સ્ખલન કરનાર પોતાના વ્રતથી ભ્રષ્ટ થાય છે.

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः ।

स्नात्वाऽर्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥ „ ॥ १८१ ॥

અર્થ—બ્રહ્મચારીનું શુક્ર જો ઇચ્છા વિના સ્વપ્નમાં સ્ખલિત થાય તો સ્નાન કરીને ચન્દન, પુષ્પ, આદિ વડે સૂર્યનું પૂજન કરીને ફરી "**मामैत्विन्द्रियम्**"એ મન્ત્રનો ત્રણવાર જપ કરવો. આ તેનુ પ્રાયશ્ચિત્ત છે.

उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिकाकुशान् ।

आहरेद्यावदर्थानि भैक्ष्यं चाहरहश्चरेत् ॥ १८२ ॥

અર્થઃ—જલનો ઘડો, પુષ્પ ( **सुमनस** ), ગાયનું છાણ ( **शकृत्** ), માટી, કુશ, ઇત્યાદિ આચાર્યને માટે જરૂર જેટલું લાવવું જોઇએ. તેમજ રોજ રોજ આચાર્યને ઉપયોગી ભિક્ષા પણ લાવવી જોઇએ.

दूरादाहृत्य समिधः संनिदध्याद्विहायसि ।

सायं प्रातश्च जुहुयात्ताभिरग्निमतन्द्रितः ॥ „ ॥ १८३ ॥

અર્થઃ—દૂરથી હોમની સમિધ્ લાવીને તેને ઉંચા સ્થાનમાં રાખવી. અને તે સમિધ વડે સાયકાલ તથા પ્રાતઃકાલમા તન્દ્રાને છોડીને અગ્નિમાં હોમ કરવો.

चोदितो गुरुणा नित्यमप्रचोदित एव वा ।

कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च ॥

અર્થઃ—ગુરુએ કહ્યુ હોય કે ન કહ્યુ હોય તોપણ તેણે હમેશાં અધ્યયનમાં તેમ આચાર્યના હિતને માટે યત્ન કરવો.

शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च ॥

नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥ „ ॥ १९२ ॥

અર્થઃ—દેહ, વાણી, બુદ્ધિ, ઇન્દ્રિયો અને મનને નિયમમાં રાખી, હાથ જોડી ગુરુના મુખ સામું જોતો સતો ઉભો રહે, બેસે નહીં.

नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः ।

आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥ „ ॥ १९३ ॥

અર્થઃ—જમણો હાથ હમેશાં ઉત્તરીયની બહાર રાખવો, તથા પવિત્ર આચારવાળા થવું, તથા શરીરને વસ્ત્રથી ઢાંકેલુ રાખવું, અને જ્યારે ગુરુ બેસવાની આજ્ઞા કરે ત્યારે ગુરુની સન્મુખ થઇને બેસવુ.

हीनान्नवस्त्रवेषः स्यात्सर्वदा गुरुसन्निधौ ।

उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥ „ ॥ १९४ ॥

અર્થ –હમેશા ગુરુના સમીપમા ગુરુના કરતા ન્યૂન દરજાનુ અન્ન જમવુ તથા ન્યૂન દરજાના વસ્ત્ર તથા વેશનાળા રહેવુ, અને રાત્રિ સુતેના ગુરુની પહેના ઉઠવુ અને ગુરુ સૂઈ જાય તે પછી સુવુ

प्रतिश्रवणसभाषे शयानो न समाचरेत्

नासीनो न च भुञ्जानो न तिष्ठन्न पराङ्मुखः ॥ „ ॥ १९५ ॥

અર્થ –આજ્ઞાનો સ્વીકાર (प्रतिश्रवण) અને ગુરની સાથે વાતચીત (सभाष) એ સૂતા સૂતા અથવા આસન ઉપર બેસીને અથવા ખાતા ખાતા, અથવા ઉભા રહીને અથવા અવળુ મુખ રાખીને કરવા નહી

કેવી રીતે કરવા તે કહે છે —

आसीनस्य स्थितं कुर्यादभिगच्छँस्तु तिष्ठत ।

प्रत्युद्गम्य त्वाव्रजत पश्चाद्धावँस्तु धावतः ॥ „ ॥ १९६ ॥

અર્થ –જ્યારે ગુરુ આસન ઉપર બેસી આજ્ઞા કરતા હોય ત્યારે પોતે આસન ઉપરથી ઉઠીને ઉભા થઈ ગુરુની આજ્ઞાને માન્ય કરે, તથા વાતચીત કરે અને ગુરુ ઉભા રહીને આજ્ઞા કરે ત્યારે થોડા પગલા તેમના તરફ જઈને આજ્ઞાપાલનાદિ કરે જ્યારે ગુરુ આવતા સતા આજ્ઞા કરતા હોય ત્યારે ઉઠીને તેમ કરે અને જ્યારે ગુરુ દોડતા સતા આજ્ઞા કરતા હોય ત્યારે પોતે પણ તેમની પાછળ દોડતો સતો તેમ કરે

पराङ्मुखस्याभिमुखो दूरस्थस्यैत्य चान्तिकम् ।

प्रणम्य तु शयानस्य निदेशे चैव तिष्ठतः ॥ „ ॥ १९७ ॥

અર્થ –ગુરુ પીઠ કરીને બોલતા હોય તો તેમની સામે જઈને આજ્ઞાપાલનાદિ કરે જો ગુરુ દૂર હોય તો તેમની પાસે જઈને કરે ગુરુ સૂતા સતા અથવા ઉભા રહીને આજ્ઞા (निदेश) કરતા હોય તો તેમની આગળ નીચે નમીને સાભળે

नीच शय्यासन चास्य सर्वदा गुरुसन्निधौ ।

गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥ „ ॥ १९८ ॥

અર્થ –શિષ્યે હમેશા ગુરુની સમીપમા ગુરુની શય્યા તથા આસન કરતા નીચી શય્યા અને આસન રાખવુ અને જે સ્થાનમા બેઠલા શિષ્યને ગુરુ દેખી શકે તેવા સ્થાનમા શિષ્ય ઇચ્છાનુસાર પગ પસારી બેસવુ આદિ ચેષ્ટા ન કરે

नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् ।

न चैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥ , ॥ १९९ ॥

અર્થ –ગુરુથી પરોક્ષ (દૂર) પણ ગુરનુ એકલુ નામ અર્થાત્ આચાર્યાદિપદ વિનાનુ બોલ નહી તથા ગુરુની ચાલ, વાણી અને ચેષ્ટા આદિનુ અનુકરણ (નકલ) ન કરે

गुरोर्यत्र परिवादो निन्दा चापि प्रवर्तते ।

कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥ „ ॥ २०० ॥

અર્થ –વિદ્યમાન દોષનુ કથન કરવુ તેનુ નામ પરિવાદ અને અવિદ્યમાન દોષનુ કથન કરવુ તેનુ નામ નિન્દા જે સ્થાનમા ગુરુનો પરિવાદ અથવા નિન્દા થતી હોય ત્યા ઉભેલા શિષ્યે બને કાન આગળી વગેરેથી બધ કરવા નહિતો ત્યાથી બીજા સ્થાનમા જવુ

परिवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ।
परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥ „ ॥ २०१ ॥

અર્થઃ—ગુરુનો પરિવાદ કરવાથી શિષ્ય મરી ગયા પછી ગધેડું અવતરે છે. અને ગુરુની નિન્દા કરવાથી કૂતરાનો જન્મ પ્રાપ્ત કરે છે. ગુરુના ધનથી જીવન ચલાવનાર કૃમિ જન્મે છે. અને ગુરુની સાથે મત્સર કરનાર કીટ જન્મે છે. (કીટ કૃમિથી કાંઈ મોટો હોય છે).

दूरस्थो नार्चयेदेनं न क्रुद्धो नान्तिके स्त्रियाः ।
यानासनस्थश्चैवैनमवरुह्याभिवादयेत् ॥ „ ॥ २०२ ॥

અર્થઃ—શિષ્યે દૂર રહીને બીજાની દ્વારા ગુરુનું પૂજન નહીં કરવું, જઈને પોતે કરવું. અર્થાત્ ગુરુની પાસે જવાને સમર્થ હોવા છતાં બીજાની દ્વારા વસ્ત્ર, માળા, આદિ મોકલીને પૂજન ન કરાવવું, પોતે અસમર્થ હોય તો દોષ નહીં. શિષ્ય ક્રુદ્ધ થયેલો હોય તે વખતે તેમજ ગુરુ પોતાની સ્ત્રીની સમીપમાં બેઠેલા હોય તે વખતે પણ ગુરુનું પૂજન ન કરવું. અને શિષ્ય જો વાહનમાં બેઠેલો હોય તો નીચે ઉતરીને વન્દન કરે.

प्रतिवातेऽनुवाते च नासीत गुरुणा सह ।
असंश्रवे चैव गुरोर्न किंचिदपि कीर्तयेत् ॥ „ ॥ २०३ ॥

અર્થઃ—શિષ્ય ગુરુની સામે હોય તે વખતે ગુરુના તરફથી શિષ્યની તરફ પવન આવતો હોય તો તે પ્રતિવાત કહેવાય છે. અને જે શિષ્યની તરફથી ગુરુની તરફ પવન જાય છે તે અનુવાત કહેવાય છે. આ બંને પ્રકારના પવન વખતે ગુરુની સાથે ન બેસવું. અને પોતે બોલે તે ગુરુ સાંભળી ન શકે એટલે દૂર ગુરુ બેઠેલા હોય તે વખતે ગુરુ સંબંધી કે અન્ય સંબંધી કોઈ પણ વાત કરવી નહીં.

गोऽश्वोष्ट्रयानप्रासादस्रस्तरेषु कटेषु च ।
आसीत गुरुणा सार्धं शिलाफलकनौषु च ॥ „ ॥ २०४ ॥

અર્થઃ—બળદગાડી, ઘોડાગાડી, ઉંટગાડી, તથા અગાસી ઉપર, તથા ખુલ્લી બિછાવેલી જાજમ વગેરે (स्रस्तर) તથા ઘાસની બનાવેલી ચટાઈ(कट) ઉપર, પથ્થર ઉપર, લાકડાની પાટ (फलक) આદિ ઉપર તથા નૌકામાં પણ ગુરુની સાથે બેસી શકે છે.

गुरोर्गुरौ संनिहिते गुरुवद्वृत्तिमाचरेत् ।
न चानिसृष्टो गुरुणा स्वान्गुरूनभिवादयेत् ॥ „ ॥ २०५ ॥

અર્થઃ—ગુરુના ગુરુ પાસે હોય ત્યારે ગુરુની માફક તેમનું પણ અભિવાદન આદિ વૃત્તિ કરે. અને ગુરુની પાસે રહેતો છતો શિષ્ય ગુરુની આજ્ઞા વિના પોતાના ગુરુ અર્થાત્ માતા પિતા આદિને પ્રણામ ન કરે.

विद्यागुरुष्वेतदेव नित्या वृत्तिः स्वयोनिषु ।
प्रतिषेधत्सु चाधर्मान्हितं चोपदिशत्स्वपि ॥ „ ॥ २०६ ॥

અર્થ—અહીં વિદ્યાગુરુ શબ્દથી આચાર્યથી ભિન્ન ઉપાધ્યાય સમજવો. તેણે વિદ્યાગુરુની સાથે પણ હમેશાં આચાર્યની તુલ્ય વર્તન કરવું જોઈએ. તેમજ પોતાની યોનિ અર્થાત્ કાકા આદિની સાથે તથા આપણને અધર્મથી હઠાવનારની સાથે તેમજ ધર્મનો ઉપદેશ કરનારની સાથે પણ ગુરુની તુલ્ય વર્તન કરવું જોઈએ.

श्रेयःसु गुरुवद्वृत्तिं नित्यमेव समाचरेत् ।
गुरुपुत्रेषु चार्येषु गुरोश्चैव स्वबन्धुषु ॥ „ ॥ २०७ ॥

અર્થઃ—વિદ્યા તથા તપમાં અધિક મનુષ્યો સાથે, તથા સમાન જાતિ(આર્ય)ના ગુરૂપુત્ર સાથે તથા ગુરૂની જ્ઞાતિ અર્થાત્ કાકા આદિની સાથે પણ ગુરૂની સમાન વર્તન રાખવું જોઇએ. (અહીં ગુરૂપુત્રને શિષ્યથી અધિક આયુવાળો ગ્રહણ કરવો.)

बालः समानजन्मा वा शिष्यो वा यज्ञकर्मणि ।
अध्यापयन्गुरुसुतो गुरुवन्मानमर्हति ॥ „ ॥ २०८ ॥

અર્થઃ—જો ગુરૂનો પુત્ર પોતાનાથી નાનો અથવા સમાન વયનો હોય અથવા પોતાનાથી મોટી ઉમરનો હોવા છતાં શિષ્ય હોય અને અધ્યાપનમાં સમર્થ હોય અર્થાત્ વેદ ભણી ગયો હોય એવો ગુરૂપુત્ર યજ્ઞકર્મમાં ઋત્વિક્ તરીકે આવેલો હોય અથવા યજ્ઞદર્શન માટે આવ્યો હોય તો તેનો ગુરૂની સમાન આદર કરે.

उत्सादनं च गात्राणां स्नापनोच्छिष्टभोजने ।
न कुर्याद्गुरुपुत्रस्य पादयोश्चावनेजनम् ॥ „ ॥ २०९ ॥

અર્થઃ—ગુરૂની સમાન તેના શરીર ઉપર કોઈ પ્રકારનું ચૂર્ણ આદિ લગાડીને તેનો મેલ આદિ ઉતારવો(उत्सादन), તથા સ્નાન કરાવવું, તથા તેનું જૂઠું ખાવું તથા તેના પગ ધોવા(अवनेजन) એ સર્વ ન કરવું.

गुरुवत्प्रतिपूज्याः स्युः सवर्णा गुरुयोषितः ।
असवर्णास्तु संपूज्याः प्रत्युत्थानाभिवादनैः ॥ „ ॥ २१० ॥

અર્થઃ—ગુરૂની સજાતિ પત્નીનું આજ્ઞાપાલનાદિ દ્વારા ગુરૂની પેઠે પૂજન કરવું જોઇએ. પરંતુ જો ગુરૂની સમાન જાતિની સ્ત્રી ન હોય તો ઉઠીને પ્રણામ માત્ર કરે.

अभ्यञ्जनं स्नापनं च गात्रोत्सादनमेव च ।
गुरुपत्न्या न कार्याणि केशानां च प्रसाधनम् ॥ „ ॥ २११ ॥

અર્થઃ—તેના દેહમાં તેલાદિ લગાવવું તથા સ્નાન કરાવવું તથા દેહનું મર્દન કરીને મેલ ઉતારવો, તથા કેશ સાફ કરવા—ઇત્યાદિ કાર્ય ન કરવું.

गुरुपत्नी तु युवतिर्नाभिवाद्येह पादयोः ।
पूर्णविंशतिवर्षेण गुणदोषौ विजानता ॥ „ ॥ २१२ ॥

અર્થઃ—ગુણદોષને જાણનાર વીસ વર્ષના યુવાન શિષ્ય તરૂણ ગુરૂપત્નીના પગને સ્પર્શ કરી પ્રણામ ન કરે. પરન્તુ તેની આગળ પૃથ્વીને વન્દન કરે

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ „ ॥ २१८ ॥

અર્થ—જેમ કોઇ મનુષ્યને કોદાળીથી ખોદતાં ખોદતાં પૃથિવીમાંથી જળ પ્રાપ્ત થાય છે, તેમ ગુરૂની સેવા કરનાર શિષ્યને ગુરૂની વિદ્યા પ્રાપ્ત થાય છે.

मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।
नैनं ग्रामेऽभिनिम्लोचेत् सूर्यो नाभ्युदिया क्वचित् ॥ ,, ॥ २१९ ॥

અર્થ:—બ્રહ્મચારીએ શિર મુંડાવ્યું હોય, અથવા જટાધારી હોય, અથવા શિખાધારી હોય, તેણે સૂર્યાસ્ત સમયથી સૂર્યોદય પર્યન્તના સમયમાં કદાપિ વસતિમાં રહેવું નહીં અર્થાત્ સૂર્યાસ્ત થતા પહેલાં તેણે ગુરૂના સ્થાનમાં આવી જવું જોઇએ, તથા સૂર્યોદય પહેલાં તેણે વસતિમાં જવુ ન જોઇએ. અને વસતિમાં કદાપિ સૂવું નહીં. ( नाभिनिम्लोचेत् ).

न पूर्वं गुरवे किञ्चिदुपकुर्वीत धर्मवित् ।
स्नास्यंस्तु गुरुणा ज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥ ,, ॥ २४५ ॥
क्षेत्रं हिरण्यं गामश्वं छत्रोपानहमासनम् ।
धान्यं शाकं च वासांसि गुरवे प्रीतिमावहेत् ॥ ,, ॥ २४६ ॥

અર્થ:—ધર્મને જાણનાર બ્રહ્મચારી બ્રહ્મચારીવ્રતની સમાપ્તિ પહેલાં ગુરૂને કાંઇ પણ ધન આપે નહીં. પરન્તુ બ્રહ્મચર્ય વ્રતની સમાપ્તિ પછી કરવાનું સ્નાન કરીને ગુરૂની આજ્ઞાનુસાર પોતાની શક્તિ મુજબ (૨૪૫), ભૂમિ, સોનું આદિ ધન, ગાય, અશ્વ, છત્રી, જોડા, આસન, અન્ન, શાક, તથા વસ્ત્રાદિ ગુરૂને અર્પણ કરીને ગુરૂની પ્રીતિ પ્રાપ્ત કરે. કેમકેઃ—

गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या चतुर्थं नैव कारणम् ॥ ॥ सूक्तावलीः पृ० ८ ॥

અર્થ:—વિદ્યા પ્રાપ્ત કરવાનાં ગુરૂશુશ્રૂષા તથા પુષ્કલ ધન અથવા વિદ્યાના બદલામાં વિદ્યા પ્રાપ્ત કરવી એ ત્રણ સાધન છે, ચોથું કોઈ સાધન નથી.

षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौ त्रैवेदिकं व्रतम् ।
तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ म० स्मृ० अ० ३–१ ॥

અર્થ:—બ્રહ્મચારી ૩૬ વર્ષ અથવા ૧૮ વર્ષ અથવા ૯ વર્ષ સુધી અથવા જેટલા સમયમાં ત્રણે વેદોના અર્થ, મન્ત્ર તથા બ્રાહ્મણ સહિત, જાણી લે તેટલા સમય સુધી ત્રૈવેદિક બ્રહ્મચર્યવ્રતનું પાલન કરતો છતો ગુરૂની પાસે રહે.

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ॥
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—ત્રણ વેદ અથવા બે વેદ અથવા એક વેદ, મન્ત્ર બ્રાહ્મણ સહિત, ક્રમે ક્રમે ભણીને અસ્ખલિત બ્રહ્મચર્યવાળો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે.

ઉપર ત્રણ વેદ ભણવા પૂરતું બ્રહ્મચર્યવ્રત કહ્યું તેથી શંકા થાય છે કે ચોથો વેદ ભણવો કે નહીં. વેદ ચાર છે એ બાબતમાં છાન્દોગ્ય ઉપનિષદ્નું પ્રમાણ નીચે મુજબ છે.

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदं सामवेदमाथर्वणम् ॥ छा.उप.अ.७,ख.१–२॥

અર્થ.—નારદમુનિ સનત્કુમારજી પ્રતિ કહે છે કે–હે ભગવન્! ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વણ વેદ એ ચારે વેદો હું જાણું છું. આ પ્રમાણે છાન્દોગ્યોપનિષત્માં વેદ ચાર કહ્યા છે, તથાપિ મનુજી ત્રણ વેદનું અધ્યયન તથા તેને માટે ૩૬ વર્ષનું બ્રહ્મચર્ય કહે છે. તે યજ્ઞોપયોગી ત્રણ વેદનું અધ્યયન કરવાનું કહે છે એમ સમજવું. અને

શાન્તિ આદિક કર્મને ઉપયોગી અથર્વણ વેદ ભણવો હોય તો તેને માટે ત્રીજા ૧૨ વર્ષના બ્રહ્મચર્યની આવશ્યકતા છે તથા પૂરા ૪૮ વર્ષના બ્રહ્મચર્યનું વિધાન સમજવું

આ નિયમો બ્રહ્મચર્યાશ્રમ*પર્યન્ત પાળવાને માટે છે તે પછી ગુરૂ પ્રતિ કેવું વર્તન રાખવું તે અન્ય ઠેકાણે જોઈ લેવું

ઇતિ બ્રહ્મચારીના રક્ષાદિ નિયમોનું નિરૂપણ અ ૧૧ સર્ગ ૨ સમાપ્ત

---

## અધ્યાય ૧૧. સર્ગ. ૩.

---

### શિષ્ય પ્રતિ ગુરૂનું કર્તવ્ય.

*આ સર્ગમા બ્રહ્મચારી વિષયમા ગુરૂનું જે કર્તવ્ય છે તેનું નિરૂપણ કરવામા આવે છે*

**उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।**

**आचारमग्निकार्यं च सन्ध्योपासनमेव च ॥** म० स्मृ० अ० २–६९ ॥

અર્થ —ગુરૂને ઉચિત છે કે શિષ્યને પ્રથમ ઉપનયન સસ્કાર કરીને તેને શૌચવિધિ સમ઼ઝાવે પછી આચાર, અગ્નિમા હોમ, તથા સન્ધ્યોપાસના શિખવે

**वेद धर्मं पुराणं च तथा तत्त्वानि नित्यश ।**

**संवत्सरोषिते शिष्ये गुरुर्ज्ञानं विनिर्दिशेत् ॥** उश० स्मृ० अ० ३–३४ ॥

અર્થ—એક વર્ષ સુધી શિષ્યની પરીક્ષા કરીને તેને આચારયુક્ત તથા હિતકારી જુએ તો તેની બાલ્યાવસ્થાની કુચેષ્ટાઓ નષ્ટ થતા તેને વેદ, ધર્મશાસ્ત્ર તથા પુરાણ અને તત્ત્વોનું જ્ઞાન આપે

**आचार्यपुत्र शुश्रूषुर्ज्ञानदो धार्मिक शुचि ।**

**आप्तः शक्तोऽर्थद साधुः स्वोऽध्याप्या दश धर्मतः ॥ म.स्मृ.अ.२–१०९॥**

અર્થ —આચાર્યનો પુત્ર, ગુરૂસેવા કરનાર, જ્ઞાન આપનાર, ધાર્મિક, પવિત્ર રહેનાર, આપ્ત (સંબન્ધી), વિદ્યા ગ્રહણ કરવામા તથા ધારણ કરવામા સમર્થ, ધન દેનાર, શ્રેષ્ઠ આચરણવાળો (સાધુ), તથા કુલનો મનુષ્ય (स्व ), એ દશ પ્રકારના શિષ્ય ધર્માનુસાર ભણાવવા યોગ્ય છે વળી–

**धर्मार्थौ यत्र न स्यातां शुश्रूषा वापि तद्विधा ।**

**तत्र विद्या न वक्तव्या शुभ बीजमिवोषरे ॥** ,, ॥ ११२ ॥

અર્થ — જેવી રીતે ઉત્તમ બીજને ઉપર ભૂમિમા વાવવુ યોગ્ય નથી; તેવી રીતે જે શિષ્યને ભણાવવાથી ધર્મની કે ધનની પ્રાપ્તિ નથી, અથવા યથાર્થ સેવાભાવ પણ નથી તે શિષ્યને ભણાવવો યોગ્ય નથી

**कृच्छ्रत्रयं गुरु कुर्यात्प्रहितो म्रियते यदि ।**

**प्रतिकूलं गुरोः कृत्वा प्रसाद्यैव विशुध्यति ॥** याज्ञ० स्मृ० अ० ३–२८४ ॥

અર્થ —આચાર્યે કોઈ કઠિન કામ કરવા મોકલવાથી(**प्रहित**) જો શિષ્ય મરી જાય તો આચાર્યે ત્રણ કૃચ્છ્ર કરવા જોઇએ અને શિષ્ય જો ગુરૂને પ્રતિકૂલ આચરણ કરે તો ગુરૂને

પ્રસન્ન કરવાથી શુદ્ધ થાય છે. માટે ગુરૂએ હમેશાં શિષ્યની શક્તિ અનુસાર સેવા લેવી જોઈએ, અને શિષ્યે પણ કદાપિ ગુરૂનું અહિત પણ કરવું નહીં જોઈએ, એવો ભાવ છે.

अध्यापनं च त्रिविधं धर्मार्थमृक्थकारणात् ।
शुश्रूषाकरणं चेति त्रिविधं परिकीर्तितम् ॥ હારી૦ સ્મૃ૦ અ૦ ૧-૧૯ ॥

અર્થ:—વિદ્યા ત્રણ પ્રકારે ભણાવવાની કહી છે-ધર્મને માટે અથવા ધન(ऋक्थ)ને માટે અથવા સેવા કરાવવા માટે.

एषामन्यतमाभावे वृथाचारो भवेद्द्विजः ।
तत्र विद्या न दातव्या पुरुषेण हितैषिणा ॥ „ ॥ ૨૦ ॥

અર્થ:—પોતાના હિતને ચહાનાર પુરૂષે જે શિષ્યને ભણાવવાથી આ ત્રણમાંથી એક પણ અર્થ સરતો ન હોય તેને વિદ્યા ભણાવવી નહીં, કારણ કે એવા શિષ્યને ભણાવવાથી બ્રાહ્મણ વૃથાચારવાળો થાય છે અર્થાત્ તેને ભણાવવો તે વ્યર્થ જાય છે.

योग्यानध्यापयेच्छिष्यानयोग्यानपि वर्जयेत् ॥ હા૦ સ્મૃ૦ શ્લો૦ ૨૧ ॥

અર્થ:—યોગ્ય શિષ્યને ભણાવવો, અને અયોગ્યને નહી ભણાવવો.

शिष्यशिष्टिरवधेन ॥ વ૦ ધ૦ સૂ૦ અ૦ ૨ સૂ૦ ૪૯ ॥

અર્થ:—શિષ્યનું શાસન વધને છોડીને થાય છે અર્થાત્ તેના શરીરને કોઇ હાનિ ન પહોંચે એવી ધમકી કે તાડન કરીને ભણાવવો જોઇએ. પુત્રાદિને પણ એવી જ રીતે શિક્ષા આપવી જોઇએ.

अशक्तौ रज्जुवेणुविदलाभ्यां तनुभ्याम् ॥ „ ॥ ૫૦ ॥

અર્થ:—ધમકી આદિ વડે તાડન કરવામાં અશક્ત હોય તો પાતળી દોરી અથવા વાંસની પાતળી ડાળી(विदल) વડે તાડન કરે. અને તે પણ કટિપ્રદેશની નીચે જ કરવું જોઇએ.

अन्येनघ्नन् राज्ञा शास्यः ॥ „ ॥ ૫૧ ॥

અર્થ—તેથી અતિરિક્ત એટલે હાથ તથા પાદાદિવડે ક્રોધથી મારનાર રાજા વડે દણ્ડ દેવાને યોગ્ય છે.

ઇતિ શિષ્ય પ્રતિ ગુરૂકર્તવ્યનિરૂપણ અ૦ ૧૧. સર્ગ ૩. સમાપ્ત.

---

## અધ્યાય ૧૧. સર્ગ ૪.

---

### અધ્યયનનિયમ.

આ સર્ગમા વેદનુ અધ્યયન કરવાના નિયમો બતાવવામાં આવે છે.

अध्येष्यमाणस्त्वाचान्तो यथाशास्त्रमुदङ्मुखः ।
ब्रह्माञ्जलिकृतोऽध्याप्यो लघुवासा जितेन्द्रियः ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૨-૭૦ ॥

અર્થ:—શિષ્ય ભણવાને માટે શાસ્ત્રવિધિથી આચમન કરીને(आचान्तः) હલકાં વસ્ત્ર ધારણ કરીને જિતેન્દ્રિય થઇ હાથ જોડી ઉત્તર દિશામાં મુખ કરીને બેસે, અને તેવા નિયમવાળાને ભણાવવો.

હાથમાં પુસ્તક લઈને બેઠેલો શિષ્ય કેવી રીતે હાથ જોડીને બેસી શકે એવો પ્રશ્ન થઈ શકે છે. તેનું સમાધાન એ છે કે પહેલાંના સમયમાં પુસ્તક લઈને ભણવાની રીતિ નહોતી, સાંભળીને જ ભણતા હતા. તેથી હાથ જોડીને બેસવામાં હાનિ નહોતી. હાલના સમયમાં સ્મરણશક્તિના અભાવે પુસ્તક લઈને અધ્યયન થતું હોવાથી પ્રથમ હાથ જોડીને બેસે, અને પછી પાઠ શરૂ થતાં હાથ છૂટા કરે એવો નિયમ છે.

ब्रह्मारंभेऽवसाने च पादौ ग्राह्मौ गुरोः सदा ।
संहृत्य हस्तावध्येयं स हि ब्रह्माञ्जलिः स्मृत ॥ „ ॥ ७१ ॥

અર્થ:—હરરોજ વેદ ભણાવવાનો આરંભ કરતાં અને તેના અન્તમાં ગુરૂના ચરણોને સ્પર્શ કરે, અને હાથ જોડી બેસીને ભણે, તેને બ્રહ્માઞ્જલિ કહે છે. વળી—

व्यत्यस्तपाणिना कार्यमुपसंग्रहणं गुरो ।
सव्येन सव्यः स्प्रष्टव्यो दक्षिणेन च दक्षिणः ॥ „ ॥ ७२ ॥

અર્થ:—શિષ્ય બંને હાથને વ્યત્યસ્ત કરીને(ઉલટાવીને) ગુરૂના ચરણને સ્પર્શ કરે. અર્થાત્ ગુરૂના ડાબા પગને પોતાના ડાબા હાથ વડે સ્પર્શ કરે, અને જમણા પગને જમણા હાથ વડે સ્પર્શ કરે. આ પ્રકારે સ્પર્શ કરવો તેને જ વ્યત્યસ્ત પાણિથી સ્પર્શ કહે છે.

अध्येष्यमाणं तु गुरुर्नित्यकालमतन्द्रित ॥
अधीष्व भो इति ब्रूयाद्विरामोऽस्त्विति चारमेत् ॥ „ ॥ ७३ ॥

અર્થ:—આલસ્ય રહિત ગુરૂએ નિત્ય ભણનાર શિષ્યને પહેલાં "अधीष्व भोः"—ભો ભણો—એવું કહેવું. અને ભણી રહ્યા પછી "विरामोऽस्तु"—વિરામ કરો—એવું કહીને સમાપ્ત કરવું.

ब्रह्मणः प्रणवं कुर्यादादावन्ते च सर्वदा ।
स्रवत्यनोंकृतं पूर्वं पुरस्ताच्च विशीर्यते ॥ „ ॥ ७४ ॥

અર્થ:—વેદાધ્યનની શરૂઆતમાં તથા તેની સમાપ્તિ વખતે હમેશાં ૐકારનું ઉચ્ચારણ કરવું. જે શરૂઆતમાં ૐકારનું ઉચ્ચારણ કર્યા વિના પાઠ ભણે છે તેનું ભણેલું ધીમે ધીમે નષ્ટ થાય છે, અને જો પાઠની અન્તમાં ૐકારનું ઉચ્ચારણ ન કરે તો તેના મનમાં વેદની અવસ્થિતિ જ થતી નથી—મનમાં ઠરતો જ નથી.

प्राक्कूलान्पर्युपासीनः पवित्रैश्चैव पावितः ।
प्राणायामैस्त्रिभिः पूतस्तत ॐकारमर्हति ॥ „ ॥ ७५ ॥

અર્થ:— જે કુશાસનના અગ્રભાગ પૂર્વ દિશા તરફ હોય એવા કુશાસન ઉપર બેસીને અને બંને હાથમાં રાખેલા કુશા(પવિત્રી) વડે પવિત્ર થઈને (અથવા બંને હાથની ચોથી આંગળીએ કુશાની વીંટી—પવિત્રી) પહેરીને પવિત્ર થઈ તથા ત્રણ પ્રાણાયમ વડે પવિત્ર થઈને પછી અધ્યયનને માટે ૐકારનું ઉચ્ચારણ કરવું જોઈએ.

### અનધ્યાયનિરૂપણ.

તેમજ ભણનારે અનધ્યાયનું પણ પાલન કરવુ જોઈએ. ધર્મશાસ્ત્રમાં અનધ્યાય બહુ લેખેલા છે. એ સર્વ અનધ્યાયનું પાલન કરીને હાલના સમયના અલ્પ સ્મરણસક્તિ તથા અલ્પ બુદ્ધિવાળા મનુષ્ને અધ્યયન કરવું કઠિન છે. તેથી કલિયુગમાં—

चतुर्दश्यष्टमीपर्वप्रतिपत्स्वेव सर्वदा ।

दुर्मेधसामनध्यायास्त्वेतरागमनेषु च ॥

હેમાદ્રિમાં આપેલ આ પ્રમાણ ધર્મસિન્ધુના ત્રીજા પરિચ્છેદના અનધ્યાય વિચારમાંથી લીધેલું છે.

અર્થઃ—અલ્પ બુદ્ધિવાળાને માટે એક માસમાં બે પ્રતિપદાને દિવસે, બે અષ્ટમી, બે ચતુર્દશી, પૂર્ણિમા અને અમાવાસ્યા તથા સૂર્યની સંક્રાન્તિ એ પર્વોને દીવસે, તથા કોઈ મૃત્યુ આદિ વિઘ્ન આવે ત્યારે અનધ્યાય પાળવાનો કહ્યો છે.

अनध्यायस्तु नाङ्गेषु नेतिहासपुराणयोः ।

न धर्मशास्त्रेष्वन्येषु पर्वण्येतानि वर्जयेत् ॥ धर्मसिन्धुः ॥

અર્થઃ—વેદના અધ્યયનમાં જે અનધ્યાય છે તે સર્વ વ્યાકરણાદિ વેદનાં અંગ ભણવામાં તથા ઇતિહાસ, પુરાણ, તથા અન્ય ધર્મશાસ્ત્ર ભણવામાં અનધ્યાય નથી, પરન્તુ પર્વમાં તેમને ન ભણવાં. તે પર્વ નીચે પ્રમાણે કહ્યાં છેઃ—

चतुर्दश्यष्टमी चैव अमावास्या च पूर्णिमा ।

पर्वाण्येतानि राजेन्द्र रविसंक्रान्तिरेव च ॥ शब्दस्तोममहानिधिकोशः ॥

અર્થઃ—હે રાજન્! ચતુર્દશી, અષ્ટમી, અમાવાસ્યા અને પૂર્ણિમા, તથા સૂર્યની સંક્રાન્તિ એ પર્વ કહેવાય છે.

આ પ્રમાણે વેદ તથા વેદાઙ્ગ તથા ઇતિહાસ તથા પુરાણ તથા ધર્મશાસ્ત્રોના અધ્યયન કરનારે આ કલિયુગમાં બે પ્રતિપદા, બે ચતુર્દશી, બે અષ્ટમી, તથા પૂર્ણિમા અને અમાવાસ્યા, તથા સૂર્યની સંક્રાન્તિ, તથા કોઈ ખાસ વિઘ્ન આવતાં અનધ્યાય માનવો યોગ્ય છે.

વળી ભોજન કરતાં તથા ઉભા રહીને તથા વાહનમાં ચઢેલા હોઇ પણ ભણવું નહીં.

ઇતિ અધ્યયનનિયમનિરૂપણ અ. ૧૧ સર્ગ. ૪. સમાપ્ત.

---

## અધ્યાય ૧૧. સર્ગ. ૫.

### બ્રહ્મચારીભેદ.

પૂર્વોક્ત બ્રહ્મચારીઓના શાસ્ત્રમાં ચાર ભેદ કહેલા છે. તેનું નિરૂપણ કરીએ છીએ.

चतुर्धा ब्रह्मचारी स्याद्गायत्रो ब्रह्मस्तथा ।

प्राजापत्यो बृहन्नेति लक्षणानि पृथक् पृथक् ॥ वृ०पा०स्मृ०अ० ११ श्लो.५४ ॥

અર્થઃ—ગાયત્ર, બ્રાહ્મ(વેદસ), પ્રાજાપત્ય અને નૈષ્ઠિક (બૃહત્)—એમ ચાર પ્રકારના બ્રહ્મચારી છે એ ચારેનાં લક્ષણ પૃથક્ પૃથક્ છે.

अक्षारलवणाशी स्याद्गायत्र्यभ्यासतत्परः ।

वर्तते भिक्षया नित्यं गायत्रः कीर्तितः परः ॥ ,, ॥ ५५ ॥

અર્થઃ—હમેશાં ક્ષારવાળા પદાર્થ તથા મીઠું (લવણ) નહીં ખાનાર, તથા ભિક્ષા વડે નિર્વાહ ચલાવનાર, તથા ગાયત્રીનો અભ્યાસ કરવામાં તત્પર રહેનાર એવો બ્રહ્મચારી ગાયત્ર કહેવાય છે.

चत्वारि द्वादशाब्दानि योऽधीयानश्चतुःश्रुतीः ॥
भिक्षया ब्रह्मचर्येण तिष्ठेद्ब्राह्मः स उच्यते ॥ „ ॥ ५६ ॥

અર્થ:—ચાર વર્ષ અથવા બાર વર્ષ પર્યન્ત ચારે વેદનું અધ્યયન કરતો સતો જે ભિક્ષા વડે જીવિકા ચલાવે છે અને બ્રહ્મચર્યવ્રતમાં રહે છે તેને બ્રાહ્મ બ્રહ્મચારી કહે છે. તેને ઉપકુર્વાણ અથવા ઉપકુર્વાણક પણ કહે છે. આ બ્રહ્મચારી વેદનો અભ્યાસ સમાપ્ત થતાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે.

ऋतुकालाभिगामी सन्परस्त्रीपरिवर्जकः ।
वेदानधीते भिक्षाभुक्प्राजापत्योऽयमुच्यते ॥ „ ॥ ५७ ॥

અર્થ:—જે પુરૂષ ઋતુકાલમાં પોતાની સ્ત્રીમાં ગમન કરે છે, અને પરસ્ત્રીનો ત્યાગ કરે છે, તથા જે ભિક્ષાભોજન કરીને વેદનું પારાયણ કરે છે તેને પ્રાજાપત્ય બ્રહ્મચારી કહે છે.

गुरोर्वा गुरुपुत्रस्य तत्पत्न्या वापि संनिधौ ।
यो वसेदभ्यनुज्ञातो ब्रह्मचारी स नैष्ठिकः ॥ „ ॥ ५८ ॥

અર્થ:—વેદનું અધ્યયન સમાપ્ત થયા બાદ પણ જે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર ન કરતાં ગુરૂ, અથવા ગુરૂના અભાવે ગુરૂપુત્ર, અથવા ગુરૂપત્નીની પાસે તેમની અનુજ્ઞાથી મરણ પર્યન્ત બ્રહ્મચર્યના નિયમમાં રહીને જે નિવાસ કરે છે તેને નૈષ્ઠિક બ્રહ્મચારી કહે છે.

આ ચારે પ્રકારના બ્રહ્મચારી પણ પોતાના ધર્મનું પાલન કરવાથી પુણ્યલોકના ભાગી થાય છે.

કૂર્મપુરાણમાં પણ કહ્યું છે કે:—

योऽधीत्य विधिवद्वेदान्गृहस्थाश्रममाव्रजेत् ।
उपकुर्वाणको ज्ञेयो नैष्ठिको मरणान्तिकः ॥ कूर्म० पु० अ० २-७८ ॥

અર્થ:—જે વિધિપૂર્વક વેદનું અધ્યયન કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે તેને ઉપકુર્વાણક અથવા ઉપકુર્વાણ બ્રહ્મચારી કહે છે. અને જે મરણ પર્યન્ત બ્રહ્મચર્યમાં રહે છે તેને નૈષ્ઠિક બ્રહ્મચારી કહે છે.

તેવી રીતે કેટલાક મતમાં ઉપકુર્વાણક અને નૈષ્ઠિક એ બે પ્રકારના જ બ્રહ્મચારી છે.

परिणीय तु षण्मासान्वत्सरं वा न संविशेत् ।
औदुम्बरायणो नाम ब्रह्मचारी गृहे गृहे ।। लघु० वि० स्मृ० अ० १-७८ ॥
ऋतु काले तु संप्राप्ते पुत्रार्थी संविशेत्तदा ॥ „ ॥ २८ ॥

અર્થ:—વિવાહ કરીને જે ૭ માસ સુધી અથવા એક વર્ષ પર્યન્ત સ્ત્રીગમન કરતો નથી, પરન્તુ ત્યાર બાદ ઋતુકાલમાં પુત્રની ઇચ્છાથી ગમન કરે છે—આ પ્રકારનો ઔદુમ્બરાયણ નામનો બ્રહ્મચારી ઘર ઘરમા હોય છે.

આ ઔદુમ્બરાયણ નામના બ્રહ્મચારીને વિષ્ણુસ્મૃતિમાં કહ્યો છે તે ઉપર કહેલા પ્રાજાપત્ય બ્રહ્મચારીનો જ ભેદ છે.

ઇતિ બ્રહ્મચારીભેદનિરૂપણ અ. ૧૧ સર્ગ. ૫ સમાપ્ત.

---

ઇતિ બ્રહ્મચર્યાશ્રમધર્મનિરૂપણ અ. ૧૧ સમાપ્ત.

---

# અધ્યાય. ૧૨.

## આશ્રમધર્માન્તર્ગત-૨. ગૃહસ્થાશ્રમના ધર્મ.

### સર્ગ ૧. ગૃહસ્થાશ્રમનું નિરૂપણ.

બ્રહ્મચર્યાશ્રમના ધર્મોનુ નિરૂપણ કરીને હવે આ અધ્યાયમા ગૃહસ્થાશ્રમના ધર્મોનુ નિરૂપણ કરીએ છીએ. તેમા આ પ્રથમ સર્ગમા ગૃહસ્થાશ્રમનુ નિરૂપણ કરીએ છીએ,

**चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।**
**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૪ શ્લો૦ ૧ ॥

અર્થ —પ્રથમ આયુનો ચોથો ભાગ પૂરો થતા સુધી ગુરુની પાસેથી વેદનુ અધ્યયન કરવાને માટે ગુરુની પાસે રહીને બ્રહ્મચર્યાશ્રમનુ પાલન કરી બીજા ભાગમા વિવાહ કરી ઘરમા રહે.

મનુષ્યનુ સો વર્ષનુ આયુ ગણીને તેનો ચોથો ભાગ ગુરુની પાસે રહેવાનું કહ્યુ, તેથી ૨૫ વર્ષની ઉમર થતા સુધી ગુરુકુલમા રહીને પછી વિવાહની આજ્ઞા થઇ પરન્તુ આયુનો દૃઢ નિશ્ચય નહી હોવાથી ચોથા ભાગની કલ્પના કરવી કઠણ છે. તેથી વેદાધ્યયનની સમાપ્તિ સુધી ગુરુકુલમા રહીને પછી ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવો એ જ પૂર્વશ્લોકનુ તાત્પર્ય છે. પરન્તુ આ તાત્પર્યને સ્પષ્ટ નહી કહેતા આયુનો ચોથો ભાગ એમ કહ્યુ, તે બ્રહ્મચારીનો વિવાહ કરવાની ઉમરનુ સૂચન કરવાને માટે છે. બાકી વેદ તો બુદ્ધિમાન્ ચાર વર્ષમા પણ ભણી શકે છે. તથાપિ યુવાવસ્થા પ્રાપ્ત થયા પહેલા વિવાહ કરી શકતો નથી તેનો નિશ્ચય કરવાને માટે શ્લોકમા આયુનો ચોથો ભાગ બ્રહ્મચર્યનો કહ્યો છે. અને "આયુનો બીજો ભાગ"-એમ કહેવાથી ગૃહસ્થાશ્રમ કરવાની અવધિ પણ પચીસ જ વર્ષની છે એ વાતની સુચના થઈ ચૂકી છે અને આયુનો ત્રીજો ભાગ વાનપ્રસ્થાશ્રમને માટે, તથા ચોથો ભાગ સન્યાસાશ્રમને માટે પણ નિયત કર્યો છે ધર્મશાસ્ત્રકારે સ્ત્રીપુરૂષના વિવાહકાલનો નિર્ણય કરવામા વિશેષે કરીને વૈદ્યશાસ્ત્રનો આશ્રય લીધો છે, કારણ કે માતા પિતાની શરીરસંપત્તિ સારી કે ખોટી-જેવી હોય તેને અનુસાર સન્તાન પણ બુદ્ધિબલ અને શરીરબલથી યુક્ત હોઈ શકે છે પ્રજા ઉત્પન્ન કરવી તથા ધર્મનુ આચરણ કરવુ એ વિવાહનો મુખ્ય ઉદ્દેશ છે. તેથી જેવી રીતે પુરુષને પચીસ વર્ષની ઉમરે કરવાની આજ્ઞા મનુજીએ આપી છે, તેવી રીતે પચીસ વર્ષે વિવાહ કરવાની આજ્ઞા વૈદ્યશાસ્ત્રની પણ છે.

**ऊनषोडशवर्षायामप्राप्तपञ्चविंशतिं ।**
**यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विनश्यति ॥**
**जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रिय ।**
**तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥** સુશ્રુત૦ અ૦ ૧૦ ॥

અર્થ —જે પુરુષની ઉમર પચીસ વર્ષની થઈ નથી તેવો પુરૂષ સોળ વર્ષની નીચેની ઉમરની સ્ત્રીમા ગર્ભાધાન કરે તો તે ગર્ભ માતાના પેટમા જ નાશ પામે છે. કદાપિ સન્તાન

ઉત્પન્ન થાય તોપણ તે બહુ દિવસ જીવે નહી અને જો જીવે તોપણ દુર્બલ ઇન્દ્રિયવાળો થશે અર્થાત્ તેનામા બુદ્ધિબલ, શરીરબલ, આદિ રહેવાનુ નથી અને રોગી થશે તેથી સોળ વર્ષની નીચેની ઉમરની અત્યન્ત બાલામા પચીસ વર્ષની નીચેની ઉમરનો પુરૂષ ગર્ભાધાન ન કરે વળી—

**पूर्णषोडशवर्षा स्त्री पूर्णविंशेन सगता। सर्वरोगचिकित्सारत्नम्॥**

અર્થ —પૂર્ણ સોળ વર્ષની આયુવાળી સ્ત્રી પૂર્ણ વીસ વર્ષની ઉમરના પુરૂષની સાથે સબન્ધ કરવાથી યોગ્ય પુત્રને ઉત્પન્ન કરે છે

આ પ્રમાણે વૈદ્યશાસ્ત્રમા કહેના વિવાહક્રમમા પુરૂષની આયુ વીસ વર્ષની પણ હોય છતા તેને ગર્ભાધાનને માટે યોગ્ય કહ્યો છે, અને સ્ત્રીની ઉમર ૧૬ વર્ષથી ઓછી નહી હોવી જોઇએ એવો સિદ્ધાન્ત છે

પરમાર્થ રીતે વિચાર કરવામા આવે તો મનુષ્યોનુ તપોબળ ઓછુ થવાથી વિષયવાસના હમેશા વધે છે વિષયવાસના વધવાથી તેને પૂર્ણ કરવાને અને પ્રકારની ચેષ્ટા પણ કરવામા આવે છે તેથી પુણ્યપાપનો વિચાર પણ બન્ધ પડે છે અને પ્રાણી ઉપર દયા પણ ઓછી થઈ જાય છે આમ પ્રત્યક્ષ જોવામા આવે છે પ્રાચીન કાળમા ઋષિલોક સાઠ અને એંશી વર્ષની આયુ થતા સુધી તપ કરીને પછી વિવાહ કરતા હતા તેની રીતે કન્યાઓ પણ ઇચ્છિત વર પ્રાપ્ત કરવાને માટે વનમા જઇને તપ કરતી હતી કન્યા અને વરનો વિવાહ બાલ્યાવસ્થામા નહી થવાથી પિતૃઓ સર્વ નરકમા ડુબશે અથવા અન્ય અનર્થ થશે એની ચિન્તા કરતા નહોતા જ્યારે તપ કરવાનુ સામર્થ્ય નહી રહ્યુ અને વિષયવાસના વધી ગઈ ત્યારે દશ વર્ષમા વિવાહની ઇચ્છા થઇ એટલે સમાજમા અનેક પ્રકારના નવીન મનૂનની રચના થઇ તે નવીન રચનાને અનુસાર ધર્મશાસ્ત્રમા પણ જૂદા જૂદા લેખ થયા છે કોઈ દેશમા ત્રણ વર્ષના બાળકનો તથા બે વર્ષના બાળકનો તથા પાચ અને સાત વર્ષના બાલકનો પણ વિવાહ જોવામા આવે છે તેવી રીતે કન્યાનો વિવાહ પણ ૭ માસની આયુમા થતો જોવામા આવે છે તે કારણથી બ્રહ્મચર્યાશ્રમનો અભાવ જ થઈ ગયો છે એ વાત બુદ્ધિમાન્ મનુષ્યના ધ્યાનમા આવી શકે છે, કેમકે વિવાહ કરીને કોઈ પણ ગુરૂકુલમા જતો નથી તે બાલક તથા બાલિકાના માબાપને પૂછવામા આવે તો તેઓ કહે છે કે બાલ અવસ્થામા વિવાહ કરવામા ન આવે તો અમારા કુલની શોભા નહી અને અમારા સન્તાન બગડી જાય એ લોકોને, બ્રહ્મચર્યાશ્રમ નષ્ટ થવાથી અમે પતિત થયા છીએ અમારૂ બ્રાહ્મણત્વ અને દ્વિજત્વ નષ્ટ થયુ છે, તે વાતની ખબર રહી નથી કારણ વિષયવાસનાથી તેમની બુદ્ધિ અત્યન્ત મલિન થઈ છે તે કારણથી કન્યા અને વરના વિવાહના વિષયમા બહુ પ્રકારના કલહ આર્ય પ્રજામા ઉત્પન્ન થયા છે સિદ્ધાન્તની વાત તો એટલી જ છે કે જો બાળક અને બાલિકાના માતપિતાને પોતાના સન્તાનોનુ ચારિત્ર્ય શુદ્ધ રાખવાનુ સામર્થ્ય હોય તથા તેમને બુદ્ધિમાન્ અને બલિષ્ઠ તથા નીરોગ બનાવવા ચહાતા હોય તો તેઓ પોતાના પુત્ર અને પુત્રીને પૂર્ણ રીતે શિક્ષણ આપે અને પચીસ વર્ષના બ્રહ્મચારી પુરૂષનો ચૌદથી સોળ વર્ષની ઉમરની અન્દરની કન્યા સાથે વિવાહ કરે એવુ જૈમિનિ આદિ ઋષિઓને સમ્મત છે એવુ તેમના ગૃહ્યસૂત્રથી માલમ પડે છે પરન્તુ જેને પોતાના સન્તાનોને સાચવવાનુ સામર્થ્ય નથી તેમ શિક્ષણ આપવુ નથી તેમને ૭ મહિનાની કન્યાનો વિવાહ એક વર્ષના બાલકની સાથે પણ

કરવો ઉચિત છે આનુ વિવેચન આગળ વિશેષ પે રવામા આવશે અહી તો હાલ વિવાહના મત્ત્વ માત્રને કહેવામા આવે છે

अतो द्विज समावृत्त सवर्णा स्त्रियमुद्वहेत ॥

कुले महति सभूता लक्षणैस्तु समन्विताम् ॥ सवर्त० स्मृ० श्लो० ३३ ॥

અર્થ —બ્રહ્મચર્ય સમાપ્ત થતા સમાવર્તન નામનુ કર્મ કરીને ઉત્તમ કુળમા ઉત્પન્ન થયેલી તથા સામુદ્રિકમા કહેલા ઉત્તમ લક્ષણ યુક્ત પોતાની સમાન જાતિની સ્ત્રી સાથે વિવાહ કરે, કેમકે ગૃહસ્થાશ્રમમા કરવાનુ જે અગ્નિહોત્રાદિ કર્મ છે તે પત્નીની સાથે જ થઇ શકે છે

તેથી જેને મરણ પર્યન્ત બ્રહ્મચર્યાશ્રમમા રહીને અથવા બ્રહ્મચર્યાશ્રમમાથી જ સન્યાસ લઇને તત્ત્વનો વિચાર કરવાનુ સામર્થ્ય ન હોય તેણે વિવાહ કરીને પત્ની સહિત ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરીને નિષ્કામ કર્મના અનુષ્ઠાન દ્વારા ચિત્તમા જે વિષયવાસના હોય તેને નિવૃત્ત કરવી જોઇએ એવુ શાસ્ત્રનુ તાત્પર્ય છે

જ્યા સુધી મનુષ્ય વિવાહ કરતો નથી ત્યા સુધી તે પૂર્ણ થતો નથી અધૂરો હોય છે અને અધૂરાથી કોઇ કર્મ થઇ શકતુ નથી વિવાહિત પત્ની પુરુષનો અડધો ભાગ છે પતિ તથા પત્ની બન્ને મળીને ગૃહસ્થાશ્રમના ધર્મનુ પાલન કરવાથી પૂર્ણ થાય છે એમ શ્રુતિ અને સ્મૃતિ પણ કહે છે

तस्मादिदमर्धबृगलमिव स्व इति ह स्माऽऽह याज्ञवल्क्यस्तस्मादयमाकाश स्त्रिया पूर्यत एव ॥ बृ० उप० अ० १ ब्रा० ४ क० ३ ॥

અર્થ —જે કારણથી આપણા શરીરથી જૂદા પડેલા અડધા ભાગ રૂપ આ સ્ત્રી છે, તે કારણથી આ પુરુષને વિવાહ પહેલા અર્ધબૃગલ તુલ્ય કહેવામા આવે છે જ્યારે છીપ બે દલ જોડેલી હોય છે ત્યારે સપૂર્ણ કહેવાય છે એક જ દલ હોય તો અડધી કહેવાય છે. તેવી રીતે અવિવાહિત પુરુષ પણ છીપના અડધા દલ તુલ્ય અર્ધબગલ(અડધુ દલ) કહેવાય છે અને વિવાહ થયા પછી તે પુરુષ સ્ત્રી રૂપ અડધા ભાગથી જોડાવાથી પૂર્ણ થાય છે એમ યાજ્ઞવલ્ક્યજી કહે છે તેથી વિવાહ દ્વારા પૂર્ણ થઇને ધર્મનુ અનુષ્ઠાન કરવુ જોઇએ એવો શ્રુતિનો ભાવ છે

પૂર્વોક્ત હેતુથી ગૃહસ્થાશ્રમના ધર્મમા સ્ત્રીની પ્રધાનતા છે

पाटितोऽय द्विजा पूर्वमेकदेह स्वयभुवा ।

पतयोऽर्धेन चार्धेन पत्न्योऽभूवन्निति श्रुतिः ॥ व्या० स्मृ० अ० २–१३ ॥

यावन्न विन्दते जाया तावदर्धोऽभवत्पुमान् ॥ ,, ॥ १४ ॥

અર્થ —પૂર્વ કાળમા બ્રહ્માએ એ જ શરીરના બે ભાગ કરીને અડધાને પુરુષ(પતિ) અને અડધાને પત્ની બનાવી તેથી જ્યા સુધી પુરુષ વિવાહ કરતો નથી ત્યા સુધી તે અડધો જ રહે છે તેથી અધિકારી પુરુષ વિવાહિત થતા જ કર્મ કરવા યોગ્ય થાય છે તેથી શાસ્ત્રમા પત્નીની પ્રશસા કરી છે

यत्र भार्या गृह तत्र भार्या हीन गृह वनम् ।

न गृहेण गृहस्थ स्याद्भार्यया कथ्यते गृही ॥ बृ० पा० स्मृ० अ० ४–६९ ॥

અર્થ —જે ઘર પત્નીવાળુ હોય તે જ ગૃહ કહેવાય છે અને જે ગૃહમા સ્ત્રી નથી તે ગૃહ

વનની સમાન છે. રહેવાનુ ઘર હોવા માત્રથી કોઈ ગૃહસ્થ કહેવાતો નથી, પત્ની હોવાથી જ ગૃહસ્થ કહેવાય છે

મહાભારતમા પણ કહ્યુ છે કે—

**पुत्रपौत्रवधूभृत्यैराकीर्णमपि सर्वतः ।**
**भार्याहीनं गृहस्थस्य शून्यमेव गृहं भवेत् ॥**म. भा. शा० प० अ० १४४ ५ ॥

અર્થ —પુત્ર તથા પૌત્ર તથા પુત્રવધૂ તથા સેવક ઈત્યાદિ સર્વ પ્રકારે ઘર ભરેલુ દેખાય, તોપણ પત્ની વિના ગૃહસ્થાશ્રમીનુ ઘર શૂન્ય જેવુ થાય છે.

**न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।**
**गृहन्तु गृहिणीहीनमरण्यसदृशं मतम् ॥** „ ॥ ६ ॥

અર્થ —લાકડુ આદિ વડે બનેલુ ઘર ગૃહ કહેવાતુ નથી, પરન્તુ પત્નીને જ ગૃહ કહે છે. પત્ની વિનાનુ ઘર વનની સમાન છે એવો શાસ્ત્રનો મત છે વળી—

**वृक्षमूलेऽपि दयिता यस्य तिष्ठति तद्गृहम् ।**
**प्रासादोऽपि तया हीनः कान्तार इति निश्चितम् ॥** „ ॥ १२ ॥

અર્થ — કોઈ પુરૂષની પત્ની વૃક્ષના મૂલમા બેઠેલી હોય તો તેને માટે તે વૃક્ષમૂલ જ ઘર છે. અને પત્ની વિનાનો રાજમહેલ અથવા દેવગૃહ સમાન મકાન પણ વન જ છે એવુ નિશ્ચિત કરેલુ છે

**धर्मार्थकामकालेषु भार्या पुंस सहायिनी ।**
**विदेशगमने चास्य सैव विश्वासकारिका ॥** „ ॥ १३ ॥

અર્થ —ધર્મ, અર્થ અને કામને સાધવા સમયે પુરૂષને સહાય કરનારી સ્ત્રી જ છે. અને વિદેશમા જવાને સમયે પણ પત્ની જ વિશ્વાસપાત્ર હોય છે.

**भार्या हि परमो ह्यर्थः पुरुषस्येह पठ्यते ।**
**असहायस्य लोकेऽस्मिन् लोकयात्रासहायिनी ॥** „ ॥ १४ ॥

અર્થ —અને લોકમા ભાર્યાને જ પરમપ્રયોજન સિદ્ધ કરનારી કહી છે સહાય રહિત પુરૂષને લોકયાત્રાનો નિર્વાહ કરવામા ભાર્યા જ સહાયક થાય છે.

**तथा रोगाभिभूतस्य नित्यं कृच्छ्रगतस्य च ।**
**नास्ति भार्यासमं किंचिन्नरस्यार्तस्य भेषजम् ॥** „ ॥ १५ ॥

અર્થ —રોગી મનુષ્યને જેવી રીતે ઔષધ, તેવી રીતે રોગથી પીડિત તથા હમેશા કલેશ-યુક્ત મનુષ્યને પત્નીની સમાન કોઈ પણ નથી

**नास्ति भार्यासमो बन्धुर्नास्ति भार्यासमा गतिः ।**
**नास्ति भार्यासमो लोके सहायो धर्मसंग्रहे ॥** „ ॥ १६ ॥

અર્થ —પુરૂષને સ્ત્રી સમાન કોઈ બન્ધુ નથી વળી પત્ની સમાન કોઇ આશ્રય પણ નથી. આ મનુષ્યલોકમા ધર્મનો સંગ્રહ કરવામા સહાય કરનાર પત્ની સમાન બીજુ કોઇ નથી. વળી—

यस्य भार्या गृहे नास्ति साध्वी च प्रियवादिनी ।
अरण्यं तेन गन्तव्यं यथाऽरण्यं तथा गृहम् ॥ „ ॥ १७ ॥

અર્થઃ—જેના ઘરમાં પવિત્ર આચરણવાળી અને પ્રિય વચન બોલનારી પત્ની નથી તેણે અવશ્ય વનમાં જવું જોઇએ, કારણ કે તેવા મનુષ્યને વન તથા ગૃહ બંને સમાન છે અર્થાત્ તેવા ઘરમાં રહેવું તે વનમાં રહેવા બરાબર છે. બૃહત્પારાશર સ્મૃતિ પણ કહે છે કે—

भार्याधीनं गृहं पुंसां भार्याधीनं गृहे धनम् ।
भार्याधीना सुखोत्पत्तिर्भार्याधीनः शुभोदयः ॥ बृ० पा० स्मृ० अ० ४–६८॥

અર્થઃ—પુરૂષનું ઘર સ્ત્રીને અધીન છે, ગૃહમાં ધનની રક્ષા પત્નીને અધીન છે. તેમજ સુખની ઉત્પત્તિ અને શુભ કર્મની વૃદ્ધિ તે પણ પત્નીને અધીન છે. વળી સ્કાન્દપુરાણ કહે છે કે—

यस्यां भवति चात्मैव ततो जाया निगद्यते ॥
स्का. पु. ख. १ कौ. ख. २ अ. १५. श्लो. ७ ॥

અર્થઃ—જે કારણથી પોતે જ સ્ત્રીમાં પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે, તે કારણથી સ્ત્રીને જાયા કહે છે.

भर्तव्या एव यस्माच्च तस्माद्भार्येति सा स्मृता ।
सा एव गृहमुक्तं च गृहिणी सा ततः स्मृता ॥ „ ॥ ८ ॥

અર્થઃ—પુરૂષે હમેશાં સ્ત્રીનું ભરણ કરવું અર્થાત્ પાલન પોષણ કરવું યોગ્ય છે, તેથી તેને ભાર્યા કહે છે. અને પત્નીને જ ગૃહ કહેલું છે, તેથી તેને જ ગૃહિણી પણ કહે છે.

संसारकल्मषात्त्रात्री कलत्रमिति सा ततः ॥ „ ॥ ९ ॥

અર્થઃ—સંસારના પાપથી રક્ષા કરનારી હોવાથી પત્નીને કલત્ર કહી છે.

આ પ્રમાણે ધર્માચરણ કરનાર ગૃહસ્થાશ્રમીને માટે પત્ની જ પ્રધાન વસ્તુ છે. તેથી શાસ્ત્રમાં તેની પ્રશંસા કરી છે. તેટલા માટે ગૃહસ્થાશ્રમને માટે વિવાહ કરવાની આવશ્યકતા જ છે.

ઇતિ ગૃહસ્થાશ્રમનિરૂપણ અ. ૧૨ સર્ગ ૧ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૨.

---

### ગૃહસ્થાશ્રમની પ્રશંસા

યોગ્ય રીતે પાણિગ્રહણ કરીને પત્નીની સાથે ધર્મનું પાલન કરનાર મનુષ્ય બીજા આશ્રમીનો સહાયભૂત થાય છે. તેથી ગૃહસ્થાશ્રમીની પણ શાસ્ત્રમાં પ્રસંશા કરી છે.

यथा नदीनदाः सर्वे समुद्रे यान्ति संस्थितिम् ।
एवमाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ वसि० स्मृ० अ० ८–१५ ॥

અર્થઃ—જેવી રીતે નાની મોટી સર્વ નદીઓ સમુદ્રમાં જઇને સ્થિતિને પ્રાપ્ત કરે છે, તેવી રીતે બ્રહ્મચર્યાદિ સર્વ આશ્રમની સ્થિતિ ગૃહ ઉપર જ છે. અર્થાત્ સર્વ આશ્રમીઓ ગૃહસ્થાશ્રમીને આશ્રયે રહે છે.

यथा मातरमाश्रित्य सर्वे जीवन्ति जन्तवः ।
एवं गृहस्थमाश्रित्य सर्वे जीवन्ति भिक्षवः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—જેવી રીતે માતાનો આશ્રય લઇને સર્વ પ્રાણીઓ જીવન ચલાવે છે, તેવી રીતે બ્રહ્મચારી આદિ સર્વ ભિક્ષુક લોક ગૃહસ્થાશ્રમીને આશ્રયે પોતાનું જીવન ચલાવે છે. વળી મનુસ્મૃતિ પણ કહે છે કેઃ—

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्वे आश्रमाः ॥ म० स्मृ० अ० ३–७७ ॥

અર્થઃ—જેવી રીતે વાયુનો આશ્રય કરીને સર્વ પ્રાણીઓ રહે છે, તેવી રીતે ગૃહસ્થાશ્રમનો આશ્રય લઇને બાકીના સર્વ આશ્રમો રહે છે.

यस्मात्त्रयोप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमी गृही ॥ ,, ॥ ७८ ॥

અર્થઃ—જે કારણથી ગૃહસ્થાશ્રમી બ્રહ્મચારી આદિ ત્રણ આશ્રમીઓનું જ્ઞાન( ભણાવવું આદિ ) તથા અન્ન વસ્ત્રાદિ વડે પોષણ કરે છે, તે કારણથી તે શ્રેષ્ઠ આશ્રમી છે.

स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।
सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥ ,, ॥ ७९ ॥

અર્થઃ—બહુ કાળ સુધી રહેનાર સ્વર્ગનું સુખ ભોગવવાની ઇચ્છાવાળાએ તથા આ લોકના ભોગની ઇચ્છાવાળાએ પણ ધર્મનું જ અનુષ્ઠાન કરવું જોઇએ. પરંતુ આ આશ્રમ દુર્બલ ઇન્દ્રિયો વાળાએ અર્થાત્ જેનામાં ઇન્દ્રિયસંયમ નથી તેણે ધારણ કરવા યોગ્ય નથી. કારણ એકપત્નીવ્રત થઇને રહેવું, તથા પુત્ર યોગ્ય થતાં અથવા વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં વાનપ્રસ્થાશ્રમાદિનો સ્વીકાર કરીને તપ કરવાની તથા વિષયોમાં અનાસક્ત થવાની આવશ્યક્તા છે. તેથી પ્રથમ ગૃહસ્થાશ્રમમાં તેની ટેવ પાડવી જોઇએ તેથી તે આશ્રમ દુર્બલ ઇંદ્રિયો વાળાએ ધારણ કરવો યોગ્ય નથી એમ કહ્યું છે.

કેટલાક લોકોનું એમ પણ કહેવું છે કે ધર્મપાલન કરવું તે કેવલ સંન્યાસી આદિને માટે છે, ગૃહસ્થાશ્રમીને સર્વ કાર્ય કરવાની છૂટ છે. તે શંકા પણ પૂર્વોક્ત શ્લોકથી નિવૃત્ત થઈ જાય છે. શાસ્ત્રવિરૂદ્ધ કર્મ કરનાર તથા નિયમપૂર્વક ધર્મનું પાલન ન કરનાર ગૃહસ્થાશ્રમીની પણ શાસ્ત્રમાં અધોગતિ કહી છે.

गृहमेधे प्रवर्तन्ते वेदशास्त्रबहिष्कृताः ।
ऋषिभिस्तत्र सर्वे वै श्वपचा समुदाहृताः ॥ शातातप० स्मृ० श्लो० १२० ॥

અર્થઃ—જે લોક વેદ તથા શાસ્ત્રમર્યાદા રહિત છે છતાં ગૃહસ્થાશ્રમમાં પ્રવૃત્ત હોય છે તે સર્વને ઋષિલોકે શ્વપચ કહ્યા છે. અર્થાત્ તેવા લોક શ્વપચની સમાન અપવિત્ર છે.

તેથી એવો નિશ્ચય થાય છે કે ગૃહસ્થાશ્રમીને માટે પણ ધર્મનું આચરણ આવશ્યક છે અને બીજા આશ્રમોથી તે અધિક છે. ગૃહસ્થાશ્રમમાં સાથે સાથે ભોગ પણ થાય છે અને અન્યાશ્રમમાં ભોગ નથી તેટલો જ ભેદ છે. જો સ્ત્રીઓની સાથે રહેવા માત્રથી જ ગૃહસ્થાશ્રમની પ્રશંસા કરી હોય તો સુઅર, કૂતરાં, આદિક શ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમી છે, કેમકે તેઓની

સાથે બહુ સ્ત્રી, બચ્ચાં, વગેરે રહે છે. પરન્તુ તેમને કોઈ ગૃહસ્થાશ્રમી કહેતું નથી. આ આ હેતુથી ધર્મનું પાલન કરવાથી જ આશ્રમી કહેવાય છે. તેવી રીતે સંન્યાસ આદિ આશ્રમમાં પણ ભિન્ન ભિન્ન આશ્રમનું ચિહ્ન માત્ર ધારણ કરવાથી કોઈ મોક્ષને પ્રાપ્ત થતું નથી, પરન્તુ આત્મજ્ઞાન સંપાદન કરવું તથા આશ્રમધર્મોનું પાલન કરવું આદિની આવશ્યકતા છે.

ઇતિ ગૃહસ્થાશ્રમની પ્રશંસા અ૦ ૧૨ સર્ગ ૨ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ ૩.

### વિવાહયોગ્ય વરનાં લક્ષણ.

પૂર્વ સર્ગમાં ગૃહસ્થાશ્રમને માટે વિવાહ કરવાની આવશ્યકતા તથા પત્ની અને ગૃહસ્થાશ્રમની મહત્તાનું કથન કરીને આ સર્ગમાં વિવાહને યોગ્ય વરનાં લક્ષણ કહીએ છીએ.

**स्त्रीणामाजन्मतः शुद्ध्या वंशशुद्धौ प्रयत्नवान् ।**
**वरं हि वरयेद्धीमाञ्जात्यादिगुणसंयुतम् ॥** वृ. पा. स्मृ. अ. ४ श्लो. १६ ॥

અર્થઃ—જન્મશુદ્ધિ દ્વારા વંશશુદ્ધિને માટે પ્રયત્ન કરનાર પુરૂષ સ્ત્રીને જાતિ આદિ ગુણયુક્ત વરની સાથે પરણાવે. ( પ્રાચીન પુસ્તકમાં **आजन्मतः** ને બદલે "**आजीवशर्मार्थम्**" એવો પાઠ છે. ત્યાં " જીવન પર્યન્ત સુખને માટે " એવો અર્થ કરવો ).

**जातिर्विद्या वयः शक्तिरारोग्यं बहुपक्षता ।**
**शीलत्वं वित्तसंपत्तिरष्टावेते वरे गुणाः ॥** ,, ॥ १७ ॥

અર્થઃ—વરમાં જાતિ, વિદ્યા, ઉમર, શરીરનું સામર્થ્ય, આરોગ્ય( નીરોગતા ), અધિક કુટુંબ હોવું તે, શીલ તથા ધનસપત્તિ–એ આઠ ગુણ હોવા જોઇએ.( પ્રાચીન ગ્રન્થમાં **शीलत्वम्** ને બદલે **अर्थित्वम्** પાઠ છે. તે પક્ષમાં " વિવાહ કરવાની ઇચ્છા " એવો અર્થ સમજવો. )

**जातिर्विद्या च रूपत्वं कुलं चैव नवं वयः ।**
**आरोग्यं तु विशेषेण पुंस्त्वे सत्यपि लक्षयेत् ॥** ,, ॥ १८ ॥

અર્થઃ—વરમાં પુરૂષત્વનો ગુણ હોવા છતાં પણ જાતિ, વિદ્યા, રૂપ, કુલ, નવીન ઉમર, તથા આરોગ્ય–એ ૭ ગુણ અવશ્ય જોવા જોઇએ.

**सज्जातिरूपवित्तं च तथाऽग्रवयसा दृढम् ।**
**सन्तोषजननं स्त्रीणां प्रज्ञावानाश्रयेन्नरः ॥** ,, ॥ १९ ॥

અર્થઃ—ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યે ઉત્તમ જાતિ, રૂપ, ધન, અને યુવાવસ્થા હોવાથી મજબૂત શરીર, તથા સ્ત્રીને સન્તુષ્ટ કરનાર( નપુંસકતા રહિત ) વરનો આશ્રય લેવો જોઇએ. અર્થાત્ તેવા વરને પસંદ કરવો જોઇએ.

**जातीं रूपं च शीलं च वयो नवमरोगिता ।**
**सागारत्वं विशेषेण संलक्ष्य वरमाश्रयेत् ॥** ,, ॥ २० ॥

અર્થ:—જાતિ, રૂપ, શીલ, તથા નવીન ઉમર, નીરોગતા, તથા આચારને જોઇને વરની પસંદગી કરવી જોઇએ.

न जातिं न च विद्यां च वित्तं नाचरणं स्त्रियः ।
किन्तु ताः प्रीतिमिच्छन्ति तस्मात्प्रीतिकरं श्रयेत् ॥ „ ॥ २१ ॥

અર્થ:—સ્ત્રી વિશેષે કરીને પતિમાં જાતિ, વિદ્યા, ધન અને આચરણની ઇચ્છા કરતી નથી, પરન્તુ પ્રીતિની ઇચ્છા રાખે છે. માટે સ્ત્રી ઉપર પ્રીતિ કરનાર વરને પસંદ કરવો.

नानामतानि सर्वेषां सतां कन्यावरं प्रति ।
सन्तानस्य विशुद्ध्यर्थं जात्यादिषु च नान्यतः ॥ „ ॥ २४ ॥

અર્થ:—સન્તાનશુદ્ધિને માટે કન્યા અને વરની જાતિ આદિ સંબંધી વિચારોમાં સર્વ વિદ્વાનોના નાના મત છે. પરન્તુ અન્ય વાતમાં એટલે યોગ્ય વરને જ કન્યા દેવી એમાં સર્વનો એક મત છે.

दूरस्थानामविद्यानां मोक्षधर्मानुयायिनाम् ।
शूराणां निर्धनानां च न देया कन्यका बुधैः ॥ „ ॥ २५ ॥

અર્થ:—પરદેશમાં દૂર રહેનારને અથવા મૂર્ખ(अविद्य)ને, મોક્ષધર્મનું આચરણ કરનારને, શૂરવીરને, તથા નિર્ધન ઇત્યાદિને કન્યા આપવી તે વિદ્વાનોને યોગ્ય નથી. (ઉપર કોઇ સ્થાનમાં मोक्षधर्मा० ને બદલે "मुमुक्षूणां गरीयसाम्" એવો પણ પાઠ છે). અહીં અર્જુનાદિ જેવા શૂરવીરોને કન્યા આપવાનો નિષેધ નથી, પરન્તુ થોડી વાતમાં લડવાને અને મરવાને તૈયાર રહેનારને માટે નિષેધ છે.

स्नातकाय सुशीलाय कुलोत्तमभवाय च ।
दद्याद्वेदविदे कन्यामुचिताय वराय च । લઘુ० आश्व० स्मृ० प्रक० १५—३ ।

અર્થ:—સ્નાતક અર્થાત્ બ્રહ્મચર્ય પૂર્ણ કરીને જેણે સમાવર્તન કર્યું હોય, તથા જે સુશીલ હોય, ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલો હોય, અને વેદને જાણનાર હોય, તેને કન્યા દેવી જોઇએ. *સ્નાતક ન હોય તેનું દ્વિજત્વ નષ્ટ થાય છે. તેથી સ્નાતક જ બહુ પ્રધાન છે.*

ब्राह्मोद्वाहविधानेन तदभावेऽपरो विधिः ।
दातव्यैषा सदृक्षाय वयोविद्यान्वयादिभिः ॥ व्या० स्मृ० अ० २—५ ॥

અર્થ:—કુશલ હોય, તથા આયુ, વિદ્યા અને વંશ આદિમાં સમાન હોય તેને બ્રાહ્મ વિવાહની વિધિથી કન્યા દેવી જોઇએ. અને બ્રાહ્મ વિધિ ન બની શકે ત્યારે દૈવાદિ વિધિનો સ્વીકાર કરવો.

परीक्ष्यः पुरुषः पुंस्त्वे निजैरेवाङ्गलक्षणैः ।
पुमाँश्चेदविकल्पेन स कन्यां लब्धुमर्हति ॥ नारद० स्मृ. विवादपद० १२—८॥

અર્થ:—વરના પુરૂષત્વની તેના શરીરનાં અંગોના લક્ષણ દ્વારા પરીક્ષા કરવી જોઇએ. જો તેથી પુંસ્ત્વનો નિશ્ચય થાય તો તે કન્યા પ્રાપ્ત કરવાને યોગ્ય છે અર્થાત્ વિવાહ કરવા યોગ્ય છે.

चतुर्दशविधः षण्डः शास्त्रे दृष्टो मनीषिभिः ।
चिकित्स्यश्चाचिकित्स्यश्च तेषामुक्तो विधिः क्रमात् ॥

निसर्गपण्डो वध्रश्च पक्षपण्डस्तथैव च ।
अभिशापाद्गुरो रोगाद्देवक्रोधात्तथैव च ॥
ईर्ष्यापण्डश्च सेव्यश्च वातरेता मुखे भगः ।
आक्षिप्तमोघवीजौ च शालीनोऽन्यापतिस्तथा ॥या. स्म. अ. १-५५, अ टी.॥

અર્થ.—વિદ્વાન્ લોકોએ શાસ્ત્રમાં ૧૪ પ્રકારના નપુંસકોનું વર્ણન કરેલું જોવામાં આવે છે. તેમાંના કોઇ ચિકિત્સા કરવાથી સારા થઈ જાય છે. અને કોઇ સારા થતા નથી. તે સર્વની વિધિ ક્રમથી કહી છે:—

નિસર્ગપણ્ડ અર્થાત્ જન્મથી જ લિંગ તથા વૃષણથી રહિત ઉત્પન્ન થયેલો. વધ્ર—ચલિત અણ્ડવાળો અર્થાત્ ખાસી કરેલો. પક્ષપણ્ડ અર્થાત્ જેને ૧૫ દિવસે રતિશક્તિ હોય તે. ગુરૂના શાપથી નપુંસક થયેલો. દેવતાની નિન્દા કરવાથી તેના શાપથી નપુંસક થયો હોય તે. ઈર્ષ્યાપણ્ડ એટલે પોતાની સ્ત્રીના ઉપર ઈર્ષ્યા કરવાથી સ્તંભિત રેતવાળો થયેલો. સેવ્ય અર્થાત્ સ્ત્રીએ બહુ પ્રકારની સેવા કરવાથી જેને ગમન કરવાની ઇચ્છા થતી હોય તેવો. વાતરેતા અર્થાત્ ગમનના અવસાનકાલમાં જેના લિંગમાંથી વાયુ માત્ર નિકળતો હોય તે. "मुखे भग." અર્થાત્ બીજાના મુખમાં ભગકાર્ય કરનાર. આક્ષિપ્તબીજ એટલે રેતના વિસર્ગ સમયે જેનું રેત વિપરીત માર્ગમાં પ્રવૃત્ત થતું હોય(प्रत्यक् प्रवर्तते) મોઘબીજ અર્થાત્ જેનું બીજ ગર્ભાધાનને યોગ્ય ન હોય તે. શાલીન એટલે સ્ત્રી સમીપ હોય ત્યારે જેનું લિંગ પતિત થતું હોય તે (શરમાળ). અને અન્યાપતિ એટલે જેનું પુરૂષત્વ અન્યની સ્ત્રીમાં છે, પોતાની સ્ત્રીમાં નથી તેવો. એવા ૧૪ પ્રકારના નપુંસકો નારદજીએ કહ્યા છે. ( આ શ્લોકો યાજ્ઞવલ્ક્યસ્મૃતિની અપરાર્ક નામની ટીકામાંથી અહીં ઉદ્ધૃત કર્યા છે.)

शालीनवीज आक्षिप्तवीजश्चात्यन्तकामुकः ।
स्थविरश्चेति विज्ञेयाः पण्डास्तेऽमी तु षोडश ।
नार्हन्ति कन्यकामेते कदाचिदपि धर्मतः ॥

शंकर स्मृति० अ० २, पा० ३ श्लो० १९-२० ॥

અર્થ:—શાલીનબીજ, તથા આક્ષિપ્તબીજ, તથા અત્યન્ત કામી અર્થાત્ અત્યન્ત સ્ત્રીજિત તથા વૃદ્ધ એ ૧૬ નપુસક જાણવા. તેઓમાંનો કોઈ પણ ધર્મથી કન્યા પ્રાપ્ત કરવાને યોગ્ય નથી. આ પ્રમાણે શંકરસ્મૃતિમાં પૂર્વોક્ત ૧૪ પ્રકારના નપુસકથી અતિરિક્ત વૃદ્ધ તથા અત્યન્ત કામી સહિત ૧૬ પ્રકારના નપુંસક કહ્યા છે. આ શંકર સ્મૃતિ દક્ષિણ દેશમાં પ્રસિદ્ધ છે. તથા અત્યન્ત કામી આદિને તત્કાલ રતિ શક્તિ હોવા છતાં પણ પાછળથી રતિશક્તિ આદિ ઘટી જવાનો તથા મહાન્ રોગાદિ થવાનો સંભવ છે. તેથી તેમને પણ નપુંસક કહ્યા છે. અને ક્ષીણ શક્તિ વાળાનું નામ વૃદ્ધ છે.

अपत्यर्थं स्त्रियः सृष्टाः स्त्री क्षेत्रं बीजिनो नराः ।
क्षेत्रं बीजवते देयं नाबीजी क्षेत्रमर्हति ॥ नारद स्मृ०वि०पद.१२ श्लो०१९ ॥

અર્થઃ—પુત્ર ઉત્પન્ન કરવાને માટે જ સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે. સ્ત્રી ક્ષેત્રરૂપ છે, અને પુરુષ બીજ વાળો છે. તેથી બીજ વાળાને જ ક્ષેત્ર આપવું જોઇએ. જેની પાસે બીજ નથી તે ક્ષેત્ર પ્રાપ્ત કરવાને યોગ્ય નથી.

रेत उत्प्लवते नाप्सु ह्रादि मूत्रं च फेनिलम् ।
पुमान्स्याल्लक्षणैरेतैर्विपरीतैस्तु पण्डकः ॥ ,, ॥ २० ॥

અર્થઃ—જેનું વીર્ય જલમાં તરતુ ન હોય, તથા જેનું મૂત્ર શબ્દ(ह्राद) અને ફેન યુક્ત હોય, એ લક્ષણોથી તે પુંસ્ત્વધર્મથી યુક્ત છે એમ જાણવું. અને તેથી વિપરીત લક્ષણો જોવામાં આવે તો તેને નપુંસક જાણવો.

रेतो मज्जति यस्याप्सु मूत्रं यस्य तु फेनिलम् ।
पुमान्स्याल्लक्षणैरेतैर्विपरीतश्च पण्डकः ॥ बृ० पा० स्मृ० अ० ४—४ ॥

અર્થઃ—જેનું વીર્ય જલમાં ડુબતુ હોય અને જેના મૂત્રમાં ફેણ હોય, એ લક્ષણોથી તેને પુરૂપ જાણવો. એથી વિપરીત લક્ષણ વાળો નપુંસક હોય છે. સ્નાતકના વીર્યની પરીક્ષા યોગ્ય નથી, તથાપિ ધર્મશાસ્ત્રમાં તેની પણ પરીક્ષા લખી છે. તેનો આવો ભાવ છેઃ— યોગ્ય વૈદ્ય દ્વારા પરીક્ષા કરાવવાથી પણ નિશ્ચય ન થતો હોય તો વીર્યની પરીક્ષા કરીને પણ નિશ્ચય કરવો. પરન્તુ અયોગ્યને કન્યા આપવી નહીં તેવો ભાવ છે.

नातिदूरे न चासन्ने अत्याढ्ये चातिदुर्बले ।
वृत्तिहीने च मूर्खे च षट्सु कन्या न दीयते ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—અત્યન્ત દૂર રહેનારને તથા અત્યન્ત નિકટ રહેનારને તથા પોતાની અપેક્ષાથી બહુ અધિક ધનવાનને તથા બહુ દુર્બલને તથા જીવિકા રહિત તથા મૂર્ખ—એ ૭ પ્રકારના મનુષ્યને કન્યા ન આપવી.

( આ શ્લોક આજકાલ નવીન છપાયેલાં કેટલાંક પુસ્તકમાં આપવામાં આવેલો નથી. )

एतैरेव गुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः ॥
यत्नात्परीक्षितः पुंस्त्वे युवा धीमान् जनप्रियः ॥ याज्ञ० स्मृ० अ० १—५५ ॥

અર્થઃ—પૂર્વોક્ત ગુણ યુક્ત હોય તથા સવર્ણ હોય અર્થાત્ કન્યાની સમાન જાતિ ઉત્કૃષ્ટ જાતિવાળો, તથા વેદનું અધ્યયન કરેલો, તથા પુંસ્ત્વ વિષયમાં પરીક્ષા કરી જેના પુંસ્ત્વનો નિશ્ચય કરેલો હોય, યુવાન હોય તથા બુદ્ધિમાન્ હોય અર્થાત્ લૌકિક અને વૈદિક વ્યવહારમાં નિપુણ હોય, તથા લોકપ્રિય અર્થાત્ મધુર ભાષણાદિથી લોકોની જેના ઉપર પ્રીતિ હોય—એવો વર હોવા જોઇએ. આ શ્લોકની પહેલાં જે ૫૪મો શ્લોક છે તેમાં કહેલા કન્યાના ગુણો ગ્રહણ કરવાના છે. અર્થાત્ ૫૪મા શ્લોકમાં કહેલા કન્યાના ગુણ વરમાં પણ હોવા જોઇએ. તે ૫૪મા શ્લોકમાં કહેલા ગુણ નીચે પ્રમાણે છેઃ—

दशपूरुषविख्याताच्छ्रोत्रियाणां महाकुलात् ।
स्फीतादपि न संचारिरोगदोषसमन्वितात् ॥ याज्ञ० स्मृ० अ० १—५४ ॥

અર્થઃ—જે કન્યાના પિતાની પાંચ પાછલી અને માતાની પાંચ પાછલી પેઢી પ્રતિષ્ઠિત હોય એવા વેદાધ્યયન વાળા મહાકુલમાંથી અર્થાત્ પુત્ર, પૌત્ર, ધનાદિ યુક્ત કુલમાંથી કન્યાનં

ગ્રહણ કરવુ જોઇએ. પરન્તુ "स्फीतादपि" અર્થાત્ વિખ્યાત અને મહાકુલ હોય, છતાં જો તે કુલમા કુષ્ઠાદિક પરંપરા પ્રાપ્ત ચેપી રોગ(स्फीत)નો દોષ હોય તો તેવા કુલમાથી પણ કન્યા લેવી નહી. અને વર પણ વિખ્યાતિ આદિ ગુણ યુક્ત તથા પરંપરાથી પ્રાપ્ત રોગાદિ દોષથી રહિત કુલનો હોવો જોઇએ. એ જ ૫૫મા શ્લોકનો ભાવ છે. વિવાહને અયોગ્ય કુલનો નિર્ણય યમાદિક ઋષિઓએ પણ કર્યો છે.

चतुर्दश कुलानीमान्यविवाह्यानि निर्दिशेत् ।

अनार्षेय ब्राह्मणानामृत्विजां च विवर्जयेत् ॥ या. स्मृ. अ. १—५४ अ टी. ॥

अत्युच्चमतिह्रस्वं चातिवर्णं च वर्जयेत् ।

हीनाङ्गमतिरिक्ताङ्गमामयाविकुलानि च ॥ „ ॥

श्वित्रिकुष्ठिकुलादीनां कुर्याद्विपरिवर्जनम् ।

सदा कामकुलं वर्ज्यं लोमशानां च यत्कुलम् ॥ „ ॥

अपस्मारिकुलं यच्च यच्च पाण्डुकुलं भवेत् ॥ „ ॥

અર્થ:—જેના કુલમા વેદનુ અધ્યયન નથી, તથા જે બ્રાહ્મણ નિન્દ્ય લોકોને યજ્ઞ કરાવે તેમનું કુલ, તથા જે કુલમા બહુ જ ઉંચા મનુષ્ય તથા જે કુલમાં બહુ નીચા(ઠીંગણા) મનુષ્ય ઉત્પન્ન થતા હોય, અને જે કુલના મનુષ્ય બહુ કાળા અથવા બહુ ગોરા રંગના હોય, તથા જે કુલમા આંધળા, લુલા, આદિ ઉત્પન્ન થતા હોય, અથવા જેના કુલમા અધિક અંગવાળા ઉત્પન્ન થતા હોય, અથવા જે કુલમા રોગ બહુ હોય, તેમાં પણ વિશેષે કરીને સફેદ કોઢ તથા કુષ્ઠાદિ ચેપી રોગ જે કુલમા હોય, તથા જે કુલમા કામી બહુ હોય, તથા જે કુલમા મનુષ્યને રોમ બહુ હોય, તથા જે કુલમા અપસ્માર(મૃગીનો રોગ) હોય, તથા જે કુલમાં પાણ્ડુરોગ હોય,—આ ૧૪ પ્રકારના કુલમાં કન્યા આપવી અથવા તેવા કુલમાંથી કન્યા લેવી તેનો પરિત્યાગ કરવો જોઈએ.

મનુ મહારાજે પણ વિવાહને અયોગ્ય કુલોનો નિર્ણય કર્યો છે.

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यत ।

स्त्रीसंबन्धे दशैतानि कुलानि परिवर्जयेत् । म० स्मृ. अ० ३—६ ॥

हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।

क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ „ ॥ ७ ॥

અર્થ—કુલ ઉત્કૃષ્ટ હોય, તથા ગાય, બકરા, ઘેટા, ધન, ધાન્યાદિથી સમૃદ્ધ પણ હોય, તો પણ વિવાહના વિષયમા નીચે લખેલા ૧૦ કુલ પરિત્યાગ કરવા યોગ્ય છે.

જે કુલ જાતકર્મ આદિ સંસ્કારોથી રહિત હોય, તથા જે કુલમા સ્ત્રીઓની ઉત્પત્તિ અધિક હોય, તથા જે કુલ વેદના અધ્યયન રહિત હોય, તથા જે કુલના મનુષ્યના શરીર ઉપર રોમ બહુ હોય(लोमश), તથા જે કુલમાં હરસનો રોગ હોય(अर्शस), તથા જે કુલમાં ક્ષયની બિમારી થતી હોય(क्षय्य) અથવા અપસ્માર, સફેદ કોઢ, કુષ્ઠ, આદિ ચેપી રોગ થતા

હોય, અથવા જે કુલમાં હમેશાં કોઇને કોઇ રોગ રહેતો હોય(आमयाविः)–એ દશ પ્રકારનાં કુલની કન્યા લેવી તથા તેમાં કન્યા દેવી એ યોગ્ય નથી.

આ અયોગ્ય કુલનો નિષેધ "एतैरेव गुणैर्युक्तः" એ શ્લોકથી યાજ્ઞવલ્ક્યજીએ (याज्ञ० स्मृ० अ० १-५५માં) કર્યો છે. અયોગ્ય વરને કન્યા દેવાનો નિષેધ મનુજીએ વિશેષ લખ્યો છે.

**काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ।**

**न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥** म० स्मृ० अ० ९ श्लो० ८९ ॥

અર્થઃ—કન્યા રજસ્વલા થવા છતા પણ મરણ પર્યન્ત ભલે પિતાના ઘરમાં રહે, પરન્તુ વિદ્યા આદિ ગુણ રહિત વરને કદાપિ દેવી નહીં જોઇએ.

**त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती ।**

**ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥** ,, ॥ ९० ॥

અર્થઃ—કન્યા રજસ્વલા થયા બાદ યોગ્ય વર માટે પિતા ત્રણ વર્ષ સુધી વાટ જુએ. ત્રણ વર્ષની અંદર જો યોગ્ય વર ન મળે તો પિતા સ્વયં વરનો સ્વીકાર કરવાને કન્યાને આજ્ઞા આપે, અને કન્યા પોતાના સમાન કુલના પતિનો સ્વીકાર કરે.

**अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम् ।**

**नैनः किंचिदवाप्नोति न च यं साऽधिगच्छति ॥** ,, ॥ ९१ ॥

અર્થઃ—પિતા આદિએ નહી પરણાવેલી કન્યા જો સ્વયંપતિનો સ્વીકાર કરે તો તે કન્યાને તથા કન્યા જેનો સ્વીકાર કરે છે તે વરને પણ કોઇ પાપ લાગતું નથી.

વસિષ્ઠ સ્મૃતિ પણ કહે છે કેઃ—

**कुमार्यृतुमती त्रीणिवर्षाण्युपासीतोर्ध्वं वर्षेभ्यः पतिं विन्देत्तुल्यम् ॥**

वसि०स्मृ० अ० १७ सू० ५९ ॥

અર્થઃ—કુમારી સ્ત્રી રજસ્વલા થયા બાદ ત્રણ વર્ષ સુધી વિવાહની રાહ જુએ. ત્યાર પછી સમાન કુલના પતિનો સ્વીકાર કરે.

જેવા ગુણ પતિમાં હોય છે. તેવા જ ગુણ પત્નીમાં પણ આવે છે. તેથી વિવાહની પહેલાં પતિના ગુણ વિશેષ રીતે જોવાને માટે મનુ મહારાજે પણ કહ્યું છે.

**यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।**

**तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥** म० स्मृ० अ० ९–२२ ॥

અર્થઃ—સમુદ્રનું જલ સ્વભાવથી ખારૂં હોય છે. તેથી તેમાં મળનારી સ્વાદિષ્ટ જલવાળી નદી પણ ખારા જલવાળી થઇ જાય છે. તેવી રીતે પતિના જેવા ગુણ હોય અને જેવી–યોગ્ય કે અયોગ્ય વિધિદ્વારા વિવાહ કરીને સ્ત્રીનો મેળ થાય, તે જ પતિના ગુણને સદૃશ તથા વિવાહવિધિની યોગ્યતા કે અયોગ્યતાને અનુસાર ગુણવાળી સ્ત્રી પણ થાય છે. અર્થાત્ સ્ત્રી ગુણવાળી હોવા છતાં પણ પુરૂષ નિર્ગુણી હોય તો ક્રમે કરીને સ્ત્રી પણ ગુણ રહિત થઇ જાય છે. અને પુરૂષ ગુણી હોય તો ગુણહીન સ્ત્રી પણ ગુણ વાળી થઇ જાય છે.

**अक्षमाला वसिष्ठेन संयुक्ताधमयोनिजा ।**

**शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥** ,, ॥ २३ ॥

ગ્રહણ કરવુ જોઇએ પરન્તુ " स्फातादपि ' અર્થાત્ વિખ્યાત અને મહાકુલ હોય, છતા જો તે કુલમા કુષ્ઠાદિ પરંપરા પ્રાપ્ત ચેપી રોગ( स्फीत )નો દોષ હોય તો તેવા કુલમાથી પણ કન્યા લેવી નહી અને વર પણ વિખ્યાતિ આદિ ગુણ યુક્ત તથા પરંપરાથી પ્રાપ્ત રોગાદિ દોષથી રહિત કુલનો હોવો જોઇએ ' એ જ ૫૫મા શ્લોકનો ભાવ છે વિવાહને અયોગ્ય કુલનો નિર્ણય યમાદિક ઋષિઓએ પણ કર્યો છે

चतुर्दश कुलानीमान्यविवाह्यानि निर्दिशेत् ।
अनार्षेय ब्राह्मणानामृत्विजां च विवर्जयेत् ॥ या. स्मृ. अ. १–५४ अ टी. ॥
अत्युच्चमतिह्रस्वं चातिवर्णं च वर्जयेत् ।
हीनाङ्गमतिरिक्ताङ्गमामयाविकुलानि च ॥ „ ॥
श्वित्रिकुष्ठिकुलादीनां कुर्यादिपरिवर्जनम् ।
सदा कामकुलं वर्ज्यं लोमशानां च यत्कुलम् ॥ „ ॥
अपस्मारिकुलं यच्च यच्च पाण्डुकुलं भवेत् ॥ „ ॥

અર્થ —જેના કુલમા વેદનુ અધ્યયન નથી, તથા જે બ્રાહ્મણ નિન્દ્ય લોકોને યજ્ઞ કરાવે તેમનુ કુલ, તથા જે કુલમા બહુ જ ઉંચા મનુષ્ય તથા જે કુલમા બહુ નીચા(ઠીંગણા) મનુષ્ય ઉત્પન્ન થતા હોય, અને જે કુલના મનુષ્ય બહુ કાળા અથવા બહુ ગોરા રંગના હોય, તથા જે કુલમા આંધળા, લુલા, આદિ ઉત્પન્ન થતા હોય, અથવા જેના કુલમા અધિક અંગવાળા ઉત્પન્ન થતા હોય, અથવા જે કુલમા રોગ બહુ હોય, તેમા પણ વિશેષે કરીને સફેદ કોઢ તથા કુષ્ઠાદિ ચેપી રોગ જે કુલમા હોય, તથા જે કુલમા કામી બહુ હોય, તથા જે કુલમા મનુષ્યને રોમ બહુ હોય, તથા જે કુલમા અપસ્માર(મૃગીનો રોગ) હોય, તથા જે કુલમા પાણ્ડુરોગ હોય,–આ ૧૪ પ્રકારના કુલમા કન્યા આપવી અથવા તેવા કુલમાથી કન્યા લેવી તેનો પરિત્યાગ કરવો જોઇએ

મનુ મહારાજે પણ વિવાહને અયોગ્ય કુલોનો નિર્ણય કર્યો છે

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबन्धे दशैतानि कुलानि परिवर्जयेत् । म० स्मृ. अ० ३–६ ॥
हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ „ ॥ ७ ॥

અર્થ —કુલ ભલે ગાય, ભેંસ, બકરા, ઘેટા ધન, ધાન્યાદિથી સમૃદ્ધ પણ હોય, તો પણ વિવાહના વિષયમા નીચે લખેલા ૧૦ કુલ પરિત્યાગ કરવા યોગ્ય છે

જે કુલ સત્કર્મ આદિ આચરણથી રહિત હોય, તથા જે કુલમા સ્ત્રીઓની ઉત્પત્તિ અધિક હોય, તથા જે કુલ વેદના અધ્યયન રહિત હોય, તથા જે કુલમા મનુષ્યના શરીર ઉપર રોમ બહુ હોય(रोमश), તથા જે કુલમા હરસનો રોગ હોય(अर्शस), તથા જે કુલમા ક્ષયની બિમારી થતી હોય(क्षय्य) અથવા અપસ્માર, સફેદ કોઢ, કુષ્ઠ, આદિ ચેપી રોગ થતા

હોય, અથવા જે કુલમાં હમેશાં કોઇને કોઇ રોગ રહેતો હોય(આમયાવિ)–એ દશ પ્રકારનાં કુલની કન્યા લેવી તથા તેમાં કન્યા દેવી એ યોગ્ય નથી.

આ અયોગ્ય કુલનો નિષેધ "एतैरेव गुणैर्युक्त" એ શ્લોકથી યાજ્ઞવલ્ક્યજીએ (याज्ञ० स्मृ० अ० १–५५માં) કર્યો છે. અયોગ્ય વરને કન્યા દેવાનો નિષેધ મનુજીએ વિશેષ લખ્યો છે.

**काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ।**

**न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૯ શ્લો૦ ૮૯ ॥

અર્થ:—કન્યા રજસ્વલા થવા છતાં પણ મરણ પર્યન્ત ભલે પિતાના ઘરમાં રહે, પરન્તુ વિદ્યા આદિ ગુણ રહિત વરને કદાપિ દેવી નહી જોઇએ.

**त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।**

**ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥** ,, ॥ ૯૦ ॥

અર્થ:—કન્યા રજસ્વલા થયા બાદ યોગ્ય વર માટે પિતા ત્રણ વર્ષ સુધી વાટ જુએ. ત્રણ વર્ષની અંદર જો યોગ્ય વર ન મળે તો પિતા સ્વયં વરનો સ્વીકાર કરવાને કન્યાને આજ્ઞા આપે, અને કન્યા પોતાના સમાન કુલના પતિનો સ્વીકાર કરે.

**अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम् ।**

**नैनः किंचिदवाप्नोति न च यं साऽधिगच्छति ॥** ,, ॥ ૯૧ ॥

અર્થ:—પિતા આદિએ નહીં પરણાવેલી કન્યા જો સ્વયંપતિનો સ્વીકાર કરે તો તે કન્યાને તથા કન્યા જેનો સ્વીકાર કરે છે તે વરને પણ કોઇ પાપ લાગતુ નથી.

વસિષ્ઠ સ્મૃતિ પણ કહે છે કે:—

**कुमार्यृतुमती त्रीणिवर्षाण्युपासीतोर्ध्वं वर्षेभ्यः पतिं विन्देत्तुल्यम् ॥**

वसि०स्मृ० अ० १७ सू० ५९ ॥

અર્થ:—કુમારી સ્ત્રી રજસ્વલા થયા બાદ ત્રણ વર્ષ સુધી વિવાહની રાહ જુએ. ત્યાર પછી સમાન કુલના પતિનો સ્વીકાર કરે.

જેવા ગુણ પતિમાં હોય છે. તેવા જ ગુણ પત્નીમાં પણ આવે છે. તેથી વિવાહની પહેલાં પતિના ગુણ વિષેષ રીતે જોવાને માટે મનુ મહારાજે પણ કહ્યું છે.

**यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।**

**तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૯–૨૨ ॥

અર્થ:—સમુદ્રનુ જલ સ્વભાવથી ખારૂં હોય છે. તથી તેમાં મળનારી સ્વાદિષ્ટ જલવાળી નદી પણ ખારા જલવાળી થઇ જાય છે. તેવી રીતે પતિના જેવા ગુણ હોય અને જેવી–યોગ્ય કે અયોગ્ય વિધિદ્વારા વિવાહ કરીને સ્ત્રીનો મેળ થાય, તે જ પતિના ગુણને સદશ તથા વિવાહવિધિની યોગ્યતા કે અયોગ્યતાને અનુસાર ગુણવાળી સ્ત્રી પણ થાય છે. અર્થાત્ સ્ત્રી ગુણવાળી હોવા છતાં પણ પુરૂષ નિર્ગુણી હોય તો ક્રમે કરીને સ્ત્રી પણ ગુણ રહિત થઇ જાય છે. અને પુરૂષ ગુણી હોય તો ગુણહીન સ્ત્રી પણ ગુણ વાળી થઇ જાય છે.

**अक्षमाला वसिष्ठेन संयुक्ताधमयोनिजा ।**

**शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥** ,, ॥ ૨૩ ॥

અર્થઃ—નીચ જાતિમાં ઉત્પન્ન થયેલી અક્ષમાલા નામની સ્ત્રીનો વિવાહ વસિષ્ઠજીની સાથે થયો, અને શારંગી(ચટકા) નામની કન્યાનો વિવાહ મન્દપાલ નામના ઋષિની સાથે થયો. આ બંને નીચ જાતિની સ્ત્રીઓ હોવા છતાં પોતાના પતિના ગુણથી પૂજ્ય થઇ છે.

एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।
उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥ „ ॥ २४ ॥

અર્થઃ—આ અને એવી બીજી સત્યવતી આદિ નિકૃષ્ટ જાતિમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ પણ પોતાના પતિના ઉત્તમ ગુણોથી આ લોકમાં ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત થઈ છે.

આ પ્રકારનાં પ્રમાણ પતિ ગુણી હોવાથી સ્ત્રી ગુણવાળી થવાનું કહે છે. તેથી યોગ્ય વરને જ કન્યા દેવી જોઇએ.

વિવાહકાલમાં—

कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः॥ शु०नी०अ०३ श्लो०१६८,९॥

અર્થઃ—કન્યા રૂપ વાળા પતિની ઇચ્છા કરે છે, માતા ધનવાન્ વરની ઇચ્છા રાખે છે, પિતા વિદ્વાન્‌ને ચહાય છે, બન્ધુલોક કુલને ચહાય છે. બાકી સર્વ લોક તો મિષ્ટાન્નની જ ઇચ્છા રાખે છે, વર ગમે તેવો હોય. માટે મિષ્ટાન્નની ઇચ્છાવાળાની વાતોમાં ન ફસતાં કન્યાના પિતાએ તો ગુણો જોઇને કન્યા આપવી તે યોગ્ય છે. નહિંતો પિતા નરકનો ભાગી થાય છે.

વળી મોટો ભાઈ અવિવાહિત હોવા છતાં નાનો ભાઇ વિવાહ કરે તો તેના દોષનું શાસ્ત્રમાં વર્ણન કર્યું છે:—

दाराग्निहोत्रसंयोगं कुरुते योऽग्रजे स्थिते ।
परिवेत्ता स विज्ञेयः परिवित्तिस्तु पूर्वजः ॥ म० स्मृ० अ० ३–१७१ ॥

અર્થઃ—સગો મોટો ભાઇ અવિવાહિત તથા અગ્નિઆધાન આદિ રહિત હોવા છતાં જે તેનો નાનો ભાઇ વિવાહ તથા અગ્નિનું આધાન આદિ કરે તો તે **પરિવેત્તા** કહેવાય છે, અને મોટો ભાઇ **પરિવિત્તિ** કહેવાય છે.

परिवित्तिः परिवेत्ता यया च परिविद्यते ।
सर्वे ते नरकं यान्ति दातृयाजकपञ्चमाः ॥ „ ॥ १७२ ॥

અર્થઃ—પરિવિત્તિ, પરિવેત્તા, તથા તે બંને જે કન્યાની સાથે વિવાહ કરે તે કન્યા–તે સર્વે, તથા તેમને કન્યા દેનાર, તથા પાંચમો યાજક અર્થાત્ વિવાહની વિધિ કરાવનાર પુરોહિત–એ સર્વ નરકમાં જાય છે. તેથી પરિવિત્તિ તથા પરિવેત્તાને પણ કન્યા દેવી યોગ્ય નથી.

देशान्तरस्थः क्लीवैकवृषणानसहोदरान् ।
वेश्यातिसक्तपतित शूद्रतुल्यातिरोगिणः ॥ कात्या. स्मृ. खं. ६ श्लो. ४ ॥

અર્થઃ—જો મોટો ભાઇ પરદેશમાં રહેતો હોય, નપુંસક હોય, એક અણ્ડકોશ વાળો હોય, અથવા પોતાનો સહોદર ભાઇ ન હોય, અથવા તે વેશ્યામાં આસક્ત હોય અથવા શૂદ્રતુલ્ય કે અત્યન્ત રોગી હોય,

जडमूकान्धवधिरकुब्जवामनकुण्ठकान् ।
अतिवृद्धानभार्यांश्च कृषिसक्तान्नृपस्य च ॥ „ ॥ ५ ॥
धनवृद्धिप्रसक्तांश्च कामतः कारिणस्तथा ।
कुलटोन्मत्तचोरांश्च परिविन्दन्न दुष्यति ॥ „ ॥ ६

અર્થ:—અથવા તે જડ, મુંગો, અન્ધ, બહેરો, કુબડો,(hump-backed), વામન (ઠીંગણો). મૂર્ખ (કુંઠક), અતિવૃદ્ધ, અથવા તેની પત્ની મરી ગઇ હોય, તથા રાજાની ખેતી કરનાર હોય;

અથવા ધનથી વૃદ્ધિ કરવામાં જ આસક્ત હોય, યથેચ્છાચારી હોય, અતિ વિષયી અર્થાત્ વ્યભિચારી હોય(कुलटा), અથવા ઉન્મત હોય, અથવા ચોર હોય, તો તેના પહેલાં નાનો ભાઈ વિવાહ કરે તથા અગ્નિહોત્રનું ગ્રહણ કરે, તોપણ તે દોષનો ભાગી થતો નથી.

कुब्जवामनखञ्जेषुगद्गदेषु जडेषु च ।
जात्यन्धे बधिरे मूके न दोष परिवेदने ॥ अत्रि० सं० श्लो० १०५ ॥

અર્થ:—જો મોટો ભાઈ કુબડો, વામન, લંગડો, તોતડો, જડ, જન્મથી અન્ધ, બહેરો, મુંગો, ઇત્યાદિ હોય તો નાનો ભાઇ વિવાહ કરે તેમાં તેને દોષ લાગતો નથી.

क्लीबे देशान्तरस्थे च पतिते व्रजितेऽपि वा ।
योगशास्त्राभियुक्ते च न दोषः परिवेदने ॥ „ ॥ १०६ ॥

અર્થ:—વળી મોટો ભાઇ નપુંસક હોય, અથવા પરદેશમાં રહેતો હોય, અથવા પતિત, અથવા સંન્યાસી થયો હોય, અથવા યોગાભ્યાસી થયો હોય, તો તેને છોડીને નાનો ભાઇ વિવાહ કરે તો તેને દોષ નથી.

कनीयान्गुणवांश्चैव ज्येष्ठश्चेन्निर्गुणी भवेत् ।
पूर्वं पाणिं गृहीत्वा च गृह्याग्निं धारयेद्बुधः ॥ „ ॥ २५७ ॥

અર્થ:—નાનો ભાઇ ગુણવાન્ હોય અને મોટો ભાઈ ગુણ હીન હોય તો નાનો ભાઇ મોટાભાઇના પહેલાં વિવાહ કરીને અગ્નિહોત્રનું ગ્રહણ કરી લે.

ज्येष्ठश्चेद्यदि निर्दोषो गृह्णात्यग्निं यवीयक ।
नित्यं नित्यं भवेत्तस्य ब्रह्महत्या न संशयः ॥ „ ॥ २५८ ॥

અર્થ:—પરન્તુ મોટો ભાઇ નિર્દોષ હોવા છતાં પણ જો નાનો ભાઇ પ્રથમ વિવાહ કરીને અગ્નિહોત્રને ગ્રહણ કરે તો તેને પ્રતિદિન બ્રહ્મહત્યાનો દોષ લાગે છે. પરન્તુ—

पितृव्यपुत्रः सापत्न. परनारीसुतस्तथा ।
दाराग्निहोत्रसंयोगे न दोषः परिवेदने ॥ पारा० स्मृ० अ० ४—२८ ॥

અર્થ:—મોટો ભાઇ જો કાકાનો પુત્ર હોય, અથવા ઓરમાન માનો પુત્ર હોય, અથવા પિતાએ અન્યની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલો હોય, તો તેમને છોડીને નાનો ભાઇ વિવાહ કરી અગ્નિહોત્ર ધારણ કરે તો તેને દોષ લાગતો નથી.

આ પ્રમાણે વર સંબંધી વિચાર કરવા યોગ્ય નાના પ્રકારના ગુણ તથા દોષો આ સર્ગમાં કહ્યા છે

ઇતિ વિવાહ યોગ્ય વરના લક્ષણનિરૂપણ અ ૧૨. સર્ગ ૩ સમાપ્ત

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૪

---

### વિવાહયોગ્ય કન્યાનાં લક્ષણ આદિ નિરૂપણ.

પૂર્વ સર્ગમાં વરની પરીક્ષાના વિષયનું પ્રતિપાદન કરીને હવે આ સર્ગમાં કન્યાના લક્ષણ તથા વિવાહને યોગ્ય ઉમર આદિનું વિવેચન કરવામાં આવે છે કન્યા અને વરના સંબંધમાં અનેક પ્રકારના મત છે એમ પહેલાં કહી ગયા છીએ

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितु ।**

**सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥** મ० સ્મૃ० અ० ૩–૫ ॥

અર્થ—જે કન્યા માતાની અપિણ્ડ તથા તેના ગોત્રની પણ ન હોય, તેમજ પિતાની સપિણ્ડ અને તેના ગોત્રની પણ ન હોય, એવી કન્યા દ્વિજાતિને માટે દારત્વ સંપાદન કરાવનાર વિવાહકર્મમાં, તથા પતિપત્ની બને મળીને સિદ્ધ કરવા યોગ્ય અગ્નિહોત્ર કર્મમાં, તથા પુત્ર ઉત્પન્ન કરવા આદિમાં, શ્રેષ્ઠ છે માતાના ગોત્રનો નિષેધ કરવાથી માતામહ અર્થાત્ માતાના પિતા આદિના વંશમાં ઉત્પન્ન થયેલી કન્યા પત્ની થઇ શકતી નથી અને પિતાના સપિણ્ડનો નિષેધ કરવાથી કાકા આદિની સંતતિથી થયેલી કન્યા પણ પત્ની થઇ શકતી નથી આ બને અર્થ 'असपिण्डा च" અને "असगोत्रा च" એ બને પદોની આગળ ચકારથી ગ્રહણ કર્યા છે

આ સપિણ્ડતા સાતમા પુરૂષ સુધી હોય છે

**सपिण्डता तु सप्तपुरुष विज्ञायते ॥** વસિ० સ્મૃ० અ० ૪–૧૭ ॥

અર્થ—સપિણ્ડતા સાત પુરૂષ સુધી જાણવામાં આવે છે એવું ધર્મશાસ્ત્રમાં કહ્યું છે તેથી વિવાહના વિષયમાં મનુજીએ સામાન્ય રીતે સાત પેઢી સુધીનો નિષેધ કર્યો છે માતાના વંશની પરંપરાનું જ્ઞાન ન હોય તો માતાના ગોત્રની કન્યા લેવામાં બાધ નથી જ્ઞાન હોય તો વિવાહ કરી શકાય નહી મનુ મહારાજના કથનને અનુસાર માતૃવંશ તથા પિતૃવંશની સાતમી પેઢી સુધીની કન્યાની સાથે વિવાહ વર્જ્ય છે તથાપિ યાજ્ઞવલ્ક્ય આદિ માતાની પાંચ પેઢીનું વર્જન કરવાનું કહે છે

**अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।**

**अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥** યા० સ્મૃ० અ० ૧–૫૨ ॥

**अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।**

**पञ्चमात्सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥** „ ॥ ૫૩ ॥

અર્થ—જેનું બ્રહ્મચર્ય સ્ખલિત થયું ન હોય એવો બ્રહ્મચારી બ્રહ્મચર્યવ્રતને સમાપ્ત કરીને લક્ષણયુક્ત, બીજા વિવાહિત થયેલી, અસપિણ્ડ, તથા પોતાનાથી નાની ઉમરની,

રોગરહિત, તથા ભાઇવાળી, પોતાના ગોત્ર અને પ્રવરથી બહારની, તથા માતાની પાંચમી પેઢી અને પિતાની સાતમી પેઢીની ઉપરની હોય એવી કન્યા સાથે વિવાહ કરે.

**ऊर्ध्वं सप्तमात्पितृबन्धुभ्यः ॥** गौ० ध० सू० अ० ४ सू० ३ ॥

**मातृबन्धुभ्यः पञ्चमात् ॥** ,, ॥ ५ ॥

અર્થ:—પિતાના બન્ધુથી એટલે પિતાના મામા, બ્હેન, ઈત્યાદિથી સાતમી પેઢી બાદ અને માતાના બંધુથી એટલે મામા, માસી ઈત્યાદિથી પાંચમી પેઢી બાદ વિવાહ કરવો યોગ્ય છે. વળી—

**"पञ्चमीं मातृबन्धुभ्यः सप्तमीं पितृबन्धुभ्यः ॥** वसि० स्मृ० अ० ८ सू० २ ॥

અર્થ:—માતાના બન્ધુથી પાંચમી પેઢી બાદ, અને પિતાના બન્ધુથી સાતમી પેઢી બાદની કન્યાની સાથે વિવાહ કરવો યોગ્ય છે.

**विन्देत विधिवद्भार्यामसमानर्षगोत्रजाम् ।**

**मातृतः पञ्चमीं चापि पितृतस्त्वथ सप्तमीं ॥** शंख० स्मृ० अ० ४—१ ॥

અર્થ:—વળી શંખસ્મૃતિ પણ કહે છે કે માતાની પાંચમી પેઢી છોડીને અને પિતાની સાતમી પેઢી છોડીને અસમાન પ્રવર તથા ગોત્રની પત્નીનો વિધિ પૂર્વક વિવાહ કરીને સ્વીકાર કરે.

**आ सप्तमात्पञ्चमाद्वा बन्धुभ्यः पितृमातृतः ।**

**अविवाह्याः सगोत्राः स्युः समानप्रवरास्तथा ॥**

नार० स्मृ० अ० १२ विवादपद० श्लो० ७ ॥

અર્થ:—વળી નારદ સ્મૃતિ પણ કહે છે કે પિતાની સાતમી પેઢીની અને માતાની પાંચમી પેઢીની અંદરની તથા સમાન ગોત્ર અને સમાન પ્રવરની કન્યા સાથે કરવો વિવાહ યોગ્ય નથી.

આ પ્રમાણે યાજ્ઞવલ્કયાદિ ઋષિઓનાં કથનને અનુસાર પાંચમી પેઢી માતાની અને સાતમી પેઢી પિતાની છોડીને કન્યા સાથે વિવાહ કરવો જોઈએ એમ સિદ્ધ થાય છે.

**नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।**

**नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥** म०स्मृ०अ० ३ श्लो० ८ ॥

અર્થ:—મનુસ્મૃતિ કહે છે કે કપિલ રંગના કેશવાળી કન્યા અથવા અધિક અંગવાળી અર્થાત્ હાથ પગમાં અધિક આંગળી આદિ અધિક અંગવાળી, હમેશાં રોગી રહેતી હોય, શરીર ઉપર રોમ વિનાની હોય, અથવા બહુ રોમવાળી હોય, વાતોડી અથવા બહુ બોલનારી હોય, તથા પિંગલ નેત્રવાળી હોય—એવી કન્યાની સાથે વિવાહ ન કરે.

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।**

**न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥** ,, ॥ ९ ॥

અર્થ:—વળી નક્ષત્ર( ऋक्ष )ના નામવાળી અર્થાત્ રોહિણી, કૃત્તિકા, રેવતી, ઇત્યાદિ નામવાળી, તથા વૃક્ષના ( ચંપા આદિ ) નામવાળી, તથા ગંગા આદિ નદીનાં નામવાળી, મ્લેચ્છો( अन्त्य )નાં નામવાળી અર્થાત્ મ્લેચ્છી, કિરાની, ઈત્યાદિ નામવાળી, તથા પર્વતોનાં નામ જેમકે હિમાલયાદિ નામવાળી, પક્ષી( પોપટ, મેના, આદિ )નાં નામવાળી, સર્પનાં ( સર્પા, રાજિલા, નગનિયા, સર્પિનિયા, ઇત્યાદિ ) નામવાળી, તથા પ્રેષ્ય અર્થાત્ ચેરિયા ( દાસી ) ઇત્યાદિ નામવાળી, તથા ભયંકર ( જેવાં કે કાલી, કરાલી, ઇત્યાદિ ) નામવાળી, કન્યાની સાથે પણ વિવાહ કરવો યોગ્ય નથી.

**सर्वाश्च रेफलकारोपान्ता वरणे परिवर्जयेत् ॥** આપ૦ગૃ૦સૂ૦ખ૦૩સૂ૦૧૩ ॥

અર્થ:—જે કન્યાના નામના અન્તિમ અક્ષરની પાસેનો અક્ષર રકાર અથવા લકાર હોય તે સર્વ કન્યાનુ વિવાહમાં વર્જન કરવું જોઇએ.

અને વર સંબધી વિચાર કરતાં જે જે કુલને નિષિદ્ધ કહ્યાં છે તે તે કુલની કન્યા પણ શાસ્ત્રમાં વિવાહને માટે નિષિદ્ધ કહી છે. હીન ક્રિયાદિક કરનાર તથા વેદાદ રહિત કુલ, તથા કુષ્ઠાદિ રોગયુક્ત કુલ, એ સર્વ કુલ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે. અને જે કન્યાનો કોઈ સહોદર ભાઇ ન હોય તેની સાથે વિવાહ કરવાનો નિષેધ તો પહેલાં યાજ્ઞવલ્કયજીએ કર્યો છે, તેવી રીતે મનુ મહારાજે પણ તેનો નિષેધ કરેલો છે.

**यस्यास्तु न भवेद्भ्राता न विज्ञायेत वा पिता ।**
**नोपयच्छेत तां प्राज्ञः पुत्रिकाधर्मशङ्कया ॥** म० स्मृ० अ० ३–११ ॥

અર્થ:—જે કન્યાનો કોઇ સહોદર ભાઇ ન હોય તેની સાથે વિવાહ કરવામાં પુત્રિકાધર્મની શંકા થાય છે. માટે ભાઇ વિનાની કન્યાની સાથે, તથા જે કન્યાના પિતાની ખબર નથી તે કન્યાની સાથે પણ બુદ્ધિમાન્ મનુષ્ય વિવાહ ન કરે.

**अभ्रातृकां प्रदास्यामि तुभ्यं कन्यामलंकृताम् ।**
**अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भविष्यति ॥** લિખિ૦ સ્મૃ૦ શ્લો૦ ૫૪ ॥

અર્થ.—જે કન્યાને ભાઇ નથી એવી કન્યાને "અલકારયુક્ત અને ભાઈ વિનાની આ કન્યા હુ તમને આપુ છુ, અને તેમાં જે પુત્ર થશે તે મારો પુત્ર થશે" એવી રીતે પુત્ર વિનાનો પિતા અગ્નિ અને પ્રજાપતિને આહુતિ આપી પ્રતિજ્ઞા કરીને કન્યાદાન દે અને કહે કે તે કન્યામાં જે પુત્ર થશે તે મારા પુત્રના સ્થાન ઉપર મારૂં શ્રાદ્ધાદિ કરશે, તો તે કન્યા **પુત્રિકા** કહેવાય છે. કોઇનો એવો પણ મત છે કે પ્રત્યક્ષ જામાતાની સામે આ પ્રમાણે ન કહેતા મનમાં પણ એવી ઈચ્છા કરીને કન્યાદાન કરે તોપણ તે કન્યા **પુત્રિકા** થાય છે. પુત્રિકા થવાની શકાથી ભાઈ વિનાની કન્યા સાથે વિવાહ કરવો નહીં એવો મનુજીનો અભિપ્રાય છે. અને પરાશરજીનો પણ એવો જ મત છે. વળી—

**पित्रा यत्र सगोत्रत्वं मात्रा यत्र सपिण्डता ।**
**न च तामुद्वहेत्कन्यां दारकर्मण्यनावृताम् ॥** वृ० पा० स्मृ० अ० ४–२२ ॥

અર્થ.—જે કન્યાને વરના પિતાની સાથે સગોત્રતા હોય, અને જે કુલમાં માતાની સપિણ્ડતા હોય, અને જે વિવાહમાં કન્યા અથવા વરની સંમતિ ન હોય ( **अनावृताम्** ), તે કુલમાં અને તે કન્યા અને વરનો વિવાહ કરવો યોગ્ય નથી. આ શ્લોકને અનુસાર તથા મનુસ્મૃતિનો "**असपिण्डा च या मातुः**" આ શ્લોકના પ્રમાણથી પણ પિતાની જ સગોત્રતાનો નિષેધ હોય છે, માતાના ગોત્રનો નિષેધ હોતો નથી. તથાપિ—

**मातुलस्य सुतामूढ्वा मातृगोत्रां तथैव च ।**
**समानप्रवरां चैव त्यक्त्वा चान्द्रायणं चरेत् ॥**

स्का० पु० ख० ३ धर्मा० ख० २, अ २७–१९ ॥

અર્થ —જાણી બુઝીને મામાની પુત્રી તથા માતાના ગોત્રની કન્યા તથા પોતાના સમાન પ્રવરની કન્યાની સાથે વિવાહ કરવામાં આવ્યો હોય તો તેનો ત્યાગ કરીને ચાન્દ્રાયણવ્રત કરવુ જોઇએ. વળી—

मातृतः पञ्चमादर्वाक् पितृतः सप्तमात्तथा ।
कन्यां विवाहयेद्यस्तु गुरुतल्पी भवेद्धि सः ॥ सौ० पु० अ० १७–४३ ॥

અર્થ.—માતાથી પાચમી પેઢીની અંદરની અને પિતાની સાતમી પેઢીની અંદરની કન્યાની સાથે જે વિવાહ કરે છે, તે ગુરૂતલ્પી કહેવાય છે અર્થાત્ તેને ગુરુસ્ત્રીગમનનું પાપ લાગે છે, એમ પાપ પણ બતાવ્યુ છે.

વિવાહની બાબતમા વરની માફક કન્યાના કુલનો પણ વિચાર કરવો જોઇએ.

सा साध्वी कुलजाया च पतिसेवासु तत्परा ।
सद्वंशे दुर्विनीता च संभवेन्न कदाचन ॥
आकरे पद्मरागाणां जन्म काचमणेः कुत ॥ बृ० वै.पु.ब्र०ख.अ.२४–१० ॥

અર્થ —જે કન્યા ઉત્તમ કુળમા ઉત્પન્ન થઇ હોય છે તે સદાચારિણી તથા પતિની સેવામાં તત્પર રહેનારી હોય છે. ઉત્તમ કુલમા દુરાચારિણી કદાપિ ઉત્પન્ન થાય નહીં, કારણ કે પદ્મરાગની ખાણમા કદાપિ કાચમણિની ઉત્પત્તિ થતી નથી.

असद्वंशप्रसूता या पित्रोर्दोषेण नारद ।
दुर्विनीता च सा दुष्टा स्वतन्त्रा सर्वकर्मसु ॥ ,, ॥ ११ ॥

અર્થ:—હે નારદ! નિકૃષ્ટ વંશમા ઉત્પન્ન થયેલી કન્યા માતા પિતાના દોષથી દુર્વિનીત એટલે ખોટું શિક્ષણ પામેલી કન્યા દુષ્ટ સ્વભાવવાળી તથા સર્વકર્મમાં સ્વતન્ત્ર રહે છે, માટે કન્યાના કુલની પરીક્ષા યત્નપૂર્વક કરવી જોઇએ. વળી—

वर्जयेदतिरिक्ताङ्गीं कन्यां हीनाङ्गरोगिणीम् ॥
अलोमां चातिलोमां च अवाचमतिवाग्युताम् ॥ बृ० पा० स्मृ०अ० ४–२६॥

અર્થ:—જે કન્યા ન્યૂન અથવા અધિક અંગવાળી હોય, તથા જેના શરીર ઉપર રોમ ન હોય અથવા બહુ રોમ હોય, તથા મુગી હોય, અથવા બહુજ બોલનારી હોય,

पिंगलां कृष्णपिंगाक्षीं दुष्टवाकायनिस्वनाम् ।
स्थूलाङ्गजानुपादां च सदा चाप्रियवादिनीम् ॥ ,, ॥ २९ ॥
त्यजेन्नगनदीनाम्नीं पक्षिवृक्षक्षनामिकाम् ।
अहिप्रेष्याम्बुनाम्नीं च तथा भीषणनामिकाम् ॥ ,, ॥ ३० ॥

અર્થ:—તથા ભૂરા રંગવાળી, માંજરી આંખવાળી, કઠોર વાણીવાળી, ખરાબ શરીરવાળી તથા ખરાબ શબ્દવાળી અર્થાત્ જેનો શબ્દ મધુર ન હોય એવી, જેનું અંગ, જાંઘ અને પગ સ્થૂલ હોય, તથા સદા અપ્રિય બોલનારી હોય (૨૯), અને પર્વત, નદી, પક્ષિ, વૃક્ષ, નક્ષત્ર, સર્પ, સેવક તથા જલ નામની તથા ભયંકર નામવાળી અર્થાત્ પલિયા, ચણ્ડી, કાળી, આદિ નામવાળી કન્યાની સાથે વિવાહ કરવો યોગ્ય નથી. (૩૦).

હવે વિવાહને યોગ્ય કન્યાનું નિરૂપણ કરવામાં આવે છે.

सुजातिमुद्वहेत्कन्यां सुरूपां लक्षणान्विताम् ।
अरोगिणीं सुशीलां च तथा भ्रातृयुतामपि ॥ बृ० पा० स्मृ० अ० ४–२१ ॥

सर्वावयवसंपूर्णां सुशीलां कुलसंभवाम् ।
हंसमातंगगमनां सुमृद्वंगीं सुलोचनाम् ॥ ,, ॥ ३२ ॥
सुलज्जां शुभवादां च पतिप्रीतिकरामपि ।
श्वश्रूश्वशुरगुर्वादिशुश्रूषाकारिणीं प्रियाम् ॥ ,, ॥ ३३ ॥
अत्यङ्गां कुलसंजातामनभिशस्तवंशजाम् ।
प्रस्वेदशुभगन्धाङ्गां शुभमिच्छन्समुद्वहेत् ॥ ,, ॥ ३४ ॥

અર્થ.—પોતાનું ભલું થવાની ઈચ્છા કરનારે, ઉત્તમ જાતિમાં ઉત્પન્ન, રૂપવતી, સામુદ્રિક-શાસ્ત્રમાં કહેલાં લક્ષણયુક્ત, રોગરહિત, ઉત્તમ શીલવાળી, ભાઈવાળી(૩૧), સંપૂર્ણ અંગવાળી, પવિત્ર ચારિત્ર્યવાળી, યોગ્ય કુલમાં ઉત્પન્ન થયેલી, હંસ અથવા હસ્તીની સમાન ચાલવાળી, કોમળ અંગવાળી, સુન્દર નેત્રવાળી (૩૨), લજ્જાવાળી, પ્રિય બોલનારી, પતિ ઉપર પ્રીતિ કરનારી, તથા સાસુ, સસરો, તથા ગુરૂજનો( જેઠાણી વિગેરે )ની સેવા કરનારી, વરને પ્રિય (૩૩), ઉત્તમ અંગવાળી, જેના કુલમાં દુરાચારનું કલંક લાગેલું ન હોય( **अनभिशस्त** ), અને જેના શરીરનો પરસેવો સુગન્ધવાળો હોય અર્થાત્ દુર્ગન્ધીવાળો ન હોય, એવી કન્યાની સાથે વિવાહ કરવો જોઈએ. (૩૪). કન્યા તથા વરનાં લક્ષણ સબંધી વિચાર કરતાં ધર્મશાસ્ત્રકારે વૈદ્યશાસ્ત્રનો તથા કામશાસ્ત્રનો પણ પૂર્ણ રીતે આશ્રય લીધો છે. અને લક્ષણોની પરીક્ષા કરવામાં બંનેના સમાન ગુણનો વિચાર કર્યો છે. જન્મપત્રિકા દ્વારા તથા સામુદ્રિકામાં કહેલાં લક્ષણદ્વારા પરીક્ષા કરવામાં યોગ્ય જ્યોતિષી આદિ ન મળે તો કન્યાની પરીક્ષા સંબંધી આપસ્તમ્બી ગૃહ્યસૂત્રમાં તથા ગોભિલીય ગૃહ્યસૂત્રમાં કંઈક પરીક્ષાનું સૂચન કર્યું છે. તે નીચે પ્રમાણે છેઃ—

नानाबीजानि संसृष्टानि वेद्याः पांसून्क्षेत्राल्लोष्टं शकृच्छ्मशान लोष्टमिति ॥
आप० गृ० सू० ख० ३, सू० १५ ॥
पूर्वेषामुपस्पर्शने यथालिंगमृद्धिः ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—જે ભૂમિમાં યાગ કરવામાં આવ્યો હોય એવી ભૂમિ તથા ખેતર આદિમાંથી ( નીચે કહ્યા પ્રમાણે ) માટીનું એક એક ઢેપું લાવીને કન્યા પાસે તેનો સ્પર્શ કરાવવો. ઢેપાના સ્પર્શથી શુભ અશુભ લક્ષણનો વિચાર કરવો પછી વિવાહ કરવો એવો આ સૂત્રોનો ભાવ છે. તે જાણવાની રીતિ નીચે પ્રમાણે છેઃ—

ઉત્તરાયણમાં શુભ નક્ષત્ર, શુભ દિવસ અને શુભ મુહૂર્તમાં સ્નાનાદિથી શુદ્ધ થઈને ગણેશનું પૂજન કરવું. તે પછી પૃથ્વીમાં રેખા કરી ખાનાં બનાવવાં. બાદ સાઠી ચોખા, જવ, તથા ધોયેલી કુલત્થી, ઘઉં, આદિના અંકુર તથા દુર્વા તથા તુલસીદલ તથા કુશ આદિ મેળવી તેને ખોરાકમાં છૂટાં છૂટાં નાંખવાં (પાથરવાં). પછી પૂર્વમાં મુખ કરીને બેસવું અને હાથને ધોઈ પવિત્ર થઈને તે ખોરાકમાં દેવતાઓનું પૂજન કરવું. ૧૨ આદિત્ય, તથા પ્રજાપતિ, સ્વર્ગ, પૃથિવી, સન્ધ્યા, ધર્મરાજ, વાયુ, એ દેવતાઓનું પૂજન કરવું જોઈએ. તેમનું પૂજન કર્યા બાદ ગૌશાલા, તથા જે ભૂમિમાં યાગ કર્યો હોય એવી ભૂમિ, નદી, ખેતર, તથા જે સ્થાનમાં ચાર માર્ગ આવીને મળેલા હોય એવું સ્થાન, ઉપર જમીન, તથા સુઅરે ખોદેલી

માટી, કાંકરાવાળો પ્રદેશ—એ આઠ સ્થાનમાંથી માટીનું એક એક ઢેપું લાવીને પૂર્વોક્ત ખોરાકમાં મૂકે. બાદ તે ઢેપાંને સ્પર્શ કરીને મન્ત્ર ભણે. પછી તેમાંથી કોઈ પણ ઢેપું (લોષ્ટ) ઉપાડી લેવાને કહેવું. કન્યા ત્રણ પ્રદક્ષિણા કરીને પોતાની ઇચ્છાનુસાર એક ઢેપું લે. જે ઢેપું ઉપાડી લીધું છે તેને અનુસાર ભાવિ શુભાશુભ બતાવવું. જો કન્યા ગૌશાળાની માટીના ઢેપાને ઉપાડે તો તેની સાથે વિવાહ કરનારના ઘરમા પશુની વૃદ્ધિ થશે એમ જાણવું. યાગભૂમિની માટી ઉપાડે તો કન્યા ધર્માચરણ કરનારી થશે એમ જાણવુ. જો નદીની માટી ઉપાડે તો કન્યાનું હૃદય પવિત્ર છે એમ જાણવું. ક્ષેત્રની માટી ઉપાડે તો તેની સાથે વિવાહ કરનારને ધન ધાન્યની વૃદ્ધિ થશે એમ જાણવુ. આ ગુણો ઉપરાંત તે કન્યા અવશ્ય પતિવ્રતા થશે એ પણ નિશ્ચય છે. અને ચાર રસ્તાની માટીનો બનાવેલો પિણ્ડ ઉપાડે તો તે કન્યા રખડતી થશે એમ જાણવુ. અને ઉખરની માટીનો પિણ્ડ ઉપાડે તો કન્યાને દુષ્ટ સ્વભાવવાળી જાણવી. અને સુઅરે ખોદેલી માટીનો પિણ્ડ ઉપાડે તો કુટિલ સ્વભાવવાળી તથા મિથ્યા ભાષણ કરનારી જાણવી. અને કાંકરાવાળી માટીનો પિણ્ડ ઉપાડે તો પતિનો નાશ કરનારી કન્યા છે એમ જાણવુ. આ ચારે અશુભ છે. આપસ્તંભ ગૃહ્યસૂત્રમાં આઠમો પિણ્ડ શ્મશાનભૂમિનો બતાવ્યો છે. શ્મશાનભૂમિની માટીનો પિણ્ડ રાખવાથી જ અપવિત્રતા થાય છે. માટે કાંકરાવાળા પ્રદેશની માટીનો પિણ્ડ બનાવીને મૂકવો એવો અન્ય લોકોનો પક્ષ છે.

**वेद्याः सीतायाः ह्रदाद्गोष्ठाच्चतुष्पथादादेवनादादहनादीरणात् ॥ गोभि० गृ० सू० प्रपा० २, ख० १, सू० ४ ॥**

અર્થઃ—યજ્ઞભૂમિ(વેદી)માંથી, ખેડેલા ખેતરમાંથી (सीता), ઉંડું જલાશય જે કદાપિ સૂકાતુ ન હોય તેમાંથી, ગૌશાલામાંથી, ચતુષ્પથ અર્થાત્ જે સ્થાનમાં ચાર રસ્તા મળેલા હોય ત્યાંથી, જુગાર ખેલવાનું સ્થાન( आदेवन ), શ્મશાન ( आदहन ) ઇરણ( જે સ્થાનમાં વાવેલું બીજ ઉગતુ ન હોય તેવુ સ્થાન અર્થાત્ ઉખર )—એ આઠ સ્થાનની માટી લાવીને તેના જૂદા જૂદા આઠ પિણ્ડ બનાવવા. અને—

**सर्वेभ्यः संभार्य नवमम् ॥** " ॥ ५ ॥

અર્થઃ—પૂર્વે કહેલાં આઠ સ્થાનોની મૃત્તિકામાંથી થોડી થોડી માટી લઇને તે સર્વેનો એક નવમો પિણ્ડ બનાવવાનુ કહ્યું છે. આ નવમા પિણ્ડને સ્પર્શન કરનારનો વિવાહ કરવો યા નહીં કરવો એવી બંને વાત લખી છે, માટે આઠ જ પિણ્ડ વિશેષ કરીને સ્વીકાર કરે છે.

**चतुष्पथे प्रकीर्णा स्याद् द्यूतस्थाने कलिप्रिया ।**
**श्मशाने म्रियते भर्ता वन्ध्या भवति चोषरे ॥** गृह्यसंग्रहः प्रपा. २ श्लो० २२ ॥

અર્થઃ—ચાર રસ્તા મળેલા સ્થાનની માટીના બનાવેલા પિણ્ડને જો સ્પર્શ કરે તો વિક્ષેપવાળી અર્થાત્ આમતેમ ફરનારી થાય. અને જુગાર રમવાના સ્થાનની માટીના પિણ્ડને ઉપાડે તો તે કન્યા કલહ કરનારી થાય છે. અને શ્મશાનની માટીના પિણ્ડને ઉપાડે તો વિધવા થાય છે. અને ઉખરભૂમિના પિણ્ડને ગ્રહણ કરે તો તે વન્ધ્યા થાય છે એમ કહ્યું છે. તાત્પર્ય એ છે કે કોઈ પ્રકારે કન્યાની પરીક્ષા કરીને જ વિવાહ કરવો જોઇએ.

**पिता पितामहो भ्राता माता मातामहोऽपि वा ।**
**कन्यदाः स्युः क्रमेणैते पूर्वाभावे परः परः ॥** वृ० पा०स्मृ० अ० ४—२७ ॥

અર્થ:—પિતા, પિતામહ, ભાઈ, તથા માતા, માતામહ—એ ક્રમથી કન્યાદાનના અધિકારી છે. તેમાં પિતા આદિ પૂર્વ પૂર્વ ન હોય ત્યાં ઉત્તર ઉત્તર કન્યાદાનના અધિકારી છે, જેમ પિતા ન હોય તો પિતામહ, બંને ન રહે તો ભાઇ, ભાઈ ન હોય તો માતા, માતા પણ ન હોય તો માતાના પિતા, ઇત્યાદિ.

**अधिकारी यदा न स्यात्तदाऽऽख्याय नृपस्य सा ।**
**तद्‌गिराऽथ स्वयं गम्यं कन्याऽपि वरयेद्वरम् ॥ ,, ॥ २८ ॥**

અર્થ:—પૂર્વમાં કહેલ પિતા આદિક કન્યાદાન દેનાર કોઈ ન હોય ત્યારે તે સમાચાર રાજાને સંભળાવી તેની આજ્ઞાથી કન્યા યોગ્ય(गम्य) વરને વરે.

ઇતિ કન્યાલક્ષણઆદિ નિરૂપણ અ. ૧૨ સર્ગ. ૪ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ ૫.

---

### કન્યાનાં લક્ષણ તથા કાલનું નિરૂપણ.

કન્યાનાં લક્ષણાદિ કહીને હવે કન્યાના વિવાહકાલનુ નિરૂપણ કરવામાં આવે છે.

ચાર વર્ષની ઉમર થયા બાદ અને દશ વર્ષની ઉમર થઈ જવા પહેલાં કન્યાનો વિવાહ કરી દેવો જોઈએ, અને તેની સાથે સમાગમ રજસ્વલા થયા પછી કરવો- એવું ધર્મશાસ્ત્ર અને પુરાણોથી માલમ પડે છે. તેનો વિચાર આ અધ્યાયમા વિશેષ રૂપે કરવામાં આવે છે.

કન્યાની ઉમરના સંબંધમાં નાના પ્રકારના મત છે. અને શાસ્ત્રોના મતને છોડી દેશરિવાજ અનુસાર તથા જાતિની મર્યાદા અનુસાર પણ નાની અથવા મોટી ઉમરની કન્યાનો વિવાહ થતો જોવામાં આવે છે. વળી ત્રણ ચાર ભાઇ મળીને એક કન્યા સાથે વિવાહ કરતા, તથા એક પુરુષ અનેક સ્ત્રીઓની સાથે વિવાહ કરતો પણ જોવામાં છે. પરન્તુ બુદ્ધિશાળી મનુષ્યે જેવી રીતે ધર્મનું પાલન થાય, તથા કન્યાને સુખ મળે તથા તેનાં સન્તાન યોગ્ય થાય એવો વિવાહ કરવો જોઈએ. ધર્માચરણ કરવાને માટે તથા રતિને માટે એમ બે પ્રકારના વિવાહ હોય છે. ધર્માચરણ અગ્નિઆધાનાદિ છે. તે અગ્નિઆધાનાદિ કર્મ પત્ની વિના પુરૂષ એકલાથી બની શકે નહીં. કારણ:—

**अयज्ञो वा एष योऽपत्नीकः ॥ कृ. य. वे. तै. ब्रा. का. २, प्र. २ अनु ४ ॥**

અર્થ.—જે પત્ની રહિત મનુષ્ય છે તે યજ્ઞ કરવાને યોગ્ય નથી એમ વેદમાં અગ્નિહોત્રાદિ યજ્ઞને માટે પત્નીની આવશ્યકતા કહી છે. રામચન્દ્રજીએ સીતાજીનો પરિત્યાગ કર્યા બાદ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. ત્યારે સુવર્ણની સીતાની પ્રતિમા બનાવી હતી. તે કારણથી યજ્ઞાદિકમાં પત્નીની આવશ્યકતાનો નિશ્ચય થાય છે.

પૂર્વકાલમાં વિવાહનુ મુખ્ય તાત્પર્ય ધર્માચરણ જ હતુ. હાલના સમયમાં વિવાહ રત્યર્થ પ્રધાન છે. જ્યાં રતિપ્રધાન વિવાહ થાય છે. ત્યાં ધર્મ અધર્મનો વિચાર રહેતો નથી. જેમ જેમ ધર્મનો વિચાર નષ્ટ થતો જાય છે તેમ તેમ જાતિ, કુલ, આદિનો વિચાર તથા કન્યા

અને વરના ગુણનો વિચાર એ સર્વ નષ્ટ થતાં જાય છે. ફરી તે સંબંધી લખવાની કાંઇ જરૂર રહેતી નથી. છતાં શાસ્ત્રની રીતિ તથા ભિન્ન ભિન્ન ઋષિ લોકોના મત તથા લોકોની રૂઢિ આદિક જાણવાને માટે અહીં કંઇક વિવેચન કરવામાં આવે છે. જેને બ્રહ્મચર્યાશ્રમનું પાલન તથા વેદાધ્યયન નથી તેનો વિવાહધર્મનુ નિરૂપણ કરવું તે એક નાટક માત્ર છે.

કન્યાના વિવાહકાલ સંબંધી પરાશર મુનિ નીચે પ્રમાણે કહે છે:—

अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ।
दशवर्षा भवेत्कन्या अत ऊर्ध्वं रजस्वला ॥ पारा. स्मृ० अ० ७ श्लो० ६ ॥

અર્થ:—આઠ વર્ષની કન્યાને ગૌરી અને નવ વર્ષની કન્યાને રોહિણી કહે છે. દશ વર્ષની કન્યા જ **કન્યા** કહેવાય છે. અને તે ઉપરાંતની ઉમરવાળી કન્યા રજસ્વલા કહેવાય છે.

प्राप्ते तु द्वादशे वर्षे यः कन्यां न प्रयच्छति ।
मासि मासि रजस्तस्याः पिबति पितरोऽनिशम् ॥ „ ॥ ७ ॥

અર્થ:—માટે કન્યાને બાર વર્ષ થતાં પણ જો કન્યાદાન દેવામાં ન આવે તો તે મનુષ્યના પિતરો હમેશાં દરેક માસમાં તે કન્યાના રજસનું પાન કરે છે.

माता चैव पिता चैव ज्येष्ठो भ्राता तथैव च ।
त्रयस्ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥ „ ॥ ८ ॥

અર્થ:— અને જેનો વિવાહ કરવામાં આવ્યો નથી એવી રજસ્વલા થયેલી કન્યાને જોવાથી તેની માતા, પિતા અને મોટો ભાઈ એ ત્રણ નરકમાં જાય છે. એટલું જ નહીં પણ—

यस्तां समुद्वहेत्कन्यां ब्राह्मणो मदमोहित ।
असंभाष्यो ह्यपांक्तेयः स विप्रो वृषलीपतिः ॥ „ ॥ ९ ॥

અર્થ:—જે બ્રાહ્મણ મોહિત થઇને વિના સમજ તેવી કન્યાની સાથે વિવાહ કરે છે તે વૃષલીપતિ કહેવાય છે. અને તે વૃષલીપતિ સાથે સંભાષણ કરવુ ઉચિત નથી, તેમ તે પંક્તિથી બહાર કરવા યોગ્ય છે અર્થાત્ તેની સાથે એક પંક્તિમાં બેસવું ઉચિત નથી. અને વળી–

यः करोत्येकरात्रेण वृषलीसेवनं द्विजः ।
स भैक्ष्यभुग्जपन्नित्यं त्रिभिर्वर्षैर्विशुध्यति ॥ „ ॥ १० ॥

અર્થ:—જે બ્રાહ્મણ એક રાત્રિ પણ વૃષલીનું સેવન કરે તે ત્રણ વર્ષ સુધી ભિક્ષાન્નનું ભોજન કરતો સતો ગાયત્રી મન્ત્રનો જપ કરવાથી શુદ્ધ થાય છે. મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૧૯મા શ્લોકમાં શૂદ્રીને વૃષલી કહી છે. અહીં અવિવાહિત રજસ્વલા કન્યા પણ શૂદ્રીની સમાન હોવાથી તેને વૃષલી કહેવામાં આવી છે. પરન્તુ આ વાત સર્વને સંમત નથી તે વાત આગળ કહેવામાં આવશે.

ઇત્યાદિક પ્રમાણથી બાર વર્ષની ઉમરની થતા પહેલાં કન્યાનો વિવાહ નહીં કરાવનારને પિતરોના રજઃપાનાદિ ભયંકર શબ્દના ઉચ્ચારણ દ્વારા ભય બતાવ્યો છે.

અને ભવિષ્યત્ પુરાણમાં આથી પણ કંઇક ભિન્ન કારણથી કન્યાનો શીઘ્ર વિવાહ કરવાનું બતાવવામાં આવ્યું છે.

असंप्राप्तरजा गौरी प्राप्ते रजसि रोहिणी ।

अव्यञ्जनयुता कन्या कुचहीना च नग्निका ॥ भवि. पु. ब्रा.प.अ.१८२-२९ ॥

અર્થ:—જે કન્યાને રજોધર્મની પ્રાપ્તિ થઇ નથી તેને ગૌરી કહે છે. અને રજોધર્મ પ્રાપ્ત થતા તે રોહિણી કહેવાય છે. અને વ્યઞ્જન એટલે યૌવનનાં ચિહ્ન રહિત સ્ત્રી કન્યા કહેવાય છે. અને સ્તન વિનાની કન્યાને નગ્નિકા કહે છે. વળી—

सप्तवर्षा भवेद्गौरी दशवर्षा तु नग्निका ।

द्वादशे तु भवेत्कन्या अत ऊर्ध्वं रजस्वला ॥ ,, ॥ ३० ॥

અર્થ:—સાત વર્ષની કન્યા ગૌરી કહેવાય છે, દશ વર્ષની કન્યા નગ્નિકા કહેવાય છે, બારમે વર્ષે તે કન્યા કહેવાય છે, અને તે ઉપરાંતની ઉમર થતાં તે રજસ્વલા કહેવાય છે, એમ પણ કહ્યું છે.

અહી ૨૯ મા શ્લોકમાં શરીરધર્મથી ગૌરી આદિનો નિર્ણય કરીને આ ૩૦માં શ્લોકમાં ઉમરનું પ્રમાણ લઇને ગૌરી આદિનો નિર્ણય કરવામાં આવ્યો છે.

વળી ભવિષ્યત્પુરાણનું એવું કહેવું છે કે સ્ત્રીઓને માટે પતિવ્રતા ધર્મ મુખ્ય છે. નાની ઉમરમાં કન્યાનો વિવાહ ન કરવાથી તે પતિવ્રતા રહી શકતી નથી, કારણ કે ચન્દ્રમા આદિ તેનો મનુષ્યની સાથે વિવાહ થતા પહેલાં જ તેને અપવિત્ર કરી દે છે, માટે કન્યાનો ચંદ્ર વગેરે સ્પર્શ કરે તે પહેલાં જ તેનો વિવાહ કરી દેવો જોઇએ.

व्यञ्जनेन समोपेतां सोमो भुंक्ते हि कन्यकाम् ॥

पयोधरेषु गन्धर्वो रजस्यग्निः प्रकीर्तितः ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—યૌવનનાં ચિહ્ન યુક્ત થતાં કન્યાનો ચન્દ્રમા ઉપભોગ કરે છે, સ્તન પ્રકટ થતાં ગન્ધર્વ ઉપભોગ કરે છે, અને રજોધર્મ યુક્ત થતાં અગ્નિ ઉપભોગ કરે છે.

આને અનુસાર વેદમાં મન્ત્ર પણ મળે છે:—

सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः ।

तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः ॥ ऋ.वे.सं.मं.१०अनु.१सू.८५ऋ.॥४०॥

અર્થ:—ઉત્પન્ન થયેલી કન્યા પ્રથમ ચન્દ્રમાને પ્રાપ્ત થઇ. તે પછી તે ગન્ધર્વને પ્રાપ્ત થઇ. તેથી તે બંને તારા પહેલા પતિ છે અને જે અગ્નિ છે તે તારો ત્રીજો પતિ છે. અને તારો ચોથો પતિ મનુષ્ય છે.

આ મન્ત્ર તથા પૂર્વોક્ત શ્લોકથી પણ મનુષ્યપતિ પહેલાં તેના ત્રણ દેવપતિ અવશ્ય હોય છે. તેથી ચન્દ્રમા આદિ દેવતાલોક પતિ થતા પહેલાં જ કન્યાનો વિવાહ થવો જોઇએ એવો સિદ્ધાન્ત દેખાય છે.

तस्माद्व्यञ्जनोपेतामरजस्कपयोधराम् ।

नान्योपभुक्तां सोमाद्यैर्दद्याद्दुहितरं पिता । भवि. पु. ब्रा. प. अ. १८२-३२ ॥

અર્થ:—જે કારણથી સોમાદિક ત્રણ દેવતા તત્તત્કાલમાં કન્યાના પતિ થાય છે, તે કારણથી સોમાદિક યુવાવસ્થાનાં ચિહ્ન ઉત્પન્ન ન થયાં હોય તથા રજોધર્મથી યુક્ત ન થઇ હોય,

તથા સ્તન પ્રકટ ન થયાં હોય, તથા સોમાદિએ જેનો ઉપભોગ કર્યો નથી એવી પુત્રીનું તેનો પિતા દાન કરે.

આ પ્રમાણે સોમાદિક દેવોથી બચાવીને કન્યાના પતિવ્રતા ધર્મની રક્ષા કરવાને માટે તેનો નાની ઉમરમાં વિવાહ કરવો જોઇએ એવો તેઓનો સિદ્ધાન્ત છે.

વિશેષ કન્યાના વિવાહકાલ સંબંધમાં **બ્રહ્મપુરાણનું** કથન આનાથી પણ કંઇક ભિન્ન છે.

**चतुर्थाद्वत्सरादूर्ध्वं यावन्न दशमात्ययः ।**

**तावद्विवाहः कन्यायाः पित्रा कार्यः प्रयत्नतः ॥** ब्र० पु० अ० १६५-७ ॥

અર્થ:—કન્યાના ચોથા વર્ષ પછી અને જ્યાં સુધી દશમા વર્ષનું અતિક્રમણ (ઉલ્લંઘન) થયું ન હોય અર્થાત કન્યા દશ વર્ષથી અધિક ઉમરની થઇ ન જાય ત્યાં સુધીમાં પિતાએ પ્રયત્ન પૂર્વક તેનો વિવાહ કરી દેવો જોઇએ.

**यावल्लज्जां न जानाति यावत्क्रीडति पांसुभिः ।**

**तावत्कन्या प्रदातव्या नो चेत्पित्रोरधोगतिः ॥** ,, ॥ १३,४ ॥

અર્થ:—જ્યાં સુધી કન્યાને લજ્જાની ખબર નથી, અને જ્યાં સુધી ધૂળમાં રમતી હોય છે, ત્યાં સુધીમાં તેનો વિવાહ કરી દેવો જોઈએ. નહિંતો કન્યાનાં માતાપિતા આદિની અધોગતિ થાય છે. આ લોક અત્યન્ત બાલાનોજ વિવાહ કબુલ કરે છે. વળી:—

**पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन् ।**

**स हि स्वाम्यादतिक्रामेदृतूनां प्रतिरोधनात् ॥** म० स्मृ० अ० ९--९३ ॥

અર્થ:—કન્યા ઋતુમતી થયા પછી તેની સાથે વિવાહ કરનાર વર, કન્યાના પિતાને તેનું મૂલ્ય આપવાનું ઠરાવ્યું હોય તો તે મૂલ્ય આપે નહીં, કારણ કે ઋતુમતી કન્યાને ઘરમાં રાખીને સન્તાનની ઉત્પત્તિ થતી રોકવાથી કન્યાની ઉપરનું સ્વામિત્વ પિતાએ ગુમાવ્યું છે, તેથી શુલ્ક લેવાનો તે અધિકારી રહ્યો નથી. અને સ્વામિત્વ નષ્ટ થયા બાદ વિવાહ કરવાથી કન્યાદાનથી જે પુણ્ય થાય છે તે તેને પ્રાપ્ત થતું નથી. તેથી રજસ્વલા થતા પહેલાં વિવાહ કરવો જોઇએ' એવો મનુજીના શ્લોકનો આશય છે. આવી રીતે સન્તાનની ઉત્પત્તિને રોકવી તેને પહેલાં મનુજીએ ભ્રૂણહત્યા સમાન પાપ કહ્યું છે.

વળી પિતાના પ્રમાદથી કન્યાનો વિવાહ કરવામાં વિલંબ થાય તો કન્યાદાનના પુણ્યના ફલનો અભાવ **વસિષ્ઠસ્મૃતિમાં** પણ કહ્યો છેઃ—

**पितुः प्रमादात्तु यदीह कन्या वयःप्रमाणं समतीत्य दीयते ।**

**सा हन्ति दातारमुदीक्षमाणा कालातिरिक्ता गुरुदक्षिणेव ॥**

वसि० स्मृ० अ० १७–६१ ॥

અર્થ:—પિતાના પ્રમાદથી અર્થાત્ યોગ્ય વર હોવા છતાં રજોદર્શનના પહેલાં વિવાહ નક્કી કરતાં વયના પ્રમાણનું ઉલ્લંઘન કરીને જો કન્યાદાન દેવામાં આવે તો તે કન્યાદાનનું ફલ સમય વીત્યા પછી આપેલી ગુરૂદક્ષિણાની માફક, વ્યર્થ જાય છે. વિદ્યા ભણનાર વિદ્યાર્થી જ્યારે વેદવ્રતને સમાપ્ત કરીને સ્નાતક થઇને પોતાને ઘેર જાય છે તેજ સમયમાં ગુરૂદક્ષિણા

આપવાનો વિધિ છે. તે પછીથી આપવાથી નિષ્ફલ જાય છે, કેમકે આ કન્યા પોતાના દાતાને દેખતાં જ તેનો નાશ કરે છે અર્થાત્ તેના કન્યાદાનના ફળનો નાશ કરે છે.

આ પ્રમાણે કન્યાદાનના વિષયમાં નાના પ્રકારના મત્ર છે. પરન્તુ રજસ્વલા થતા પહેલાં કન્યાનો વિવાહ કરી દેવો જોઇએ એવો સર્વનો સિદ્ધાન્ત છે. વળી—

**त्रिंशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૯—૯૪ ॥

અર્થઃ—ત્રીસ વર્ષની ઉમરનો પુરૂષ ૧૨ વર્ષની ઉમરની કન્યા સાથે વિવાહ કરે, અથવા ૨૪ વર્ષની ઉમરનો પુરૂષ આઠ વર્ષની કન્યા સાથે વિવાહ કરે, તે પહેલાં વેદાધ્યયન કર્યા વિના શીઘ્રતાથી વિવાહ કરવાથી ગૃહસ્થાશ્રમના ધર્મમાં શિથિલતા થાય છે.

આ શ્લોક સામાન્ય રીતે વિવાહનો કાલ માત્ર બતાવે છે કેમકે પ્રાય કરીને ૨૪થી ૩૦ વર્ષની ઉમર સુધીમાં મનુષ્ય(બ્રહ્મચારી) વેદાધ્યયન સમાપ્ત કરી શકે છે. તેથી ૩૦ વર્ષના પુરૂષનો વિવાહ ૧૨ વર્ષની કન્યા સાથે જ થવો જોઇએ, અને ૨૪ વર્ષના પુરૂષનો વિવાહ આઠ વર્ષની કન્યા સાથે જ થવો જોઇએ એવો આ શ્લોક કન્યા કે વરના વિવાહની ઉમરનો નિયમ કરતો નથી. "**सत्वरः**" પદ દેવાથી આ ઉમરની પહેલાં કદાપિ વિવાહ નહીં કરવો જોઇએ. એમ શીઘ્રતાથી વિવાહ કરવાનો આ શ્લોક નિષેધ કરે છે. વળી—

**उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ।**
**अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि ॥** મ૦ સ્મૃ૦ અ૦ ૯—૮૮ ॥

અર્થઃ— ઉત્કૃષ્ટ કુલમાં ઉત્પન્ન થયેલો તથા સુરૂપ તથા સમાન જાતિનો વર મળે તો કન્યાનો વિવાહકાલ આવ્યો ન હોય તોપણ કન્યાના પિતા તે વરને વિધિપૂર્વક કન્યા પરણાવે.

આ શ્લોક પણ અત્યન્ત બાલાનો વિવાહ પણ પ્રતિપાદન કરતો નથી, પરન્તુ યોગ્ય વર મળવો કઠિન હોય, અને જો તેવો વર મળી આવે તો કન્યાની ઉમર કંઇક નાની હોવા છતાં પણ તેની સાથે તેનો વિવાહ કરી દેવો જોઇએ, કેમકે કન્યા ઉમર લાયક થતાં યોગ્ય વર ન મળે તો મૂર્ખને દેવાનો પ્રસંગ આવે. એવા અયોગ્ય વરને કન્યા દેવાનો આ શ્લોક નિષેધ જ કરે છે. અને તે "**काममामरणात्तिष्ठेत्**" એ ૯ મા અધ્યાયના ૮૯ મા શ્લોકથી સ્પષ્ટ માલમ પડે છે.

પૂર્વોક્ત મતોનો વિચાર કરતાં એ વાત સ્પષ્ટ થાય છે કે કન્યાનો વિવાહ રજસ્વલા થતા પહેલાં અવશ્ય કરવો જોઇએ, નહિતો પિતા આદિને કન્યાદાનનું ફળ મળતું નથી. અને ઋતુકાલમાં પુત્રોત્પાદનનો વિરોધ કરવાથી દોષના પણ ભાગી થાય છે.

પરન્તુ ગૃહસ્થાશ્રમના ધર્મમાં વિશેષ દૃષ્ટિ રાખનાર ગૃહ્યસૂત્રકારોએ કન્યા અને વરના વિવાહ સંબંધી કાલનું નિરૂપણ ઉમરને અનુસાર કર્યું નથી.

પરન્તુ સ્નાતક થતાં પુરૂષ વિવાહ કરીને યુવાવસ્થાનાં ચિહ્નયુક્ત સ્ત્રીની સાથે સમાગમ કરે. એ પ્રમાણે પુરૂષના સંબંધમાં બ્રહ્મચર્ય સમાપ્ત કરી સ્નાતક થયા બાદ જ તે વિવાહ કરે, અને કન્યાની સાથે સમાગમ કન્યા યુવાવસ્થાના ચિહ્નયુક્ત હોય તે સમયમાં કરી શકે છે. તેથી કન્યાનો વિવાહ યુવાવસ્થાનાં ચિહ્ન સૂચન થાય ત્યારે જ થાય એવો તેઓનો સિદ્ધાન્ત છે. તે પહેલાં સમાગમ કરવાનો ગૃહ્યસૂત્રમાં નિષેધ કર્યો છે. પરન્તુ ગૃહ્યસૂત્રોના કોઇ ટીકાકારોએ પણ સૂત્રોનો અર્થ પુરાણાદિને અનુસાર જ કર્યો છે.

नाजातलोम्न्योपहासमिच्छेत् ॥ खादि० गृ० सू० पट० ३ ख० १ सू० ३२॥

**टीका—विवाहादूर्ध्वं मैथुनप्रसक्तौ अजातलोम्न्या असमर्थया मैथुन तदर्था चेष्टा च न कुर्यादित्यर्थः—**

અર્થ —વિવાહ થયા બાદ સમાગમનો વિષય પ્રસંગ પ્રાપ્ત થતા સમાગમ કરવામા અસમર્થ કન્યાની સાથે સમાગમ તથા સમાગમને માટે કોઈ પ્રકારની ચેષ્ટા પણ નહી કરવી જોઈએ સૂત્રમા "વિવાહ પછી" એવો અર્થ સિદ્ધ થતો નથી છતા ટીકાકાર પૂર્વોક્ત ધર્મશાસ્ત્ર તથા પુરાણોના વચનોથી બાલ અવસ્થામા કન્યાનો વિવાહ, અને યુવાવસ્થાના ચિહ્ન જેવા કે ગુપ્ત સ્થાનમા રોમની ઉત્પત્તિ આદિ થતા તેની સાથે સમાગમ પણ કબુલ કરે છે કન્યાની બાલ અવસ્થામા અથવા ધૂળમા રમવાની અવસ્થામા વિવાહ કરવાની આજ્ઞા દેનારનો પણ આ જ સિદ્ધાન્ત હોવો જોઈએ કે વિવાહ પહેલા કરી દેવો, અને સમાગમ કન્યા શરીરસંપત્તિ યુક્ત થતા કરવો

नाजातलोम्न्योपहासमिच्छेत् ॥ जैमि० गृ० सू० पू० भा० प० १, क० १९॥

**टीका—स्वभावाद्वाल्या नाभेरधो यस्या न लोमानि तया उपहास्यतीति उपहासं मैथुनं नेच्छेत्, न तादृशीं परिणेतुं कामयेतेत्यर्थ ।**

અર્થ:—સ્વભાવથી અથવા બાલ અવસ્થા હોવાથી જેની નાભિની નીચે રોમ ઉત્પન્ન થયા ન હોય તેની સાથે સમાગમ કરવાની ઈચ્છા કરે નહી અર્થાત્ એવી કન્યાની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરે નહી એવો અર્થ કર્યો છે આ કથનથી પ્રત્યક્ષ માલમ પડે છે કે જૈમિનિ આચાર્યને વિવાહ તથા સમાગમ બને મોટી ઉમરની કન્યા સાથે જ ઇષ્ટ છે વળી—

नाजातलोम्न्योपहासमिच्छेत् ॥ गोभि० गृ०सू० प्रपा० ३, ख० ५ सू० ३ ॥

**टीका—यस्या यौवनोद्भेदव्यञ्जकानि नाभिमण्डलपार्श्ववर्तीनि श्यामानि रोमाण्यल्पान्यपि न जातानि सेयमजातलोम्नी अजातव्यञ्जना चोच्यते तया सह उपहासं मनसाऽपि नेच्छेत्। उपहास संवेशो भोगो मैथुनमित्येकोऽर्थ.।**

અર્થ —જેની જુવાની ફુટવાના સૂચક નાભિ મણ્ડલની બાજુમા ઉગતા કાળા રંગના રોમ થોડા પણ ઉત્પન્ન ન થયા હોય તેને અજાતલોમ્ની તેમજ અજાતવ્યઞ્જના પણ કહે છે તેની સાથે સમાગમ કરવાની મનથી પણ ઇચ્છા ન કરવી જોઈએ એવો અર્થ કર્યો છે અને—

अप्राप्तयौवना सेवन्भवेत्सर्प इति स्मृतिः ॥

म० ग० पु० ध० का. अ. ४६ श्लो० २० ॥

અર્થ —જેને યુવાવસ્થા પ્રાપ્ત થઇ નથી તેવી કન્યાની સાથે સમાગમ કરનાર સર્પના જન્મને પ્રાપ્ત થાય છે એવી સ્મૃતિ છે આ અપ્રાપ્તયૌવન કન્યાની સાથે સમાગમનો નિષેધ તથા ધૂળમા રમનારી નગ્નિકા આદિ કન્યાનો વિવાહ એ બને વિરૂદ્ધ માલમ પડે છે

यावन्न लज्जयाङ्गानि कन्या पुरुषसंनिधौ ।
योन्यादीन्यवगूहेत तावद्भवति नग्निका ॥

गोभि० गृ० सू० प्रपा० ३ ख० ४ स० ६ टीका ॥

અર્થ —કન્યા જ્યા સુધી પુરૂષોને જોઇને તેમની સામે લજ્જાથી પોતાના યોનિ આદિ અંગોને છુપાવતી નથી ત્યા સુધી તે નગ્નિકા કહેવાય છે

આ પ્રકારની નગ્નિકા, તથા ગૌરી (આઠ વર્ષની), તથા યૌવનના લક્ષણ રૂપ શ્યામ રોમાદિની ઉત્પત્તિ થઈ નથી એવી કન્યા–એ ત્રણેનો વિવાહમાન મતભેદથી જાણો. ત્યાર બાદ અપ્રાપ્તયૌવન કન્યાની સાથ સમાગમનો નિષેધ પણ કર્યો છે તેના નિર્વાહને માટે નગ્નિકા આદિ કન્યાના વિવાહને ઉત્તમ માનનાર લોક નીચેની રીતે ઉપાય કહે છે, કેમકે " અમે નગ્નિકા આદિ કન્યાની સાથે વિવાહ કરીને તેની યુવાવસ્થા પ્રાપ્ત થતા સુધી બ્રહ્મચારી જ રહીશુ " એવુ કથન ઉપવાસી શિયાળની તુલ્ય છે

એક વનમા એક બહુ ઉપવાસી શિયાળ રહેતુ હતુ તે હમેશા પોતાના શિયાળોના ઝુંડમા જઈને ઉપવાસનતની પ્રશસા કરતુ હતુ અને પોતે હમેશા ઉપવાસી રહે છે એમ કહેતુ હતુ જો કે શિયાળ પોતાને ઉપવાસી બતાવતુ હતુ, છતા તે દરરોજ જગલના સસલા આદિ સર્વ પ્રાણીને મારીને પોતાની બોડમા લઈ જતુ હતુ છુપી રીતે ખાતુ હતુ, તથાપિ એક સમય મારતા તેને બીજા શિયાળે જોઈ લીધુ એક દિવસ તે ફરી ઉપવાસની વાત કરતુ હતુ ત્યારે બીજા શિયાળે પૂછ્યુ–"મહારાજ ! આપ તો ઉપવાસી છો, તો પછી આપ જગલમા પ્રાણીને કેમ મારો છો ?" તેના જવાબમા તે શિયાળ કહેવા લાગ્યુ–"ભાઈ, આપણો ધર્મ ક્ષત્રિયોની તુલ્ય છે શિકાર કરવો તે ક્ષત્રિયોનો ધર્મ છે, તેથી શિકાર કરવામા ઉપવાસને કંઈ બાધ નથી" ત્યારે શિયાળે પૂછ્યુ—"મહારાજ ! આપ ક્ષત્રિય ધર્મને અનુસાર જાનવરોને મારતા હશો પરન્તુ મારીને પછી તેમને ખેચીને આપની બોડમા કેમ લઈ જાઓ છો ?' ત્યારે તે શિયાળ કહેવા લાગ્યુ–'ભાઈ ! હુ તે મારેલા જાનવરને ઉશીકાની જગાએ રાખી લઉ છુ, પરતુ હુ તો ઉપવાસી જ રહુ છુ ' શિયાળના આ વચન બુદ્ધિમાન્ મનુષ્યોને માટે વિશ્વાસ યોગ્ય નથી, કેમકે શિયાળ જેવા પશુ મૃતક પ્રાણીના શરીરને ઉશીકાની માફક રાખી પોતે ઉપવાસી રહે તે સંભવિત નથી જેવી રીતે શિયાળના વચન વિશ્વાસને યોગ્ય નથી, તેવી રીતે વિવાહ કરેલી સ્ત્રીની સાથે રહી બ્રહ્મચારી રહીશુ એવુ કથન કરનાર આપની વાણી પણ વિશ્વાસ યોગ્ય નથી કારણ એ વાત અસમર્થ મનુષ્યોથી પણ બનતી કઠણ છે નગ્નિકાને માટે વિવાહ કરનારની વાત એ વાત તો કેવળ મિથ્યા જ છે

तावुभौ तत्प्रभृति त्रिरात्रमक्षारलवणाशिनौ ब्रह्मचारिणौ भूमौ सह शयीयाताम् ॥ गोभि० गृ० सू० प्रपा० २ ख० ३ सू० १५ ॥

અર્થ —તે પતિ પત્ની બન્ને વિવાહકર્મથી લઈને ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ ક્ષાર તથા મીઠા (લવણ ) વાળા પદાર્થ નહી ખાતા થકા બ્રહ્મચર્યવ્રતનુ પાલન કરીને ભૂમિ ઉપર સાથે શયન કરે ઇત્યાદિ સૂત્રના પ્રમાણથી ત્રણ દિવસથી અધિક બ્રહ્મચારી રહેવાનો નિયમ જણાતો નથી. અને—

**ऊर्ध्वं त्रिरात्रात्संभव इत्येके ॥** गोभि० गृ० सू० प्रपा० २ ख० ५-७ ॥

અર્થ :—ત્રણ રાત્રિ બાદ સમાગમ કરવો જોઇએ એમ કોઇ માને છે. આ પ્રમાણથી વિવાહ થયા પછી સ્ત્રી ઋતુમતી થતા સુધી સર્વને અવશ્ય બ્રહ્મચારી રહેવાનો નિયમ જોવામાં આવતો નથી. તેથી તે વાત કેવળ મિથ્યા જ છે.

તેથી બાલાના વિવાહને છોડી, વિવાહ થયા બાદ ચોથા દિવસે સમાગમ કરવા યોગ્ય કન્યાની સાથે વિવાહ કરવો તે જ શ્રેષ્ઠ છે અને તે શાસ્ત્રાનુસાર પણ છે. તે પહેલાં વિવાહ કરવામાં વિષયાસક્તિ જ કારણ છે, પિતરોના રજ:પાનાદિનો ભય કારણ નથી. પિતરોના દુઃખનાં કારણ તેમના કુટુંબનાં કેટલાં અયોગ્ય આચરણ શાસ્ત્રમાં કહ્યાં છે તેનો કોઇ પરિત્યાગ કરતા જોવામાં આવતા નથી. કારણ—

**श्लेष्माश्रु बान्धवैर्मुक्तं प्रेतो भुङ्क्ते यतोऽवशः ।**
**अतो न रोदितव्यं हि क्रियाः कार्याः प्रयत्नतः ॥** या० स्मृ० अ० ३-११॥

અર્થ:—બન્ધુલોકના રૂદનથી નાક અને મુખમાંથી પડતું શ્લેષ્મ તથા નેત્રમાંથી પડતાં આંસુ પ્રેત અવશ્ય ખાય છે, કેમકે તે પ્રેત સ્વતન્ત્ર નથી, પરાધીન છે. તેથી અવશ્ય પ્રેતને થુંક આદિ ખાવું પડે છે. તે કારણથી મરનારની પાછળ રૂદન કરવું નહીં. પરન્તુ તેની મૃતક ક્રિયા પ્રયત્ન પૂર્વક કરવી જોઇએ. આવું પણ ધર્મશાસ્ત્રમાં લખ્યું છે તેના ઉપર બિલકુલ ખ્યાલ આવતો નથી. અવિવાહિત બાલિકાના રજના પાનમાં એટલો ખ્યાલ કેમ આવ્યો? પિતરોના દુઃખના ખ્યાલથી વિવાહ જલદી કરવાનો ખ્યાલ આવ્યો તો રુદનમાં તથા રૂદનની તુલ્ય અન્ય અનેક વાતોનો પણ ખ્યાલ કરવો હતો. પરંતુ તે સર્વ છોડીને વિવાહમાં જ ખ્યાલ આવવાનું કારણ વિષયાસક્તિ માત્ર છે.

પૂર્વકાલના સત્પુરુષો પત્ની સહિત કરવા યોગ્ય અગ્નિહોત્રાદિક ધર્મનું આચરણ કરવાને માટે વિવાહ કરતા હતા. તથા પુત્ર ઘરનું કામ કરવાને લાયક થતાં શીઘ્ર તપ કરવાને માટે વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરતા હતા. વિષયાસક્તિ વધતાં તપ કરવાનું સામર્થ્ય રહ્યું નહીં તથા વૈરાગ્યનો શબ્દ સાંભળવાથી પણ કર્ણમાં શૂળ લાગી, અને અડધું ડઝન કે પોણો ડઝન સન્તાન થવા છતાં પણ સ્ત્રી વિના રહેવું જ્યારે કઠણ થયું ત્યારે બાલિકાના વિવાહનો તથા તેમને અશિક્ષિત રાખવાનો નિશ્ચય કર્યો, કેમકે શિક્ષિત બુદ્ધિમતી ઉમર લાયક કન્યા મૂર્ખ અથવા વૃદ્ધ વરનો સ્વીકાર નહીં કરે, તેથી કન્યા મળવી કઠણ પડશે. તેથી વિવેકજ્ઞાન થતા પહેલાં તેનો વિવાહ કરી દેવો ઠીક સમઝ્યા છે.

વળી બાલિકાનો શીઘ્ર વિવાહ કરવામાં બીજું કારણ કન્યાવિક્રય તથા વરવિક્રય છે. ધર્માત્મા મનુષ્ય કન્યાવિક્રયને નીચ વૃત્તિ માનતા હતા. હાલના સમયમાં અધર્મપરયાણ લોક, જેવી રીતે કસાઈ લોક બકરાં આદિ પશુને પૂર્ણ રીતે ખવરાવી પછી તેના ગળામાં છરી લગાવે છે તેવી રીતે કન્યાવિક્રયી લોકે પણ કન્યાનું સારી રીતે પાલન પોષણ કરીને પછી તેને જે કોઇ અધિક ધન આપે છે તેને કન્યા આપવી શરૂ કરી. યોગ્ય વિદ્વાન્ વર હોવા છતાં પણ ગરીબ હોવાથી અવિવાહિત જ રહેવા લાગ્યા તે હાલમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. આ કન્યાવિક્રય કરનાર લોકે પણ બાલિકાઓને અશિક્ષિત રાખવાનો તથા બુદ્ધિહીન અવસ્થામાં વિવાહ કરવાનો આગ્રહ કર્યો છે. કારણ કે તે લોક સ્ત્રીઓને કેવલ ભોગવિલાસને

માટે જ બનાવી છે એમ સમજે છે. પરન્તુ વિવાહનો તથા સ્ત્રીઓનો મુખ્ય ઉદ્દેશ એવો નથી. મુખ્ય ઉદ્દેશ તો ધાર્મિક વિવાહ દ્વારા પત્નીની સાથે ધર્માચરણ કરે, તથા તેનામાં યોગ્ય સન્તાન ઉત્પન્ન કરી પોતાની વંશપરંપરાને તથા ધર્મને ચાલુ રાખે, તથા યોગ્ય સન્તાનથી માતાપિતાને આ લોક સંબન્ધી તથા પરલોક સંબન્ધી સુખની પ્રાપ્તિ થાય, ઇત્યાદિક છે. તે લોકને માટે રતિ સ્વતઃસિદ્ધ છે, અને રતિ માત્રને માટે વિવાહ કરનાર સર્વ અનર્થ કરે છે. તે કામી લોક તથા કન્યા વિક્રય કરનાર લોક પણ મહાન્ દોષને ભૂલી જઇને સાત વર્ષની કન્યાનો વિવાહ નહીં કરાવવાના દોષને પોકારવા લાગ્યા.

વળી ધર્મશાસ્ત્રમાં શૂદ્રની કન્યાની સાથે વિવાહ કરવો બ્રાહ્મણને માટે મહાન્ નિષિદ્ધ કહ્યો છે. યાજ્ઞવલ્ક્યજી લખે છે કે—

यदुच्यते द्विजातीनां शूद्रादारोपसंग्रहः ।
नैतन्मम मतं यस्मात्तत्रात्मा जायते स्वयम् ॥ યા૦ સ્મૃ૦ અ૦ ૧—૫૬ ॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને માટે જે શૂદ્રા સ્ત્રીની સાથે વિવાહ છે તે અમને સંમત નથી. કારણ પત્ની જે સમયે પુત્રને જન્મ આપે છે તે વખતે પોતે જ પુત્ર રૂપે તે પત્નીમાં ઉત્પન્ન થાય છે.

તેથી શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ યાજ્ઞવલ્ક્યજી અત્યન્ત નિષિદ્ધ લખે છે. વળી મનુજીએ પણ શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ અત્યત નિષિદ્ધ કહ્યો છે. તથાપિ કેટલાએ બ્રાહ્મણ લોક શૂદ્રા સ્ત્રીનો સ્વીકાર કરે છે અને પોતાને સર્વથી શ્રેષ્ઠ બ્રાહ્મણ માને છે. તે લોક પણ તે મહાન્ દોષને ભૂલી નાની કન્યાનો વિવાહ નહીં કરાવવામાં દોષ બતાવે છે. શું શૂદ્રાની સાથે વિવાહ કરાવવાનું કારણ કામાતુરતા નથી? અવસ્ય કામાતુરતા છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

વળી જે લોક કન્યાને સોમાદિક દેવતાઓ ઉપભોગ કરતા પહેલાં વિવાહ કરી દેવો જોઇએ એમ કહે છે તે લોક પણ પૂર્વે કહેલા લોકોની તુલ્ય છે, કોઈ દોષના ભયથી તેમ કહેતા નથી. દેવતા લોક મનુષ્યથી અધિક સામર્થ્યવાળા છે, તેમના દુરાચારને રોકવાને માટે મનુષ્યોમાં સામર્થ્ય નથી. બીજું કારણ એ છે કે બીજાની સાથે વિવાહિત સ્ત્રીને દેવતાઓ સ્પર્શ નહીં કરે અથવા રજસ્વલાને સ્પર્શ નહીં કરે એ દેવતાઓનો નિયમ હોવાનું કોઈ શાસ્ત્રમાં પ્રસિદ્ધ નથી. ઉલટા દેવતાઓના વ્યભિચારનો લેખ શાસ્ત્રોમાં જોવામાં આવે છે. વાલ્મીકિ રામાયણના ૪૮મા સર્ગમાં ઇન્દ્રને ગૌતમઋષિએ શાપ દેવાનો ઇતિહાસ છે. શાપ દેવાનું કારણ ઇન્દ્ર ગૌતમમુનિનો વેષ ધારણ કરીને અહલ્યાની પાસે જઇને તેના પતિવ્રતાધર્મને નષ્ટ કર્યો એમ કહ્યું છે. અહી અહલ્યા કોઇ અવિવાહિત કન્યા નહોતી, તથાપિ દેવરાજ ઇન્દ્રે એવો દુરાચાર કર્યો. તેથી દેવતાઓથી બચવાને માટે કન્યાનો શીઘ્ર વિવાહ કરી દેવો એ કોઈ યોગ્ય યુક્તિ નથી.

વળી નીલ નામના રાજાની કન્યા સાથે અગ્નિદેવ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને રમણ કરતા હતા એવો ઇતિહાસ મહાભારતના સભાપર્વના ૩૧મા અધ્યાયમાં છે. અગ્નિના આ અનાચારથી તેને વિષે **પારદારિક** શબ્દ પ્રત્યક્ષ લખવામાં આવે છે.

तत्र माहिष्मतीवासी भगवान् हव्यवाहनः ।
श्रूयते हि गृहीतो वै पुरस्तात्पारदारिकः ॥ મ૦ ભા૦સ૦પ૦અ૦ ૩૧—૨૭ ॥

અર્થ:—એવું સંભળાય છે કે માહિષ્મતી વાસી ભગવાન્ અગ્નિદેવ "પારકી સ્ત્રીની ઇચ્છાવાળા" (પારદારિક) કહેવાતા હતા.

વળી મહાભારત આદિપર્વના ૧૦૪ મા અધ્યાયમાં એવો ઇતિહાસ છે કે પૂર્વકાલમાં ઉતથ્ય નામના એક બુદ્ધિશાલી ઋષિ હતા. તેમની મમતા નામની પત્ની હતી. એક સમય ઉતથ્યના નાના ભાઇ દેવોના પુરોહિત તેજસ્વી બૃહસ્પતિએ મોટાભાઇની પત્ની મમતાની સાથે સમાગમ કરવાની ઇચ્છા કરી. મમતાએ સ્વીકાર કર્યો નહીં. તે વખતે તે ગર્ભવતી હતી. મમતાના રોકવા છતાં પણ બૃહસ્પતિ રોકાયા નહી, અને તેની સાથે સમાગમ કરવા તૈયાર થયા. ત્યારે ગર્ભસ્થ બાલકે બૃહસ્પતિને કહ્યું- "આપ શાન્ત થાઓ. આ ગર્ભમાં બેની સ્થિતિ થવી સંભવિત નથી. હું પહેલાં અહીં આવ્યો છું. આપ અમોઘ વીર્યવાળા છો, આપ મને પીડા આપો નહીં. બૃહસ્પતિએ તેની વાત માની નહી. સમાગમ કરવા તૈયાર થયા, ત્યારે ગર્ભમાં સ્થિત તે બાલક વીર્યના પ્રવેશ માર્ગને પગ વડે રોકીને પડયો રહ્યો. ત્યારે બૃહસ્પતિનું વીર્ય બહાર નિકળી ગયું. બૃહસ્પતિએ ક્રોધથી જન્માન્ધ થવાનો શાપ દીધો. તે શાપથી બાલક જન્માન્ધ થયો. તેનું નામ **દીર્ઘતમા** કરીને પ્રસિદ્ધ થયું છે.

વળી બૃહસ્પતિની પત્નીમાં ચંદ્રમાથી બુધની ઉત્પત્તિ થઇ. વળી સ્ત્રીઓને ગન્ધર્વો તરફની બાધા પ્રસિદ્ધ છે. તેને રોકવાને માટે મન્ત્રશાસ્ત્રમાં પણ ઉપાય કહ્યા છે. આ પ્રકારના અનેક ઇતિહાસ દેવતાઓના આચરણ વિષયમાં છે. આ પ્રકારના દેવતા લોકોથી બચવાને માટે ધૂળમાં રમનારી કન્યાનો વિવાહ કરી દેવો કોઇ બુદ્ધિમાનનું કામ નથી. તેથી ચન્દ્રમા આદિ દેવતાઓના હાથમાંથી બચાવી સ્ત્રીના પતિવ્રતા ધર્મનું પાલન કરવાને બાલવિવાહ છે એમ કહેવું યોગ્ય નથી. વળી કેટલાક અન્ય જાતિના રાજા લોક અવિવાહિત કન્યાને ગ્રહણ કરી લેતા હતા, તેમનાથી બચવાને માટે બાલવિવાહ શરૂ કર્યો છે, એમ જો કહો તો તે કબુલ છે. પરન્તુ આપત્તિ નિવૃત્ત થવાથી તેનો પરિત્યાગ કરવો પણ યોગ્ય છે, ચાલુ રાખવું યોગ્ય નથી.

વળી બાલવિવાહ લેખ ગ્રન્થોમાં બહુ છે. પરન્તુ કૃતયુગના ઇતિહાસથી લઇને જુએ તો જોવામાં આવતો નથી. વળી પૂર્વકાલમાં સ્વયવર બહુ થતા હતા. તેમજ ગાન્ધર્વ વિવાહ પણ બહુજ થતા હતા. આ બને ધૂળમાં રમનારી નગ્નિકા અથવા સાત વર્ષની કે આઠ વર્ષની ગૌરી સાથે સભવ નથી.

વળી વિષ્ણુપુરાણના ચોથા અંશના બીજા અધ્યાયમાં સૌભરિ ઋષિનો ઇતિહાસ છે. સૌભરિ ઋષિએ બાર વર્ષ સુધી જલની અંદર રહીને તપ કર્યું. જલમાં રહેતી વખતે એક માછલીને પોતાની સ્ત્રી તથા બચ્ચાંની સાથે રમણ કરતાં દેખીને સૌભરિ ઋષિને વિવાહ કરવાની ઇચ્છા થઇ. તેથી તે કન્યાને માટે કૃતયુગના પ્રસિદ્ધ રાજા માન્ધાતાની પાસે ગયા. માન્ધાતાની પાસે તે સમયે વિવાહને યોગ્ય પચાસ કન્યા હતી. તેમાંથી એક કન્યા સૌભરિએ માગી. રાજાએ કહ્યું—"અમારા કુલમાં અમે કન્યાદાન દેતા નથી. અમારો સ્વયંવરનો રિવાજ છે. કન્યા સ્વીકાર કરે તો મને કોઈ હરકત નથી." ઋષિને, કન્યાઓની પાસે લઇ જવાની આજ્ઞા આપી. અન્તઃપુરવાસીઓએ ઋષિને લઇ જઇને કન્યાઓ બતાવી. ત્યારે ઋષિના તપોબલથી બનેલા દિવ્ય રૂપને જોઇને પચાસે કન્યાઓ ઋષિનું વરણ કરવાને માટે અંદર અંદર લડવા લાગી, અને કહે છે કે:—

अलं भगिन्योऽहमिमं वृणोमि वृणोम्यहं नैष तवानुरूपः ।
ममैष भर्ता विधिनैव सृष्टः सृष्टाऽहमस्योपशमं प्रयाहि ॥

वि. पु. अं. ४ श. २–९२ ॥

અર્થ:—હે બ્હેનો! તમે સર્વે રોકાઓ હું જ તેમને વરણ કરી લઉં છું. ત્યારે બીજી કહે છે કે હું તેમની સાથે વિવાહ કરીશ, આ તમારે યોગ્ય નથી. ત્યારે ત્રીજી બોલી કે આ મારા પતિને બ્રહ્માએ જ સરજ્યા છે, અને હું તેમને માટે સર્જાયલી છું. તેથી હું જ તેમની સાથે વિવાહ કરીશ, તું શાન્ત થઈ જા.

वृतो मयायं प्रथमं मयायं गृहं विशन्नेव विहन्यसे किम् ।
मया मयेति क्षितिजात्मजानां तदर्थमत्यर्थकलिर्बभूव ॥ ,, ॥ ९३ ॥

અર્થ:—ત્યારે બીજી કહે છે–હું તેનું પ્રથમ જ વરણ કરી ચૂકી છું. વિવાહની વાત કરતા પહેલાં તે ગૃહમાં આવતાં જ હું તેનું વરણ કરી ચૂકી છું. તું મને કેમ હઠાવે છે? એ પ્રમાણે "મારો પતિ, મારો પતિ" એમ કહેતી કહેતી કન્યાઓમાં ઋષિની સાથે વિવાહ કરવાને માટે પરસ્પર બહુ કલહ થયો. અન્તમાં પચાસે કન્યાઓને વિવાહ કરીને સૌભરિ ઋષિ લઈ ગયા હતા. શું આ પ્રકારના વચન તથા કલહ આદિ ધૂળમાં રમનારી કન્યાઓનો હોઈ શકે? તેઓ નાની ઉમરની હશે એમ માનવાને કોઇ પણ વિવેકી મનુષ્ય તૈયાર નહીં થાય.

વળી મહાભારતના આદિ પર્વના ૭૭મા અધ્યાયથી લઇને દેવયાની તથા શર્મિષ્ઠાનો ઇતિહાસ છે. એક સમય કન્યાઓ જલમાં ખેલતી હતી. તે વખતે ઇન્દ્રે વાયુરૂપ થઇને તેમનાં વસ્ત્રોને એકઠાં કરી દીધાં. કન્યાઓ સર્વ સાથે નિકળીને બહાર આવી, જેની આગળ જે વસ્ત્ર મળી આવ્યુ તે જ તેણે પહેરી લીધું. રાજા વૃષપર્વાની કન્યા શર્મિષ્ઠાએ પોતાનાં વસ્ત્રોને નહીં ઓળખતાં ભૂલથી દેવયાનીનાં વસ્ત્ર લઇ લીધાં, તે નિમિત્તથી શર્મિષ્ઠા અને દેવયાની વચ્ચે ઝઘડો ઉભો થયો. શુક્રાચાર્યની પુત્રી દેવયાની શર્મિષ્ઠાને પૂછે છે:—

कस्माद्गृह्णासि मे वस्त्रं शिष्या भूत्वा ममासुरि ।
समुदाचारहीनाया न ते साधु भविष्यति ॥ म. भा. आ. प. अ. ७८–८ ॥

અર્થ:—હે અસુરની પુત્રિ! તું મારી શિષ્યા થઇને મારૂં વસ્ત્ર શા માટે લે છે? શિષ્ટાચાર રહિત તારૂં કદાપિ પણ મંગલ નહીં થાય. એટલે શર્મિષ્ઠા બોલી:—

आसीनं च शयानं च पिता ते पितरं मम ।
स्तौति वन्दीव चाभीक्ष्णं नीचैः स्थित्वा विनीतवत् ॥ ,, ॥ ९ ॥

અર્થ:—મારા પિતા બેઠા હોય કે સૂતેલા હોય તે વખતે તારા પિતા નીચે રહીને નમ્રભાવથી ભાટ (બન્દી)ની માફક તેમની સ્તુતિ કરતા રહે છે.

याचतस्त्वं हि दुहिता स्तुवतः प्रतिगृह्णतः ।
सुताऽहं स्तूयमानस्य ददतोऽप्रतिगृह्णतः ॥ ,, ॥ १० ॥

અર્થ:—ભીખ માગનારની તથા સ્તુતિ કરનારની તથા દાન લેનારની તું પુત્રી છે. અને હું દાતાની તથા જેની સ્તુતિ કરવામાં આવે છે તેની, તથા પ્રતિગ્રહ નહીં લેનારની પુત્રી છું.

आदुन्वस्व विदुन्वस्व द्रुह्य कुप्यस्व याचकि ।
अनायुधा सायुधाया रिक्ता क्षुभ्यसि भिक्षुकि ॥
लप्स्यसे प्रतियोद्धारं न हि त्वां गणयाम्यहम् ॥ ,, । ११ ॥

અર્થ —હે ભીખ માગનારી ! તુ અસ્ત્રરહિત છે, અને હુ અસ્ત્રવાળી છુ ભીખથી જીવનારી તુ ભલે બોલીને થાક, અથવા સતાપને પ્રાપ્ત થા ભલે દ્રોહ કર અથવા ક્રોધ કર તોપણ હુ તને ગણુતી નથી આ સર્વ તુ તારી દરિદ્રતાનો ક્ષોભ પ્રગટ કરે છે હુ તારી સમાન વિરોધી થઈશ

આ પ્રમાણે પરસ્પર બોલતી અને લડતી શર્મિષ્ઠા દેવયાનીને કુવામા નાખીને ચાલી ગઈ, તે વખતે નહુષનો પુત્ર યયાતિ શિકાર કરવાને તે વનમા આવ્યો હતો. તેના વાહનનો ઘોડો થાકવાથી યયાતિ જળ શોધતો શોધતો આવ્યો તો એક સુકો કુવો દીઠો તેમા જોયુ તો તેમા રડતી દેવયાનીને દીઠી તેને પુછ્યુ કે તુ કોણ છે અને કુવામા કેમ પડી છે, અને તુ કોની પુત્રી છે—એ સર્વ સાચેસાચુ કહેવાને કહ્યુ તે સાભળી દેવયાની બોલી—હુ શુક્રાચાર્યની કન્યા છુ આપ આપના જમણા હાથવતી પકડીને મને બ્હાર કાઢો આપ ઉત્તમ વંશના છો, અને મોટા ધીર અને યશવાળા છો તવી આપે મને આ કુવામાથી કાઢવી જોઇએ યયાતિએ તેને બ્રાહ્મણની કન્યા જાણીને કુવામાથી કાઢી પછી રાજા દેવયાનીની સાથે સભાષણ કરીને પોતાને ઘેર ચાલ્યો ગયો

પછી દેવયાનીને શોધવાને માટે આવેલી ઘૂર્ણિકા નામની દાસીને તેણે કહ્યુ—" તુ શીઘ્ર જઇને મારા પિતાને કહે કે હુ વૃષપર્વાના નગરમા નહી જાઉં દાસી શુક્રાચાર્યની પાસે ગઈ, અને શર્મિષ્ઠા વનમા દેવયાનીને ઘાયલ કરીને આવ્યાની સર્વ હકીકત કહી તે સાભળતાજ શુક્રાચાર્ય દુખિત ચિત્તે કન્યાને શોધવાને બહુ વેગથી વનમા ગયા શુક્રાચાર્યને જોઇને દેવયાની પ્રતિ શર્મિષ્ઠાએ જે વચન કહ્યા હતા અને જે કર્યું હતુ તે સર્વ તેણીએ સભળાવ્યુ પિતાએ બહુ સમઝાવ્યા છતા દેવયાની નગરમા ગઈ નહી દેવયાની કહે છે—હુ ધર્મના મર્મને જાણુ છુ. જે શિષ્ય હોઇને શિષ્યની સમાન વ્યવહાર કરતા નથી તેને ક્ષમા નહી કરવી જોઇએ અને જેનો વ્યવહાર એવો નિકૃષ્ટ છે તેના દેશમા નિવાસ કરવાની મારી ઇચ્છા નથી જે આપની કુલીનતા અને ચારિત્ર્ય સબધી નિન્દા કરે છે તેની સાથે કલ્યાણને ચહાનાર મનુષ્યે રહેવુ ન જોઇએ જે આપણને કુલીન અને ચારિત્ર્યવાળા સમઝે છે તે લોકોની પાસે જ રહેવુ જોઈએ " આ પ્રમાણે કહીને દેવયાનીએ વૃષપર્વાને ત્યા રહેવાનુ કબુલ ન કર્યું પુત્રીના વચનથી ક્રુદ્ધ થઇને શુક્રાચાર્ય જઇને વૃષપર્વાને બોલ્યા—' તમારો તથા તમારા બાન્ધવોનો હુ ત્યાગ કરૂ છુ ' શુક્રાચાર્યના આવા વચન સાભળીને વૃષપર્વાએ શુક્રાચાર્યની બહુ જ પ્રાર્થના કરી, ત્યારે શુક્રાચાર્યે કહ્યુ—' તમે દેવયાનીને પ્રસન્ન કરો " તે ઉપરથી તેણીને પ્રસન્ન કરવાને માટે તેની પાસે જઈ વૃષપર્વાએ કહ્યુ—" હે દેવયાની ! તારી જે કામના હોય તે કહો કદાપિ દુર્લભ પણ હશે તોપણ પૂર્ણ કરીશ " ત્યારે દેવયાની બોલી કે હજાર કન્યાની સાથે શર્મિષ્ઠા મારી દાસી બને, અને મારા પિતા મને જ્યા આપે ત્યા શર્મિષ્ઠા મારી સાથ જાય " આ પ્રકારના દેવયાનીના વચન શર્મિષ્ઠાએ સાભળ્યા, ત્યારે શુક્રાચાર્ય દૈત્યોનો ત્યાગ કરશે એવા ભયથી શર્મિષ્ઠા દેવયાનીની દાસી બની જ્યારે શર્મિષ્ઠાએ જઇને દેવયાનીની દાસી થવાનુ કબુલ કર્યું ત્યારે પણ દેવયાની પૂછે છે—" હુ

તમારી સ્તુતિ કરનાર ભીખ માગનાર તથા દાન લેનારની પુત્રી છું. તો પછી તું મારી દાસી કેવી રીતે બનીશ ? શર્મિષ્ઠાએ ઉત્તર આપ્યો કે કોઈ પણ ઉપાયથી અમારા બન્ધુવર્ગ સુખી થાય તે ઉપાય મારે કરવો જોઇએ. તારો પિતા તને જ્યાં આપશે ત્યાં તારી સાથે રહીશ-એમ કહીને તેની દાસી બની. એટલે દેવયાની પિતાની સાથે વૃષપર્વાના નગરમાં ગઈ.

પછી બહુ સમય બાદ નહુષના પુત્ર યયાતિને દેવયાની જંગલમાં મળી, અને તેણીએ યયાતિને તેના પતિ થવાની પ્રાર્થના કરી. બાદ શુક્રાચાર્યની અનુમતિથી દેવયાની અને યયાતિનો વિવાહ થયો. વિચારની વાત છે કે શું આ કન્યા કોઈ નગ્નિકા અથવા ગૌરી માલમ પડે છે ? આ સર્વ યુવાન્ શિક્ષિત સ્ત્રી હોવાનો જ નિશ્ચય થાય છે.

વળી વિશ્વામિત્ર ઋષિથી મેનકામા ઉત્પન્ન થયેલી શકુન્તલા કણ્વ ઋષિના આશ્રમમાં રહી. તેની સાથે રાજા દુષ્યન્તનો ગાન્ધર્વ વિવાહ થયો. જે દિવસે વિવાહ થયો તે જ દિવસે સમાગમ કરવાથી શકુન્તલાને ભરત નામનો પુત્ર થયો. આ કન્યા પણ નગ્નિકા અથવા ગૌરી હતી કે યુવતી હતી તે વિચાર કરવાથી સર્વ જાણી શકાય છે.

સ્વયંવર ત્રણ પ્રકારના હોય છેઃ—

**स्वयंवरस्तु त्रिविधो विद्वद्भिः परिकीर्तितः ।**
**राज्ञां विवाहयोग्यो वै नान्येषां कथितः किल ॥**

देवी. भा. स्क. ३, अ. १८–४१ ॥

અર્થઃ—સ્વયવર ત્રણ પ્રકારના હોય છે એમ વિદ્વાન્ લોકોએ કહ્યું છે. તે રાજાલોકોને કરવા યોગ્ય છે, બીજાઓને માટે નહીં.

**इच्छास्वयंवरश्चैको द्वितीयश्च पणाभिधः ।**
**यथा रामेण भग्नं वै त्र्यंबकं सशरासनम् ॥** ,, ॥४२॥

અર્થઃ—કન્યા પોતાની ઇચ્છાનુસાર વરને સ્વીકાર કરે એવો પહેલો સ્વયંવર છે. બીજો સ્વયંવર પણ નામનો છે. જેમ રામચન્દ્રજીએ શર સહિત ત્ર્યંબક નામના ધનુષને ભાગીને સીતાજીની સાથે વિવાહ કર્યો.

**तृतीयः शौर्यशुल्कश्च शूराणां परिकीर्तितः ॥** ,, ॥ ४३ ॥

અર્થઃ—ત્રીજો શૌર્યશુલ્ક સ્વયવર શુરવીરોને માટે કહ્યો છે. અનેક વીર પુરૂષો એક જ કન્યાને માટે આવીને યુદ્ધ કરે, અને જે સર્વને પરાસ્ત કરે તે કન્યાને લઈ જાય છે. તે વીરશુલ્ક કહેવાય છે.

તેમાં અનેક મનુષ્યોની મધ્યમાંથી પરીક્ષા કરીને કોઇને પસંદ કરીને હાર પહેરાવવામાં આવે છે. આવો સ્વયંવર ઉમર લાયક કન્યાનો જ હોય છે તેમાં કોઈ શંકા નથી. બીજાને અર્થાત્ ૪–૫ યા સાત વર્ષની છોકરીને સ્વયવરની આજ્ઞા આપી શકાય નહીં. તેવી રીતે ગાન્ધર્વ વિવાહની પણ આજ્ઞા ઉમર લાયક કન્યાને માટે જ હોઈ શકે છે, નાની છોકરીનો એવો વિવાહ સમ્ભવિત નથી. રામચન્દ્રજીના વંશમાં તથા અન્ય ચન્દ્રવંશી ક્ષત્રિયોમાં પણ પહેલાં સ્વયવરનો જ રિવાજ હતો. અને અનેક બ્રહ્મર્ષિઓનો વિવાહ પણ સ્વયવરની મર્યાદાથી થતો હતો. સ્વયંવરનુ કારણ સ્વચ્છન્દતા નહોતી. તેઓ આ વાત જરૂર જાણતા હતા

કે કન્યા પુણ્યનું સાધન છે. તે પુણ્ય કન્યા સુખી રહેવાથી જ મળે છે. કન્યા દુઃખી થાય તો પુણ્યને બદલે પાપ જ મળે છે. તે કારણથી કન્યાના સુખને માટે જ સમાન કુલના વરની સાથે સ્વયંવરનો નિયમ હતો. વળી તે સમયમાં પ્રશંસા કરવાને યોગ્ય પતિવ્રતા સ્ત્રીઓ પણ થઈ છે. આ પ્રકારના સ્વયંવરનો રિવાજ અઢી હજાર વર્ષથી ઓછો થતો આવ્યો છે. તે પછી બાલવિવાહનો રિવાજ ચાલ્યો, અને સ્ત્રીઓને અશિક્ષિત રાખવાનું પણ શરૂ કર્યું. ત્યારપછી લખેલા ગ્રન્થોમાં બાલવિવાહના લેખ પણ પરિપૂર્ણ રીતે થવા લાગ્યા. તેનું કારણ કામી પુરુષોનો સ્વાર્થ અથવા કોઈ આપત્તિ છે. આપત્તિથી બાલવિવાહ દાખલ થયો હોય તો આપત્તિ નિવૃત્ત થતાં તેને હઠાવી દેવો જોઇએ, પરંતુ તે કાયમ રહી ગયો છે. તેથી સ્વાર્થ જ કારણ હોવાનું માલમ પડે છે.

વેદમાં પહેલાં હિંસાયુક્ત યજ્ઞ નહોતા. આપત્તિ કાલમાં દાખલ થયા છે. પરંતુ કંઇક કાલ સુધી માંસનું ભક્ષણ કરતા રહ્યા. તેથી આપત્તિ ગયા પછી પણ સ્વાદના વશીભૂત હોવાથી છોડી શકયા નહીં. ફરી ત્યાર બાદ જે ધર્મશાસ્ત્ર તથા પુરાણ લખવામાં આવ્યાં છે તે સર્વમાં માંસયજ્ઞનુ વિધાન જોવામાં આવ્યું. ધીમે ધીમે તે સંબંધી લેખ વેદમાં પણ આવ્યો, પરંતુ પહેલાં વેદમાં હિંસા યુક્ત યજ્ઞ નહોતા. અને જે કારણથી દાખલ થયા છે તેના લેખ ગ્રન્થોમાં હતા અને છે પણ. છતા તેની તરફ કોઈ પણ દૃષ્ટિ કરવામાં આવી નથી. તેનું કારણ સ્વાર્થ માત્ર છે. તેથી આર્યશાસ્ત્રનું મહત્ત્વ કેટલુ ઘટી ગયું છે તેનો વિચાર હજુ પણ કરતા નથી. તેવી રીતે વચમાં દાખલ કરેલા બાલવિવાહની હાનિનો કંઈ વિચાર નહીં કરતાં તેનું મણ્ડન જ કરતા રહે છે. અહીંના લોકોનું બુદ્ધિબલ તથા શરીરનું બલ તથા ચારિત્ર્યબલ પણ બહુ ઘટી ગયું છે, તેમાં અહીંનો બાલવિવાહ પણ એક મુખ્ય કારણ છે. પતિવ્રતા ધર્મ બાલવિવાહથી જ થાય છે એવુ કહેનાર મનુષ્યને શું એ વિચાર કરવો કર્તવ્ય નથી કે બાલવિવાહ પછી પતિવ્રતા ધર્મ ઘટી ગયો છે કે વધી ગયો છે? બાલવિવાહ પછી જ અહીં પતિવ્રતા ધર્મ ઘટી ગયો છે.

વળી અહીંના કેટલાક લોક એમ પણ કહે છે કે આ દેશ ગરમ છે, અને અહીંના જલમાં અને હવામાં એવી તાસીર છે કે અહીંની છોકરી તથા છોકરા શીઘ્ર યુવાન થઈ જાય. તેથી અહીંના લોક અન્ય દેશ તુલ્ય નથી. અહીંના લોક શીઘ્ર વિવાહના અધિકારી છે. આ વાત કોઈ શાસ્ત્ર અથવા અનુભવથી પણ સિદ્ધ થતી નથી. સંસારભરની છોકરીઓને રજસ્વલા થવાનો સમય વૈદ્ય શાસ્ત્રને અનુસાર એક જ કહ્યો છે, અને એક જ જોવામાં આવે છે. વૈદ્યશાસ્ત્રમાં કન્યા બાર વર્ષની ઉમરમાં રજસ્વલા થવાનો સંભવ કહ્યો છે. તેમાં સર્વ દેશોનો નિયમ એવો જ છે. પરંતુ તેમાં એટલો મર્મ છે. તે શો છે? જે લોક છોકરા કે છોકરીઓના વિવાહની વાત તથા સન્તાન ઉત્પન્ન થવાની વાત સંભળાવે છે તથા તેમને સાથે રમાડે છે, તથા સાથે સુવરાવે છે, શીઘ્ર વિવાહ કરાવી લે છે, તેમના છોકરા અને છોકરીઓનાં શરીર યુવાન નહીં હોવા છતાં પણ મન યુવાન થઈ જાય છે. કારણ "**शुक्रं संकल्पजं नृणाम्**" આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. બીજાની વાત સાંભળીને તથા ચેષ્ટા જોઇને તેઓ પણ શીઘ્ર વિષયાસક્ત થાય છે. કોઈ ગરમી કે ઠંડી એમાં કારણ નથી. આ પ્રકારની કાચી અવસ્થામાં જેનો વિવાહ થાય છે તે વૃદ્ધ પણ શીઘ્ર થઇ જતાં જોવામાં આવે છે. પહેલાં બાલવિવાહનો રિવાજ અન્ય દેશોમાં પણ હતો. તે લોકોએ તેથી હાનિ જોઇને છોડી દીધો છે.

ફ્રાન્સના રાજા ફિલીપે ઇંગ્લન્ડની બાર વર્ષની ઉમરની રાજકુમારી સાથે વિવાહ કર્યો હતો અને બીજી રાજકુમારીનો વિવાહ નવ વર્ષની ઉમરમા થયો હતો જ્યારે ઇંગ્લન્ડના રાજા રિચર્ડનો વિવાહ ફ્રાન્સની રાજકુમારી સાથે થયો તે વખતે રાજકુમારીની ઉમર ફક્ત આઠ વર્ષની હતી શ્રીમતી ઇલિઝાબેથ હાર્ડવિકનો વિવાહ ૧૩ વર્ષની ઉમરમા થયો હતો ઇંગ્લન્ડનો રાજા હેનરી સાતમો અત્યન્ત નિર્મલ થવાનુ કારણ એ હતુ કે તેની માતા લેડી માર્ગરેટનો વિવાહ ફક્ત નવ વર્ષની અવસ્થામા થયો હતો અને જ્યારે હેનરીનો જન્મ થયો ત્યારે લેડી માર્ગરેટની ઉમર ફક્ત દશ વર્ષની હતી, એમ દેશદર્શન નામના એક પુસ્તકમા લખવામા આવ્યુ છે હવે છોકરા છોકરીઓને હાથીઆર બનાવે છે કે તેઓ સ્વયં થઈ જાય છે તેનો વિચાર સર્વ કોઈ કરી શકે છે તેથી બાલવિવાહ કરનારે હિન્દુશાસ્ત્રના સિદ્ધાન્ત અથવા ગરમી અને ઠંડીને દોષ દેવો યોગ્ય નથી અમે અમારી ઇચ્છાના માલિક છીએ એટલુજ તમણે કહવુ જોઇએ

વળી કેટલાક લોક કામશાસ્ત્રનો પણ મુખ્ય સિદ્ધાન્ત બાલિકાઓના વિવાહમા જ છે એમ કહે છે તે લોકનુ કામશાસ્ત્રનુ જ્ઞાન વિલક્ષણ જ છે

प्राग्यौवनात्स्त्री ॥ कामसूत्र० अधि १ अ. ३ सू. २ ॥

અર્થ —યૌવન અવસ્થાની પહલા જ સ્ત્રીએ કામસૂત્ર તથા શાસ્ત્રના અંગ ગીતાદિ પણ પિતાના ઘરમાજ શિખવા જોઈએ એવો કામશાસ્ત્રનો સિદ્ધાન્ત છે તરૂણ અવસ્થાની સ્ત્રી વિવાહિત થાય છે તેને સ્વતન્ત્ર નહી હોવાથી ભણવુ બની શકતુ નથી આવી પ્રકારના સિદ્ધાન્તવાળા ધૂળમા રમનારી કન્યાનો વિવાહ કબુલ કરી શકતા નથી પરન્તુ તે લોકને સ્ત્રીઓની તરૂણ અવસ્થા જ વિવાહને યોગ્ય ઇષ્ટ છે એ વાતનો સર્વ કોઈ નિશ્ચય કરી શકે છે

જેવી રીતે કામશાસ્ત્ર તથા તેના અંગોને શિખીને વિવાહ કબુલ કરે છે તેવી રીતે ધર્મ શાસ્ત્રની આજ્ઞા પણ શિક્ષણ આપીને જ વિવાહ કરાવવાની છે વિવાહની પહેલા સ્ત્રીઓને શિક્ષણ દેવાનો લેખ આજ કાલમા ધર્મશાસ્ત્રોમા વિશેષ તરીકે જોવામા આવતો નથી, કેમકે સ્ત્રીઓને શિક્ષણ આપવુ કાઈને ઇષ્ટ નથી શિક્ષણના અધિકારનો લેખ બીજા સ્થાનમા આવશે અહી સામાન્ય દિગ્દર્શન માત્ર કરવામા આવે છે

अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत्पिता बालामज्ञातधर्मशासनाम् ॥ महानिर्वाणतन्त्रम् ॥

અર્થ,—પતિની સાથે વર્તાવ કરવાની મર્યાદા જેને ખબર નથી, તથા પતિસેવા કરવાની જેને ખબર નથી તથા જેને ધર્મશાસ્ત્રની આજ્ઞાની ખબર નથી, એવી બાલ અવસ્થાની કન્યાનો વિવાહ તેનો પિતા ન કરાવે આ પ્રમાણે પતિસેવા આદિ શિખવીને કન્યાનો વિવાહ કરવાની આજ્ઞા છે, કેમકે સ્ત્રીઓનો પ્રતિવ્રતા ધર્મ પ્રધાન છે તે શિક્ષણ વિના કેવી રીતે જાણી શકે ? વળી—

ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् । બ્રહ્મચર્યથી કન્યા યુવાન પતિને પ્રાપ્ત કરે છે—આ અથર્વવેદના મન્ત્રની વ્યાખ્યા બ્રહ્મચર્યનિરૂપણના પ્રકરણમા આવી છે જો કન્યાને બ્રહ્મચર્યનુ બલ નથી તો કન્યાને યુવાન યોગ્ય પતિ મળી શકતો નથી કદાપિ મળે તો પણ કન્યાની વર્ણાશ્રમપત્તિ આદિ જ્ઞાન નહી હોવાથી અથવા શિક્ષણ નહી

હોવાથી બંનેનો મેળ નહીં બની શકે. તેથી કન્યાએ પણ બ્રહ્મચર્ય રાખવાની વેદની આજ્ઞા છે.

**बालेति गीयते नारी यावद्वर्षाणि षोडश ।**
**ततस्तु तरुणी ज्ञेया द्वात्रिंशद्वत्सरावधि ॥**
**तदूर्ध्वमधिरूढा स्यात्पञ्चाशद्वत्सरावधि ।**
**वृद्धा तत्परतो ज्ञेया सुरतोत्सववर्जिता ॥** भावप्रकाश ख. १ ॥

અર્થઃ—સોળ વર્ષની ઉમર સુધીની સ્ત્રી **બાલા** કહેવાય છે. તે પછી ૩૨ વર્ષની ઉમર સુધીની સ્ત્રી **તરૂણી** કહેવાય છે. બાદ ૫૦ વર્ષની ઉમર થતા સુધી **અતિરૂઢા** કહેવાય છે. અને ૫૦ વર્ષની ઉમર બાદ તે **વૃદ્ધા** કહેવાય છે, અને તેની વિષયવાસના નિવૃત્ત થઇ જાય છે.

પૂર્વ શ્લોક( મહાનિર્વાણ તન્ત્ર )માં શિક્ષિત બાલાનો વિવાહ કરાવવાનો કહ્યો તે શાસ્ત્રાનુસારં ૧૬ વર્ષની બાલાનો થાય છે. ૧૬ વર્ષની અંદર કન્યા ઋતુમતી થાય છે, તેનો પણ વિવાહ શાસ્ત્રમાં કહ્યો છે.

**नग्निकां तु वदेत्कन्यां यावन्नर्तुमती भवेत् ।**
**ऋतुमती त्वनग्निका तां प्रयच्छेत्त्वनग्निकाम्** ॥ गोभि.गृ.सू.गृ.सं.प्र.२–१७ ॥

અર્થઃ—જ્યાંસુધી કન્યા ઋતુમતી થઇ નથી ત્યાંસુધી તેને **નગ્નિકા** કહે છે. અને કન્યા ઋતુમતી થઇ હોય તેને **અનગ્નિકા** કહે છે. આ અનગ્નિકાનો વિવાહ કરી દેવો જોઇએ.

આ પ્રમાણે રજસ્વલા કન્યાનો વિવાહ પણ શાસ્ત્ર સંમત છે. તેથી જે વૃષલી આદિ નામથી રજસ્વલા કન્યાને ગાળ દેવામાં આવી છે તેનો વિચાર કરવો જોઇએ. ગો. ગૃ. સૂ.ના પૂર્વોક્ત શ્લોકની આગળ જે "**अप्राप्ते रजसि गौरी**" અને "**व्यञ्जनैस्तु समुत्पन्नैः**" એ ૧૮ મો અને ૧૯ મો શ્લોક છે, તેમાં નગ્નિકાના વિવાહને શ્રેષ્ઠ કહ્યો છે, પરન્તુ રજસ્વલાના વિવાહથી દોષ કહ્યો નથી. અને પ્રાચીનકાલના ઇતિહાસમાં પણ સ્વયંવર અને ગાન્ધર્વવિવાહ જ વિશેષ મળી આવે છે. અને તે મનુષ્યોને સુખનું કારણ પણ જોવામાં આવે છે. અને પતિવ્રતા ધર્મના તત્ત્વનું શિક્ષણ, તથા પતિસેવાનો નિયમ આદિક નહીં જાણતી કન્યાના વિવાહનો નિષેધ, અને આ સમયના રત્યર્થ વિવાહની પ્રધાનતા, આદિક સર્વનો વિચાર કરવાથી રજસ્વલા અથવા ૧૪ થી ૧૬ વર્ષની કન્યાનો જ વિવાહ કરવા યોગ્ય છે, અને તે જ શાસ્ત્રને સંમત છે. એ પણ સદ્યોવધૂનો વિષય છે. સદ્યોવધૂ અને બ્રહ્મવાદિનીનો નિર્ણય કર્યા વિના વિવાહ કરવો તે પણ પ્રાચીનશાસ્ત્રની વિરૂદ્ધ છે. બાલવિવાહને કારણે સ્ત્રીઓના સંસ્કારનો પણ પરિત્યાગ કરવો પડયો.

**प्रावृतां यज्ञोपवीतिनीम् ॥** गोभि. गृ. सू. प्र. २. ख. १ प्र. १९ ॥

અર્થઃ—વસ્ત્રો વડે આચ્છાદન કરેલી અને યજ્ઞોપવીતવાળી—એ પ્રમાણે આ સૂત્ર યજ્ઞોપવીતવાળી કન્યાને કહે છે. પૂર્વે ઉપનયન અને અધ્યયન સ્ત્રીઓને પણ થતું હતું. અને તે પછી જ વિવાહ થતો હતો.

ઇતિ કન્યાનાં લક્ષણ તથા વિવાહકાલનિરૂપણ અ. ૧૨ સર્ગ. ૪ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૫.

### વિવાહયોગ્યજાતિનિરૂપણ.

પૂર્વ સર્ગોમાં કન્યા અને વરનાં લક્ષણ તથા વિવાહ યોગ્ય ઉમરનો વિચાર કરીને આ સર્ગમાં કઇ કઇ જાતિની કન્યા સાથે કોણ કોણ વિવાહ કરી શકે છે તેનું નિરૂપણ કરવામાં આવે છે.

મનુ મહારાજે અધ્યાય ૩ ના શ્લોક ૧૧ માં "न विज्ञायेत वा पिता"–જેના પિતાની ખબર નથી–એ પંક્તિથી જાતિની જ તપાસ કરવાનું સૂચન કર્યું છે. તેમ ન હોત તો પિતાને જાણવાની કોઇ આવશ્યકતા ન રહે. વળી—

सवर्णाग्रे द्विजातीनां प्रशस्ता दारकर्मणि ।
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशो वराः ॥ મ૦ સ્મૃ અ૦ ૩–૧૨ ॥
शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते ।
ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥ „ ॥ १३ ॥

અર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિને વિવાહ કરવાને માટે પોતપોતાની જાતિની કન્યા શ્રેષ્ઠ છે. અને કામાતુરતાથી રતિમાત્રને માટે વિવાહ કરનારને ક્રમે નીચે પ્રમાણે શ્રેષ્ઠતા છે. એટલે કે શૂદ્રની પત્ની શૂદ્રા જ હોય છે. શૂદ્રથી ઉત્કૃષ્ટ જાતિની કન્યા તેની પત્ની થઇ શકતી નથી. અને વૈશ્યને માટે પોતાની જાતિની સ્ત્રી તેમજ શૂદ્રા પણ પત્ની થઇ શકે છે. અને ક્ષત્રિયને માટે પોતાની જાતિની પત્ની તેમજ વૈશ્ય અને શૂદ્ર જાતિની સ્ત્રી પણ પત્ની થઇ શકે છે. અને બ્રાહ્મણ જાતિની તેમજ બીજી ત્રણ વર્ણોની સ્ત્રી બ્રાહ્મણની પત્ની થઇ શકે છે. આ નિયમ કામાતુરતાથી રતિમાત્રને માટે વિવાહ કરનારને માટે કહ્યો છે. તથાપિ તે રત્યર્થ વિવાહમાં પણ—

न ब्राह्मणक्षत्रिययोरापद्यपि हि तिष्ठतोः ।
कस्मिंश्चिदपि वृत्तान्ते शूद्रा भार्योपदिश्यते ॥ „ ॥ १४ ॥

અર્થઃ—બ્રાહ્મણ અને ક્ષત્રિયને માટે આપત્તિ સમયે પણ શૂદ્રની સ્ત્રીની સાથે વિવાહ કરવો ઉચિત નથી, કેમકે કોઇ ઇતિહાસાદિકોમાં પણ બ્રાહ્મણ અને ક્ષત્રિયોને માટે શૂદ્ર સ્ત્રી પત્ની થઇ શકે છે એવો ઉપદેશ કરેલો જોવામાં આવ્યો નથી. વળી—

हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ।
कुलान्येव नयन्त्याशु ससन्तानानि शूद्रताम् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—પોતાનાથી હીન જાતિની અર્થાત્ શૂદ્ર સ્ત્રીની સાથે મોહ(અજ્ઞાન)થી વિવાહ કરનાર દ્વિજાતિ લોક શીઘ્ર પુત્ર પૌત્રાદિ સન્તાનો સહિત પોતાનાં કુલોને જ શૂદ્રતા પ્રાપ્ત કરાવે છે.

પૂર્વ શ્લોક(૧૩)માં વૈશ્યના શૂદ્રા સાથેના વિવાહની નિન્દા કરવામાં આવી નથી. પરંતુ આ શ્લોકમાં "द्विजातयः" એમ બહુ વચનનું ગ્રહણ કરવાથી વૈશ્યની પણ નિન્દા સમજવી.

शूद्रावेदी पतत्यत्रेरुतथ्यतनयस्य च ।
शौनकस्य सुतोत्पत्त्या तदपत्यतया भृगोः ॥ ,, ॥ १६ ॥

અર્થ —શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ કરનાર બ્રાહ્મણ પતિત થાય છે એવો અત્રિ તથા ગૌતમ (उतथ्यतनय)નો મત છે અને શૂદ્રામા પુત્ર ઉત્પન્ન થવાથી ક્ષત્રિય પતિત થાય છે એવો શૌનકનો મત છે અને શુદ્ર સ્ત્રીમા સ્વય પોતે જ પુત્ર રૂપે ઉત્પન્ન થવાથી વૈશ્ય પતિત થાય છે એવો ભૃગુનો મત છે

અત્રિ આદિકોના મત બતાવવાથી મનુજીનો એવો મત નથી એમ ન સમજવુ પરન્તુ પોતાના મતની સાથે અન્ય ઋષિલોકની પણ સમતિ છે એમ જતાવવાથી પોતાના મતની પુષ્ટિ થાય છે તેથી પોતાના મતના આદરને માટે બીજા ઋષિઓના મતની સાદૃષ્યતા બતાવી છે એમ સમઝવુ જોઇએ

शूद्रा शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ॥
जनयित्वा सुतस्तस्या ब्राह्मण्यादेव हीयते ॥ ,, ॥ १७ ॥

અર્થ —શૂદ્ર સ્ત્રીને પોતા શયનમા સુવરાવવાથી અર્થાત્ શૂદ્ર સ્ત્રીની સાથે ગમન કરવાથી બ્રાહ્મણ અધોગતિને પ્રાપ્ત થાય છે અને શૂદ્રામા પુત્ર ઉત્પન્ન કરવાથી તે બ્રાહ્મણ્યથી જ હીન થાય છે વળી—

वृषलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ।
तस्या चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ म० स्मृ० अ० ३–१९ ॥

અર્થ —શૂદ્ર સ્ત્રીના અધરામૃતનુ જેણે પાન કર્યુ છે, અને તેની સાથે એક શય્યામા શયન કરવાથી તેના શ્વાસથી જે મલિન થયો છે તથા શૂદ્ર સ્ત્રીમા જેણે પુત્ર ઉત્પત્ર કર્યો છે, તેને માટે કયાએ પણ પ્રાયશ્ચિત્તનુ વિધાન કરવામા આવ્યુ નથી તેને અત્યન્ત નિષિદ્ધ માન્યુ છે તેનુ કારણ નીચે પ્રમાણે કહેવામા આવ્યુ છે —

दैवपित्र्यातिथेयानि त प्रधानानि यस्य तु ।
नाश्नन्ति पितृदेवास्तत्र च स्वर्ग स गच्छति ॥ ,, ॥ १८ ॥

અર્થ —જે શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ કરે છે તેના વિશેષ રૂપે કરવા યોગ્ય હોમ તથા શ્રાદ્ધાદિનો તથા અતિથિપૂજાનો પિતૃઓ તથા દેવતાલોક સ્વીકાર કરતા નથી અને તે સ્વર્ગમા પણ જતો નથી

બ્રાહ્મણાદિ દ્વિજાતિએ શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ કરવાનો નિષેધ યાજ્ઞવલક્ય ઋષિએ પણ કર્યો છે –

यदुच्यते द्विजातीना शूद्रादारोपसग्रह ।
न तन्मम मत यस्मात्तत्रात्मा जायते स्वयम् ॥ याज्ञ० स्मृ० अ० १–५६ ॥

અર્થ —દ્વિજાતિને માટે શૂદ્ર સ્ત્રીની સાથે જે વિવાહ કોઇ કહે છે તે મને સમત નથી, કારણ કે પત્નીમા પતિ પોતે જ પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે માટે જે વખતે દ્વિજાતિને શૂદ્ર સ્ત્રીમા પુત્રના ઉત્પત્તિ થઇ તે વખતે પિતા પણ શૂદ્ર જ થાય છે તેથી દ્વિજાતિને માટે શૂદ્ર સ્ત્રી નિષિદ્ધ જ છે

तिस्रो वर्णानुपूर्व्येण द्वे तथैका यथाक्रमम् ।
ब्राह्मणक्षत्रियविशां भार्याः स्वा शूद्रजन्मनः ॥ „ ॥ ५७ ॥

અર્થ:—વર્ણોની આનુપૂર્વીની અનુસાર ક્રમથી બ્રાહ્મણને ત્રણ ભાર્યા (બ્રાહ્મણી, ક્ષત્રિયાણી અને વૈશ્યા), ક્ષત્રિયને બે પત્ની (ક્ષત્રિયાણી અને વૈશ્યા), અને વૈશ્યને પોતાની જાતિની એક જ પત્ની હોઈ શકે છે.

આ પ્રમાણે શાસ્ત્રમાં વિવાહને યોગ્ય જાતિનો વિચાર કરતા સતા ધર્માચરણની ઇચ્છાથી વિવાહ કરનારને પોતાની સમાન જાતિમાં જ વિવાહ કરવો શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે. રતિને માટે વિવાહ કરનારને માટે બીજી જાતિની કન્યાનું પણ ગ્રહણ કરવાનું બતાવ્યું છે. તથાપિ રતિ માત્રને માટે પણ શૂદ્રની કન્યાને બ્રાહ્મણાદિ દ્વિજાતિ ગ્રહણ કરે તો તેઓ અવશ્ય પતિત થાય છે. તેથી શૂદ્રની સ્ત્રીને આપત્તિમાં પણ દ્વિજાતિ ગ્રહણ ન કરે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

વળી કેટલાક લોક એમ પણ કહે છે કે અમે રતિ માત્રના પ્રયોજનને માટે શૂદ્ર કન્યાને અવૈદિક નિયમથી ગ્રહણ કરીએ છીએ, પરન્તુ અમે તેની સાથે ભોજન કરતા નથી, તેમ તેનું પાણી પીતા નથી, અમે તેની સાથે શયન માત્રનું પ્રયોજન રાખીએ છીએ, તેથી અમે દોષના ભાગી નથી. તે લોકોએ મનુજીના " शूद्रां शयनमारोप्य " (म० स्मृ० अ० ३–१७) અને " वृषली फेनपीतस्य " એ ૧૮ મા શ્લોકનો વિચાર કરવાથી પૂર્ણ સમાધાન થઈ શકે છે. આ પ્રકારનો નિકૃષ્ટ વ્યવહાર દક્ષિણ દેશમાં હાલ પણ પ્રસિદ્ધ છે, પરન્તુ તેમનું બ્રાહ્મણ્ય નષ્ટ થઇ જ ચુક્યું છે એમ સમજવું જોઈએ. બ્રાહ્મણાદિ જાતિને માટે રત્યર્થ વિવાહમાં પણ શૂદ્ર સ્ત્રીનો તો નિષેધ જ છે. દક્ષિણમાં મામા આદિની કન્યાની સાથે વિવાહ કરવાનો પણ રિવાજ ઉત્તમ કુલમાં પણ છે. તેઓ એ અધર્મને પણ ધર્મ બતાવે છે. ધર્મશાસ્ત્રમાં મામાની કન્યાની સાથેના વિવાહનો નિષેધ કર્યો છે, છતાં તે અન્ય દેશવાળાને માટે દોષનું કારણ છે, અમો દાક્ષિણાત્યોને માટે નહીં, એ ભગવાનનો નિયમ છે, ભગવાન્ કૃષ્ણચન્દ્રે પોતાની બેન સુભદ્રાને પહેલાં અર્જુનને આપી છે, અને બ્રહ્માજીએ અમારે માટે શાસ્ત્રમાં નિર્દોષતા બતાવી છે–એમ કહે છે, અને નીચેનું પ્રમાણ પણ આપે છે:—

सुभद्रां च ददौ कृष्णः फाल्गुनाय महात्मने ।
कन्यकां मातुलानां च दाक्षिणात्यपरिग्रहः ॥ म.ग.पु.ध.का.अ.९६ श्लो. १५॥

અર્થ:—કૃષ્ણ ભગવાને મહાત્મા અર્જુન(ફાલ્ગુન)ને સુભદ્રા આપી હતી. આ મામાની કન્યા સાથેનો વિવાહ (परिग्रह) દાક્ષિણાત્યોનો છે.

देशेष्वन्येषु दोषोऽयमित्याह कमलोद्भवः ॥ „ अ. ११५ શ્લો. ११८ ॥

અર્થ:—આ દક્ષિણ દેશને માટે ધર્મ છે, બીજા દેશને માટે તે અધર્મ છે, એમ બ્રહ્માજીએ કહ્યું છે.

જે દેશમાં ભગવાન્ રહેતા હતા તે દ્વારકા તથા મથુરા પ્રાન્તમાં આ ધર્મ ન થયો, દૂરના દક્ષિણ દેશમાં તે ધર્મ થયો એ આશ્ચર્યની વાત છે. તે લોકના એ પ્રકારના વિવાહને નિર્દોષ કરવાને માટે તરત બ્રહ્માજીએ આવીને પ્રમાણ આપ્યું, અને મહાગરુડ પુરાણમાં પણ લખી દીધું–એ સર્વ પણ મહાન્ આશ્ચર્યની વાત છે ભગવાને સુભદ્રાને એક દૂર-

નીતિના બહાનાથી આપી હતી, કોઇ ધર્મબુદ્ધિથી નહી. ભારતયુદ્ધ થવાનું હતું તે ભગવાન્ બરાબર જાણતા હતા. ભગવાન્‌ના ભાઇ બલદેવજીનો વિચાર સુભદ્રાને દુર્યોધનને આપવાનો હતો, તેમ થાય તો ભગવાન્‌ને અર્જુનના પક્ષમા જવુ ઠીક પડે નહી. તેથી ભગવાને અર્જુન પાસે સુભદ્રાનું હરણ કરાવ્યું હતું. આ કૂટનીતિનું ધોરણ શિષ્ટાચાર રૂપે ધર્મમાં પ્રમાણ થઈ શકતું નથી. તેથી પુરાણ અથવા ધર્મશાસ્ત્રમાં એક શ્લોક ઘુસાડી પોતાનો સ્વાર્થ પૂર્ણ કરનાર લોકોની વૈદિક ધર્મની નિષ્ઠા અન્ય લોકોએ પૂર્ણ રીતે વિચારવા યોગ્ય છે. માટે જેવી રીતે માતુલ કન્યાની સાથે વિવાહ અધર્મ છે, તેવી રીતે દ્વિજાતિને માટે શૂદ્ર સ્ત્રીની સાથે વિવાહ પણ અધર્મ છે.

ઇતિ વિવાહયોગ્યજાતિનિરૂપણ અ. ૧૨ સર્ગ. ૫. સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ ૬.

### વિવાહભેદનિરૂપણ.

પૂર્વ સર્ગમાં બ્રાહ્મણાદિકોને માટે શૂદ્ર કન્યા લેવાના નિષેધનું નિરૂપણ કરીને આ સર્ગમા વિવાહના ભેદનું નિરૂપણ કરવામાં આવે છે.

**चतुर्णामपि वर्णानां प्रेत्य चेह हिताहितान् ।**
**अष्टाविमान्समासेन स्त्रीविवाहान्निबोधत ॥** म. स्मृ. अ. ३–२० ॥

અર્થઃ—બ્રાહ્મણાદિ ચારે વર્ણોને માટે પરલોકમા તથા આ લોકમાં હિત અને અહિતરૂપ સ્ત્રીવિવાહ આઠ પ્રકારના છે તે સક્ષેપથી તમે સાંભળો.

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽऽसुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥** ,, ॥ २१ ॥

અર્થઃ—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ એમ આઠ પ્રકારના વિવાહ છે. તેમાં જે પૈશાચ નામનો વિવાહ છે તે અત્યન્ત નિકૃષ્ટ છે.

**चतुरो ब्राह्मणस्याद्यान्प्रशस्तान्कवयो विदुः ।**
**राक्षसं क्षत्रियस्यैकमासुरं वैश्यशूद्रयोः ॥** ,, ॥ २४ ॥

અર્થઃ—પહેલા કહેલા બ્રાહ્મ, દૈવ, આર્ષ, અને પ્રાજાપત્ય એ ચાર વિવાહ બ્રાહ્મણોને માટે શ્રેષ્ઠ છે એવું વિદ્વાન્ લોકો જાણે છે. રાક્ષસ વિવાહ ક્ષત્રિયને માટે જ શ્રેષ્ઠ છે. અને આસુર વિવાહ વૈશ્ય તથા શૂદ્રને માટે જ યોગ્ય છે. પૂર્વે કહેલા બ્રાહ્મ આદિ ચાર પ્રકારના વિવાહથી ક્ષત્રિયને કન્યા ન મળે તો નિકૃષ્ટ રાક્ષસ વિવાહ પણ ક્ષત્રિય કરી શકે છે. તેવી જ રીતે બ્રાહ્માદિ વિવાહથી કન્યા ન મળે તો વૈશ્ય તથા શૂદ્ર આસુર વિવાહથી કન્યાને ગ્રહણ કરી શકે છે એવો શ્લોકનો ભાવ છે. પરન્તુ બ્રાહ્મણ બ્રાહ્માદિ ચાર વિવાહને છોડીને અન્ય વિવાહ ન કરે.

**पञ्चानां तु त्रयो धर्म्या द्वावधर्म्यौ स्मृताविह ।**
**पैशाचश्चासुरश्चैव न कर्तव्यौ कदाचन ॥** ,, ॥ २५ ॥

અર્થ :—પ્રાજાપત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ, અને પૈશાચ એ પાંચ પ્રકારના વિવાહ મધ્યે પ્રાજાપત્ય, ગાન્ધર્વ અને રાક્ષસ એ ત્રણ વિવાહ ધર્મયુક્ત છે. અને પૈશાચ અને આસુર એ બંનેને અધર્મ કહ્યા છે. તેથી તે બે વિવાહ કદાપિ ન કરવા.

पृथक् पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ ॥

गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृतौ ॥ ,, ॥ २६ ॥

અર્થ :—પૂર્વે વિધાન કરેલા ગાન્ધર્વ તથા રાક્ષસ વિવાહ પૃથક્ પૃથક્ હોય અથવા મિશ્ર હોય, તોપણ તે બંનેને ક્ષત્રિયને માટે ધર્મરૂપ કહ્યા છે.

જ્યારે સ્ત્રી તથા પુરૂષને અન્યોન્ય પ્રીતિ હોવાથી પરસ્પર સંવાદ દ્વારા વિવાહ કરી લીધા બાદ તે સ્ત્રીને યુદ્ધમાં જીતી વિવાહ કરવામાં આવે, ત્યારે ગાન્ધર્વ અને રાક્ષસ વિવાહ મિશ્રિત કહેવાય છે.

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।

आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥ ,, ॥ २७ ॥

અર્થ:—વિશેષ વસ્ત્રો વડે કન્યા તથા વરને આચ્છાદન કરીને તથા ભૂષણ આદિ દ્વારા સત્કાર કરીને વિદ્યા તથા આચારવાળા વરને બોલાવીને પિતા આદિક કન્યાનું જે દાન કરે છે તે બ્રાહ્મવિવાહ કહેવાય છે.

यज्ञे तु वितते सम्यगृत्विजे कर्मकुर्वते ।

अलंकृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥ , ॥ २८ ॥

અર્થ:—જ્યોતિષ્ટોમાદિક યજ્ઞોનો આરંભ થતાં વિધિપૂર્વક કર્મ કરનાર ઋત્વિક્‌ને અલંકૃત કરીને જે કન્યાનું દાન કરે છે તેને ઋષિલોક દૈવ વિવાહ કહે છે.

एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।

कन्याप्रदान विधिवदार्षो धर्मः स उच्यते ॥ ,,

અર્થ;—એક ગાય અને એક આખલો મળીને એક ગોમિથુન અથવા બે ગોમિથુન શુલ્કભાવથી નહીં લેતાં અર્થાત્ યાગાદિ રૂપ ધર્મની સિદ્ધિને માટે લેવામાં આવે અથવા કન્યાને આપવાને માટે લેવામાં આવે અને શાસ્ત્રાનુસાર કન્યાદાન દેવામાં આવે તેને આર્ષ વિવાહ કહેવામાં છે.

सहोभौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।

कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ ॥ ३१ ॥

અર્થ:—કન્યાદાન સમયે "તમે બંને મળીને ધર્મનું આચરણ કરો" આ પ્રમાણે વાણીથી કહીને પૂજન કરી જે કન્યાદાન દેવામાં આવે છે તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે. અને—

ज्ञातिभ्यो द्रविणं दत्वा कन्यायै चैव शक्तितः ।

कन्याऽऽप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—કન્યાની જ્ઞાતિવાળાને અર્થાત્ તેના પિતા આદિને ધન આપીને તેમજ કન્યાને યથાશક્તિ ધન આપીને કન્યાનો જે સ્વીકાર (આપ્રદાન) છે તે આસુર વિવાહ

કહેવાય છે. આ વિવાહ શાસ્ત્રીય, જાતિ આદિકોના નિયમાનુસાર, નહીં હોવાથી શ્લોકમાં "स्वाच्छन्द्यात्" કહ્યું છે.

इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—કન્યા અને વર એ બંનેના અનુરાગથી અર્થાત્ બંનેની સલાહથી જે વિવાહ થાય છે તે ગાન્ધર્વ વિવાહ કહેવાય છે. આ પ્રકારનો કન્યા અને વરનો જે વિવાહ છે તે મૈથુન્ય છે, અર્થાત્ સમાગમને માટે હિત છે (વિરોધ નથી).

हत्वा छित्त्वा च भित्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—જ્યારે કન્યાનું હરણ કરવાને માટે આવે છે ત્યારે કન્યા પક્ષના પિતા આદિ યુદ્ધની ઉપેક્ષા કરી દે તો કોઇને મારવા આદિની આવશ્યકતા રહેતી નથી. નહિંતો હનનાદિ પણ થાય છે. તેની રીતે કન્યાના પક્ષના લોકોનુ હનન કરીને તથા તેમના અંગોનું છેદન કરીને તથા તેમના કિલ્લા આદિને તોડીને "હે પિતા!" આદિ પોકાર કરતી તથા રુદન કરતી કન્યાનું બલાત્કારથી ઘરમાંથી હરણ કરી લેવુ તેને રાક્ષસ વિવાહ કહે છે. અને—

सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—જ્યારે કન્યા સુતેલી હોય અથવા મત્ત અને પ્રમત્ત અર્થાત્ મદ્ય આદિ પીવાથી નિશો ચઢવાથી બેહોશ થયેલી હોય, એવી કન્યાને છલથી ઉઠાવીને લઈ જઇ વિવાહ કરવો, અથવા કોઇ એકાન્ત સ્થાનમાં કન્યાને દીઠી હોય ત્યાં છુપી રીતે (रहः) કન્યાની સાથે સમાગમ કરીને જે વિવાહ કરવામાં આવે છે તે પૈશાચ વિવાહ કહેવાય છે. તે વિવાહ સર્વ વિવાહમાં અધમ છે, અર્થાત્ પાપનો હેતુ છે.

આ પ્રમાણે શાસ્ત્રમાં આઠ પ્રકારના વિવાહ કહ્યા છે. તેમાં જે બ્રાહ્મ વિવાહ છે તે સર્વથી શ્રેષ્ઠ છે એવું ધર્મશાસ્ત્રનું તાત્પર્ય છે. કારણ કે—

ब्राह्मोद्वाहविधानेन तदभावेऽपरो विधिः ॥ व्यास. स्मृ. अ. २—५ ॥

અર્થ:—બ્રાહ્મ વિવાહના વિધાનથી વિવાહ કરવો જોઇએ. તેના અભાવમાં અન્ય વિવાહ વિધિ રૂપ કહ્યો છે. વળી—

अलंकृत्य तु यः कन्यां वराय सदृशाय वैः ।
ब्राह्मेण तु विवाहेन दद्यात्तां तु सुपूजिताम् । संव० स्मृ० श्लो० ६० ।
स कन्यायाः प्रदानेन श्रेयो विन्दति पुष्कलम् ।
साधुवादं स वै सद्भिः कीर्तिं प्राप्नोति पुष्कलाम् ॥ ,, ॥ ६१ ।

અર્થ:—જે મનુષ્ય કન્યાને અલંકૃત કરીને તથા પૂજિત કરીને બ્રાહ્મ વિવાહના વિધાન તેની સમાન યોગ્યતા વાળા વરને આપે છે તેનુ બહુ કલ્યાણ થાય છે. અને સજ્જન તે તેની પ્રશંસા કરે છે, અને તેની મોટી કીર્તિ ફેલાય છે.

આ પ્રમાણે બ્રાહ્મ વિવાહનું જ મહત્ત્વ શાસ્ત્રમાં વિશેષ કરીને કહ્યું છે. તેથી દ્વિજાતિનો બ્રાહ્મ વિવાહ ન થઈ શકે તો જ તેણે બીજો વિવાહ કરવો જોઇએ.

दश पूर्वान्परान्वंश्यानात्मानं चैकविंशकम् ।
ब्राह्मीपुत्रः सुकृतकृन्मोचयेदेनसः पितॄन् ॥ म० स्मृ० अ० ३–३७ ॥

અર્થ:—બ્રાહ્મ વિવાહની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો અને સુકૃત(પુણ્યકર્મ) કરનાર પુત્ર ઉપરની દશ પેઢીને તથા નીચેની દશ પેઢીને તથા પોતાને–એમ ૨૧ પેઢીને પાપથી છોડાવે છે, અને પિતરોનો ઉદ્ધાર કરી દે છે.

दैवोढाजः सुतश्चैव सप्त सप्त परावरान् ।
आर्षोढाजः सुतस्त्रींस्त्रीन्षट् षट् कायोढजः सुतः ॥ ,, ॥ ३८ ॥

અર્થ:—દેવ વિવાહની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર સાત પેઢી ઉપરની અને સાત નીચેની તથા પોતાને તારે છે. આર્ષવિવાહની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર ઉપરની ત્રણ અને નીચેની ત્રણ પેઢીને તથા પોતાને તારે છે. અને પ્રાજાપત્ય વિવાહની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર (कायोढज) ઉપરની ૭ અને નીચેની ૭ પેઢીને તથા પોતાને તારે છે.

ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।
ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ ,, ॥ ३९ ॥
रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ ,, ॥ ४० ॥

અર્થ:—અનુક્રમે બ્રાહ્માદિ ચાર પ્રકારના વિવાહની સ્ત્રીમાં જ ઉત્પન્ન થયેલા પુત્રો બ્રહ્મતેજ યુક્ત થાય છે એમ શિષ્ટ પુરૂષોને સંમત છે (૩૯). વળી તેઓ રૂપવાળા તથા સત્ત્વગુણી તથા ધનવાન્ તથા યશસ્વી તથા ઇચ્છિત(પૂર્ણ) ભોગ યુક્ત તથા ધર્માત્મા થાય છે. અને સો વર્ષ સુધી જીવે છે અર્થાત્ દીર્ઘાયુ હોય છે (૪૦).

इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—એથી બાકી રહેલા જે આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ એ ચાર પ્રકારના દુષ્ટ વિવાહ છે તે વિવાહની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રો ક્રૂર કર્મ કરનાર, મિથ્યા બોલનાર, તથા વેદ અને ધર્મના દ્વેષી થાય છે.

अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—અનિન્દિત વિવાહની સ્ત્રીનાં સન્તાન અનિન્દિત, અને નિન્દિત વિવાહનાં સન્તાન નિન્દિત થાય છે. તેથી પૂર્વોક્ત આસુરાદિ નિન્દિત વિવાહ ન કરવો જોઇએ.

પ્રથમ ક્ષત્રિયને માટે રાક્ષસ વિવાહ અને ગાન્ધર્વ વિવાહ પણ ભિન્ન રીતે તથા મિશ્ર રીતે પણ શ્રેષ્ઠ કહ્યા છે તેનું તાત્પર્ય એવું નથી કે તે બ્રાહ્માદિ ચાર વિવાહની તુલ્ય શ્રેષ્ઠ જ છે. પરંતુ બ્રાહ્માદિક રીતિથી વિવાહ ન થઈ શકે તો કન્યાને સમઝાવી તેની પ્રીતિ

સાથે વિવાહ કરવો, પરન્તુ કોઈ કન્યામાં આસક્ત હોવાથી તેને ચોરી આદિ કરીને લાવવાનો કે તેને નસાડવાનો પ્રયત્ન ન કરવો. તેમ કરવું ક્ષત્રિયોને માટે અત્યંત કલંક રૂપ તથા પાપનું કારણ હોવાથી યુદ્ધ કરીને છીનીને લેવી એ ઠીક છે. તેથી તેને શ્રેષ્ઠ કહ્યા છે, નહિં કે શ્રેષ્ઠ હોવાથી ક્ષત્રિયોને માટે એવા વિવાહની આજ્ઞા આપે છે. પરન્તુ વિવાહની ઇચ્છા હોય તો બ્રાહ્માદિક ચારમાંથી કોઈ એક પ્રકારનો વિવાહ કરવો જોઇએ. કોઈ કારણથી પૂર્વોક્ત રીતે વિવાહ બને નહીં તો રાક્ષસ અથવા ગાન્ધર્વ વિવાહ કરવો. પરન્તુ આસુર તથા પૈશાચ વિવાહ કદાપિ ન કરવો એવો નિયમ છે.

તેવી રીતે વૈશ્ય તથા શૂદ્રને જે આસુર વિવાહ કહ્યા છે તે પણ ઉત્તમ પક્ષ નથી, ક્ષત્રિયોના રાક્ષસ અને ગાન્ધર્વ વિવાહની તુલ્ય કનિષ્ઠ છે. પરન્તુ બીજી રીતે વિવાહ ન બને તો આસુર વિવાહની આજ્ઞા આપેલા છે. તે અધર્મ તો છે જ, તથા રતિ માત્ર ફલ છે. પરન્તુ પાપ નથી એટલું માત્ર છે. અને પૈશાચ વિવાહ તો કોઇ પણ મનુષ્યને માટે યોગ્ય નથી, તે તો પાપનું જ કારણ છે.

ગાન્ધર્વ વિવાહને પૂર્ણ રીતે ધર્મયુક્ત કહ્યો નથી, પરન્તુ ચારે વર્ણોને માટે તે પાપ રહિત છે એમ મનુજીના કથનાનુસાર માલમ પડે છેઃ—

**पृथक्पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ ।** 

Wait

**षडानुपूर्व्या विप्रस्य क्षत्रस्य चतुरोऽवरान् ।**
**विट्शूद्रयोस्तु तानेव विद्याद्धर्म्यानराक्षसान् ॥ „ ॥ २३ ॥**

અર્થ—પૂર્વે કહેલા આઠ પ્રકારના વિવાહમાંથી અનુક્રમે બ્રાહ્માદિ છ વિવાહ અર્થાત્ રાક્ષસ અને પૈશાચને છોડી બાકીના છ વિવાહ બ્રાહ્મણને માટે ધર્મ્ય(ઠીક છે.) ક્ષત્રિયને માટે છેલ્લા ચાર એટલે આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ એ ચાર વિવાહ ઠીક છે. અને વૈશ્ય અને શૂદ્રને માટે રાક્ષસ વિવાહ છોડીને (अराक्षसान्) આસુર ગાન્ધર્વ, અને પૈશાચ વિવાહ ઠીક (ધર્મયુક્ત) છે એમ કહ્યું છે. તેનો ભાવ એટલો જ સમજવો કે બ્રાહ્માદિ ચાર વિવાહથી પત્ની પ્રાપ્ત ન થાય તો બ્રાહ્મણ આસુર અને ગાન્ધર્વ વિવાહ પણ કરી શકે છે. તેમજ બ્રાહ્માદિ વિવાહ ન થતાં ક્ષત્રિય રતિને માટે આસુરાદિ ચાર વિવાહ પણ કરી શકે છે. તેમજ વૈશ્ય અને શૂદ્રને માટે રત્યર્થ વિવાહમાં રાક્ષસ વિવાહને છોડી આસુર, ગાન્ધર્વ અને પૈશાચ વિવાહને ધર્મયુક્ત કહ્યા છે અર્થાત્ ધર્મયુક્ત કહેવાનું તાત્પર્ય એ છે કે તેથી પાપ થતું નથી એટલું જ માત્ર છે. પત્ની સહિત આચરણ કરવા યોગ્ય ધર્મના અનુષ્ઠાન દ્વારા મળવા યોગ્ય જે પુણ્ય છે તે તે લોકોને મળવાનું નથી.

ઇતિ વિવાહભેદનિરૂપણ અ. ૧૨ સર્ગ ૬. સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સ. ૭.

### વરકન્યાવિક્રયનિષેધનિરૂપણ.

પૂર્વ સર્ગમાં વિવાહોના ભેદાદિનું નિરૂપણ કરીને હવે આ સર્ગમાં વરકન્યાના વિક્રય વિષયમાં વિવેચન કરીએ છીએ.

**न कन्यायाः पिता विद्वान् गृह्णीयाच्छुल्कमण्वपि ॥**
**गृह्णन् शुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥ „ ॥ ५१ ॥**

અર્થઃ—કન્યાદાનના બદલામાં ધન ગ્રહણ કરવાના દોષને જાણનાર પિતાએ કન્યાદાનના નિમિત્ત કન્યાનું મૂલ(શુલ્ક) લેશ માત્ર લેવું નહીં. લોભથી કન્યાના પૈસા લેનાર મનુષ્ય સન્તાનવિક્રયી કહેવાય છે, તેને કન્યાદાનનુ ફળ મળતું નથી. ઉલટો પાપનો ભાગી થાય છે.

आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददत् ।

शुल्कं हि गृह्णन् कुरुते छन्नं दुहितृविक्रयम् ॥ म. स्मृ. अ. ९–९८ ॥

અર્થઃ—કન્યા આપીને શૂદ્રે પણ પૈસા ગ્રહણ કરવા નહીં, કેમકે કન્યાનું શુલ્ક(મૂલ) ગ્રહણ કરનાર છુપી રીતે પુત્રીનો વિક્રય જ કરે છે.

नानुशुश्रुम जात्वेतत्पूर्वेष्वपि हि जन्मसु ।

शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम् ॥ ,, ॥ १०४ ॥

અર્થઃ—શુલ્ક નામનુ કન્યાનું મૂલ લઇને કોઇ સત્પુરૂષે પૂર્વકલ્પમાં છુપી રીતે પણ કન્યાવિક્રય કર્યો હોય એવી વાત અમે લોકોએ કદાપિ સાભળી નથી. અર્થાત્ પહેલાં પણ કોઇએ કન્યાવિક્રય કર્યો નથી. માટે તે અધર્મ જ છે. વળી—

शुल्केन ये प्रयच्छन्ति स्वसुतां लोभमोहिताः ।

आत्मविक्रयिणः पापा महाकिल्बिषकारकाः ॥ बोधा. स्मृ. प्र. ११–२१ ॥

पतन्ति नरके घोरे घ्नन्ति चासप्तमं कुलम् ॥ ॥ २२ ॥

અર્થઃ—લોભથી મોહિત થઇને શુલ્ક લઇને પોતાની પુત્રીને જે વેચે છે તે પાપી, આત્મવિક્રયી મહાન્ પાપ કરનારા ઘોર નરકમાં પડે છે, અને પોતાની ઉપરની અને નીચેની સાત પેઢીનો નાશ કરે છે. વળી—

सुकृतांशान्वा एष विक्रीणीते यः पणमानो दुहितरं ददाति ॥ बोधा. स्मृ. प्र. २ अ. १ सू. ७९ ॥

અર્થઃ—મૂલ લઇને જે કન્યા આપે છે તે ધન લઇને પુણ્યના અંશને જ વેચે છે.

क्रीता द्रव्येण या नारी सा न पत्नी विधीयते ।

सा न दैवे न सा पित्र्ये दासीं तां काश्यपोऽब्रवीत् ॥

बोधा. स्मृ. प्र. १ अ. ११ श्लो. २० ॥

અર્થઃ—ધન આપીને ખરીદેલી જે સ્ત્રી છે તે પત્ની કહેવાતી નથી. અને તેવી સ્ત્રી દેવ સંબંધી યજ્ઞાદિ કર્મમાં તથા પિતૃ સંબંધી શ્રાદ્ધાદિ કર્મમાં પણ કામ આવતી નથી, કેમકે કાશ્યપ ઋષિએ તેને દાસી કહી છે. અર્થાત્ જેવી રીતે બોધાયન ઋષિ તેને દાસી માને છે, તેવી રીતે કાશ્યપ રૂષિ પણ તેને દાસી માને છે.

क्रयक्रीता च या कन्या पत्नी सा न विधीयते ।

तस्यां जाताः सुतास्तेषां पितृपिण्डं न विद्यते ॥ अत्रि० सं० श्लो० ३८९ ॥

અર્થઃ—ધન આપીને ખરીદ કરેલી કન્યા પત્ની કહેવાતી નથી. અને તેવી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રોને માટે પિતાનો પિણ્ડ આપવાનું વિધાન શાસ્ત્રમાં જોવામાં આવતું નથી.

क्रयक्रीता च या कन्या दासी सा परिकीर्तिता ।

सच्छूद्रस्याधिकारे सा कदाचिन्नैव जायते ॥ स्का० पु० अ० २४१–२९ ॥

અર્થ —ધન આપીને ખરીદેલી કન્યાને દાસી કહેલી છે અને જે કર્મમા મત્ શૂદ્રનો અધિકાર શાસ્ત્રમા કહેવામા આવ્યો છે તે કર્મનો અધિકાર પણ તે સ્ત્રીને હોતો નથી અને દાસીમા ઉત્પન્ન થયેલા પુત્રને પિતાનો પિણ્ડ દેવાનો હક નથી એવો પહેલા શ્લોકનો ભાવ છે

વળી કન્યાવિક્રય કરનારને નરકની પ્રાપ્તિ કાશ્યપજીએ પણ કહી છે —

शुल्केन ये प्रयच्छन्ति दुहितरं लोभमोहिता ।
तेषां तु नरके घोरे यान्ति वै सप्तमं कुलम् ॥ काश्य० स्मृ० अ. ५ ॥

અર્થ.—ધનના લોભથી મોહિત થઇને ધન લઇ જે મનુષ્ય કન્યાને વેચે છે તેના સાત કુલ નરકમા જાય છે

પુરાણમા પણ કન્યા તથા પુત્ર બનેનો વિક્રય કરનારને નરકપ્રાપ્તિ કહેવામા આવી છે—

अपत्यविक्रयात्कल्प वसेद्विट्कृमिभोजने ।
अतो नाण्वपि कन्याया उपजीव्य नरैर्धनम् ॥
स्का० पु० ख० ३, धर्मा० ख० २, अ. ६—३९ ॥

અર્થ —સન્તાનનો વિક્રય કરવાથી મનુષ્ય કલ્પ પર્યન્ત જ્યા વિષ્ટા અને કૃમિનુ ભોજન કરવાનુ છે એવા નરકમા પડે છે માટે કન્યાના બદલામા ધન લઇને મનુષ્ય કદાપિ જીવન ન ચલાવે.

कन्या यच्छति वृद्धाय नीचाय धनलिप्सया ।
कुरूपाय कुशीलाय स प्रेतो जायते नर ॥ स्का. पु. ख. ६ अ. १८ ३२ ॥

અર્થ —ધનના લોભથી જે મનુષ્ય વૃદ્ધ અથવા નીચ તથા કુરૂપ અથવા કુશીલ મનુષ્યને કન્યા દે છે, તે મનુષ્ય મરીને પ્રેત થાય છે તની સદ્ગતિ થતી નથી વળી—

स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः ।
नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥ म० स्मृ० अ० ३—५२ ॥

અર્થ —સ્ત્રીના જે બન્ધુઓ અર્થાત્ પતિ, પિતા, આદિક અજ્ઞાનથી સ્ત્રીની દાસી આદિ રૂપ ધન, તથા તેના વાહનાદિ અથવા વસ્ત્રાદિનુ ગ્રહણ કરે છે, તે પાપી લોક અધોગતિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પત્નીના ધનથી જીવન ચલાવનાર પતિ, તથા પુત્રીના ધનથી જીવન ચલાવનાર પિતા, એ બને અધોગતિને પ્રાપ્ત થાય છે વળી—

कन्यापुत्रमहीवाजिगवां विक्रयकारिणः ।
नरकान्न निवर्तन्ते यावदाभूतसम्प्लवम् ॥ ब्र. पु. अ. १६०—९ ॥

અર્થ.—કન્યા, પુત્ર, જમીન, ઘોડા અને ગાય—એમનો વિક્રય કરનાર કલ્પ પર્યન્ત નરકમાથી નિવૃત્ત થતા નથી

કેટલાક લોક કન્યાવિક્રયમા દોષ સમજે છે, પરન્તુ પુત્રના વિક્રયમા દોષ સમજતા નથી પરન્તુ બનેના વિક્રયમા દોષ સમાન જ છે

कन्यां प्रदाय यैर्वृत्तिरात्मनः परिकल्प्यते ।
दासभाण्डनटादीनां मार्गोऽयं न महात्मनाम् ॥ भवि.पु.ब्रा.प.अ. १२—४९ ॥

અર્થઃ—કન્યાવિક્રય કરીને તે ધનથી જીવન ચલાવવું તે દાસ, ભાણ્ડ, તથા નટાદિકોનો માર્ગ છે, કુલીન પુરૂષનો નહીં.

स्वकन्यां पालनं कृत्वा विक्रीणातीह यो नरः ।
अर्थलोभान्महामूढो मांसकुण्डं प्रयाति सः ॥ ब्र.वै.पु.प्र ख. अ. ३०–३३ ॥

અર્થઃ—પોતાની કન્યાનું પાલન કરીને લોભથી જે મનુષ્ય તેને વેચે છે તે મહા મૂઢ માંસકુણ્ડના નરકમાં પડે છે.

कन्यालोमप्रमाणाब्दं तद्भोजी तत्र तिष्ठति ।
तां च कुण्डे प्रहारं च करोति यमकिंकर ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—પોતે વેચેલી કન્યાંના શરીર ઉપર જેટલાં રોમ છે તેટલા વર્ષ સુધી તે માંસકુંડ નામના નરકમાં માંસ ખાતો સતો રહે છે. અને તે કુણ્ડમાં પડેલા તેને યમકિંકર મારે છે.

मांसभारं मूर्ध्नि कृत्वा रक्तधारां लिहेत्क्षुधा ।
ततो हि भारते पापी कन्याविट्सु कृमिर्भवेत् ॥ ,, ॥ ३५ ॥
षष्टिवर्षसहस्राणि व्याधश्च सप्तजन्मसु ।
त्रिजन्मनि वराहश्च कुक्कुरः सप्तजन्मसु ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—અને તેને ક્ષુધા લાગવાથી મસ્તક ઉપર માંસનો ભાર રાખીને રક્તની ધારાને ચાટે છે. ત્યાર બાદ તે પાપી જીવ ભારતમાં કન્યાની વિષ્ટામાં કૃમિ થઇને સાઠ હજાર વર્ષ સુધી જન્મ લે છે. અને સાત જન્મ વ્યાધ અર્થાત્ ભીલનો જન્મ ધારણ કરે છે, તે પછી ત્રણ જન્મમાં સુઅર થાય છે, બાદ સાત જન્મ સુધી કુક્કુર એટલે કુતરાનો જન્મ પ્રાપ્ત કરે છે.

सप्तजन्मसु मण्डूको जलौकाः सप्तजन्मसु ।
सप्तजन्मसु काकश्च ततः शुद्धिं लभेद्ध्रुवम् ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—તે પછી સાત જન્મ દેડકો થાય છે, તે પછી સાત જન્મ જલૌકા થાય છે, અને પછી સાત જન્મ કાગડો થઇને પછી તેની શુદ્ધિ થાય છે.

આ પ્રમાણે શાસ્ત્રમાં કન્યાવિક્રય કરનારને અનેક પ્રકારે પરલોક સંબંધી દણ્ડ બતાવી, આ લોકમાં તેને માટે શાસ્ત્રમાં રાજદણ્ડનું પણ વિધાન કરવામાં આવ્યું છેઃ—

कन्याया अपि विक्रेता कुटुंबवृत्तिह्रासकः ।
स्वभावदुष्टानेतान्हि ज्ञात्वा राजा प्रवासयेत् ॥

અર્થઃ—કન્યાનો વિક્રય કરનાર તથા કુટુંબની જીવિકાને વિના કારણ ઘટાડનાર ( અથવા હરણ કરનાર )—એવા સ્વભાવથી દુષ્ટ લોકોને જાણીને રાજાએ તેમને રાજ્યની બહાર કાઢી મૂકવા જોઇએ, કેમકે એવા દુષ્ટ મનુષ્ય રાજ્યમાં રહેવાથી પાપની વૃદ્ધિ થાય છે, અને દેશમાં અનેક પ્રકારના દૈવી દણ્ડ ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે કન્યા તથા પુત્રનો વિક્રય કરવો તથા સ્ત્રીના ધનથી પતિએ જીવન ચલાવવું તથા પુત્રીના ધનથી પિતાએ જીવન ચલાવવું એ સર્વ અત્યન્ત નિકૃષ્ટ હોવાથી એવા વ્યવહાર જે જ્ઞાતિમાં અથવા જે કોઇ મનુષ્યમાં હોય તેઓની સાથેના સંબંધ અન્ય સદાચારી

મનુષ્યોએ અવશ્ય પરિત્યાગ કરવો જોઇએ. તે લોકનો વિવાહ આસુરી હોવાથી તેમનાં સન્તાન પણ અધર્મી તથા અન્યાયી જ હોઈ શકે છે. તેથી ધર્માચરણની ઇચ્છા રાખનાર મનુષ્યે કન્યા તથા વરનો વિક્રય આદિ વ્યવહાર કરવો યોગ્ય નથી. કન્યા અને વરવિક્રય કરીને પોતાના કુટુંબને જેણે મલિન બનાવ્યું છે તથા કુલમાં અધર્મી ઉત્પન્ન કર્યા છે એવા નિન્દિત મનુષ્યનું કુલીનતાનું અભિમાન વ્યર્થ છે.

ઘોડા આદિ પશુ વગેરેનો વિક્રય બે પ્રકારનો જોવામાં આવે છે. કોઇએ એક બળદ વેચાતો લીધો હોય તો તેનું મૂલ ૫૦, ૬૦ કે ૧૦૦ જે કાંઇ હોય તે આપીને ખરીદે છે. બીજો બળદને બદલે બળદ આપીને અથવા ઘોડાને બદલે ઘોડો આપીને કરે છે. અને સારા નરસાના બદલામાં કંઇક પૈસા પણ આપે લે છે. તેવી રીતે કેટલાક લોક કન્યા તથા વરનો પરસ્પર બદલો કરે છે. આ પ્રકારનો વિક્રય જે પશુનો હતો તે મનુષ્યોમાં પણ દાખલ કર્યો. કન્યા તથા વરને ધન લઇ વેચનારની તુલ્ય તે લોક પણ વિક્રય કરનાર છે. પહેલાં કહેલા લોકોની તુલ્ય તે લોકનું કુલ પણ અપવિત્ર છે. અને તેમની સાથે પણ શાસ્ત્રીય વ્યવહાર કરવો યોગ્ય નથી. માટે કેવલ ધાર્મિક બુદ્ધિથી જેણે કન્યા આપી છે અને કેવલ ધાર્મિક બુદ્ધિથી પુત્રનો વિવાહ ધનાદિક લીધા વિના બ્રાહ્માદિક નિયમોથી કરવામાં આવ્યો છે તે જ શ્રેષ્ઠ છે. અને તેમાં જ સુયોગ્ય પુત્ર ઉત્પન્ન થાય છે. અને તે લોક જ ધર્મની પરંપરા ચાલુ રાખી શકે છે. માટે વિક્રય આદિ વ્યવહારનો પરિત્યાગ કરીને જ વિવાહ કરવો તે કુલની પવિત્રતામાં પ્રધાન કારણ છે. તેટલા માટે જ ધર્માનુસાર વિવાહ કર્યા બાદ પણ પિતાએ કન્યાના ઘરમાં ભોજન કરવાનો નિષેધ કર્યો છે.

**स्वसुतान्नं च यो भुङ्क्ते स भुङ्क्ते पृथिवीमलम् ।**
**स्वसुता अप्रजा तावन्नाश्नीयात्तद्गृहे पिता ॥** अत्रि० स्मृ० श्लो० २०४ ॥
**अन्नं भुङ्क्ते तु यो मोहात्पूयं स नरकं व्रजेत् ॥** ॥ २०५ ॥

અર્થ:—જે મનુષ્ય પોતાની પુત્રીનું અન્ન જમે છે તેને પૃથિવીનો મલ ખાવાનો દોષ લાગે છે. તેથી જ્યાંસુધી પુત્રીને સન્તાનની પ્રાપ્તિ થાય નહીં ત્યાં સુધી પિતા તેના ઘરનું અન્ન ન ખાય. અને જે ખાય છે તે નરકમાં પડે છે. વિવાહ પછી પણ કન્યાના ઘરનું અન્ન ખાવું નિષિદ્ધ છે, તો પછી કન્યાને વેચીને પૈસા લેનારના પાપનું તો કહેવું જ શું? માટે કન્યાવિક્રય તો અત્યન્ત નિષિદ્ધ જ છે.

ઇતિ વરકન્યાવિક્રયનિરૂપણ અ. ૧૨ સર્ગ. ૭ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૮.

---

### સ્ત્રી પ્રતિ પતિ આદિનું કર્તવ્ય.

પૂર્વ સર્ગમાં કન્યા તથા વરના વિક્રયદોષ બતાવીને આ સર્ગમાં સ્ત્રી પ્રતિ પતિ આદિકનું જે કર્તવ્ય છે તેનું નિરૂપણ કરવામાં આવે છે.

**कन्याऽप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।**
**देया वराय विदुषे धनरत्नसमन्विता ॥** महानिर्वाणतन्त्रम् ॥

અર્થ :—જેવી રીતે પુત્રનું પાલન કરવામાં આવે છે તથા તેને શિક્ષણ આપવામાં આવે છે, તેવી રીતે કન્યાનુ પાલન કરવુ તથા તેને શિક્ષણ દેવું યોગ્ય છે. અને શિક્ષણ આપ્યા પછી કન્યાને ધન અને રત્ન સહિત વિદ્વાન્ વરની સાથે પરણાવવી જોઇએ. (પશુ આદિને ધન કહે છે, અને સુવર્ણ આદિને રત્ન કહે છે.)

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ म० स्मृ० अ० ३—५५ ॥

અર્થ :—બહુ કલ્યાણની ઇચ્છા કરનાર પિતા તથા ભાઇ તથા પતિ તથા દિયેર ઇત્યાદિકોને સ્ત્રી, આદર તથા માન સહિત સત્કાર કરવા યોગ્ય, તથા ભૂષણ અને વસ્ત્રાદિકો વડે અલંકૃત કરવા યોગ્ય છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रियाः ॥ ,, ॥ ५६ ॥

અર્થ :—જે ઘરમાં સ્ત્રીઓનુ પૂજન થાય છે તે ઘરમાં દેવતા લોક રમણ કરે છે. અને જે ઘરમા સ્ત્રીઓનો સત્કાર નથી તે ઘરમાં જે જે પુણ્ય કર્મ કરવામાં આવે છે તે સર્વ નિષ્ફળ જાય છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ ,, ॥ ५७ ॥

અર્થ :—જે કુલમાં પુત્રી આદિ સ્ત્રી શોક કરે છે તે કુલ શીઘ્ર જ નાશને પ્રાપ્ત થાય છે. અને જે કુલમાં સ્ત્રીઓ શોક કરતી નથી તે કુલ હમેશાં વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. (ભગિની, પુત્રી, પુત્રવધૂ, કુલસ્ત્રી, પોતાના સપિણ્ડની સ્ત્રી—એ સર્વ "જામિ" શબ્દથી કહેવાય છે. તેથી આ શ્લોકમાં જામિ શબ્દથી પુત્રી આદિ સર્વનુ ગ્રહણ કરવાનું છે.)

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥ ,, ॥ ५८ ॥

અર્થ :—સ્નુષા (પુત્રવધૂ) આદિ જામિ લોક સત્કાર ન થવાથી જે ઘરને શાપ દે છે તે ઘર "કૃત્યા" નામના પિશાચે મારેલાની પેઠે સર્વ તરફથી નાશને પ્રાપ્ત થાય છે. (શત્રુને મારવાને માટે અભિચાર પ્રયોગથી ઉત્પન્ન કરેલા કૃત્રિમ ભૂતનુ નામ કૃત્યા છે.)

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ॥
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ,, ॥ ५९ ॥

અર્થ :—માટે પોતાની વૃદ્ધિ ઇચ્છનાર મનુષ્યે સત્કારમાં અર્થાત્ સત્કાર કરવાને યોગ્ય અવસર વખતે તથા ઉત્સવમાં અર્થાત્ વિવાહ ઉપનયનાદિક ઉત્સાહકાર્યમાં પણ સ્ત્રીઓનું વિશેષ કરીને ભૂષણ તથા વસ્ત્ર તથા ભોજનથી પૂજન કરવું. તેમનો તિરસ્કાર કર્યા વિના આદર અને પ્રેમથી આપવું તેનું નામ પૂજા છે. ચન્દનાદિ વડે અર્ચનનું નામ અહીં પૂજન નથી.

વળી જેવી રીતે સ્ત્રીઓને શોક થાય નહીં તેવી રીતે તેમની રક્ષા કરવાને માટે બૃહત્પારાશર સ્મૃતિમાં પણ કહ્યુ છેઃ—

भोज्यालङ्कारवासोभि पूज्याः स्युः सर्वदा स्त्रिय ।
यथा किंचिन्न शोचन्ति नित्य कार्यं तथा नृभिः ॥ वृ.पारा.स्मृ अ. ४–४० ॥

અર્થ.—ખાવાના પદાર્થ તથા ભૂષણ તથા વસ્ત્રાદિ વડે સ્ત્રી હમેશા પૂજન કરવા યોગ્ય છે. જે પ્રકારે સ્ત્રીને શોક ન થાય તેવી રીતે મનુષ્યોએ કાર્ય કરવુ જોઇએ કારણકે—

आयुर्वित्तं यशः पुत्रा स्त्रीप्रीत्या स्युर्नृणां सदा ।
नश्यन्ति ते तदप्राप्तौ तासां शापादसंशय ॥ ,, ॥ ४१ ॥

અર્થ—મનુષ્યોને આયુ તથા ધન તથા કીર્તિ તથા પુત્ર એ સર્વ હમેશા સ્ત્રીની પ્રીતિને અધીન જ રહે છે. અર્થાત્ સ્ત્રી પ્રસન્ન થવાથી જ એ સર્વ પ્રાપ્ત થાય છે અને સ્ત્રીઓના શાપથી તે સપૂર્ણ વસ્તુઓનો નાશ થાય છે.

स्त्रियो यत्र तु पूज्यन्ते सर्वदा भूषणादिभि ।
देवपितृमनुष्याश्च मोदन्ते तन्निकेतने ॥ वृ० पा० स्मृ० अ० ४–४२ ॥

અર્થ.—જે ગૃહમા ભૂષણાદિથી સ્ત્રીઓની પૂજા થાય છે તે ગૃહમા દેવતા, પિતરો અને મનુષ્યો એ સર્વ આનન્દિત રહે છે

स्त्रियस्तुष्टाः श्रिय साक्षाद्रुष्टाः स्यू रुष्टदेवताः
वर्धयन्ति कुलं तुष्टा नाशयन्त्यपमानिता ॥ ,, ॥ ४३ ॥

અર્થ.—સ્ત્રીઓ સન્તુષ્ટ થવાથી સાક્ષાત્ લક્ષ્મી સન્તુષ્ટ થઇ એમ જાણો અને સ્ત્રી રુષ્ટ થયે તેના ઉપર સપૂર્ણ દેવતા રુષ્ટ થયા એમ જાણવુ અને સ્ત્રીઓ સન્તુષ્ટ થતા કુલની વૃદ્ધિ કરે છે, અને રુષ્ટ થતા કુલનો નાશ કરે છે

नावमान्या स्त्रिय· सद्भिः पतिश्वशुरदेवरै ।
भ्रात्रा पित्रा च मात्रा च तथा बन्धुभिरेव च ॥ ,, ॥ ४४ ॥

અર્થ—સત્પુરુષોએ એટલે પતિ શ્વશુર, દિયેર, ભાઇ, પિતા, માતા અને બન્ધુ જનોએ સ્ત્રીઓનુ અપમાન નહી કરવુ જોઇએ

स्त्रियाश्च पुरुषस्यापि यत्रोभयोर्भवेद्रति ।
तत्र धर्मार्थकामा स्युस्तदधीना यतस्त्वमी ॥ ,, ॥ ४५ ॥

અર્થ—જે સ્થાનમા સ્ત્રી પુરૂષ બનેની અનુકૂલતા હોય છે તે સ્થાનમા ધર્મ, અર્થ, અને કામ એ ત્રણની વૃદ્ધિ થાય છે, કેમકે તે ત્રણે સ્ત્રીઓને અધીન છે. વળી—

सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याण तत्र वै ध्रुवम् ॥ म० स्मृ० अ० ३–६० ॥

અર્થ—જે કુલમા પત્નીથી પતિ, અને પતિથી પત્ની, સન્તુષ્ટ રહે, તે કુલમા સ્થિર કલ્યાણ હોય છે.

स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ,, ॥ ६२ ॥

અર્થ :—જે કુલમાં સ્ત્રી ભૂષણાદિક અલંકારોથી શોભિત થાય છે તે કુલમાં સર્વની શોભા હોય છે, અને જે કુલમાં ભૂષણાદિથી અલંકૃત થઇને સ્ત્રી શોભિત થતી નથી તે કુલમાં કોઇની પણ શોભા થતી નથી.

માટે આ લોક સંબંધી તથા પરલોક સંબંધી સુખની ઇચ્છા કરનાર મનુષ્યે સ્ત્રીઓનો સત્કાર પૂર્ણ રીતે કરવો યોગ્ય છે. હિન્દુઓના ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીઓની નિન્દા સીમા વિના કરેલી છે અને કરે પણ છે. પરન્તુ સ્ત્રી વિના કોઇનો પણ નિર્વાહ થતો જોવામાં આવતો નથી. ધનાદિકોને માટે અથવા શારીરિક સેવાને માટે પણ તેની સર્વ કોઈ ઇચ્છા કરે છે. તેમ તેની નિન્દા પણ કરે છે અને શાસ્ત્રોના લેખ પણ સંભળાવે છે.

જગતમાં અનેક પ્રકારના ભોગ્ય પદાર્થ છે. તેવી રીતે સ્ત્રીને પણ એક ભોગ્ય પદાર્થમાં જ ગણવામાં આવી છે. સંસારના ભોગ્ય પદાર્થોમાંથી વિરક્તિ ઉત્પન્ન કરવાને માટે કેટલાક વિરક્ત લોકે સ્ત્રીની વિશેષ નિન્દા કરી છે. કેમકે વિષય પદાર્થોમાં જે મોહશક્તિ છે તે સ્ત્રીમાં વિશેષ છે. સ્ત્રીઓના દરેક અવયવો જોવાથી દરેક મનુષ્યની બુદ્ધિ પ્રત્યેક પ્રકારની થાય છે. તેવી રીતે દરેક યોગ્ય પદાર્થમાં પણ મનુષ્યોની બુદ્ધિ જૂદી જૂદી પ્રકારની હોય છે. સ્ત્રીના સ્તન આદિ અંગોને, તેને ધાવનાર તેનો બાલક અન્ય પ્રકારે જુએ છે, અને તેનો પતિ અન્ય પ્રકારે જુએ છે. અન્ય શ્વાનાદિ માંસને ખાનાર પ્રાણી અન્ય પ્રકારથી દેખે છે. જેવી જેવી દષ્ટિથી જુએ છે તેવી દષ્ટિથી તેઓ કહે પણ છે. તેથી તત્તત્ પદાર્થોના ગુણદોષનું કથન કરનાર મનુષ્યના લક્ષ્યનો વિચાર કરીને તેના કથનથી વસ્તુના ગુણદોષનો વિચાર કરવો જોઇએ. નહિંતો વિચારે હમેશાં પવિત્ર ધર્મમાં બાધા રૂપ જ થશે. વસ્તુનું યથાર્થ જ્ઞાન થવું તે જ વિચારનું ફલ છે. તે શાસ્ત્ર અથવા બીજાના કથનનું તાત્પર્ય સમઝી વિચાર કરવાથી થાય છે. શાસ્ત્રોમાં વિરક્ત મુમુક્ષુ મનુષ્યોની દષ્ટિથી ધનની બહુ પ્રકારની નિન્દા કરી છે. અને સાંસારિક વિષયોના ભોગની ઇચ્છાવાળા મનુષ્યોની દષ્ટિથી સ્તુતિ પણ બહુ કરી છે. તેવી રીતે મનુષ્ય શરીરના બાલ્ય, યૌવન તથા વૃદ્ધાવસ્થા એ ત્રણે અવસ્થાની નિન્દા કરી છે. આ નિન્દા વિરક્તની દષ્ટિથી કરી છે, અને ધર્માચરણની દષ્ટિથી મનુષ્ય શરીરની બહુ જ પ્રશંસા પણ કરી છે. તેવી રીતે સદાચારિણી સ્ત્રી ધર્માચરણમાં સહાયરૂપ હોવાથી, અને તેના વિના અગ્નિહોત્રાદિક ધર્માચરણ કરી શકાતું નહીં હોવાથી, ધર્માચરણની દષ્ટિથી કેટલાક લોકોએ સ્ત્રીની બહુ પ્રશંસા કરી છે, અને તેને લક્ષ્મી તુલ્ય કહી છે. જેમ મનુ અને પરાશર આદિએ કર્યું છે. અને વૈરાગ્ય દષ્ટિથી સ્ત્રીના દોષ પણ કેટલાક લોકોએ બતાવ્યા છે. સર્વેએ પોત પોતાની દષ્ટિના ભેદથી કહ્યું છે. પરન્તુ સ્ત્રી હમેશાં તાડનને જ યોગ્ય છે અને ઢોલ અથવા શૂદ્રને સમાન છે એમ નથી. તે લોકે શાસ્ત્રના તાત્પર્યને જાણ્યા વિના વાણીનો દુરુપયોગ કર્યો છે. સ્ત્રીના રક્ષણના ઉપાયાદિ ધર્મશાસ્ત્રના નિયમોને જાણ્યા વિના બોલવું તે હાલના સમયમાં આર્ય પ્રજાનો સ્વભાવ છે. પરન્તુ તેઓ અવશ્ય પાપના જ ભાગી છે. સ્ત્રીઓ હમેશાં સત્કારને જ પાત્ર છે. તે કદાપિ નિન્દાને પાત્ર નથી. અને જે સ્ત્રીઓમાં દોષ દેખે છે તે પણ તેમના પિતા આદિના દોષથી છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. અને સ્ત્રી ગમે તેટલી દુરાચારિણી હોય, પરન્તુ તેનો પતિ યોગ્ય હોય તો સ્ત્રી પોતે જ સદાચારિણી થઈ જાય છે. એ વાત "**अक्षमाला वसिष्ठेन**" અને "**यताश्चान्याश्च**" એ શ્લોકોથી પહેલાં કહેવાઈ ગઈ છે.

स्त्रीणां पत्युरधीनत्वात्पुमानेव हि निन्द्यते ।
भर्तुरेव हि तज्जाड्य यद्भृत्यानामयोग्यता ॥ भवि. पु. ब्रा. प अ. ८–२५ ॥

અર્થ —સ્ત્રીઓ હમેશા પતિને અધીન હોવાથી સ્ત્રીઓમા દેખાતા દોષને માટે પુરૂષ જ નિન્દાને પાત્ર થાય છે પુત્ર તથા સ્ત્રી આદિમા જે કોઈ અયોગ્યતા છે તે સર્વ તેના સ્વામીના જ અજ્ઞાનથી છે

માટે પતિ ગુણી હોવો અને પત્નીને ગુણવાળી બનાવવાનુ જાણવુ તે જ સ્ત્રી ઉત્તમ થવામા પ્રધાન કારણ છે પુરૂષ ગુણી હોય તો નાના પ્રકારના ઉપાયોથી સ્ત્રીઓના અપ લક્ષણને દૂર કરી શકે છે ધર્માચરણની સાથે સન્તાન ઉત્પન્ન કરવાને માટે સ્ત્રીઓની ઉત્પત્તિ છે, તે તિરસ્કારને પાત્ર નથી, એવો મનુ અને પરાશર તથા યાજ્ઞવલ્કય અને અન્ય ઋષિઓને સમત છે

प्रजनार्थं महाभागा पूजार्हा गृहदीप्तयः ।
स्त्रिय श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ म. स्मृ अ. ९–२६ ॥

અર્થ —સ્ત્રી ગર્ભ ધારણ કરવાને માટે છે અને બહુ કલ્યાણના પાત્ર રૂપ છે, તેથી વસ્ત્ર તથા અલકાર આદિથી સન્માન કરવા યોગ્ય છે અને ગૃહમા શોભાનુ કારણ છે સ્ત્રી તથા લક્ષ્મી બને ગૃહમા સમાન રૂપ છે જેવી રીતે લક્ષ્મી વિના ઘરની શોભા નથી, તેવી રીતે સ્ત્રી વિના પણ ઘરની શોભા નથી

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्राया प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ „ ॥ २७ ॥

અર્થ —સન્તાનની ઉત્પત્તિ તથા ઉત્પન્ન થયેલા સન્તાનની રક્ષા તથા દરરોજ કરવાના અતિથિસત્કાર તથા મિત્રાદિનો સત્કાર ઇત્યાદિ લોકવ્યવહારનુ કારણ પ્રત્યક્ષ સ્ત્રી છે તે સર્વ સ્ત્રીને જ અધીન છે સ્ત્રી હોય તો જ તે સર્વ બરાબર થાય છે. વળી—

अपत्य धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥ „ ॥ २८ ॥

અર્થ —પુત્ર, અગ્નિહોત્રાદિ ધર્મકાર્ય, સેવા, ઉત્તમ રતિ, પિતરોને તથા પોતાને પણ સ્વર્ગની પ્રાપ્તિ–એ સર્વ પત્નીને અધીન છે

लोकानन्त्य दिवः प्राप्ति पुत्रपौत्रप्रपौत्रकैः ।
यस्मात्तस्मात्स्त्रिय सेव्या कर्तव्याश्च सुरक्षिताः ॥ याज्ञ. स्मृ. अ १–७८ ॥
भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः ।
बन्धुभिश्च स्त्रिय. पूज्या भूषणाच्छादनाशनैः ॥ „ ॥ ८२ ॥

અર્થ —જે કારણથી ધર્માચરણ કરનાર પુત્ર, પૌત્ર તથા પ્રપૌત્રકથી વશનો અવિચ્છેદ તથા અગ્નિહોત્રાદિકથી સ્વર્ગની પ્રાપ્તિ પણ થાય છે, તે કારણથી પુત્રાદિના કારણ રૂપ સ્ત્રી ઋતુકાલમા ગમન કરવા યોગ્ય છે તથા સુરક્ષિત રાખવા યોગ્ય છે સ્ત્રીઓ સુરક્ષિત ન રહેવાથી મનુષ્યોનો વશ નાશ પામે છે, તથા સ્વર્ગાદિની પ્રાપ્તિ પણ થતી નથી માટે સ્ત્રીના

પતિ, ભાઈ, પિતા, જાતિલોક, સાસુ, સસરા, દિયર તથા બન્ધુલોકને ઉચિત છે કે ભૂષણ, વસ્ત્ર અને અન્નથી સ્ત્રીનો સત્કાર કરતા રહે. જે જ્ઞાતિમાં સ્ત્રીનું શિક્ષણ અને સત્કાર નથી તે લોકની અધોગતિ પ્રત્યક્ષ જોવામાં આવે છે.

ઇતિ પતિ આદિના કર્તવ્યનું નિરૂપણ અ. ૧૨ સર્ગ ૮ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૯.

---

### સ્ત્રીઓને વશમાં રાખવાના ઉપાય.

પૂર્વ સર્ગમાં સ્ત્રીઓનું મૂલ્યત્વ આદિનું કથન કરીને આ સર્ગમાં સ્ત્રીઓને વશમાં રાખવાના ઉપાય આદિ કહીએ છીએ.

ભારતનિવાસીઓના અધિક ભાગના લોકોમાં પણ સ્ત્રીઓની રક્ષાનાં સાધન એક લાકડી છે. અથવા પડદામાં પૂરી ગૂખવી તે છે. અને ત્રીજું સાધન તેને અશિક્ષિત રાખવી તે છે. ચોથું સાધન તેના પ્રતિ હમેશાં કટુ વાણી બોલવી અથવા ગાળ દેવી તે છે. પાંચમુ સાધન વિષયોના ગુલામ બની તેની પાછળ ફરતા રહેવું તે છે. છઠું સાધન પોતાના ઘરની કોઇ વાતનો તેને પત્તો ન આપવો તે છે. અને સાતમુ સાધન તેને એક પાઇનું પણ ખર્ચ કરવાનો હક ન આપવો. ચાર આના પણ હોય તો તે પોતાની પેટીમાં રાખી કુંચી પોતાની પાસે રાખવી. અને આઠમું સાધન સ્ત્રીઓની શૂદ્ર સાથે સમાનતા બતાવી ધર્મમાર્ગથી હઠાવવી તે છે. અને સ્ત્રી વિશ્વાસને પાત્ર નથી, તે પતિના ધન અને પ્રાણને હરી લે છે અને જળોની પેઠે પુરૂષના લોહીને ચુસી લે છે એ પ્રકારની વાતો તેને સંભળાવવી તે નવમું સાધન છે. દસમું સાધન એ છે કે સાંજની વખતે તેની પાસે મીઠું મરચું લોટ વગેરેનો હિસાબ માગવો તે, અને અગિયારમું સાધન એ છે કે સ્ત્રીની માતા તેને સાસુ તથા સસરાને અધીન નહીં રહેવાને તથા પતિને વંચન કરીને છુપી રીતે પૈસા કમાવા આદિ ઉપદેશ આપે છે તે છે. તથા બારમું સાધન એ છે કે પતિ સ્વાર્થને માટે છે, સાચા પતિ પરમાત્મા જ છે, તે ગુરૂની સેવાથી જ મળે છે, તેથી ગુરૂ જ પ્રધાન છે, અને ભગવાનની મૂર્તિનુ દર્શન જ પ્રધાન છે, આજકાલના પતિને પૂજવાથી શું મળવાનું છે—આ પ્રકારનો આચાર્યોનો ઉપદેશ. તથા સ્ત્રીને પુત્રાદિ ન હોય તો મઢી તથા સ્મશાનોમાં પૂજા કરવા મોકલવી, છુમંતરવાળા પાસે તાવીજ બનાવી જબરદસ્તીથી બાંધવું, તથા નીચોનું થુંક વગેરે મળેલુ મલિન ઔષધ ખવરાવવું, ઈત્યાદિક સ્ત્રીને સુધારવાનો તેરમો ઉપાય છે. ચૌદમો ઉપાય ખુલ્લા બજારમાં નિકળીને નિર્લજ્જતાથી લોકોની વચમાં બોલવું તથા ભાષણ કરવું તથા સ્વચ્છન્દતાથી ફરવું તે. અને પંદરમુ સાધન નાની ઉમરમાં જ તેને સંગીત, કેશરચના, આદિ શિખવવું, તથા કુસ્તી કવાયદ આદિ શિખવવું, અથવા પ્રસિદ્ધ દેશભાષા માત્ર શિખવી હોંશીઆર બનાવવી, અને તે દ્વારા પ્રાચીન મર્યાદા ઉપર ગ્લાનિ કરાવવી. તથા નાની અવસ્થામાં જુવાન અને વૃદ્ધ સ્ત્રીઓની વચમાં જઇને રોવાનું તથા કૂટવાનું શિખવવું તે, સોળમુ સાધન છે, અને તેને ધર્મનું અંગ માનવામાં આવ્યુ છે.

વળી વિવાહાદિ પ્રસંગે અસભ્ય ગાળોથી પરિપૂર્ણ ગાન ગાવાની રીતિ, તથા દેવી આદિનાં સ્થાનમાં પણ પુરૂષ મળીને અસભ્ય ગાળો માત્ર ભરેલી વાણી બાળક બાલિકા

સ્ત્રી આદિની સમક્ષ બોલવી, અને તેથી દેવીની પોતાના ઉપર કૃપા થવાની સભાવના રાખવી તે બાલક તથા બાલિકા તથા સ્ત્રીઓને સુધારવાનુ સત્તરમુ સાધન છે

અને પોતાના પતિની પૂજા કરવામા તથા તેને નમસ્કાર, સ્તુતિપાઠ આદિ કરવામા તથા તેના અગુઠાને ધોયેલા જલનુ સેવન કરવામા શરમ પરન્તુ પરપુરૂષની પૂજા કરવી તથા તેનુ જૂઠુ ખાવુ, તથા તેનુ ચરણામૃત આદિ લેવુ વગેરે અનેક અસભ્ય વ્યવહાર સ્ત્રીઓને સુધારવાનો ૧૮મો ઉપાય છે

વળી કન્યાને, વિવાહ કર્યા પછી પણ માતા પિતાએ પોતાની સેવાને માટે તેને પોતાના ઘરમા અધિક દિવસ સુધી રાખવાનો ઉપાય કરવો, અને તેને માટે પહેલેથી જ પાડોશીના ઘરમા પુત્રીનો વિવાહ કરવાનો ઉપાય શોચવો, અને તેને પ્રથમથી જ પતિના ઘરમા રહેવાની સુગમતા ન દેવી—એ પણ દાન કરેલી ગાયનો હિસ્સો કરાવવાની પેઠે એક ૧૯ મો ઉપાય છે

વળી વિવાહની પહેલા તેમ પછી પણ ખરાબ ઉપદેશ દેવો તથા અસભ્યતા ભરેલા અમોપદેશ તથા પૂરપ્રબન્ધ તથા શૃગારકૌમુદી આદિ ગ્રન્થો શિખવવા તથા શિખવાની સ્વતન્ત્રતા આપવી—એ સ્ત્રીઓ અને બાળકોને સુધારવાનુ ૨૦મુ સાધન છે

વળી સ્ત્રીઓને સુધારવાને માટે ૨૧મુ સાધન છે તે બહુજ બુદ્ધિમત્તાની સાથે વિચાર કરીને કાઢેલુ છે પોતાના ગુરુ ઘરમા આવે તે વખતે ઘરના સર્વ મનુષ્યે ઘરની બહાર નિકળી જવુ જોઇએ, ઘરના પુરૂષની સ્ત્રી જ એકલી ઘરમા રહી શકે અને નાના પ્રકારના ભોજન બનાવી નગ્ન થઇને ગુરુને ખવરાવવુ જોઇએ, અને તે વખતે બહાર ખૂબ વાજા વગાડવા જોઈએ એવો કેટલોક નિયમ સાભળવામા આવે છે અને ગુરુ આવે તે વખતે પુરૂષે બહાર જવુ જોઇએ એવો લેખ પણ જોવામા આવે છે અને કેટલાક મદિરોમા સ્ત્રીઓ વિના પુરૂષવર્ગને જવાની મના છે આ પ્રકારના નાના પ્રકારના ધર્મ સબન્ધી સકેત એ ૨૧ મુ સાધન છે

વળી ઘરના મનુષ્યો હમેશા સ્ત્રીઓને તેમની ફરજનો ઉપદેશ કરતા રહે કે પુરૂષ હમેશા શુદ્ધ છે, કાચના પ્યાલા તુલ્ય છે કાચનો પ્યાલો હમેશા સ્વચ્છ છે કોઇ પણ મુખ લગાડે તો બગડતો નથી સ્ત્રીઓ બગડે છે તે માટીના પ્યાલા જેવી છે સ્ત્રીઓનો ધર્મ પતિની સેવા છે પુરૂષ વ્યભિચારી બનવા છતા પણ દોષ નથી સ્ત્રીઓને માટે એક જ પતિ છે અને પુરૂષોને અનેક સ્ત્રીઓ હોઈ શકે છે અને વળી સ્ત્રીઓનો એવો ધર્મ છે કે અન્ન બનાવી પુરૂષોને ખવરાવવુ અને પછી સ્ત્રી તેમનુ જૂઠુ ખાય અને પુરૂષે તો હોટલમા ખાતા રહેવુ અને તેના બાલબચ્ચા ઘરમા આશા રાખતા રહે—એ સ્ત્રી આદિને સુધારવાનો ૨૨મો ઉપાય છે

વળી પહેલી પત્નીમા થોડા કાલ સુધી કોઇ રોગાદિ નિમિત્તથી પુત્ર ન થયો તો પુત્રની ઇચ્છાનુ બહાનુ કાઢીને બીજો વિવાહ કરવો તેમા પુત્ર થયા બાદ થોડા વર્ષમા બીજી પત્ની અકસ્માત્ મરી જાય તો ફરી ઘરના કામકાજની અગવડ સભળાવી ત્રીજીવાર વિવાહ કરી લેવો એ પ્રથમની સ્ત્રીનો પતિવ્રતા ધર્મ સાચવવાનુ અને અન્ય સ્ત્રીઓને સુધારવાનુ ૨૩મુ સાધન છે

વળી બાગ બગીચામા ફરવાને જતી વખતે સ્ત્રીઓને સાથે લઇને જવુ અને ત્યા બાકડા ઉપર બેસવુ અને બેસતા સમય પુરૂષે પોતાના હાથને સ્ત્રીઓની બગલની અ ગથી કાઢીને તેની છાતી ઉપર હાથ રાખીને બેસવુ અને સાથે મિત્રાદિને બેસાડના કરી અસભ્ય વાતોની હાસી મશ્કરી કરવી નાના બાળક અને બાલકી આ વાતોને દેખે તથા સાભળે, અને અન્ય

જાતિના મનુષ્ય આ દેખીને તેમના મહત્ત્વનું કથન કરે—એ સર્વ સ્ત્રીઓ તથા બાલકોને સુધારવાનું ૨૪મું સાધન છે.

સર્વ શિક્ષા સુધરવાને માટે જ આપવામાં આવે છે. પરન્તુ આ ઉપાયોથી કોઇ પણ પ્રકારે સ્ત્રી સુધારવાની નથી. એ સર્વ સ્ત્રીને બગાડવાનું જ સાધન છે. સુધારવાના જે ઉપાયો છે તે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યા છે. મનુજી કહે છેઃ—

न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।
एतैरुपाययोगैस्तु शक्यास्ताः परिरक्षितुम् ॥ म० स्मृ० अ० ९–१० ॥

અર્થઃ—કોઇ પણ મનુષ્ય સ્ત્રીની જબરાઈથી રક્ષા કરવાને સમર્થ નથી. પરન્તુ નીચે કહેલા ઉપાયો વડે તેમની રક્ષા કરવા સમર્થ થઈ શકે છે.

अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्यावेक्षणे ॥ „ ॥ ११ ॥

અર્થઃ—પતિના ધનને સંભાળી રાખવામાં, તથા ખર્ચ કરવામાં, તથા ઘરને પવિત્ર રાખવામાં, તથા ધર્મમાં, તથા ભોજન બનાવવાના કાર્યમાં, તથા ઘરનો સામાન, શયન કરવાની શય્યા, આદિક, તથા પાત્ર, વસ્ત્ર, ભૂષણાદિની દેખરેખ રાખવામાં તેને પ્રથમ નિયુક્ત કરવી જોઈએ. આ શ્લોકથી પતિના ઘરનો નિયમ બતાવ્યો છે.

પુત્રની પત્ની ઘરમાં આવતાં જ તેની સાસુ તથા સસરા ઘરના દરેક સ્વલ્પ કાર્યમાં પણ દખલ કરવાથી તથા ખર્ચ કરવું આદિમાં સત્તા પોતાને અધીન રાખવાથી, રોજ રોજ તેના ઉપર વિશ્વાસ ન રાખતાં લોટ તથા મીઠાનો હિસાબ માગવાથી સ્ત્રીનું મન અવશ્ય નાખુશ થાય છે, અને બગડી જાય છે. કારણ કે સાસુ સસરા આદિનો તેના તરફનો વ્યવહાર અવિશ્વસ્ત નોકર અને મજુરની સમાન હોવાથી તેનો કદાપિ ઘરના મનુષ્ય ઉપર પ્રેમ રહેવાનો સંભવ નથી. પ્રેમની વૃદ્ધિ થવાને બદલે રોજ પ્રેમ ઘટતો જાય છે. તેથી વાણીની મર્યાદા રહેતી નથી, અને કલહ શરૂ થાય છે. તેથી કુલનું માન પણ ઘટી જાય છે. તેથી સ્ત્રીને સુધારવાને માટે પ્રથમ સાસુ સસરા તથા પતિનો જ વ્યવહાર સુધારવો જોઈએ એવું મનુજીના શ્લોકનું તાત્પર્ય છે. સત્તા ભોગવવી સર્વને રૂચે છે. તત્તદ્ યોગ્ય કાલમાં પરતન્ત્રતા સર્વએ ભોગવવી જોઇએ. તે પરતન્ત્રતા કોઈ સમય માતાપિતાની તથા ગુરૂની તથા પતિની તથા સમાજનાં બન્ધનોની તથા રાજાની તથા ધર્મની પણ હોય છે. પરન્તુ જે સમયે જે પરતન્ત્રતામાંથી મનુષ્યે મુક્ત થવું જોઈએ જે કાલમાં તે મુક્ત ન થાય તો તેને મહાન્ કલેશ થાય છે. અને તેને મુક્ત નહીં કરનાર પણ પાપના ભાગી થાય છે. અને પરતન્ત્રતા ભોગવવાના કાલમાં પણ અયોગ્ય પરતન્ત્રતા અનર્થનું જ કારણ થાય છે. પુત્ર યોગ્ય થયા બાદ તેની વિવાહિત પત્ની ઘરમાં આવે ત્યારે ઘરના સર્વ વ્યવહારની સત્તા તેને અધીન જ હોય છે. ત્યાં તેની સત્તા પોતે ભોગવવાથી તે સાસુ સસરા નરકના ભાગી થાય છે. તથા ઘરમાં હમેશાં કલેશ પણ થાય છે. એવા મલિન કુલનાં સન્તાન પણ બગડશે. અને પુત્રવધુના હક છીનવી લેવાથી મનુષ્યને નરકપાત ન થાય તેને માટે, તથા તપ વડે પાછલાંના પાપનો નાશ કરે એમ સમજી, શાસ્ત્રકારે વાનપ્રસ્થાશ્રમનો નિયમ રાખ્યો છે. આ પ્રકારના મનુજીના કથનથી એવો નિશ્ચય થાય છે. પુત્રવધૂને દબાવી પોતે જ સત્તા ચલાવે અને તેના ઉપર

અવિશ્વાસ રાખીને ચાની છુપાવી રાખવી તે સ્ત્રીને સુધારવાનું સાધન નથી ઉલટું બગડવાનું જ કારણ છે અને તે અસભ્ય વ્યવહાર અનાર્ય પ્રજાનો છે અને સ્ત્રીઓની રક્ષા ન કરતા તેમને ઘરમા રોકી રાખવાથી પણ સ્ત્રી સુધરતી નથી એમ પણ શાસ્ત્ર કહે છે —

अरक्षिता गृहे रुद्धा पुरुषैराप्तकारिभि ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिता ॥ म. स्मृ. अ. ९-१२ ॥

અર્થ —શાસ્ત્રની આજ્ઞાને માનનાર વિદ્વાન્ પુરુષો વડે ઘરમા રોકી રાખ્યા છતા પણ સ્ત્રી પોતાનો શીલસ્વભાવ સારા ન હોય તો રક્ષિત થતી નથી અર્થાત્ સ્ત્રી પોતાના ધર્મની રક્ષા કરી શકતી નથી પરન્તુ જે સ્ત્રી ધર્મના શિક્ષણથી ધર્મને જાણે છે અને તેથી પોતે જ પોતાની રક્ષા કરનારી છે તે સ્ત્રી સુરક્ષિત થાય છે તેથી સ્ત્રીઓની રક્ષા કરવાને માટે પ્રથમ ઉપાય ધર્માધર્મ, સ્વર્ગનરકાદિકોની પ્રાપ્તિ આદિનો ઉપદેશ, તથા અધર્માચરણથી થતુ પાપ, અને પાપથી થતુ અનેક પ્રકારનુ સાંસારિક દુખાદિને પ્રતિપાદન કરનાર શાસ્ત્રોનુ શિક્ષણ પિતૃગૃહમા જ આપવુ તે સ્ત્રીને સુધારવામા કારણ છે શાસ્ત્રના બોધથી જેનુ ચારિત્ર્ય પવિત્ર થઈ ચૂક્યુ છે તે કોઈ પણ સ્થાનમા હોય તો પણ રક્ષિત જ છે તે પોતાને જ પોતાની રક્ષા કરી લે છે કોઈ અંધારી કોટડીમા વસ્ત્રથી લપેટીને રાખતા નથી શુ ? જેને ચારિત્ર્ય શિખવવામા આવ્યુ નથી તે કદાપિ રક્ષિત થતી નથી અને જેનામા પવિત્ર આચરણ છે તે પડદા વિના ખુલ્લી ફરવાથી પણ રક્ષિત જ છે એવુ ભગવાન્ રામચન્દ્રજી કહે છે —

રાવણને માર્યા બાદ સીતાજીને સ્નાનાદિ કરાવી ભૂષણાદિ વડે શોભિત કરી પાલખીમા બેસાડી રામચન્દ્રજીની પાસે લાવવામા આવતા હતા તે સમયે રામચન્દ્રજીની સેનાના વાનર તથા રીંછોના સમૂહ બહુ આતુરતાથી સીતાજીને દેખતા હતા ધક્કાધક્કી કરી સીતાજીની પાસે પહોંચવાને પ્રયત્ન કરતા હતા, તે સમયે સિપાઈ લોક તેમને હઠાવતા હતા તે જોઈ રામચન્દ્રજી કહે છે કે તે લોકને હઠાવવાનો પ્રયાસ વ્યર્થ છે કારણ કે—

न गृहाणि न वस्त्राणि न प्राकारस्तिरस्क्रिया ।
नेदृशा राजसत्कारा वृत्तमावरणं स्त्रिया ॥ वाल्मी.रा.यु.का.स.११६श्लो २७ ॥

અર્થ —ગૃહ, અથવા વસ્ત્ર, કિલ્લો, પડદો, અથવા આવી રીતે લોકોને હઠાવવા આદિ વ્યાપાર—એ કોઈ પણ સ્ત્રીઓના આવરણ(પડદા) રૂપ નથી એ તો જેવી રીતે રાજાને છત્ર ચામર આદિ સત્કાર રૂપ છે, તેવી રીતે કેવળ સત્કાર રૂપ છે અને સ્ત્રીઓનુ આવરણ તેમનુ ચારિત્ર્ય (સદાચાર) માત્ર છે કેમકે જાનકીજીએ કાંઇ પડદાના બળથી અથવા પહેરેદારોના બળથી રાક્ષસ લોકોના વચમા રહીને પોતાના ધર્મની રક્ષા કરી નથી, પરન્તુ ચારિત્ર્યના બળથી જ કરી છે

વળી કેટલાક રાજકુળાદિકમા સ્ત્રીઓને એવા પડદામા રહેવાનો રિવાજ છે તે સત્કાર રૂપ છે, તે કાંઇ ધર્મની રક્ષાને માટે નથી તેઓને પણ—

व्यसनेषु न कृच्छ्रेषु न युद्धेषु स्वयंवरे ।
न क्रतौ नो विवाहे वा दर्शनं दुष्यते स्त्रिया ॥ „ ॥ २८ ॥

અર્થ —વિપત્તિ સમયમા, વા રોગાદિ પીડા સમયમા, યુદ્ધના સમયમા (અર્થાત્ પતિની સાથે યુદ્ધમા ગઈ હોય તે સમયે), તથા સ્વયંવર સમયે, તથા યજ્ઞમા અર્થાત્ પતિની

સાથે બેસી યજ્ઞ કરતી વખતે, તથા વિવાહમાં સ્ત્રીઓનું દર્શન દોષનું કારણ નથી. (સ્વયંવર ત્રણ પ્રકારના પહેલાં કહેવામાં આવ્યા છે, અને વિવાહ બ્રાહ્માદિક્રમથી કહેવામાં આવ્યા છે. )

सैषा विपद्गता चैव कृच्छ्रेण च समन्विता ।
दर्शने नास्ति दोषोऽस्या मत्समीपे विशेषतः ॥ ,, ॥ २९ ॥

અર્થ :—આ સીતા આપત્તિને પ્રાપ્ત થઈ છે અને ક્ષુધા આદિથી બહુ પીડિત છે. વિશેષે કરીને હું તેનો પતિ સમીપમાં છું. તેથી તેના દર્શનમાં કોઇ દોષ નથી.

विसृज्य शिविकां तस्मात्पद्भ्यामेवापसर्पतु ।
समीपे मम वैदेही पश्यन्त्वेते वनौकसः ॥ ,, ॥ ३० ॥

અર્થ :—માટે પાલખીને છોડીને સીતા પગે ચાલીને મારી પાસે આવે. આ વનના રહેનાર વાનર, રીંછ, આદિ ભલે તેને દેખે.

આ પ્રમાણે ચારિત્ર્યથી સ્ત્રી રક્ષિત થાય છે, રસ્તામાં નિકળતાં કે ઘરમાં મોટા માણસોને દેખતાં જ કપડાથી મુખને ઢાંકવાથી સ્ત્રી રક્ષિત થતી નથી, એવો નિશ્ચય થાય છે. બાલ્યાવસ્થામાં સ્ત્રીઓને ચારિત્ર્ય શિખવવામાં આવતું નથી, પછી તરુણ અવસ્થામાં તેને પૂરી રાખી અથવા મારપીટ કરી અથવા અન્ય પ્રકારથી વશમાં રાખવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય પાપનો જ ભાગી થાય છે. અને તેને આ લોક તથા પરલોક બંને દુઃખનું જ કારણ થાય છે. વળી—

यो यथेष्टं कामयते स्त्री तस्य वशगा भवेत् ।
संधारणाल्लालनाच्च यथा याति वशं शिशुः ॥ शुक्र० नी० अ० ३-२५१ ॥

અર્થ :—જેમ સારી રીતે રાખવાથી તથા લાડથી બાળક વશમાં આવે છે, તેમ જે મનુષ્ય સ્ત્રીની યથેષ્ટ કામના કરે છે તેને સ્ત્રી વશ થઇ જાય છે. દંડ મારીને હાડકાં ભાગવાથી વશ થતી નથી. વળી—

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ म०स्मृ० अ० ९-२ ॥

અર્થ :—પતિ આદિએ સ્ત્રીને પોતાને વશ કરવી જોઈએ. અનિષિદ્ધ રૂપ રસ આદિમાં આસક્ત હોવા છતાં પણ સ્ત્રીઓને પોતાને વશ કરવી જોઈએ.

મનુસ્મૃતિના ૯ મા અધ્યાયના ૧૧ મા શ્લોકમાં ધનની સંભાળ રાખવામાં તથા ઘરનાં ઉપયોગી કાર્યોમાં તે ધનને ખર્ચવામાં પણ તેને નિયુક્ત કરવી જોઇએ એમ કહ્યું છે. અહીં તે જ અધ્યાયના બીજા શ્લોકમાં "અસ્વતન્ત્ર" પદનો અર્થ જ "વશમાં રાખવી" એવો કર્યો છે. મર્યાદાને છોડી ઉચ્છૃંખલ વ્યવહાર કરવો તેનું નામ સ્વતંત્રતા નથી. ઘરના દરેક કાર્યમાં છૂટ રાખવી તેનું નામ સ્વતંત્રતા છે. આ સ્વતન્ત્રતાથી સ્ત્રીને ઘરના કામમાં ચિન્તા લાગી રહે છે. તેથી તે સુધરે છે. ઉચ્છૃંખલતાથી ધર્મમાર્ગમાંથી નીચે પડે છે. તેથી તે કોઇને માટે પણ યોગ્ય નથી. સ્ત્રીઓને માટે તેનો વિશેષ કરીને નિષેધ કર્યો છે.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ म० स्मृ० अ० ९-३ ॥

અર્થ.—વિવાહ પહેલાં કુમારી અવસ્થામાં સ્ત્રીની રક્ષા તેનો પિતા કરે, વિવાહ પછી યુવાવસ્થામાં તેનો પતિ રક્ષા કરે, અને વૃદ્ધાવસ્થામાં પુત્રો તેની રક્ષા કરે. કોઈ અવસ્થામાં પણ સ્ત્રી સ્વતન્ત્ર થવાને યોગ્ય નથી, અર્થાત્ મર્યાદાને છોડીને સ્ત્રીને કદાપિ ઉચ્છૃંખલ થવું જોઇએ નહીં.

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन्पतिः ।
मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ,, ॥ ४ ॥

અર્થ:—યોગ્ય કાલમાં કન્યાનો વિવાહ નહીં કરનાર પિતા નિન્દાને પાત્ર થાય છે. અને વિવાહ પછી ઋતુગમનાદિ દ્વારા સ્ત્રીની રક્ષા નહીં કરનાર પતિ નિન્દાને પાત્ર થાય છે. અને પતિ મરી ગયા પછી માતાની રક્ષા ન કરનાર પુત્ર પણ નિન્દાને પાત્ર થાય છે. વળી—

सूक्ष्मेभ्योऽपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।
द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ,, ॥ ५ ॥

અર્થ:—સ્ત્રીઓમાં દુઃશીલ ઉત્પન્ન કરનાર પ્રસંગો (કુસંગ) ના લેશ માત્રથી પણ સ્ત્રીઓની વિશેષ કરીને રક્ષા કરવી જોઇએ. રક્ષા કરવામાં ઉપેક્ષા કરાયલી સ્ત્રી પતિ અને પિતા બંનેના કુલોને સન્તાપ પ્રાપ્ત કરાવે છે.

માટે સ્ત્રીને કદાપિ કુસંગ થવા પામે નહીં તેવી રીતે લાલન અને તાડન દ્વારા તેની રક્ષા કરવી જોઇએ.

लालनीया सदा भार्या ताडनीया तथैव च ।
ताडिता लालिता चैव स्त्री श्रीर्भवति नान्यथा ॥ शंख० स्मृ० अ० ४-१६ ॥

અર્થ:—પત્નીને હમેશાં લાલન તથા અપરાધ થતાં તાડન પણ કરવું જોઇએ, કેમકે એમ કરવાથી જ સ્ત્રી શ્રી અર્થાત્ લક્ષ્મી થાય છે, અન્ય પ્રકારે થઈ શકતી નથી. વળી—

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ म० स्मृ० अ० ९-१३ ॥

અર્થ:—દારૂ આદિ પીવું, દુર્જનનો સંસર્ગ કરવો, પતિને છોડીને બહુ દિવસ સુધી મોસાળ આદિમાં રહેવું, તથા આમ તેમ ફરતા રહેવું, સમય જોયા વિના સૂઈ જવું, તથા બીજાના ઘરમાં જઇને રહેવું—તે છ સ્ત્રીને દુરાચાર નામનો દોષ ઉત્પન્ન કરનાર છે. માટે તે દોષોથી સ્ત્રીઓની અવશ્ય રક્ષા કરવી જોઇએ.

દારૂ પીનાર પિતા અને પતિની પુત્રી અને સ્ત્રી પણ દારૂ પીવાનું શીખે તેમાં કાંઈ મુશ્કેલ વાત નથી. તેથી કન્યા હોય કે પુત્ર હોય—કોઇને પણ દુરાચારથી છોડાવવા હોય તો પ્રથમ પિતા, પતિ, આદિએ તે દોષથી મુક્ત થવું જોઇએ. પોતે દારૂ પીતા સતા સ્ત્રી પુત્ર આદિને તેનો નિષેધ કરવા છતાં કોઈ સાંભળે નહીં. પોતે વ્યભિચારી હોઇ સ્ત્રીને પતિવ્રતા ધર્મ સંભળાવવાથી કોઇ ફળ થાય નહી. જે પુરુષ પતિવ્રતા સ્ત્રીની ઇચ્છા રાખે છે તેને પોતાને સ્ત્રીવ્રત હોવું જોઇએ. સ્ત્રીવ્રતવાળા પતિનું જ શિક્ષણ સ્ત્રીને લાગે છે. પતિ દુરાચારી રહેવાથી તથા યોગ્ય રીતે સ્ત્રીની રક્ષા નહીં કરવાથી સ્ત્રીઓમાં વિકાર ઉત્પન્ન થાય છે.

विकुर्वाणाः स्त्रियो भर्तुरायुष्यधननाशिकाः ।

अनायासेन तास्तस्य ह्यन्यासक्ता भवन्ति हि ॥ वृ० पा० स्मृ० अ० ४-५३॥

અર્થ:—વિકારને પ્રાપ્ત થતાં સ્ત્રીઓ પતિના આયુ અને ધનનો નાશ કરે છે. સ્ત્રીઓ અનાયાસે અન્ય પુરુષમાં આસક્ત થાય છે. માટે સ્ત્રીઓની સર્વ પ્રકારે રક્ષા કરવી એ જ ઉપાય છે એમ પરાશરજી પણ કહે છે.

तस्मात्तदिच्छया कामी पुमान्स्वान्तं यथा स्त्रियाः ।

रक्षणीया अतस्तास्तु सर्वभावेन योषितः ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—માટે કામી પુરુષ સ્ત્રીઓના મન( स्वान्तम् )ને અનુકૂળ આચરણ કરે, તથા સર્વ પ્રકારે સ્ત્રીની રક્ષા કરે. મનુષ્ય જિતેન્દ્રિય હોય તો પોતાના સંયમના બલથી તથા ધર્મોપદેશના બલથી તથા પોતાના ધર્માચરણના બલથી સ્ત્રીને વશ રાખી શકે છે. કામી મનુષ્યનો ધર્મોપદેશ કોઇને લાગતો નથી. માટે તેણે સ્ત્રીની અનુકૂળતાથી જ રહેવું જોઇએ એવો મનુજીનો આશય છે.

विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ।

अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ म० स्मृ० अ० ९-७४ ॥

અર્થ:—સ્ત્રી શીલસ્વભાવવાળી હોવા છતાં પણ અન્નવસ્ત્રની તંગીથી પીડાતાં (कर्षिता), પતિ પાસે હોવા છતાં પણ તે બીજા પુરુષનો સંસર્ગ કરી લે છે. માટે કોઇ કાર્યવશાત્ દેશાન્તરમાં જવું પડે તો તે સ્ત્રીના ખાનપાન તથા વસ્ત્રનો બરાબર બન્દોબસ્ત કરીને જ જવું જોઇએ.

ઇક્ષુ અર્થાત્ શેરડી, તલ, શૂદ્ર, મૂર્ખ, સ્ત્રી, ઢોલ—એ સર્વ ખૂબ મારવાથી તથા મર્દન કરવાથી જ સારાં થાય છે. જેટલું જેટલું અધિક મર્દન કરવામાં આવે તેટલાં તેટલાં અધિક ગુણકારી થાય છે એમ કેટલાકનું વચન છે. પરન્તુ એ સર્વ વાત બુદ્ધિમાનોને બરાબર માન્ય થઇ શકતી નથી. એ વાત શાસ્ત્ર કે નીતિને અનુસાર નથી. કારણ જગત્માં જડ અને ચૈતન્ય એ બે પદાર્થ જુદા છે. તેમના સ્વભાવ પણ એક બીજાથી જુદા છે. ચૈતન્ય પદાર્થમાં બુદ્ધિ છે, જડમાં તે નથી. શેરડીમાંથી રસ કાઢવાને તથા તલમાંથી તેલ કાઢવાને માટે તેને કોલુ અને ઘાણીમાં જેટલા સારી રીતે પીલવામાં આવે તેટલો વિશેષ રસ તેમાંથી નિકળે. તેથી તેને બરાબર પીલવા જોઇએ. પરન્તુ એવી બુદ્ધિ પણ સદ્બુદ્ધિવાળા તથા દયાળુ ખેડુતની હોતી નથી. બુદ્ધિમાન્ ખેડુત એમ સમજે છે કે શેરડીનાં છોતરાં તથા તલનો ખોળ પશુ ખાશે. તેથી તેમાં પણ કંઇક રસ રહેવા દેવો જોઇએ. તેથી ખૂબ પીલવું તે બુદ્ધિ, કેવલ રસ અને તેલના લોભીની છે. તેવી રીતે શૂદ્ર, મૂર્ખ અને સ્ત્રીને પરતન્ત્ર બનાવીને ખૂબ મારપીટ કરીને કામ લઇ આપણો સ્વાર્થ પૂર્ણ કરવો તેવી બુદ્ધિ ધર્માત્માની નથી. તે પામર અને વિષયીની છે. ધર્માત્માની બુદ્ધિ એવી હોય છે કે એ સર્વની પાસેથી આપણે સેવા લેવાની છે, તેથી તેમને વશમાં રાખવાં જોઇએ એવો વિચાર કરીને તેમને દણ્ડનો ભય બનાવીને ઉપદેશ આપે છે. દણ્ડ દેવા છતાં પણ પ્રેમની સાથે તેમનું પાલન પોષણ પણ કરતા રહે છે. ભય ન હોય તો કોઇ પણ સન્માર્ગમાં ચાલશે નહીં. તેથી દણ્ડનો અર્થ કોઇ અધિકારી છે. જેનામાં બુદ્ધિ થોડી હોય તેને વિશેષ લાડ લડાવવાથી તે બગડે છે. માટે તેમને તાડન કરવાની પણ આવશ્યકતા હોય છે. શૂદ્રને શાસ્ત્રનું શિક્ષણ

નહીં હોવાથી તેનામાં વિવેક ન હોય. તેથી તેને લાડ લડાવતા રહે તો બગડી જશે. તેથી કાંઇક તાડનાની આવશ્યકતા છે. નહિંતો તે આજ્ઞા માનશે નહીં. તેવી રીતે મૂર્ખનું પણ છે. વિવેકશૂન્ય સ્ત્રીનું પણ તેમ જ છે. તેમને સ્વભાવથી વિવેક ઓછો હોવાથી તાડનની જરૂર છે. કેવલ લાડ માત્ર કરવાથી સુધરે નહીં. તુલસીદાસ આદિનો કહેવાનો એજ ભાવ છે. ઢોલ ઉપર હાથ ધસતા રહે તો શબ્દ નિકળતો નથી. પરન્તુ આંગળીઓની ચોટ લાગવાથી શબ્દ નિકળે છે. કેવલ આંગળીઓની ચોટ કામ લાગતી નથી, કંઇક લોટનો પિન્ડ પણ ઢોલના મુખમાં લગાવવો પડે છે. તેવી રીતે મૂર્ખોને ખવરાવવા પીવરાવવાથી તથા ભય બતાવવાથી તેઓ વશ થાય છે, અને કામ આપે છે. અને સ્ત્રીને તાડન તથા લાલન બંને કરવાથી વશમાં રહે છે, પશુને ખવરાવવાથી જ વશમાં આવે છે. એવો નીતિશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્રનો પણ સિદ્ધાન્ત છે. ક્રોધી મનુષ્યને ક્ષમાથી જ વશ કરી શકાય છે. તેની સામે અધિક ક્રોધ કરવાથી અથવા લઢવાથી તે વશ થતો નથી. તેવી રીતે દુર્જન મનુષ્યને સજ્જનતાથી જ વશ કરવો જોઇએ. અને લોભી મનુષ્યને ધનાદિ આપવાથી વશ કરી શકાય છે. અને મિથ્યાવાદીને સત્યથી જ વશ કરવો જોઇએ એવુ બુદ્ધ ભગવાન્‌નું કથન છે:—

अक्रोधेन जिने क्रोधं असाधुं साधुना जिने ।
जिने कदर्यं दानेन सच्चेनालीकवादिनम् ॥ धम्मपद स० ३–१७ ॥

અર્થ:—ક્રોધીને ક્ષમાથી જીતવો, દુર્જનને સજ્જનતાથી જીતવો, લોભીને ધનાદિ આપીને જીતવો, અને મિથ્યાભાષણ કરનારને સત્યથી જ જીતવો.

દરેક પ્રાણીને વશ કરવાને માટે સામ અને દાનનો જ પહેલો પ્રયોગ કરવો ઉચિત છે. દણ્ડ તો અગત્યાગતિ છે.

સ્ત્રી પુત્ર સેવકાદિ આશ્રિત છે. તેમને નિરુપાયે જ દણ્ડનો પ્રયોગ થઈ શકે છે. તે પણ અત્યન્ત લઘુ દણ્ડ દેવો યોગ્ય છે. અધિક દણ્ડ દેવાથી તે રાજદંડનો પણ ભાગી થાય છે, એમ પહેલાં કહી ગયા છીએ. તેથી સ્ત્રી શૂદ્રાદિક દંડના જ ભાગી છે એવુ કથન અસંબદ્ધ છે. તે શાસ્ત્ર સિદ્ધાન્ત નથી.

પ્રેમથી તથા લાલનથી તથા પોષણ કરવાથી સ્ત્રી પણ સર્વ પ્રકારે વશ થઇ શકે છે. કોઈ ખાસ કુલટા સ્વભાવવાળી સ્ત્રી બાલ્યાવસ્થાના શિક્ષણદોષથી નીતિમાર્ગનો પરિત્યાગ કરીને ચાલતી હોય તો તેનો પરિત્યાગ કરવો તે પણ શાસ્ત્રને સમ્મત છે. પ્રેમથી તથા પાલન પોષણથી તથા લાલનથી ક્રૂર હિંસક પશુ પણ વશ થાય છે. જો મનુષ્ય થઇને વશમાં ન આવે તો તેનો પરિત્યાગ કરવામાં દોષ નથી.

ઇતિ સ્ત્રીઓને વશમાં રાખવાના ઉપાયનું વિવેચન અ. ૧૨ સર્ગ. ૧૦ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૧૧.

---

### ત્યાગ કરવા યોગ્ય સ્ત્રી તથા પતિ સંબંધી વિવેચન.

પૂર્વ સર્ગમાં સ્ત્રીઓને વશ કરવાના શાસ્ત્રોક્ત ઉપાયો બતાવીને આ સર્ગમાં ત્યાગ કરવા યોગ્ય સ્ત્રી તથા પતિ સંબંધી વિચાર કરવામાં આવે છે.

विधिवत्प्रतिगृह्यापि त्यजेत्कन्यां विगर्हिताम् ।
व्याधितां विप्रदुष्टां वा छद्मना चोपपादिताम् ॥ म०स्मृ० अ० ९ श्लो०७२ ॥

અર્થ:—જે કન્યાનો જલ તથા વાણીથી પ્રતિગ્રહ કર્યો છે અર્થાત્ સ્વીકાર કર્યો છે તે, કન્યાને સપ્તપદી પહેલાં નિન્દિત અથવા રોગવાળી અથવા દૂષિત અર્થાત્ ક્ષતયોનિ ઇત્યાદિ દોષથી યુક્ત તથા કન્યાનાં હીનાંગત્વાદિ લક્ષણોને છુપાવીને દીધી હોય, એમ જાણવામાં આવે તો તેનો પરિત્યાગ કરવામાં દોષ નથી. સપ્તપદી થઈ ગયા પછી તેનો ત્યાગ કરી શકતા નથી. વળી—

यस्तु दोषवतीं कन्यामनाख्यायोपपादयेत् ।
तस्य तद् वितथं कुर्यात्कन्यादातुर्दुरात्मनः ॥ „ ॥ ७३ ॥

અર્થ:—જે મનુષ્ય દોષવાળી કન્યાના દોષ છુપાવીને તેને આપે છે, તે દુરાત્માના કન્યાદાનના દાનને વ્યર્થ કરવું જોઈએ. અર્થાત્ કન્યા તેને પાછી આપવી જોઈએ.

संवत्सरं प्रतीक्षेत द्विषन्तीं योषितं पतिः ।
ऊर्ध्वं संवत्सरात्त्वेनां दायं हृत्वा न संवसेत् ॥ „ ॥ ७७ ॥

અર્થ:—પતિ ઉપર દ્વેષ કરનારી સ્ત્રીની એક વર્ષ પર્યન્ત રાહ જોઈને અર્થાત્ ઉપદેશથી કે પ્રેમથી તથા માન સત્કાર કરવા છતાં અને સમઝાવ્યા છતાં પણ જો તે ન સુધરે તો તેને આપેલાં ભૂષણ આદિક પાછાં લઈને તેની સાથે સમાગમ કરવો છોડી દે. કેવલ ભોજન અને વસ્ત્ર માત્ર આપે. અને ફરી વિવાહ કરે.

सुरापी व्याधिता धूर्ता वन्ध्या ह्यर्थघ्न्यप्रियंवदा ।
स्त्रीप्रसूश्चाधिवेत्तव्या पुरुषद्वेषिणी तथा ॥

અર્થ:—દારૂ પીનારી, બહુ કાલની રોગી, ધૂર્તપ્રકૃતિવાળી, વન્ધ્યા, ધનનો નાશ કરનારી (ઘ્ની), પતિની સાથે નિષ્ઠુર વાણી બોલનારી(अप्रियंवदा), તથા જે સ્ત્રી પુત્રીને જ ઉત્પન્ન કરતી હોય (स्त्रीप्रसूः) તથા પુરુષ ઉપર દ્વેષ કરનારી હોય અર્થાત્ સર્વ કાર્યમાં અહિત કરનારી હોય તે સર્વ અધિવેત્તવ્યા અર્થાત્ તેના ઉપર બીજો વિવાહ કરવા યોગ્ય છે.

अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्तमेव वा ।
सा त्रीन्मासान्परित्याज्या विभूषणपरिच्छदा ॥ म. स्मृ. अ. ९–७८ ॥

અર્થ:—જે સ્ત્રી જુગાર આદિ પ્રમાદવાળા, મદ્ય આદિથી મત્ત અથવા રોગી પતિનો અનાદર કરે છે, તેનાં ભૂષણાદિ લઈ લઈને ત્રણ માસ પછી તેની સાથેના સમાગમનો પરિત્યાગ કરે અને તેને ભોજન તથા વસ્ત્ર માત્ર આપે. પરન્તુ—

उन्मत्तं पतितं क्लीबमबीजं पापरोगिणम् ।
न त्यागोऽस्ति द्विषन्त्याश्च न च दायापवर्तनम् ॥ „ ॥ ७९ ॥

અર્થ—ઉન્મત(ગાંડા), પતિત, નપુંસક, વીર્યરહિત, અને કુષ્ઠાદિ પાપ રોગવાળા પતિ ઉપર દ્વેષ કરનારી સ્ત્રીનો ત્યાગ કરી શકાતો નથી, તેમજ તેનાં ભૂષણાદિ પણ પાછાં લઈ શકતા નથી.

मद्यपाऽसाधुवृत्ता च प्रतिकूला च या भवेत् ।
व्याधिता वाधिवेत्तव्या हिंस्रार्थघ्नी च सर्वदा ॥ ,, ॥ ८० ॥

અર્થઃ—જે સ્ત્રી નિષિદ્ધ મદ્યપાન કરનારી હોય, સદાચાર રહિત હોય, પતિને પ્રતિકૂલ આચરણ કરતી હોય, ભૃત્યાદિને તાડન કરવામાં સ્વભાવવાળી હોય [हिंस्रा] કુષ્ઠાદિ વ્યાધિવાળી હોય, અને હંમેશાં ધનનો નાશ કરનારી હોય, તે અધિવેત્તવ્ય છે અર્થાત્ તેના ઉપર બીજી સ્ત્રી કરવી યોગ્ય છે.

वन्ध्याऽष्टमेऽधिवेद्याऽब्दे दशमे तु मृतप्रजा ।
एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥ ,, ॥ ८१ ॥

અર્થઃ—જો સ્ત્રી વન્ધ્યા હોય અર્થાત્ પ્રથમ ઋતુથી લઇ આઠ વર્ષ સુધી તેને સન્તાન ન થાય (પ્રસૂતા ન થાય) તો આઠમા વર્ષમાં બીજો વિવાહ કરે. અને જે સ્ત્રીનાં સર્વ સન્તાન મરી જતાં હોય તેને દશમુ વર્ષ થયે બીજો વિવાહ કરવો યોગ્ય છે. વળી સ્ત્રીને જો પુત્રી માત્ર ઉત્પન્ન થતી હોય તો ૧૧મા વર્ષ બીજો વિવાહ કરે પરન્તુ સ્ત્રી જો પતિનું અપ્રિય બોલનારી હોય તો તે તરત જ બીજો વિવાહ કરી શકે છે. અને અપ્રિય બોલનારી સ્ત્રી પુત્રવતી હોય તો બીજો વિવાહ કરી શકતો નથી, કારણકે વિવાહના પ્રયોજન રૂપ પુત્ર થઇ ચૂક્યો છે. તેથી બીજો વિવાહ કરવાની મના છે:—

धर्मप्रजासंपन्ने दारे नान्यां कुर्वीत ॥

आप० ध० सू० प्र० २ पट० ५, ख० ११. सू० १२ ॥

અર્થઃ—શ્રુતિ તથા સ્મૃતિમાં બતાવેલા કર્મમાં જે શ્રદ્ધા તથા ભક્તિ છે તેને **ધર્મસંપત્તિ** કહે છે. અને પુત્ર વાળા થવું તેને **પ્રજાસંપત્તિ** કહે છે. તેથી વૈદિક કર્મમાં શ્રદ્ધાવાળી તથા પુત્રવાળી પત્ની ઉપર બીજી પત્ની કરી શકતો નથી. અર્થાત્ અપ્રિયભાષિણી હોવા છતાં પણ જો વૈદિક ધર્મમાં શ્રદ્ધારૂપ ગુણ તથા પુત્ર એ બને હોય તો ફરી વિવાહ કરી શકતો નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

अप्रजां दशमे वर्षे स्त्रीप्रजां द्वादशे त्यजेत् ।
मृतप्रजां पञ्चदशे सद्यस्त्वप्रियवादिनीम् ॥ बोधा०स्मृ०प्रश्न०२अ०२–६५ ॥

અર્થઃ—વન્ધ્યાનો દશમે વર્ષે, જે સ્ત્રીને પુત્રી જ ઉત્પન્ન થતી હોય તેનો ૧૨ મે વર્ષે, જેનાં સન્તાન સર્વ મરી જતાં હોય તેનો ૧૫ મે વર્ષે ત્યાગ કરીને બીજો વિવાહ કરી શકે છે એવો બોધાયનનો મત છે, પરન્તુ અષ્ટમ આદિ વર્ષ પહેલાં બીજો વિવાહ કરી શકે નહી. અને અપ્રિય બોલનારી સ્ત્રીનો તરત જ ત્યાગ કરી શકે છે.

या रोगिणी स्यात्तु हिता संपन्ना चैव शीलतः ।
सानुज्ञाप्याऽधिवेत्तव्या नावमान्या च कर्हिचित् ॥ म. स्मृ. अ. ९–८२ ॥

અર્થઃ—પત્ની રોગિણી હોય, તથાપિ પતિને અનુકૂલ અને શીલવાળી હોય તો તે પત્નીની આજ્ઞા લઇને બીજો વિવાહ કરી શકે છે. પરન્તુ તે કદાપિ અપમાન કરવા યોગ્ય નથી. અને—

अधिविन्ना तु या नारी निर्गच्छेद्रुषिता गृहात् ।
सा सद्यः संनिरोद्धव्या त्याज्या वा कुलसंनिधौ ॥ ,, ॥ ८३ ॥

અર્થઃ—પ્રથમની પત્નીના યોગ્ય દોષને કારણે તેના ઉપર પતિ બીજી સ્ત્રી કરે અને તેથી પહેલી સ્ત્રી ક્રોધથી ઘરમાંથી નિકળી ચાલી જાય તો તેનો ક્રોધ શાન્ત થતા સુધી તેને બાંધી રાખવી અથવા તેના પિતા આદિના કુળમાં લઇ જઇને છોડી દેવી.

प्रतिपिद्धाऽपि चेद्या तु मद्यमभ्युदयेप्वपि ।

प्रेक्षासमाजं गच्छेद्वा सा दण्ड्या कृष्णलानि पट् ॥ „ ॥ ८४ ॥

અર્થ.—જે સ્ત્રી વિવાહાદિ ઉત્સવ(અભ્યુદય)માં પતિ આદિના નિષેધને પણ ન માનતાં મદ્ય પીએ છે, અથવા નાચ વગેરે થતો હોય તેવા જનસમૂહમાં જાય છે, તેનો રાજાએ છ કૃષ્ણલ દણ્ડ કરવો જોઈએ. (છ રતિ સુવર્ણને કૃષ્ણલ કહે છે.)

विप्रदुष्टां स्त्रियं भर्ता निरुन्ध्यादेकवेश्मनि ।

यत्पुंसः परदारेपु तच्चैनां चारयेद्व्रतम् ॥ म० स्मृ० अ० ११–१७६ ॥

અર્થઃ—પતિને ઉચિત છે કે વ્યભિચારિણી સ્ત્રીને એક ઘરમાં બંધ કરીને રાખે. અને પરસ્ત્રી સાથે ગમન કરનાર પુરુષને માટે જે પ્રાયશ્ચિત્ત કહ્યું છે તેજ પ્રાયશ્ચિત તેની પાસે કરાવે.

सा चेत्पुनः प्रदुष्येत्तु सदृशेनोपयन्त्रिता ॥

कृच्छ्रं चान्द्रायणं चैव तदस्याः पावनं स्मृतम् ॥ „ ॥ १७७ ॥

અર્થઃ—જો તે પોતાની જાતિના પુરુષની સાથે ફરીથી વ્યભિચાર કરે તો તેની શુદ્ધિને માટે તેની પાસે કૃચ્છ્ર અને ચાન્દ્રાયણ વ્રત કરાવે.

हृताधिकारां मलिनां पिण्डमात्रोपजीविनीम् ।

परिभूतामधःशय्यां वासयेद्व्यभिचारिणीम् ॥ याज्ञ० स्मृ० अ० १–७० ॥

અર્થઃ—વ્યભિચારિણી સ્ત્રીને ગૃહના સર્વ અધિકારોથી દૂર કરીને મલિન વસ્ત્ર પહેરાવીને કેવલ જીવનના નિર્વાહને યોગ્ય ભોજન આપીને અનાદર સહિત હમેશાં ભૂમિ ઉપર સુવરાવે.

सोमः शौचं ददौ स्त्रीणां गन्धर्वश्च शुभां गिरम् ।

पावकः सर्वमेध्यत्वं मेध्या वै योपितो ह्यतः ॥ याज्ञ० स्मृ० अ० १–७१ ॥

અર્થઃ— ચન્દ્રમાએ સ્ત્રીઓને શૌચ, ગન્ધર્વે મધુર વાણી, અને અગ્નિએ સર્વ પ્રકારની પવિત્રતા આપી છે. તે કારણથી સ્ત્રી પવિત્ર છે અર્થાત્ યજ્ઞને માટે યોગ્ય છે.

व्यभिचार ऋतौ शुद्धिर्गर्भे त्यागो विधीयते ।

गर्भभर्तृवधे चासां तथा महति पातके ॥ „ ॥ ७२ ॥

અર્થઃ—કોઈ સ્ત્રી મનથી કોઈની સાથે વ્યભિચાર કરે તો તે રજસ્વલા થતાં શુદ્ધ થાય છે. કારણ "रजसा स्त्री मनोदुष्टा" અર્થાત્ જેનું મન દોષયુક્ત થયું છે એટલે કે પર પુરુષની સાથે સમાગમ કરવાનો મનથી જેણે સંકલ્પ કર્યો છે તે સ્ત્રી રજોદર્શનથી પવિત્ર થાય છે, તેથી રજોદર્શન પહેલાં તેની સ્ત્રીની સાથે વ્યવહાર રાખવો યોગ્ય નથી, અને જો રજોદર્શન પહેલાં વ્યવહાર કરવો હોય તો પ્રાયશ્ચિત્ત કરાવવું જોઈએ. વળી દ્વિજાતિની સ્ત્રી શૂદ્રની સાથે સમાગમ કરીને ગર્ભિણી થાય તો તેનો પરિત્યાગ કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે. તેવી રીતે પોતાના ગર્ભનો નાશ કરે તથા પતિનો વધ કરે તથા બ્રહ્મહત્યા આદિ મહાપાતક કરે તો તેના ત્યાગનું વિધાન કર્યું છે.

**ब्राह्मणक्षत्रियविशां स्त्रियः शूद्रेण संगताः ।**
**अप्रजाता विशुद्धयन्ति प्रायश्चित्तेन नेतराः ॥** वसि० स्मृ० अ० २१–१४ ॥

અર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિની સ્ત્રી શૂદ્રની સાથે સમાગમ કરવાથી ગર્ભવતી ન થઇ હોય તો પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય છે. પરન્તુ ગર્ભવતી થાય તો તેનો ત્યાગ કરવા યોગ્ય છે.

**चतस्रस्तु परित्याज्याः शिष्यगा गुरुगा च या ।**
**पतिघ्नी च विशेषेण जुङ्गितोपगता च या ॥** ,, ॥ ११ ॥

અર્થ:—પતિના શિષ્યની સાથે ગમન કરનારી, તથા પિતા અથવા ગુરુની સાથે ગમન કરનારી, તથા વિશેષ કરીને પતિને મારનારી, તથા પ્રતિલોમ જાતિના ચમાર આદિ(**जुङ्गित**)ની સાથે ગમન કરનારી—એ ચારે પરિત્યાગ કરવા યોગ્ય છે.

વ્યભિચારિણી સ્ત્રીને એક ઘરમાં બંધ કરીને રાખે એમ પહેલાં મનુસ્મૃતિના ૧૧ મા અધ્યાયના ૧૭૬ મા શ્લોકમાં નિયમ કહ્યો છે. તેથી આ શ્લોકમાં ત્યાગ શબ્દનો અર્થ અહીં તેની સાથે ધર્મકાર્ય ન કરવું તથા સમાગમનો પરિત્યાગ કરવો ઇત્યાદિ છે. ઘરમાંથી કાઢી મૂકવી એવો પરિત્યાગનો અર્થ નથી એવો મિતાક્ષરામાં તથા અપરાદિત્ય વ્યાખ્યામાં પણ નિર્ણય કર્યો છે.

**एतदेव विधिं कुर्याद्योषित्सु पतितास्वपि ।**
**वस्त्रान्नपानं देयं तु वसेयुश्च गृहान्तिके ॥** म० स्मृ० अ० ११–१८९ ॥

અર્થ :—પતિત સ્ત્રીને માટે પણ, તેના પતિત પતિ માટે જે પ્રાયશ્ચિત્ત હોય, તે જ પ્રાયશ્ચિત્ત કરવાનું વિધાન છે. તેમનો ત્યાગ કરવાનો હોય તો તેમને અન્ન વસ્ત્ર આપવું અને ઘરની સમીપમાં રહેવાનું સ્થાન આપવું.

સ્ત્રીઓમાં કેટલીક લક્ષ્મીનો અંશ હોય છે, અને કેટલીક અપ્સરા આદિનો અંશ હોય છે, અને કોઈ દુષ્ટ કુળમાં ઉત્પન્ન થયેલી પણ હોય છે. લોક સામાન્ય રીતે સ્ત્રી માત્રને દુષ્ટ સ્વભાવ વાળી કહે છે. પરન્તુ તે બરાબર નથી.

**न वत्स दुष्टाः सर्वाश्च योषितः कमलाकलाः ।**
**स्वर्वेश्यांशाश्च कुलटा असद्वंशसमुद्भवाः ॥** ब्र. वै. पु. प्र. ख. अ. २४–१२ ॥

અર્થ :—હે વત્સ ! લક્ષ્મીની કલા રૂપ સ્ત્રી સર્વે દુષ્ટ સ્વભાવ વાળી હોતી નથી. સ્વર્ગ લોકમાં રહેનારી વેશ્યાઓના અંશ રૂપ સ્ત્રી તથા કેટલીક દુષ્ટ કુલમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી દુરાચારિણી હોય છે. બાકી કોઈ દુષ્ટ સ્વભાવ વાળી હોતી નથી. એ સ્વર્ગની વેશ્યાના અંશ રૂપ તથા દુષ્ટ કુલમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓને લક્ષ્ય કરીને મનુસ્મૃતિમાં પણ સ્ત્રીઓના સ્વભાવના દોષોને બતાવ્યા છે.

**नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ।**
**सुरूपं वा विरूपं वा पुमानित्येव भुञ्जते ॥** म० स्मृ० अ० ९–१४ ॥

અર્થ :—આવી સ્ત્રીઓ પુરુષના સુન્દર રૂપ કે કુરૂપનો વિચાર કરતી નથી, તેમ તેની

યુવાવસ્થા આદિ અવસ્થાનો પણુ વિચાર કરતી નથી "પુરુષ છે" એટલો માત્ર વિચાર કરીને તેઓ સમાગમ કરે છે

पौंश्चल्याच्चलचित्तत्वान्नैस्स्नेह्याच्च स्वभावतः ।
रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥ ,, ॥ १५ ॥

અર્થ —પુરુષનુ દર્શન થવાથી સમાગમની ઇચ્છા થવાથી (पौंश्चल्य), તથા ચિત્તમા સ્થિરતાનો અભાવ હોવાથી (चलचित्तत्व), તથા સ્વભાવથી જ સ્નેહ રહિત હોવાથી (नैस्नेह्य), આ લોકમા સ્ત્રીનુ વિશેષ યત્ન કરીને રક્ષણુ કરવા છતા પણુ તે પતિ ઉપર પ્રેમ કરતી નથી

માટે સ્ત્રીઓના મનમા પતિ ઉપર પ્રેમ વગેરે ઉત્પન્ન કરવાને માટે તેમને સર્વ પ્રકારે સુરક્ષિત કરવી તે જ ઉપાય છે.

ઇતિ ધર્મ પ્રક૦ ૩ અન્તર્ગત ત્યાગ કરવા યોગ્ય સ્ત્રી આદિ વિવેચન
અ૦ ૧૨ સર્ગ ૧૧ સમાપ્ત.

ઇતિ પરમહંસ સંન્યાસી સ્વામી શ્રી રામાનન્દજી યતિવર શિષ્ય
સ્વામી શ્રીમાધવાનન્દજી વિરચિત
"વેદાર્થચિન્તામણિ" ભાગ ૧ સમાપ્ત.



# શુદ્ધિપત્રક

આ શુદ્ધિપત્રક શ્લોક, મંત્ર, સૂત્રનું છે. પહેલા સંસ્કૃત શ્લોકથી લીટીઓ ગણવાની છે, ગુજરાતીની નહિ.

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ભૂમિકા | ૨/૩ | दाप | दोप |
| ૬ | ૨ | तन्नाऽस्तु | तन्नोऽस्तु |
| ૭ | ૪ | क्रुद्ध | क्रुद्धः |
| ૭ | ૫ | शिष्टाचारः | शिष्टाचारं |
| ૧૧ | ૨ | क्राध | क्रोध |
| ૧૧ | ૩ | कौन्तेयः | कौन्तेय |
| ૧૧ | ૩ | विमुक्त | विमुक्त |
| ૧૩ | ૨ | पति नृ | पतिर्नृ |
| ૧૩ | ૫ | भ्रा तं | भ्रान्तं |
| ૧૩ | ૮ | जम्भसि | जृम्भसि |
| ૧૪ | ૮ | संताप | संतोप |
| ૧૪ | ૧૨ | यो हि | हि |
| ૧૪ | ૧૩ | य | यः |
| ૧૫ | ૨ | वजिता | वर्जिता |
| ૧૫ | ૫ | भवतु | भवति |
| ૧૫ | ૭ | संपदं | संपदस्त |
| ૨૦ | ૫ | चुचुक | चिबुक |
| ૨૪ | ૩ | स्वमेव | स्वयमेव |
| ૨૪ | ૪ | दोपरा | दोपैरा |
| ૨૪ | ૮ | सन्मानं | सम्मानं |
| ૨૮ | ૧ | देव | दैव |
| ૨૮ | ૨ | विद्धान् | विद्वान् |
| ૨૮ | ૨ | शिक्षन् | शिक्षं |
| ૨૮ | ૭ | वर्ण्णय | वार्ण्णय |
| ૨૯ | ૭ | गुरुनपि | गुरूनपि |
| ૩૦ | ૧૩ | कुतो | कुतो |
| ૩૧ | ૧ | शक्नाति | शक्नोति |
| ૩૨ | ૪ | श्रेष्ठानपा | श्रेष्ठानपो |
| ૩૩ | ૬ | परोहन्ति | प्ररोहन्ति |
| ૩૬ | ૭ | दारा | दारा |
| ૪૬ | ૧ | शूलपाणी | शूलपाणि |
| ૪૯ | ९ | मानसे | मनसे |
| ૫૦ | ૭ | चाण्डाल | चण्डाल |
| ૫૫ | ૪ | हेतुर्कर्मास्य | हेतुः कर्मास्य |
| ૬૯ | ૯ | फोंकां | फेका |
| ૬૯ | ૯ | जनःप्रियः | जनप्रिय. |
| ૮૧ | ૫ | विनाशनी | विनाशिनी |
| ૮૫ | ૧૪ | ऽनुगणिका | नुगणिका |
| ૮૫ | ૭ | निजवपुः | निजवपुर्ल |
| ૯૧ | ૩ | अवितयं | अवितथं |
| ૯૩ | ૩ | पातुथ्थ | मातुथ्थ |
| ૯૭ | ૧ | हिंसो | हिंसो |
| ૧૦૦ | ૮ | विप्रेन्द्रा | विप्रेन्द्रा |
| ૧૦૩ | ૬ | जलचौर्यं | जलचौर्य |
| ૧૦૫ | ૧ | भुङ्क्ते | भुङ्क्ते |
| ૧૧૨ | ૧ | चारनृतं | चारमनृत |
| ૧૧૩ | ૭ | स्य | यस्य |
| ૧૧૩ | ૧૦ | पाथिवः | पार्थिवः |
| ૧૧૯ | ૧૧ | पुरां | पुरीं |
| ૧૨૦ | ૫ | परपालनम् | परिपालनम् |
| ૧૩૧ | ૯ | स्वस्था | स्वस्थो |
| ૧૪૨ | ૧ | तता | ततो |
| ૧૪૬ | ૧ | निर्गुणा | निर्गुणो |
| ૧૪૮ | ૮ | धनञय | धनञयः |
| ૧૫૧ | ૪ | लक्ष्मी | लक्ष्मी |
| ૧૫૨ | ૧ | मिथा | मितो |
| ૧૫૨ | ૨ | निर्दिष्ट | प्रदिष्ट |
| ૧૫૨ | ૮ | सेनानोम् | सेनान्य |
| ૧૫૩ | ૮ | विपरीतवृते | विपरीतवृते. |
| ૧૫૩ | ૮ | मलामसै | मलीमसै |
| ૧૭૭ | ૫ | पाडयत | पोंडयत |

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| १८० | ५ | गुणान् | गुणा |
| १८० | १० | जनपद्स्यार्थं | जनपद्स्यार्थे |
| १८२ | ८ | निष्कारण | निष्कारणमेव |
| १८४ | १० | भिपितो | भीपितो |
| १८६ | २ | दुश्छिन्ना | दुश्छिन्नो |
| २०३ | ? | दूपयत्मानो | दूपयत्यात्मनो |
| २०३ | ५ | शढ | शठ |
| २०६ | १ | श्रतम् | श्रुतम् |
| २०६ | १२ | तादृशः | स्तादृशः |
| २०८ | ४ | धृतात्मनाम् | धृतात्मनाम् |
| २१० | १ | संग्रामिकीं | सांग्रामिकीं |
| २११ | ६ | नृपतिर | नृपतीतिर |
| २११ | ६ | रूप | रूपा |
| २११ | १० | बुद्धया | बुद्ध्या |
| २१२ | १ | देवा | देवाः |
| २१२ | १ | क्रुद्धाः | क्षुधा |
| २१२ | २ | विश्लेयन्ति | विश्लेपयन्ति |
| २१४ | ४ | वे. | वै |
| २१६ | ५ | राजन्यश्च | राजन् यश्च |
| २२१ | १० | बुयात् | ब्रूयात् |
| २२३ | ५ | विप्राः | विप्रा |
| २३१ | २ | मातुरुधः | मातुरन्धः |
| २३३ | २ | निकृतप्रिया | निकृतिप्रिया |
| २४९ | ३ | लक्ष्मीचलाः | लक्ष्मीश्चलाः |
| २५९ | १ | धर्मा | धर्मान् |
| २६० | १४ | जिज्ञासमानाना | जिज्ञासमानानां |
| २६८ | ७ | ब्रोह्मणा | ब्राह्मणो |
| २६८ | १२ | कर्नुंपु | कर्तृपु |
| २७७ | २ | कथिता. | कथिता |
| २७७ | १३ | दुवचनयोगाः | दुर्वचनयोगाः |
| २७९ | १७ | वनायकी | वैनायिकी |
| ३३१ | १ | बहुश्रु म् | बहुश्रुतम्. |
| ३३१ | २ | विचारयन | विचारयन् |
| ३३२ | ६ | स्ट | स्मृ |
| ३३३ | २ | भ्रणहा | भ्रूणहा |
| ३३३ | ४ | स्यादह | स्यादिह |
| ३३५ | ४ | नित्य | नित्यं |
| ३३५ | १० | छोण्डिकाश्च | छौण्डिकाँश्च |
| ३४८ | १ | यश | यशः |
| ३५१ | २ | अः | अयुः |
| ३५१ | ८ | श्रति | श्रुति |
| ३५१ | ३ | बलिवर्दा | बलीवर्दा. |
| ३५४ | ४ | वदन्ते | वदन्ति |
| ३५४ | १६ | कोर्जि | कीर्ति |
| ३६२ | ३ | यथाविधि | यथावधि |
| ३६२ | १२ | पुरुखा | पुरूखा |
| ३६३ | २ | पण्डितश्च | पण्डितश्च |
| ३६५ | ७ | विरुद्धाके | विरुद्धाः के |
| ३७७ | ३ | गुणव | गुणवत् |
| ३७८ | १४ | महद् | मह्रा |
| ३८७ | ५ | मादार्यं | मौदार्यं |
| ४०० | १ | गधं | गन्ध |
| ४०४ | ३ | त्रिपत् | त्रिंशत् |
| ४०६ | १ | मद्रोः | मद्रो |
| ४१९ | २ | नाग्न | नाग्नि |
| ४२२ | २ | कृपिरेव | कृपिमेव |
| ४१४ | ७ | यायग्द्व्यूहेन | यायाद् व्यूहेन |
| ४१४ | १० | प्रकल्पयेत् | प्रकल्पयेत् |
| ४२६ | ७ | मा मा भेरिति | मामाभीरिति |
| ४२७ | ७ | तृस्राणः | तूस्राणं |
| ४३३ | ६ | कुशितो | कुपितो |
| ४३४ | ४ | पिचमन्दयोः | पिचुमन्दयोः |
| ४३६ | ५ | कवचित् | क्वचित् |
| ४३६ | ११ | युपां | यूपां |
| ४२६ | १४ | पुलीनां | पुलिनां |
| ४३९ | २ | शरद्धेमन्त | शरद्धेमन्त |
| ४३९ | ४ | कृपावृत्याद्य | कृपावुत्पाद्य |
| ४४४ | ५ | कूलरूपा | कुलरूपा |
| ४४४ | ८ | चक्षुरोग | चक्षूरोग |
| ४५६ | ११ | क्रौर | चौर |
| ४५८ | ८ | वागुरावृतिम् | वागुरावृत्तिम् |
| ४६२ | १५ | कर्तारिः | कर्तारः |

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૬૫ | ૫ | पोल्कसम् | पुल्कसम् |
| ૪૬૫ | ૭ | कुमारीन्ताः | कुमार्यन्ताः |
| ૪૬૯ | ૧ | सूरिभ | सूरिभिः |
| ૪૬૯ | ૪ | रूपस्पृष्टं | रुपस्पृष्टं |
| ૪૭૬ | ૩ | मौञ्ञा | मौञ्जी |
| ૪૮૧ | ૧ | स्नानता | स्नातको |
| ૪૮૧ | ૨ | व्रात्यः | व्रात्यो |
| ૪૮૧ | ૨ | कृण्छुचिः | कृच्छुचिः |
| ૪૮૧ | ૯ | नृणां | नृणां |
| ૪૮૨ | ૪ | गुरवेऽनोयात् | गुरवेऽश्नोयात् |
| ૪૮૨ | ૫ | अनिन्द्येष्वात्म | अनिन्द्येष्वात्म |
| ૪૮૩ | ૧૦ | भिक्षचरण | भैक्षचरण |
| ૪૮૪ | ૧૧ | भ्यञ्जनं | भ्यञ्जनं |
| ૪૮૬ | ૧૪ | भास्यतामिति | आस्यतामिति |
| ૪૮૭ | ૧૨ | तताऽन्यतः | ततोऽन्यत· |
| ૪૮૮ | ૧૨ | दीशस्त्वपि | दिशस्त्वपि |
| ૪૯૩ | ૪ | स्प्रष्टव्यो | स्पृष्टव्यो |
| ૫૦૧ | ૧૦ | श्वपचा | श्वपचाः |
| ૫૦૭ | ૭ | तल्यम् | तुल्यम् |
| ૫૦૮ | ૫ | स्थितेः | स्थिते |
| ૫૧૩ | ૧૨ | वृक्षक्ष | वृक्षर्क्ष |
| ૫૧૭ | ૪ | पिवति | पिवन्ति |
| ૫૧૮ | ૮ | तृतोयाः | तृतीयो |
| ૫૨૧ | ૫ | चाल्या | चाला |
| ૫૩૭ | ૮ | वैः | वँ |
| ૫૫૭ | ૯ | विवेव्या | विवेत्तव्या |

